# નિવેદન

જુદા જુદા સંતોના પ્રસિદ્ધ થયેલા અનેક ભજનસંગ્રહોમાંથી ખાસ પસંદ કરેલાં ભક્તિ, સદાચાર, ત્યાગ, જ્ઞાન, વૈરાગ્ય, ઈશ્વર-પ્રેમ, નીતિ, ધર્મ, ઇત્યાદિ વિષયોમાં માર્ગદર્શન કરાવતાં સંત-કવિઓનાં ભજનોનો એક મોટો સંગ્રહ સં. ૨૦૧૪માં પ્રસિદ્ધ થયો હતો. તે ખલાસ થતાં સુધારા–વધારા સાથેની આ નવી ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે.

આ ગ્રંથ પ્રેસમાં આપતા અગાઉ પ્રાચીન ભક્તકવિઓના જાણીતા અભ્યાસી શ્રી. જેઠાલાલ નારાયણ ત્રિવેદીએ તપાસી આપ્યું છે અને તેમણે કેટલાંક ભજનોમાં જણાયલા પાઠફેર સુધાર્યા છે તેમ જ કેટલાંક બેવડાતાં ભજનો કમી કર્યાં છે. એ ઉપરાંત ભાલણ, ધનો ભગત અને ભોજો ભગતનાં ૧૧ પદો આમાં નવાં જ લેવામાં આવ્યાં છે. તેમજ મીરાંનાં ૩, કબીરનાં ૨, દયારામનાં ૫, નિષ્કુલાનંદનાં ૩ અને સુરદાસનું ૧ એમ મળી કુલ ૨૫ પદો નવાં ઉમેરવામાં આવ્યાં છે.

આગલી આવૃત્તિની જેમ આમાં પણ ભક્તોનાં નામ અકારાદિ ક્રમ પ્રમાણે અ થી હ સુધીનાં ગોઠવીને ભજનો આપ્યાં છે, આથી જે ભક્તનું ભજન જોવું હોય તે ભજન શોધવામાં સરળતા રહેશે.

સંતોની વાણીની ઉપકારકતા સંબંધમાં આ સંસ્થા તરફથી અગાઉ પ્રસિદ્ધ થયેલ 'છોટમની વાણી ભાગ ૧ લા'ના નિવેદનમાં **સદ્દગત સ્વામીશ્રી અખંડાનંદજીએ** દર્શાવેલા વિચારોમાંથી કેટલોક ઉપયોગી ભાગ અહીં નીચે અવતરણમાં આપ્યો છે :

'એકાદ ઉજ્જડ, ખરબચડો અને શુષ્ક પ્રદેશ પણ કોઈ એક મોટી નદીની સાથે નહેર દ્વારા સંબંધમાં આવતાં લીલોછમ, વસ્તીવાળો, ઉપજાઉ અને આસપાસનાં સ્થળો માટે ઉપકારક બની રહે છે; તેમ સર્વ સુખ અને ઐશ્વર્યના સાગરરૂપ સચ્ચિદાનંદ પ્રભુનો સંબંધ-સાક્ષાત્કાર થવાથી કૃતકૃત્ય બની, તેની જ નિષ્ઠામાં આયુષ્ય વિતાવનારા પરમવંદનીય જીવન્મુક્તોનાં મન, વાણી અને કર્મ, અનેક ગુણવૃક્ષોની વાટિકારૂપ બની અસંખ્યાત માનવોને જ્ઞાનચારિત્ર્યરૂપી સૌંદર્ય અને સૌરભ આપનારાં થઈ રહે છે. સંત-કવિઓનાં અને અન્ય સામાન્ય માનવોનાં જીવન-કવનની કક્ષા અને અસરોમાં જે મોટો તફાવત હોય છે, તે શાથી હોય છે, આવા સંત-કવિઓની વાણી તરફ સામાન્ય જનતા શા માટે આકર્ષિત રહે છે તથા આ સંસ્થા શા માટે તેવી વાણીના પ્રચાર તરફ ધ્યાન આપે છે, તે આ ઉપરથી સ્પષ્ટ થશે. આ પ્રમાણે પોતાના અતિ હિતાવહ જીવનકવન વડે માનવ-સમાજને વાસ્તવ સુખના સત્પંથે વાળવા વાળા બ્રહ્મવિદ્ જીવન્મુક્તોની વાણી માટે ઠીક જ કહેલું છે કે :

> 'બ્રહ્મરૂપ અરુ બ્રહ્મવિદ્ તાકી બાની બેદ;
> ભાષા અથવા સંસ્કૃત, કરત ભેદ ભ્રમ છેદ.'

'વળી અત્યારની લોકસ્થિતિમાં તો સંસ્કૃત કરતાં પ્રાકૃત સંતવાણીની ઉપકારતા વધારે જ છે. સંસ્કૃત ગ્રંથો સમજી શકે એવો અત્યારે ભાગ્યે હજારે એકાદ માણસ હશે અને પ્રાકૃત ટીકા દ્વારા સમજનારા બહુ તો સેંકડે એકાદ હશે; પરંતુ માતૃભાષામાં

માતાના પયપાનની સાથે પાઈ શકાતી આ સરલ સુગમ્ય સંતવાણી તો ભણેલા તેમ જ અભણ સર્વ કોઈને ભોગ્ય થઈ શકે છે. સંસ્કૃતનો પ્રચાર અને બ્રાહ્મણોનું બ્રાહ્મણપણું વધારે ઘટવા માંડ્યા પછી સામાન્ય જનતાનાં ધર્મનીતિની રક્ષા વિશેષ કરીને આવા–કબીર, દાદુ, નરસિંહ, મીરાં, નાનક, જ્ઞાનદેવ, તુકારામ, તુલસી, સુરદાસ વગેરે–સંતમહાત્માઓનાં જીવનકવન વડે જ થઈ છે; નહિ તો વેદવાક્ય સાંભળી જનાર શૂદ્રના કાનમાં ઉકાળેલ સીસું રેડાવવા માગનારાઓએ તો હિંદુત્વની જડ પણ રહેવા દીધી હોત નહિ અને તેમનાં પોતાનાં સંતાન ક્યારનાં જનોઈ–ચોટીથી પરવારી અલ્લાઅલ્લા પોકારતાં હોત! હૃદયના ઊંડાણ તથા જ્ઞાનચારિત્ર્યમાથી ઉદ્‌ભવેલી અને સાક્ષાત્ વેદવાક્યોને જ વદી રહેલી આ સંતવાણી ગમે તેવા નાનકડા ગામમાં અને એક અક્ષર સુદ્ધાં લખીવાંચી ન જાણે એવાના મુખથી પણ સાંભળવાની મળે અને વ્યવહાર, પરમાર્થ તથા ધર્મનીતિના બોધ સાથે સંગીતજન્ય આનંદ પણ પ્રાપ્ત થાય તથા વારંવાર સાંભળવાનું, ગુંજન કરવાનું અને યાદ કરવાનું મન પણ આપોઆપ જ થયા કરે!

'દેશની અમૂલ્ય સંપત્તિરૂપ આવી સંતવાણીને ગાવા સાંભળવાની વંશપરંપરાગત આવડત અને કાળજી આ મહાવિઘાતક સૈકામાં તો સેંકડે નેવું ટકા ઘટી ગઈ છે અને આ ગોટપીટ ગોખાવી રહેલા આગેવાનોની આંખ નહિ ઊઘડે, તો અન્ય અનેક ઉપકારક બાબતોની સાથે તેનો સમૂળો નાશ થવો પણ દૂર નથી. હજી સુધી તો કોઈ કોઈ અંત્યજ ભક્તો પણ એ સંતવાણીને એવા પ્રેમથી, મધુરતાથી અને મૂળ સંતોની સુલલિત લહેઁથી ગાતા દેખાય છે કે, તે જોઈને આવી મહત્ત્વની સંપત્તિ ગુમાવી બેસવા બદલ, હાલના સુરક્ષિત ગણાતા અને ઉચ્ચ વર્ણના અભિમાનમાં ડૂબી રહેલા માણસોને શરમાવું પડે.'

આ દળદાર સંગ્રહ તૈયાર કરવામાં, સત્સંગમંડલ, નર-નારાયણ મંદિર–મુંબઈ તરફથી પ્રસિદ્ધ થયેલા 'ભજનસાગર ભાગ ૧ લો તથા ૨ જો', માંડણભાઈ રામજીભાઈ પટેલ–અંજાર-વાળા તરફથી પ્રસિદ્ધ થયેલા 'ભજનસારસિંધુ', મુંબઈના કહાનજી ધર્મસિંહ તરફથી પ્રસિદ્ધ થયેલા 'સત્સંગશિરોમણિ' અને ઠા. મથુરાદાસ નથુભાઈ ઉદ્દેશી તરફથી પ્રકાશિત 'જ્ઞાનબોધ-કીર્તનાવલી તથા ઉપદેશચિંતામણિ' એ ગ્રંથોનો મુખ્યત્વે ઉપયોગ કરવામાં આવ્યો છે; તેથી આ સ્થળે તે તે ગ્રંથોના સંપાદકો અને પ્રકાશકોનો આભાર માનવામાં આવે છે.

અત્યારની અસહ્ય મોંઘવારી છતાં આ ૮૯૦ પાનાંના દળદાર ગ્રંથની આ આવૃત્તિ પણ ઓછા મૂલ્યે બહાર પડે છે.

| વલ્લભવિદ્યાનગર, | 'સસ્તું' સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી |
| --- | --- |
| તા. ૧–૪–'૬૩ | એચ. એમ. પટેલ (પ્રમુખ) |

'સસ્તું સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ઉપયોગી પુસ્તકો

## ધર્મગ્રંથો

### રામાયણો

| | |
|---|---|
| તુલસીકૃત રામાયણ–૧,૨ | ૧૨–૦૦ |
| વાલ્મીકિ રામાયણ–૧,૨ | ૧૨–૦૦ |
| અધ્યાત્મરામાયણ ... | ૨–૫૦ |
| ગિરધરકૃત રામાયણ | ૫–૦૦ |
| શ્રીરામચરિતમાનસ (મૂળ) | ૨–૫૦ |
| શ્રીરામચરિતમાનસ | ૬–૫૦ |
| શ્રીરામચરિતમાનસકોશ | ૦–૫૦ |
| તુલસીરામાયણનાં મહાવાક્યો ... | ૦–૫૦ |

### ઉપનિષદો

| | |
|---|---|
| સો ઉપનિષદો ... | ૫–૦૦ |
| બૃહદારણ્યક ઉપનિષદ | ૨–૦૦ |
| ઈશ ને કેન ઉપનિષદ | ૧–૨૫ |
| કઠોપનિષદ ... | ૧–૨૫ |
| પ્રશ્નોપનિષદ ... | ૧–૦૦ |
| મુણ્ડકોપનિષદ ... | ૧–૦ |
| માણ્ડૂક્ય ઉપનિષદ | ૩–૦૦ |
| છાંદોગ્ય ઉપનિષદ ... | ૫–૦૦ |
| ઐતરેય ઉપનિષદ ... | ૦–૭૫ |
| તૈત્તિરીય ઉપનિષદ... | ૧–૫૦ |
| મહાવાક્યરત્નાવલી ... | ૧–૦૦ |

### પુરાણો

| | |
|---|---|
| મહાભારત–ભાષાંતર | ૬૪–૦૦ |
| શાંતિપર્વ–મહાભારતનું | ૧૦–૦૦ |
| મહાભારતસાર ... | ૪–૦૦ |
| વિષ્ણુપુરાણ ... | ૪–૫૦ |
| શ્રીશિવમહાપુરાણ–૧,૨ | ૧૨–૦૦ |
| શ્રીહરિવંશ ... | ૧૦–૦૦ |
| શ્રીમદ્ ભાગવત–૧,૨ | ૧૦–૫૦ |
| એકાદશ સ્કંધ– (એકનાથી ટીકા) | ૬–૦૦ |
| એકાદશ સ્કંધ– (શ્રીમદ્ ભાગવતનો) | ૨–૫૦ |
| દશમ સ્કંધ ... | ૪–૦૦ |
| શ્રીમદ્ ભગવતી (દેવી ભાગવત) | ૭–૫૦ |

## ગઝલો–કાવ્યો

| | |
|---|---|
| કાવ્યસંક્ષેપ ... | ૧–૫૦ |
| મારાં સો કાવ્યો ... | ૦–૭૫ |
| મનને ... ... | ૦–૧૯ |

## સ્તોત્રો–પ્રાર્થના–માહાત્મ્ય

| | | | |
|---|---|---|---|
| મોહમુદ્ગર અને બીજાં દશ રત્નો ... | ૧–૦૦ | શિવમહિમ્નઃસ્તોત્ર ( છપાય છે ) | |
| શતશ્લોકી અને બીજાં ચાર રત્નો ... | ૦–૭૫ | વિષ્ણુસહસ્રનામ ... | ૦–૨૫ |
| સ્તોત્રસંગ્રહ ... | ૧–૦૦ | નિત્યપાઠ ... | ૧–૦૮ |
| શ્રી દક્ષિણામૂર્તિસ્તોત્ર | ૧–૫૦ | ઈશ્વરપ્રાર્થનામાળા | ૩–૦૦ |
| વિવેકચૂડામણિ ... | ૧–૦૦ | ભીષ્મસ્તવરાજ ... | ૦–૧૫ |
| હસ્તામલકસ્તોત્ર ને વાક્યસુધા ... | ૦ ૧૫ | ગજેન્દ્રમોક્ષ ... | ૦–૩૭ |
| આત્મા–અનાત્માવિવેક | ૦–૩૫ | કંઠાભૂષણમ્ ... | ૦–૨૫ |
| પ્રશ્નોત્તરમાળા ને જીવન્મુક્ત-આનંદલહરી ... | ૦–૧૯ | હરિપાઠ ... ... | ૦–૧૫ |
| મણિરત્નમાળા ... | ૧–૫૦ | પ્રાતઃ અને સાયંકાળની પ્રાર્થનાઓ ... | ૦–૫૦ |
| સૌંદર્યલહરી ... | ૦–૪૦ | હનુમાનચાલીસા ... | ૦–૧૦ |
| પ્રબોધસુધાકર ને તત્ત્વબોધ | ૦–૫૦ | શ્રીચંડીપાઠ ... | ૧–૫૦ |
| | | પુરુષોત્તમમાસમાહાત્મ્ય | ૨–૫૦ |
| | | શ્રી સત્યનારાયણની કથા | ૦–૭૫ |
| | | જપ અને નામસ્મરણ | ૧–૨૫ |

## નિબંધાદિ ગદ્ય–સાહિત્ય

| | | | |
|---|---|---|---|
| મહાભારતમંજરી ... | ૪–૦૦ | પલટાતા રંગ ... | ૧–૫૦ |
| અર્થતંત્રની આંટીઘૂંટી | ૧–૦૦ | સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો | ૧–૨૫ |
| આપણે ફરી ન વિચારીએ? | ૨–૦૦ | સાહિત્ય પ્રવેશિકા .. | ૨–૫૦ |
| આગળ ધસો ... | ૪–૦૦ | સાહિત્ય પ્રારંભિકા | ૧–૨૫ |
| સુખ, સામર્થ્ય ને સમૃદ્ધિ | ૩–૨૫ | ગ્રામરચના ... | ૧–૫૦ |
| સંસારનાં સુખ ... | ૨–૦૦ | વ્યાયામ અને સૂર્યનમસ્કાર | ૦–૬૨ |
| વ્યક્તિચિત્રો ... | ૧–૫૦ | ભારતીય શિલ્પકળા | ૦–૩૭ |
| શુભસંગ્રહ–ભા. ૨ જો | ૩–૦૦ | હિંદુસ્થાની સંગીત | ૦–૫૦ |
| ,, –ભા. ૯ મો | ૩–૦૦ | | |
| આત્મનિરીક્ષણ ... | ૧–૦૦ | | |

## ભક્તિવિષયક

| | |
|---|---|
| શ્રીરામકૃષ્ણકથામૃત... | ૬–૦૦ |
| વિવેકાનંદસાર ... | ૩–૦૦ |
| ધર્મજ્યોતિ ... | ૧–૫૦ |
| ધર્મદર્શન ... | ૧–૦૦ |
| ધર્માલાપ ... | ૫–૦૦ |
| સંતગુરુનો પરિચય | ૨–૦૦ |
| સ્વામીશ્રી રામદાસનો ઉપદેશ | ૧–૦૦ |
| સદ્બોધસરિતા ... | ૧–૫૦ |
| સંતની વાતો ... | ૧–૫૦ |
| સુગંધી પુષ્પો ... | ૧–૨૫ |
| બોધદાયક કથાઓ ... | ૧–૫૦ |
| ઉપદેશસારસંગ્રહ ... | ૧–૫૦ |
| મનોબોધ ( મનાચે શ્લોક ) | ૦–૫૦ |
| મેનાવતી અને ગોપીચંદ તથા ભર્તૃહરિ ને વિક્રમ | ૦–૨૫ |
| જેસલ–તોરલ તથા જાલંધર–ગોપીચંદ | ૦–૨૫ |
| રામકૃષ્ણ વાર્તાલાપ–પુ.૧ | ૨–૫૦ |
| પ્રભુમય જીવન ... | ૧–૦૦ |
| ભક્તિયોગ– (સ્વામી વિવેકાનંદ) | ૨–૦૦ |
| અધ્યાત્મ વાર્તાલાપ | ૪–૦૦ |
| હરિરેવ જગત ... | ૨–૫૦ |
| પરમહંસ શ્રીરામકૃષ્ણ દેવનાં વચનામૃતો ... | ૦–૩૭ |
| શ્રી રામકૃષ્ણ ઉપદેશ | ૦–૪૦ |
| સ્વામી વિવેકાનંદનાં વચનામૃતો ... | ૦–૫૦ |
| સ્વામી રામતીર્થનાં વચનામૃત ... | ૦–૬૨ |
| સત્સંગમાળા ... | ૦–૪૦ |
| પરવાળાં ... | ૦–૨૫ |
| બોધમાળા ... | ૦–૨૫ |
| ગીતાંજલિ ... | ૦–૪૦ |
| પુરોગામી ... | ૦–૨૫ |
| પ્રવાસી ... | ૦–૩૭ |
| દત્તાત્રેય (અવધૂત) | ૦–૨૫ |
| જ્ઞાન ને કર્મ ... | ૦–૨૫ |

## નાટકો

| | |
|---|---|
| મુક્તધારા ... | ૧–૦૦ |
| અંધારા રંગમહેલનો રાજા | ૧–૦૦ |
| ગુજરાતનાં નાટકો–ગીતોની સારીગમ ... | ૨–૫૦ |
| આસમાની ચલ્લી ... | ૧–૫૦ |
| મંગલમંદિર ... | ૧–૦૦ |
| પોરસ અને સિકંદર | ૧–૦૦ |
| ગોપીચંદ (ત્રિઅંકી) | ૦–૭૫ |
| છોરુ કછોરુ ... | ૧–૦૦ |
| સૌભાગ્યસુંદરી અને બીજાં નાટકોનું નવનીત | ૧–૫૦ |
| ભર્તૃહરિનિર્વેદ (નાટક) | ૦–૪૦ |

## વેદાંત-તત્ત્વજ્ઞાન-યોગવિષયક

વૃત્તિપ્રભાકર ... ૫–૦૦
ઉપદેશસાહસ્રી ... ૪–૦૦
બ્રહ્મસિદ્ધાંતમાલા ... ૪–૦૦
તત્ત્વાનુસંધાન ... ૪–૦૦
વિચારસાગર ... ૩–૦૦
વિચારસાગર-મૂળમાત્ર ૦–૩૭
યુક્તિપ્રકાશ ... ૧–૫૦
પાતંજલ યોગસૂત્ર ... ૧–૨૫
પંચદશી ... ૫–૦૦
પંચીકરણ ... ૨–૦૦
હઠયોગપ્રદીપિકા ... ૧–૫૦
યોગાભ્યાસ ને આસનવિધિ ૦–૬૦
જીવ-મુક્તિવિવેક ... ૧–૨૫
સનત્સુજાતનો ઉપદેશ ૦–૭૫
સૂર્યકાંત ... ... ૨–૦૦
કપિલ અને દેવહૂતિ ૦–૬૨
વેદાંત-રસબિંદુ ... ૦–૭૫
વેદાંતમાર્ગદર્શિની ... ૨–૦૦
ષટ્પદી (વેદાંત-પ્રક્રિયા) ૦–૩૫
વિચારસૂર્યોદય ... ૦–૨૫
બળવાન બનો ... ૦–૭૫
ત્રીજી આંખ ... ૧–૦૦
વિચારમાળા ... ૦–૫૦
મોક્ષનો માર્ગ ... ૦–૫૦
યોગવાસિષ્ઠનાં સૂત્રો ૦–૨૫
લઘુયોગવાસિષ્ઠસાર ૦–૩૭
મદાલસા અને અલર્ક ૦–૩૧
શાંડિલ્ય ભક્તિસૂત્ર ૦–૩૭
નારદનાં ભક્તિસૂત્રો ૦–૧૯

## દૃષ્ટાંતકથાઓ

સુબોધ કથાસાગર ૨–૦૦
ધર્મકથાઓ ... ૧–૫૦
સુબોધક કથાવાર્તાઓ ૧–૫૦
બોધદાયક કથાઓ ... ૧–૫૦
મહાપુરુષોના
પ્રેરક જીવનપ્રસંગો ૧–૫૦
બોધક વાર્તાઓ ... ૧–૫૦

વધુ વિગત માટે વિસ્તૃત સૂચિપત્ર મંગાવો :

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

સ્વામી અખંડાનંદ માર્ગ, ભદ્ર પાસે, પો. બો. નં. ૫૦, અમદાવાદ
અને ૧૪૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, દવાખાના સામે, મુંબઈ–૨

# અનુક્રમણિકા

## ભાગ ૧ લો

### ૭: આશારામ



### ૮: આનંદઘન



### ૯: આનંદતનય



### ૧૦: આત્મારામ



### ૧૧: ઇચ્છાદાસ



### ૧૨: એકનાથ



### ૧૩: કબીર

૧૭ : કેવલ



૧૮ : કેશવ



૧૯ : કેશવલાલ



૨૦ : કૃપાસખી



૨૧ : કૃષ્ણદાસ

૨૬: ગણેશપ્રસાદ



૨૭: ગણેશલાલ

૨૮ : ગદાધર



૨૯ : ગેમલજી



૩૦ : ગોપાલ



૩૧ : ગોપીચંદ



૩૨ : ગોરખનાથ



૩૩ : ગોવર્દ્ધન



૩૪ : ગોવિંદ

### ૪૩ : છોટાલાલ



### ૪૪ : જગન્નાથ



### ૪૫ : જનાર્દન



### ૪૬ : જયરામ



### ૪૭ : જાદવ



### ૪૮ : જીવન

### ૪૯ : જેઠીરામ



### ૫૦ : જેસલ



### ૫૧ : તાનસેન



### ૫૨ : તુલસી



### ૫૩ : તુલસીદાસ

## ૫૪: તોરલદે



## ૫૫: ત્રિભુવન



## ૫૬: થોભણ



## ૫૭: દયાનંદ

## ૭૨ : નઝીર



## ૭૩ : નથુરામ

૭૮ : નરભેરામ



૭૯ : નરસિંહ મહેતા

## ૭૬: નરસિંહ



## ૭૭: નાનક

## ૮૦: નારાયણ



## ૮૧: નારાયણ ભક્ત



## ૮૨: નિર્મળ



## ૮૩: નિર્ભય



## ૮૪: નિષ્કુલાનંદ

## ભાગ ૨ જો

## ૯૫: બનારસી (દેવીસિંહ)



## ૯૬: બાપુ

## ૧૦૧ : બ્રિંદા



## ૧૦૨ : ભવાન



## ૧૦૩ : ભવાનીદાસ



## ૧૦૪ : ભાણ



## ૧૦૫ : ભાલણ

**૧૦૬ : ભૂખણ**



**૧૦૭ : ભોજલ**



**૧૦૮ : ભોજો ભગત**



**૧૦૯ : ભોળાનાથ**



**૧૧૦ : મનીરામ**



**૧૧૧ : મનુ હરિદાસ**

### ૧૨૩ : મુકુંદ



### ૧૨૪ : મુરાર



### ૧૨૫ : મૂળદાસ



### ૧૨૬ : મેઘ ધારવો



### ૧૨૭ મેરામજી



### ૧૨૮ : મૌલાબક્ષ



### ૧૨૯ : રમાનાથ

## ૧૩૦ : રઘુરામ



## ૧૩૧ : રઘુનાથદાસ



## ૧૩૨ : રઘુવીર

### ૧૩૮: રહિદાસ



### ૧૩૯: રાઠો ભગત

### ૧૪૪: રામસિંગ



### ૧૪૫ રામાનંદ



### ૧૪૬: રાવો ભક્ત



### ૧૪૭: રૂપાંદે રાણી



### ૧૪૮: ઋષિરાજ

૧૬૭: શંકર



૧૬૮: શાંતિદાસ



૧૬૯: શ્રીરંગ



૧૭૦: સચ્ચિદાનંદ



૧૭૧: સખિતા



૧૭૨: સાસતિયો કાઠી



૧૭૩: સુખરામ



૧૭૪: સુંદરજી

## ૧૭૫: સુરદાસ

### ૧૮૪: હિમો



### ૧૮૪: હોથી



### ૧૮૬: પરચૂરણ પદો

☆

॥ ॐ तवसत परमात्मने नमः ॥

# श्रीभजनसागर

## श्रीगणपतिनी स्तुति

प्रणम्य शिरसा देवं गौरीपुत्रं विनायकम् ।
भक्तावासं स्मरेन्नित्यमायुःकामार्थसिद्धये ॥
सुमुखश्चैकदंतश्च कपिलो गजकर्णकः ।
लंबोदरश्च विकटो विघ्ननाशो विनायकः ॥

### मंगळाचरण

(राग-नंदके लाला हो मतवाला)

विघ्नहरन गवरीके नंदन समरुं सदा सुखकारी. (टेक)
जीसी सुमरनसें पाप कटत है निरमल है मति मोरी. वि०
अवगुन बहोत, गुन नहि एके, माफ करो चूक मोरी. वि०
रमलदास संतनको सेवक विनति करुं में तोरी. वि०

## ૧ : અખો ભક્ત

### પદ ૧–રાગ કાફી હોસેની

સંતો રે પ્રેમ ભળકે લડીએ રે, હું મમતાને મેલી કરી;
સંતો સાથે ભળિયે રે. (ટેક)
સત્યની સમશેર બાંધીએ, ખાંડું ક્ષમાનું ધરીએ રે;
શૂરાપૂરાના ક્ષેત્રમાં, કેસરિયાં કરીએ રે. સંતો૦
દળ સામાં પગલાં ભરી, નિશાને ચડીએ રે;
બ્રહ્મા–વિષ્ણુના ભેદમાં, ભાથાંથી ભળીએ રે. સંતો૦
ઘીનો ઘડો અગ્નિ ધરી, પ્રજળવા ન દઈએ રે;
જેથી વ્યાપે કામના, તેવી ક્રિયા ન કરીએ રે. સંતો૦
પચવીશના પિયુ આવશે, સોળ શણગાર ધરીએ રે;
પાંચે ઇંદ્રીને વશ કરી, છોગાં મેલીને ફરીએ રે. સંતો૦
સ્વરગનાં સામિયાં આવશે, વિમાને ચડીએ રે;
કર જોડીને અખો કહે, સાચા શામને મળીએ રે. સંતો૦

### પદ ૨–રાગ ધોળ

કાગળ શ્રીસદ્‌ગુરુ લખે, એના વિરલા કોઈ વાંચણહાર. (ટેક)
જ્ઞાનવૈરાગનો દેહ ધર્યો, માંહે જોગપણાનો જીવ;
ભક્તિ–આભૂષણ પહેરિયાં રે, એના સેવક શમ દમ છે જ. કા૦
શીલતણો ખડિયો કર્યો રે, માંહી પ્રેમતણી છે શાહી;
કલમ બુદ્ધિ સત્ય છે રે, એમાં અદ્વૈત આંક ભરાય. કા૦
સુરત નુરતની લીટી દોરી, માંહે વાણીતણી છે ઓળ;
વિચાર અક્ષર ત્યાં લખ્યા, પછી ઉતારી પાટણ પોળ. કા૦
સમજણ કાનો માત્ર રે, વળી માથા ઉપર છે શૂન્ય;
તે ઉપર પરિબ્રહ્મ છે રે, તેમાં નથી કાંઈ પાપ–પુન્ય. કા૦

કોટિ પંડિત વાંચી મૂવા રે, પઢી પઢી વેદ પુરાણ;
અક્ષર એક ન આવડ્યો રે, તેમાં થાક્યા છે જાણસુજાણ. કા૦
અંધે તે કાગળ વાંચિયો રે, બહેરે તે સુણ્યો કાન;
મૂંગાએ ચર્ચા બહુ કરી રે, તેનાં વેદ કરે છે વખાણ. કા૦
અમરાપુરી નિજ ઘાટમાં રે, ત્યાં છે તેનો વાસ;
કર જોડી અખો કહે રે, એવા દુર્લભ મળવા દાસ. કા૦

પદ ૩

સાંતીડું જોડીને સમજાવિયે, રૂડા રામનાં બીજ લઈ વાવિયે. (ટેક)
દયામાયાના ડોળિયા પ્રાણી,
પ્રેમનાં જોતર વાળ, પ્રાણી! પ્રેમનાં જોતર વાળ;
રાસ લેજે ગુરુજ્ઞાનની, તારે સંત-પરોણો હાથ. સાંતીડું૦
પહેલી ગણુ પધોરની પ્રાણી,
કાળના ગુંડા કાઢ, પ્રાણી! કાળના ગુંડા કાઢ;
બીજી ગણુ બહુ નામની તારાં, પાપ સમૂળાં જાય. સાંતીડું૦
ત્રીજી ગણુ ત્રિલોવનની પ્રાણી,
તૃષ્ણા-બેડી ટાળ, પ્રાણી! તૃષ્ણા બેડી ટાળ;
ચોથી ગણુ ચત્રભુજની તારાં, ખેતર આવ્યાં તાર. સાંતીડું૦
ત્રાટકતી આવી વાવણી ભાઈ,
સત્યની ઓરણી બાંધ, પ્રાણી! સત્યની ઓરણી બાંધ;
પાંચ આંગળીએ પૂરજે, તારે લાખે લેખાં થાય. સાંતીડું૦
ઊગીને જ્યારે ઓળે ચઢ્યું પ્રાણી,
વાડની મ કર વેલ, પ્રાણી! વાડની મ કર વેલ;
ચોયે દિશાએ રખિ સુરતા, એથી પાકશે રૂપારેલ. સાંતીડું૦
પોંક આવ્યો હવે પાકશે પ્રાણી,
મનનો મેડો નાખ, પ્રાણી! મનનો મેડો નાખ;
ગોફ લેજે જ્ઞાનની ભાઈ, પ્રેમના ગોળા ફેંક. સાંતીડું૦

ઢાળીડો આવ્યો ઢાળવા પ્રાણી,
ઢાળ ભલેરી થાય, પ્રાણી! ઢાળ ભલેરી થાય;
ખાઓપીઓ,ધન વાવરો,એનો ભોગ ભગવાનને જાય. સાંતીડું૦
ગાણું ગાજે હવે જ્ઞાનનું ભાઈ,
હૈયાની હુંપદ હાર, પ્રાણી! હૈયાની હુંપદ હાર;
અખો કહે પ્રભુ ભજ્યા વિના, નહિ ઊતરો ભવપાર. સાંતીડું૦

પદ ૪

એક દિન એવો આવશે તે, સબળ મારા રૂદિયામાં સાલેજી.
સગાં રે મિત્રને કારણે, કોઈનું જોર નવ ચાલેજી;
કાઢો કાઢો એને સૌ કરે, જાણે જન્મ્યો નો'તોજી. એક૦
ઘટનો ઘૂંઘટ અળગો કરો, રોકયા દશે દરવાજાજી;
કાળે કાયાનો ગઢ ઘેરિયો, રોકયો દેહનો રાજાજી. એક૦
સોળ રે વરસની સુંદરી, ઊભી ટગમગ જુવેજી;
આ રે કાયામાં હવે કાંઈ નથી, ઊભી ધ્રુસકે રૂવેજી. એક૦
વેઢ, વીંટી ને સાંકળાં, નાનાવિધના વાઘાજી;
કુટુંબ મળ્યું સહું સામટું, સર્વે લૂંટવાને લાગ્યાજી. એક૦
બેની વળામણ શેરીએ, માતા ઝાંપેથી વળશેજી;
સગાં રે સગાં રે તમે શું કરો ? સગાં વળાવીને વળશેજી. એક૦
કોના છોરુ ને કોનાં વાછરુ, કોનાં મા અને બાપજી;
અંતકાળે જવું એકલું, સાથે પુન્ય ને પાપજી. એક૦
એક નહિ રે ત્રાપો, નહિ તુંબડાં, નહિ ઉતારાનો આરોજી;
કર જોડી અખો એમ બોલિયા, પ્રભુ મને પાર ઉતારોજી. એક૦

પદ ૫

તિલક કરતાં ત્રેપન થયાં, ને જપમાળાનાં નાકાં ગયાં,
તીરથ ફરી ફરી થાકયા ચર્ણ, તોય ન પહોંચ્યો હરિને શર્ણ;
કથા સુણી સુણી ફૂટ્યા કાન, તોય અખા ન આવ્યું બ્રહ્મજ્ઞાન.

વ્યાસ વેશ્યાની એક જ પેર, વિદ્યા–બેટી ઉછેરી ઘેર,
વ્યાસ કથા કરે ને રડે, જાણે દ્રવ્ય અદકેરું જડે;
જો જાણે વાંચ્યાની પેર, તો અખા કાં વાંચે નહિ ઘેર ?
ખટદર્શનના જૂજવા મતા, માંહોમાંહી ખાધી ખતા,
એકનું થાપ્યું બીજો હણે, અન્યથી આપને અધિકો ગણે;
અખા એ અંધારો કૂવો, ઝઘડો ભાંગી કોઈ ન મૂઓ.
જ્યાં જઈએ ત્યાં કૂડેકૂડ, સામેસામાં બેઠાં ઘૂડ,
કોઈ વાત આવી સૂરજની કરે, તો તેની સામે ચાંચ જ ધરે;
આટલા દિવસ અંધારે ગયા, તમે આજ ક્યાંથી ડાહ્યા થયા ?
ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર,
સંસ્કૃત બોલ્યાથી શું થયું, પ્રાકૃતથી શું નાસી ગયું ?
બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર.
વણસમજે દાવા–મત ઘણા, પંથ વખાણે પોતાતણા,
ટળવું ઘટે ત્યાં સામા થાય, વણસમજે બહુ વાંકા જાય;
પ્હેર્યો વેશ ને વાધી ટેક, એ અખા કેમ થાયે એક ?
આતમ સમજ્યો તે નર જતિ, શું થયું ધોળાં–ભગવાં થકી ?
બોડે, તોડે, જોડે વાળ, એ છે સૌ ઉપલી જંજાળ;
પ્રીછીને સંકોડે આપ, તો અખા હરિ જાણે આપ.
દેહ–અભિમાન હતું પાશેર, વિદ્યા ભણતાં વાધ્યું શેર,
ચરચા વદતાં તોલું થયો, ગુરુ થયો તો મણમાં ગયો;
અખા હલકાથી એમ ભારે થાય, આત્મજ્ઞાન સમૂળગું જાય.
મૂંડ મુડાવી હરિને કાજ, લોક પૂજે ને કહે મહારાજ,
મન જાણે હરિએ કૃપા કરી, માયામાં લપટાયો ફરી;
અખા સૌનું કરે કલ્યાણ, પણ એને હરિ મળ્યાની હાણ.
મોટી તાણ છે પંચોતણી, નથી જૂજવા એક છે ધણી,
નિજ ઇષ્ટની પાળવી ટેક, સકળ સૃષ્ટિનો અધિપતિ એક;
જેમ રાજા એક, પ્રજા જૂજવી, અખા એ રીતે જુએ અનુભવી.

દર્શન–ભેદ દાવા–મત ઘણા, બાંધી રહ્યા ગઢ આપ આપણા;
એક એક પે' હું'કી રહ્યા, અમે પામ્યા બીજા બ્હેતા ગયા.

પદ ૬

અદ્‌ભુત આનંદ આયા, અબ મોહે, અદ્‌ભુત આનંદ આયા;
કિયા કરાયા કછુભી નાહીં, સેજ પિયાકું પાયા. અબ૦
દેશ ન છોડ્યા, વેશ ન છોડ્યા, ના છોડ્યા સંસારા;
ભરનિદ્રાસે જાગ પડા તો, મિટ ગયા સપના સારા. અબ૦
ભલા કહે કોઈ બૂરા કહે કોઈ, અપની મતિ અનુસારા;
અખા લોહકું પારસ પરસા, સોના ભયા સોનારા. અબ૦

પદ ૭

આતમ એક છે હાં, એક ઓદર એક ખાણુ રે. (ટેક)
બહાર આવ્યા પછી ઉત્તમ મધ્યમ, થઈ છે તાણુતાણુ. આતમ૦
બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર ને વર્ણ કર્યા છે અઢાર;
સર જોતાં સોનું એક છે, ઘડિયા ઘાટ અપાર. આતમ૦
જ્ઞાનદૃષ્ટિએ જુઓ તપાસી, મા કરો તાણુતાણુ;
સર જોતાં શેરડી એક છે, ગોળ, સાકર ને ખાંડ. આતમ૦
નવસે નવાણું નદીનાં નીર છે રે, એને જૂજવાં જૂજવાં જાણુ;
મહાસિંધુમાં જઈ ભળ્યાં, નીર પો'ચ્યાં નિર્વાણુ. આતમ૦
હસ્તી કેરાં હાડકાં રે, કરમાં પે'રે સુહાગણ નાર;
નવાણુ ચોકો જઈ કરે એ તો, દેખીતું પાખંડ જાણુ. આતમ૦
આચારીને સદાય અગવત, મૂળમાં જોતાં મરમ;
કહે અખો એવા ભરમે ભૂલ્યા, કોઈક છૂટે કરમ. આતમ૦

પદ ૮–ઝૂલણા

આતમા પામવા કોઈ ઇચ્છા કરે,
સંતને સેવવા મન શુદ્ધે;

ભવરોગ વામવા ભેખ ભાવે લહે,
આરોગતાં આવે જેમ સાકર દૂધે. આતમા૦
સુલભ મારગ તે સંત કેરી કળા,
ઉપરે જાય ઉવાટ વાટે;
પાંખને બળે જેમ પંખીડાં પરવરે,
એમ સમજ આવે જ્ઞાન ઘાટે. આતમા૦
જ્ઞાન વૈરાગ્ય ને પ્રેમ આતુરતા,
નવધા× કેરું માંઈ સમજ ન્યારું;
પૂરી તે સમજણો પૂરા ગુરુ થકી,
નહિ તો કૂંચી વિના રૂંધ્યુ તાળું. આતમા૦
હજી હટકટા હોય પરિગ્રહની,
તો પ્રથમ પરવરજો શુદ્ધ સંગે;
સત્‌સંગ કર તો એવો કરજે અખા,
પ્રગટે પ્રાણનાથ તે આપ અંગે. આતમા૦

## ૨ : અખૈયો

### પદ ૧

સાધુ થયા ત્યારે શું થયુ, ન ભજ્યુ નારાયણનું નામ;
ખાલી દેહ રે મારી ટળવળે. (ટેક)
આવ્યા ત્યારે તો દો જણા, જાવું રે એકાએક. ખાલી૦
ઊંચી મેડી જ્યારે અજખ ઝરૂખા, ખટકે હિંડોળાખાટ. ખાલી૦
દૂધે ભરી રે તળાવડી, મોતીડે બાધી પાળ. ખાલી૦
ગુરુને પ્રતાપે બોલ્યો અખૈયો, સાધુનો અમરાપુર વાસ. ખાલી૦

### પદ ૨

વીરા મારા વાડિયુ વધાવજો, વધાવજો રે હાં;
સાચા સતગુરુ મુનિવર સેવિયે. (ટેક)

× નવધા=નવ પ્રકારની ભક્તિ

જોતને પાટે રે જમો જાગશે, મળશે નર ને નારી રે;
મોટા મોટા મુનિવર આવશે, બેસે આસન વાળી રે. વીરા૦
ચંપો મરવો ને કેવડો, લીલૂડી નાગરવેલ રે;
ફાલીફૂલી વાડી ઊલટી, મનની આંટિયું મેલ રે. વીરા૦
છડિયુવાળા રે ચાલી નીકળ્યા, પંથે નહિ પૂગે પાળા રે;
ભલાઈવાળા રે ભેટશે, કૂડિયા દેશે મોટાળા રે. વીરા૦
સામટો સ્વારથ તમે કાં કરો ? ફળ તમે ખાઓને વેં'ચી રે;
આવતા અભ્યાગતને ઓળખો, કાં બેઠા આંખ વીંચી રે ? વીરા૦
ભાવતાં ભોજન તમે કાં જમો? કાં થાઓ આપે અકારા રે ?
ધણીના દરબારે લેખું પૂછશે, મારશે સોટાના મારા રે. વીરા૦
શૂરા રે હોય સો સન્મુખ રહેવે, પગલાં નહિ ભરે પાછાં રે;
શીશ પડે ને વાકો ધડ લડે, ડગલાં ભરશે સાચાં રે. વીરા૦
રે'વું રે સતધર્મના પંથમાં, ખેલવું ખાંડાની ધારે રે;
ભૂતનાથ ચરણે અખૈયો ભણે, સદ્‌ગુરુ પાર ઉતારે રે. વીરા૦

## ૩ : અબરમલ્લ

### પદ ૧–રાગ લાવણી

ખબર નહિ આ જુગમેં પલકી, ખબર નહિ આ જુગમેં પલકી;
સુકૃત કરના હોય સો કર લે, કો જાને કલકી ? કો જાને કલકી ?
આ દોસ્તી હે જગવાસીકી, કાયામંડળકી, કાયામંડળકી;
સાસ–ઉસાસ સમર લે સાહેબ, આયુ ઘટે પલકી, આયુ ઘટે પલકી.
તારામંડળ, રવિ–ચંદ્રમા સબ હે ચલનેકી, ભલાજી સબ હે ચલનેકી;
દિવસ ચારકી ચમત્કારી, જ્યુ બીજલિયાં ચમકી, બીજલિયાં ચમકી.
કૂડકપટ કર માયા જોડી, કર ખાતાં છલકી, કર ખાતાં છલકી;
પાપકી પોટલી બાંધી સિર તેં, ક્યું હોવે હલકી ? ક્યું હોવે હલકી ?

એ જુગ હે સુપનેકી માયા, બુંદ જેસે જલકી, બુંદ જેસે જલકી;
તાણો તૂટે વાર ન લાગે, ખલક ભરી ખલકી, ખલક ભરી ખલકી.
મન માંવત તન ચંચલ હસ્તી, મસ્તી હે બલકી, મસ્તી હે બલકી;
સતગુરુ શબ્દ ધરો શિર ઉપર, ચલ મારગ સતકી, ચલ મારગ સતકી.
જબ લગ હંસા રહે દેહમેં, ખુશિયાં મંગલકી, ખુશિયાં મંગલકી.
હંસા છોડ ચલા જબ દેહી, મિટિયાં જંગલકી, મિટિયાં જંગલકી.
દયા ધરમ સાહેબકો સમરત, એ બાતા સતકી, એ બાતાં સતકી.
રાગદ્વેષ ઊપજે નહિ જિનકું, બિનતિ અબરમલકી, બિનતિ અબર૦

## ૪ : અમરદાસ

### પદ ૧

જો કોઈ નામ–અમીરસ પીતા. (ટેક)
જનમ જનમકી તૃષા બુઝાવે, હરદમ રહે નચિંતા. જો કોઈ૦
પ્રેમકે પ્યાલે ભરભર પીવે, જમસે બાજી જીતા. જો કોઈ૦
નિશદિન પીએ, નહિ મુખ મોડે, સો અબધૂત અતીતા. જો કોઈ૦
નામભજન બિન પાર ન પાવે, કહે ભાગવત–ગીતા. જો કોઈ૦
અમરદાસ જો પીએ નામરસ, સો સતગુરુકા મીતા. જો કોઈ૦

### પદ ૨–રાગ સાખી

નામ જપ મન, નામ જપ મન, નામ જપ મન બાવરે;
જનમ બીતા જાત તેરા, લોહકે જૈસા તાવ રે.
છલ, બલ, કપટકો છોડ કે, કર સંતસે સતભાવ રે;
આધીન અમર રે કહે, ફિર હૈ ન એસા દાવ રે;
નામ જપ મન, નામ જપ મન, નામ જપ મન બાવરે.
નામ–ગુન જો કોહી ગાતા હૈ, કાલ નહીં ઉસકુ ખાતા હૈ;
નામકું જો બિસરાતા હૈ, ઓહી ચોરાશી પાતા હૈ.

દાસ અમર લૌ લાતા હૈ, નામ નિશદિન મન ભાતા હૈ;
સંત સુમરન કર તેરા, મિટે લખ ચોરાશી ફેરા.

પદ ૩

સાહેબ કા નામ સાચા રે. (ટેક)
રાજપાટ ઓર સુખ સાહેબી, સબ કામ કાચા રે. સાહેબકા૦
જૂઠા કુલ પરિવાર હે, બાવા ઓર ચાચા રે. સાહેબકા૦
કયા કંચન, કયા કામિની, યે જમકા ખાંચા રે. સાહેબકા૦
અમર મિટાઈ ના મિટે, સત્ ગુરુકી વાચા રે. સાહેબકા૦

## ૫ઃ અમીચંદ

પદ ૧

જિસ ગાડીમેં જાના તુઝકો, એક પલ છિનમેં અબ આતી હૈ;
કુછ દેર નહીં બાંધો બિસ્તર, ઘંટી ઉપદેશ સુનાતી હૈ.
કરેશન્ટ ઔર અંજન ગરજે હૈ, સુન સુન જિયા થર થર લરજે હૈ;
કર તર્ક વતન ઉસ દેશ ચલે, જિસમેં આતી નહીં પાતી હૈ.
એક ઊતરી એક આન સવારી હૈ, એક ચલનેકી કર રહી તયારી હૈ;
દુનિયા એક અજબ સ્ટેશન હૈ, જહાં રેલ ચલે દિનરાતી હૈ.
જિસે જસ દર્જે મેં જાના હૈ, મહસૂલ વૈસા ચુકાના હૈ;
યહાં ટિકટ હી દેખે જાતે હૈ, નહીં પૂછે કૌનસી જાતી હૈ.
યહા ઘૂમતે ચોર ઉચક્કે હૈ, જો દાવ ઘાત કે પક્કે હૈ;
કોઈ ગાંઠ કર્તર લે જાતા હૈ, કોઈ કરતા આતમઘાતી હૈ.
જબ હોતી રેલ રવાના હૈ, તબ છૂટત પ્રવેશ બિગાના હૈ;
રો રો કે પીછે દેખે હૈ, ગાડીસે પાકર જાતી હૈ.
જો તાજ ઔર તખ્તકા વાલી હૈ, અબ જાતા હાથસે ખાલી હૈ;
જે કુનબેકા અભિમાની હૈ, અબ સંગ ન ઉસકે સાથી હૈ.

કહો ક્યા લાયા સંગ તોશા હૈ? તેરા જિસ પર ઇતના ભરોસા હૈ;
ખાનપાનકા સંગ સામાન નહિ, લગી ભૂખ ઔર પ્યાસ સતાતી હૈ.
યદિ કિતનાહી ધન જોડેગા, ઉસે અંતકો એક દિન છોડેગા;
સંગ ધર્મકી ખિલટી જાવેગી, ઔર વસ્તુ સંગ નહિ જાતી હૈ.
ક્યોં લંબા પાંવ પસારા હૈ? ચંદ મિન્ટકા યહાં તો ગુજારા હૈ;
ક્યોં લડે હૈ સાથ મુસાફરોં કે, તૂ અમીચંદ ખડા ઉતપાતી હૈ.

## ૬ : અનંત

### પદ ૧

અંતે એ જ પ્રભુ અલબેલા લેવા આવશે રે, દયા દર્શાવશે રે.
નાડો બધી તૂટતી જાશે, વ્યાકુળ જીવ ઘણો ગભરાશે;
ત્યારે સત્વર શાંતિ હૃદે રેલાવશે રે. અંતે એ જ પ્રભુ૦
દુઃખ સૌ દેહનાં દૂર નિવારી, વ્હાર કરશે દીનબંધુ મુરારિ;
મનહારી નિજ રૂપ આવી જણાવશે રે. અંતે એ જ પ્રભુ૦
જગતમોહ સઘળો વિસરાવી, દિવ્ય જ્ઞાન દિલમાં પ્રગટાવી,
પરા-ભક્તિની પૂરણ મજા બતાવશે રે. અંતે એ જ પ્રભુ૦
અતિ ઉમંગે નીકળી તનથી, દિવ્ય દેહે શોભતા વદનથી;
અનંત શ્રીવૈકુંઠ વિષે જ સિધાવશે રે. અંતે એ જ પ્રભુ૦

## ૭: આશારામ

### પદ ૧-ગરબી

('ઓ મનોહારી શામને નમવાનો મારે નેમ છે'-એ રાગ)

ઓ રઘુવરજી, રાતદિવસ મને રહેજો રટણ તમારું;
હું તો એ માગું, જગતતણું સુખ સરવે લાગે ખારું. (ટેક)
તમે પતિતપાવન છો સ્વામી, હું તો લોભો લંપટ ને કામી;
તે તો જાણો છો અંતરજામી ઓ રઘુવરજી૦

તારાં દ્વાર પર નોબત વાગે છોગાળા, ડાકોરવાળા તારી યાત્રામાં.
તું ભવભય ભક્તોના ભાંગે છોગાળા, ડાકોરવાળા તારી યાત્રામાં.
સામે ડંકનાથ દેવનો આરો છોગાળા, ડાકોરવાળા તારી યાત્રામાં.
વરઘોડો શુક્રવારે તારો છોગાળા, ડાકોરવાળા તારી યાત્રામાં.
અમે ગોમતી નીરમાં ના'શું છોગાળા, ડાકોરવાળા તારી યાત્રામાં.
અમે નાહી ને પાવન થાશું છોગાળા, ડાકોરવાળા તારી યાત્રામાં.
ત્યાં સંગ ભરાય છે સારો છોગાળા, ડાકોરવાળા તારી યાત્રામાં.
તું સૌને સુખ દેનારો છોગાળા, ડાકોરવાળા તારી યાત્રામાં.
તને માખણ ધરાય છે સારો છોગાળા, ડાકોરવાળા તારી યાત્રામાં.
અમે માગશું પરસાદ તારો છોગાળા, ડાકોરવાળા તારી યાત્રામાં.
થાય દેરામાં દર્શન સારાં છોગાળા, ડાકોરવાળા તારી યાત્રામાં.
ટળ્યાં જન્મમરણ દુઃખ મારાં છોગાળા, ડાકોરવાળા તારી યાત્રામાં.
અમે ઘરબાર ગામને મેલ્યાં છોગાળા, ડાકોરવાળા તારી યાત્રામાં.
અમે છૈયે ગાંડાં ને ઘેલાં છોગાળા, ડાકોરવાળા તારી યાત્રામાં.

### પદ ૪

તારી ભક્તિ બોડાણાને ભાવી રે, રણછોડ રંગીલા.
જેણે હાથમાં તુલસી વાવી રે, રણછોડ રંગીલા.
ચરણારવિંદે પ્રેમથી ચડાવી રે, રણછોડ રંગીલા.
તને પ્રીતિ એના પર આવી રે, રણછોડ રંગીલા.
મહા મજરો કીધો મધરાતે રે, રણછોડ રંગીલા.
આવ્યા બોડાણાને લઈ સાથે રે, રણછોડ રંગીલા.
દયા કરી ડાકોરમાં પધાર્યા રે, રણછોડ રંગીલા.
ગૂગળીને ઘરે પાછા વાળ્યા રે, રણછોડ રંગીલા.
આપે પ્રત્યક્ષ પારખું દીધું રે, રણછોડ રંગીલા.
આખા લીંબડામાં એક ડાળું મીઠું રે, રણછોડ રંગીલા.

ગામે દર્શન થાય છે સારાં રે, રણછોડ રંગીલા.
ગુણ ગાય નિત્ય ભક્તો તમારા રે, રણછોડ રંગીલા.
આશારામને આશરો ભારી રે, રણછોડ રંગીલા.
વા'લા! ભવથી પાર દ્યો તારી રે, રણછોડ રંગીલા.

## પદ ૫

રામ રામ રે—
રાણી રૂએ રાજમહેલમાં, રૂએ દાસી દરબાર રે;
પોપટ રૂએ પાંજરે, થયો ઘોર અંધાર રે,
જોદ્ધા માણીગર બંધવા!

રામ રામ રે—
ચોરા સૂના, કચેરી સૂની, સૂની સેજ-તળાઈ રે;
સૂના ઝરૂખા, સૂનાં માળિયાં, કોણ માણશે ભાઈ રે? જોદ્ધા૦

રામ રામ રે—
હાથી ઝૂરે ઊભા હાટમાં, ઘોડા ઝૂરે ઘોડાર રે;
ધોરી ઝૂરે જોતર્યાં, શેરીએ નવ નાર રે. જોદ્ધા૦

રામ રામ રે—
નથી ત્યાં ઘર મોસાળનું, નથી કાકાનાં ધામ રે;
રણમાં સૂતા તમે એકલા, તજી જગત તમામ રે. જોદ્ધા૦

રામ રામ રે—
કર્મ કર્યાં બહુ ભાતનાં, થયા જીવ સંગાથ રે;
પંથે પળ્યા અસિપત્રને, હાય! રોમરોમ ઘાત રે. જોદ્ધા૦

રામ રામ રે—
સર્વના હાલ જ એહ છે, સ્વર્ગ, મૃત્યુ પાતાળ રે;
આશારામ ભજો રામને, તાકે શિર પર કાળ રે. જોદ્ધા૦

પદ ૬

મરવા ટાણે, હોય રાજા કે ભલે રંક રે.
મરવા ટાણે, નિર્બલ હોય કે નિશંક રે.
મરવા ટાણે, ડહાપણ સઘળું રહે દૂર રે.
મરવા ટાણે, નકામાં નખરાં ને નૂર રે.
મરવા ટાણે, ગાત્રો બધાં ગભરાય રે.
મરવા ટાણે, શક્તિઓ સઘળી સમાય રે.
મરવા ટાણે, ગર્વ બધો ગળી જાય રે.
મરવા ટાણે, હુશિયારી સર્વ હરાય રે.
મરવા ટાણે, ધન–દોલત બધું ધૂળ રે.
મરવા ટાણે, કામ ન આવે ઊંચું કુળ રે.
મરવા ટાણે, જબરાનું નવ ચાલે જોર રે.
મરવા ટાણે, થઈ જાય અંધારું ઘોર રે.
મરવા ટાણે, ખબર કે નહીં સમાચાર રે.
મરવા ટાણે, ઓચિંતો આવે મોટો માર રે.
મરવા ટાણે, દાબ્યું દરદ ન દબાય રે.
મરવા ટાણે, એકે મળે ન ઉપાય રે.
મરવા ટાણે, પાપી જનો પસ્તાય રે.
મરવા ટાણે, ધર્મીની જય જય થાય રે.
મરવા ટાણે, સંત સંગત કરે સ્હાય રે.
મરવા ટાણે, ભક્તિથી દુઃખ દૂર થાય રે.

# ૮ : આનંદઘન

## પદ ૧–રાગ બિહાગ

બેર બેર નહિ આવે, અવસર બેર બેર નહિ આવે. (ટેક)
જ્યું જાણે ત્યું કર લે ભલાઈ, જન્મોજન્મ સુખ પાવે. અવસર૦
તન, ધન, જોબન, સબહીં જૂઠો, પ્રાન પલકમેં જાવે. અવસર૦
તન છૂટે, ધન કો ન કામકો, કાયકું કૃપણ કહાવે ? અવસર૦
જાકે દિલમેં સાચ બચત હૈ, તાકું જૂઠ ન ભાવે. અવસર૦
આનંદઘન પ્રભુ, ચલત પંથમેં, સમરી સમરી ગુન ગાવે. અવસર૦

## પદ ૨–રાગ સારંગ

અનુભવ તું હય હેતુ હમારો. (ટેક)
આય ઉપાય કરો ચતુરાઈ, ઓરકો સંગ નિવારો. અનુભવ૦
તૃષ્ણા રાંડ ભાંડ કી જાઈ, કહા ઘર કરે સવારો ?
શઠ ઠગ કપટ કુટુંબહી પોખે, ઉનકી સંગતિ વારો. અનુભવ૦
કુલટા કુબુદ્ધિ સંગ ખેલકે, અપની મત કયું હારો ?
આનંદઘન સમતા ઘર આવે, બાજે જીત નગારો. અનુભવ૦

## પદ ૩–રાગ આશાવરી

અવધુ કયા માગું ગુણહીણા ? વે ગુણ ગગન પ્રવીણા. (ટેક)
ગાઈ ન જાણું, બજાઈ ન જાણું, નવ જાણું સૂર લેવા;
રીઝ ન જાણું, રિઝાઈ ન જાણું, નહિ જાણું પદસેવા. અવધુ૦
વેદ ન જાણું, કિતાબ ન જાણું, જાણું ન લક્ષણ છંદા;
તર્ક, વાદ–વિવાદ ન જાણું, ના જાણું કવિફંદા. અવધુ૦
જાપ ન જાણું, જુવાબ ન જાણું, નવ જાણું કછુ મંતા;
સિદ્ધ રસાયન હું નવ જાણું, ઓખધ–ભેખજ તંતા. અવધુ૦
ભક્તિ ન જાણું, વિજ્ઞાન ન જાણું, ના જાણું ભજી નામા;
આનંદઘન પ્રભુ કે ઘરદ્વારે, રટન કરું ગુણધામા. અવધુ૦

## ૯ઃ આનંદઘનનય

પદ ૧

સબ જગ રૂઠા રૂઠન દે, મેરા રામ ન રૂઠા જાએ,
અબ આએ. સબ જગ૦
પ્રહ્‌લાદ બેટા ખાંબશે લપટા, નરસિંહ રૂપ દિખાએ,
અબ આએ. સબ જગ૦
ભરી રે સભામાં લજ્જા રાખી, દ્રૌપદીકો ચીર બઢાએ,
અબ આએ. સબ જગ૦
મહાભારતમેં આંડિયા ઢાડી, ઘંટા તૂટ બચાએ,
અબ આએ. સબ જગ૦
આનંદઘનનય દાસ તુમ્હારે, ભક્તનકી લાજ બઢાએ,
અબ આએ. સબ જગ૦

## ૧૦ઃ આત્મારામ

પદ ૧

સખી પડવે તે પંથે ચાલ્યા રે,
મહા વનના તે મારગ ઝાલ્યા રે;
સાથે સીતા ને લછમન બાલા,
રઘુપતિ રામ રૂદયામાં રહેજો રે.
સખી બીજે મઢીમાં બિરાજે રે,
રૂડી નદીઓ તણાં નીર ગાજે રે;
રામ મેલી ગયા રૂડું રાજે,
રઘુપતિ રામ રૂદયામાં રહેજો રે.
સખી ત્રીજે તે વન કેરી ઝાડી રે,
વનફળ મંગાવે છે દહાડી રે;
સારી શોભે સીતાજીની વાડી,
રઘુપતિ રામ રૂદયામાં રહેજો રે.

સખી ચોથે કેવડિયો મહેકે રે,
ફાલ્યોફૂલ્યો તે મોગરો મહેકે રે;
લીલી લતાઓ વન તણી લહેકે,
રઘુપતિ રામ રૂદયામાં રહેજો રે.
સખી પાંચમે પોપટ પાળ્યો રે,
પાંખ લીલી ને કાંઠલો કાળો રે;
મુખે રામ ભણંતો ભાળ્યો,
રઘુપતિ રામ રૂદયામાં રહેજો રે.
સખી છઠે છેતરવા આવ્યો રે,
કૂડો કપટી રાવણ સાથ લાવ્યો રે;
સુવર્ણમુખનો મૃગ બનાવ્યો,
રઘુપતિ રામ રૂદયામાં રહેજો રે.
સખી સાતમે શ્રીહરિ સમર્યા રે,
વાડી ભેળી ઉરાડ્યા ભમરા રે;
ડંખ સહિત તાણ્યા છે ડમરા,
રઘુપતિ રામ રૂદયામાં રહેજો રે.
સખી આઠમે રામે નિહાળ્યો રે,
ધનુષ ધારીને મૃગલો માર્યો રે;
મૃગ મરતાં એમ નામ પોકાર્યો,
રઘુપતિ રામ રૂદયામાં રહેજો રે.
સખી નોમે તે નાખ્યું તીર રે,
જઈ વાગ્યું મૃગને શિર રે;
ધાજો ધાજો લક્ષ્મણ વીર,
રઘુપતિ રામ રૂદયામાં રહેજો રે.
સખી દશમે સીતા કહે લક્ષ્મણને રે,
બેલી વીરા બોલાવે છે તમને રે;

આડી આણુ દીધી છે અમને,
રઘુપતિ રામ રૂદયામાં રહેજો રે.
સખી એકાદશી અપવાસી રે,
લંપટ લેવાનો લાગ તપાસી રે;
રાવણ સીતાને લઈ ગયો નાસી,
રઘુપતિ રામ રૂદયામાં રહેજો રે.
સખી બારસે હનુમાન બળિયો રે,
ઠેકી સમુદ્ર પાર નીકળિયો રે;
જઈ જોગમાયાને મળિયો,
રઘુપતિ રામ રૂદયામાં રહેજો રે.
સખી તેરસે ત્રંબાળુ ગાજે રે,
હાક હનુમાન કેરી વાગે રે;
લાય લંકા તે ગઢમાં લાગે,
રઘુપતિ રામ રૂદયામાં રહેજો રે.
સખી ચૌદશે ચિત્ત વિચારી રે,
ફોજ વાંદરાની રચી સારી રે;
રામે રાવણને નાખ્યો મારી,
રઘુપતિ રામ રૂદયામાં રહેજો રે.
સખી પૂનમે પ્રભુજી આવ્યા રે,
થાળ ભરી મોતીડે વધાવ્યા રે;
માતા કૌશલ્યાને મન ભાવ્યા,
રઘુપતિ રામ રૂદયામાં રહેજો રે.
સખી પંદરે તિથિ થઈ પૂરી રે,
એમાં એકે નથી અધૂરી રે;
આત્મારામની વાણી મધુરી,
રઘુપતિ રામ રૂદયામાં રહેજો રે.

## ૧૧ : ઇચ્છાદાસ

### પદ ૧-રાસ

(મધરાતે માવાની વેણુ વાગી રે, એ ચાલ)

મારો વા'લો ભગત-હિતકારી રે,
તેણે દેહ જગતમાં ધારી રે. મારો૦
મીરાંબાઈનાં કારજ કીધાં રે,
તેનાં ઝેર પોતે લઈ પીધાં રે. મારો૦
નરસી મેતાની હૂંડી સિકારી રે,
હરિરૂપ શામળશાનું ધારી રે. મારો૦
નળ રાજા સતવાદી ભારી રે,
એને ઘરે દમયંતી નારી રે. મારો૦
એ તો રાજ મેલીને વન ચાલ્યા રે,
હરિ દયા કરીને હાથે ઝાલ્યા રે. મારો૦
રાજા હરિશ્ચંદ્ર રાણી રોહીદાસા રે,
એણે મેલી જગતની આશા રે. મારો૦
નામદેવની છત છપાઈ રે,
હરિ મૃતક ગાય જિવાડી રે. મારો૦
પીપો રાજા સીતા તેની નારી રે,
એક દીધો સેવક સંગ ભારી રે. મારો૦
જેદેવજી અષ્ટપદી ગાઈ રે,
પોતે મૂઈ તે ગાય જિવાઈ રે. મારો૦
ધને ભક્તે ખેતર વેળુનાં વાવ્યાં રે,
એ તો ઘઉંનું ગાડું ઘરે લાવ્યા રે. મારો૦
ભક્તિ કરે પ્રહ્લાદજી ભારી રે,
હરિ થંભ ફોડી રૂપ ધારી રે. મારો૦

શ્રીબાઈ તે જાતની કુંભારી રે,
હરિ માંજારીનાં બાલક ઉગારી રે. મારો૦
દેવો પંડ્યો તે પૂજારી રે,
હરિ પોતે સફેદ કેશ ધારી રે. મારો૦
મોરધ્વજને ઘરે હરિ આઈ રે,
એનું શીશ માગ્યું વેરાઈ રે. મારો૦
બળિરાજા પાસેથી દાન લીધું રે,
હરિ તે દી વામનરૂપ કીધું રે. મારો૦
શેઠ સગાળશા ચંગાવતી રાણી રે,
હરિએ કુંવર માગ્યો પ્રેમ જાણી રે. મારો૦
સેન ભગત સંત સેવા માની રે,
હરિ પોતે રાજાને રિઝાઈ રે. મારો૦
રંકા પંકા ભારી વેચી ખાતાં રે,
એ તો હેતે હરિના ગુણ ગાતાં રે. મારો૦
સુધન્વાને અંગે પ્રેમ ભારી રે,
હરિ દીધી કડા તેની ઠારી રે. મારો૦
જ્યારે ગિનકાએ હરિમાં ચિત્ત દીધો રે,
તેને હાથે હરિએ મુકુટ લીધો રે. મારો૦
એક મામો ભાણેજ બીજો સંગે રે,
એ તો રીઝ્યા હરિને પ્રેમરંગે રે. મારો૦
ગુરુ કીધા શ્રાવક બોધ લીધો રે,
રંગનાથનો મંદિર પૂરો કીધો રે. મારો૦
ભક્ત કોલવાની ભીડ સંભારી રે,
મંદિર ફેર્યાં છે આપ મુરારિ રે. મારો૦
વિપ્ર સુદામે આરતી કીધી રે,
હરિએ દાસ જાણીને સાર લીધી રે. મારો૦

ઉમા બાઈએ સુતને વિષ દીધો રે,
સંત આવી કુંવર બેઠો કીધો રે. મારો૦
ભક્તિ કરે અમરીષ પોતે રાજા રે,
ચક્ર મેલી કીધાં તેનાં કાજ રે. મારો૦
વિખ મેટી વિખ્યા હરિએ કીધી રે,
ચંદ્રહાસને રાજગાદી દીધી રે. મારો૦
ભક્ત જેમલજી રૂપ જુદ્ધ જીત્યા રે,
શત્રુ મારીને રાજપાટ દીધાં રે. મારો૦
ભક્ત ભવાન હરિગુણ ગાતો રે,
કાષ્ટ તરવારે લાખ પટો ખાતો રે. મારો૦
પોઠ ભરી કબીરજીને દીધી રે,
એણે સંતસેવા બહુ કીધી રે. મારો૦
સબરીબાઈનાં બોર હરિ લીધાં રે,
તેનાં કામ સફળ હરિએ કીધાં રે. મારો૦
ગજ બૂડતાં નામ ઉચાર્યો રે,
ગ્રૂડ મારીને ભક્ત ઓધાર્યો રે. મારો૦
સતી દ્રૌપદીનું ચીર જે દી તાણ્યું રે,
હરિએ કર્યાં તે નવસેં નવાણું રે. મારો૦
એવા દીનદયાળ સંગે રે'જો રે,
દાસ ઇચ્છાને શરણે લેજો રે. મારો૦

## ૧૨ : એકનાથ

### પદ ૧

હરિ બોલા દેતાં, હરિ બોલા ઘેતાં,
હસતાં ખેલતાં, હરિ બોલા.
હરિ બોલા ગાતાં, હરિ બોલા ખાતાં,
સર્વ કાર્ય કરતાં, હરિ બોલા. હરિ૦

હરિ બોલા એકાંતી, હરિ બોલા લોકાંતી,
દેહ ત્યાગા અંતી, હરિ બોલા. હરિ૦
હરિ બોલા ભાંડતાં, હરિ બોલા કાંડતાં,
ઊઠતાં, બેસતાં, હરી બોલા. હરિ૦
હરિ બોલા જની, હરિ બોલા વિજની,
એકા જનાર્દનીં, હરિ બોલા. હરિ૦

પદ ૨

ધન્ય આજ દિન સંત દર્શનાચા, અનંત જન્મીંચા શીણ ગેલા,
મજ માટે ત્યાસી આલિંગન દ્યાવે, કદ ન છોડાવે ચરણ ત્યાચે.
ત્રિવિધ તાપાંચી ઝાલી બોળવણ, દેખિલે ચરણ વૈષ્ણવાચે,
એકા જનાર્દનીં ઘડો ત્યાચા સંગ, ન વ્હાવા વિયોગ જન્મોજન્મી.

પદ ૩

જેં જેં દ્રષ્ટિં દિસે તેં તેં હરિરૂપ, પૂજા ધ્યાન જપ ત્યાસી નાહીં.
વૈકુંઠકૈલાસી તીર્થક્ષેત્રીં દેવ, તયાવિણ ઠાવ કરિતા કોઠેં.
વૈષ્ણવાંચેં ગુહ્ય મોક્ષાચા એકાંત, અનંતાસી અંત પહાતાં નાહીં.
આદિ મધ્ય અંતીં અવધા હરિ, એક એકચી અનેક એક હરિ.
એકાકાર ઝાલે જીવ તેચિ દોન્હી, એકા જનાર્દનીં એસેં કેલેં.

પદ ૪

નામાવિણ મુખ સર્પાચેં તે બીળ, જિહ્વા નવ્હે કાળસર્પ આહે.
વાચા નવ્હે લાંવ જળો ત્યાંચાચેં, જીણેં યાતના ભોંગણેં યમપુરીં.
હરિવિણ કોણી નાહીં સોડવિતા, પુત્ર બંધુ કાંતા સંપતીચે.
અંતકાળી કોણી નાહીં આ સાંગાતી, સાધુચે સંગતી હરિ જોડે.
કોટી કુળેં તારી હરિ અક્ષરેં દોની, એકા જનાર્દનીં પાઠ કેલીં.

પદ ૫

આવડીનેં ભાવેં હરિનામ ઘેસી, તુઝી ચિંતા ત્યાંસી સર્વ આહે.
નકો ખેદ ધરું કોણુત્યા ગોષ્ટિચા, પતિ તો લક્ષ્મીચા જાણતસે.

સકળ જીવાંચા કરિતો સંભાળ, તુજ મોકળિલ એસેં નાહીં.
જૈસી સ્થિતિ આહે તૈસા પરિ રાહે, કૌતુક તું પાહે સંચિતાચેં.
એકા જનાર્દની ભોગ પ્રારબ્ધાચા, હરિકૃપેં ત્યાચા નાશ ઝાલા.

## ૧૩ : કબીર

### પદ ૧

જમકા અજબ તડાકા બે, તું કયા જાને લરકા બે....(ટેક)
પીર મરે, પેગંબર મર ગયે, મર ગયે જંદા જોગી;
જપી, તપી, સંન્યાસી મર ગયે, મર ગયે બંદા રોગી. જમકા૦
નવ ભી મર ગયે, દશ ભી મર ગયે, મર ગયે સહસ્ર અઠ્યાસી;
તેંતીસ કોટી દેવ ભી મર ગયે, પડે કાલકી ફાંસી. જમકા૦
બડે મિજાજી કંઠડે બેઠે, કર વિયા કછુ તાજા;
માર ઝપટ જમ પકડ લે જાવે, જ્યોં તેતરકોં બાજા. જમકા૦
તીન લોક પર છતર બિરાજે, લૂંટ્યા કુંજબિહારી;
કહેત કબીરા સોભી મર ગયે, રૈયત કોન બિચારી? જમકા૦

### પદ ૨–રાગ બિલાવર

ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો? ભમ્યો દિવસ ને રાત;
માયાનો બાંધેલ પ્રાણીઓ, સમજ્યો નહિ શુદ્ધ વાત. ભૂલ્યો૦
કુંભ કાચો, કાયા જાજરી, જોઈને કરોને જતન;
વણસતાં વાર લાગે નહીં, રાખો રૂડું રતન. ભૂલ્યો૦
કેનાં છોરુ, કેનાં વાછરુ? કેનાં માય ને બાપ?
અંતકાળે જાવું એકલાં, સાથે પુણ્ય ને પાપ. ભૂલ્યો૦
જે ઘેર નોબત વાજતી, હોતા છત્રીશ રાગ;
ખંડેર થઈ તે ખાલી પડ્યાં, કાળા ઊડે છે કાગ. ભૂલ્યો૦
જીવની આશા ડુંગર જેવડી, મરણ પગલાંને હેઠ;
મોટા મોટા મરી ચાલિયા, લાખો લખપતિ શેઠ. ભૂલ્યો૦

ઊલટી નદી પૂર ઊતરી, જાવું પેલે રે પાર;
આગળ નીર નહીં નહીં મળે, જોઈએ તે લેજે હાર. ભૂલ્યો૦
સતકર્મ સદ્વસ્તુ વહોરજો, ઈશ્વર-સમરણ સાથ;
કબીર જુહારીને નીસર્યો, લેખું સાહેબને હાથ. ભૂલ્યો૦

પદ ૩

મુખડા ક્યા દેખો દરપનમેં ?
તેરે દયા ધરમ નહિ મનમેં. મુખડા૦
કાગદકી તો નાવ બનાઈ, તરતી છોડી જલમેં;
ધરમી ધરમી પાર ઊતર ગયે, પાપી ડૂબે છિનમેં. મુખડા૦
જબ લગ ફૂલ રહે ફૂલવાડી, વાસ રહે નિજ ફૂલનમેં;
એક દિન ઐસી હો જાવેગી, ખાખ ઊડેગી તનમેં. મુખડા૦
ચૂઆ ચંદન અબીર અરગજા, શોભે ગોરે તનમેં;
ધન જોબન ડુંગરકા પાની, ઢલ જાવેંગા છિનમેં. મુખડા૦
નદિયાં ગહેરી નાવ પુરાની, ઊતર ચલે સુગમમેં;
ગુરુમુખ હોએ સો પાર ઊતરે, નગુરા રોવે વનમેં. મુખડા૦
કૌડી કૌડી માયા જોડી, સુરત રહે નિજ ધનમેં;
દસ દરવાજે ઘેર લિયે જબ, રહ ગઈ મનકી મનમેં. મુખડા૦
પગિયાં માંગ[1] સમારે, લેત જુલી જુલ તનમેં;
કહત કબીરા સુનો ભાઈ સાધુ, એ ક્યા લઢ રહે મનમેં. મુખડા૦

પદ ૪

સતગુરુકા મરમ ન જાના, સાધુ ભાઈ દેખત જગ સબ ન્યારાજી.
હિંદુ કહે વો રામ હમારા, મુસલમીન રહેમાના;
આપસમેં દોઉ લડ લડ મુવે, કુબ્ધા મોલ પછાનાજી. સાધુ૦
કેતેક નેમી ધરમી કહાવે, પ્રાત કરે અસનાના;
આતમ માર પાષાનકું પૂજે, ઉનકા કોન ગિનાનાજી. સાધુ૦

---
૧ વાળની પાંતી, સેંથો.

કેતેક પીર ઓવલિયા કહાવે, પઢત કિતાબ કુરાનાજી;
કહે હો મુરીદ તકલીબ બનાવે, ઉન્ને અલા નહીં જાનાજી. સાધુ૦
ઈસબિધ ચલદ કહ હમકો, આપ કહાવે શ્યાનાજી;
કહે કબીર સુનો ભાઈ સાધુ, દોનોમેં કોન દીવાનાજી? સાધુ૦

પદ ૫-ઠૂમરી

પી લે પ્યાલા હો મતવાલા!
 પ્યાલા પ્રેમ હરિરસ કા રે પી લે. (ટેક)
પાપ-પુન્ય ભોગનકું આયા,
 કોન તેરા તું હે કિસિકા રે?
બિના સમજ ભવપાર ન ઊતરે,
 ધન જોબન સપના નિશિકા રે. પી લે પ્યાલા૦
જૈસા અંગાર ચકોર ભ્રખત હે,
 પહિલે ધ્યાન ધરે શશિકા રે;
અમૃત-પ્યાલા કોઈ સંતજન પીવે,
 ઓર ઘરાક સબ વિષકા રે? પી લે પ્યાલા૦
નાભિકમલ બિચ હે કસ્તૂરી,
 કેસેં ભરમ ટળે પશુકા રે?
બિના સમજ ભવપાર ન ઊતરે,
 જૈસે હરણ ફરે વનકા રે. પી લે પ્યાલા૦
ભવસાગર ઊતરવા જો ચાહો,
 તો તજ કામનીકા ચસકા રે;
કહત કબીર સુનો ભાઈ સાધુ,
 નખશિખ રોષ ભર્યો વિષકા રે. પી લે પ્યાલા૦

પદ ૬-રાગ ગોડી

જા ઘર કથા નહિ હરિકીરતન, સંત નહીં મિજમાના;
તા ઘર જમડે ડેરા દીના, સાંજ પડે સમશાના. (ટેક)

મેરી મેરી કરત હૈ મૂરખ, મિથ્યા ન માન ગુમાના;
સાધુસંતકી સેવા ન કીની, કિસબિધિ હોય કલ્યાના? જા ઘર૦
ફૂલ્યાફાલ્યા ક્યા ફિરતે હોં? ક્યા બતલાવત અંગા?
એક પલકમેં ફના હો જાયગા, જેસા રંગ પતંગા. જા ઘર૦
નાભિકમલસેં નાવ ચલત હૈ, દ્વાદશ મીન ઠેરાના;
અધર તખત પર નુરત નિશાના, એહી સતગુરુકી સાના. જા ઘર૦
ગ્યાન, ગરીબી, પ્રેમ-ભગતિ, સંત નામ નિશાના;
મેહને વૈરાગે ગુરુ-ગમ જાગે, સહી વિધિ હોત કલ્યાના. જા ઘર૦
કાલ-નગારા નિશદિન બાજે, કયા બુઢ્ઢા? ક્યા જુવાના?
કહત કબીર સુનો ભાઈ સાધુ, છોડ ચલો અભિમાના. જા ઘર૦

પદ ૭

ગરવ કિયો સોઈ નર હાર્યો,
સિયારામજીસેં ગરવ કિયો સોઈ નર હાર્યો. (ટેક)
ગરવ કિયો રતનાગર સાગર, નીર ખારો કર ડાર્યો. સિયા૦
ગરવ કિયો ચકવા ને ચકવી, રેન બિછો કરી ડાર્યો. સિયા૦
ગરવ કિયો આવલ કે ફૂલડે, જઈ ચમાર કુંડમેં ડાર્યો. સિયા૦
ગરવ કિયો લંકાપતિ રાવન, રાજ બેહાન કર ડાર્યો. સિયા૦
ગરવ કિયો અંજની કે પૂતર, પાઉં ખોડો કર ડાર્યો. સિયા૦
ગરવ કિયો હરણાકંસ રાક્ષસ, નો'ર વધારીને માર્યો. સિયા૦
ગરવ કિયો દ્રોણાચલ ડુંગર, ટુકડા ટુકડા કરી ડાર્યો. સિયા૦
કહત કબીરા સુનો ભાઈ સાધુ, શરન ગયો સો ઉગાર્યો. સિયા૦

પદ ૮

ભજનગઢ બાંધોની મેરે ભાઈ, તેરી જમસેં હોગી લરાઈ. (ટેક)
ધ્રુવે બાંધ્યો, પ્રહ્‌લાદે બાંધ્યો, બાંધ્યો મીરાંબાઈ;
અબ ખોરે ઐસોહી બાંધ્યો, ઠાંવ ચલ્યો તપ સાહી. ભજન૦

રામનામકા કિલ્લા બનાયા, ધર્મકી બુરજ લગાઈ;
જ્ઞાનકે મોરચે શક્ક કરાયે, સમતાકી ખાઈ બનાઈ. ભજન૦
શીલ સંતોષકે સુદ્ધા લેકર, લોભકો માર હઠાઈ;
કાયરસેં કછુ કામ ન સંતો! રાખો શૂર સિપાઈ. ભજન૦
દયા તોપકી કર લો ત્યારી, શમ-દમ નાલ બનાઈ;
સાચકી ચકમક અગ્નિ દિખાયે, કામકી ફોજ હઠાઈ. ભજન૦
નયન-પલકકી પાટી નીકલ્યો, શ્રવન બારી બુંદાઈ;
રંરંકારકો ધ્યાન લગાવો, ઐસે સમાન ભરાઈ. ભજન૦
લગી નોકરી ગુરુ ગયો જાચન, ફક્કડ ગયે સિપાઈ;
મન કર જીન, લક્કડ ઘોડા, સુરત લગામ બનાઈ. ભજન૦
કામ, ક્રોધ, મદ, લોભ, મોહકી, બીર હય થાત લડાઈ;
ભરમ અજ્ઞાન રેન દિન ભટકત, સબ દુનિયા ભરમાઈ. ભજન૦
પાંચકો માર પચીશકો બશકર, જ્યોતમેં જ્યોત મિલાઈ;
કહત કબીરા સુન ભાઈ સાધુ, તબ જીતેગો લડાઈ. ભજન૦

### પદ ૯-રાગ ભૈરવી

પાની મેં મીન પિયાસી, મોયે સુન સુન આવત હાંસી. (ટેક)
આતમજ્ઞાન વિના નર ભટકે, કયા મથુરા, કયા કાશી રે? પાની૦
જોગી હોકર બસે જંગલમેં, બન બન ફિરત ઉદાસી રે. પાની૦
કસ્તૂરી મૃગનાભિ બસત હય, ઢૂંઢત હૈ બન ઘાસી રે. પાની૦
પોથી પઢ પઢ પંડિત મૂવે, તોય ન મિલે અવિનાશી રે. પાની૦
મસીદ ચઢ કર મુલ્લાં પુકારે, તોય ન મિટે જમફાંસી રે. પાની૦
કહત કબીરા સુનો ભાઈ સાધુ, ગુરુ બિના ન ટળે ચોરાસી રે. પાની૦

મટ્ટી ચૂન ચૂન કર મ્હેલ બનાયા, ગમાર કહે ઘર મેરા હય;
ના ઘર તેરા, ના ઘર મેરા, ચિડિયા રૈનબસેરા હય. કર૦
ઇસ દુનિયા મેં કોઈ નહિ અપના, અપના અપના કરતા હૈ;
કાચી માટીકા બના પૂતલા, ઘડી પલકમેં ઢલતા હૈ. કર૦
ઇસ દુનિયા મેં નાટકચેટક, દેખ ભટકતા ફિરતા હૈ;
કહે કબીર સમજ લે મૂરખ, પ્રભુ કો ક્યું ન સમરતા હૈ? કર૦

પદ ૧૧–રાગ કલ્યાણ

ઈસ શરાકે બીચ મુસાફિર, કયા કયા તમાશા હો રહા. (ટેક)
કોઈ સમેટત હૈ બિસ્તરકો, કોઈ જમાકે સો રહા;
કોઈ બજાવે કોઈ ગાવે, કોઈ બેઠા રો રહા. ઈસ૦
કોઈ લપેટત હૈ સુગંધી, કોઈ મેલકું ધો રહા;
કોઈ લેવે રામનામ કો, કોઈ કાંટા બો રહા. ઈસ૦
કોઈ જમાવે માલ બહુતસા, કોઈ ગાંઠસે ખો રહા;
હલચલ હલચલ હોત કબીરા, આજ કાલ દિન દો રહા. ઈસ૦

પદ ૧૨

ભાઈ મારો સાથીડો રિસાણો, તેને કોણ મનાવા જાય? (ટેક)
કાચી માટીના ઘડ્યા ઘડૂલા, ઘાટ એ ફૂટી જાય;
પરદેશીની પ્રીતડી તે, પળમાં તૂટી જાય. ભાઈ૦
પિંજરમાંથી પોપટ હાલ્યો, પિંજર ઝોલાં ખાય;
સરખી મળી સાહેલીઓ, કંઈ અવળાં મંગળ ગાય. ભાઈ૦
પાંચ તત્ત્વનો પિયુ હમારો, તે છોડ્યો કેમ જાય?
જ્ઞાન ગરીબી રાખું હૃદયમાં, થનાર વસ્તુ થાય. ભાઈ૦
સદ્ગુરુનું સ્મરણ કરતાં, હૃદયકમલ ફૂલી જાય;
કહત કબીરા સુનો ભાઈ સાધુ, વૈકુંઠવાસી થાય. ભાઈ૦

### પદ ૧૩

મળે તો હરિજન મળજો રે, દુરિજન દૂરથી પળજો રે;
હરિજન મારા આવિયા, ને હસી અમારી દેહ; (૨)
રામેરામ રંગ લાગી રહ્યો, જેમ વાદળ વરસે મેહ. મળે૦
હરિજન મારા આતમા, ને હું હરિજનની દેહ; (૨)
રામેરામ રંગ લાગી રહ્યો, જેમ નેનામાં વહે નેહ. મળે૦
હરિજન ગાંઠડી હીરાની તે, ગરજ વિના મત ખોલ; (૨)
કોઈ મળશે હીરાપારખુ, એ લેશે મોંઘે મોલ. મળે૦
હરિજન મારા સૂઈ રહ્યા, એની ચોકી કરે ભગવાન; (૨)
દાસ કબીરની વિનતિ, એને ચરણકમલ વિશ્રામ. મળે૦

### પદ ૧૪

આનંદકો ઘર પાયો, અબ મેં આનંદકો ઘર પાયો!
જબસે કૃપા ભઈ સદ્‌ગુરુકી, અભય નિશાન ચઢાયો. અબ૦
કામ ક્રોધકી મટકી પટકી, ગંગા-જમના ન્હાયો. અબ૦
હદ-ઘર છોડી બેહદ-ઘર આસન, ગગનમંડલમેં છાયો. અબ૦
ચંદા સૂરજ દિન ન રૈન ન, તહાં મેં મઠ ઠેરાયો. અબ૦
કહત કબીર સુનો ભાઈ સાધુ, અલખ નિરંજન ગાયો. અબ૦

### પદ ૧૫

હમ ન મરી હૈ, મરી સંસારા, હમકુ મિલ્યા જિયાવનહારા.
અબ ન મરું મરને મન માના, તેહી મૂએ જીને રામ ન જાના.
સાકુટ મરે સંત જન જીવે, ભરી ભરી રામ-રસાયન પીવે.
હરિ મરે તો હમહિં મરી હૈ, હરિ ન મરે તો હમ કાયકુ મરી હૈ.
કહે કબીર મન મનહીં મિલાવા, અમર ભયે સુખસાગર પાવા.

બનિતા, સુત, દેહ, ગેહ, સંપત્તિ સુખદાયી;
ઈનમેં કછુ નાહીં તેરો, કાલ જાત ખાઈ. રામ૦
અજામેલ, ગજ, ગુણિકા, પતિતકર્મ કીનો;
સો ભી ઊતર પાર ગયે, રામનામ લીનો. રામ૦
સુકર કુકર યોનિ ભમે, લાજ તોહું ન આઈ;
રામનામ–અમૃત છાંડ, કાહે વિખ ખાઈ? રામ૦
ભર્મ, કર્મ તજી કુકર્મ, રામનામ લેહી;
ગુરુપ્રસાદ જન કબીર, રામ રામ કેહી. રામ૦

પદ ૧૭

હંસા! હંસ મિલે સુખ હોઈ, સાધુસંત મિલે સુખ હોઈ. (ટેક)
બગલે સંગ ન જાઈએ હંસા, વહાં સાથી ના કોઈ;
માનસરોવર મોતી ચુગીએ, અંતર આનંદ હોઈ. હંસા૦
અમીરસ ઝરિયા સરોવર ભરિયા, મુક્તિમારગ સોહી;
કહે કબીર સુનો ભાઈ સાધુ, જહાં દેખું વ્હાં વોહી. હંસા૦

પદ ૧૮

પ્રભુભક્તિકા ગુણ કહા, જો જગત ભગત જન એક સમાના;
કે તો વહ ભગત નહીં, કે તો જૂઠા હૈ બાના. જગ૦
માનસરોવર ગુણ કહા, હંસ જો તહાં દુખિયારી;
કે તો વહ સરવર નહીં, કે બગુલા હૈ ભેખધારી. જગ૦
પુષ્પવાસ કા ગુણ કહા, જો અલિ[×] લે નહિ વાસ;
કે તો વહ નહિ પુષ્પ હૈ, કે તો ભમર ઉદાસ. જગ૦
કલ્પવૃક્ષકા ગુણ કહા, નહીં કલ્પના જાઈ;
કે તો વો સુરવૃક્ષ નહીં, કે સેવક જૂઠા હિ. જગ૦

× અલિ=ભમરો

સાધુસંગકા ગુણ કહા, મનકા ભરમ ન જાઈ;
કે તો વો સાધુ નહીં, કે મનમેં કુટિલાઈ. જગ૦
ઉદારતાકા ગુણ કહા, જો કછુ દાન ન દીના;
કબીર વહ દાતા નહિ, કે ભિક્ષુ કરમવિહીના. જગ૦

પદ ૧૯

સાધુ! ક્ષમા બડેકુ ચાહિયે, દેખી છોટે કા ઉતપાત;
કહા વિષ્ણુ કો ઘટી ગયો, જો ભૃગુને મારી લાત? સાધુ૦
જહાં દયા તહા ધર્મ હૈ, જહા લોભ તહા પાપ;
જહાં ક્રોધ તહા કાલ હૈ, જહાં ક્ષમા તહાં આપ. સાધુ૦
કરગસ સમ દુર્જનવચન, રહૈ સંતજન ટારી;
બિજલી પરૈ સમુદ્ર મેં, કહા સકેગી જારી? સાધુ૦
ખોદ ખાદ ધરતી સહૈ, કાટ કુટ બનરાય;
કુટિલ બચન સાધુ સહૈ, ઔર સે સહા ન જાય. સાધુ૦

પદ ૨૦

અંધે! ચાલ ચલત તું જૂઠી, તેરી અખિયાં દોનુ ફૂટી...(ટેક)
દમડી કારન મન લલચાવે, વાણી મેં બ્રહ્મજ્ઞાની;
ઇંદ્રિય કે મદ રાતામાતા, ડૂબ મૂઆ અભિમાની. અંધે૦
જબ લગ તેલ દીવામેં બત્તી, તબ લગ થા સંસારા;
જલ ગયા તેલ બૂઝ ગઈ બત્તી, મહેલ હુઆ અંધિયારા. અંધે૦
આસપાસ તેરે સ્નેહી ઝૂરે, બાહેર ઝૂરે ભાઈ;
ઘર ભીતર તેરી જોરૂ ઝૂરે, ગલિયાં ઝૂરે માઈ. અંધે૦
કિસકી જોરૂ, કિસકી માઈ, કિસકા ભાઈ ભોજાઈ?
પંથ ચલે લે પાંચ બંધવા, હંસ એકલા જાઈ. અંધે૦

યે સંસાર તો સ્વારથસ્નેહી, અપનો નાહીં કોઈ;
કહે કબીર સુન ભાઈ સાધુ, રહે રામકો હોઈ. અંધે૦

પદ ૨૧

ખેલ દુનિયામેં પૈસેકા, સબ કુછ ખાતાં હે પૈસા! (ટેક)
પૈસા જોરૂ, પૈસા લડકા, પૈસા બાબા બહેના;
પૈસા હાથી, પૈસા ઘોડા, પૈસા કપડા ગહેના. ખેલ૦
પૈસા દેવ, પૈસા ધરમ, પૈસા સબ કુછ ભાઈ;
પૈસા રાજા રાજ્ય કરાવે, પૈસા કરે લડાઈ. ખેલ૦
પૈસા હાથીસે ઉતરાવે, પૈસા ગાદી બેઠાવે;
એક દિન પૈસા બદલ ગયા તો, પાઉમેં લંગર પહેરાવે. ખેલ૦
પૈસા ચેલા, પૈસા ગુરુ, પૈસા ભક્તિ કરાવે;
કહત કબીરા સુન ભાઈ સાધુ, પૈસા ધૂમ મચાવે. ખેલ૦

પદ ૨૨

સબ હે પૈસેકા ભાઈ, અપના સાથી નહીં કોઈ. (ટેક)
ખાનેપીનેકુ પૈસા હોય તો, જોરૂ બંદગી કરે;
એક દિન ખાના નહીં મિલે તો, ફિર કે જવાબ કરે. સબ૦
જબ લગ પૈસા પાસ મેં, તબ લગ લોક દ્વાર મેં ડોલે;
અપના પૈસા નિકલ ગયા તો, કોઈ ન મીઠા બોલે. સબ૦
ભાઈબંધ ઓર સગાંસંબંધી, સબ પૈસેકા ભાઈ;
દિલકા સાથી કોઈ નહીં, યે કબીર દેત સુનાઈ. સબ૦

પદ ૨૩

તીરથ કોન કરે? હમારો, તીરથ કોન કરે?
બાહેર કોન ફિરે? હમારો તીરથ કોન કરે?
મનમેં ગંગા, મનમેં જમના, મનમેં સ્નાન કરે,
મનમેં કેદાર, કાશી મનમેં, મનમેં ધૂની જલે. હમારો૦

મનમેં આસન, મનમેં શાસન, મનમેં ભક્તિ કરે,
મનમેં મુદરા, મનમેં આલા, મનમેં ધ્યાન ધરે. હમારો૦
મનમેં જપ ઓર તપ ભી મનમેં, મનમેં જ્ઞાન ભરે,
કહત કબીરા સુન ભાઈ સાધુ, ભટકત કોન મરે? હમારો૦

પદ ૨૪

કબ સુમરોગે રામ, અબ તુમ કબ સુમરોગે રામ? (ટેક)
ગર્ભવાસ મેં જપતપ કીનો, નિકલ હુવા બેઈમાન. અબ૦
બાલપણા હસીખેલ ગમાયો, તરુપન મેં કામ. અબ૦
હાથપાંવ જબ કંપન લાગે, નિકલ ગયો અવસાન. અબ૦
જૂઠી કાયા, જૂઠી માયા, આખર મોત નિદાન. અબ૦
કહત કબીરા સુનો ભાઈ સાધુ, દો દિનકે મિજબાન. અબ૦

પદ ૨૫

મેં ગુલામ, મેં ગુલામ, મેં ગુલામ તેરા;
તું હે સાહેબ પ્રભુ, મેં હું તેરા ચેરા. મેં૦
રૂપ નહીં, રંગ નહીં, વર્ણ નહીં છાયા;
નિરાકાર નિર્ગુણ પ્રભુ, તું હે રામરાયા. મેં૦
એક રોટી દો લંગોટી, દ્વાર તેરે પાઉં;
કામ ક્રોધ છાંડી પ્રભુ, તેરા ગુણ ગાઉં. મેં૦
મહેરબાન મહેરબાન, મે'ર મ્હાઉં તેરી;
દાસ કબીર ચરણ ખડા, નજર રખો મેરી. મેં૦

પદ ૨૬

ભઈયા! રામ કહો, મુખસે રામ કહો;
સંતશરણ ગ્રહો, મુખસે રામ કહો. ભઈયા!૦

જાવે અંબર, જાવે ધરણી, જાવે ચંદર સૂર;
ગંગા, સાગર, જમુના જાવે, પાણી પવન પૂર. ભઈયા !૦
કાયા જાવે, માયા જાવે, જાવે તીનો લોક;
કબીર દશરૂપ સબ જાવે, ક્યા કરનો જન શોક? ભઈયા !૦

પદ ૨૭

કલજુગમેં ભજત નહીં, કલજુગવા–કલજુગમેં !
માલ મીઠાઈ, લહુ, મેવા, જોરુકું ખિલાવે;
વાસી લૂખા સૂખા ટુકડા, માતપિતા નહીં પાવે. કલજુગમેં૦
પાન સુપારી લવિંગ એલાચી, જોરુકું ખિલાવે;
ચૂના તમાકુ તપકીર ચપટી, માતપિતા ના પાવે. કલજુગમેં૦
શાલદુશાલા પલંગ બિછોને, જોરુકું પોઢાવે;
ટૂટી ખાટ પુરાની ટાટ, સો માતપિતા ના પાવે. કલજુગમેં૦
કહેત કબીર સુન ભાઈ સાધુ, દુનિયા એસી દીવાની;
મહાદેવકું તો છોડ દીયા, ઓર પૂજે લોક ભવાની. કલજુગમેં૦

પદ ૨૮

આગે સમજ પડેંગી ભાઈ–આગે. (ટેક)
યાતો ઉદર ભરી ભરી ખાયો, બહુ બહુ માન બડાઈ;
તુમ પર દયા કહાં સે હોગી? તુમ્હે દયા નહિ આઈ. આગે૦
યાતો માલ સંપત્તિ જમાઈ, ધન બહુવિધ કમાઈ;
વાંકી કમાઈ કછુ ન કીની, વૃથા જનમ નસાઈ. આગે૦
હરિસુમરણ ના સંતકી સેવા, પરનિંદા ચિત લાઈ;
પૈર પૈર પર કાંટા લાગ હો, યે ફૂલ આખર પાઈ. આગે૦
કહે કબીરા સુનો ભાઈ સાધુ, કિસ સે કહ્યો ન જાઈ?
સત્ય બોલે સો મારી જાવે, જૂઠ પ્રતીતિ આઈ. આગે૦

પદ ૨૯

રમતા રામ ફકીર, કોઈ દીન યાદ કરેગે. (ટેક)
અગરુ ચંદનકી ધુની લગાઈ, ગંગાજમના તીર. કોઈ૦
ઈડા, પિંગલા, સુષુમના નાડી, વિરલા જાનત વીર. કોઈ૦
રામનામ તીરથ મહા પાવન, ના'વે નિર્મલ નીર. કોઈ૦
કહત કબીરા સુનો ભાઈ સાધુ, બના બેફિકર ફકીર. કોઈ૦

પદ ૩૦

રામ ન જાને ઓર ન જાને સે ક્યા હો? (ટેક)
રામ અમીરસ હૈ જિન માંહી, ઔર દુજા રસ પીનેસે ક્યા હો? રા૦
ભક્ત સોહી હરિ કે ગુન ગાવત, ઔર દુજા ગુન ગાનેસે ક્યા હો? રા૦
જાપ સોહિ ગુરુમંત્ર જપે નિત, ઔર જાપ જપનેસે ક્યા હો? રા૦
દેખે સો ગુરુ મૂરતિ અખંડિત, ઔર ઠાઠ ઠગબાજીસે ક્યા હો? રા૦
જન્મ લિયો હરિ કે ગુન ગાવન, ઔર ગપાષ્ટક ગાનેસે ક્યા હો? રા૦
કહુત કબીરા સુનો ભાઈ સાધુ, સુકૃત બિન બહુ જીનેસે ક્યા હો? રા૦

પદ ૩૧

અમને નુગરા મળજો એક મતી,
સુગરા મળજો લાખ-મળજો. જતી સતી૦
અલખને દરબાર મળજો,
સાહેબને દરબાર-મળજો. જતી સતી૦

ખેતર બગાડયું ખણુસલે ને,
સભા બગાડી કૂડ ભાઈ ભાઈ;
સંત બગાડ્યા લાલચે,
જેમ કેસર મળી ગઈ ધૂળ-મળજો. જતી સતી૦

આંબો જાણી મેં સેવિયો,
પણ આંબો પાકયો કૈલાસ ભાઈ ભાઈ;
આંબે કેરી પહેલવેલી,
અમને મળજો શાખ-મળજો. જતી સતી૦

અંધેકુ કયા આરસી?
અને કયા બેહેરેસે બાત? ભાઈ ભાઈ;
કૂડે નરકી ચાકરી,
ઓર કયા લંગડેકા સાથ-મળજો. જતી સતી૦

હીરા ઝવેરની કોટડી,
માંહે રતન જડેલાં કમાડ, ભાઈ ભાઈ;
નવ મહિને બેડી નાંગરી,
એનો ઘડનારો ઘટમાંય-મળજો. જતી સતી૦

કબીરની માયે કબીર જનમિયા,
કબીર ન પાયા સુખ, ભાઈ ભાઈ;
ડાળે ડાળે કબીર ભટકયા,
પાને પાને દુઃખ-મળજો. જતી સતી૦

### પદ ૩૨-કવાલી

જગત હૈ રેનકા સવપ્ના, સમજ મન કો નહીં અપના;
કઠિન હૈ લોભકી ધારા, બહે સબ જાત સંસારા. જ૦

ઘડા જ્યું નીરકા ફૂટા, પતા જ્યું ડાલીસેં ટૂટા;
ઐસી નર જાન જિંદગાની, સમજ મન ચેત અભિમાની. જ૦

ભૂલો મત દેખ તન ગોરા, જગતમેં જીવના થોરા;
તજો મન લોભ ચતુરાઈ, રહો નિઃશંક જગમાંહી. જ૦

કુટુંબ પરિવાર સુત દારા, ઉસી દિન હોયગા ન્યારા;
નિકસ જબ પ્રાણુ જાવેગા, નહીં કોઈ સાથ આવેગા. જ૦
સદા મત જાનો એ દેહા, લગાવો રામસેં નેહા;
કટેગી જનમકી ફાંસી, કહે કબીર અવિનાશી. જ૦

પદ ૩૩-રાગ માઢ

થોડી ધીરે ગાડી હાંકો રે, મેરા રામ ગાડીવાલા!
રામ ગાડીવાલા, મેરા સદ્‌ગુરુ ગાડીવાલા. મેરા૦
ગાડી મારી અજબ રંગીલી, બેલ જોડ્યા બે-ચાર;
હાંકનવાલા છેલછબીલા, બેઠનવાલા લાલ રે. મેરા૦
ગાડી છૂટી રેતમેં ને, મંજલ પડ્યા હે દૂર;
સાચા સદ્‌ગુરુ જો મિલે તો, પહોંચાડે હજૂર રે. મેરા૦
ઘોડા છૂટ્યા સ્થાનસેં ને, પીછે પડ્યા હે પોકાર;
દશ દરવાજા બંધ કર્યા પણ, નીકળી ગયો અસવાર રે. મેરા૦
જંતર મારું ઝાંઝરું ને, તૂટી ગયા સહુ તાર;
જંતર બિચારા ક્યા કરે? ગયો બજાવનહાર રે. મેરા૦
ગંગાકિનારે ઘર કરો ને ના'વો નિરમળ નીર;
દત્ત વિના નવ પામીએ, એમ કહ ગયા દાસ કબીર રે. મેરા૦

પદ ૩૪

કાયા માયા કોઈકી નાહીં ભાઈ, સબ કહેતે અપની અપની. (ટેક)
સતયુગમેં ભયે હરિશ્ચંદ્ર રાજા, સત્યકી સત્ય કઈ;
એક સત્યકે કારન, અપની કાયા બેચ દઈ. સબ૦
ત્રેતામેં રાવન ભયે રાજા, કંચન કોટ સહી;
એકે લક્ષ પુત્ર સવા લક્ષ નાતી, વાકું લકડી નહિ મિલી. સબ૦

દ્વાપરમેં ભયે દુર્યોધન રાજા, પક્ષીને સહાય કરી;
એક સમય ભારતકે ભીતર, વાડી કાયા ગીર પરી. સબ૦
કલિયુગમેં ભયે કૃષ્ણચંદ્ર રાજા, કંસકો માર દઈ;
કંસકો માર પરવશ કીનો, ગોપી વનમાં ગઈ. સબ૦
પ્રાનવાયુ જબ ઊડ ગયા તનસેં, માયા ભી મીટ ગઈ;
ઈસ દુનિયા મેં કોઈ નર ભૂલા, જીસને કાયા અપની કઈ. સબ૦
સતયુગ, ત્રેતા, દ્વાપર, કળિયુગ ચારોં યુગ સહી;
કહત કબીરા સુનો ભાઈ સાધુ, માયા આંહીકી આંહી રહી. સબ૦

## પદ ૩૫

લોભી મન ઐસે જાનો રે, ઈસ જગમેં હરિ સમાન ના કોઈ દૂજા. (ટે.)
ચલતી ચક્કી દેખકે, દિયા કબીરા રોય;
ઈસ દો પટકે બીચ મેં, મૈં સાવધ રહ્યા ન કોય. લોભી૦
જનની કહે સુન બેટડા, તું બોલે સો હોય;
ખૂંટ પકડ કર બૈઠે રહુંગી, હાર ન પીછે કોય. લોભી૦
કાયામાયા રામકી, મત કર માન ગુમાન;
કાલકે હાથમેં તીરકસ કમાન, ક્યા બૂઢા ક્યા જવાન. લોભી૦
કબીર ઠાડો બજારમેં, શિર પર લીનો ભાર;
કોઈ આકે સાવધ કરે, રે ગાફલ હોય સંસાર. લોભી૦

## પદ ૩૬—રાગ ધનાશરી

પ્રગટ હુવે ભગવાન, ગોકુલ બિચ પ્રગટ હુવે ભગવાન. (ટેક)
નંદા ઘરકોં નોબત બાજે, તાલ મૃદંગ ઓર ધ્યાન. ગોકુલ૦
સબહી રાજે દેખન આએ, છાંડ દિયો અભિમાન. ગોકુલ૦
કહત કબીરા સુન ભાઈ સાધુ, હરિકે ચરન પર ધ્યાન. ગોકુલ૦

પદ ૩૭

ક્યા ગુમાન કરના એ? મિટ્ટીસે મિલ જાના. (ટેક)
મિટ્ટી ખોદ કર મહેલ બનાયા, ગંવાર કહે ઘર મેરા;
આ ગયા ભૅવરા, લે ગયા જીવડા, ઘર તેરા નહિ મેરા. ક્યા૦
મિટ્ટી ખાના, મિટ્ટી પીના, મિટ્ટી કરના લોગ;
મિટ્ટીસેં મિટ્ટી મિલ ગઈ તો, ઉપર ચલે સબ લોગ. ક્યા૦
હાડ જલે જેસે લકડીકી મૂલી, બાલ જલે જેસો ઘાસ;
સોને સરીખી કાયા જલે, કોઈ સગા ન આવે પાસ. ક્યા૦
કહત કબીરા સુન ભાઈ સાધુ, જૂઠી હૈ સબ માયા;
ભજન કરો કછુ ધ્યાન ધરો, તો પવિત્ર હોયગી કાયા. ક્યા૦

પદ ૩૮

પ્રભુ મેં કીતી કરું પોકાર, શ્રવન સુનેજી લોકા. (ટેક)
કબીરકી જનની કબીરા જનમા, કબી ન પાયા સુખ;
ડાલી ડાલી કબીરા ફિરિયા, પાને પાને દુઃખ. પ્રભુ મૈં૦
સોના પહેરો, રૂપા પહેરો, પહેરો પિત્તલ કાંસા;
રૂપિયે ગજકી મશરૂ પહેરો, નહિ જીવનકી આશા. પ્રભુ મૈં૦
બાજિંદેસેં બાજિંદા મિલ ગયા, જૈસા કમલકા ફૂલ;
દો દિનકે એ જીવના, આખર હૈ ધૂલકી ધૂલ. પ્રભુ મૈં૦
કૌડી કર કર જોડ જુડાઈ, પાન ખાના જોડ;
નારાયનકી ચિઠ્ઠી ઊતરી, ચલા લંગોટી ખોલ. પ્રભુ મૈં૦
નદીકિનારે ઘોર ખોદી, ન્હાયો નિર્મળ નીર;
કિયા સોઈ ફલ પાવેગા, કહેતે દાસ કબીર. પ્રભુ મૈં૦

પદ ૩૯

કૈસા જોગ કમાયા બે? યે ક્યા ઢોંગ મચાયા બે? (ટેક)
જટા બઢાઈ, ભભૂત ચઢાઈ, જગમેં કહતા સિદ્ધા;
સિદ્ધન કી તો બાત ન જાને, બાલપનોંકા ગદ્ધા. કૈસા૦
ભગવે કપડે, શીશ મુંડાયે, કહતા મેં સંન્યાસી;
સંન્યાસી કી ગત હૈ ન્યારી, પેટનકે ઉપદેશી. કૈસા૦
ગલેમેં કફની શિરપેં ટોપી, કહતા ફકીર મૌલા;
ફકીર હૈ તો સબસેં ન્યારા, એ તો ફજીતખોરા. કૈસા૦
કાન ફાડ કર મુદ્રા ડારી, નાથ કહાવે ભારી;
નાથનકી તો ગત હૈ ન્યારી, દેખત પરકી નારી. કૈસા૦
કહત કબીરા સુનો ભાઈ સાધુ, સબ સંતનકા છોરા;
રામનામ બિન મુક્તિ ન હોવે, એહી પંથ હમારા. કૈસા૦

પદ ૪૦

તા મનકો ખોજો રે ભાઈ, તન છૂટે મન કહાં સમાઇ. (ટેક)
સનક સનંદન જે દેવ નામા, ભક્તિ કરી મન ઉનહું ન જાના;
શિવ બિરંચી નારદમુનિ જ્ઞાની, તનકી ગતિ ઉનકું નહિ જાની.
ધ્રુવ, પ્રહ્‌લાદ, વિભીષણ, શેષા, તન ભીતરી મન ઉનકુંન દેખા;
તા મનકા કોઈ જાણે ભેવ, રંચક લીન ભયે શુકદેવ.
ગોરખ, ભરથરી, ગોપીચંદા, તા મનસોં મિલિ કરે આનંદા;
અકલ નિરંજન સકલ શરીરા, તા મનસોં મિલિ રહ્યા કબીરા.

પદ ૪૧

તાયેં કહિયે લોકાચાર, વેદ કતેબ કથે વહેવાર;
જારી બારી કરી આવે દેહા, મુવા પીછેં પ્રીત સનેહા.
જીવત પિતૃકોં મારે ડંગા, મુવા પિતૃ લે ઘાલે ગંગા;
જીવત પિતૃકું અન્ન ન ખિલાવે, મુવા પીછે પિંડ ભરાવે.

જીવત પિતૃકું બોલે અપરાધ, મુવા પીછે દેહ સરાધ;
કહે કબીર મોહી અચરજ આવે, કઉવા ખાય પિતૃ કયું પાવે?

પદ ૪૨ (અવળ વાણી)

પહેલે પૂત પીછે રે માઈ, ગુરુ લાગે ચેલેકે પાંઈ;
એક અચરજ તુમ દેખો ભાઈ, દેખત સિંહ ચરાવત ગાઈ.
જલકી મછલી તરવર વિઆઈ, દેખત કૂતા લે ગઈ બિલાઈ;
તલે રે ડાલી ઉપર મૂલા, તિસકે પેટ લગા ફુલફૂલા.
ઘોડે ચડ ભેંસ ચરાવન જાઈ, બાહર બેલ ગોન ઘર આઈ;
કહત કબીર જો ઇસ પદ બુઝે, રામ રમત એ સબ કુછ સૂઝે.

પદ ૪૩–પરચૂરણ દોહા

કબીર કહે કમાલકુ, દો બાતાં લીખ લે;
કર સાહેબકી બંદગી, ભૂખેકું કુછ દે.
કબીર યહ મન લાલચી, સમજે નહીં ગઁવાર;
ભજન કરનકો આળસુ, ભોજનકો હુશિયાર.
કબીર ગર્વ ન કીજીએ, રંક ન હસીએ કોય;
અપનો નાવ સમુદ્રમેં, ના જાને ક્યા હોય?
કબીર દર્શન સાધકા, સાહેબ આવે યાદ;
લેખેમેં સોઈ ઘડી, બાકીકે દીન બાદ.
કબીર સબ જગ નિર્ધના, ધનવંતા નહિ કોઈ;
ધનવંતા સોઈ જાનિયે, રામનામ ધન હોઈ.
કબીર તેરી ઝોંપડી, ગલા કટન કે પાસ;
કરેગા સો પાવેગા, તું કયુ રહત ઉદાસ?
કબીર કોઠી કાષ્ટકી, ચોફેર લગા અંગાર;
માંહ્ય પડ્યા સો ઊગર્યા, જલ ગયા દેખનહાર.

કબીર જીવત હરિ ભજું, મરને મુક્તિ પાઉં;
મોદક દોનું હાથમેં, મન માને સો ખાઉં.
કબીર માયા સાપની, માંગી મિલે ન હોય;
મનસે આશા જો તજી, તો લગી ડોલને સાથ.
કબીર માયા પાપણી, બહુત મિલાઈ લોગ;
પૂરી કીને ન ભોગવી, આખર રહ્યો વિયોગ.
કબીર તે નર અંધ હય, ગુરુકું કહેતે ઓર;
હરિ રૂઠે ગુરુ મીલસી, ગુરુ રૂઠે નહીં ઠોર.
કબીર હરિકી ભક્તિ બિન, રાજા ગદ્ધા હોય;
માટી લાદે કુંભારકી, ઘાસ ન ડાલે કોય.
કબીર મન પર્વત હતા, અબ મેં પાયા જાન;
ટાંકી લાગી પ્રેમકી, નિકસી કંચનખાન.
કબીર ભઠ્ઠી પ્રેમકી, બહુતક બેઠે આય;
શીશ સોંપે સો પીવસી, નહિતર પીયા ન જાય
કબીર પ્યાલા પ્રેમકા, અંતર લિયા લગાય;
રોમરોમમેં રમ રહ્યા, ઓર અમલ ક્યા ખાય?
કબીર છીપ સમુદ્રકી, રટે પિયાસ પિયાસ;
ઓર બુંદકો ના ગ્રહે, સ્વાતિબુંદ કી આશ.
કબીર મેરે સાધકી, નિંદા કરો મત કોય;
જોપે ચંદ્ર કલંક હય, તૌ ઉજિયારા હોય.
કબીર નિંદક મત મરો, જીવો આદ જુગાદ;
હમ તો સદ્‌ગુરુ પાઈયા, નિંદક કે પરસાદ.
કબીર આપ ઠગાઈએ, ઓર ન ઠગીએ કોય;
આપ ઠગે સુખ ઊપજે, ઓર ઠગે દુઃખ હોય.

કબીર જપ હરિનામ તું, મુખસે કછુ ન બોલ;
આહેરકા પટ બંધ કર, અંતરકા પટ ખોલ.
કબીર પંડિતકી કથા, જેસી ચોરકી નાવ;
સુનકર બેઠે આંધરે, ભાવે વહાં લે જાય.
કબીર ક્યા મેં ચિંતવું ? ચિત ચિંતવે કયા હોય ?
અપનો ધાર્યો હોય ના, હરિ કરે સો હોય.
કબીર નોબત આપની, દિન દશ લેહુ બજાય;
યે પુર પટ્ટન યે ગલી, ફિર ના દેખે આય.
કબીર વો હે જગતગુરુ, તજે જગતકી આશ;
જો વે ચાહે જગત તો, જગત ગુરુ વો દાસ.
કબીર હરિ કે નામસે, કોટિ વિઘન ટલ જાય;
રાઈ સમાન બસુંદરા, કોટિક કાષ્ઠ જલવાય.
કબીર ડાલી પ્રેમકી, ફલ કોઈ વિરલા ખાય;
નીચે બેઠી વાઘની, ગીરે તો માર્યો જાય.
કબીર વાટસે જા રહ્યા, સુમરન કરતા રામ;
ચલતા ચલતા વહાં ગયા, ગામ ઠામ નહિ નામ.
કબીર ખેત વાવે નહિ, તો કયુ જામે ખેત ?
કિયે બિના કરે બિના, દેવ કછૂ નહિ દેત.
કૂપ પરાયા-આપકા, ગીરને સે મર જાય;
કબીર ભેદ વિચાર કર, મત તું ગોથાં ખાય.
છુરી પરાઈ-આપકી, મારે દરદ દેહ હોય,
કબીર કહું પોકારકે, ધાર પેખો મત કોય.
બાત બનાઈ જગ ઠગ્યો, મન પર બોધ્યો નાહિ;
કબીર યે મન લે ગયો, લખ ચોરાસી માંહી.

સબ કુછ હય યે એકમેં, ડાર, પાત, ફલ, ફૂલ;
 કબીર પીછે કહા રહ્યા, જીસને પાયા મૂલ.
સુમરનસે મન લાઈએ જેસે કીટ અરુ ભ્રંગ;
 કબીર બિસરે આપકું હો જાવે તેહી રંગ.
આવત ગારી એક હે, ઊલટત હોય અનેક;
 કબીર જો ના ઊલટે, રહે એકકી એક.
મન દિયા કહીં ઓર હી તન સાધુકી સંગ;
 કહે કબીર કોરી ગજી કૈસે લાગે રંગ?
ગાંઠી દામ ન બાંધહી, નહિ નારી સો નેહ;
 કહે કબીર તા સાધકી, હમ ચરનનકી એહ.
સ્મરણુસિદ્ધિ યુ કરો, જ્યું સુરભી સુત માંહી;
 કહે કબીર ચારો ચરી, બિસરે કબહું નાહી.
સ્મરણુસિદ્ધિ યું કરો, જૈસે દામ કંગાલ;
 કહે કબીર બિસરે નહાં, પલ પલ લે સંભાળ.
સુમરનસે સુખ હોત હે, સુમરનસે દુઃખ જાય;
 કહે કબીર સુમરન કીયે, સાંઈ માંઈ સમાય.
જાન બૂઝ જડ હો રહે, બલ તજી નિર્બલ હોય;
 કહે કબીર તા દાસકું, ગાંજ શકે ના કોય.
ભૂપ દુઃખી, અવધુ દુઃખી, દુઃખી, રંક વિપરીત;
 કહે કબીર યે સબ દુઃખી, સુખી સંત મનજિત.
સ્મરણુસિદ્ધિ યુ કરો, જ્યું ગાગર પનિહાર;
 હાલે ચાલે સુરતમેં, કહે કબીર વિચાર.
ઝેર પરાયા આપના, ખાવે સો મર જાય;
 કોઈ ન રક્ષા કર શકે, કહે કબીર સમજાય.

તીરથ નાહે એક ફલ, ગુરુ મિલે ફલ ચાર;
સદ્‌ગુરુ મિલે અનેક ફલ, કહે કબીર વિચાર.

મન મરે ન માયા મરે, મર મર જાત શરીર;
આશા તૃષ્ણા રહ ગઈ, કહ ગયે દાસ કબીર.

સુખમેં સુમરન ના કિયા, દુઃખમેં કિયા યાદ;
કહે કબીર તા દાસકી કોન સુને ફરિયાદ ?

શીશ ઉતારે ભોંય ધરે, ઉપર રાખે પાંવ;
દાસ કબીર યું કહે, એસા હોય તો આવ.

મરતે મરતે જુગ મૂઓ, જીવત મૂઓ ન કોય;
દાસ કબીરા યુ મૂઓ, ફિર ન મરનો હોય.

જલતી આઈ વાદલી, વર્ષા લગી અંગાર;
દાસ કબીરા દોડ તું, મરતા હૈ સંસાર.

માયા એશી ડાકિની, ખાયો સબ સંસાર;
એક નહી ખાયો કબીર, જો રહ્યો રામ આધાર.

ચલતી ચક્કી દેખકે, દિયા કબીરા રોય;
દો પડ ભીતર આયકે, સાબિત રહા ન કોય.

હાડ જલે જ્યુ લાકડી, કેશ જલે જ્યુ ઘાસ;
સબ જગ જલતા દેખકે, કબીરો ભયો ઉદાસ.

કામીકા ગુરુ કામ હૈ, લોભીકા ગુરુ દામ;
કબીરકા ગુરુ સંત હૈ, સંતનકા ગુરુ રામ.

કથા કીરતન કલિ વિષે, ભવસાગરકી નાવ;
કહે કબીર જગ તરનકો, નાહીં ઓર ઉપાય.

પદ ૪૪
(ભૈરવી-તીનતાલ)

ઝિનિ ઝિનિ બિની ચદરિયા.
કાહે કે તાના, કાહે કે ભરની, કૌન તારસે બિની ચદરિયા?
ઈંગિલા પિંગલા તાના ભરની, સુષમન તારસે બિની ચદરિયા.
આઠ કંવલ દલ ચરખા ડોલે, પાંચ તત્ત ગુન તિની ચદરિયા.
સાંઈકો સિયત માસ દસ લગે, ઠોક ઠોક કે બિની ચદરિયા.
સો ચાદર સુર નર મુનિ ઓઢી, ઓઢી કે મૈલી કિની ચદરિયા.
દાસ કબીર જતનસે ઓઢી, જ્યોં કી ત્યોં ધરિ દીની ચદરિયા.

પદ ૪૫
(રાગ પીલુ દીપચંદી)

ઈસ તન ધનકી કૌન બડાઈ,
દેખત નૈનોંમેં મિટ્ટી મિલાઈ. (ધ્રુવ)
અપને ખાતર મહલ બનાયા,
આપહિ જા કર જંગલ સોયા.
હાડ જલે જૈસે લકડી કી મોલી,
બાલ જલે જૈસે ઘાસકી પોલી.
કહત કબીરા સુન મેરે ગુનિયા,
આપ મૂવે પીછે ડૂબ ગઈ દુનિયા.

## ૧૪ : કમાલ

પદ ૧

સમજ બુઝ દિલ ખોજ દીવાને, આશક હોકર સોના ક્યા હૈ?
આયા હૈ તો કર લે સોદા, પાયા હૈ તો ખોના ક્યા હૈ?
જબ તું આયો પ્રેમગલીમેં, શીશ દિયા ફીર રોના ક્યા હૈ?
જીન નૈનોંસે નિંદ ગવાઈ, તકિયા ઓર બિછોના ક્યા હૈ?
કહત કમાલ રામકા ટુકડા, રૂખાસૂખા સલોના ક્યા હૈ?

## ૧૫ : કલ્યાણ

### પદ ૧–લલિત છંદ

રઘુપતિ કરે શોક તો ઘણો, ધરણીમાં ઢળ્યો વીર લક્ષ્મણો;
ઝટ તમે ઊઠો છોડી ઘાતને, અરર શું થયું મુજ ભ્રાતને ?
મરકટાં બધાં સેનમાં રુએ, ટળવળી સહુ આંસુડાં લૂએ;
સુભટ સૌ રુએ જાણી વાતને, અરર શું થયું મુજ ભ્રાતને ?
અરર તાત કાં બોલતા નથી ? તુજ બળે કરી જીતિયા રથી;
રઘુકુળી તમે રાખી કાંતને, અરર શું થયું મુજ ભ્રાતને ?
જનકનંદની કારણે કરી, તન તજી ગયા આજ આ ઘડી;
ધીરજતા દિયો કીસ જાતને ? અરર શું થયું મુજ ભ્રાતને ?
ધનુષબાણને લે કરી વીરા, દસમુખો હણો થૈ અતિ ધીરા;
અસુરનાં કરો ભંગ ગાતને, અરર શું થયું મુજ ભ્રાતને ?
વીર તને તજી સુખ શું લઈ, અવધપુરમાં શું કહું જઈ ?
ધીરજતા દઉં શીદ માતને ? અરર શું થયું મુજ ભ્રાતને ?
ભરત આદિ તો વાટ સૌ જુએ, જનની સર્વ તો દુઃખથી રુએ;
દુઃખ ઘણું થશે સ્વર્ગી તાતને, અરર શું થયું મુજ ભ્રાતને ?
પવનનંદ જૈ બુટ્ટી લાવિયા, રઘુપતિ કૃપા વીર ઊઠિયા;
જશ કલ્યાણ કે રૂર તાતને, અરર શું થયું મુજ ભ્રાતને ?

### પદ ૨–રાગ ધોળ

હરિ ભજવાનું ચોઘડિયું તે, ફરી ફરી ક્યાં મળશો રે ?
ચોંપ કરીને ચેતી લેજો, ભવનાં તારણ તરશો રે. હરિ૦
મનુષા દેહ તો મટી જશે ને, પશુપંખી અવતરશો રે ?
વરણાગીમાં વાટ ઊઠશે, ઠેઈ ખાઈ રડવડશો રે ? હરિ૦
મનુષા દેહ પામીને જે કોઈ, હરિ ભજે સો અધિકો રે;
માયાની મમતાને છાંડી, સુખ સન્મારગ [illegible] રે. હરિ૦

દુઃખ લાગે તો પહેલું લાગો, હાંઘેહાંધું ચાલ્યું રે;
માને ઉદર શું બોલ્યો 'તો શું બોલ્યો, શું પાળ્યું રે? હરિ૦
જોબન જાશે ને જરા આવશે, નેન નાસિકા ગળશે રે;
સગાંસ્નેહી સુખનાં બેલી, અંતે અળગાં રહેશે રે. હરિ૦
હરિનામ તો હારી બેઠો, વિષયોમાં વીંટાયો રે;
ધોળે દહાડે ધજા બંધાવી, ચૌટામાં લૂંટાયો રે. હરિ૦
આ અવસર તો રૂડો કહાવે, પાપ ન કરશો પ્રાણી રે;
કલ્યાણ કહે તે કહ્યું ન માને, પથરા ઉપર પાણી રે. હરિ૦

### પદ ૩–રાગ પ્રભાતી

સગપણ સાચું શાનું ભાઈ, શું માયાને વળગ્યું રે?
ગરજાગરજે સહુ મળ્યુ, તે અંતે રહેશે અળગું રે. સગ૦
ધનને કાજે તન પીલીને, ભૂમિ ભેળું ભળવું રે;
ઘડી એક તો પ્યારી જાય છે, તારે તો છે મરવું રે. સગ૦
ઊંચા ઊંચા મહેલ બનાવી, ફૂલ્યાં ફૂલ્યાં ફરવું રે;
એ મંદિરમાં કોણ મા'લશે? તારે તો છે મરવું રે. સગ૦
ખચકે બાંધ્યાં વસ્ત્ર ને વાઘા, ઘણું ઘરેણું ગરવું રે;
પટોળાં તારાં કોણ પહેરશે? તારે તો છે મરવું રે. સગ૦
ઘોડા હાથી માલ ખજાના, સુખપાલમાં ફરવું રે;
એમાં જોને કોણ મા'લશે? તારે તો છે મરવું રે. સગ૦
ભજન કરી લે મન વૈરાગી, ફટ હૈયાના ફૂટ્યા રે;
હે કલ્યાણ કહ્યું નવ માને, એમ દિવસ તને રૂઠ્યા રે. સગ૦

### પદ ૪–રાગ ઓખાહરણની ચોપાઈ

ભક્તિ એવી રે ભાઈ એવી, જેમ તરસ્યાંને પાણી જેવી!
એક ગૌધન ચરવાને જાય, એની સુરતા વાછરડાં માંય;
ચરણે ફરવું ને ચોદિશ ચરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભ૦

એક યુવતી જળ ભરવાને જાય, સામી સખીઓથી વાતો થાય;
માથે બેડું ને લે છે તાળી, મુખે હસે છે વારી વારી;
બેડું ચિત્તથી નથી રે વીસરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભ૦
એક ભ્રમર કમળમાં રહે છે, તેને વાસના કેવી ગમે છે!
સાંજ પડીને કમળ બિડાયુ, અકળાયો ને ક્યાંય ના જવાયું;
એને કમળની પ્રીતે રે મરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભ૦
એક મૂઢમતિ નર જેહ, પરનારીની સાથે સ્નેહ;
જાય છે અધમ અધમ ડગ ભરતો, પરનારીની પૂંઠે ફરતો;
એને શૂળીની પેરે રે ડરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભ૦
એક માછલી જળમાં વસે છે, તેને પ્રાણીનો પ્રવાહ ગમે છે;
કોઈ પાપીએ બારણે કાઢી, તલ તલ જીવ થયો રે ઉદાસી;
એને જળ વિનાનું રે મરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભ૦
એક ગુણિકા નૃત્ય કરે છે, મનગમતા શણગાર સજે છે;
એક આંખ આંજી અણિયાળી, નખશિખ નીરખે છે નારી;
પારકું ચિત્ત પોતાનું કરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભ૦
એક ચોર તે ચોરી કરે છે, પર મંદિરે ફેરા ફરે છે;
વળી માઝમ રાત અંધારી, મૂરખ ડરતો નથી રે લગારી;
પારકું ધન પોતાને રે હરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભ૦
બપૈયાને વરસાદ વહાલો, એવી પ્રેમભક્તિ તમે ઝાલો;
ચકોર ચિત્ત ચંદ્રમાં ઘાલે, અણુપેખતાં દૃષ્ટિને બાળે;
કહે કલ્યાણ એથી ન ઊતરવું, એવું હરિચરણે ચિત્ત ધરવું. ભ૦

પદ ૫

કંઈક કર્મનો કરનારો, હું શરણ તમારે આવ્યો રે;
મોહજાળમાં બાંધી નાખ્યો, હવે હરિ છોડાવો રે. કંઈક
પાપ કરતાં પાછું ન જોયુ, હરિનું નામ હું ભૂલ્યો રે;
દુરિજનની મેં સંગત કીધી, દીવાનો થઈ ડૂલ્યો રે. કંઈક

અનાથ જંતુ રાંક બાપડા, તેમાં કીધા મેં વાસા રે;
લખચોરાસી ફેરા ફરતાં, કરી મુક્તિની આશા રે. કંઈક૦
સોનુંરૂપું, જંતરમંતર, તંતર મારે તું છે રે;
આ દુનિયામાં નથી અન્ય કોઈ, શરણું મારે એક તું છે રે. કંઈક૦
નામ તણો મહિમા બહુ મોટો, કંઈક પાપી તાર્યો રે;
એવું જાણી દાસ કલ્યાણે, પ્રેમથી પ્રભુ સંભાર્યો રે. કંઈક૦

પદ ૬

રામ પિયારા, કૃષ્ણ હમારા, તુંહી તુંહી પ્રભુ, તુંહી તુંહી હય।
તુંહી તુંહી રામા, તુંહી તુંહી હય, (૨)
તુંહી તુંહી પ્રભુ, તુંહી તુંહી હય. રામ૦
બલિહાર જાવાં, કુરબાન જાવાં, (૨)
સદકેમેં જાવાં હરિ, તુંહી તુંહી હય. રામ૦
તુજ બિન મેરા, ઓર ન કોઈ, (૨)
એકો અલખ સ્વામી, તુંહી તુંહી હય. રામ૦
કયે દ્વાર જાવાં, જાયે સુનાવાં, (૨)
જ્યાં દર નાંહી, એક તુંહી તુંહી હય. રામ૦
કલ્યાણ હાર પડ્યો, શરણ તુમારે, (૨)
રાખો હે લાજ, હરિ તુંહી તુંહી હય. રામ૦

પદ ૭

ધન્ય એકાદશી, એકાદશી કરીએ તો વૈકુંઠ પામીએ.
મારે એકાદશીનું વ્રત કરવું છે, મારે ધ્યાન હરિનું ધરવું છે;
મારે વૈકુંઠમાં જઈ ઠરવું છે. ધન્ય એકાદશી૦
મારે એકાદશીનું વ્રત સારું છે, એ તો પ્રાણજીવનને પ્યારું છે;
એ તો વૈકુંઠ લેઈ જનારું છે. ધન્ય એકાદશી૦

જે કોઈ બાર માસ કરશે એકાદશી, તેના અંતરમાં વસે અવિનાશી;
નહીં કરશે તે જશે હાથ ઘસી. ધન્ય એકાદશી૦
મારે ગંગાઘાટે જાવું છે, મારે જમુના જળમાં ના'વું છે;
મારે ભવસાગર તરી જાવું છે. ધન્ય એકાદશી૦
જેણે એકાદશીનાં વ્રત કીધાં છે, તેના પાંચ પદારથ સીધ્યાં છે;
તેને પ્રભુએ પોતાનાં કરી લીધાં છે. ધન્ય એકાદશી૦
અંબરીષે એ વ્રત કીધાં છે, દંડ દુર્વાસાએ દીધા છે;
રસ કલ્યાણરાવે પીધા છે. ધન્ય એકાદશી૦

પદ ૮

આજે એકાદશી તન-મન, પાવન કરનારું વ્રત એકાદશી૦
આજે હરિજન હૈયે હોસ ધરી,
કરો ભજન પ્રભુનુ ભાવ ધરી;
અંતરથી ઉપાધિ અળગી કરી. આજે એકાદશી૦
આજે હરિજનને હરિમય થાવું,
આજે અન્ય સ્થળે નવ અથડાવું;
હરિરસ અમૃત પીવું પાવું. આજે એકાદશી૦
ઉત્તમ વ્રત છે શુભ એકાદશી;
તે હરિજન ભક્તાને હૃદયે વસી;
આજે કીર્તન કરવું કમર કસી. આજે એકાદશી૦
આજે વિનય વિવેક વૈરાગ ધરી,
ખોટી ખટખટને દૂર કરી;
આજે રામનામ લેવું હૃદય ભરી. આજે એકાદશી૦
આ એકાદશી તારણતરણી છે,
આ એકાદશી ભવભયહરણી છે;
એ તો સ્વર્ગે જવાની નિસરણી છે. આજે એકાદશી૦

## ૧૬ : કહાન

### પદ ૧–રાગ ધનાસરી

અરસિક કેમ બન્યું ? મન તું, અરસિક કેમ બન્યું ? (ટેક)
જગપાલક પ્રભુજીનું શરણું, શું તુંને ન ગમ્યું ? મન તું૦
નિર્મળ હરિજન હલકા લેખી, નિષ્ઠુરને જઈ નમ્યું. મન તું૦
રગ રગ ભક્તિરસ ઊભરાયે, તે રસ્તે નહિ રમ્યું. મન તું૦
કહાન વિચાર કરી જો તુજને, શા માટે નિરમ્યું ? મન તું૦

### પદ ૨

દર્શન દેજો આપ, દયાનિધિ! દર્શન દેજો. (ટેક)
જેવો તેવો તોય તમારો, લાગી લગન મન છાપ. દયા૦
પાપ અમાપ અમારાં તોપણ, સુણીને પશ્ચાત્તાપ. દયા૦
બહુ દિન આપ વિયોગે કાઢ્યા, વેઠ્યો અતિ સંતાપ. દયા૦
માતપિતા ને સખા સ્વામી છો, કહાન આપ ને આપ. દયા૦

### પદ ૩

છે અમૃતમાં ઝેર મિત્રો, છે અમૃતમાં ઝેર. (ટેક)
અસત સુખો ને મિથ્યા રસમાં, શી અમૃતની પેર ? મિત્રો૦
સ્નેહનું સુખ પણ થોડી પળનું, ઝૂરી મરે આખેર. મિત્રો૦
સ્વાર્થત્યાગ નહિ કોઈ સ્થિતિમાં, ફરી વળો ચોફેર. મિત્રો૦
રાજપાટ સાહેબી શોભા, છે સંધે અંધેર. મિત્રો૦
અમૃતનો આભાસ પરંતુ, છે જ હળાહળ ઝેર. મિત્રો૦
વેરબુદ્ધિએ વાસ કર્યો ત્યાં, કાળો કળિયુગ કેર. મિત્રો૦
કહાન હરિરસ પાન કરે છે, તેને લીલાલ્હેર. મિત્રો૦

### પદ ૪

જળ બુદ્‌બુદના જેવું, જગત છે જળ બુદ્‌બુદના જેવું. (ટેક)
મનમોહક છે રૂપ રંગ પણ, શું એમાંથી લેવું ? જગત છે૦

તન ધન મિથ્યા સાધન મિથ્યા, સઘળે સંકટ સ્હેવું. જગત છે૦
હોવાનું દુઃખ, ખોવાનું દુઃખ, જોવાનું શું કે'વું ? જગત છે૦
નાચ નચાવે સૂત્રધાર ત્યમ, વેષ ધરીને રે'વું. જગત છે૦
લેવાનું છે નીત પરંતુ, કહાન ગમે નહિ દેવું. જગત છે૦

પદ ૫–સાખી, મરાઠી ચાલ

શ્રીપતિ વિષ્ણુ પ્રાણેશ્વરનું, ધ્યાન હૃદયમાં ધરીએ,
તન, મન, ધન ખંતે ખરચીને, સત્કર્મો આચરીએ;
દંભ મદે ડરીએ, અસત્ નહિ ઉચ્ચરીએ,
ભારત આરત મુક્ત થઈને, થશે કુશળ જયકારી;
વિદ્યા ઉદ્યોગે વેપારે, કહાન સરસ સુખકારી.

પદ ૬–ગઝલ

ધિક્કાર એ અધિકારને ઉપકાર જો ન કંઈ કર્યો. (ટેક)
ધન, ધામ, કામ–વિલાસમાં, પરવશ પડ્યો મોહપાશમાં;
નિષ્ફળ થયો નિજ આશમાં, ઘટમાળ સમ ફેરા ફર્યો. ધિક્કાર૦
ધન મેળવ્યાથી શું વળ્યું, કરથી કંઈ નહિ વાવર્યું;
મારું મારું વ્યર્થ કર્યા કર્યું, તેથી તું શું અંતે તર્યો ? ધિક્કાર૦
કર હાથ સાથ તે આવશે, સર્વેશને મન ભાવશે;
અન્ય આશમાં નહિ ફાવશે, ખાલી ખુમારીમાં રહ્યો. ધિક્કાર૦
ભાવિ લાભ ભય જોયા કરે, અભિમાન વચનો ઉચ્ચરે;
પળની ખબર નહિ આખરે, કહાન કાળ કેમ વહી ગયો. ધિક્કાર૦

પદ ૭–કાફી

હરિના દાસ કહાવે, ઉરમાં કોટિક આશ. (ટેક)
નામ વહેંચે પ્રગટ હરિનું, ભક્તિ તણો આભાસ. હરિના૦
લોભ, મોહ, માયા ના છૂટે, પ્રગટે પાપ પ્રકાશ. હરિના૦
પૈસા આપી પુણ્ય ખરીદે, રીઝે શું અવિનાશ ? હરિના૦

ભેદ અને ભિન્નત્વ ભર્યું તો, શાનો ભક્તિવિલાસ? હરિના૦
કહાન તજી સહુ દંભ ઉપાધિ, રાખ અચળ વિશ્વાસ. હરિના૦

### પદ ૮

જય જય ગૌમાત પ્રણમું સકળ સુખકારી,
પ્રાતઃસમે પ્રેમથી કરું, પ્રાર્થના તમારી. જય જય૦
નિર્મળ નીરખી સ્વરૂપ અતુલ ઉપકારી,
હ્રદયમાં હયા ન માય, જાઉં બલિહારી. જય જય૦
પુનિત ને પ્રતાપી તું છે, તું જ સહાયકારી,
તું જ પુંજ પુણ્યનો, બરોબરી ન તારી. જય જય૦
કિટકથી કરી સરીખ સકળ દેહધારી,
જન્મ થકી મૃત્યુ લગી, તુજને આભારી. જય જય૦
ધર્મશાસ્ત્ર અર્થશાસ્ત્ર, સ્તુતિ કરે તારી,
સહસ્ર જીભે શેષ વદે, તોય જાય હારી. જય જય૦
વિશ્વપોષિણી વિલોકી સુંદર છબી તારી,
કહાન ઉરાનંદ વૃંદ, છંદમાં ઉતારી. જય જય૦

### પદ ૯

ગાય છે ગાય છે ગાય છે રે, ધન ધાન્ય તણું મૂળ ગાય છે. (ટેક)
પાય છે પય જે માના સરીખું, ગુણ બહુ શાસ્ત્રે ગવાય છે રે. ધ૦
ભેંસનું ભારી ને બકરીનું હલકું, ગાયનું સમાન ગણાય છે રે. ધ૦
ગાય પોસાય તો ખેતીવાડી ને, દેશ આબાદ ખૂબ થાય છે રે. ધ૦
બળદ મળે વળી બહુ બળવંતા, સાંતીડામાં જોતરાય છે રે. ધ૦
ખેતી ઉદ્યોગનું દ્વાર એ ખરેખર, આળસમાં અટવાય છે રે. ધ૦
અન્ન-વસ્ત્ર-શાક-પાક પામે એથી, અનુપ કહાન સિદ્ધાંત સધાય છે રે.

## ૧૭ઃ કેવલ

### પદ ૧–રાગ પીલુ

નેક કમાઈ કર કુછ પ્યારે, જો તેરા પરલોક સુધારે. (ટેક)
ઇસ દુનિયાકા એસા લેખા, જૈસે રાતકો સ્વપ્ના દેખા;
જ્યોં સપનેમેં દૌલત પાઈ, આંખ ખૂલી તો હાથ ન આઈ. નેક૦
કુટુંબ કબિલા કામ ન આવે, સાથ તેરે એક ધર્મહી જાવે;
સબ ધન દોલત પડા રહેગા, જબ તૂ યહાંસે કૂચ કરેગા. નેક૦
તો શા કુછ નહિ સફ્રહૈ ભારા, કયોં કર હોગા તેરા ગુજારા;
અબ તક ગાફિલ રહા તું સોયા, વક્ત અમોલ અકારથ ખોયા. નેક૦
ટેઢી ચાલ ચલા તું ભાઈ, પગ પગ ઉપર ઠોકર ખાઈ;
ખૂબ શોચ લે અપને મનમેં, સમય ગઁવાયા મૂરખપનમેં. નેક૦
યદિ અબ ભી નહિ યત્ન કરેગા, તો પછતાના તુઝે પડેગા;
કર સતસંગ ઓર વિદ્યાધ્યયન, તબ તૂ પાવેગા સુખ ઔર ચેન. નેક૦
એક પ્રભુ બિન ઔર ન કોઈ, જિસ કે સુમરે મુક્તિ હોઈ;
ઉસિકા કેવલ પકડ સહારા, કયોં ફિરતા હૈ મારા મારા. નેક૦

### પદ ૨

જૂઠકો જિસને ત્યાગ દિયા ઔર સત્યકો મિત્ર બનાયા. (ટેક)
મોક્ષકા મારગ ઉસીને નિશ્ચિત મૃતક લોકમેં પાયા. જૂઠ૦
દુઃખોકા મારગ ઉસને પકડા, બુદ્ધિહીન કહાયા;
જગતપિતાકી જગહમેં જિસને, ઔરકો સીસ નવાયા. જૂઠ૦
દુઃખ ઔર દર્દ કલેશ કોઈ ભી, ઉસકે પાસ ન આવે;
એકાગ્રહ જો મનકો કરકે, શરણ પ્રભુકો આયા. જૂઠ૦
અપની અપની જિન ચીજોંકો, કહ કર જાન હૈ દેતા;
મૂરખ અપને મનમેં સમઝ તું, સાથ ભાથા કુછ લાયા. જૂઠ૦

સારે પદાર્થ પડે રહેંગે, કોઈ ન સાથ ચલેગા;
ખાલી હાથ જાયગા યહાં સે, ખાલી હાથ થા આયા. જૂઠ૦
જીતે જીકે સબ સાથી હૈ, મરે પય કામ ન આવે;
બેટા બેટી સાલા સસરા, જોરુ ચાચા તાયા. જૂઠ૦
કેવલ અતિ આનંદમેં નિસદિન, રહતા હૈ મન મેરા;
જગતપિતાસે નિશ્ચય કરકે, જબસે નેહુ લગાયા. જૂઠ૦

પદ ૩–રાગણી ભૈરવી, તીન તાલ

પાલન કરતા દુઃખકા હરતા, સકલ વિશ્વાધારા. (ટેક)
દુર્ગુણનાશક જ્ઞાનપ્રકાશક, મુક્તિ દેનેહારા. પાલન૦
દુષ્ટ જનોંકો દંડકો દાતા, શિષ્ટોંકા સુખદાઈ;
ઋષિયો મુનિયો વિદ્યાવાનો, ભક્ત જનોંકા પ્યારા. પાલન૦
નસ ઔર નાડીકે બંધનમેં, કભી નહીં વહ આતા;
હર્ષ શોક ઔર જન્મ મરણસે, સદા રહે વહ ન્યારા. પાલન૦
સંકટ હરતા દયાકા સાગર, મહા બલી સુખદાયક;
બુદ્ધિ ઉસકો થાહ ન પાવે, હૈ વહ અગમ અપારા. પાલન૦
ચારો દિશામેં નીચે ઉપર, અંદર બાહર વ્યાપક;
જ્ઞાન નેત્રસે દ્રષ્ટિગોચર, ઉસકા હૈ ચમકારા. પાલન૦
નહીં કભી વહ ગર્ભમેં આવે, નહીં વહ કાયા ધારે;
જો ઉસકા અવતાર બતાવે, વહ બુદ્ધિકા મારા. પાલન૦
સબકા સ્વામી અંતર્યામી, સદા એક રસ રહતા;
કેવલ ઉસકી કૃપાહીસે, હોવે પાર–ઉતારા. પાલન૦

પદ ૪–રાગ ભુપાલી, તાલ દાદરો

વિશ્વપતિ કે ધ્યાનમેં, જિસને લગાઈ હી લગન
ક્યોં ન હો ઉસકો શાંતિ, ક્યોં ન હો ઉસકા મન મગન.
કામ ક્રોધ લોભ મોહ, શત્રુ હૈ સબ મહા બલી.
ઈનકે હનનકો વાસ્તે, જીતના હો તુમસે કર યતન.

એસા બના સ્વભાવ કો, ચિત્તકી શાંતિસે તૂ.
પૈદા ન ઈર્ષાકી આંચ, વિલગે કરે કહીં જતન.
મિત્રતા સબસે મનમેં રખ, ત્યાગ દે વૈરભાવકો.
છોડ દે ટેઢી ચાલકો, ઠીક કર તૂ અપના ચલન.
ઉસસે અધિક નહિ કોઈ, જીસને રચા હૈ યહ જગત.
ઉસકાહી તૂ રખ આશ્રય, ઉસકી હી તૂ પકડ શરણ.
છોડકે રાગ દ્વેષકો મનમેં, તૂ ઉસકા ધ્યાન ધર.
તુઝ પૈ દયાલ હોવેંગે, નિશ્ચય હૈ યહ પરમાત્મન્.
જૈસા કિસીકા હી અમલ, વૈસાહી વહ પાતા હૈ ફલ.
દુષ્ટોંકો કષ્ટ મિલતા હૈ, શિષ્ટોંકા હોતા દુ:ખહરણ.
આપ દયાસ્વરૂપ હૈ, આપ હી કા અબ હૈ આસરા.
કૃપાદષ્ટિ કીજિયે મુઝ પર, હો વક્ત જબ કઠિન.
મનમેં મેરે હી ચાહના, મોક્ષકા રસ્તા મિલે.
મારકે મનજી કેવલા, ઇંદ્રિયાં કેરે દમન.

## ૧૮: કેશવ

### પદ ૧-રાસ

હરિને ભજતાં રે હો વારે, તેને લઈ ઘાલે યમને બારે. (ટેક)
પાપીડા પરલે રે હો થાશે, નિંદાના કરતલ નરકે જાશે;
દુરિજન લોકડાં રે હો દાઝે, વા'લો મારો ગોકુળિયામાં ગાજે. હરિ૰
હેતે ચિત્ત બાંધે રે હો હરિસે, તેં કેમ પાછાં પગલાં ભરશે?
નાથ અમારો રે હો લાજે, શિર પર શામળિયો વર છાજે. હરિ૰
શિરને સાટે રે હો નવ મૂકું, અવસર આવ્યો તે કેમ ચૂકું?
તન ધન જાયે તો રે હો જાજો, કેશવ હેતે હરિના ગુણ ગાજો. હરિ૰

પદ ૨

મારી નાડ તમારે હાથ હરિ સંભાળજો રે. (ટેક)
હરિ મને પોતાનો જાણીને, પ્રભુપદ પાળજો રે. મારી નાડ૦
અનાદિ વૈદ આપ છો સાચા, કોઈ ઉપાય વિશે નહિ કાચા;
દિવસ રહ્યા છે ટાંચા,* વેળા વાળજો રે. મારી નાડ૦
પથ્યાપથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઊભરાતું;
મને હોય જે થાતું, નાથ નિહાળજો રે. મારી નાડ૦
વિશ્વેશ્વર શું હજી વિસારો? આપને હાથ છું પાર ઉતારો;
મહા મુંઝારો મારો, નટવર ટાળજો રે. મારી નાડ૦
કેશવ હરિ મારું શું થાશે? ઘાણ વળ્યો જો ગઢ ઘેરાશે;
લાજ તમારી જાશે, ભૂધર ભાળજો રે. મારી નાડ૦

પદ ૩

ના વિસારીએ રૂડા હૃદયમાંથી રામ. (ટેક)
હરતાં જઈએ, ફરતાં જઈએ, કરીએ ઘરનું કામ;
હરિગુણ ગાતાં જીભલડી! તુંને શું બેસે છે દામ? ના વિ૦
પગ આપ્યા તીરથ કરવા, હાથ સેવા કરવા શ્યામ;
નયન આપ્યાં પ્રભુ નીરખવા, કીરતન સાંભળવા કાન. ના વિ૦
હું તુંને વારું જીભલડી, તું મેલ્યને આળપંપાળ;
એક દિન એવો આવશે, જેમ માતા વછોડે બાળ. ના વિ૦
માનવનો અવતાર ફરી ફરી, નહિ મળે મન માન;
આવ્યા તેવા ચાલતા થાશો, મૂકી માન ગુમાન. ના વિ૦
કેશવ કહે સાંભળ પ્રાણી, કહેવું મારું માન;
અડધે વચને આપ્યું છે, ગજ ગુણિકાને વૈમાન. ના વિ૦

પદ ૪—રાગ દેશ

હઠ લઈ બેઠા છો હરિરાય, હવે હદ થાય છે રે. (ટેક)
જગદીશ્વરજી જન્મ જડેલો નિષ્ફળ જાય છે રે. હઠ૦

* ટાંચા=ટૂંકા

શો અપરાધ થયો છે સ્વામી? પૂછું છું પ્રણયે શિર નામી;
અંતરયામી અતિ અંતર, ઊભરાય છે રે. હઠ૦
છે ભગવાન મને ભય ભારે, આપ વિના નહિ કોઈ ઉગારે;
આ સંસારે અધવચ, વહાણુ તણાય છે રે. હઠ૦
ઘણા ઘણાની વ્હારે ધાયા, સેવકને ટાણે સંતાયા;
માધવ ન કરો માયા, નયન ભરાય છે રે. હઠ૦
કેશવ હરિ બહુ કઠણુ ન થાશો, નિર્દય થઈને દૂર ન જાશો;
પ્રિય કરુણામૃત પાશો, જીવન જાય છે રે. હઠ૦

પદ ૫–રાગ દરબારી કાનરો

પોપટ પિંજર નહિ તારું, અંતે ઊડી જવું પરબારું. (ટેક)
છે પરનો પણ પરિચયથી તું, માની બેઠો શું મારું?
તું ક્યાંનો? આ પિંજર ક્યાંનું? (૨) સમજે તો બહુ સારું. પો૦
મનુષ્યદેહ છે મહાદુર્ગંધી, નર્ક સમાન નઠારું;
તેને તું કંચનમય માને, (૨) આવડું શું અંધારું? પો૦
બીજું જોયા જેવું આ, પણ નામ છે કેવળ ન્યારું;
સર્વ પ્રકારે સાચવતો તું, (૨) અંતે છે પડનારું. પો૦
સાર અસાર વિચાર કરે, તો છે ભવસાગરનું બારું;
કેશવ હરિ કારીગર તેને, (૨) વીસરું નહિ, સંભારું. પો૦

પદ ૬–રાગ ભૈરવી

અભિમાન ધરે શા માટે? (૨) આવ્યા સૌ એક જ વાટે રે. (ટેક)
ખર ખોટી મોટાઈ કરે તે થાપ કરે છે ત્રાટે;
ખોટો ખેલબેલ મેલી દે, આખર એમ ન ખાટે રે. અભિમાન૦
આડે ધડે ધાયો શું અંધા, ધન યૌવનને કાંટે?
અંતે સૌની એક દશા છે, દાહ કરે કે દાટે રે. અભિમાન૦
સુત દારા ખારામાં ખૂંચ્યો, ગોથાં ખાય ગપાટે;
ધામધરાદિક વૈભવમાંથી, ઝડપે કાળ ઝપાટે રે. અભિમાન૦

નીતિ ન્યાય ને પુણ્યમાં પ્રીતિ, શમ દમ કરે શિર સાટે;
ઘર અંતરમાં કેશવ હરિને; જન્મમરણ ખત ફાટે રે. અભિમાન૦

## ૧૯ : કેશવલાલ

### પદ ૧–રાગ ભૈરવી

દીનાનાથ દયાળ નટવર, હાથ મારો મૂકશો મા. (ટેક)
હાથ મારો મૂકશો મા, હાથ મારો મૂકશો મા. દીનાનાથ૦
આ મહા ભવસાગરે ભગવાન હું ભૂલો પડ્યો છું;
ચૌદ લોકનિવાસ, ચપલાકાન્ત આ તક ચૂકશો મા. દીનાનાથ૦
ઓથ ઈશ્વર આપની, સાધન વિષે સમજું નહિ હું;
પ્રાણપાલક પોતે જોઈ, શંખ આખર ફૂંકશો મા. દીનાનાથ૦
માત તાત સગાં સહોદર, જે કહું તે આપ મારે;
હે કૃપામૃતના સરોવર, દાસ સારુ સૂકશો મા. દીનાનાથ૦
શરણ કેશવલાલનું છે, ચરણ હે હરિરામ તારું;
અખિલ નાયક આ સમય, ખોટે મશે પણ ખૂટશો મા. દીનાનાથ૦

## ૨૦ : કૃપાસખી

### પદ ૧–રાગ ભૈરવી

મેં તો તેરી જપું રામ માલા રે, મેં તો તેરી જપું રામમાલા રે. (ટેક)
રામ જપનકીં તુલસીકી માલા, ઓઢનકો મૃગછાલા રે. રામ૦
ના પેરુંગી મેં સોનાં રૂપાં, ના મોતનકી માલા રે. રામ૦
પાટ પીતાંબર ના હમ ચાહત, ના ઓઢું શાલદુશાલા રે. રામ૦
રામભરોસો બહુ સુખ પાવે, ચરણકમલ પદ પાવે રે. રામ૦
કૃપા નિવાસી ભજ રે મનવા, ઈશ પ્રભુ દીનદયાળા રે. રામ૦

## ૨૧ : કૃષ્ણદાસ

### પદ ૧-ગરબો

જોબન સસલો જશ શ્વાને જો ઘેરિયો,
( તોય ) સાધન કરવા મન ના માને મૂઢ જો;
કાલ આહિર તે પૂંઠે આવે મલપતો,
જમડા ભમરા વૈરી તારા પ્રૌઢ જો. જોબન૦
આવી પહોંચે અચેત લાગ્યો ચેતવા,
દવ લાગ્યો તવ કૂપ જ ખણવા જાય જો;
ચોરો ચોરી ધન સઘળું લઈ ગયા,
જાગીને પછી દીપ કરે શું થાય જો. જોબન૦
પહેલી પાળ ન બાંધી પચ્છમ બુદ્ધિએ,
અવસર ચૂકે હાથ ઘસે શું થાય જો ?
ઝાંઝવે તરસ ન છીપે બેઠો આશથી,
ઉશનાં મોતી કામ ન આવે કાંય જો. જોબન૦
ત્રિવિધ તાપ ને લક્ષ ચોરાશી પરજલે,
હરિ ભજ્યા વિણ જાય ન દારુણ રોગ જો;
કૃષ્ણજી કેવળ રામને ભજિયે ભાવશું,
ફરી ના આવે મનસા દેહી જોગ જો. જોબન૦

### પદ ૨

અનુભવીને એકલું, આનંદમાં રહેવું રે. (ટેક)
ભજવા પરિબ્રહ્મને બીજું કાંઈ ન કહેવું રે. અનુ૦
એક જ જાણી આતમા કોઈને દુ:ખ ન દેવું રે; (૨)
સુખદુ:ખ આવે સહેજમાં તે તો સહીને રહેવું રે. અનુ૦
ઊર્મિ ને બીજી તૃષ્ણાથી, અળગું રહેવું રે; (૨)
સમદષ્ટિ સમતાને ગ્રહી, આપ ખોવું રે. અનુ૦

આદિ, અંત, મધ્ય, એકાદ્વૈત ભાસ્યું રે; (૨)
આતમાના ઉદય થકી અજ્ઞાન નાસ્યું રે. અનુ૦
વેદ જોયા, પુરાણ જોયાં, સરવે તપાસી; (૨)
રામના નામથી કોઈ ન મોટું, સંત ઉપાસી. અનુ૦
સદ્‌ગુરુને સેવતાં મારું મનડું મોહ્યું રે; (૨)
કૃષ્ણ કહે મહાપદમાં, એક ચિત્ત પ્રોયું રે. અનુ૦

પદ ૩–સામેરી

હાં રે સંગ સાધુનો કરિયે, સાધુનો કરિયે બીજો પરહરિયે;
હરિચરણે ચિત્ત ધરિયે, સંગ સાધુનો કરિયે. (ટેક)
આજ સમી તારી ઢાલ ઢળી છે, નરદેહ દીધી હરિયે રે. સં૦
સાધુસંગતમાં રમતાં ને જમતાં, ભવસાગર સુખે તરિયે રે. સં૦
સુત, વિત, દારા ને કુટુંબ કબીલા, હરિજનથી દૂર ટળિયે રે. સં૦
આ જગ પાવક માંહી પડીને, સિંધુ છતાં શાને બળિયે રે. સં૦
લાજ કાજ કુલ કારણ તજીને, શૂરા થઈ નવ ડરિયે રે. સં૦
માન મૂકી મહાજનને મળિયે, પાછા પગ નવ ભરિયે રે. સં૦
કાશી ગંગા સંત પ્રાગ છે પોતે, એની સંગત કરી ઠરિયે રે. સં૦
અડસઠ તીરથ સાધુને ચરણે, પ્રીતે એને અનુસરિયે રે. સં૦
હરિકથા હરિજન નિત બોલે, હેતે તે કાને ધરિયે રે. સં૦
કાને ધરી દઢ દિલમાંહીં ધારી, ફરી ચોરાશી નવ ફરિયે રે. સં૦
હરખ હૈયામાં હિંમત રાખી, વૈકુંઠનાથને વરિયે રે. સં૦
કૃષ્ણદાસ કે' કૃષ્ણને પામી, ફરી ન જનમિયે ન મરિયે રે. સં૦

પદ ૪–રાગ ઠૂમરી

લે હરિનામ કો નાવ બાંકું સંત ચલાવે. (ટેક)
ઉતારે ભવપાર પ્રભુજી સેં જાઈ મિલાવે. લે હરિ૦
એક પલકકે માંહીં અનંત લખ યોજન ચાલે;
સો એસી તરેહ લેઈ જાય પેટમેં પાની ન હાલે. લે હરિ૦

પદ ૬–રાગ હોરી

જાનકી રઘુનાયકકોં દીજે, કહ્યો મેરો ઇતનો કરીજે. (ટેક)
અંચલ પસારી દીન હોય માગું, પ્રાણપતિ સુણ લીજે,
તુમ વો ચતુરશિરોમન સ્વામી, નીતિબિરોધ ન કીજે;
જાસેં રઘુનાયક ખીજે. જાનકી૦
જગતગુરુસેં જાઈ પુકારો, ત્રાહિ ચરણ મુજ લીજે,
દીનબંધુ યહી ચૂક હમારી, મમ અપરાધ ક્ષમીંજે;
સુનત રઘુનંદન રીજે. જાનકી૦
સિંધકે કારન ગ્રહે વહી મારત, પ્રભુ પર પ્રીત કરીજે,
પ્રનતપાલ જાકી દઢ બાની, જાકે જિવાયે જીજે;
મોહ મમતાકું તજીજે. જાનકી૦
રામચંદ્રકો રૂપસુધાનિધિ, નેન પ્રેરહુ રસ પીજે,
કૃષ્ણદાસ પ્રભુ ઉર ઉપર, નિશિદિન ધ્યાન ધરીજે;
જાતેં ભવસિંધુ તરીજે. જાનકી૦

પદ ૭

બનહુસેં આવત ધેનુ ચરાવૈ. (ટેક)
આગે આગે ધેનુ પીછે પીછે જદુનંદન, વૃજરજ મુખ લપટાવૈ. બન૦
મોરમુકુટ મકરાકૃત કુંડલ, ઉપ વનમાલ સુહાવૈ;
બાહુ બિશાલ બિભૂષણ સોહે, કર ગહી કમલ ફિરાવૈ. બન૦
ચંદન ચરચિત અંગ મનોહર, ભગુ લક્ષણ છબી છાવૈ;
શેષ સહસ મુખ રટત નિરંતર, સો વાકો પાર ન પાવૈ. બન૦
કંબુકંઠ કૌસ્તુભમણિ રાજે, શોભા વરણી ન જાયે;
ઘૂઘર વારે અલક વદન પર, મધુકર રહે લોચે. બન૦
ચઢે વિમાન દેવ મુનિ હરખે, પુષ્પમાલ અરિ લાયે;
કૃષ્ણદાસ પ્રભુકી છબી નીરખે, ચરણકમલ ચિત્ત લાયે. બન૦

લેવત નહીં કછુ દામ જહાજમેં જાઈ બેઠાવે;
સો વૈકુંઠ ધામ કે બીચ જહાજકું જાઈ ઝુકાવે. લે હરિ૦
સદા હી કરો સત્સંગ ગુણ ગોવિંદકા ગાઓ;
ભવસાગર તરી જાઓ પરમપદ પ્રેમશુ પાઓ. લે હરિ૦
સદ્‌ગુરુ કિયા ઉપદેશ જમકો જોર ન ચાલે;
દેખાડે હાલ ઉલ્લાસ પ્રભુજી કે મન હી ભાવે. લે હરિ૦
નિર્ભય ભયા નર સોઈ જો ઇન જહાજમેં બેઠે;
કહે કૃષ્ણદાસ ઉલ્લાસ સાહેબ કેરા મહેલો મેં પેઠે. લે હરિ૦

પદ ૫-હોરી

સુન લે કથ શીખ હમારી કહત મનોહરી નારી. (ટેક)
રામચંદ્રકો નિરંજન માનહું અજ અવિકારી,
વિશ્વરૂપ રઘુવંશમણિ હે ભક્તઅર્થ તનુ ધારી;
કહત હૈ નિગમ પુકારી. સુન લે૦
પદ પાતાલ શીશ અજ ધામહીં, ભૃકુટી કાલ ભયકારી,
નેન દિવાકર કચ વનમાલા, નિશદિન નિમિષ અપારી;
શ્રવણ દિશા દશ ભારી. સુન લે૦
નાસા અશ્વિની કુમાર બિરાજત, સુરત શ્વાસ સુખકારી.
અધર લોભ જમ દશન કરાલા, વાણી બંધ અનુસારી;
બહુ દિગ્‌પાલ ખરારી. સુન લે૦
અનંત અનલ વરુણ રસનામેં, માયા હાશ મોહકારી,
અસ્તી શૈલ્ય કેશ દ્રુમ શાખા, સરિતા નસ નાડી;
રોમ અષ્ટાદશ ભારી. સુન લે૦
અહંકાર શિવ બુધ બ્રહ્માજી મન શશી શીત મહારી;
કૃષ્ણ પ્રભુ હુ એસો જાણો સમજ લિયો મન મારી;
અચલ યહી બાત સવારી. સુન લે૦

### પદ ૬–રાગ હોરી

જાનકી રઘુનાથકો દીજે, કહ્યો મેરો ઇતનો કરીજે. (ટેક)
અંચલ પસારી દીન હોય માગું, પ્રાણપતિ સુણુ લીજે,
તુમ વો ચતુરશિરોમન સ્વામી, નીતિબિરોધ ન કીજે;
જાસેં રઘુનાયક ખીજે. જાનકી૦
જગતગુરુસેં જાઈ પુકારો, ત્રાહિ ચરણ મુજ લીજે,
દીનબંધુ યહી ચૂક હમારી, મમ અપરાધ ક્ષમીજે;
સુનત રઘુનંદન રીઝે. જાનકી૦
સિંધકે કારન ગ્રહે વહી મારત, પ્રભુ પર પ્રીત કરીજે,
પ્રનતપાલ જાકી દૃઢ બાની, જાકે જિવાયે જીજે;
મોહ મમતાકુ તજીજે. જાનકી૦
રામચંદ્રકો રૂપસુધાનિધિ, નેન પ્રેરહુ રસ પીજે,
કૃષ્ણદાસ પ્રભુ ઉર ઉપર, નિશિદિન ધ્યાન ધરીજે;
જાતે ભવસિંધુ તરીજે. જાનકી૦

### પદ ૭

બનહુસેં આવત ધેનુ ચરાવે. (ટેક)
આગે આગે ધેનુ પીછે પીછે જદુનંદન, વૃજરજ મુખ લપટાવે. બન૦
મોરમુકુટ મકરાકૃત કુંડલ, ઉપ વનમાલ સુહાવે,
બાહુ બિશાલ બિભૂષણ સોહે, કર ગહી કમલ ફિરાવે. બન૦
ચંદન ચરચિત અંગ મનોહર, ભણુ લક્ષણ છબી છાવે,
શેષ સહેસ મુખ રટત નિરંતર, સો વાકો પાર ન પાવે. બન૦
કંબુકંઠ કૌસ્તુભમણિ રાજે, શોભા વરણી ન જાયે;
ઘૂંઘર વારે અલક વદન પર, મધુકર રહે લોયે. બન૦
ચઢે વિમાન દેવ મુનિ હરખે, પુષ્પમાલ ઝરિ લાયે,
કૃષ્ણદાસ પ્રભુકી છબી નીરખે, ચરણકમલ ચિત્ત લાયે. બન૦

પદ ૮

અકલ કળા ગત ન્યારી, જગતમેં સંત બડે ઉપકારી. (ટેક)
પરદુઃખસેં દુઃખી હોત સંત, પરસુખસેં સુખ ભારી રે જી. અ૦
સુખ પ્રસન્ન ઝળકત હે, જાકે નેનનમેં ગિરધારી રે;
ભક્તિ, વિવેક, જ્ઞાન, ગુણસાગર, નાગર ચતુરવિહારી રે. અ૦
જાકી બાંય પરમારથ, સ્વારથ નહિ સંસારી રે;
જાકે ચરણ ન્હાય તે પાવત, ધર્માદિક ફળ ચારી રે. અ૦
સુરતરુ કામધેનુ ચિંતામણિ, ઉપમા કહું કહારી રે;
આતમરૂપ કરત એક પલમેં, કામ ક્રોધ મદ ટારી રે. અ૦
આશારહિત નિરાશા ખેલે, જાનત કોઈ અધિકારી રે;
એસે સંત સેવત જન કોઈ, કૃષ્ણદાસ બલિહારી રે. અ૦

## ૨૨ : કૃષ્ણરામ

### પદ ૧-રાગ પ્રભાત

આવી એકાદશી, આજ સુખદાયકા,
લાયકા વિષ્ણુપદવીની દાતા. આવી૦
કીધે એકાદશી, ભક્તિ દિલ રહે વસી,
હરજી આવે હસી, હ્રદયમાંહી;
ઇંદ્રિયો સહિત મન દમન કરી અર્પવું,
ભાવ કરી એમના ચરણમાંહી. આવી૦
મેઘ જેમ સર્વનું બીજ, તેમ ધર્મનું,
મૂળ એકાદશી, જુક્તે જાણી;
શાસ્ત્ર વેદાંત પુરાણમાં ભાગવત,
વાણીમાં શ્રેષ્ઠ જેમ વેદવાણી. આવી૦
દેવમાં શ્રીહરિ, તીર્થમાં જાહ્નવી,
સર્વફલદાતા જેમ શંભુ કહીએ;

વર્ણમાં વિપ્ર જેમ, તુલસી તરુવર વિષે,
એમ એકાદશી વ્રત લહીએ. આવી૦
જે રમાનાથના રંગથી રસભર્યા,
જીવ તે કેમ રહે કોના ઝાલ્યા ?
અંગેઅંગે તેને આનંદ અતિઘણો,
કૃષ્ણકીર્તન વિષે આવે ચાલ્યા. આવી૦
પ્રેમથી આવીએ, ગાઈ–ગવડાવીએ,
શીખી–શિખાવીએ, કૃષ્ણ કહીએ;
કૃષ્ણકરુણા થકી કૃષ્ણરામે કહ્યું,
વાજતે ડંકે વૈકુંઠ જઈએ. આવી૦

## ૨૩ : ખેમસાહેબ

### પદ ૧–રાગ ઠૂમરી

જિન મુખસેં સિયારામ ન સુમરેં,
તિન મુખમેં તો ધૂલ પરી રે. (૮૪)
ધિક્ તેરા જન્મ જીવન તારા ધિક્ હૈ,
ધિક્ ધિક્ મનુષ્યકી દેહ ધરી રે;
જીવત તાત મૂવે નહીં તેરા,
કયું જનમ્યો તું પાપ કરી રે ? જિન૦
રામ નામ બિન રસના કૈસી ?
કરો ઉનકી ટુકડા ટુકડી રે;
જિન નેનનેં પ્રભુરૂપ ન નીરખ્યો,
ઉન નેનમેં લૂણ ભરી રે. જિન૦
રતન પદારથ જન્મ મનખો,
આવત નહીં સો ફરી ફરી રે;

અબ તેરો દાવ બન્યો હે મૂરખ,
કરના હોય સો લેને કરી રે. જિન૦
હાથ પસાર કિયો નહીં સુકૃત,
તપ તીરથ કછુ ડગ ના ભરી રે;
એમ કહે તુ ભૂલો આયો,
ખાલી તેરી ખેપ પડી રે. જિન૦

પદ ૨-ભજન

માન બડા મેમંતારે, માન સબકોં મારે. (ટેક)
માને રાવણ રાજ ગુમાયા, માને દુર્યોધન દુઃખ પાયા;
માને હરણાકંસ અથડાયા, ગયે જનમ હારી. માન૦
માન ન કીજિયેં હે મન મેરા, પકડ સંત જબ પાવે સેરા;
મોહ અજ્ઞાન મટે અઘેરા, શબ્દકોં જે સારે. માન૦
માને મૂરખ ભયા મતહીના, સેવા સમરન કછુ ન કીના;
મોહ માયાસેં રે'ત આધીના, વાકો સદ્‌ગુરુ ક્યાં તારે? માન૦
ગોપીચંદ ભરથરી રાજા, સુલતાનેં સારે સબ કાજા;
લોકલાજ કુલ છોડી લજ્જા, તો નામકો નિરધારે. માન૦
અનેક માનમેં હોઈ ગયા છારા, કોઈ કોઈ નિકસ ભયા ન્યારા;
ભાણુ સદ્‌ગુરુ સારા તો એમ આયા આરે. માન૦

## ૨૪ : ખાલસ

પદ ૧

તુમ નામ જપન ક્યોં છોડ દિયા? (ટેક)
ક્રોધ ન છોડા, જૂઠ ન છોડા, સત્ય વચન ક્યોં છોડ દિયા? તુ૦
જૂઠે જગમેં દિલ લલચા કર, અસલ વતન ક્યોં છોડ દિયા? તુ૦
કૌડીકો તો ખૂબ સંભાલા, લાલ રતન ક્યો છોડ દિયા? તુ૦
જિન સમરણસેં અતિ સુખ પાવે, નિત સમરણ ક્યોં છોડ દિયા? તુ૦
ખાલસ એક ભગવાન ભરોસે, તન મન ધન ક્યોં છોડ દિયા? તુ૦

## ૨૫ : ગણુપતરામનાં પદો

### મંગલાચરણ

દોહા–શ્રીવર છો અશરણુ શરણુ, તારણુ ભવ કિરતાર;
વિઘ્નનિવારણુ ચરણુ તવ, વંદું વારંવાર.

### છંદ ત્રિભંગી

શ્રીવર જયકારી, દેવ ઉદારી, ભવભયહારી અવિકારી,
કર બંસી ધારી, ગૌ વન ચારી, તવ ગતિ ન્યારી તપધારી,
સમરે ત્રિપુરારિ તત્ત્વ વિચારી, વરણી તારી કૃતિ સારી;
જય જય મોરારિ૦

જય જય મોરારિ, ગિરિવરધારી કુંજવિહારી સુખકારી,
અવિચળ અવિનાશી, વિશ્વવિલાસી, ઘટ ઘટ વાસી ગુણુરાશિ,
અણિમાદિક દાસી અલખત ખાશી, પુરણુ પ્રકાશી જગવાસી,
કદી નહીં જ ઉદાસી, ધરમ ઉજાશી, નજર સુધાશી વૃતધારી;
જય જગ મોશરિ૦

ઘેંગાજન ધામી, સદ્ચિદ્‌સ્વામી, અલક્ષ અકામી, જગજામી,
નિર્મળ બહુનામી, કોઈ ન દામી, અંતરજામી નહીં ખામી,
હરિજનના હામી, વૈકુંઠગામી, નિગમ નમામિ અસુરારિ;
જય જય મોરારિ૦

કોટિ જગકરતા, અભરણુ ભરતા, વહી જગ હરતા આચરતા,
માયા આદરતા, અમૃત ઝરતા, ધરતી ધરતા, અઘહરતા,
થીરતાથી ઠરતા જે અનુસરતા, તે જન તરતા ભવવારિ;
જય જય મોરારિ૦

દુનિયાના દાતા છો પિતુમાતા, ભૂધર ભ્રાતા શોભાતા,
ગુણુ સુરનર ગાતા, વિશ્વવિધાતા, સ્થિર મન થાતા વિખ્યાતા,
પૂરણુ રસ પાતા, જગના જાતા, સત સોહંતા જઉં વારી;
જય જય મોરારિ૦

જય દીનદયાળા, દ્વિજપ્રતિપાળા, કાનડ કાળા ગોવાળા,
જપું છું તુજ માળા, વાત વિશાળા, તનદુઃખ ટાળા ઉપકારી;
જય જય મોરારિ૦
જમુનાતટ જઈ ને, થીર મન થઈ ને, રસ રચઈ ને, શુભ થઈ ને,
વેણુ ગીત ગઈ ને, અતિ ચિત્ત ચહીને, અમૃત પૈન, શુચિ રહીને,
કરી અતિ અધિકઈ ને, વળી સુખ દઈ ને સંગે, લઈ ને વ્રજનારી;
જય જય મોરારિ૦
ઉર ભક્તિ ઉપાવે, સંત સુહાવે, દરશન પાવે અતિ ભાવે,
ગર્ભવાસ ન આવે, થીર મન થાવે, નિરમળ લાવે ચિત ચહાવે,
ગણપત ગુણ ગાવે, દાસ કહાવે, પદ પર જાવે બલિહારી;
જય જય મોરારિ૦

પદ ૧

સમજે તો ઘણું સારું રે,
મૂરખ મન સમજે તો ઘણું સારું. (ટેક)
સમજે તો ઘણું સારું, વારે વારે તને વારું;
માની લે કહ્યું મારું રે. મૂરખ મન સમજે તો૦
કાયા માયા જૂઠી કેવી, ઝાંઝવાનાં નીર જેવી,
તારી સત્ય જાણુ તેવી રે. મૂરખ મન સમજે તો૦
સુત દારા સેજ સારી, બંગલા બેઠક બારી;
તેમા મતિ મોહી તારી રે. મૂરખ મન સમજે તો૦
ભોગ તારે મન ભાવે, અંતે વાસે નહીં આવે;
લેશ નવ લાજ લાવે રે. મૂરખ મન સમજે તો૦
જૂઠી બાજી આ તો જાણી, વદી લેને સાચી વાણી;
કરને ખરી કમાણી રે. મૂરખ મન સમજે તો૦
મનુષ્યા જનમ મળ્યો, પ્રભુને ન પંથ પળ્યો;
ભૂત પ્રેત માહી ભળ્યો રે. મૂરખ મન સમજે તો૦

ઠરી લે ઉત્તમ ઠામે, દુઃખ નહીં ભાગે દામે;
ગાયું ગણપતરામે રે. મૂરખ મન સમજે તો૦

પદ ૨

ચેતે તો ચેતાવું તુંને રે,
મૂરખ મન! ચેતે તો ચેતાવું તુંને રે. (ટેક)
સર્જી અલખત સારી, મિથ્યા કહે છે મારી મારી;
નથી કાંઈ તારી ન્યારી રે. મૂરખ મન! ચેતે તો૦
છે આ સુપનાની બાજી, છત કોઈની નવ છાજી;
પ્રભુ ભજી લેને પાજી રે. મૂરખ મન! ચેતે તો૦
જોતાં જોતાં સહુ જાશે, થનાર વસ્તુ તો થાશે;
કશું ન કરી શકાશે રે. મૂરખ મન! ચેતે તો૦
ખંખેરીને હાથ ખાલી, આવ્યા એમ જશો ચાલી;
કરી માથાકૂટ ખાલી રે. મૂરખ મન! ચેતે તો૦
માંખીઓએ મધ કીધું, ન ખાધું ન દાન દીધું;
લૂંટનારે લૂંટી લીધું રે. મૂરખ મન! ચેતે તો૦
તન પડી જાશે તારું, મિથ્યા કહે છે મારું મારું;
બળતામાંથી ખોળ બારું રે. મૂરખ મન! ચેતે તો૦
મરણ ભમે છે માથે, હાથે કર્યું આવે સાથે;
નીમેલું છે જગનાથે રે. મૂરખ મન! ચેતે તો૦
સમજે તો સુખ થાયે, જનમનું દુઃખ જાયે;
ગણપત ગુણ ગાયે રે. મૂરખ મન! ચેતે તો૦

પદ ૩

(ભક્તિ એવી રે ભાઈ એવી-એ રાગ)

મહેવંતીને વરને વરવું, એવું ભક્તિમાં ચિત્ત આદરવું.
નટ દોર ઉપર ચડે છે, સાત બહેડાં તે શિર ધરે છે,

તાણી તેગ બે કરમા તે વાર, નીરખે સહુ મળી નરનાર;
પટા ખેલીને ઊતરવું, એવું ધ્યાન પ્રભુજીનું ધરવું.
સતી સ્વામી મૂઓ જે વાર, ધરે અંગે તે સોળ શણગાર,
જાયે જુવતી તે બળવા જોતે, પાછી વળે કદાપિ ન પોતે;
એને પતિની પ્રીત શું મરવું, એવું ભક્તિમાં ચિત્ત આદરવું.
શૂરો સંગ્રામમાં સંચરે, ભડ પગલું પાછું નવ ભરે,
મરે ત્યાં લગી મામ ન મૂકે, ચોટ શત્રુની એક ન ચૂકે;
એને ફિકર તજીને ફરવું, એવું ધ્યાન પ્રભુજીનું ધરવું.
દેખી દીપકનો દેદાર, ઊડી આવે પતંગ એ વાર,
ઝંપલાયે તે ઝાળમાં જ્યારે, તેને ફરવું મટે તે વારે;
એને તનમન અરપણ કરવું, એવું એવું ચિત્ત આદરવું.
બોલે બપૈયો બારે માસ વાણી, પીએ પ્રેમથી સ્વાતિનુ પાણી,
એને ભૂમિ પડ્યું નવ ભાવે, કોઈ નીર તે કામ ન આવે;
ભલું સ્વાતિનું ઘટમા ભરવું, એવું ધ્યાન પ્રભુજીનું ધરવું.
ચકોરનું લાગ્યું ચિત્ત, પૂરી બાંધી ઇંદુ સાથ પ્રીત,
દેખી પ્રકાશ સુરતાને સાધે, બીજે બુદ્ધિ કદી નવ બાંધે;
એક ઠેકાણે રહીને ઠરવું, એવું ભક્તિમાં ચિત્ત આદરવું.
હરિજન હરિરસને પીવા, માથા સાટે માણે મરજીવા,
ચિત્તમાં એવા પ્રભુ પદ ન્હાય, ગુણ ગણપત વરણવી ગાય;
એને દુરિજનથી નવ ડરવું, એવું ધ્યાન પ્રભુજીનું ધરવું.

પદ ૪

જો તું કોટિક કર્મ કરાવે, તોયે ભક્તિની તોલે ના'વે.
ગૌણભક્તિના નવ પરકાર, પરાભક્તિનો કોઈ પામે પાર;
ગૌણભક્તિ પુરાણે પ્રમાણી, પરાભક્તિને વેદે વખાણી;
અન્ય સાધન ઉરમા આવે, તોયે ભક્તિની તોલે ના'વે.

એમ શીખે તું પુરાણ અઢાર, જો તું મુખે વદે વેદ ચાર;
જો તું ભણે, બીજાને ભણાવે, ચિત્તમાંહીથી જ્ઞાન ચલાવે;
જો તું સપ્ત સ્વરથી ગાવે, તોયે ભક્તિની તોલે ના'વે.
ગંગાજળ ચડાવે શિવલિંગ, જો તું પુષ્પ ચડાવે બહુ રંગ;
સ્તોત્ર મંત્ર ને ધૂપદીપ સાધે, એમ ઉમિયાપતિને આરાધે;
બંને કરથી તાલ બજાવે, તોયે ભક્તિની તોલે ના'વે.
જો તું જટા વધારે શિષ, જો તું ભસ્મ ધરે અહોનિશ;
જો તું શબ્દ શંખનો સુણાવે, બની સીધ દુનિયાને ડરાવે;
તોયે ભક્તિની તોલે ના'વે.
જો તું મૌન ધારી થયો મુનિ, જોઈ જગ્યા પકડે સૂની;
લાવી લાકડાં ધૂણી ધખાવે, મીંચી નેત્ર ને માળા ફેરાવે;
જો તું સાન કરી સમજાવે, તોયે ભક્તિની તોલે ના'વે.
જો તું કાન ફાડી મુદ્રા ડારે, મૂકી વસ્ત્ર લંગોટી મારે;
જો તું તુંબડ તાર બજાવે, ભજન બોલીને જન ભરમાવે;
જો તું વીર થઈ પૂજાવે, તોયે ભક્તિની તોલે ના'વે.
બની વિપ્ર ને વેદ ઉચારે, પાળે શૌચ અતીશે આચારે;
જો તું અન્ન વિના કરે આહાર, આવી નમે નર ને નાર;
ગુણ ગણપત વરણવી ગાવે, તોયે ભક્તિની તોલે ના'વે.

પદ ૫

જો તું સાધન સર્વ સોહાવે, તોયે ભક્તિની તોલે ના'વે.
જો તું ખાંતે ભૈરવજવ ખાય, કાશી કરવતે વેરાવે કાય;
મરે જઈને હેમાળા માંયે, તપ માંડે તરુવર છાંયે;
જો તું શૂન્ય સમાધિ લાવે, તોયે ભક્તિની તોલે ના'વે.
વાંચી વેદાંત વાદને માંડે, છળકપટ અંતરથી ન છાંડે;
પદ્માસન વાળીને બેસે, બની ધ્યાની ગુફામાં પેસે;
જો તું દસ વાર દિનમાં નહાવે, તોયે ભક્તિની તોલે ના'વે.

જો તું શિવલિંગ બાંધે શીશ, રાખે શંખ ન છોડે રીસ;
જોગી જંગમ થઈ કથે જ્ઞાન, કુળ આશ્રમનું અભિમાન;
બની જતીને જોગ જગાવે, તોયે ભક્તિની તોલે ના'વે.
જો તું સરોવર કૂપ ખોદાવે, ભલા ઘીના હવાડા ભરાવે;
અભિમાન તણે ઉપાયે, નાખી સાકરને પાયે ગાયે;
જો તું જગમાં જશ મેળાવે, તોયે ભક્તિની તોલે ના'વે.
ઠીક બનાવે દેવળ ઠાઠ, જો તું બંધાવે સરોવર ઘાટ;
આપે દાન થઈને દાતા, થાયે સજ્જનને સુખ સાતા;
જોતું વનમાં વાવ્ય ગોડાવે, તોયે ભક્તિની તોલે ના'વે.
જો તું અડસઠ તીરથ નહાયે, તારા પંડનું પાપ ન જાયે;
ઊભો રહી તપ માંડે ઝોલા, કરે કીમિયેથી કંચન તોલા,
જો તું શ્વાસોશ્વાસ મેલાવે, તોયે ભક્તિની તોલે ના'વે.
જો તું કંચન મહેલ લૂંટાવે, જો તું બાંધ્યાં બાણ છોડાવે;
પ્રેમ સહિત ગુરુગમ પાવે, પાંચ પકડી એકે ઘેર લાવે;
ભલી ભક્તિ ગણપતને ભાવે, ત્યારે દિલમાં હરિ દર્શાવે.

પદ ૬

(હરિભજન થકી, છોટા હોય તે સહુથી મોટા થાયે-એ રાહ)

સત્સંગ વિના, સમજણ સાધન અંતરમાં નહીં આવે;
સત્ગુરુ વિના હરિ મળવાનો મારગ કોણ બતાવે? (ટેક)
સત્ગુરુને પ્રથમ શરણે ધારો, ત્યારે ભૂલ ભ્રાંત ભ્રમણા જાશે;
એમ અંતરમાં પ્રભુ ઓળખાશે. સત્સંગ વિના૦
સત્સંગ વિના નવ સાર જડે, પૂરણાનંદ કેરી ન ખબર પડે;
જેમ તાળી પડે ન એક હાથ વડે. સત્સંગ વિના૦
સત્સંગ થકી નર કંઈ સુધર્યા, તન શોધી ભવજળ તેજ તર્યા;
વશ વરતી કરી વિઠ્ઠલને વર્યા. સત્સંગ વિના૦

સત્સંગ થકી તો મુક્તિ મળે, સત્સંગે પ્રેમની રીત પળે;
સત્સંગે ભક્તિ માંહી ભળે. સત્સંગ વિના૦
સત્સંગ થકી તો પદ પામે, ધરી ધ્યાન ઠરે અક્ષર ધામે;
ગુણ ગાઈ કહ્યું ગણપતરામે. સત્સંગ વિના૦

પદ ૭

શુદ્ધ ચિત્ત વિના, જપ તપ સાધન જોગ કરે શું થાય?
મૂઢ મથી મરે, દીવા વિના અંધારે નવ દેખાય. (ટેક)
શુદ્ધ ચિત્ત વિના નહીં ભાવ ભક્તિ,
શુદ્ધ ચિત્ત વિના નહીં મળે મુક્તિ;
શુદ્ધ ચિત્ત વિના નહીં જોગ જુક્તિ. શુદ્ધ ચિત્ત વિના૦
શુદ્ધ ચિત્ત વિના વ્રત દાન કરે,
વળી તીરથ સઘળાં ફરતો ફરે;
તે તો સંસારમાં કોઈ દિન ન તરે. શુદ્ધ ચિત્ત વિના૦
શુદ્ધ ચિત્ત વિના પાઠ પૂજન કરે,
શુદ્ધ ચિત્ત વિના બગધ્યાન ધરે;
શુદ્ધ ચિત્ત વિના ન ઠેઠ જઈ ઠરે. શુદ્ધ ચિત્ત વિના૦
શુદ્ધ ચિત્ત વિના ગુરુ જ્ઞાન કથે,
માખણ જયમ ન મળે પાણી મથે;
જેમ પ્રેમ વિના પળે તીરથ પથે. શુદ્ધ ચિત્ત વિના૦
માટે ચિત્ત હરિ ચરણે ધરવું,
તજી કપટ હરિ સમરણ કરવું;
તને ગણપત ભવસાગર તરવું. શુદ્ધ ચિત્ત વિના૦

પદ ૮

(ચતુરા ચેટક એવું જાણે રે, કોઈ વેળાનું કામણ કર્યું છે-એ રાગ)

કામના કોપથી ઊગર્યા કોક રે, લાજ મૂકીને ચાલે લોક.
સુતાનું લાંછન લાગ્યું, બ્રહ્માનું સત્ય ભાગ્યું;
ફજેતી થઈ જગતમાં ફોક રે, લાજ મૂકીને ચાલે લોક.

મહાદેવે તપ માંડયું, માયામાંથી મનડું છાંડયું;
સતીને મોહીને થયો શોક રે, લાજ મૂકીને ચાલે લોક.
ધર્યું રૂપ ગૌતમ ધામે, ઇંદ્ર અહલ્યા કામે;
મેળવ્યો જુવતી સાથે જોકે રે. લાજ મૂકીને ચાલે લોક.
પારાશર પૂરા થયા, ચ્યવન તો ચૂકી ગયા;
રાવણ તો રણમાં રહ્યો થોક રે, લાજ મૂકીને ચાલે લોક.
ઠર્યો કામ કુઠામે, ગાયા ગુણ ગણપતરામે;
દિલ વિચારી ડોલાવો ડોક રે, લાજ મૂકીને ચાલે લોક.

પદ ૯

ક્રોધે તો કીધો કાળો કેર રે, વહાલામાં વધાર્યું વેર.
ક્રોધ ચંડાળ કેવો, અડે અભડાય એવો;
પાપીની કોઈ પ્રીછે નહીં પેર રે, વહાલામાં વધાર્યું વેર.
વિશ્વામિત્ર ઋષિ વારુ, કર્યું તપ સૌથી સારું;
માર્યા સો બ્રાહ્મણ નાવી મહેર રે, વહાલાંમા વધાર્યું વેર.
ક્રોધ દુર્વાસાએ કીધો, દયાળુને શાપ દીધો;
ગયા'તા અંબરીષને ઘેર રે, વહાલામાં વધાર્યું વેર.
પ્રગટ્યા સ્થંભમાં પોતે, વહારે ચઢ્યા જીવન જોતે;
કર્યો જ્યારે હિરણ્યાકશ્યપે કેર રે, વહાલામાં વધાર્યું વેર.
ધારે જાવું અક્ષરધામે, ગાયું એમ ગણપતરામે;
મોહનજી મનનાં લાવે મહેર રે, વહાલામાં વધાર્યું વેર.

પદ ૧૦

સ્વાદને વશ સહુ સંસાર રે, કોણ ગ્રહી ત્યાગી નરનાર?
સ્વાદે છળ્યા શૃંગીઋષિ, પ્રેમદાને પેર ન પૂછી;
આવ્યા અયોધ્યામાં એ વાર રે, કોણ ગ્રહી ત્યાગી નરનાર?
વિષય-વશ રાજા-રાણી, પીએ મદિરાનાં પાણી;
વંઠને નાવે કાંઈ વિચાર રે, કોણ ગ્રહી ત્યાગી નરનાર?

સ્વાદી નર નીચનુ ખાયે, ચોરી જારી કરવા ચહાયે;
વળી જેને વહાલો નહીં વહેવાર રે, કોણ ગ્રહી ત્યાગી નરનાર ?
સ્વાદી કરે દલથી દગો, ન ગણે સજ્જન સગો;
એનાં તો પાપનો ના'વે પાર રે, કોણ ગ્રહી ત્યાગી નરનાર ?
કરો નહી મતિ એ કામે, ગાયું એમ ગણપતરામે;
સાચો છે હરિભજનમાં સાર રે, કોણ ગ્રહી ત્યાગી નરનાર ?

### પદ ૧૧

સતીને સ્વામીની કરવી સેવ રે, જાણી દલ ભીતરના દેવ.
પ્રભાતે પતિને પૂછે, સ્વામી કામ શું છે ?
તેવી નિત્ય તનમા રાખવી ટેવ રે, જાણી દલ ભીતરના દેવ.
શ્યામાને સરવે સૂઝે, પતિ ગુરુ પ્રભુને પૂજે;
કદાપિ કરે નહિ કટેવ રે, જાણી દલ ભીતરના દેવ.
કોઈ પૃથ્વીમા કેવા, જાણે ભાઈ બાપના જેવા;
ખોટી વાત તજે તતખેવ રે, જાણી દલ ભીતરના દેવ.
સોળ શણગાર શોભે, લલચાય ન કદી લોભે;
હરિજન સાથે રાખે હેત રે, જાણી દલ ભીતરના દેવ.
ઠરે નહીં નબળા ઠામે, ગાયુ એમ ગણપતરામે;
આવે નહીં ઉર માહીં અહમેવ રે, જાણી દલ ભીતરના દેવ.

### પદ ૧૨

તારે માથે નગારાં વાગે મોતનાં જો. (ટેક)
ખોટાં થાશે જરૂર સુખ ખાંતના જો. તારે માથે૦
ઇંદ્રજિત જેવા રાજવી ઊડી ગયા જો,
બળિયા કુંભકર્ણ જેવા કંઈ બૂડી ગયા જો. તારે માથે૦
માન શૂરનાં મુકાવતા જે મહારથી જો,
જોતાં નામ તેના જડતાં નથી જો. તારે માથે૦

ખડગ ધારી બેસી ઘોડીલા ખેલાવતા જો,
એવા ઊડી ગયા નજરે નથી આવતા જો. તારે માથે૦
મહા શૂરવીર હાક જેની મલકમા જો,
પોઢ્યા જઈને મસાણુ એક પલકમા જો. તારે માથે૦
દેહ એવી છે ઝબૂકે જેવી દામની જો,
રાખ્ય શિખામણુ ગણુપતરામની જો. તારે માથે૦

પદ ૧૩

કૃષ્ણુભજન વિના કાયા શા કામની જો,
ભાવે ભક્તિ કરી લે રૂડા રામની જો કૃષ્ણુભજન૦
સુખ સ્વપ્ના જેવું છે સંસારનુ જો,
રાખ્ય સગપણુ સરજનહારનું જો. કૃષ્ણુભજન૦
જળ ઝાઝવાનાં જેમ જણાય છે જો,
તેમ તૃષ્ણાને પૂરે શું તણાય છે જો કૃષ્ણુભજન૦
કરણુ દીધા કથા સુણુવાને કારણે જો,
વારી જાને વાલમજીને વારણે જો. કૃષ્ણુભજન૦
પંખી પાખ વિણુ, પુષ્પ વિના પાખડી જો,
તેમ તેજ વિના ઓપે જેમ આખડી જો. કૃષ્ણુભજન૦
સાચી એક છે સગાઈ સુખધામની જો,
રાખ શિખામણુ ગણુપતરામની જો. કૃષ્ણુભજન૦

પદ ૧૪

કાળ-જાળ માહી જીવ પકડાય છે જો. (ટેક)
હરિ ભજ્યા નહિ એ જ અથડાય છે જો. કાળ-જાળમાં૦
દંતી પડે જેમ હઆડીના દુખમા જો,
મુષક આવે જેમ સર્પતણા મુખમા જો. કાળ-જાળમા૦
ધારી જોને કરોળિયાની ધાખના જો,
મોઢે આવે તો મળે ભોગ માખના જો. કાળ-જાળમાં૦

વસે જઈને વિહંગ વિશ્વાસમાં જો,
પડે ઓચિંતો પારધીના પાશમાં જો. કાળ–જાળમાં૦
દૂર દેખીને હરણ ચાલે દોટમાં જો,
ચડપ આવે જેમ સિંહ તણી ચોટમાં જો. કાળ–જાળમાં૦
કાળ આગળ નથી અક્કલ કશા કામની જો,
રાખ્ય શિખામણ ગણપતરામની જો. કાળ–જાળમાં૦

પદ ૧૫

(કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે–એ રાગ)

ક્યમ તું ભૂલ્યો ઉપકાર જગત કિરતારનો રે. (ટેક)
કાન કથા સાંભળવા કેવા, મુખ હરિગુણ ખાવાને મેવા;
લહાવો આવ્યો લેવા શુભ સંસારનો રે. ક્યમ તું૦
કર આપ્યા સેવા કરવાને, ચરણ તીરથ ગતિ આચરવાને;
તન આપ્યુ તરવાને કહું છું ક્યારનો રે. ક્યમ તું૦
મતિ આપી જગને મહારાજે, કૃત્ય રૂડાં કરવાને કાજે;
ગુણ અનુપમ ગાજે ભવ કિરતારનો રે. ક્યમ તું૦
એનાથી કોણ છે ઉદારી, દેખી જો તેની દાતારી;
શું ગુણ મૂકે વિસારી સરજનહારનો રે. ક્યમ તું૦
મૂરખ શીદ રખડાઈ મરે છે? કહ્યુ કરી લે, ગણપતરામ કહે છે;
ફોગટ શીદ ફરે છે વિના વિચારનો રે. ક્યમ તું૦

પદ ૧૬

ગોવિંદ ગાયા વિના તેં જનમ ગુમાવિયો રે. (ટેક)
ભજન હરિનું કયમ ગયો ભૂલી, દુનિયાના ડહાપણમાં ડૂલી;
ફરે શીદને ફૂલી ઘણો ગૂંચાવિયો રે. ગોવિંદ ગાયા૦
માયાને શું માને મારી? તરિયા તે પણ નહિ કાંઈ તારી;
વિશ્વપતિ વિસારી લગડું લાવિયો રે. ગોવિંદ ગાયા૦
મોટું કુળ ને મંદિર મેડી, પાપી તારા પગમાં બેડી;
તને જાશે જમ તેડી ભવ ભમાવિયો રે. ગોવિંદ ગાયા૦

તન સ્વપ્ન જેવું તારું, માન્ય કહ્યું તું મૂરખ મારું;
વારેવારે વારું કપટી કહાવિયો રે. ગોવિંદ ગાયા૦
ઠર્યો નહિ તું ઉત્તમ ઠામે, રાજ્ય કહ્યું જે ગણપતરામે;
પૂરણ પદવી પામે અવસર આવિયો રે. ગોવિંદ ગાયા૦

પદ ૧૭

આયુષ્ય ઓછું આશા નવ લાંબી આદરો રે. (ટેક)
ઝાપટથી દીપક ઠરી જાશે, જનમ્યુ તે સરવે મરી જાશે;
થનાર વસ્તુ થાશે, એ ઉરમાં ધરો રે. આયુષ્ય૦
વીજળીનું જેવું અજવાળું, ભવનું સુખડું એવું ભાળ્યું;
રાખી નેમ રૂપાળું, વિઠ્ઠલને વરો રે. આયુષ્ય૦
પડવાનું છે તનડું પળમાં, જેવો પરપોટો છે જળમાં;
શીદ ફરો છો છળમાં ? તેથી નહિ તરો રે. આયુષ્ય૦
સમજી લ્યો વાદળની છાયા, મિથ્યા જુગની એવી માયા;
કામ ન આવે કાયા, કૃત્ય સારાં કરો રે. આયુષ્ય૦
સમરી લ્યો ગણપતનો સ્વામી, પૂરણ પદને લ્યો પામી;
બળિયો છે બહુનામી, એનો આશરો રે. આયુષ્ય૦

પદ ૧૮

કળિયુગનું કારણ આગળ એવું થશે રે. (ટેક)
ગંગા, ગીતા ને ગાયત્રી, વણિક વિપ્ર ને ખરા જે ક્ષત્રી;
પ્રેમદા નહિ પવિત્રી, સત્ય સહુનાં જશે રે. કળિજુગનું૦
જતી, સતી, સંન્યાસી, જોગી, ભવમાં સહુ માયાના ભોગી;
રાય રંક ને રોગી વેરે સહુ વસે રે. કળિજુગનું૦
ઉચ નીચ એકે આરે, ધાક ધણીની સ્ત્રી નહિ ધારે;
કોઈ કોઈ ન વારે હોનારું હશે રે. કળિજુગનું૦
પાખંડીને સરવે પૂજે, સાચાની સંગત નહિ સૂઝે;
ધરા અધરમે ધ્રૂજે કંઈ જન કંપશે રે. કળિજુગનું૦

ભવમાં ચઢિયો જૂઠે ભામે, પંથ પ્રભુનો એ નહિ પામે;
ગાયુ ગણપતરામે ફંદે શું ફસે રે? કળિજુગનું૦

પદ ૧૯

(કુંવરીએ કુળ વગોવ્યુ રે, આ શું રે કીધું ?–એ રાગ)

મન માન શિખામણ મારી રે, ભવદુઃખ ભારી.
છે કાયા નરકની ક્યારી રે, ભવદુઃખ ભારી.
આવે છે એમાં અતિ ભૂંડ અવતાર,
ત્યાં પાપ તણો નહિ પાર રે, ભવદુઃખ ભારી.
અંડજ, ઉદ્ભિજ, સ્વેદજ ને જરાયુજ,
ત્યાં ભારે નરક ભરાયુ રે, ભવદુઃખ ભારી.
ચોરાશી લાખ કુંડ જગત માંહી ન્હાવા,
એ જૂઠા જનને જાવા રે, ભવદુઃખ ભારી.
ચેતી લેને શીદ જાય છે લખચોરાશી,
થઈ કરમે નરકનિવાસી રે, ભવદુઃખ ભારી.
જોરાવર જમડા માર ઘણેરા મારે,
એ વેળા કોણ ઉગારે રે, ભવદુઃખ ભારી.
કોટી ભવ ફરતાં કૃપા કેશવની થાય,
તો મનુષ્યા દેહ મળાય રે, ભવદુઃખ ભારી.
કહી છે સમજી લે શિખામણ તારા કામે,
ગુણ ગાયા ગણપતરામે, ભવદુઃખ ભારી.

પદ ૨૦

મળી મનુષ્યા દેહ અમૂલી રે, ભક્તિ ગયો ભૂલી.
તું ડહાપણમાં ગયો ડૂલી રે, ભક્તિ ગયો ભૂલી.
ઉદરમાંથી તું કોલ કરીને આવ્યો;
પણ ગોવિંદ ગુણ ન ગાયો રે, ભક્તિ ગયો ભૂલી.

બાળાપણુ માંહી બુદ્ધિ વિના નવ બૂઝયો,
સાચો મારગ નવ સૂઝયો રે, ભક્તિ ગયો ભૂલી.
તરુણુપણામાં તરુણી સંગાથે લાગી તાળી;
ભરમાયો વૈભવ ભાળી રે, ભક્તિ ગયો ભૂલી.
પરિવાર પૂરો ગાદી–તકિયા ને ઘોડાગાડી,
લાખેણી પામ્યો લાડી રે, ભક્તિ ગયો ભૂલી.
ભરેલાં ભવન બેઠક બંગલા ને બારી;
વિઠ્ઠલ મેલ્યા વિસારી રે, ભક્તિ ગયો ભૂલી.
વૃદ્ધપણામાં વધી છે અંગમાં વ્યાધિ;
તેં ખોળી ઉંમર બાધી રે, ભક્તિ ગયો ભૂલી.
પ્રભુના ભજને પાર આ ભવનો તું પામે;
ગુણ ગાયા ગણુપતરામે રે, ભક્તિ ગયો ભૂલી.

પદ ૨૧

પળમાંહી તનડું પડશે રે, ચેતીને ચાલો;
જોતા પાછું નવ જડશે રે, ચેતીને ચાલો.
રાજા રાવણે અલખત ઇદ્રની આણી;
પણ પીવા નવ રહ્યો પાણી રે, ચેતીને ચાલો.
સગરરાજાને સાઠ હજાર પુત્ર પૂરા;
તે સૂતા રણમાં શૂરા રે, ચેતીને ચાલો.
ચાંપાનેર જેવાં શહેર હતાં, જગતમાં ચાહાવાં;
એ ઉજ્જડ પડિયાં આવાં રે, ચેતીને ચાલો.
નદીઓનાં નીર આવે ને ઉતરી જાય;
એમ આયુષ્ય ઓછું થાય રે, ચેતીને ચાલો.
તન, ધન, જોબનની આશા તે સરવે જાણો એવી;
જૂઠી સપનાના જેવી રે, ચેતીને ચાલો.

હાથે એ સાથે, વેદ વદે છે વાણી;
 જીવલડા લેને જાણી રે, ચેતીને ચાલો.
હરખીને ચાલો, હરજીને મળવાને હામે;
 ગુણ ગાયા ગણપતરામે રે, ચેતીને ચાલો.

પદ ૨૨

માને છે મનડા મારું રે, શા જીવ્યા સારુ?
 ખરું કહેતાં લાગે ખારું, શા જીવ્યા સારુ?
સપનાનું સુખ જાગેથી જૂઠું જણાયે,
 એમ ઊપજે ને અલપાયે રે, શા જીવ્યા સારુ?
પડ્યું મૂકીને ચાલી ગયા તારા પરિયા,
 જો એકે નવ ઊગરિયા રે, શા જીવ્યા સારુ?
ખોટું કરવામાં દોરી આયુષ્ય કેરી ખૂટી,
 તૃષ્ણા તોયે નવ તૂટી રે, શા જીવ્યા સારુ?
જુએ છે નજરે કાઈ કોને જુગમાંથી જાતા?
 કોણ તાતાં ને કોણ માતાં રે, શા જીવ્યા સારુ?
મહેનત કરીને મૂરખા તેં મેળવી છે માયા,
 પણ પળમાં પડશે કાયા રે, શા જીવ્યા સારુ?
મરવું તે સાચું અંતે જરૂર માની લેને,
 તું દાન દયાથી દેને રે, શા જીવ્યા સારુ?
હું ને મારાથી હરજી હજાર ગાઉ રહે છે,
 કાંઈ સંત પોકારી કહે છે રે, શા જીવ્યા સારુ?
દેખીને જમડા લાલચ પામે ન દામે,
 ગુણ ગાયા ગણપતરામે રે, શા જીવ્યા સારુ?

પદ ૨૩

મરજીવે મેલી માયા રે, દુનિયામાં ડાહ્યા;
 કરી પ્રભુને અરપણ કાયા રે, દુનિયામાં ડાહ્યા.

રણુંકાર રોમે રોમે દેખે છે જે દીવા,
મન મારે તે મરજીવા રે, દુનિયામાં ડાહ્યા.
હું ને તે મારું મેલી ચતુર થઈ ચાલે,
જે ઈશ્વર માટે આલે રે, દુનિયામાં ડાહ્યા.
સુખદુઃખ, સારું ખોટું તે સરખું જાણે,
એ અંતરમાં હરિ આણે રે, દુનિયામાં ડાહ્યા.
દેખીને કોઈનો દોષ ન દૃષ્ટિમાં લાવે રે,
ના ગુણ પોતાના ગાવે રે, દુનિયામાં ડાહ્યા.
સમાન બુદ્ધિ સહુનામાં રાખે સરખી,
હરિજનને બોલે હરખી રે, દુનિયામાં ડાહ્યા.
ગુરુ ગોવિંદમાં અંતર ઉર ન આણે,
વળી જૂની વાતો જાણે રે, દુનિયામાં ડાહ્યા.
જપે હરિકો જાપ તે આઠે જામે,
ગુણ ગાયા ગણપતરામે રે, દુનિયામાં ડાહ્યા.

પદ ૨૪

હરિભક્તિના અધિકારી રે એને રે કહીએ;
જેણે મનની માયા મારી રે, એને રે કહીએ.
નિરમાની, નિરસ્વાદી અને નિષ્કામી,
જીવનમાં પ્રીતિ જામી રે, એને રે કહીએ.
નિરલોભી, નિરમોહી અને અક્રોધી,
સાધનથી કાયા શોધી રે, એને રે કહીએ.
ઇંદ્રિયો જેણે જીતી અધિકારી એવા,
જાણો જનકના જેવા રે, એને રે કહીએ.
સમજણ સેવા ને ધ્યાન ધરમ રહ્યા ધારી,
એ નીરખે નહીં પરનારી રે, એને રે કહીએ.

વાણી વશ જેના વૈરાગ્યને જાઉં વારી;
પરનિંદા નહીં પ્યારી રે, એને રે કહીએ.
એ આદિક ત્રીસ લક્ષણ છે પાળવાનાં તેને,
જમદૂત ન આવે જેને રે, એને રે કહીએ.
જ્ઞાની ગુણવાળા ઠગાય નહીં કોઈ ઠામે,
ગુણ ગાયા ગણપતરામે રે, એને રે કહીએ.

પદ ૨૫

પ્રભુ રૂઠ્યાનું પરખી લ્યો પારખું, નવ ગોઠે રૂદે ગુરુજ્ઞાન;
અતિ અભિમાન, પૂરવ કેરા પાપથી. (ટેક)
પુણ્ય પરવાર્યું પાપ આવી મળ્યું, ત્યારે ઊકલે એવી સૂઝ;
બળી એની બૂઝ, પૂરવ કેરા પાપથી.
મૂકી મોહનને ભજે ભૂતને, નવ ઊકલે સત્ય ઉપાય;
જૂઠા સંગે જાય, પૂરવ કેરા પાપથી.
અતિ અવગુણ ઊપજે ઉરમાં, ગતિ તેની તો ગળી જાય;
કરમ કૂડું થાય, પૂરવ કેરા પાપથી.
આવ્યું અમૃત હાથ ઉશેટિયું, તજી પારસ કરમાં લે પહાણ;
એ બુદ્ધિ અજાણ, પૂરવ કેરા પાપથી.
શિખામણ સાચી શ્રવણે ન સાંભળે, ઠરશે જઈ નખળે ઠામ;
કહે ગણપતરામ, પૂરવ કેરા પાપથી.

પદ ૨૬

કોટી ઉપાય કરીએ જો કાગને દશ વાર દહાડી દૂધ પાય;
હંસ ન થાય, જાત વિના ભાતડી. (ટેક)
સારું ચંદન લેપીએ શ્વાનને, તોયે ભસવાની ટેવ ન જાય;
અનેક ઉપાય, જાત વિના ભાતડી.
કોટી પારસ ઘસીએ કથીરને, તોયે કંચન તે નવ થાય;
એયે ભ્રમ જાય, જાત વિના ભાતડી.

સત્ય-બોધ બતાવીએ સુમને, તોયે ઉરમાં ના થાય ઉદ્ધાર;
એવાને ધિક્કાર, જાત વિના ભાતડી.
વાવ્યુ લસણ કસ્તૂરીમાં કેળવી, પાણી ગંગાનું પ્રીત્યે પાય;
તોયે ગંધ ન જાય, જાત વિના ભાતડી.
પડી ટેવ કઠણ છે ટાળવી, કરો ઉપાય આઠે જામ;
કહે ગણપતરામ, જાત વિના ભાતડી.

પદ ૨૭

(કર પ્રભુ સંગાથે દઢ પ્રીતડી રે–એ રાગ)

સુખ સાચું નહીં સંસારનું રે, દુઃખદાયક સરવે દેખાય.
માટે સેવો હરિ ગુરુ સંતને રે. (ટેક)
તારું ધાર્યું તે ધૂળ મળી જશે રે,
જોને જાગીને જૂઠું જણાય. માટે૦
જ્યાંથી જન્મ્યો ત્યાંથી કાળે ઝાલિયો રે,
એમાં ઊગર્યાની રાખે છે આશ. માટે૦
તારા જોતાં તે કંઈક જાતા રહ્યા રે,
નરનારી પામ્યાં સહુ નાશ. માટે૦
અહીંયાં આવ્યો ત્યારે શું લાવિયો રે?
જતાં સાથે તે શું લેઈ જાય? માટે૦
કંઈક કહેશે તે કાંઈ માણે નહીં રે,
તારી ઠાલી ફજેતી થાય. માટે૦
આજ અવસર રૂડો આવિયો રે,
હરિભક્તિમાં રાખો હેત. માટે૦
મોંઘો મનુષ્યા જનમ હવે નહીં મળે રે,
તારે ચેતવું હોય તો ચેત. માટે૦
જમરાજાને હાથે જ્યારે જશો,
ફરી કૂડાં જગતમાં કામ. માટે૦

એક ઈશ્વર ભજે તે ઊગરે રે,
ગુણ ગાય તે ગણપતરામ. માટે૦

પદ ૨૮

એક રંક સપનામાં રાજા થયો રે,
કરે ભૂપ ભિખારીનું કામ,
સહુ કૌતકની વાત એક સાંભળો રે. (ટેક)
જે જાગે તેને જૂઠું પડે રે,
ઊંઘે તેના હૈયામાં હામ. સહુ૦
અરસપરસ વરતે એકએકમા રે,
જુએ સાચું ન કોઈ જણાય. સહુ૦
છે જૂઠું ને સાચું જાણિયું રે,
એ તો ડાહ્યા કે ગાંડા ગણાય? સહુ૦
નર કહે છે આ નારી માહરી રે,
નારી કહે છે આ મારો નાથ. સહુ૦
પતિ મૂકીને ચાલે પ્રેમદા રે,
નરે છોડ્યો તે સુંદરીનો સાથ. સહુ૦
બાજીગરે આ ખેલ બનાવિયો રે,
જાણે કોઈક સંત સુજાણ. સહુ૦
કળા કોઈ ન જાણે કિરતારની રે,
કરે વહાલાના વેદ વખાણ સહુ૦
સાચું જૂઠું છે સુખ સંસારનું રે,
તેમા કરો કલ્યાણનુ કામ સહુ૦
ભવસિંધુ તરો ભક્તિ વડે રે,
ગુણ ગાય તે ગણપતરામ. સહુ૦

પદ ૨૯

મુનિવર મોટા મળે,
આ દુનિયા માંહી, મુનિવર મોટા મળે હોજી. (ટેક)
સંતો ભાઈ રે, દરશન કરતામાં દુઃખ ટળી જાયે;
ભાઈ દુઃખ ટળી જાયે તો, બોધથી પાપ બળે. આ દુનિયા૦
સંતો ભાઈ રે, આત્મદર્શી ને અખંડ-આનંદી;
ભાઈ અખંડ-આનંદી તો, પોતાનું બોલ્યું પળે. આ દુનિયા૦
સંતો ભાઈ રે, કામ, ક્રોધ, મોહ, મમતાને મારે;
ભાઈ મમતાને મારે તો ત્રિવિધ તાપ ટળે. આ દુનિયા૦
સંતો ભાઈ રે, સોહં સુરતા ને સેજ સમાધિ;
ભાઈ સેજ સમાધિ તો ભાવથી હરિમાં ભળે. આ દુનિયા૦
સંતો ભાઈ રે, ગણુપતને ગુરુદેવે દયા કરી;
દેવે દયા કરી તો, તનનાં તે દુઃખ ટળે. આ દુનિયા૦

પદ ૩૦

કોઈ જન જોગ કરો, આ જુગમાં જનમી. (ટેક)
કોઈ જન જોગ કરો હોજી.
સંતો ભાઈ રે, યમ, નિયમ, આસન, પ્રાણુયામ;
પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ધરો: આ જુગમાં જનમી.
સંતો ભાઈ રે, પ્રથમ કુંડળીને કરીને પાંસરી;
ભાઈ કરીને પાંસરી ને શૂન્યની વાટે સરો: આ જુગમાં જનમી.
સંતો ભાઈ રે, નેતી ધોતી, ગજકરણી ને નોળી;
ગજકરણી ને નોળી તો, રૂદયાનો મેલ હરો: આ જુગમાં જનમી.
સંતો ભાઈ રે, દ્વાદશ મુદ્રાના દાખલા દેખો;
ભાઈ દાખલા દેખો તો, પરહરો કાળ પરો: આ જુગમાં જનમી.
સંતો ભાઈ રે, કહે ગણુપત કળા જોગની જાણો;
ભાગ જોગણી જાણો, ઠેકાણે જઈને ઠરો: આ જુગમાં જનમી.

## પદ ૩૧

(નારાયણનુ નામ લેને તુ પ્રાણી રે-એ રાગ)

આવો નરદેહ ફરી નહીં આવે રે, જૂઠા જગમાં શું જનમ ગુમાવે?
આવો નરદેહ ફરી નહીં આવે રે. (ટેક)
માસ અષાડે ઘન ઘણો આવે રે, વાવણી તકે અન્ન ન વાવે રે;
ખોઈ વેળા પછી શું ખાવે? આવો નરદેહ ફરી નહિ આવે રે.
શિશુપણુમાં ન વિદ્યા સાધી રે, વધ્યા વૃદ્ધપણામા વ્યાધિ રે;
અવિનાશી ન લીધા આરાધી, આવો નરદેહ ફરી નહિ આવે રે.
ભલુ કરને અરે શીદ ભૂલે રે? ફરી અવળો શુ ફોગટ ફૂલે રે?
ડાહ્યો થઈ ને આખર શું ડૂલે? આવો નરદેહ ફરી નહિ આવે રે.
જેમ તંતુ સૂતર કેરો તૂટે રે, શઠ તારું શરીર એમ છૂટે રે;
ફટ માટીઘડો જેમ ફૂટે, આવો નરદેહ ફરી નહિ આવે રે.
તન રહેશે નહીં આ તારું રે, થશે એક દિવસ અંધારું રે;
કહે ગણપત સમજે તો સારું, આવો નરદેહ ફરી નહિ આવે રે.

## પદ ૩૨

હરિ વિના બીજો નહિ હિતકારી રે. (ટેક)
અલબેલો એ પર ઉપકારી, હરિ વિના બીજો નહિ હિતકારી રે.
રામે ગરભમાં રક્ષા કીધી રે, દેવે દેહ મનુષ્યની દીધી રે;
એના શરણુમાં રિદ્ધિ ને સિદ્ધિ, હરિ વિના બીજો નહિ હિતકારી રે.
બહુનામીએ તંત્ર બતાવ્યો રે, જડ દેહમાં જીવ ઠેરાવ્યો રે;
એમાં અંશ ચૈતન્યનો આવ્યો, હરિ વિના બીજો નહિ હિતકારી રે.
અન્ન અવનિ વિષે ઉપજાવ્યા રે, જળ પીવાને ગગને જમાવ્યાં રે;
સહુ સૃષ્ટિમાં સુખ સોહાવ્યાં, હરિ વિના બીજો નહિ હિતકારી રે.
કર્યો અર્ક ઉદ્યોગ આદરવા રે, આપી ઇંદ્રિયો ક્રિયાને કરવા રે;
તન આપ્યું તે ભવજળ તરવા, હરિ વિના બીજો નહિ હિતકારી રે.

કહી શીખ આ સમજુનાં કામ રે, ભજો ભાવથી સુંદરશ્યામ રે;
ગુણ ગાયા તે ગણુપતરામ, હરિ વિના બીજો નહિ હિતકારી રે.

પદ ૩૩

સંસારનુ સુખ માને ક્યમ સાચું રે? (ટેક)
આ તો કાયાનગર છે કાચું, સંસારનું સુખ માને ક્યમ સાચું રે?
થીર નીર ખાડામાંહી થાશે રે, વાયુ તડકાનો જ્યારે વાશે રે;
સાચું જોને તે જરૂર સુકાશે, સંસારનુ સુખ માને ક્યમ સાચું રે?
પડે પૃથ્વીમાં મેઘનુ પાણી રે, ભલી નદીઓ છે સરવે ભરાણી રે;
ઉનાળે નથી એની એંધાણી, સંસારનું સુખ માને ક્યમ સાચું રે?
તું તો વૈભવ માને છે તારો રે, એ તો રહેવા તણો છે ઉધારો રે;
જેવો વીજળીનો ઝળકારો, સંસારનુ સુખ માને ક્યમ સાચું રે?
જોને ઘડીઘડી પળપળ જાશે રે, થયુ પ્રાતઃ ને મધ્યાહ્ન થાશે રે;
થયું વીત્યે રાત્ય ને વહાણું વાશે, સંસારનું સુખ માને ક્યમ સાચું રે?
કહેને સુપનાનુ સુખ છે કેવું રે, જોને ઝાંઝવાના નીર જેવું રે;
કહે ગણુપત અંતે છે એવું, સંસારનુ સુખ માને ક્યમ સાચું રે?

પદ ૩૪–રાગ કાફી

સમજી લેજો શાણા રે, શિખામણ એક કહું સારી;
ખળ ઓળખ્યાની રે, ખબર સુણો નરનારી. (ટેક)
મોઢે માનવને મીઠું બોલે, પેટમાં રાખે પાપ,
સ્વારથ માટે સહુને સંહારે, ન ગણે ભાઈ કે બાપ;
કપૂત એને કહીએ રે, દુનિયામાં એ દુઃખકારી. સમજી૦
કરેલો ગુણ કોઈનો નવ જાણે, એ કૃતઘ્રી કહેવાય,
કરે હરિકીર્તન કુડું રે ભાખે, એ નક્કી નરકે જાય;
અધરમી નહીં એથી રે, પરનિંદા જેને હોય પ્યારી. સમજી૦
સુત, દારાની સેવા કરે, ને શરણું હરિનું સહાય,
લોચામાં લબ્ધાઈ રહ્યો ને, ભવમાં ભગત કહેવાય;
કરતાર તારી કરણી રે, અચંબો મને એ ભારી. સમજી૦

પ્રાણી તમે કરી પરીક્ષા, શાકુટનો તજો સંગ,
ભરોંસેથી ભોળવાશો મા ભોળા, ભક્તિમાં પાડે ભંગ;
ગણપત કહે છે જ્ઞાની રે, વંચ્યને મેલો વિસારી. સમજી૦

પદ ૩૫

સંત કોઈ સાચા રે, રીત જેની હોય રૂડી. (ટેક)
વિમળ જેની વાણી રે, કરણી નહીં કોઈ કૂડી સંત કોઈ૦
શત્રુ-મિત્રને સરખા જાણે, રાખ-કુંદન એક રીત,
પરનારીનો પરસ કરે નહિ, જગમાં તેની જીત;
પરમ પદ એ પામે રે, ભાવે નહીં વાત ભૂંડી. સંત કોઈ૦
વિવેક વૈરાગ્ય ખટ્ સંપત્તિ, મુમુક્ષુના કહેવાય,
ચાર સાધન જેના ચિત્તમા રે ચોટે, એ ઘણા જ્ઞાની ગણાય;
સદાનંદ શોભે રે, ગર્વ જેણે નાખ્યો ગૂડી સંત કોઈ૦
તન ને મનથી ત્યાગ રાખે, હરિ મળ્યાનું હેત,
આશા કો'ની ઉરમાં ન આણે, સુરતા કરી સંકેત;
મુનિવર એ મોટા રે, ઇચ્છા નહિ ઉર ઊંડી. સંત કોઈ૦
કનકકાંતા સંપત્ત ન સેવે, દુનિયામા એ દેવ,
ગણપત કહે એને ગુરુ માની, સજ્જન કરજો સેવ,
તારણતરણ તેવા રે, એને સમજણ ઊંડી. સંત કોઈ૦

પદ ૩૬

ધ્યાન ધરો ધ્યાની રે, જ્ઞાની કોઈ ગુણકારી. (ટેક)
ભવદુઃખ ભારી રે, નારાયણ જપો નરનારી. ધ્યાન ધરો૦
પાતંજલમાં કહ્યું પોકારી, અઢાર એમાં ઉપાય,
સાધન કરતાં સિદ્ધિ પામે, જોગ જીવનનો થાય;
દલમાંહી દેખે રે, સુંદરવર સુખકારી. ધ્યાન ધરો૦
અંગૂઠા ઉપર આંખ્ય ઠરાવી, જપે અજપાજાપ,
આસપાસ પ્રકાશને પેખે, મન વશ કરવાનું માપ;
જોગી એને જાણો રે, ભક્તિ જેને હોય ભારી. ધ્યાન ધરો૦

પ્રાતઃસમે કે પાછલે પહોરે, સૂર્ય સામું જોય,
નેત્ર વડે નીરખે નર નેમી, હરિ હિરણ્યગર્ભ હોય;
ભાળે દુઃખ ભાંગે રે, વિષયની વાત વિસારી. ધ્યાન ધરો૦
ચંદ્ર ડાબા ચક્ષુમાં દેખે, જમણે સુર જોવાય,
ઊલટ-પૂલટ કરી સાધે સુષુમ્ણા, દેવ વૈરાટ દેખાય;
ગણપત કહે છે જ્ઞાની રે, ભેટે એમ ભયહારી. ધ્યાન ધરો૦

પદ ૩૭

રાજ્ય યોગની રીતિ રે, સંસારીને સુખદાઈ. (ટેક)
સુણો સેજ સમાધિ રે, લક્ષણ તેનાં કહું લાઈ. રાજ્ય૦
કામ, ક્રોધ, મોહ ને મમતા, તૃષ્ણા, સ્વાદ ને માન,
સાત વાનાં પહેલેથી છોડે, તો ગૌણભક્તિનું જ્ઞાન;
મન જ્યારે મારે રે, ગોવિંદ કેરા ગુણ ગાઈ. રાજ્ય૦
જ્ઞાનદૃષ્ટિથી જુએ જ્યારે ઘટમાં, જગત જૂઠું જણાય,
એકચિત્ત અવિનાશી ઉપર, સહેજ સમાધિ થાય;
બ્રહ્મ એક ભાસે રે, અતિ જેની અધિકાઈ. રાજ્ય૦
વિષયી સુખની તૃષ્ણા વિરામે, એકાંતિક જન એહ,
ઇંદ્રિયોનું જ્યારે કરે આકર્ષણ, સર્વ ટળે સંદેહ;
ભ્રમણા સહુ ભાગે રે, પરમ પલ્લે પાઈ. રાજ્ય૦
દીપક કરવા આચરે ઉદ્યમ, ભાસે ઓચિંતો ભાણ,
એમ અચાનક ઈશ્વર ઉરમાં, જુએ ચતુર સુજાણ;
ગણપત કહે છે જ્ઞાની રે, બ્રહ્માનંદ સુખ ભાઈ. રાજ્ય૦

પદ ૩૮-રાગ કેદારો

પામર નર પરનિંદા કરે તે, જમને હાથે જાય રે. (ટેક)
કર્યા ગુણને જે ન જાણે, તે કૃતઘ્ની કહેવાય રે. પા૦
કુટુંબવિરોધી ને ગુરુનો દ્રોહી, ઝાઝો લોભ છે જેને રે;
ક્રોધ ઘણો ને વળી કૂડું બોલે, કપૂત કહીએ તેને રે. પા૦

પેટને માટે પાખંડ કરીને, ધન હરવાને ધાય રે;
પોતાનુ બોલ્યુ પોતે નહિ પાળે, કલ્યાણ કેમ કરી થાય રે ? પા૦
દોષ પોતાના દિલમાં ન દેખે, કૂડાં કલંક ચઢાવે રે,
જન્મ્યો ત્યાંથી જૂઠું બોલે, એ પરમ પદ કયમ પાવે રે ? પા૦
હરિજનનો સ્વભાવ એ દેખો, વળી દુનિયામાં થાય ડાહ્યો રે;
વિશ્વંભરની વિનતા વહાલી, મોહ ઘણો ને માયા રે. પા૦
અન્ન સરખું ઓસડ નહિ એવું, નિંદક નરકનો ઠામ રે;
હરિ સમો નહિ બીજો હેતુ, ગાયે ગણપતરામ રે. પા૦

પદ ૩૯

હરિ ભજતાં કો આવીને આડે, તેનો કરિયે ત્યાગ રે;
સારા માણસને સમજી લેવું, દેહ ન લાગે ડાઘ રે. હરિ૦
પ્રહ્‌લાદે જુઓ પિતાને તજિયો, વિભીષણે તજ્યો ભાઈ રે;
ભક્ત ભરથરીએ તજી નિજ પત્ની, કથ તજ્યો મીરાંબાઈ રે. હરિ૦
નાત તજી નરસિંહ મહેતાએ, ચિત્તથી હરિ નવ ચૂક્યા રે;
પાંડવ હરિજન પોતે માટે, મૂરખ કૌરવ મૂક્યા રે. હરિ૦
પતિ તજી ઋષિપત્નીઓ ચાલી, મોહન મળવા માટે રે;
લોકલાજ તજી વ્રજવિનતાઓ, ગઈ જમુનાને ઘાટે રે. હરિ૦
ભૂપ ભીમકે પુત્ર પરહર્યો, જદુપતિ કરવા જમાઈ રે;
કૌદંડ ઋષિએ તજી કામની, અતિ જેની અવળાઈ રે. હરિ૦
વિઠ્ઠલ ભજતાં જે જન વારે, અળગા રહીએ એથી રે;
કહે ગણપત સમજીને કામે, જીવન રીઝે જેથી રે. હરિ૦

પદ ૪૦

પ્રેમપંથ પુરુષોત્તમ કેરો, વિકટ છે તે ઘાંટી વસમી રે. (ટેક)
પીએ તે પરમ પદ પામે, દેખો એ ભક્તિ દશમી રે. પ્રેમ૦
એ કૃતિ જેના ઉરમાં આવે, અમરલોક લેઈ જાય રે;
પ્રેમસુધા પીએ કોઈ પૂરા, જીવ મટી શિવ થાય રે. પ્રેમ૦

પહેલે જુગે પ્રહ્‌લાદે પીધાં, માચો પિતા એ ન મૂઓ રે;
તેલકઢામાં તર્યો સુધન્વા, જીવતો રહ્યો એ જીવો રે. પ્રેમ૦
જનક વિદેહીએ રસ જાણ્યો, વ્રજવિનતાને ઘણો વહાલો રે;
રાય હરિશ્ચંદ્ર ને તારા રાણી, પ્રેમનો પીધો પ્યાલો રે. પ્રેમ૦
મીરાંબાઈએ મહારસ માણ્યો, સ્વદેહે હરિમાં સમાણી રે;
પૂર્વજનમના પુન્યે પ્રગટે, કે કરે સાચી કમાણી રે. પ્રેમ૦
કબીર, કરમા, સજનો ને શબરી, હરિરસનાં અધિકારી રે;
ગણપત કહે ગુણ ગોવિંદ કેરા, નીરખો નર ને નારી રે. પ્રેમ૦

પદ ૪૧

ઓ અપરાધી પ્રાણી ? આવડો શો આહાર રે ? (ટેક)
કળજુગમાં હરિકીરતન કરને, માથે જમનો માર રે. ઓ૦
આયુષ્ય તારું થાય છે ઓછું, મન જાણે હું મોટો રે;
કાળ અચાનક આવી પડશે, ખેલ થશે સહુ ખોટો રે. ઓ૦
કાયા, માયા, ધન, સુત ને કામની, તેમાં નથી કોઈ તારું રે;
આગ્ય ચોદેશેથી લાગી ઊઠી, કર બળતામાંથી બારું રે. ઓ૦
અંતે સરવે રહેશે અળગો, પોતાનો પરિવાર રે;
છ મહિને નહિ કોઈ સંભારે, વારુ કરને વિચાર રે. ઓ૦
કામ, ક્રોધ, મદ, લોભ કરીને, કર્મ અઘટતું કીધું રે;
ઘરડો થયો પણ જ્ઞાન ન આવ્યું, નહિ નામ હરિનું લીધું રે. ઓ૦
મનમાં સમજીને કરને મૂરખ, કરવા કેરો કામ રે;
સાચો સગો એક શામળિયો છે, ગુણ ગાયે ગણપતરામ રે. ઓ૦

પદ ૪૨-ગરબી

જોને અવસર આવો જાય રે, જીવડા જો જાગી.
ખોટા ખેલમાં શું ગોથાં ખાય રે ? જીવડા જો જાગી.
હીરો આવ્યો છે તારે હાથ રે, જીવડા જો જાગી.
હવે નક્કી ભજી લે નાથ રે, જીવડા જો જાગી.

દેવે દીધો મનુષ્યનો દેહ રે, જીવડા જો જાગી.
તક પ્રભુ ભજ્યાની તેહ રે, જીવડા જો જાગી.
ચેત ચેતાવું તુજને અચેત રે, જીવડા જો જાગી.
કર વૈકુંઠ જવાનો વેત રે, જીવડા જો જાગી.
ધન દારા અને સુત, ધામ રે, જીવડા જો જાગી.
કોઈ આવે ન તારે કામ રે, જીવડા જો જાગી.
જપ રામને આડે જામ રે, જીવડા જો જાગી.
ગુણ ગાય છે ગણપતરામ રે, જીવડા જો જાગી.

પદ ૪૩

કાળ આગળ ન ઊગરે કોઈ રે, મનડા લે માની.
મૂઢ રહ્યો માયામાં મોહી રે, મનડા લે માની.
અર્ક ઊગે ને આથમી જાય રે, મનડા લે માની.
જેમ સાપ ઊંદરને ખ્હાય રે, મનડા લે માની.
જેવો વીજળીનો ઝબકાર રે, મનડા લે માની.
એવો અલ્પ જીવત અવતાર રે, મનડા લે માની.
જોને વાદળ આવે ને જાય રે, મનડા લે માની.
એમ આયુષ્ય ઓછું થાય રે, મનડા લે માની.
જેવું આંઝવાનું નીર જણાય રે, મનડા લે માની.
એમ ઊપજે ને ક્ષય પાય રે, મનડા લે માની.
હરિ ભજ્યામાં રાખે હામ રે, મનડા લે માની.
ગુણ ગાય છે ગણપતરામ રે, મનડા લે માની.

પદ ૪૪

હરિ સાથે ન કીધું હેત રે, પ્રાણિયા તેં પાપી.
ફૂંદ કરીને થાય ફજેત રે, પ્રાણિયા તેં પાપી.
વળી સાચી વહાલી નહિ વાત રે, પ્રાણિયા તેં પાપી.
ઘણી કરે લોકોની ઘાત રે, પ્રાણિયા તેં પાપી.

પરનારી સંગાથે પ્રીત રે, પ્રાણિયા તેં પાપી.
રામ ભજવાની રાખી ન રીત રે, પ્રાણિયા તેં પાપી.
ભજન-ભક્તિ ઉપર નહિ ભાવ રે, પ્રાણિયા તેં પાપી.
જેના દિલમાં છે જૂઠો દાવ રે, પ્રાણિયા તેં પાપી.
ગમે નહિ ગુરુનું જ્ઞાન રે, પ્રાણિયા તેં પાપી.
આડો અંતરનો અભિમાન રે, પ્રાણિયા તેં પાપી.
નવ ભજ્યો પ્રભુનું નામ રે, પ્રાણિયા તેં પાપી.
ગુણ ગાય છે ગણપતરામ રે, પ્રાણિયા તેં પાપી.

પદ ૪૫

ઉરમાં અખંડ, આનંદ રે, સાચા એ સાધુ.
ફરે નહિ કદી ભવફંદ રે, સાચા એ સાધુ.
નહિ નિંદાનું જાણે નામ રે, સાચા એ સાધુ.
તજે તનમાંથી દારા ને દામ રે, સાચા એ સાધુ.
પર ઉપકારી પરમ દયાળ રે, સાચા એ સાધુ.
ભેખ બ્રાહ્મણના પ્રતિપાળ રે, સાચા એ સાધુ.
જેને હીણી તે વાત હરામ રે, સાચા એ સાધુ.
રટે રુદિયામાં રૂડા રામ રે, સાચા એ સાધુ.
બહુનામીનો આપે બોધ રે, સાચા એ સાધુ.
કોઈ દહાડો કરે નહીં ક્રોધ રે, સાચા એ સાધુ.
જેને હરિ ભજ્યાની હામ રે, સાચા એ સાધુ.
ગુણ ગાય છે ગણપતરામ રે, સાચા એ સાધુ.

પદ ૪૬-ગરબી

જનમ પામી જીવન નવ જાણ્યા રે, મૂરખા મોટા રે.
મૂઢ માયાના રસ તેં માણ્યા રે, મૂરખા મોટા રે.
ભાંડ ભવાઈ જુએ છે ભાવે રે, મૂરખા મોટા રે.
હરિભક્તિમાં આઘો નવ આવે રે, મૂરખા મોટા રે.

વાગે ઢાકલું તો દેખવાને દોડે રે, મૂરખા મોટા રે.
કૃષ્ણકથા ન સાંભળી કોડે રે, મૂરખા મોટા રે.
રોજ રાવણે રખડવાને રાજી રે, મૂરખા મોટા રે.
પરનિંદા પ્યારી તુંને પાજી રે, મૂરખા મોટા રે.
જમરાજાનું જોર ન જાણે રે, મૂરખા મોટા રે.
તારા તનમાં પેસી પ્રાણ તાણે રે, મૂરખા મોટા રે.
હેત રાખી હરિ ભજ હામે રે, મૂરખા મોટા રે.
ગુણ ગાયા છે ગણપતરામે રે, મૂરખા મોટા રે.

પદ ૪૭

કૃષ્ણ સાથે તેં પ્રીત નવ કીધી રે, પાપિયા પૂરા રે.
સારા સંતોની શીખ નવ લીધી રે, પાપિયા પૂરા રે.
જૂઠી બાજી સંસારની જોઈ રે, પાપિયા પૂરા રે.
મોહમાયામાં મૂઢ રહ્યો મોહી રે, પાપિયા પૂરા રે.
કામ દામનાં કામ કરે કેવાં રે, પાપિયા પૂરા રે.
લોક પાસેથી લૂંટી લેવા રે, પાપિયા પૂરા રે.
માથે મરવાની બીક નવ માની રે, પાપિયા પૂરા રે.
છળ રાખીને ઘાત કરે છાની રે, પાપિયા પૂરા રે.
ભોળા માનવીને ભાળી ભમાવી રે, પાપિયા પૂરા રે.
આવો અવતાર ફેર નહિ આવે રે, પાપિયા પૂરા રે.
ભલું ભાવે તો ઠરે શુભ ઠામે રે, પાપિયા પૂરા રે.
ગુણ ગાયા છે ગણપતરામે રે, પાપિયા પૂરા રે.

પદ ૪૮

ભાવ રાખે તું રામજી ભજ્યામાં રે, સજ્જન શાણા રે.
તાન રાખે તું ક્રોધ તજ્યામાં રે, સજ્જન શાણા રે.
મન માને તેનાથી મળીએ રે, સજ્જન શાણા રે.
વંઠ લોકોની વાટે ન વળીએ રે, સજ્જન શાણા રે.

ચિતડામાં હરિરસ ચાખે રે, સજ્જન શાણા રે
ટેવ નબળી તું ટાળી નાખે રે, સજ્જન શાણા રે.
મોહ કાઢે તો મુક્તિ મળશે રે, સજ્જન શાણા રે.
બોધ સુણે તો કર્મ બધાં બળશે રે, સજ્જન શાણા રે.
રાખે શ્રદ્ધા તો જ્ઞાન થાય સારું રે, સજ્જન શાણા રે.
બૂડવાનું મટી જાય બારું રે, સજ્જન શાણા રે.
જપ જીવનને આઠે જામ રે, સજ્જન શાણા રે.
ગુણ ગાય છે ગણપતરામ રે, સજ્જન શાણા રે.

પદ ૪૯

કોઈને કાળ ન મૂકે રે, કાઈ સમજી લ્યો તો સારું. (ટેક)
જમની જુક્તિ કોઈ નવ જાણે, રોગ થઈ રંજાડે;
પ્રાણી માત્ર જે પૃથ્વીના, પલક એકમાં પાડે. કોઈને૦
મૂઠ, મૂંઝારો, ઝાડા ફેરો, વંતર આવી વાગે;
ડાકેણ, શાકેણ, ભૂત ને ભૈરવ, ઝાંપડી આવી જાગે. કોઈને૦
કર્મ કઠોદર જુઓ જળોદર, ઉદર આફરો આવે;
તાણ અને રાઝણ અમૂંઝણ મહા દુઃખ કોણ મિટાવે? કોઈને૦
જારણ, મારણ ને ઉચ્ચાટણ, મોહની મંતર મારે;
અંતકાળની ઘાટી અઘરી, આવી કોણ ઉગારે? કોઈને૦
સૌથી શૂરા બળમાં પૂરા, નેકદાર જે નામે;
જરૂર એ ઓચિંતા જાશે, ગાયું ગણપતરામે. કોઈને૦

પદ ૫૦

તન તો રંગ પતંગી રે, જોતાં જરૂર ઊડી જાશે. (ટેક)
આક તણાં ઊગ્યાં આફૂલાં, ઊડી જાશે એ તો;
કાળઝાળમાં સૌ પકડાશે, ચેતનહારા ચેતો. તન તો૦
વીજળીવાળું જે અજવાળું જોતાં ઝાંખું થાશે;
પાણીનો ફૂટે પરપોટો, વાયુ જ્યારે વાશે. તન તો૦

જામેલું જળ આકળ કેરું, અર્ક ઊગે અલપાશે;
મૃગજળ જોયું મનડું મોહ્યું, નક્કી એ તો નાશી. તન તો૦
વાદળછાયા કોમળ કાયા, મનની માયા મોટી;
સ્વપ્નાની સંપત નહીં સાચી, ખલક વસ્ત છે ખોટી. તન તો૦
જૂઠી બાજી જાણી લેજો, કોઈ ન આવે કામે;
રામરટણ રુદિયામાં રાખો, ગાયું ગણુપતરામે. તન તો૦

પદ ૫૧

પામર જીવડા પંખી રે, માથે મોત-બાજ છે મોટો. (ટેક)
બેસે મચ્છ પકડવા બગલો, ચાંચ કદી નવ ચૂકે;
પેસે લોહતણી પેટીમાં, મોત એમ નવ મૂકે. પામર૦
કાળવ્યાળની ફાળ કઠિન છે, ભણ્યાગણ્યા જ્યાં ભૂલે;
પંચાતો સૌ પડી રહે, ને ડહાપણવાળા ડૂલે. પામર૦
હરણી જેમ સિંહણની આગળ, ઇચ્છે મન ઊગરવું;
જબરો છે એમ કાળઝપાટો, માન્ય જરૂર છે મરવું. પામર૦
આવે મુખ ડસિયલને ઉંદર, જીવ્યાતણું જેમ જાણે;
એવું છે તારા શિર ઉપર, અભિમાન શું આણે? પામર૦
જેને સૌ મૂકીને જાવું, ધન દોલત ને ધામે;
રાખ ભરૂંસો રાધાવરનો, ગાયું ગણુપતરામે. પામર૦

પદ ૫૨

હેતે ભજો હરિને રે, જેથી જન્મમરણ દુઃખ જાશે. (ટેક)
એ ત્રિભોવનતારણ, અધમઉધારણ, કષ્ટનિવારણ કહાવે;
જનપ્રતિપાળા, દીનદયાળા, ભૂધર મનમાં ભાવે. હેતે૦
ભવભયભંજન, નામનિરંજન, દુરમતિગંજન દેવા;
એ પિતુમાતા, વિશ્વવિધાતા, સદા કરી લ્યો સેવા. હેતે૦
નિર્મળનામી સૌનો સ્વામી, પાર શકે કોણ પામી?
પિંગો ધામી, અંતરજામી, નિગમ કહે નમામિ. હેતે૦

વિશ્વવિલાસી, નહીં ઉદાસી, પૂરણ પ્રકાશી પોતે;
ઘટઘટવાસી, છે અવિનાશી, જગતઉજાસી જોતે. હેતે૦
ભવમાં ભરિયો, ડહાપણ-દરિયો, ઠરિયો સઘળે ઠામે;
જો અનુસરશો તો ભવ તરશો, ગાયુ ગણપતરામે. હેતે૦

પદ ૫૩

ભૂલ્યો શીદ ભમે છે રે ? આ તો આવ્યું ઉત્તમ ટાણું. (ટેક)
લખ ચોરાશી વળી ગર્ભવાસી, નરકનિવાસી થઈને;
અતિ ઉદાસી કાળની ફાંસી, જમને હાથે જઈને. ભૂલ્યો૦
હરતાં, ફરતાં ભગવત ભજતાં, નર નહિ બેસે નાણું;
પરવાયોમાં આવી પહોંચશે, ઓચિંતાનું આણું. ભૂલ્યો૦
બાગ બનાયા, સુંદર છાયા, માયા લાગી મનમાં;
ગાતરગળિયાં, પહોર્યાં પળિયાં, તો નવ સમજ્યો તનમાં. ભૂલ્યો૦
ઘોડાગાડી દોડે દહાડી, ફૂલવાડીમાં ફાવે;
મરણું માથે, જનમ્યુ સાથે, ઉરમાં એ નવ આવે. ભૂલ્યો૦
તનને ત્યાગી, જઈશ અભાગી, જોને જાગી આમે;
રાખ ભરૂંસો રાધાવરનો, ગાયુ ગણપતરામે. ભૂલ્યો૦

પદ ૫૪

ફૂલ્યો શું ફૂરે છે રે ? જો ને જરૂર અંતે જાવું. (ટેક)
સુત જે સારા, તારી દારા, કારાપારા કહેશે;
ઠગશે ઠાલાં વળી જે વહાલાં, રોઈને અળગાં રહેશે. ફૂલ્યો૦
ઊંચી હવેલી મિલકત મેલી, બંધવ બેલી છોડી;
ચિત્ત લલચાવે જોતાં જાવે, કામ ન આવે કોડી. ફૂલ્યો૦
છે તું શાણો પણ છું પાણો, ભરમાણો શું ભાળી ?
જિંદગી જાઠી, જઈશ ઊઠી, ઠાલી મૂઠી વાળી. ફૂલ્યો૦
જ્યાં સુખ આઝાં તે નવ છાજ્યાં, વાજાં ઊંધાં વળશે;
તન આ તારું છે જે સારું, ધરણી ઉપર ઢળશે. ફૂલ્યો૦
નિરમળ નામે ઠરને ઠામે, પાર મરણનો પામે;
રાખ ભરૂંસો રાધાવરનો, ગાયું ગણપતરામે. ફૂલ્યો૦

પદ ૫૫-રાગ લાવણી

મૂરખ તને જન્મ મનુષ્યનો મળ્યો,
ભાગ્યહીણ ભક્તિમાં નવ ભળ્યો. (ટેક)
બાળપણામાં બુદ્ધિ વિનાનો, મન ખેલ્યામાં મળ્યો;
તરુણપણામાં તરુણીએ તુંને, શબ્દ બોલીને છળ્યો. ભાગ્ય૦
વૃદ્ધપણામાં વ્યાધિ વળગી, ગાતર તારો ગળ્યો;
દારા સુત દુઃખ દેવા લાગ્યાં, બોલ સાંભળી બળ્યો. ભાગ્ય૦
જન શમશાને જતા જોઈને, ગર્વ કાંઈ નવ ગળ્યો;
કરી કર્મ મૂર્ખ કશું ન પામ્યો, ભૂતપ્રેતમાં ભળ્યો. ભાગ્ય૦
ગર્ભ તણા દુઃખમાં ઘેરાણો, તૃષ્ણાથી નવ ટળ્યો;
સંતતણી સુણી નહિ શિખામણ, વળ્યો તું તવ વળ્યો. ભાગ્ય૦
ચાર ખાણ લખ ચોરાશીમાં, ખબર વિનાનો ખળ્યો;
કહે ગણુપત સમજ્યો નહીં કેમ તું, હરિ સાથે નવ હળ્યો. ભાગ્ય૦

પદ ૫૬

સંતસમાગમ સાર રે, કરે કોઈ હેતે હરિજન. (ટેક)
શૂળી ઉપર શયન કરાવે, લગની ન છોડે લગાર રે. કરે કોઈ૦
વાણી પાર વસ્તુને વિચારે,બાવનથી જે બહાર રે. કરે કોઈ૦
સેવાસ્મરણ સાધન સાધે, ઉરમાં ન આણે અહંકાર રે. કરે કોઈ૦
મનમદ કામ લોભને મારી, ચહાય પદારથ ચાર રે. કરે કોઈ૦
જ્ઞાની એવા દયાળને ગણુપત, વંદે વારંવાર રે. કરે કોઈ૦

પદ ૫૭-ગરબી

બ્રહ્મજ્ઞાન જેને ભાવે, સોહાગિયા રે લોલ;
અહંકાર જેને ભાવે, અભાગિયા રે લોલ.
ઈશ ઉરમાંહી આણે, સોહાગિયા રે લોલ;
ભણી ભેદ નવ જાણે, અભાગિયા રે લોલ.

શીખ જેને લાગે સારી, સોહાગિયા રે લોલ;
ખરી વાત લાગે ખારી, અભાગિયા રે લોલ.
કામ ક્રોધ નાખ્યા કાપી, સોહાગિયા રે લોલ;
વિષય-વાસનાઓ વ્યાપી, અભાગિયા રે લોલ.
ગુણ ગણપત ગાશે, સોહાગિયા રે લોલ;
નામ સાંભળીને નાસે, અભાગિયા રે લોલ.

પદ ૫૮

હું ને મારું બે જે મૂકે, એ ભક્ત છે રે લોલ;
ચિત્ત પ્રભુથી ન ચૂકે, વિરક્ત છે રે લોલ.
ધર્મધારણા ને ધ્યાની, એ ભક્ત છે રે લોલ;
ગુણસાગર ને જ્ઞાની, વિરક્ત છે રે લોલ.
ભેદ વેદ કેરો ભાવે, એ ભક્ત છે રે લોલ;
લક્ષ બ્રહ્મ કેરો લાવે, વિરક્ત છે રે લોલ.
દયા દીન પર રાખે, એ ભક્ત છે રે લોલ;
રુદે રામજીને રાખે, વિરક્ત છે રે લોલ.
ગુણ ગણપત ગાશે, એ ભક્ત છે રે લોલ;
જીવદયા જેની જાશે, વિરક્ત છે રે લોલ.

પદ ૫૯

દુરિજનના કહું છું દોષ, સુણી લેજે શાણા. (ટેક)
જેના કરમના ઊઘડ્યા કોશ, જીવન નવ જાણ્યા. સુણી૦
સારું ને નરસું શ્વાનને સરખું, ભસે સહુને ભાળી રે;
દુષ્ટ અદેખો સજ્જન દેખે, પુન્યને નાખે પ્રજાળી રે. સુણી૦
અદેખો નર તે થાય અંધો, કહ્યું કર્મવિપાકે રે;
મહાદુઃખ માણે મર્મ ન જાણે, ઠોક બોલે નવ થાકે. સુણી૦
હરિભજનમાં આઘો ન આવે, પરનિંદામાં પૂરો રે;
પોતાનો અવગુણ તે નવ પેખે, સ્વારથમાંહી શૂરો. સુણી૦

ચોરી ચાડી કરતાં ચૂગલી, લેશ લાજ નવ લાવે રે;
કીરતનમાંહી કર્મકથા કરે, અણતેડાવ્યો આવે. સુણી૦
મોત ભમે છે માથા ઉપર, ભૂંડા જન નવ જાણે રે,
કહે ગણુપત ગમ નહીં ગોવિંદની, તોય મૂરખ મત તાણે. સુણી૦

પદ ૬૦

(હરિજન થકી છોટા હોય તે સૌથી મોટા થાય–એ રાગ)

કાયામાં કોણ બોલે? તેને બૂઝે પામર પ્રાણી. (ટેક)
તારું તુજ તપાસ, અંતરમાં આતમને લે મન જાણી. કાયામાં૦
એનું ઠેકાણું કોણ ઠાર છે? એ નપુંસક કે નાર છે?
એ સાકાર કે નિરાકાર છે? કાયામાં૦
એ નજીક છે કે દૂર છે? એ અનુભવી કે ભૂર છે?
એ કાયર છે કે શૂર છે? કાયામાં૦
સોહં શબ્દ ક્યાંથી ઊઠે છે? તે ક્યાં જઈને ઊભો રહે છે?
એ તે ફરતો કે વાસો રહે છે? કાયામાં૦
એનું સ્વરૂપ કેવું કહાવે છે? એ તનમાં કેઈ પેરે આવે છે?
એને પંચ વિષય કેમ ભાવે છે? કાયામાં૦
તમે તેનો તપાસ કરો ભારી, હોય હરિભક્તિ અધિકારી;
વદે ગણુપત વાણી વિચારી. કાયામાં૦

પદ ૬૧

અનુભવી નરનાર, આવો વાતો કરીએ વિમળ વિચારની. (ટેક)
શોધો સાર અસાર, શી વસ્તુ સાચી છે સકળ સંસારની.
તું સાચું જીવડા જાણે, કરે મારું મારું મત તાણે;
તને ખરી ખબર મરવા ટાણે. અનુભવી૦
જો જીવતાં યથારથ ના જાણ્યો, તમો મૂઆ કેડે શું માણ્યો?
તેને પ્રેમ કરી પહેલુ જાણો. અનુભવી૦

જુવો સ્વારથીઓ જગ સહુ કહાવે, તે અંતસમે પાસે આવે;
જમકિંકરથી કોણ છોડાવે ? અનુભવી૦
તમે ખોટી બાજી શું ખેલો ? એ મિથ્યા સુખ મનથી મેલો;
ત્યારે અંતે આવે અલબેલો. અનુભવી૦
તન તૂટે તારો ક્યાં વાસો ? શી વસ્તુ સાથે લેઈ જાશો ?
કહે ગણુપત પાછળ પસ્તાશો. અનુભવી૦

પદ ૬૨

કાંઈ કરને વિચાર, આવ્યો ક્યાંથી જીવડા ને ક્યાં જાવું ? (ટેક)
તારું તું જ તપાસ, લાવ્યો શું ને સાથે શું લેઈ જાવું ?
માયા છે મોહનની નારી, તેને મૂરખ માને છે મારી;
તન તૂટે ફૂજેતી છે તારી. કાંઈ કરને વિચાર૦
પ્રાણી પંચવિષય તુજને ભાવે, વળી જગત પદારથ જે કહાવે;
એ અંતે ભેળા નહીં આવે. કાંઈ કરને વિચાર૦
ધન નારી વિષે મનડું જાવે, તે સ્વારથિયાં સઘળાં કહાવે;
એ અંતે ભેળાં નહીં આવે. કાંઈ કરને વિચાર૦
કોટી જન્મ લગી ધરી તેં કાયા, તોયે છૂટી નહીં જગની માયા;
વળી વહેમ વિષે વેગે વાહ્યા. કાંઈ કરને વિચાર૦
દીસે મૃગજળ–તૃષ્ણા બહુ ભારી, વપુ પીવાનું તે નહીં વારિ;
કહે ગણુપત ભજને ગિરિધારી. કાંઈ કરને વિચાર૦

પદ ૬૩

(હરિનો મારગ છે શૂરાનો, નહીં કાયરનું કામ જોને–એ રાગ)

ભેદ વિના ભક્તિ કરવાથી, જન્મમરણુ નવ જાય જોને.
કલ્પઝાડ કાને સુણ્યાથી, દુખડું દૂર નવ થાય જોને.
અખેપાત્રનો જાપ જપ્યાથી, ભાઈઓ ભૂખ નવ ભાગે જોને.
મેં મીઠા મહેરામણુ પીધો, તૃષા તે નવ ત્યાગે જોને.

વાતે તો વડાં નવ નીપજે, કામ કરો વિચારી જોને.
દિલમાંહી ડહાપણ નવ આવ્યું, નામ જપે નરનારી જોને.
હું રાજા હું રાજા કહિયે, કર ભરે નહીં કોઈ જોને.
ગણુપત કહે ગોવિંદ ભજી લ્યો, હું મારાને ખોઈ જોને.

પદ ૬૪

ઓ પ્રાણી! આ દુનિયા ફેરો નથી જડતો નિરધાર જોને.
આવ્યા ક્યાંથી? ક્યાં જવાનું? સ્વારથિયો સંસાર જોને.
જોગી, તપસી, ત્યાગી થાક્યા, કોઈ ન પામે પાર જોને.
ખોળે ખોટું સર્વ પડે છે, વિમળ કરો વિચાર જોને.
કોઈ કર્મને કર્તા માને, કોઈ કહે ઈશ્વર આપે જોને.
કોઈ કહે સૃષ્ટિ સેજ બને છે, જગકરતાને માપે જોને.
સોમણ સૂતર સેજ ગૂંચાણું, આંટી કોણ ઉકેલે જોને.
ગણુપત ગુરુગમ જે જન જાણે, ખરી તે બાજી ખેલે જોને.

પદ ૬૫–રાગ બિલાવલ

ાતે તો ભવ વહી ગયો, ના'યો દુઃખનો આરો. (ટેક)
અગણિત યુગથી આથડ્યો, ખોયો તેં જનમારો. વાતે૦
કોટિ જન્મ કાયા ધરી, ભમ્યો ભવમાંહી ભારી;
દારુણ દુઃખ ત્યાં ભોગવ્યાં, ન ભજ્યા ગિરિધારી. વાતે૦
આળસમાં આયુષ ગયું, વૃદ્ધ થયો વધી વ્યાધિ;
એક ઘડી ઈશ્વર તણી, પ્રાણી તેં ન આરાધી. વાતે૦
ઘરમાં કોઈ ગણે નહીં, બુદ્ધિ ગઈ બદલાઈ;
જમના કિંકરે ઝાલિયો, અંતકાળમાં આઈ. વાતે૦
સગાંસંબંધી સહુ મળ્યાં, કોઈનું બળ નહીં ફાવે;
ગણુપત કહે હરિગુણ વિના, કહો કોણ છુકાવે? વાતે૦

પદ ૬૬

જગતમાં તેં જનમીને શું કર્યું, ઓળખ્યા નહિ અવિનાશી. (ટેક)
ખબર વિના ખૂંચી રહ્યો, ચાલી ખાણુ ચોરાશી. જગમાં૦
ધંધો કરી ધન મેળવ્યું, અહોનિશ અથડાયો;
પાપે પૈસો મેળવ્યો, નવ ખરચ્યો ન ખોયો. જગમાં૦
મોટા થવા નાતજાતમાં, માન બીજાનું મોડે;
લાંચો લીધાના લાલચુ, દયા દિલમાં ન જોડે. જગમાં૦
દશ થઈ દુનિયા વિષે, દુઃખ દીનને દીધું;
જઠરામાં જેણે જાળવ્યો, તેનું કામ ન કીધું. જગમાં૦
જમાન દેઈ જમદૂતને, જુગમાં તું જાયો;
ગણુપત ગોવિંદ ના ભજ્યો, જોતાં જનમ ગમાયો. જગમાં૦

પદ ૬૭

સમજણ સાધન રે સૌ થકી સાર છે રે;
પામે તે ઊતરે પેલે પાર;
મારું દેઈ મૂકી રે હરિ ભજ હેતશું રે,
કૃપા તેને કરે જગ-કિરતાર. સમજણ૦
સત જ્ઞાન વડે રે વસ્તુ સાંપડે રે,
ઓળખે અંતરમાં અવિનાશ;
દેહમાંહી દેખે રે અનુભવી આતમા રે,
પૂરણ રૂપ તણો પ્રકાશ. સમજણ૦
હરિ હરિ રટતાં રે, હરિરૂપ હોઈ રહે રે,
હરદમ ધૂની ઊઠે અપાર;
પ્રણવ દશ પૂરા રે ઊપડે એ સમે રે,
તન માંહી મળી રહે એક તાર. સમજણ૦
મહાશૂન્ય માંહી રે વાજાં વાગશે રે,
મોરલીનો સુણો મનોહર નાદ;

ભાન જ્યારે ભૂલે રે ભાળી ભગવંતને રે,
વળી નવ કરે વાદ-વિવાદ. સમજણ૦
જગ થાય જૂઠો રે બ્રહ્મ એક ભાસતાં રે,
કરવું તેને સાધન રહ્યું નહીં કાંય;
ગણપત ગાય રે એવા ગુરુ ઓળખો રે,
મળે જેમ સરિતા સાગર માય. સમજણ૦

પદ ૬૮

સૌ નથી સરખું રે આ સંસારમાં રે. (ટેક)
ઓળખીને લેજ્યો એ એંધાણ;
હીરો તો હજારે રે મૂલે નાવે હાથમાં રે,
પૈસા માટે મળશે પાષાણ. સૌ નથી૦
કુંદન હોય કેવું રે જડે મણિ જેહમા રે,
કથીર તો કાંઈ ન આવે કામ;
સૌ માંહી સરખો રે નથી મારો નાથજી રે,
બરોબર ન આવે મહોર બદામ. સૌ નથી૦
પ્રભુ અન્ય પુરુષ રે આવે નહિ ઓળમાં રે,
સંત સૌ સરખા તે નવ રે સોહાય;
પંડિત પુરાણી રે સમાન નહિ સર્વમાં રે,
કેમ હંસ બગને તુલ્ય કહેવાય? સૌ નથી૦
મુમુક્ષુને મૂરત રે એની એક ઉપમા રે,
આપે એ ગુણહીણા ગણાય;
અર્કની ઓળે રે આવે કેમ આગિયો રે?
જાગીને જુએ તેને જણાય. સૌ નથી૦
સામાન્ય ને વિશેષ રે ન્યૂનાધિક ન્યાય છે રે,
સમજુને ઠરવા ઠેરો ઠામ;
આદિ ને અનાદિ રે એક અખંડ છે રે,
ગુણ તેના ગાયે ગણપતરામ. સૌ નથી૦

પદ ૬૯

(કબ સમરોગે રામ, પ્રાણી તુમ કબ સમરોગે રામ-એ રાગ)

ભાવે ભજો ભગવાન, પ્રાણી તમે ભાવે ભજો ભગવાન. (ટેક)
પ્રસવ થયા પહેલું ઉપજાવ્યુ, પીવાને પયપાન. પ્રાણી૦
ઇંદ્રિય અંતઃકરણની આદિ, દીધું દેહનુ દાન. પ્રાણી૦
અન્ન ઉદક ખાવાને આપ્યુ, બુદ્ધિ ધરવા ધ્યાન. પ્રાણી૦
મુખ આપ્યું ખાવાને મેવા, ગાવા હરિગુણગાન. પ્રાણી૦
કહે ગણપત કરો કૃષ્ણનું કીર્તન, મૂકી મોહ ને માન. પ્રાણી૦

પદ ૭૦

(કર પ્રભુ સંગાથે દૃઢ પ્રીતડી રે-એ રાગ)

હરિજનનો અવગુણ આવે ઉરમાં રે, પરનિંદા ઉપર ઘણો પ્યાર.
પ્રભુ રૂઠ્યાનું જુઓ કોઈ પારખું રે. (ટેક)
મન મેલું ને કામ કૂડાં કરે રે;
ભરે માથે ભૂંડાઈનો ભાર, પ્રભુ રૂઠ્યાનું જુઓ કોઈ પારખું રે.
મહેનત મોટી ફળ નાનું મળે રે,
વળી ભક્તિ ઉપર નહીં ભાવ, પ્રભુ રૂઠ્યાનું જુઓ કોઈ પારખું રે.
અતિ ઉદ્યમ અહોનિશ આદરે રે,
દેખો એકે ન સુધરે દાવ, પ્રભુ રૂઠ્યાનું જુઓ કોઈ પારખું રે.
વૈદ વારે વારે આવે આંગણે રે,
કહાડી બેસે દેવાળાં દ્વાર, પ્રભુ રૂઠ્યાનું જુઓ કોઈ પારખું રે.
માણસ ઘરનાં તે સૌ માંદાં પડે રે,
ગુરુજ્ઞાન ન ગોઠે લગાર, પ્રભુ રૂઠ્યાનું જુઓ કોઈ પારખું રે.
પરઘેર તે પુન્ય પ્રાણી કરે રે,
એમાં આવીને આડો થાય, પ્રભુ રૂઠ્યાનું જુઓ કોઈ પારખું રે.
હરિકીરતન કાને નવ સાંભળે રે,
ગીત ગુણકાનાં જોવા જાય, પ્રભુ રૂઠ્યાનું જુઓ કોઈ પારખું રે.

મદ્ય-માટી, ચોરી-જારી જે કરે રે,
કૂડ કપટીનાં કાળાં કામ, પ્રભુ રૂઠ્યાનું જુઓ કોઈ પારખું રે.
નક્કી નીરખો એ નરક નિશાનીઓ રે,
ગુણ ગાયે તે ગણપતરામ, પ્રભુ રૂઠ્યાનું જુઓ કોઈ પારખું રે.

પદ ૭૧

સાચા સંતોની શીખ નવ સાંભળે રે, મૂરખ લોકોનાં માને વચન :
રામ રૂઠ્યા જરૂર એના જાણજો રે. (ટેક)
સુખે બોલે તેવું ચાલે નહીં રે,
રાખે રુદિયામાં મેલું મન; રામ રૂઠ્યા જરૂર એના જાણજો રે.
વેદવાણીની વાત વહાલી નહીં રે,
ઘણાં ગપ્પાં મારે એ ગમાર; રામ રૂઠ્યા જરૂર એના જાણજો રે.
વણ વાંકે તે ખાર ખોટો કરે રે,
જીવ જમપુરના જાનાર; રામ રૂઠ્યા જરૂર એના જાણજો રે.
દહાડી દૂભે ગરીબનાં દિલડાં રે,
પરનિંદા ઉપર ઘણો પ્યાર; રામ રૂઠ્યા જરૂર એના જાણજો રે.
સૌ સજનથી હું શિરોમણી રે,
અણસમજે કરે અહંકાર; રામ રૂઠ્યા જરૂર એના જાણજો રે.
સત્ય છોડી અસત્યને આદરે રે,
વિપ્ર સાધુ સાથે રાખે વેર; રામ રૂઠ્યા જરૂર એના જાણજો રે.
સ્વારથ માટે સંહાર સૌનો કરે રે,
પરમારથની પ્રીછે નહીં પેર; રામ રૂઠ્યા જરૂર એના જાણજો રે.
પાપ પૂરવ જનમનાં પ્રગટિયાં રે,
ત્યારે કરે છે કૂડાં કામ; રામ રૂઠ્યા જરૂર એના જાણજો રે.
થવા કાળ આવીને ઉરમાં ઠરે રે,
ગુણ ગાય તે ગણપતરામ; રામ રૂઠ્યા જરૂર એના જાણજો રે.

પદ ૭૨

નાથે નિરમેલુ તેને માને નહીં રે, વાઘરીનો રાખે વિશ્વાસ;
વહેમે વાહ્યાં એ મૂરખ માનવી રે. (ટેક)
બાધા રાખી પણ કાંઈ બન્યુ નહિ રે,
તેનો તનમાં ન ઊપજે ત્રાસ. વહેમે૦
નીચ કર્મે તે નીચ બુદ્ધિ થઈ રે,
માટે માને છે નીચનો નેહ. વહેમે૦
ભૂત પેઠું તે કોઈએ ભાળ્યું નહિ રે,
જુઓ જાતાં જણાય નહિ જેહ. વહેમે૦
દેહ તો રે ઘડેલો ગોવિંદનો રે,
કરનારાથી જબરો કહેવાય. વહેમે૦
સાડાત્રણ કરોડ છે શરીરમાં રે,
કેશ ધોળા તે કાળા ન થાય. વહેમે૦
ધૂણી-ધૂણીને ડોક લાગી દુખવા રે,
આખી રાતના ઉજાગરા થાય. વહેમે૦
દુઃખ દૂર દેવાળા કરે દેહનાં રે,
કાઢનારા તે કેમ મરી જાય? વહેમે૦
પેટ ચોળીને સૌ પીડા કરે રે,
હાથે કરીને થાય હેરાન. વહેમે૦
કહે ગણુપત ભજ ગોવિંદને રે,
હરિકથા સુણી લેને કાન. વહેમે૦

પદ ૭૩-રાગ ધોળ

વિષ્ણુ ઉપાસી વૈષ્ણવજનનાં, નિમ કહું નિરધાર જોને;
ધરમ સનાતન ઉરમાં ધારી, સેજ તરે સંસાર જોને.
બે ઘડી રજની પાછલી બાકી, જાગે હરિના જન જોને;
પૂજા માનસી મનમાં કરવી, પ્રભુ કરો પાવન જોને.

શૌચવિધિથી શુદ્ધ થઈને, દાતણપાણી કરીએ જોને;
સ્નાન કરી સૌ તીરથ કેરાં, નામ મુખે ઊચરીએ જોને.
આસન ઉપર પૂરવ મુખે, અથવા ઉત્તર કરીએ જોને;
આચમન પ્રાણાયામ કેરું, નિત્ય નિયમ એ ધરીએ જોને.
તિલક કરી દેવાર્ચન કરવું, પ્રભુપ્રાર્થના મન જોને;
અન્નજળ લીધા પહેલાં કરવાં, સતગુરુનાં દર્શન જોને.
ઘરધંધો ગણ ધરણીધરનો, પાણી ગાળી પીવું જોને;
છાણાં લાકડાં જોઈને બાળવાં, જીવહિંસાથી બીવું જોને.
પ્રથમ પ્રભુને જમાડી જમવું, છડો અબોટ આચાર જોને;
પવિત્રાઈથી પ્રભુ છે રાજી, વિવેક ને વિચાર જોને.
સંતસમાગમ નિત્યે કરવો, કથા ભણવી કાન જોને;
વિવેકવાળી વિદ્યા ભણવી, ગ્રહવું ગુરુનું જ્ઞાન જોને.
દેવ તણું દરશન સંધ્યાએ, કોડે કોડે કીજે જોને;
કથા કીરતન ધૂન્ય કરીને, પ્રેમે હરિરસ પીજે જોને.
સેન આરતી મનમાં સાધી, ધરવું ગુરુનું ધ્યાન જોને;
નિયમ વીસ વૈષ્ણવ કેરા, ભાખ્યા શ્રીભગવાન જોને.
અગિયારશનું વ્રત આદરવું, વરસે ચોવીસ વાર જોને;
રામજયંતી, કૃષ્ણઅષ્ટમી, શિવરાત્રિ નિરધાર જોને.
નરસિંહ ચૌદશ, વામન બારસ, એ કરવા ઉપવાસ જોને;
અંકે વીસ ને નવ વ્રત પૂરાં, વૈષ્ણવ ઘેરે વાસ જોને.
જ્ઞાન પામીને ગોવિંદ ગાઈએ, રાખી રૂડી રીત જોને;
ગણપતના સ્વામીની સાથે, પૂરણ બાંધી પ્રીત જોને.

પદ ૭૪

(સોના ભગતના ચાબખાનો રાગ)

દુનિયા દેખાદેખી રળે રે, એની ખબરો પડશે ખળે. (ટેક)
ભક્તિ કરવા ભગવાં પહેરે, ભક્તો ભેગાં ભળે;
ટીલું કરતાં ત્યાશી વીત્યાં, દિલના દોષ ન ટળે રે. દુનિયા૦

સ્વારથ તો પોતાનો સાધે, બીજાને જોઈને બળે;
ઉપર વેશને અચ્છો બનાવે, માહે તો માલ ન મળે રે. દુનિયા૦
જીવતા જગજીવન નવ જાણ્યા, મૂએ હરિ કેમ મળે ?
વાણીમા વાલોચુ જણાવે, ભીતર ભડકા બળે રે. દુનિયા૦
શૂરા થઈ સંગ્રામે દોડે, વાળ્યા તે નવ વળે;
ગણુપત ગજબી દળને દેખી, ચિતડા વિષે ચળે રે. દુનિયા૦

પદ ૭૫

સંધ્યા સમે શ્રીહરિને, સમર મન સધ્યા સમે શ્રીહરિને. (ટેક)
સમરણબખ્તર પહેર શરીરે, ધીરજની ઢાલ ધરીને. સમર૦
સતશમશેર થકી કર છેદન, અતરે ક્રોધ–અરીને;
ભાવસ્વરૂપી ગ્રહી કર ભાલો, કૂડને વધ કરીને. સમર૦
ગમ પકડી ચઢ્યા જ્ઞાનને ઘોડે, ભક્તિનુ શૂર ભરીને;
જીતવુ છે ગણુપત કહે ભવજળ, તૃષ્ણાનુ સૈન્ય તરીને. સમર૦

પદ ૭૬

જીવન અંતરજામી, તું રટ–રટ જીવન અંતરજામી. (ટેક)
સકળ સૃષ્ટિ જેણે સરજાવી, ખેલ એનામા નથી ખામી;
તું રટ–રટ જીવન અંતરજામી.
અધમઉધારણ, નરકનિવારણ, સર્વશિરોમણિ સ્વામી;
પતિતપરાયણ, નામનારાયણ, દેજો નહી કોઈ દામી,
તું રટ–રટ જીવન અંતરજામી.
આ ભવજળથી પાર ઉતારે, પેગો છે અક્ષરધામી;
ગણુપત એ પ્રભુના ગુણ ગાતા, વેદના જાશે વામી;
તું રટ–રટ જીવન અંતરજામી.

પદ ૭૭

જરૂર જાણી લેને જાવુ જગતને તજી. (ટેક)
ભ્રાત તજી ભાવથી લે હરિને ભજી. જરૂર૦

આપણી કમાણી આપ હાથ વાવરો,
પડી રહે, પરાયા માણે એવું શું કરો. જરૂર૦
સંસાર-સુખ સંપત્તિ તે જૂઠી જાણિયે,
વિચાર ને વિવેકથી જ માયા માણિયે. જરૂર૦
જશ નહિ જગતમાં તે મૂઆ માનવા,
અમર નામ જેહનું તે અમર જાણવા. જરૂર૦
ગણપત ગોવિંદ કેરા ગુણ ગાય છે,
હું મારું તજે તે માનવ મોક્ષ જાય છે. જરૂર૦

પદ ૭૮

(રાગ-મીરાનાં પદનો)

જગતને વેર ભગતથી રે, અનાદિનું છે એવું. (ટેક)
હરિજન દુઃખ દેનારાં રે, શાણાને સમજી લેવું. જગતને૦
બિલ્લાં, કુત્તાં ને બામણાં.બેરાગાં, એક એક ઉપર દુખાય;
હરિજનને દુરિજન દેખે તો, શેર લોહી સુકાય;
પાપી ના પિછાને રે, નથી લેવું દેવું. જગતને૦
વેર ગમારને પંડિત સાથે, વેર સતી ને છિનાળ;
વેર ચોર શાહુકારને, વેર વૈષ્ણવ ને ચંડાળ;
વેર છે વહેલાનું રે, અસુર સુરને કેવું. જગતને૦
ગામમાં ધૂમડિયા કે ગુણકા આવે, સામા જઈ કરે સનમાન;
ચોરી, જારી, પાખંડી નરને, આપે અતિશે માન;
અભાગીને એવું રે, હરિનું નામ નવ લેવું. જગતને૦
જપ, તપ, તીરથ, જાગ કરે, કે દાન દે કોઈ જન;
જરાહીણુના જાણ્યામાં આવે તો, ભાવે નહિ ભોજન;
ગણપત જ્ઞાની જને રે, પાપીથી પાછું રહેવું. જગતને૦

પદ ૭૯

સંતો ભાઈ સાકુટનો રે, કદી સંગ ના કરિયે. (ટેક)
નર-નારી જ્યાં નૂગરાં રે, ઠામ તેવે ના ઠરિયે. સંતો૦
જ્ઞાની રાવણુ ઘણો હતો, જેણે વેદ ઉપર કર્યું ભાષ;
પાપીને પાસે રાખ્યા તો, કુળનો કરાવ્યો નાશ;
દુઃખ હરિજનમાં રે, પ્રેમે તેને પરહરિયે. સંતો૦
વસિયા પાંડવ હસ્તિનાપુરમાં, કૂડમતિ કૌરવની પાસ;
દ્યુત આરંભીને દગો દીધો, સતિયા કાઢ્યા વનવાસ;
સદાય શઠ તો એવા રે, એથી દિલમાં ડરિયે. સંતો૦
નળરાજા વનમાં નીકળ્યો, લાગી દીઠી લહાય;
કરકોટક કર ઝાલીને કાઢ્યો, થયો કુરૂપો રાય;
ઉગારવા એવાને રે, ધીરજ ત્યાં ના ધરિયે. સંતો૦
હંસ ઊંદરને હેત થયુ, વસાવ્યો નિજ વાસ;
પળમાં પાંખો કાપી નાખી, દુઃખ પામ્યો ખટ માસ;
ગણુપત ગોવિંદ ગાઈએ રે, એવાથી અળગા થઈએ. સંતો૦

પદ ૮૦

વહેમે હદ વળી રે, વાતે સરવે વાહ્યા. (ટેક)
સમજણુ વિના સાકુટ રે, કર્યા લોકો કાહ્યા. વહેમે૦
એક જાદૂગર એવો આવ્યો, ઉડાડિયા નવ તાડ;
ખરી કરામત ક્ષત્રી કેરી, ભોંયમાં ઉતારે ઝાડ;
માને ગપ માનવનાં રે, જૂઠા માનો જગરાયા. વહેમે૦
સાધી શિકોતર મેલડી મોટી, આપે દીકરા અપાર;
હજારો વાંઝણી ફરતે દેખી, માને નર ને નાર;
પામર ન પિછાણે રે, મોટી હરિની માયા. વહેમે૦
શામળાજી ને લોટેશ્વરમાં, જાય ભૂત તે ઠાર;
ત્રણુ વરસ લગી ટાંપાં ખાધાં, જઈ ધૂણે નર ને નાર;
શું ગયું, શું આવ્યું રે, તોય ત્યાં જાય ધાયા. વહેમે૦

ભૂવા માત્ર ભીખ માગે, એ તો માતાની મહેર;
વાઘરી સરવે વાડીઓ વાવે, એહું ખાય ઘેરઘેર;
એ માને અભાગી રે, ગણપત ગોવિંદ નવ ગાયા. વહેમે૦

પદ ૮૧–ભજનનો રાગ

જૂના ધરમ લ્યો જાણી,
મારા સંતો, જૂના ધરમ લ્યો જાણી હે જી. (ટેક)
નદીકિનારે કોઈ નર ઊભો, તૃષ્ણા નહિ સમાણી હે જી;
કાં તો આળસુ અંગ એહનું, સરિતા ખરે સુકાણી. મારા૦
કલ્પતરુ તળે કોઈ જન બેઠો, ક્ષુધા ખૂબ પીડાણી હે જી;
નહિ કલ્પ, એ બાવળિયો, કે ભાગ્યરેખ ભેળાણી. મારા૦
સદ્‌ગુરુ સેવે, શિષ્ય નવ સુધર્યો, વિમળ મળી નહિ વાણી હે જી;
કાં ગુરુજી છે જ્ઞાન વિનાના, કાં પામર એ પ્રાણી. મારા૦
ભક્તિ કરતાં ભયદુઃખ આવે, ધીરજ નવ ધરાણી હે જી;
કાં સમજણ તો રહી છે છેટે, નહિ નામ નિરવાણી. મારા૦
ચિંતામણી મળી પણ તોયે, ચિંતા નવ ઓલાણી હે જી,
નહિ ચિંતામણિ નક્કી એ પથરો, વસ્તુ નવ ઓળખાણી. મારા૦
મળ્યુ ધન તોયે મોજ ન માણી, કહું કરમની કહાણી હે જી;
કાં તો ભાગ્ય બીજાનું ભળિયુ, કાં તો ખોટી કમાણી. મારા૦
અમૃત મળ્યું પણ અમર થયો નહિ, પીવાની જુક્તિ ન જાણી;
કાં તો ઘટમાં ગયું નહિ કે, પીવામાં આવ્યુ પાણી. મારા૦
ધર્મ, કર્મ ને ભક્તિ જાણે, ભેદ વિના ધૂળધાણી હે જી;
કહે ગણપત સમજી લ્યો સંતો, પૂરી પ્રીત પ્રમાણી. મારા૦

પદ ૮૨

અગમ પંથ નિરવાણી,
મારા સંતો, અગમ પંથ નિરવાણી હે જી. (ટેક)
એક થકી અનેક બન્યા ભાઈ, સહુ પશુ, પંખી ને પ્રાણી હે જી;
કર્મ, સાંખ્ય બે યોગ કહાવ્યા, વેદધરમ પરમાણી. મારા૦

પતિવ્રતા જેમ પતિ તજીને, પર પુરુષ લે જાણી હે જી;
જારધરમ એ જીવનો જાણો, પડે ચોરાશી ખાણી. મારા૦
એક ગુરુ ને એક જ ઈશ્વર, એક નામ-નિશાની હે જી;
એક ટેકને આપ જ ધારે, સતભક્તિ સમરાણી. મારા૦
પેચ પરાની પાર પ્રભુનો, વિરલે વાતો જાણી હે જી,
અજર અમર રસ કોઈ જન જીરવે, મરજીવા લે માણી. મારા૦
સગુણ નિરગુણથી તો ન્યારો, ગુણાતીત ગુણખાણી હે જી;
જે વસ્તુ જેનાથી ઊપજે, તે તો તેમાં સમાણી. મારા૦
કોટિ કલ્પથી જન્મ-મરણ છે, ઉર ભક્તિ નવ આણી હે જી;
ગુરુગમ વિના ગોથા ખાધા, મૂઆ મતને તાણી. મારા૦
ઝળહળ જ્યોતિ નિરંતર ઝળકે, સુરતા ત્યા ઠેરાણી હે જી;
મૂળાધારથી, બ્રહ્મરંધ્રમા, પીએ ચઢીને પાણી. મારા૦
અકળ સકળ ઘટવ્યાપક સંતો, પરખો પુરુષપુરાણી હે જી;
કહે ગણુપત સદ્ગુરુની સેવા, અખંડ ઉરમા આણી. મારા૦

પદ ૮૩

નમિયા સો નર ભારી, મારા સંતો, નમિયા સો નર ભારી હે જી (ટેક)
પાડવ સતધર્મને પાળે, કૌરવ થયા દુ:ખકારી હે જી;
દગો કરીને દ્યૂત રમાડ્યા, હરામી બેઠા હારી. મારા૦
હરિશ્ચંદ્ર હેરાન થયા પણ, ધીરજ ઉરમા ધારી હે જી;
સતિયાએ તો સત નવ મેલ્યુ, મળિયા દેવ મોરારિ. મારા૦
જનકવિદેહી જગમા દેખો, વૈરાગને જોઉં વારી હે જી;
એક હાથ તરિયાતન ઉપર, બીજે અગની ઝારી. મારા૦
બળિરાય સરખો નહીં કોઈ બળિયો, બળને જોઉં બલિહારી હે જી;
તન, મન, ધન અર્પણ કરી દીધું, સત રાખ્યુ સંભારી. મારા૦
અમરિષે ભક્તિ અતિ આદરી, દાસી દાસ નર નારી હે જી;
શિરને સાટે સેવા કીધી, ભેટ્યા ત્યા ભયહારી. મારા૦

મોરધ્વજરાય મહા સતવાદી, દયા દિલ ઉતારી હે જી;
તન તરિયાએ મસ્તક વહેર્યું, પરખો પર ઉપકારી. મારા૦
રતિદેવની રીત રૂપાળી, મનને નાખ્યું મારી હે જી;
ઉપોષણ અડતાળી દિનનાં, તોહે ન ટેક વિસારી. મારા૦
લઘુતાઈ છે સહુથી મોટી, જુઓ વેદ વિચારી હે જી;
ગુરુ ગણપત ગોવિંદને ગાવા, પ્રગટ કહું પોકારી. મારા૦

પદ ૮૪

ગગનઘટા હયો ગોતી,
મારા સંતો! ગગનઘટા હયો ગોતી હે જી. (ટેક)
અરધ ઉર્ધકા ઘાટકે અંદર, ત્યાં નાહાતી ત્યાં ધોતી હે જી;
તરવેણી ટંકશાળ પડે જ્યાં, ઝળહળ ઝળકે જયોતિ. મારા૦
પાળ વિના જ્યાં પાણી ભરિયાં, સરિતા મળી સમોતી હે જી;
અમૃતધારા અખંડ ચાલે, ઝરમર વરસે મોતી. મારા૦
શૂન્ય શિખર ગઢશોભા સારી, અરક વિના ઉદ્યોગી હે જી;
વણુ મુખ બ્રહ્મા વેદ ભણે જ્યાં, નહીં પુસ્તક કે પોથી. મારા૦
વણવાવ્યે ફૂલી ફૂલવાડી, જાઈ-જૂઈ જુવતી જોતી હે જી;
એ વાડીમાં અખંડ સ્વામી, નીરખી મનમાં મોહતી. મારા૦
ગગનગુફામાં ચલી ગરજના, હરદમ ધૂની હોતી હે જી;
કહે ગણપત વિરલા જન જાણે, પરમ પદમાં રહેતી. મારા૦

પદ ૮૫

ક્ષમા-ખડગ કર ધારો,
મારા સંતો! ક્ષમા-ખડગ કર ધારો હે જી. (ટેક)
સત સમશેર ને બાનુ બરછી, જ્ઞાન ઘોડો શણગારો હે જી;
લક્ષ-લગામ ને પ્રેમ-પલાણ, ચિતનો ચાબુક મારો. મારા૦
ધીરજની ઢાલ, ભજનનો ભાલો, સતનો બખ્તર સારો હે જી;
કાયાનગરમાં મન મેવાસી, વેગેથી વિડારો. મારા૦

કામ, ક્રોધ ને મોહ મમત એ, વેરી તમારા વારો હે જી;
જો જીત્યા તો જગ જશ પામો, હારો તો નરક સધારો. મારા૦
વિચારમાં આયુષ્ય વહી જાશે જુગ, એનો શો ઉધારો હે જી;
જુગ જેવી પળ એક જાય છે, ગુરુ-જ્ઞાન વિચારો. મારા૦
આ ભવમાંહી આતમ આવ્યો, એને તો ઉગારો હે જી;
ગણુપત કહે ગોવિંદ ભજો તો, આવે દુઃખનો આરો. મારા૦

## પદ ૮૯-ધોળ

(અનિરુદ્ધજીની ઘોડલી-એ રાગ)

જે જે અકળગતિ અવિનાશ, આરાધું છું આપને;
મારા ઉરમાં તમારો આધાર, જપું તારા જાપને. (ટેક)
દેવ દાનવ ને માનવી રે, કોઈ ન પામે પાર;
બ્રહ્મા ભેદ લહે નહિ રે, ત્યારે બીજાના શા ભાર? જપું૦
પિંડ બ્રહ્માંડ પેદા કર્યું રે, જુક્તિ એની જણાય;
ક્યાંથી આવ્યું ને ક્યાં જશે રે, તેની કિંમત કોઈથી ન થાય. જપું૦
ઉડુગણુ અદકા શોભતા રે, આકાશ માંહી અપાર;
સોમ સૂરજ સંસારમાં રે, એ ઊગ્યાથી જ ટળે અંધકાર. જપું૦
પૃથ્વી પાણી પવન કીધાં, અગ્નિ ને આકાશ;
જડ ચેતન છે જેટલા રે, તેમાં વિશ્વપતિ તવ વાસ. જપું૦
અદ્દભુત સામર્થ્ય આપમાં રે, વેદ કહે છે વિચાર;
ભાવી ભક્ત જે તમ તણા રે, તે સમજે તમારો સાર. જપું૦
પવનરૂપી દોરીએ રે, પકડ્યો છે સંસાર;
પલકમાં પેદા કરો રે, વળી ક્ષણુમાં કરો સંહાર. જપું૦
અગણિત ઈંડ ઉપજાવિયાં રે, બાંધી રીત રસાળ;
ગણુપત ગોવિંદ ઘટ વિષે રે, તેને કોપી શકે નહિ કાળ. જપું૦

પદ ૮૭

પ્રથમ પૂજું મારા સદ્‌ગુરુ દેવ, અખંડને આરાધવા.
ખોળી જોયાં પિંડ બ્રહ્માંડ, સોહંને સાધવા,
ઓહં ઊઠે સોહં બેસે, શૂન્યમાંહી સમાય;
એકવીસ હજાર છસેં ઊપડે રે,
પ્રવાહિકને મળી પાછા જાય, અખંડને આરાધવા.

એક ચેતન અખંડનું રે, ભરી રહ્યું ભરપૂર;
જીવ ઈશ્વર કૂટસ્થ બ્રહ્મનું રે,
એ ચારેનું એક જ નૂર, અખંડને આરાધવા.

નવ સોહંના ઉપરી રે, દશમો સોહં સાર;
કુલાંટ ચક્રને ભેદીને રે,
નિજ રૂપનો કરજો વિચાર, અખંડને આરાધવા.

પરા, પશ્યંતી, મધ્યમા રે, વૈખરી જે કહેવાય;
અનુપમા આવી મળે રે,
ત્યારે આતમરૂપ ઓળખાય, અખંડને આરાધવા.

ભૂચરી ખેચરી અગોચરી રે, ચાચરી જેનું નામ;
ઉન્માનિએ દરસે ખરો રે,
આદિ–કરતા કેરો ઠામ, અખંડને આરાધવા.

પદ્માસન વાળીને રે, પ્રભુવરૂપે થાય;
નિર્વિકલ્પના નિશાનમાં રે,
સંકલ્પ વિકલ્પ રે લય થાય, અખંડને આરાધવા.

કૈવલ્યમુક્તિ પામિયો રે, અરૂપમાં રૂપ સમાય;
કહે ગણપત ગુરુગમ મળે રે,
ત્યારે કારજ સિદ્ધિ થાય, અખંડને આરાધવા.

પદ ૮૮

કોઈ હોયે હરિના રે જન, ધરમ પાળો ધરણીમાં. (ટેક)
સેવે સદ્‌ગુરુદેવ સહાય, કસર નહિ કરણીમાં,
મદ્ય માટી ને ચોરી ચાડી, સુરનિંદા પરનાર;
પહેલા છને પરહરો રે, દેવ ઉઘાડી દે દ્વાર. ધરમ૦
શમદમ ઉપર તિતિક્ષા, શ્રદ્ધા ને સમાધાન;
એવા ગુણ આવે ઉર વિષે રે, તો મોહન આપે માન. ધરમ૦
નિત્ય નૈમિત્તિક દિન પ્રાકૃતી, આત્યંતિક કહેવાય;
પાંચ પલ્લેને વિચારીને રે, તમે રટજો શ્રીરઘુરાય. ધરમ૦
કુળશીલ, ધન, રૂપ ને જોબન, વિદ્યા તપ ને રાજ;
એ મદ મટે માહેથી રે, તો કરતા કરશે કાજ. ધરમ૦
વિવેક વૈરાગ્ય ખટ સંપત્તિ રે, મુમુક્ષતા કહેવાય;
જીવન્મુક્તિ જાણિયે રે, જેની તૃષ્ણા તૂટી જાય. ધરમ૦
નિત્ય નૈમિત્તિક કામ્ય પ્રાયશ્ચિત્ત, નિષિદ્ધ જે કહેવાય;
કર્મ સમરપે બ્રહ્મને રે, તો જીવ મટી શિવ થાય. ધરમ૦
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ ત્યાગી, સોહં માહી સમાય;
ગણપત ગોવિંદરૂપ થયો રે, તેને પરમાનંદ સુખ થાય. ધરમ૦

પદ ૮૯

દીસે પોતે પોતાનો પ્રકાશ, ઓળખો જો આતમા;
જેનો પરમ શૂન્યમા વાસ, એ તો પરમાતમા. (ટેક)
દીવો દીસે દીવા વડે રે, સૂરજે સૂરજ પ્રકાશ;
હીરો તેજ હીરા તણે રે, તારા દરસે તારાને આભાસ. ઓ૦
આતમજ્ઞાને આતમા રે, હરિજ્ઞાને હરિ દેખાય,
મૂળ ઠામને જો મળે રે, ત્યારે ઠેકાણે કરીને બેસાય. ઓ૦
એક બીજમા એક વડ રે, વડમા બીજ અનેક;
એમ જ્ઞાનીને સમજાવા રે, સદ્‌ગુરુએ કરિયો વિવેક. ઓ૦

નામ ત્રણ રૂપ એક છે રે, સમજો તેનો સાર;
એક થકી અનેક છે રે, તેનો વિમળ કરજો વિચાર. ઓ૦
મનુષ્યબુદ્ધિ માનવી રે, દેવે દેવ દેખાય;
ઈશ્વરબુદ્ધિ આવે અંતરે રે, ત્યારે અખંડ રૂપ ઓળખાય. ઓ૦
એક આદિ ઓંકારથી રે, બનિયા અંક અપાર;
સતપંડિત તેને સાધીને રે, રાખે એક ઓમકાર રે. ઓ૦
તે માટે તનમાંહી તપાસી, કરજો તત્ત્વવિચાર;
કહે ગણુપત ગુરુગમ મળે રે, તો પામે ભવપાર. ઓ૦

પદ ૯૦

આજ આનંદ મારા ઉરમાં રે આવ્યો,
શૂન્ય દેશ સદ્‌ગુરુજી બતાવ્યો;
આપમાં અલખ પુરુષ ઓળખાવ્યો,
તો ભરપૂર સકળ બ્રહ્માંડમાં રે.
જાપ અજપાનો જપિયો રે જ્યારે,
તનના તે તાપ બુઝાણા રે ત્યારે;
અનુભવ-સૂરજ ઊગ્યો એ વારે,
તો પેખીને જોયું પિંડમાં રે.
ગગન-ગુફામાં થઈ ધૂન્ય ઘેરી,
અર્ણવ પ્રણવ કેરી ચાલી રે લહેરી;
પચીસ પાપી થયા વશ વહેરી,
તો ઓળખીઓ નિજ આતમા રે.
તનમન કેરી તો તૃષ્ણા રે ત્યાગી,
પંચવિષય થકી થયો અનુરાગી;
નિશ્ચય-નાદની નોબત વાગી,
તો પોતે દેખ્યો પરમાતમા રે.

ભ્રાંતિનો ભેદ ગયો સહુ ભાગી,
વીરહાક અનહદમાં રે વાગી;
લક્ષ હરિમા રહ્યા નિત્ય લાગી,
તો આપ ભળ્યો જઈ આપમાં રે.
બ્રહ્મ–અગ્નિમાં જેણે બીજ બાળ્યાં,
હરદમ તાર ઊઘડિયાં છે તાળાં;
ગણુપતરામ જળ્યાં મોહ જાળાં,
તો ના'વે માયાના પાપમાં રે.

## પદ ૯૧

શુદ્ધ જગ્યા કરી સુરતાને સાંધો, આસન પદ્મા કરી પગ બાંધો;
કામ ક્રોધ કેરો ટાળિયે વાધો તો, નાસાગ્ર દૃષ્ટિને દેખિયે રે.
એકઠા પ્રાણુ અપાનને કીજે, વ્યાન, ઉદાન, સમાનને લીજે;
દેહ આત્મા થકી જુદો ગણી જે, તો અહં બ્રહ્મ એમ ઉચારિયે રે.
નેત્ર મીંચી નિરમાન કરી જે, પ્રગટ અજપાનો જાપ જપી જે;
વંકનાળ કેરી વાટ વળી જે, તો દેવ રુદેમાંહી દેખિયે રે.
સહસ્ર પાંખડી તો સૂર્ય આકારે, તે મધ્યે ચોતરો મણિમય ધારે;
મૂરતિ મનોહર ચિહ્ન અઢારે, તો ધ્યાન કરીને ધારિયે રે.
નખશિખ નીરખીએ નિરમળ નેણે, વહાલપણું વૈરાગ્યને વેણે;
સુરતા સાંધો સદ્‌ગુરુજીને કહેણે, તો અખંડ પુરુષને આરાધિયે રે.
આતમરૂપ ત્યારે ઓળખાશે, એ મૂરતિમાંહી મન મળી જાશે;
ગણુપત સોહંગ શ્વાસોશ્વાસે, તો સચરાચરમાં સંભારિયે રે.

## પદ ૯૨

(ભજન–રાગ લાવણી)

શિષ્ય પૂછે છે સદ્‌ગુરુ રાયા, ભૂલ ભ્રાંત્ય ભાગો મારી;
આ રે જગત ઈશ્વરે ઉપાયું, પહેલો નર, પહેલી નારી, શિષ્ય૦

બીજ વૃક્ષ બેમાં કોણ આદિ? જીવ શિવમાં પહેલું કોણ કહાવે?
કર્મને વશ જીવ, જીવને વશ કર્મ, તેનો ભેદ કોઈ બતાવે. શિષ્ય૦
અગ્નિ બાળી નવ શકે, વળી વાયુ થકી નવ શોષાયે;
જળમાંહી કદી નવ કોહે, શસ્ત્ર થકી નવ છેદાયે. શિષ્ય૦
નાદ બુંદનો જોગ છે કેવો, નિરાકાર કોને કહાવે?
દેહ જીવ બે જુદાં પડે ત્યારે, કાળ આવીને શું ખાવે? શિષ્ય૦
મારુતનું તો મૂળ બતાવો, ક્યાંથી આ દુનિયા આવી?
કહે ગણપત ગુરુદેવ બતાવો, પ્રશ્ન પૂછું તમને ભાવી. શિષ્ય૦

પદ ૯૩

આદિ રે કરતા છે અવિનાશી, કૈવલ્યધામ કેરે માંહી;
ભોમા રે નર તેનું નામ કહાવે, ઉત્પત્તિ કરે બેઠા ત્યાંહી. આ૦
નરમાં છે નારી ને નારીમાં નર છે, જુગતી એની છે જોડે;
વૃક્ષમાં બીજ ને બીજમાં વૃક્ષ છે, કહું છું ભાઈ તમને કોડે. આ૦
જીવ શિવ બે છે રે અનાદિ, પરમ શિવ પહેલો કહાવે;
કરમ જીવ એ બે છે જોડે, સાથે શરીર છાયા થાવે. આ૦
અગ્નિ બાળી ન શકે આત્મા, મારુત મૂળ નાભિ માંહી;
નાદ બુંદ તો પુરુષ-પ્રકૃતિ, નિરાકાર આતમ ભાઈ. આ૦
દિન-રજની એ બે છે સાથે, કૈવલ્યથી દુનિયા આવી;
દેહ પડે કાળ સુરતાને ઝાલે, ગણપત ગુરુગમ બતાવી. આ૦

પદ ૯૪

એક અચંબો એવો રે દેખ્યો, અર્ક વિના જ્યાં ઉજિયાળા;
વણુ વાદળ જ્યાં વીજળી ચમકે, જળધર વિણુ વરસે ધારા. એક૦
બુદ્ધિ રે મનનું બળ નવ ચાલે, રામ અખંડ રમે જ્યાંહી;
ગાંધર્વ વિના વાજાં વાજે, ઘોર શબ્દ ગાજે ત્યાંહી. એક૦
પાળ વિના જ્યાં પાણી ભરિયાં, બીજ વિના તરુવર ડોલે;
અનહદ-નાદ ઊઠ્યો એ વેળા, વાણી વિના હંસો બોલે. એક૦

શૂન્ય શિખરગઢ દીઠા મીઠા, ઝળહળ જ્યોતિ જ્યાં જાગી;
નર-નારીની નથી નિશાની, અલખ પુરુષથી લેહે લાગી. એક૦
ઘંટાનાદ ગગનમાં ગાજે, ઘૂઘરી કેરા ઘમકારો;
કહે ગણુપત ગુરુદેવ બતાવ્યો, દેખો દેશ એ અમારો. એક૦

પદ ૯૫-રાગ ભજનનો

આજ આનંદ મારા ઉરમાં આવ્યો, અનુભવસાગર છોળ્યો રે જી;
નિગમ જેને નેતી રે કહે છે, ખલકપતિને ખોળ્યો રે જી.
વિંશતિ એક હજાર છસે દમ, ઊઠે નાભિની માંહી રે જી;
સ્વરધૂની ચાલી સોહં સાથે, શૂન્ય શિખરગઢ જ્યાંહી રે જી.
નખશિખ માંહી ભરપૂર ભાસ્યો, જેસો ચિદાકાશી રે જી;
સ્થૂળ, સૂક્ષ્મ કારણ જે કહાવે, તેનો પૂરણ પ્રકાશી રે જી.
એક અખંડ તુરયાતીત માંહી, કોણ શિવ કોણ જીવા રે જી;
બ્રહ્મનો કેફ વ્યાપ્યો ઘટભીતર, રોમરોમમાં દીવા રે જી.
પ્રગટ જાપ અજપા જપીએ, નીરખે નૂર અપારા રે જી;
ગણુપત એક ઓંકાર અનાદિ, એ ગુરુદેવ અમારા રે જી.

પદ ૯૬

હમ પરદેશી આ દેશે આવ્યા, દેશી ન દેખ્યા અમારા રે જી;
દેશી અમારા અમને મળે તો, તેને કહુ સમાચારા રે જી.
વણુ રે વાદળ જ્યાં વીજળી ચમકે, કોટી મેઘ મલારા રે જી;
અમૃત સઘળે આભ જ છાયો, અસંખ્ય વરસે ધારા રે જી.
અગમપુરીની રીત અગમ છે, વિના અરક અજવાળાં રે જી;
ભંડાર કોટી ધનના ભરિયા, નહિ કૂંચી નહિ તાળાં રે જી.
ઝગમગ જ્યોત્ય નિરંતર ઝળકે, વિના સમુદર પાણી રે જી;
કોટી રવિ શશિથી તે જ કહાવે, વિના શબ્દ જ્યાં વાણી રે જી.
પરમ શૂન્યમાં પરમ તુરીપદ, પરમ પુરુષ દેખાયા રે જી;
ગણુપત કોટી જગ જ્યાં જ્યાં જાયા, તે ગુરુગમ પદ પાયા રે જી.

પદ ૯૭

પ્રથમ જ્ઞાનીને પ્રશ્ન અમારો, શૂન્ય ઉપર શું હોઈ રે જી;
અષ્ટ સમાધિ સબકો જાણે, નવમી બતાવો કોઈ રે જી.
ચાર વેદ તો જુગમાં ચાહવા, પાંચમો કોણ કહાવે રે જી;
ઘટ, મઠ, મહદા, ચિદા કહાવે, તા પર કોઈ પરખાવો રે જી.
ક્યાં રહી કોટી ઇંડ ઉપજાવે, દેશ તેનો દરશાવો રે જી;
જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ કહાવે, તેથી જુદાને જોવો રે જી.
ચારે પ્રલયમાં તો ચિંતા રે થાવે, પંચમે અનુભવ આવ્યો રે જી;
એક થકો અનેક થઈને, અનેક એકમાં સમાવ્યો રે જી.
પંચમા પદમાં પૂર્ણાનંદા, નહિ જપ, તપ કે ધ્યાની રે જી;
કહે ગણુપત કોઈ ગોતી કાઢે, એહી સંતગુરુ જ્ઞાની રે જી.

પદ ૯૮

શબ્દબ્રહ્મકી સુરતા સાધી, ફોડી ચલી બ્રહ્માંડા રે જી;
સગુણ નિરગુણ સંશે ટળિયા, ચઢિયા તે અલખ અખંડા રે જી.
ઓહંગ સોહંગ હુવા એકઠા, મધ્યે મૂઆ મન બંડા રે જી;
ગેબી ધૂન્ય ઘોર ગાજે ગગનમાં, નિર્ભય નિરગુણ ઝંડા રે જી.
ઝળહળ જ્યોત નિરંતર ઝળકે, પૂરણ પૂરણાનંદા રે જી;
ભેદ અભેદ કછુ નહિ દીસે, છુટ ગયા ભવફંદા રે જી.
ઉન્મુનિ ઘેરે અજર ઝરે, જ્યાં ઝાલરીના ઝણુકાર રે જી;
નિરાધાર આધારકું નીરખ્યા, ઘૂઘરીના ઘમકા રે જી.
શેષ દલ પર કમળમેં ભમરા, ઘોર કરત ગુંજારા રે જી;
કહે ગણુપત કોઈ ખોજકે દેખે, સો ઊતરે ભવપારા રે જી.

પદ ૯૯

(ભજન-ધન્ય ગુરૂદેવા મારા ધન્ય ગુરૂ દાતા રે-એ રાગ)

આદિ અવિનાશી વહાલા અક્ષરવાસી રે. (ટેક)
અરજી આ ઉરમાં ઉતારો જી;
આરાધ આપનો આજ આદરું,
તો ત્રિકમ ભવજળ તારો જી. આદિ૦

પૃથ્વી તું પાણી તું, તેજ ત્રિભુવન,
પવન આકાશ દીસે પોતે જી;
સૂરજ સોમ ઉડુગણુના આદે તો,
ઝળહળ ઝળકે છે જોતે જી. આદિ૦
ઝાડ તું, પહાડ તું, વાડ વિશ્વંભરા,
મેરુ થકી પણુ મોટો જી;
સ્થૂળ સૂક્ષ્મ ને કારણુ કહીએ તો,
છોટા થકી પણુ છોટો જી. આદિ૦
માત તું, તાત તું, ભ્રાત તું ભૂધરા,
બળવંત તું દીનબંધુ જી;
ગંગા તું, જમના તું, સરિતા, સરોવર,
સરજ્યો સંસાર સુખસિંધુ જી. આદિ૦
પરા ને પાર તું બાવન બહાર તું,
બાહર ભીતર બોલે જી;
દાનવ માનવ દેવ તું દેવા તો,
તારે નથી કોઈ તોલે જી. આદિ૦
ઘાટ તું, ઠાઠ વૈરાટ વખાણું તો,
સર્વે સુંદર શ્યામ જી;
અકળ સકળ તુંને કોઈ કળે નહિ,
ગુણુ ગાયા ગણુપતરામ જી. આદિ૦

પદ ૧૦૦

તન તરવેણીમાં તીરથ મોટું રે, નિરમળ મનથી જે નહાય જી;
પ્રાગને પાંદડે પોઢ્યા પરિબ્રહ્મ, દેવનાં દરશન થાય જી. તન૦
ઇંગળા ને પિંગળા મધ્ય સુષુમણા રે, સૂર્ય ચંદ્ર ને અગ્નિદેવ જી;
ભૂત ભવિષ્ય વર્તમાન ભાખે રે, સેવક થઈને કરો સેવ જી. તન૦
એના ઉપર શૂન્યની શોભા રે, ઊઠે અનહદ નાદ જી;
પંચરંગી ત્યાં જ્યોતિ લ્યો પરખી રે, જોતાં જાય વિવાદ જી. તન૦

ત્રિકુટી કમળથી ત્રણુ તસુ પર, ચંદ્રામૃત ઝરે જ્યાંય જી;
તેની નીચે છે એક નાગણી સંતો રે, પડે તેના મુખમાંય જી. તન૦
ધ્રુવમંડળથી ધારીને જોજો રે, દ્વાદશ આંગળ દેશ જી;
સહસ્ર પાંખડી સૂર્ય આકારે રે, મધ્ય તે પરમ મહેશ જી. તન૦
બે ને બારથી સાત ને ચારથી, ન્યારો એ તો થાય જી;
કાળનું ત્યાં કાંઈ ન ચાલે ને, ગણુપત એ ગુણુ ગાય જી. તન૦

પદ ૧૦૧

ચેત ચેતાવું અચેત નર તુજને, કાળ વિકરાળની ફાળ ભારી;
અલ્પ અવતાર જમમાર માથે વળી, માન શિખામણુ મૂઢ મારી.
ચેત ચેતાવું અચેત નર તુજને૦

દામિની જામિની જરૂર દેખાય પણુ, એ જ અજવાળું કાંઈ કામ ના'વે;
તન ને ધન જોઈ મન મોજો કરે, અલક ખોળી વળી કાળ ખાવે.
ચેત ચેતાવું અચેત નર તુજને૦

આવિયુ દોટમાં સિંહની ચોટમાં, હરણુને મરણુ તે કેમ મૂકે?
અહિ તણા મુખમાં આવી ઉંદર પડે, ચપળ તે ચિત્તથી નહિ રે ચૂકે.
ચેત ચેતાવું અચેત નર તુજને૦

કરને વિચાર સંસાર સારો નથી, કહે કથી વેદની એમ વાણી;
પળ ઘડી દિન કે પક્ષ પૂરો થયો, માસ ઋતુ વર્ષ પડે દેહ આણી.
ચેત ચેતાવું અચેત નર તુજને૦

નામ ને રૂપ નરનારીનાં નાશ છે, આશ તજી વાસ સ્મશાન કરવો;
પાશ કંઠે પડ્યો કાળના કોપનો, ધ્યાની જન જ્ઞાનીને ધર્મ કરવો.
ચેત ચેતાવું અચેત નર તુજને૦

નફ્ફટ નાદાન મૂકી માન ભગવાન ભજ, દેહ નરનો ફરી તેહ ના'વે;
ગણુપત ગાય ગુણુ જેહ ગોવિંદના, પ્રભુ તણું પરમ પદ એ જ પાવે.
ચેત ચેતાવું અચેત નર તુજને૦

## પદ ૧૦૨

કાંક મેં પાપ કિરતાર કીધાં હશે. (ટેક)
આ કળિમાંહીં તેં જનમ આપ્યો;
ભક્તનુ માન નહીં જક્ત જૂઠો થયો,
કૂડ ને કપટ વિશેષ વ્યાપ્યો. કાંક મેં પાપ૦
ભૂખી ને દુઃખી નંદિત નરનારીઓ,
સત્યની વાત કોઈ ન સૂઝે;
કામ ને ક્રોધ મદ મોહમાં મન ફરે,
મલિન મતિ મંદ પાખંડ પૂજે. કાંક મેં પાપ૦
ચોરી ને જારી સૌ જન ચાહતા ફરે,
બોધ કરનારને બોધ આપે;
જીવ વિમુખનુ દુઃખ દુનિયા વિષે,
તુજ વિના કષ્ટ એ કોણ કાપે? કાંક મેં પાપ૦
કળિતણા કોપમાં લોપ સૌ કો થયા,
ભજન ભગવાનનું કેમ ભાવે?
મરણ માથે ભમે શરણ તો ના ગમે,
અલ્પ આયુષ્ય અભિમાન આવે. કાંક મેં પાપ૦
મૂકીને ધર્મ કુકર્મ કરતા ફરે,
મર્મ જાણે નહીં કૃષ્ણ કેરો;
સંત અસંતની રીત સમજે નહીં,
ફોગટ ફંદમાં ખાય ફેરો. કાંક મેં પાપ૦
વેદના ભેદનો ખેદ ખાંતે કરી,
લાજ મરજાદ નહીં લેશ લાવે;
દાસ ગણપત તણી આશ પૂર આ સમે,
નાથ સંસારમાં જનમ ના'વે. કાંક મેં પાપ૦

## પદ ૧૦૩

દીનદયાળ કૃપાળ શ્રીકૃષ્ણનું,
નિત્ય ઊઠી અને નામ લેવું;
પાછલી રાત પરભાતના પહોરમાં,
કૃષ્ણ તું કૃષ્ણ તું સુખ કહેવું. (ટેક)

એ જ નિરગુણ નિરાકાર મારા નાથજી,
સગુણ થઈ સર્વને સુખ આપે;
પિંડ બ્રહ્માંડમાં પૂરણ વ્યાપી રહ્યો,
ભક્તજન કેરા એ કષ્ટ કાપે. દીનદયાળ કૃપાળ૦

કળિમાંહી કૃષ્ણકીરતન-કથા જે કરે,
તે તરી તર્ત ભવપાર પામે;
કરી સત્સંગ ભગવંત ભજ ભાવશું,
વિશ્વની વેદના સર્વ વામે. દીનદયાળ કૃપાળ૦

ચપળ આયુષ્ય છે ચેત ચિતડા વિષે,
કાયનું કામ તો છેક કાચું;
નામ સમાન તપતીરથ આવે નહીં,
શ્યામનું સમરણ માન્ય સાચું. દીનદયાળ કૃપાળ૦

એણે આ અવનિમાં અનેક લીલા કરી,
ગોકુળ ગામમાં ગાય ચારી;
અસુર સંહારિયા, ભક્તને તારિયા,
ધાવતાં માસીને તર્ત મારી. દીનદયાળ કૃપાળ૦

એ જ અવિનાશ વિશ્વાસીને શિર વસે,
અડગ ઉપાસની જન જાણે;
ગણપતરામ ગોવિંદ ગુણ ગાઈ લે,
જીવતાં મોક્ષનું સુખ માણે. દીનદયાળ કૃપાળ૦

પદ ૧૦૪

ચપળ મન ચોર કઠોર તું કર કહ્યું, રામનું નામ રુદિયામાં રાખે;
આજ કે કાલમાં જમ આવી ઝાલશે, દાન દેને દયા દલ રાખે.
ચપળ મન ચોર કઠોર તું કર કહ્યું૦
નાર તલવાર ને અગ્નિ નહીં આપણી, કોપ કરે ત્યારે લોપ થાશે;
સુખમાં દુઃખ અપાર દેખાય છે, દુઃખમાં સુખ ગોવિંદ ગાશે.
ચપળ મન ચોર કઠોર તું કર કહ્યું૦
ત્યાગી ખડભાગી વીતરાગી થઈ વિશ્વમાં,વશ કરી વરતિયો સંત સેવે,
કાળ તજ, ક્રોધ તજ, લોભ તજ, લાલચુ, દેહ મનુષ્યનો દીધો દેવે.
ચપળ મન ચોર કઠોર તું કર કહ્યું૦
ધામ ને દામ માની રહ્યો માહરું, કોઈ તારે નહીં કામ આવે;
નામ, ગુણ, રૂપનો નાશ નક્કી થશે, ભજન ભગવાનનું શે ન ભાવે ?
ચપળ મન ચોર કઠોર તું કર કહ્યું૦
દેશ-વિદેશ હમેશ ફરતો ફરે, મોત તુજને નહીં એમ મૂકે;
અંતે ભગવંત તને આવી ઉગારશે, ચતુર થઈ ચિત્તમાં કેમ ચૂકે ?
ચપળ મન ચોર કઠોર તું કર કહ્યું૦
દીનદયાળ સંભાળ લે સરવની, નામ પરતાપથી દુઃખ નાસે;
ગણપત ગુણ ગોવિંદના ગાઈ લે, પ્રગટ પરમાતમા તુજ પાસે.
ચપળ મન ચોર કઠોર તું કર કહ્યું૦

પદ ૧૦૫

જાગ રે જદુપતિ આપ ઉત્તમ મતિ, નાથ તને નીરખવા મન મારું;
શરણુ રહી ચરણુની નિત્ય સેવા કરું, તરણતારણ કરું ભજન તારું.
જાગ રે જદુપતિ આપ ઉત્તમ મતિ૦
તારે મારે પ્રીત પૂરવ તણી, કામ કીરતન વિના કાંઈ ન સૂઝે.
લોકના થોક મળી ઠોક બોલે વળી, બેલી બળવંતને સંત બૂઝે.
જાગ રે જદુપતિ આપ ઉત્તમ મતિ૦

જગત-જંજાળમાં કાળ માથે ઠર્યો, ભાળ લે ભૂધરા દાસ ભાળી;
આશ વિશ્વાસ અવિનાશ છે તાહરી, તનતણું દુઃખ હરિ નાખ ટાળી.
જાગ રે જદુપતિ આપ ઉત્તમ મતિ૦
કળિમહીં કપટની ઝપટ જબરી થઈ, લંપટ થયા લોક કરે કરણી કૂડી;
ચોરી ને જારી ચૂગલી ચહાતા ફરે, ભવમાંહી ભાવી કરે વાત ભૂંડી.
જાગ રે જદુપતિ આપ ઉત્તમ મતિ૦
કર તું કિરતાર રક્ષણ કળિકાળમાં, ભિગર્યાનો પ્રભુ આપ આરો;
કામ ને ક્રોધ વિરોધ સૌ વિશ્વના, વિષયવિકાર મનમાંથી વારો.
જાગ રે જદુપતિ આપ ઉત્તમ મતિ૦
ધર્મ શુભ કર્મ વેદ પરમ પદ પામવા, દુઃખ સુખ આપ સારું;
દાસ ગણુપત ગુણ તારા ગાય છે, પ્રભુ મને આપનું નામ પ્યારું.
જાગ રે જદુપતિ આપ ઉત્તમ મતિ૦

### પદ ૧૦૬–શ્રીકલિયુગનો ગરબો

(પૂજું ગણપતિને પાય, પૂજું અંબિકાની પાવડી રે–એ રાગ)

પ્રેમે પૂજું હરિપાય, આપ અંબા આરાધીએ રે;
સહાય કરો રઘુરાય, શિવ–શક્તિને સાધીએ રે.
કરું ગાન ધરું ધ્યાન, મારી બહુચરાજી બાઈનું રે;
દેવી દીજે બુદ્ધિદાન, માની સાચી સગાઈનું રે.
ભક્તિ કરવા છે ભાવ, દાવ આવ્યો છે આઈજી રે;
કરી રુદેમાં ઉચ્છાવ, નાવ તારોને માઈજી રે.
કળિકાળ તો કઠોર, જોર જબરું છે જેહનું રે;
ભક્તિ ધર્મનો છે ચોર, કામ તેવું છે તેહનું રે.
કરો સહાય મંમાય, અલબેલી ઉગારીએ રે;
ઘણો થાય અન્યાય, આઈ બૂડતાં તારીએ રે.
કળિજુગનાં તો કર્મ, ધર્મ લોપ્યો ધરણી વિશે રે;
મૂકી માનવીએ શરમ, પાપ ચાલ્યું ચારે દિશે રે.

થયો લાજ કેરો લોપ, કહ્યું માને ન કામિની રે;
એવો કળિ કેરો કોપ, ભૂંડું કામ કરે ભામિની રે.
વિપ્ર મેલીને વેદ, કામ કૃષિનુ આદરે રે;
ભાળો ભક્તોના ભેદ, દામ માટે દગા કરે રે.
પ્રગટ્યા જુગમા પાખંડ, સત સાચા સંતાઈ ગયા રે;
જૂઠા જાણો જરૂર, શૂદ્ર સઘળા સાધુ થયા રે.
વણિક માડી વેપાર, પૂરણુ પૈસો ભેગો કરે રે;
લેઈ લોકોના દામ, દગે દેવાળું આદરે રે.
પાડી બીજાનું નામ, હાટ માડે બજારમાં રે;
કરે કોળીનું કામ, શેઠ શાણા સસારમા રે.
થયો ભૂપતિમા ભેગ, રાજબીજ બદલાઈ ગયા રે;
મૂરખ મિત્રનો મેળ, રાક રૈયત દુખિયાં થયાં રે.
જૂઠા જીતે જરૂર, સાચા હારે સસારમા રે;
ચડયું પાપ કેરુ પૂર, નષ્ટ ગુણુ થયા નારમા રે.
પેઠું કોરટોમા કૂડ, લોભે થયા છે લાચિયા રે;
જેમ સૂંઘવે છે ધૂડ, પાપ મારગમા પો'ચિયા રે.
વિપ્ર સાધુની વહાર, કોઈ ક્ષત્રી કરતા નથી રે;
નથી દેશમા દાતાર, દુખ કેને કળીએ કથી રે?
બધ યજ્ઞ ને હોમ, સૂમ ગૃહસ્થી ઘણા થયા રે;
દુઃખી વાડવ ને ગાય, દેખી ના'વે દિલમા દયા રે.
કરે સાસુની સેવ, માને માને નહિ માનવી રે,
બહેન કેરો નહિ બોજ, સાળી પહેરે સાડી નવી રે.
પૂજે પામર પાખંડ, સત્ય કયાઈ સંતાઈ ગયુ રે,
ખોળી જોયા નવ ખંડ, કાઈ કહેવાનું નવ રહ્યું રે.
કળિમા તો આવો કેર, મહેર કરોને માવડી રે;
પ્રેમે સાભળી ટયો પેર, આઈ આવોને આ ઘડી રે

રક્તબીજ આદિ દૈત્ય પહેલા, જુગે પેદા થયા રે,
દીધુ દેવતાને દુખ, ઘર મૂકી નાસી ગયા રે.
સુરપતિ લેઈ સાથ, શ્વેતગિરિ શરણે ગયા રે,
જોઈ માતા કેરું મુખ, હાથ જોડી ઊભા રહ્યા રે.
મહેર કરીને માત, આઈ અમર ઉગારીએ રે,
કહી માડીને વાત, માય દાનવને મારીએ રે.
ઊઠયાં એ ઘડીએ આપ, આવી અમર ઉગારિયા રે;
કરી દાનવને કોપ, શક્તિ અસુર સંહારિયા રે.
હણ્યા શુંભ ને નિશુંભ, મધુકૈટભને મારિયો રે;
રોળ્યા રાવણ ને કુંભ, રક્તબીજને વિદારિયો રે
આદિ અંત મધ્ય માહી, માત સાચી તું સાભળી રે;
કોઈ પામે ન પાર, કોટી મળિયા હોય કવિ રે.
તું હી પૃથ્વી પવન, પાણી પહ્લવને પેખીએ રે,
તું હી અગની ગગન, દશો દિશ માહી દેખીએ રે.
પંચવિષય ને પ્રાણ, વાસ તારો વ્યાપી રહ્યો રે;
કરો કાળી કલ્યાણ, આઈ આશરો છે તારો રે.
ગંગ સાગર ને સુર, નૂર તારુ નારાયણી રે;
વ્યાપી રહી ભરપૂર, પ્રેમે પૂજુ પારાયણી રે.
રાખો બાનાની લાજ, કાજ ભક્તો કેરા કરો રે;
આઈ અરજી તો આજ, ઊલટ આણી ઉરમા ધરો રે.
દેશ કહાવે ઢઢાવ, ગામ વરસોડુ નામ છે રે,
ભલો બ્રાહ્મણનો ભાવ, સાબરકાઠે મુકામ રે
વિપ્ર જાતે ઉદિચ્ય, ગોત્ર ગૌતમનું કહાવીએ રે,
સાખ્ય કૌથમી સુદીચ, સામવેદ સોહાવીએ રે.
ગાયે ગણપતરામ, ગુણ નારાયણીના નામનો રે;
માને કરીને પ્રણામ, કીધો ગરબો આ કામનો રે.

### પદ ૧૦૭–રાગ મારુ

(કુમકુમને પગલે, પધારો રાજ કુમકુમને પગલે–એ રાગ)

રામનામ મુખ બોલ, ઓ મનવા! તું રામનામ મુખ બોલ. (ટેક)
લવતાં બીજે અપરાધ લાગે, તારી નહિ રહે તોલ. ઓ૦
જઠરામાં જેણે તુજને જાળવ્યો, કરી આવ્યો ગર્ભમાં કોલ. ઓ૦
ભાવ કરીને રામ ભજી લે, જીભે જવ ના છોલ્ય. ઓ૦
અંતસમયે સાથે નવ આવે, માયા કાયા મહોલ. ઓ૦
ગણપત કહે હરિગુણ નવ ગાયા, કર્મે થઈ રે કચોલ. ઓ૦

### પદ ૧૦૮

રટને સીતારામ, ઓ રસના! તું રટને સીતારામ. (ટેક)
રામ વિના કોઈ કામ ન આવે, ધર અંતર સુખધામ. ઓ૦
રામભજન દયા દીનતા રાખે, હૈડે ધરજે હામ. ઓ૦
નામધૂન રાખય હૃદયમાં, શ્રીપતિ સુંદરશ્યામ. ઓ૦
રામરટણ વિના પળ નવ રહેવું, કર કારજ નિષ્કામ. ઓ૦
જગની રે માયા ગણપત જૂઠી, સાચા સુંદરશ્યામ. ઓ૦

### પદ ૧૦૯

આ જીવત જૂઠું જાણ, જીવડા જો જાગી. (ટેક)
આવો અવસર એળે જાય, ભ્રમણા ના ભાગી. જીવડા૦
સંસાર-સુખ તું સાચું સમજ્યો, કૂડું કીધું કાજ રે;
માનવ-તનનો મહિમા ન જાણ્યો, લેશ ન આણી લાજ. જીવડા૦
મંદિર મેડી માલ ખજાના, મારું માની મલકાય રે;
આવ્યો ત્યારે કાંઈ ન લાવ્યો, જાતાં શું લઈ જાય? જીવડા૦
બાગબગીચા બેઠક સારી, બંગલા કીધા બેસ રે;
ગયું જોબન ને જરા આવી, કાળા મટી ગયા કેશ. જીવડા૦
બગીએ બેસી બજારે ફરવું, બહુવિધ કીધી બહાર રે;
ગણપત કે' ભાઈ જ્ઞાન વિચારો, માથે જમનો માર. જીવડા૦

પદ ૧૧૦

અલ્યા મન ઓળખ આતરામ તુજને જડશે તારો ઠામ. (ટેક)
ઘટમાં ગંગા, ઘટમાં જમના, ઘટમાં તારું ગામ;
ઘટ મઠ મહદાકાશે મહાલે, સઘળે સુંદિરશ્યામ. અલ્યા૦
ઘટમાં ચાંદા, ઘટમાં સુરા, તારા તેજ તમામ;
ગોવિંદને તું ઘટમાં ગોતે, રોમરોમમાં રામ. અલ્યા૦
પિંડ બ્રહ્માંડને પ્રીત્યે પેખો, ઠાલો નથી કોઈ ઠામ;
આઠ પહાડ જંતુ ને જળમાં પ્રગટે પૂરણકામ. અલ્યા૦
જપ તપ તીરથ જોગ કરોને, દહાડી ખરચો દામ;
સદ્ગુરુ વિના સમજણ ના'વે, ગાવે ગણપતરામ. અલ્યા૦

પદ ૧૧૧

(સુરતા લાગી છે જેની, ભ્રમણા ભાગી છે—એ રાગ)

પાત્ર જોયા વિના પાંવ ન ધરીએ, જોઈ જોઈ ડગલાં ભરીએ;
પરખ્યા વિના પ્રીત્ય ન કરીએ. (ટેક)
કાગની સંગે તો કાળપ કા'વે, હંસના ગુણ નવ આવે. પ૦
વટલ્યુ વટલાવે ને અભડ્યું અભડાવે, કહેવત જુગમાં કહાવે. પ૦
નીચની સોબતે નીચાં રે થઈએ, ઊંચમાં ઊંચ ગણઈએ. પ૦
અજાણ્યાં ફળ ખાધે આડું રે આવે, લોકમાં લાજ ગમાવે. પ૦
જર જશ જોબનની જુગમાં રે હાનિ, વાત રહે નહિ છાની. પ૦
કરમાં દીવો લઈ કૂવે ન પડીએ, ગણપત દુઃખ એની ઘડીએ. પ૦

પદ ૧૧૨

રામજી ભાર ન રાખે, સમજ મન, રામજી ભાર ન રાખે. (ટેક)
આદ્ય અનાદિની રીત્ય છે એવી, વેદશાસ્ત્રની સાખે. સમજ૦
તુચ્છ ભેટ ત્રિકમને કરતાં, નરનાં દુઃખ ખોઈ નાખે. સમજ૦
વિદુરજી વૈકુંઠ વસાવ્યાં, ભુધરે ભાજીને પાખે. સમજ૦

તાંદુળ માટે સુદામાને તાર્યો, ભારતી એવું ભાખે. સમજ૦
હરનિશ હરિ ઉપકાર ન રાખે, ગણુપત દિલમાં દાખે. સમજ૦

પદ ૧૧૩

(હૈયાના ફૂટયા હરિ સગે હેત ન કીધું-એ રાગ)

અનુભવી જનને, અખંડ આનંદમાં રહેવું. (ટેક)
બની આવે તો બંદગી કરવી, દેવાય તો કાંઈ દેવું રે. અનુ૦
સુખદુઃખનુ કારણુ છે સાથે, હરખ શોક નવ કરીએ;
શ્વાસોશ્વાસ હરિનુ સમરણુ, આઠો પહોર ઊચરિયે. અનુ૦
કામ, ક્રોધ ને મમતા માયા, એ ઉરમાં નવ આણો;
બાજીગરની બાજી તે તો, સરવે જૂઠી જાણો રે. અનુ૦
એક રૂપ આતમનું જાણી, કોઈથી કપટ ન કરીએ;
હરિજન હોય તો હિંમત રાખો, ગણુપત દિલમા ન ડરીએ.

પદ ૧૧૪

(વારુ મારા વીરા રે, સગ ના કરીએ નીચનો રે જી-એ રાગ)

અનુભવી આવો રે, આપણા દેશમાં રે જી. (ટેક)
ભાવ થકી ભજીએ શ્રીભગવાન,
દેશની તો વાતો રે, દલથકી દાખીએ રે જી;
હરખે તો કરીએ હરિરસપાન. અનુભવી આવો રે૦
મરજીવાને તો રે, ત્યા મોજો મળે રે જી,
પાપીને તો બાધી મારે છે માર,
ધર્મ કર્મની રે, ધરી જ્યા ધારણા રે;
વૈષ્ણુવને તો વરતે છે જેજેકાર. અનુભવી આવો રે૦
અખંડ ખુમારી રે, ચડી રહી અંગમાં રે જી,
રોમે રોમે થઈ રહ્યો રણુકાર,
જીવ થાય શિવ રે, જુગતિને જાણુતાં રે જી;
તેજ તણો મળી રહ્યો એક તાર. અનુભવી આવો રે૦

સંશેને સમેટી રે, ભળો સતસંગમાં રે જી;
ધરો તમે જગપતિનું ધ્યાન,
આદિ અંતે મધ્યે રે, માની લેજો માનવી રે જી;
ગુરુ ગણુપતનું એવું છે જ્ઞાન. અનુભવી આવો રે૦

પદ ૧૧૫–રાગ કાફી
(ધીરાના પદનો ઢાળ)

ગોવિંદ કેરા ઘરની રે, વાતો વિરલા જાણે;
સમજ્યા એ છુપાયા રે, ઠરીને બેઠા ઠેકાણે. (ટેક)
અવિનાશીનું ઘર છે અળગું, જેવી લંબી ખજૂર,
ચડે તો ચાખે પ્રેમરસ, પડે તો ચકમાચૂર;
મહારસ ઘણો મોંઘો રે, મરજીવા મોજો માણે. સમજ્યા૦
બીજબળ હોય તેવું તરુવર ઊપજે, તરુવરથી બીજ થાય,
તરુવરનું મૂળ જો બૂઝે, એ બે પૃથ્વી કહેવાય;
ભ્રમણા તેની ભાગે રે, યુક્તિ કોઈ એ જાણે. સમજ્યા૦
જ્ઞાન ગોવિંદ ઘટમાં બિરાજે, ધ્યાન કર્યે દૃઢ થાય,
કથની કથ્યે કાંઈ પાર ન પામે, સમજે તે સમાય;
મહા સુક્રત હોય મોટા રે, વેદ તેને વખાણે. સમજ્યા૦
પાંચમાં પ્રલયનો પ્રકાશ કરીને, પંદરમાં કરી પ્રીત,
નામરૂપથી પડિયો ન્યારો, નહીં પરથી પ્રીત;
ગણુપત એવા જ્ઞાની રે, અવિનાશી ઉરમાં આણો. સમજ્યા૦

પદ ૧૧૬

આનંદી આનંદમાં રે'વું, સુખદુઃખ સેજે આવે તેને સહેવું રે. આ૦
કોઈ દિન મીઠા મેવા રે મળિયા, કોઈ દિન અન્ન નવ લેવું રે. આ૦
કોઈ દિન કોટી દામ કોઠારે, કોઈ દિન શિર પર દેવું રે. આ૦

કોઈ દિન દત્ત દૂબાને દેવું કે, પરઘેર જાચવા જાવું રે. આ૦
ગણુપત કોઈ મુક્ત એવા મળે તો, મોતીડે લેઈને વધાવું રે. આ૦

## પદ ૧૧૭–સગુણ આરતી

જયદેવ જયદેવ જય સદ્ચિદ્ સ્વામી, પ્રભુ જય સદ્ચિદ્ સ્વામી;
અખંડ અનાદિ ઈશ્વર, નિરગુણુ બહુ નામી. જય૦ જય૦
ધર્મ સનાતન ધરતા, કારણુ જગકરતા; પ્રભુ. (૨)
નામ થકી અઘ નાસે, ભવના ભય હુરતા. જય૦ જય૦
સુરનર મુનિવર સેવે, વિશ્વ રહ્યા વ્યાપી; પ્રભુ. (૨)
રવિ શશિ રચિયા વ્યોમે, સ્થિર પૃથ્વી સ્થાપી. જય૦ જય૦
પૂરણુ તત્ત્વ પ્રકાશી, ત્રિગુણુ કર્યા તેવા; પ્રભુ. (૨)
માયા રચી મનમોહન, દેવતણા દેવા. જય૦ જય૦
જગના કરતા જાણી, સંત કરે સેવા; પ્રભુ. (૨)
જે જન જેવા જાણે, તેને છો તેવા. જય૦ જય૦
નામ રૂપથી ન્યારા, અવિચળ અવિનાશી; પ્રભુ. (૨)
ઘટઘટવાસી ગોવિંદ, રસિયા સુખરાશિ. જય૦ જય૦
તત્પદ ત્વંપદ ત્યાગી, અસિપદ ૐકારા; પ્રભુ. (૨)
આનંદરૂપ અનુપમ, પ્રેમીને પ્યારા. જય૦ જય૦
સર્વાત્મા સુખસિંધુ, ભરપૂર રહ્યા ભાસી; પ્રભુ. (૨)
અગમ અગોચર આપે, વિશ્વ રહ્યા વાસી. જય૦ જય૦
એકોહં બહુ સ્યામ, એ શ્રુતિ કહે છે; પ્રભુ. (૨)
વેદ તણા જે વેત્તા, રટણુ કરી રહે છે. જય૦ જય૦
તુરીયાતીત તમે છો, ત્રિભુવનથી ન્યારા; પ્રભુ. (૨)
ચિદાનંદ ચેતનમય, શુભ સરજનહારા. જય૦ જય૦
એક થકી છો અનેક, બ્રહ્મ સભર ભરિયા; પ્રભુ. (૨)
સત્યમેવ જયદેવ, ઠામ સકળ ઠરિયા. જય૦ જય૦

સમસ્ત ગુણુ નિલયં, કરતા કલ્યાણી; પ્રભુ. (૨)
નાથ નિયંતા ભવના, વેદ વદે વાણી. જય૦ જય૦
પરા પાર પરમેશ્વર, બાવનથી બહારા; પ્રભુ. (૨)
અકળિત અમિત અનાદિ, નામ થકી ન્યારા. જય૦ જય૦
સ્વયં પ્રકાશી સ્વામી, છો અંતરજામી; પ્રભુ. (૨)
કરુણા કરજો કેશવ, સમરું શિર નામી. જય૦ જય૦
નિરગુણ નાથની આરતી, જે ભાવે ગાશે; પ્રભુ. (૨)
કેશવ કેરી કૃપાથી, જન્મ મરણ જાશે. જય૦ જય૦
નિર્માની નિષ્કામી, પદ તારું પામે; પ્રભુ. (૨)
ગોવિંદ તવ ગુણ ગાયા, રચી ગણપતરામે. જય૦ જય૦

૧૧૮–ચોવીસ અવતારની આરતી

જયદેવ જયદેવ જય અંતરજામી, પ્રભુ જય અંતરજામી;
અક્ષરવાસી ઈશ્વર, બળવંત બહુનામી. જયદેવ જયદેવ.
મચ્છ કચ્છ વારાહ, નરસિંહ નારાયણ; પ્રભુ૦ (૨)
વાસવ માટે વામન, પ્રગટ્યા પારાયણ. જય૦ જય૦
મોહિનીરૂપે મથિયો, સાગર શામળિયા; પ્રભુ૦ (૨)
આપે સુરના ઉપર, અઢળક થઈ ઢળિયા. જય૦ જય૦
ધનવંતર દિલ ધારી, વૈદ્ય બન્યા વારુ; પ્રભુ૦ (૨)
યજ્ઞ થયા હરિ હેતે, યોગ પ્રગટ સારુ. જય૦ જય૦
નરનારાયણ નૌતમ, તપસ્યા કરી તેવી; પ્રભુ૦ (૨)
માતાની કરી મુક્તિ, કપિલજી કેવી. જય૦ જય૦
કરવા જોગનું કાજ, પ્રગટ્યા દત્ત હરિ; પ્રભુ૦ (૨)
અત્રિ ઘેર અનુપમ, દ્વિજકુળ દેહ ધરી. જય૦ જય૦
ફરશુરામ લેઈ ફરશી, મહીપતિને માર્યા; પ્રભુ૦ (૨)
રામે રાવણ રોળી, નિશિચર નિવાર્યા. જય૦ જય૦

બોધ કર્યો બ્રહ્માને, હંસ થઈ જોતે; પ્રભુ૦ (૨)
પરમ હંસ પદ પામ્યું, વૃષભ થયા પોતે. જય૦ જય૦
પ્રબળ કરી પૃથ્વીને, પૃથુ થઈ પ્યારા; પ્રભુ૦ (૨)
હયમુખ હણિયો હયગ્રીવ, હરકત હરનારા. જય૦ જય૦
નવધા ભક્તિ નીરમી, નારદ રૂપ ધરી; પ્રભુ૦ (૨)
સનકાદિ વિધિસુત થઈ, વિચર્યા બ્રહ્મ વરી. જય૦ જય૦
પુરાણ રચિયાં પાવન, વ્યાસ બની વહાલા; પ્રભુ૦ (૨)
ગજેંદ્ર માટે ગોવિંદ, ચક્ર ધરી ચાલ્યા. જય૦ જય૦
ગૌલોકેથી ગોકુળ, આવ્યા અલબેલા; પ્રભુ૦ (૨)
ગોપી ગોપ ઉદ્ધાર્યાં, સુંદર વર છેલા. જય૦ જય૦
બુદ્ધસ્વરૂપે બેઠા, કેશવ નિષ્કામી; પ્રભુ૦ (૨)
કલકી તનુ ધરી કરશો, સતયુગ શુભ સ્વામી. જય૦ જય૦
એ ચોવીસમાં ચિત્ત, થીર જેનું થાશે; પ્રભુ૦ (૨)
ગણપત ગોવિંદ ગાતાં, જન્મ-મરણ જાશે. જય૦ જય૦

## પદ ૧૧૯

ભાવે ભજને તું જીવડા શ્રીભગવાનને રે. (ટેક)
પ્રાણી તું વિચારે પોતે, ગયો જનમારો જોતે જોતે;
હજુ શું ગોતે જો વિચારી જ્ઞાનને રે. ભાવે૦
મનુષ્ય દેહ મળ્યો છે મોટો, શું ખેલે છે ખેલ જ ખોટો;
અંતે આવે તોટો મનડા માન્યને રે. ભાવે૦
માયા છે મોહનની નારી, મૂરખા માને છે તું તારી;
કરને વાત વિચારી પ્રભુરસપાનને રે. ભાવે૦
જે અવસર જમકિંકર આવે, કરતા વિના કોણ મુકાવે
ગણુપત કે' નહીં ફાવે ધરને ધ્યાનને રે,
ભાવે ભજને જીવડા તું શ્રીભગવાનને રે. ભાવે૦

### પદ ૧૨૦–રાગ ઠૂમરી

(બીગરી કૌન સુધારે–એ રાગ)

જાના હે જગકા સુખ છોડી, રહેના વહી કોઈ પાવે રે. (ટેક)
દેખત દેખત સબ કોઈ જાતે, રાજા રંક ફકીરા રે;
મૂરખ પંડિત સબ કોઈ મરતો, અમલદાર અમીરા રે. જાના૦
કાહા જિંદગી બંદગી નહીં કર્તા, ધર્તા નહિ પ્રભુધ્યાના રે;
કાંહાંસે આયે કાંહાં જાઓગે, એસા નહીં પહિચાના રે. જાના૦
આજ કાલમેં જંગલમેં જાવે, દુનિયા સબ દુઃખકારી રે;
એહી કારણસે આપ વિચારો, ભજ લ્યો હરિ નરનારી રે. જાના૦
સુપના જેસા હે સંસારા, લોક વિલોક તબ હારા રે;
ગણુપત જ્ઞાન ગુરુકા ગાતા, એકી બ્રહ્મ આધારા રે. જાના૦

### પદ ૧૨૧

મસ્તપણામેં માન રહે હો, માયા કાયા મેરી રે. (ટેક)
નહિ હે મેરી નહિ હે તેરી, સબ જુગ લીના ઘેરી રે;
સો માયાકુ કોઈ જન છોડે, ટળે ભવકી ફેરી રે. મસ્ત૦
જાતે સો નર કયા લે જાતે, આવે સો નર કયા લાયે રે;
જ્યાંહી જ્યો ઉતપન્ન હુવા હે, એહી ઈહાં સમાયા રે. મસ્ત૦
સુત, દારા, ઘર, સુખ, સંપત્તિ, તામેં નહીં કોઈ તેરા રે;
અંતકાલકો ઉપાસન આવે, ફોગટ મારત ફેરા રે. મસ્ત૦
અલ્પ જીવતકી આશા મહોટી, એહી અચંબા ભારી રે;
ગણુપત જ્ઞાન ગુરુગમ પાવે, સેજ તરે સંસારી રે. મસ્ત૦

### પદ ૧૨૨

આતમ ખોજ કરો મેરે ભાઈ, તનમેં કાંહાં છુપાયા રે. (ટેક)
માતાપિતા કુન આતમ કેરે, કાંહાંસે ઓ ચલી આયા રે;
કુન જગ્યા પર બાસા ઉનકા, કેસા રૂપ બતાયા રે. આ૦

સ્થૂલ સૂક્ષ્મ કારન મહાકારન, એ ચારકું કાયા કહેના રે;
સબ સુખ હે આતમ કે અંદર, ગુરુગમસે સુન લેના રે. આ૦
એક ઉકારસેં બાવન બનિયા, આતમસેં સંસારા રે;
જપ તપ તીરથ યોગ જાગફળ, ઓ ઉનકા આધારા રે. આ૦
શબ્દાદિક જ્યો નાદ પ્રણવકા, એક અચંબા વાંહી રે;
ગણપત ગુરુ ઘર અપના જાને, પરમાનંદ પદ જ્યાંહી રે. આ૦

## પદ ૧૨૩

જાગીને જોને જીવ, જગ સુખ જાવાનું,
માને છે મારું મન, તે નવ રહેવાનું. (ટેક)
સુપનામાંહી સૃષ્ટિ દેખી, મળ્યું મોટું રાજ રે. જગ૦
નંદ અને મુચકંદ ગયા ને, ગયો રાવણરાય રે;
ઊગે એ તો આથમે, ને જનમે તે મરી જાય. જગ૦
કાળ કરાળ કઠિણુસા વેહેરી, માયાનુ બ ધન મોટું રે;
જે જાણ્યુ છે જેટલુ, તે સર્વે થવાનુ ખોટું. જગ૦
મનુષા જનમ અતિશે મોટો, મળે ન વારંવાર રે;
ગણુપત ગોવિંદગુણુ ભજી લે, પામે તું ભવપાર. જગ૦

## પદ ૧૨૪

કૌતકની કહું છું વાત,
કવિજન ધરો, એક બેટિયે જનમ્યો બાપ તે સંદેહ ખરો. (ટેક)
એક અચંબો એવો દેખ્યો, મડું કાળને ખાય રે;
બિંદુમાંહી સિંધુ સમાયો, તમ સૂરજ લઈ જાય. કવિજન૦
પેલા પુરુષથી પુત્રી પ્રગટી, વેગે બોલી વાત રે;
અણુજાયા વરને મારે વરવું, નહિ માત ને તાત. કવિજન૦
પિતા કહે પુત્રી પરણાવું, પામે નહિ કોઈ પાર રે;
અજાણ્યો વર તો નહિ મળે, તારે ને મારે ઘરબાર. કવિજન૦

નહિ નર ને નહિ નારી, નહિ વૃદ્ધ નહિ બાળ રે;
એ દેશમાં એક દેવ નિરંજન, ગણુપત લે સંભાળ. કવિજન૦

પદ ૧૨૫

હંસા હારદ વિચારો, ભવ દુઃખ ભારી. (ટેક)
રાજવી રજનો જોગ બનાવ્યો, એનો તે ઇંડ ઉપજાવિયો રે;
એમાં આતમ આવ્યો, ભવદુઃખ ભારી.
માતાના ગર્ભમાંહી મૂંઝાયો, ભારે પીડા ભોગવી રે;
સૂક્ષ્મ રૂપે સમાયો, ભવદુઃખ ભારી.
નવ માસ નરકમાં છાનો છુપાયો, રોમ કોટી ફેરી વેદના રે;
ઘણા દુઃખે ઘેરાયો, ભવદુઃખ ભારી.
જમ જમાની કરી ને રે જાયો, મહા દુઃખથી મુકાવિયો રે;
હરિગુણ નવ ગાયો, ભવદુઃખ ભારી.
માત તાત ઘણાં લાડ લડાવે, ભૂલી ગયો ભવતારને રે;
માયામાં લલચાવે, ભવદુઃખ ભારી.
બાલપણામાં ખેલ બગાડચો, જવાની જુવતીની જોડમાં રે;
ગણુપત જરા ઝંપલાવો, ભવદુઃખ ભારી.

પદ ૧૨૬

જેની સુરતા હરિમાં, સોઈ નર શૂરા. (ટેક)
ચકોર ચંદ્ર લોહચુંબક રીતિ, મન બાંધ્યું મોરારમાં રે;
જેની લપટે ન પ્રીતિ, સોઈ નર શૂરા.
ચાતક સ્વાતિ બિંદુને ચહાયે, મયૂર મેઘમલારને રે;
એમ હરિગુણ ગાયે, સોઈ નર શૂરા.
શમ દમ સાધક સઘળાં સાધે, ડર નહિ દુરિજન લોકનો રે;
એ તો અલખ આરાધે, સોઈ નર શૂરા.
શીલ સંતોષ સુબુદ્ધિ ન છોડે, સુરતા નૂરતાની શાણમાં રે;
જીવ નથી જીવ જોડે, સોઈ નર શૂરા.

સેજ સમાધિ શ્વાસ ઉચ્છ્વાસે, સમદષ્ટિ સંસારમાં રે;
જેને પ્રેમ પ્રકાશે, સોઈ નર શૂરા.
તન મન કેરી તૃષ્ણા ત્યાગી, ગણપત ગુણ સંભારીએ રે;
વહાલા હોય વીતરાગી, સોઈ નર શૂરા.

### પદ ૧૨૭–ગરબીના ઢાળને

કલ્યાણ કરાવો છો કોનુ
કાયામા કલ્યાણ કરાવો છો કોનુ ? (ટેક)
મોક્ષનો માર્ગ કોને માનો છો રે,
કોણ છે મોટું ને નાનું, કાયામાં કલ્યાણ કરાવો છો કોનું ?
મૂળ ધર્મ તમારો કિયો તમે ધાર્યો રે,
કોનુ ધરો છો તિલક ખાનુ, કાયામા કલ્યાણ કરાવો છે કોનુ
મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ ચારમાં રે,
દેહનું કે આતમાનું, કાયામાં કલ્યાણ કરાવો છો કોનું ?
સ્થૂળ સૂક્ષ્મ કારણ મહાકારણ રે,
તેમા કર્મ કરો છો છાનું, કાયામા કલ્યાણ કરાવો છો કોનું ?
કેવો છે આતમા ને કેવો કરતા રે,
પૂછે ગણપત તેનું પાનું, કાયામાં કલ્યાણ કરાવો છો કોનુ ?

### પદ ૧૨૮

દેહમાં દેવ સકળ દેખો, દૂરની વસ્તુ પાસે દેખો. (ટેક)
પૂરણ પેખો પિંડે તે બ્રહ્માંડે, મૂરખ તો ખોળે ખંડે ખંડે;
જરૂર જમદૂત એને દંડે. દેહમાં૦
બીજમા વૃક્ષ બને કેવું, વૃક્ષ થકી બીજ બને તેવું;
શાણા નરને સમજી લેવું. દેહમાં૦
આતમ રૂપ અંતરને પરકાશે, પ્રભુ તો પ્રગટ દીસે પાસે;
સોહં છે શ્વાસ-ઉચ્છ્વાસે. દેહમાં૦

ચાલો ખટચક્ર તણી વાટે, ત્રિકમ મળે ત્રિવેણી ઘાટે;
સેવો સદ્‌ગુરુજીને શિર સાટે. દેહમાં૦
વૈરાગ્યનાં બાણુ આવી વાગે, ભેદ જાણે ભ્રમ સકળ ભાગે.
ગુરુ ગણપતનો જરૂર જાગે. દેહમાં૦

પદ ૧૨૯

કોઈ હોય હરિના જન, કહું તે કાન ધરો. (ટેક)
વિવેક વિચારી મન, આતમ ખોજ કરો.
સગુણ નિરગુણથી છે ન્યારો, નારાયણ નિરધાર રે;
શુદ્ધ ચૈતન્ય તુરિયાતીત સાક્ષી, દેખો નિજ દેદાર. કહું૦
ઘર બાળે ઘર ઊગરે ને, ઘર રાખે ઘર જાય રે;
એ સમશા અનુભવ કેરી, ગુરુગમથી ઓળખાય. કહું૦
નાભિકમળથી સુરતા ચાલી, શૂન્ય શિખર ધડ જાય રે;
મધ્યનામાં છે સ્થાન કમલનુ, તેમાં ઘાટ ઘડાય. કહું૦
જગત કેરો જે જાણનારો, તનમા તેને તપાસ રે;
ગણપત કે' ગુરુજ્ઞાન મળે તો, પ્રભુ પોતાને પાસ. કહું૦

પદ ૧૩૦

કોઈ દેશી હમારા હોય, તો દલની કહીએ. (ટેક)
જે આવો હમારે સાથ, નિજ ભોવન જઈએ;
ભ્રમણા ભાગી તૃષ્ણા ત્યાગી, રાગ થકી વીતરાગી રે;
અખંડ આતમજ્ઞાન વિચારે, ઝળહળ જ્યોતિ જાગે. તો દલની૦
દીવે દીવા જુદા થયા તે, અગ્નિમાં અવ દઈએ રે;
ગંગાસાગર માંહી સમાણી, બ્રહ્મપદ ભેળા થઈએ. તો દલની૦
ભેદુ વિના કોઈને ભેદ દઈએ તો, જ્ઞાન પોતાનું ગુમાવીએ રે;
શાણા જણ સમશામાં સમજે, કુટિલને શું કહીએ ? તો દલની૦
ચિંતામણિ જો હાથે ચઢિયો, ધન માટે કોણ ધાય રે;
ગણપત કે' ગુરુજ્ઞાન વિચારો, સમજ્યાથી સુખ થાય. તો દલની૦

પદ ૧૩૧-રાગ આશાવરી

જગતમાં જનમી રે કહે જીવ શું કર્યું રે?
ધર્યું નહીં જગતપતિનું ધ્યાન;
ઊંચા કુળ માંહી રે, આ તન આવિયો રે;
ભજ્યા નહીં ભાવે શ્રીભગવાન. જગતમાં૦

જાપ જરણાનો રે, જીવડા તું ના જાપ્યો રે,
ક્ષમા કેરું ખડ્ગ ધર્યું નહીં હાથ;
ધીરજની ઢાલ્યો રે, મેલી નહીં ઢળકતી રે;
શોધ્યો નહીં સંત શૂરાનો સાથ. જગતમાં૦

જ્ઞાન કેરે ઘોડે રે, ચતુર ચઢ્યો નહીં રે,
લક્ષની લીધી હાથ લગામ;
બંદૂક ને બરછી રે, બાનાની ન કર ધરી રે;
કાપ્યો નહીં ભજન ભડાકે કામ. જગતમાં૦

કરુણાની ભેટે રે, કમર કસી નહીં રે,
બુદ્ધિ કેરું બખતર પહેર્યું ન અંગ;
પ્રેમની પાખો રે, ઘોડાને ઘાલી નહીં રે;
જુધે જવા ઉરમાં ન આણ્યો ઉમંગ. જગતમાં૦

મોહ છે મેવાશી રે, તેને તેં માર્યો નહીં રે,
ફેડી નહીં અધર્મ અસુરની ફોજ;
ગુરુ ગણપતનો રે, રામ નવ રીઝવ્યો રે;
તારે તને કેમ કરી મળશે મોજ? જગતમાં૦

પદ ૧૩૨

ભાઈ ભક્તિને કોઈ મોરચે, આવી ઊભા રે રહેશે;
સત્યને કારણે શિર ધરી, તન મન આપી દેશે;
પરખો એ લક્ષણ પ્રેમનાં. (ટેક)

જતી રે સતીનાં પારખાં, જ્યારે જ્યોતો જગાશે;
મન રે મૂકીને મેળા કરે, ત્યારે ધર્મ જણાશે. પરખો૦
પતંગ દીવાને પેખતાં, ઊડી અળગો ન જાશે;
દેહ સમરપે દીપમાં, તારે પ્રીત્ય પરખાશે. પરખો૦
શૂરો દોડે સંગ્રામમાં, શત્રુને નવ છાંડે;
શિર પડે તો ધડ લડે, પાછલું પગલું ન છાંડે. પરખો૦
સતને કારણે સંચર્યાં, રોહીદાસ ને રાણી;
હરિશ્ચંદ્રરાયે હાથે ભર્યું, નીચને ઘેર પાણી. પરખો૦
કૂડિયા કળજુગનાં માનવી, સત ધર્મને છેદે;
ગણપત ગુરુ જ્ઞાની મળે, ત્યારે ભક્તિમાં ભેદે. પરખો૦

પદ ૧૩૩

પશ્ચિમ પ્રગટે દિનપતિ, સમુદ્ર તો સુકાય;
મેરુ ચળે મંડાણથી, ગંગા અવળી રે જાય;
પામર પ્રભુરસ ના પીએ. (ટેક)
શિવ સરખા સદ્‌ગુરુ મળે, આપે બોધ અપાર;
પાપી તો પલળે નહિ, જાય નરક મોઝાર. પામર૦
એક અજ્ઞાની નર વિના, જ્ઞાનથી વશ થાયે;
જળ સહુને શીતળ કરે, તાતા તેલ સિવાયે. પામર૦
કાળી કાંબળને કૂટી મરો, રાતો લાગે ન રંગ;
ભુજ ડુબ્યો ગંગમાં, તાણે થાશે રે રંગ. પામર૦
સતી રે નારી ને ભોરંગમણિ, પર હાથે ન જાય;
ભાવ ભલેથી મૂકીએ, બગ મોતી ન ખાય. પામર૦
અગ્નિને શીત આવી અડે જળ તરશું રે થાયે;
કે ગણપત મૂરખ માનવી, હરિગુણ નવ ગાયે. પામર૦

પદ ૧૩૪

સતિયા છુપાયા ના રહે, રહે છે અવગતિયા;
વણ સમજે વાતો કરે, એ તો મૂરખમતિયા. (ટેક)
ઉગ્ર દશા અનુભવ તણી, છે એ સમજણ મોટી;
મન કંચનને કારણે, ગુરુજ્ઞાન કસોટી. સતિયા૦
અર્ક ઊગ્યો આકાશમાં, જોતાં અંધારું જાશે;
ઇદુ ઊગે રજની તણું, તમ તરત જ નાસે. સતિયા૦
બૂમ પડે જ્યારે બારણે, દુનિયા દોડી જાશે;
સાચા શૂરાનાં પારખાં, તલવારો તણાશે. સતિયા૦
ગુરુજી આવ્યા ગામમાં, હરિગુણ પ્રકાશે;
ભક્તિભોગી નરનારીઓ, ઝટ સન્મુખ જાશે. સતિયા૦
વિરહ ઘણો વાસુદેવનો, તેનું નામ વેરાગી;
ગણપત ગુરુ જેને મળે, તેની ભ્રાંતિ રે ભાગી. સતિયા૦

પદ ૧૩૫

(જ્ઞાન કદાપિ ન થાય, મૂરખને જ્ઞાન કદાપિ ન થાય–એ રાગ)

મૂરખતા તારી તે નવ મટી, ગયો જનમારો જોતાં ઘડી. (ટેક)
બાળાપણુમાં ખેલ બગાડ્યો, રઘુવર લજ્યા ન રટી.
તરુણપણામાં તરુણી સંગે, ખેલ માંડ્યો ખટપટી. મૂરખ૦
વૃદ્ધપણામાં વ્યાધિ લાગી, વેળા તારી વટી;
જમકિંકર જ્યાં આવી ઝાલે, એ ઘાંટી અટપટી. મૂરખ૦
મરણઘાત છે માથે મોટી, કસીને બાંધો કટી;
મનુષાદેહ ઘણો છે મોંઘો, લ્હાવો લ્યોને લટી. મૂરખ૦
હરિસ્મરણમાં હેત ન રાખ્યુ, બોલે શું બડબડી;
ગણપત જ્ઞાન ગુરુનું સુણતાં, લાગે છે ચટપટી. મૂરખ૦

## ભક્તિ વિષે

### પદ ૧૩૬–રાગ ગરબીના ઢાળનો

પહેલી રે ભક્તિ શ્રવણુ પરમાણો, શબ્દ સુણી અંતરમાં આણો.
કાને સુણો હરિકથા કેવી, શ્રવણુ કરી મનમાં લેવી;
એકચિત્તે અંતરમાં આણો, નિદિધ્યાસ નામને જાણો. પહેલી૦
પાષાણુ કેરી પ્રતિમા જેવી, હાલે ન ચાલે બોલે નહિ એવી;
એવી રે થઈ સભામાં આવો,
ટચો રે તમે લક્ષ્મીથી લહાવો. પહેલી૦
પરીક્ષિતે સત્ય કથા જાણી, પીધી રે પ્રેમે શુકની વાણી;
જુઓ રે પંથ જીવનનો ઝાલ્યો,
વિમાને બેસી મોક્ષમાં ચાલ્યો. પહેલી૦
શ્રવણુ કરો નિત્ય નરનારી, વેદવાણી હયોને વિચારી;
ગણુપત ગુણુ ગોવિંદના ગણીએ,
ભલી રે ભક્તિ શ્રવણુ એ ભણીએ. પહેલી૦

### પદ ૧૩૭

બીજી રે ભક્તિ કીરતનને બોલે, ત્રિલોકમાં નથી તેની તોલે. (ટેક)
રટણુ સીતારામનું કરીએ, વાણી વડે હરિને ઉચરીએ;
ખાતાં રે પીતાં ખેલમાં ફરીએ, કીરતન કિરતારનાં કરીએ. બી૦
અંતરમાંહી ઉમંગ આદરીએ, લોકડિયાની લાજ નહિ ધરીએ;
ભક્તિ રે ભલા ભાવથી કરવી, ધીરજ હરિનામમાં ધરવી. બી૦
શૂરાપણુ સાચનું કરવું, અહોનિશ નામ ઉચરવું;
રોમે રે રોમે રામપૂત લાગે, વિરાગ કેરાં બાણુ જો વાગે. બી૦
કીરતન ભક્તિ નારદજી કરતા, પ્રભુજી વિના પલક નહિ ઠરતા;
ગણુપત હરિગુણુ એમ ગાજે, શરણુ સાચું શ્યામનુ સાહાજે. બી૦

પદ ૧૩૮

ત્રીજી રે ભક્તિ સ્મરણ છે તેવી, અનુભવમાં ઉરમાં લેવી. (ટેક)
શ્વાસો રે શ્વાસ શ્રીહરિ સમરીએ, પરા થકી મધ્યમાં ઠરીએ;
વૈખરી નવ વદીએ ઈ વેળા, કોડે રે કરો મોહનના મેળા. ત્રીજી૦
અજપાનો જાપ નિત્ય જપીએ, સાચા રે ભાવે શબ્દમાં છપીએ;
કામીને જેવી કામિની પ્યારી, લોભી રે રહે ધનને ધારી. ત્રીજી૦
સ્મરણભક્તિ પ્રહ્લાદે પાળી, દુગ્ધા, જેને દેહની ટાળી;
કોપ્યો રે હિરણ્યાકશ્યપ જો તે, પ્રગટ થયા સ્તંભમાં પોતે. ત્રીજી૦
ત્રિલોચને ભક્તિ કરી ત્યારે, વિશ્વંભર આવિયા વહારે;
ગણપત નિત્ય ગોવિંદ ગુણ ગાઈએ,
ત્રીજી રે ભક્તિ સ્મરણ એ કહીએ. ત્રીજી૦

પદ ૧૩૯

ચોથી રે ભક્તિ સદ્‌ગુરુસેવા, કરે છે દેવ ને દેવા. (ટેક)
ગુરુને ગોવિંદ કરી પૂજે, સાચો રે હરિમારગ તો સૂજે;
સેવા રે કરે શિરને સાટે, ચાલે એ તો વૈકુંઠની વાટે. ચોથી૦
કાયા રે કાંઈ કામ નહિ આવે, સેવો સાચા સંતને ભાવે;
ગુરુ સંત હોય બ્રહ્મવેત્તા, તેવાની સેવા કરો શ્રોતા. ચોથી૦
સેવા રે ભક્તિ શબરીની સાચી, માતંગ મળ્યા જ્ઞાત અધિકારી;
બોર જેનાં બહુનામીએ લીધાં, કારજ એનાં કોડ શું કીધાં. ચોથી૦
કરો તપ જપ તીરથ કોઈ, સેવાનું તો ફળ અધિક હોઈ;
ગણપત ગુણ ગોવિંદના ગાઈએ, ચોથીરે ભક્તિ સેવા એ કહીએ. ચો૦

પદ ૧૪૦

અરચન ભક્તિ પંચમી આરાધો, શરણ સાચું શ્યામનું સાધો. (ટેક)
પૂજા રે સોળ ભાતની પ્રીત્યે, થાળ ભરી લાવોને નિત્યે;
ચંદન ફળ ફૂલને લાવો, શામળિયાના અંગે સોહાવો. અર૦

અમરીષ રાજા અરચનના ભોગી, ત્રાસ પામે ભલભલા જોગી;
છઠ્ઠી રે ભક્તિ વંદનને સેવો, કરે કોઈ શૂરો ગરુડ જેવો. અર૦
સાતમી દાસભાવના દેખો, પ્રેમે કરી પ્રાણપતિ પેખો;
કરી રે હનુમંતે હદ વાળી, પ્રીતિ કરી રામવચન પાળી. અર૦
સખા રે ભક્તિ આઠમી સંતો, રીઝવી લ્યો ને ગોવિંદ ગુણવંતો;
એને રે અરજુને આરાધી, ગુરુ રે ગણપત તણો સાધી. અર૦

પદ ૧૪૧

નવમી રે આત્મનિવેદના ન્યાળો, ભરપૂર એક બ્રહ્મને ભાળો. (ટેક)
સંશે તજી સતચિદ્‌ને સેવો, નહિ રે લાભ આત્માના જેવો;
તનમનધન અર્પણ સૌ કરીએ, દેહનું અભિમાન નવ ધરીએ. નવ૦
હુંપદ હરદા થકી ટાળો, સબળ બ્રહ્મ સાચા સંભાળો;
અદ્વૈતપદ એમ આદરવું, ફોગટ નવ ફંદમાં ફરવું. નવ૦
કેવી રે બળિરાય તેં કીધી, કાયા રે માયા શ્રીહરિને દીધી;
દશમી પ્રેમ-લક્ષણા દેખું, લખ્યે રે તેનું થાય નહીં લેખું. નવ૦
પૂરી તેને ગોપીએ પાળી, વહેલા વશ કીધા વનમાળી;
ગણપત કહે ઘાંટી એ વસમી, દેખી લ્યો એ ભગતી દશમી. નવ૦

પદ ૧૪૨

એકાદશમી છે આનંદકારી, પરાભક્તિ સરવથી સારી. (ટેક)
નયણાં રે વિના રૂપ સદા ન્યાળે, શ્રવણ વિના શબ્દ સાંભળે;
રસના વિણ રસને ચાખે, અંગ વિના સંગ ત્યાં દાખે. એ૦
ચરણ વિના ચાલ્યને ચાલે, હસ્ત વિના વસ્તુને ઝાલે;
નહીં રે જ્યાં નર અને નારી, એક વિના બીજો ન અધિકારી. એ૦
ઝળહળ જ્યોતિ તેજની જાગી, ભ્રમણા ભિન્નની ભાગી;
સદા મહાશૂન્યમાં મહાલે, સોહં પૂની શબ્દની ચાલે. એ૦
ભળી રે ગયો પોતામાં પોતે, જીવદશા ટળી ગઈ જ્યોતે;
ગણપત જઈ ગોવિંદમાં રહીએ, એકાદશમી પરા કહીએ. એ૦

### પદ ૧૪૩-રાગ ભજનના ઢાળનો

દિવસ થોડા ને જાવું દૂર રે,
પંથીડા પ્રાણી, દિવસ થોડા ને જાવું દૂર રે જી.
સંતો ભાઈ રે ઊઠયા ઉતાવળા ને ભૂલા રે પડિયા તો;
થયું છે અતિશે અસૂર રે, પંથીડા પ્રાણી. દિવસ થોડા૦
સંતો ભાઈ રે પરવારતામાં આવી રે પોકયો તો;
કાળ કઠણ વેરી ક્રૂર રે, પંથીડા પ્રાણી. દિવસ થોડા૦
સંતો ભાઈ રે કોટી જન્મ થકી બીજડાં વાવ્યાં તો;
ઊગ્યા નહિ રે અંકુર રે, પંથીડા પ્રાણી. દિવસ થોડા૦
સંતો ભાઈ રે આ રે સંસાર છે સુપનાની બાજી તો;
જૂઠો જાણો જરૂર રે, પંથીડા પ્રાણી. દિવસ થોડા૦
સંતો ભાઈ રે કોટી જન્મ થકી કષ્ટ પડે તે તો;
ભ્રાત ભર્યો ભરપૂર રે, પંથીડા પ્રાણી. દિવસ થોડા૦
સંતો ભાઈ રે અતિ વિકટ છે મારગ આડા તો;
લૂંટાયા કહી શૂર રે, પંથીડા પ્રાણી. દિવસ થોડા૦
સંતો ભાઈ રે કે' ગણપત તમે ગોવિંદ ભજી લ્યો તો;
નરહરિ રાખે નૂર રે, પંથીડા પ્રાણી. દિવસ થોડા૦

### પદ ૧૪૪

તું તારું આપ તપાસ રે,
જંજાળી જીવડા, તું તારું આપ તપાસ રે. (ટેક)
સંતો રે ભાઈ રે તારું તો તુજને કાંઈ નવ સૂઝે તો,
કયાંથી આવ્યો ને કયાં જઈશ રે, જંજાળી જીવડા. તું તારું૦
સંતો ભાઈ રે જોતાં જોતાં માંહી જન્મ ગમાયો તો,
અંતે થાશો ઉદાસ રે, જંજાળી જીવડા, તું તારું આપ તપાસ રે.
સંતો ભાઈ રે મનમાં પ્રાણી મારું માનો છો તો,
તે તો થવાનું નાશ રે, જંજાળી જીવડા, તું તારું આપ તપાસ રે.

સંતો ભાઈ રે પરવાર્યાનો પાર ન આવ્યો તો,
પડ્યો ગળે જમપાશ રે, જંજાળી જીવડા, તું તારું આપ તપાસ રે.
સંતો ભાઈ રે કરી લે તું સમરણ સરજનહારનું તો,
ઊડતાં શ્વાસ-ઉશ્વાસે રે, જંજાળી જીવડા, તું તારું આપ તપાસ રે.
સંતો ભાઈ રે ઘરમાં અંધારું રાખી શું ઘોરો તો,
કરને રે જ્યોત પ્રકાશ રે, જંજાળી જીવડા, તું તારું આપ તપાસ રે.
સંતો ભજો રે ગોવિંદના ગુણ ગણુપત ગાને તો,
રાખી રુદે વિશવાસ રે, જંજાળી જીવડા, તું તારું આપ તપાસ રે.

પદ ૧૪૫

(કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે-એ રાગ)

ત્રિકમ તન મન ધન કુરબાન, કરું તુજ કારણે રે. (ટેક)
લાલ તમારાં લક્ષણ કેવાં, જન્મ્યા ત્યાંથી જોયા જેવાં;
હજુ છે એવાં એવાં પરખ્યાં પારણે રે. ત્રિકમ૦
વિરહપીડા વિનતાને ભારી, તમે ન જાણો તે ગિરધારી;
મારી નેણ કટારી, વાલ્યમ વારણે રે. ત્રિકમ૦
તમ વિના મને કેમ રે'વાશે, પ્રાણપતિ રહો મારી પાસે;
વિજોગ નહિ વેઠાશે, બેસો બારણે રે. ત્રિકમ૦
ગોવિંદ મુજને ઘાયલ કીધી, વણમૂલે વેચાતી લીધી;
સઘળાં કારજ સિદ્ધિ, ધીરજ ધારણે રે. ત્રિકમ૦
ભક્તિ પ્રેમ પ્રકાશને કરવા, વિઠ્ઠલજી તમને તો વરવા;
અહોનિશ આદરવા ભવોભવતારણે રે. ત્રિકમ૦
રસબસ બોલી અમૃત વાણી, મનડું મારું લીધું તાણી;
ગણુપત વાત વખાણી, કુણ કારણે રે? ત્રિકમ૦

પદ ૧૪૬

હરખે આરાધ હરિને,
ઓ મનવા, તું હરખે આરાધ હરિને. (ટેક)

ભક્તિ કરે ભગવાન તણી, તું ફંદમાં ના'વે ફરીને. ઓ મન૦
ગોવિંદના ગુણ જે જન ગાવે, ઠેકાણે બેસે ઠરીને. ઓ મન૦
મનુષ્યાજન્મ મોંઘો તે મળે નહીં, વિઠ્ઠલને હ્યો વરીને. ઓ મન૦
હરિભક્ત હરિજનની સેવા, કરજો તે ભાવ કરીને. ઓ મન૦
કે' ગણપત ગોવિંદને ગાતાં, જાશો તે જુગમાં તરીને. ઓ મન૦

પદ ૧૪૭

(જેસલ કરી લે વિચાર-એ રાગ)

કરીએ સત્યનો વિચાર, સતિયાં હોય નર ને નાર,
સત્યે ચાલે છે સંસાર, સત્યે મેઘ વરસે ધાર;
આવો ને આતમરાય, આપણુ જ્ઞાન સંભાળીએ,
એવી પ્રેમની તો રીત, રૂડી પાળી મેં હે જી. આવો૦
બગલો હંસ જેવો થાય, નિત્ય નીર નાહવા જાય;
જઈને ઊભો રે એક પાય, ચિત્તમાં માછલાને ચહાય. આવો૦
પિત્તળ પીળું તો દેખાય, જ્યારે સોની પાસે જાય;
એ તો અગનિમાં તપાય, તારે તેની કિંમત થાય. આવો૦
મોતી મેણિયાં કહેવાય, એનું નીર ઊતરી જાય;
ભાંગે કદી ન સંધાય, એનું મૂલ તે શું થાય. આવો૦
હીરો ઝવેરી ઘેર જાય, જ્યારે એરણમાં હોમાય;
ખમશે ઘણુ કેરા ઘાય, ત્યારે મૂલથી વેચાય. આવો૦
જ્યારે સભાઓ ભરાય, સાચા સંત ભેળા થાય;
સત્યની છાપ તો દેવાય, ત્યારે ભક્ત તો કહેવાય. આવો૦
ગુરુની ગમ વિના જે ગાય, એ તો મૂરખ કહેવાય;
એનો મોક્ષ તો નવ થાય, નૂગરા નરકમાંહી જાય. આવો૦
પ્રેમના પાટ તો મંડાય, જશની જ્યોત તો પ્રગટાય;
મનની માંડવી રચાય, દિલ શુધ દાન તો દેવાય. આવો૦

ગંગા સમંદરમાં જાય, ત્યારે એક રૂપે થાય;
તેમાં નર ને નારી નહાય, તેનો મોટો છે મહિમાય. આવો૦
આસન પદ્મ તો બંધાય, સોહં જાપને જપાય;
ત્યારે સિદ્ધ કારજ થાય, ત્રિકુટી ધ્યાનમાં દેખાય. આવો૦
તૃષ્ણા તરત તૂટી જાય, આતમરૂપ તો ઓળખાય;
તે તો જીવનો શિવ થાય, એને ગુરુ ગણુપત ગાય. આવો૦

પદ ૧૪૮

(અનિરુદ્ધજીની ઘોડલી-એ રાગ)

જય જય અકળ ગતિ અવિનાશ, આરાધું છું આપને;
મારા ઉરમાં તમારો આધાર, જપું તારા જાપને. (ટેક)
દેવ, દાનવ ને માનવી રે, કોઈ ન પામે પાર;
બ્રહ્મા વેદ લહે નહિ રે, ત્યારે બીજાના શા ભાર? જપું૦
પિંડ બ્રહ્માંડ પેદા કર્યું રે, જુક્તિ એની જણાય;
ક્યાંથી આવ્યું ને ક્યાં જશે રે, તેની કિંમત કોઈથી ન થાય. જપું૦
ઉડુગણ અદકા શોભતા રે, આકાશ માંહી અપાર;
સોમ સૂરજ સંસારમાં રે, એ ઊગ્યાથી જ ટળે અંધાર. જપું૦
પૃથ્વી, પાણી, પવન કીધાં, અગ્નિ ને આકાશ;
જડ ચૈતન્ય છે જેટલાં રે, તેમાં વિશ્વપતિ તવ વાસ. જપું૦
અદ્‌ભુત સામર્થ્ય આપમાં રે, વેદ કહે છે વિચાર;
ભાવિક ભક્ત જે તમ તણા રે, તે સમજે તમારો સાર. જપું૦
પવનરૂપી દોરીએ રે, પકડ્યો છે સંસાર;
પલકમાં પેદા કરો રે, વળી ક્ષણમાં કરો સંહાર. જપું૦
અગણિત ઇંડ ઉપજાવિયાં રે, બાંધી રીત રસાળ;
ગણુપત ગોવિંદ ઘટ વિષે રે, તેને કોપી શકે નહિ કાળ.

પદ ૧૪૯

કોઈ હોય હરિના રે જન, ધર્મ પાળો ધરણીમાં;
સેવે સદ્‌ગુરુ દેવ સદાય, કસર નહિ કરણીમાં (ટેક)
મદ્ય, માટી ને ચોરી ચાડી, સુરનિંદા પરનાર;
પહેલાં છોને પરહરો રે, દેવ ઉઘાડી દો દ્વાર. ધર્મ૦
શમ, દમ ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા ને સમાધાન;
એવા ગુણ આવે ઉર વિષે રે, તો મોહન આપે માન. ધર્મ૦
નિત્ય નૈમિત્તિક દીન પ્રાકૃતિક, આત્યંતિક કહેવાય;
પાંચ પ્રલયને વિચારીને રે, તમે રટજો શ્રી રઘુરાય. ધર્મ૦
કુળ શીલ ધન રૂપ ને યૌવન, વિદ્યા તપ ને રાજ;
એ મદ મટે માંહેથી રે તો, કરતા કરશે કાજ. ધર્મ૦
વિવેક વૈરાગ્ય સંપત્તિ રે, મુમુક્ષુતા કહેવાય;
જીવન્મુક્તિ જાણીએ રે, તેની તૃષ્ણા તૂટી જાય. ધર્મ૦
નિત્ય નૈમિત્તિક કામ્ય પ્રાયશ્ચિત્તની, સિદ્ધિ જે કહેવાય;
કર્મ સમરપે બ્રહ્મને રે, તો જીવ મટી શિવ થાય. ધર્મ૦
જાગૃતિ સ્વપ્ન સુષુપ્તિ ત્યાગી, સોહમ્‌માંહી સમાય;
ગણપત ગોવિંદરૂપ થયો રે, તેને પરમાનંદ સુખ થાય. ધર્મ૦

પદ ૧૫૦

ભક્તિ છે શૂરાની રે, શિર સાટે આદરે રે જી. (ટેક)
રણવટ ચડે તેને ચોગણા રંગ, સદ્‌ગુરુ શબ્દે રે;
ભીતર ભેદિયાં રે જી, આપી સામા અરપે પોતાનું અંગ. ભક્તિ૦
પિત્તળ ને સોનાનું રે, પરખો પારખું રે જી;
એ તો જ્યારે અગ્નિમાંહી હોમાય, સો વાર તપાડે રે;
તેજ સોનું ના ટળે રે જી, કંચન કોઈ દિન કમી નવ થાય. ભક્તિ૦

ખપનો છે ખેલ રે, ખરો ખાંડા ધારનો રે જી;
કાયરથી ક્યમ કરીને ચલાય, હજારો હથિયારે રે;
એને હણવા ચહે રે જી, હીરો તો હીરા વડે વીંધાય. ભક્તિ૦
મરે એ મઘવાની રે, ગાદી લેશે માનવી રે જી;
કહેવત જુગમાં એવું કહેવાય, ગુરુ ગણપતનો રે;
ભાવે ભજતા રહો રે જી, હરિગુણ ગાતા હોય તે ગાય. ભક્તિ૦

## ૨૬ : ગણેશપ્રસાદ

### પદ ૧–લાવણી

બિનકાજ આજ મહારાજ લાજ ગઈ મેરી;
દુઃખ હરો દ્વારકાંનાથ શરનમેં તેરી. (ટેક)
દુઃશાસન વંશ કુઠાર, મહાદુઃખદાઈ,
જિન પકર્યો મેરો ચીર, લાજ નહીં આઈ;
અબ ભયો ધર્મકો નાશ, પાપ રહ્યો છાઈ,
દેખી અધમ સભા કે ઓર, નાર બિલખાઈ;
શકુનિ, દુર્યોધન, કર્ણ, ખડે કર ઘેરી. દુઃખ હરો૦
તુમ દીનકી શુદ્ધિ લેત, દેવકીનંદન,
મહિમા અનંત ભગવંત, ભક્ત દુઃખભંજન;
તુમ કિયો સિયાદુઃખ દૂર, શંભુધનુખંડન,
અતિ આરત મદન ગોપાલ, મુનિજનરંજન;
કરુણાનિધાન ભગવાન, કરો ક્યા દેરી? દુઃખ હરો૦
તુમ સુની ગજેંદ્રકી ટેર, વિશ્વ અવિનાશી,
ગ્રાહ મારી છુડાયે બંધ, કાટી પગફાંસી;
મેં ધરું તિહારો ધ્યાન, દ્વારકાવાસી,
અબ કાહે રાજ સમાજ, કરાવત હાંસી;
અબ કૃપા કરો યદુનાથ, જાન ચિત્ત ચેરી. દુઃખ હરો૦

તુમ પાત રાખી પ્રહ્‌લાદ, દીનદુઃખ ટાર્યો,
ભયે ખંભ ફાર નૃસિંહ, અસુર સંઘાર્યો;
વ્રજ ખેલત કેશી બકી, બકાસુર માર્યો,
મથુરાં મુષ્ટિક ચાણૂર, કંસ સંહાર્યો;
તુમ પિતામાતકી જાય, કટાઈ બેરી. દુઃખ હરો૦

ભક્તિહિત લિયે અવતાર, કન્હાઈ તુમને,
નલ-કુબરકી જડયોનિ, છુટાઈ તુમને;
કુબજાકા દુઃખ નિવાર, રૂપ દિયો તુમને,
બ્રજ બનિતાકું સુખ દિયો, કન્હાઈ તુમને;
પ્રભુ અબ બિલંબ કયોં કરો, અમારી બેરી? દુઃખ હરો૦

બૈઠે સબ રાજ સમાજ, નીતિ જન ખોઈ,
નહિ કહત ધર્મકી બાત, સભામેં કોઈ;
પાંચો પતિ બૈઠે મૌન, કોન ગતિ હોઈ?
લે નંદ નંદનકો નામ, દ્રૌપદી રોઈ;
કર કર બિલાપ સંતાપ, સભામેં ટેરી. દુઃખ હરો૦

સુની દીનબંધુ ભગવાન, ભક્તહિતકારી,
હરિ ભયે ચીરમય આપ, હર્યો દુઃખ ભારી;
ખેંચન હાર્યો મતિમંદ, બીર બલકારી,
રખ લઈ દીનકી લાજ, આપ બનમાલી;
હરખત બરસત સુર સુમન, બજાવત ભેરી. દુઃખ હરો૦

કયા કરી દ્વારકાંનાથ, મનોહર માયા,
અંબર કા લાયા પહાડ, અંત નહીં પાયા;
ત્રિલોક ચતુરદશ ભુવન, ચીર દરશાયા,
બંદી ગણેશપરસાદ, કૃષ્ણગુન ગાયા;
દીનનકી દીનાનાથ, વિપત્તિ નિવેરી. દુઃખ હરો૦

પદ ૨-લાવણી

પ્રહ્લાદ કાજ ભગવાન, ભક્તહિતકારી;
ભયે ખંભ ફાર નરસિંહ, આપ વપુ ધારી. (ટેક)
નીરખી પ્રભુકી પ્રહ્લાદ, પ્રથમ પ્રભુતાઈ,
બિલ્લીને બચ્ચેં ધરે, અવામા લાઈ;
બિન જાણે આંચ કુંભાર દઈ અદકાઈ,
કીની પ્રભુ આપહી સ્હાય, બચ્ચેં સુખપાઈ;
જિન જાના રામપ્રભાવ, પરમ સુખકારી ભયે ખંભ૦
ઘર ગયે કુંવર હરિચરણ, ભક્ત મન ભાતી,
પ્રગટે સુની બંસકુઠાર, બડે ઉતપાતી;
લે રામ નામ બિનુ કામ, જરાવત છાતી,
કર પકર ગોદ બેઠાય, માઈ સમજાતી,
તેને કુલકી બડી મરજાદ, દઈ સબ ડારી. ભયે ખંભ૦
હયે પુત્રવતી જનની, જગમેં શુભ સોઈ,
જાકે નારાયણ ભક્ત, સુભગ સુત હોઈ;
હયે રામનામ એક સાર, ઓર નહીં કોઈ,
તુમને અપની બિન ભજન, ઉમર સબ ખોઈ;
મેં તો હરિકો હો ચૂકો, સુનો માતારી. ભયે ખંભ૦
ભયે સાત વરસકે કુંવર, બદ સબ આલા,
મિથ્યા માના સંસાર, સત્ય વ્રત પાલા;
વિદ્યા પઢનેકું ગયે, ગુરુકી શાલા,
ભરી ભરી પાટી જિન રામ, નામ લખ ડાલા;
કર દિયે વિષ્ણુકે ભક્ત, સકળ ચટ સારી. ભયે ખંભ૦
એતનેમેં પાડે આઈ, નિહાલી પાટી,
પઢે રામ નામ કર, કોપ ચલાઈ સાટી;

જિનસે ચલ આયા ઘેર, પડી પર પાટી,
તિનકા તું લેવે નામ, બુદ્ધિ ભઈ માટી;
તુઝે કહા રામસે કામ, કહા લલકારી. ભયે ખંભ૦
પ્રહલાદ કહે સમજાય, સુણો ગુરુ ગ્યાની,
ઘટઘટમે વ્યાપક બ્રહ્મ, પરત પહેચાની;
તુમને ક્યા મહિમા, રામનામકી જાની,
ગુન ગાવત શેષ મહેશ, વેદ વિધિ બાની,
ગુમ ગયા ગુરુજી જ્ઞાન, ગઈ મતિ મારી. ભયે ખંભ૦
સડામર્ક કહે તું જ્ઞાન, કહાંસે પાયા?
કિસને તુમકુ એ, રામનામ શિખલાયા?
પ્રહલાદ તેરા સ્વભાવ, હમહીં નહી ભાયા,
પઢનેકુ આયા કી, હમે પઢાનેકુ આયા;
તુંને આપત્તિમે જાન, હમારી ડારી. ભયે ખંભ૦
જિન રામનામ ના લિયા, કમલ મુખ રટકે,
કૂકર સૂકર સમ તુલ્ય, ફિરત જગ ભયકે,
શ્રીપતિ સ્વામી, અંતરજામી ઘટઘટકે,
તુમ હો પંડિત, વિદ્યાનિધાન ઉપકારી. ભયે ખંભ૦
આયે પંડિત પ્રહલાદ, પિતાકે પાસેં,
કહી સબહી કથા, સમુજાય કઠણ રાજાસેં;
હમ પઢત પઢાયે, નહી હંડે હમ જાસે,
એ રામનામ દિન રૈન, રટન જિહ્વાસે,
કિસને ઈસકી સુમતિ, કુમતિ કર ડારી? ભયે ખંભ૦
ભૂપત ભયે ભાવ દેખાઈ, કુંવર સમજાવે,
હે કોન વિષ્ણુ, કહા રામનામ બતલાવે?
ક્યા પરિ સુમતિ પરકાજ, લાજ નહીં આવે?
તેરી કરતુતી કપૂત, મુઝે નહીં ભાવે;
તું હૈ બાલક નાદાન, ઉમર હૈ બાલી. ભયે ખંભ૦

પ્રહ્‌લાદ કહે તાત, ખાત સુન લીજે,
મત કીજે વિષ્ણુ વિરોધ, ચરણુ ચિત્ત દીજે;
તજી કામ, ક્રોધ, મદ, લોભ, રામરસ પીજે,
દિન દિન કીરતિ કલ્યાણુ, અચલ અતિ કીજે;
જન જાન દિયે ભગવાન, પદારથ ચારી ભયે ખ૦ં

ભૂપતિ બોલે લલકાર, ખ્યાલ કહે તેરા,
તું હૈ મૂરખ અજ્ઞાન, મોતને ઘેરા,
હૈ મહીમ ડલ મે, અદલ આજ દિન મેરા;
ડરતે અતિ ઇંદ્ર, કુબેર, હાલ ભ્હોતેરા;
હો લોક લાખમે, અમલ હમારા ભારી ભયે ખ૦ં

હૈ ભવસાગરમે ભજનભાવકી મ ડી,
હરકી હુ ડી પડ રહી, પુન્ય પરચંડી;
આવે બેપારી, સપ્તદીપ નવખ ડી,
તુલ રહે માલ, ઊઠી રહી ધરમકી ડ ડી;
હૈ રામનામકી ખેપ, ન ફાર ભારી ભયે ખ૦ં

સુની શ્રવન બિલોક, ખડ્‌ગ કર લીના,
કીને દ્દગ લાલ ભૂપાલ, શત્રુ સમ ચિન્હા,
દીને અતિ દ્દ ઠ પ્રચ ડ, બાધી પુનિ દીના,
એ નટખટ હુયે પ્રહ્‌લાદ, કમિત પરવીણુ;
ભયે ક્રોધવંત બલવ ત, અમીર અમરારિ ભયે ખ૦ં

પિતુ હૈ ક્ષણુભંગ, શરીર લગે નહીં પલકે,
જીતના આયે રમ ગયે, હાથ મલ મલકે;
તજીરાજક્રોધ–પરિવાર, ફ્રિરત મહી મલ મલકે,
જ ગલમેં આશ્રમ માર, તપો તપ ચલકે;
હો રામચરણુ લવલીન, લગાઈ કે તાલી ભયે ખ૦ં

કર પકર હિરણ્યાકસ, કુંવર સમજાયા,
કરી વિવિધ વાદ પ્રહ્‌લાદ, રામગુણુ ગાયા;
નૃપ હુકમ દિયે જલ્લાદ, જલદી બુલવાયા,
મારો અબ ઇસકું જાય, એહી ફરમાયા;
જિસકે રખવાલો રામ, ઉસીકું મારી. ભયે ખંભ૦
પર્વતસે દીને પટકી, પકર બલ જોરી,
લીને પ્રભુ હાથમેં હાથ, અંગ જન કેરી;
ચુન દીને ચિતાકું પાર, અનલ ચઉં ઓરી,
બચ ગયે કુંવર, જલ ગઈ બરાબર હોરી;
લગી નહિ આંચ, કુમાર કીન નયારી. ભયે ખંભ૦
નૃપ દશ્ય ખંભ કરવાય, કહે નર મોઈ,
અબ કહા વિષ્ણુ ભગવાન, બચાવે તોઈ;
મૃદુ વચન કહે પ્રહ્‌લાદ, અરે હરિ દ્રોઈ,
મો મેં તો મેં આ ખડ્ગ, ખભમેં હોઈ;
ઘટ ઘટમેં જાકી જોત, જહે અજવાલી. ભયે ખંભ૦
પ્રહ્‌લાદ પાસ જલ્લાદ, ખડ્ગ, લઈ ઠાડા,
અબ તુઝે રામસેં કામ પડા હેં ઘાડા;
જિન વિપત્તિ જાની, ભગવાન પુકારા,
ધરી વિકટ રૂપ નરસિંહ, ખંભકું ફારા;
દિગ્ગજ ડોલે સુની શબ્દ, હલી મહી સારી ભયે ખંભ૦
વૈશાખ શુકલ ચૌદશ, પુનિત જગવંદન,
ગ્રીષ્મઋતુ સદા સદન, મદ-ભય-ભંજન;
ખિધિકે બલવાન બચાય, લાગ જુગ જંગન,
ફારે તાકુ નખ ઉપર, કિયે ખલ ખંડન;
હરખત બરસત સુર સુમન, હતો ભટ ભારી. ભયે ખંભ૦
દેખી બિકટ રૂપ, નિકટ જન કો જાયે,
અસ્તુતિ કરત પ્રહ્‌લાદ, અગાડી આયે;

બ્રહ્મા શિવ સુર તેંતીસ, ગિરા ગુન ગાવે,
લગો મતિ ગણેશપરસાદ, ચરણ ચિત્ત લાવે;
જે જે ભક્તનમેં ભીર, પડત પ્રભુ ટાલી. ભયે ખંભ૦

## ૨૭: ગણેશલાલ

### પદ ૧–હોલી, કાફી

હોલી ખેલહુ સમુઝી કે રે ભાઈ, વૃથા કયોં ધૂર ઉડાઈ?
પર સંતાપ તાપ અરુ તામસ, દેહુ હોલિકા લગાઈ. (ટેક)
યાહિ જલાય ભસ્મ કર દીજૈ, શુદ્ધ ચિત્ત હો જાઈ;
કરો કછુ દેશ ભલાઈ. હોલી૦
કામ ક્રોધ મદ લોભ મોહ જે, કરત સદા કુટિલાઈ,
કારો મુખ કર ઇનહિ નિકાલો, એસો સ્વાંગ સુખદાઈ;
શોભા છિન છિન અધિકાઈ. હોલી૦
ધીર ક્ષમા સમતા આરાધન, અગમ ઈશ શ્રુતિ ગાઈ,
તાકે ધ્યાનમેં મતવાલે હૈ, તનકી શુદ્ધિ બિસરાઈ;
સદા એસી ફલદાઈ. હોલી૦
જ્ઞાન ધ્યાન સન્માન સુજનકો, રંગ સુરંગ બનાઈ,
પ્રેમ પ્રતીતિ પ્રીતિ પિચકારી, મારી જિયા હુલસાઈ;
ધૂમ ચહું દિશમેં છાઈ. હોલી૦
હે જગદીશ અનાદિ અનુપમ, નિરાધાર જગરાઈ,
હોય કૃપા જબ તેરી ગનેશી, ભારત વિપત્તિ નસાઈ;
ફાગ તબ હોય સદાઈ. હોલી૦

### પદ ૨–હોલી, કાફી

જાગો જાગો હો ભાઈ, વિપત્તિ ચહુ દિશિ ઘેરી આઈ. (ટેક)
સોવત ભારત દીન દશામેં, તનકી શુદ્ધિ બિસરાઈ,
ભારત–ભાનુને આનિ જગાયે, ઊઠહુ આર્યગણ ભાઈ;
અવિદ્યા જગતમેં છાઈ. જાગો૦

ચોંક પડે સબ ઇત ઉત દેખત, કપટજાલ બહુતાઈ,
વિનય કરત કરજોર જોર પુનિ, શરણુ શરણુ જગરાઈ;
કરો અબ આનિ સહાઈ. જાગો૦

દેશહિતૈષી ધીરજ દીન્હીં, વેદભાષ્ય દિખલાઈ,
સબ મિલિ સાજ સમાજકી કીજે, પઢ હુ વેદ હરખાઈ,
દશા બિગડી બનિ જાઈ. જાગો૦

પુનિ ઉપદેશ સત્યકો કીન્હોં, સંધ્યા બતલાઈ,
નિયમ દિયે દશ યશ ઉપકારી, જાશેં દેશ ભલાઈ;
કુમતિ સબ ધોય બહાઈ. જાગો૦

દેશવિનાશ નિજ હિતસાધક, બહુ તક ગાલ ફુલાઈ,
અષ્ટાદશ પુરાણુ લે દૌડે, ઋષિને કાટ બહાઈ;
છિપે સબ ઇત ઉત જાઈ. જાગો૦

કરી દેશાટન દેશ દેશ મેં, વિજય કીન્હ સબ ઠાઈ,
મતવાદી જે ધર્મ વિદૂષક, પોલ ખોલ દિખલાઈ;
જગત જિન લૂંટકે ખાઈ. જાગો૦

કર સુધાર સંસારભારકો, ચલી દિયો ડંકા બજાઈ,
શોક અધિક ભારત પે ગનેશી, કો હમેં સત્ય શિખાઈ;
બિના એસે ઋષિરાઈ. જાગો૦

પદ ૩-હોલી, પર્ચ

મોરી સારી ઉમરિયોં હી બીતી જાતી;
કોઈ સાંઈ મિલનકી બતાદે ધાત. (ટેક)

ભૂલ ગઈ મેં અપને નાથકો, તાસે હિયા મેરો થરથરાત. કો૦
મેં બૌરી કબહું નહિ ચેતી, સુમિરન કિન્હો ન સાંઝ પ્રાત. કો૦
જિન પરથી મોહિ આશ મિલનકી, નિજ સ્વારથ વિશ્વાસઘાત. કો૦
કામ ક્રોધ મદ મોહ મેં, વિષયન સંગ રહીં અટપટાત. કો૦

સ્વામી દયાનંદ સત્ય સનેહી, પ્રભુ મિલનકી બતાઈ બાત. કે૦
કહત ગનેશી સુનો સજ્જન જન, સમય ચૂકી ફિરી ચલી હો હાથ. કે૦

## પદ ૪–ગઝલ

વૃથા ક્યોં જન્મ ખોતા હૈ, અરે મતિમંદ નર તનકા;
લગા રહ ધ્યાનમેં ઉસકે, જો સ્વામી હૈ સભી જનકા. (ટેક)
યહીં કે સંગ સાથી હૈં, યહીં કે મિત્ર હૈ તેરે;
ન ભાઈ બંધુ સુત દારા, ન રિશવત ભી ચલે ધનકા. વૃથા૦
યહી સંસારકી ગતિ હૈ, કોઈ આતા કોઈ જાતા;
જો કરતા હો સો કર લે તું, રહે ન પછતાય ફિર મનકા. વૃથા૦
યે વસુધાકે ભયે સ્વામી, હજારો રાજા મહારાજા;
કહાં યાદવ કહાં પાંડવ, કહાં પરિવાર રાવનકા. વૃથા૦
યે બંધનસેં નિકલનેકા, કરો કુછ યત્ન અય પ્યારે;
કરી ઉપકાર તનમનસે, યહી કારજ મનુષપનકા. વૃથા૦
હટાવો ચિત્ત વિષયોંસે, અહિંસા ધર્મકો જાનો;
પઢો વેદાદિ સતવિદ્યા, નહીં તો હૈ પશુ વનકા. વૃથા૦
ગનેશી સંધ્યોપાસનમેં, રહો તત્પર હમેશાં તુમ;
ભરમમેં ઉમ્ર મતિ ખોવો, વ ગાવો ગુન નિરંજનકા. વૃથા૦

## પદ ૫–આરતી

જયદેવ જયદેવ, જય ત્રિભુવનકર્તા, જય ત્રિભુવનકર્તા;
સબકે આશ્રયદાતા, (૨) ભયસંકટહર્તા. જયદેવ, જયદેવ૦
જડ ચેતન સબ જેતે, મહિમા તવ ગાવેં, મહિમા તવ ગાવેં;
રાજા પરજા સબહી, (૨) તુઝકો શિર નાવેં. જયદેવ, જયદેવ૦
અટલ તુમ્હારી કરુણા, વરણી નહિ જાઈ, વરણી નહિ જાઈ;
મંગલ કીર્તિ તુમ્હારી, (૨) ગગન ગગન છાઈ. જયદેવ, જયદેવ૦

તુમ ચેતન પરમેશ્વર, તુમ પૂરણ સ્વામી, તુમ પૂરણ સ્વામી;
પુણ્ય-પાપ મમ દેખો, (૨) પ્રભુ અન્તર્યામી. જયદેવ, જયદેવ૦
અટલ જ્ઞાનકી ચહુ દિશ જ્યોતિ વિસ્તારી, તુમ જ્યોતિ વિસ્તારી;
નિરખી નિરખી હો વિસ્મિત, (૨) જગકે નરનારી—જયદેવ, જયદેવ૦
હે અનંત તવ શક્તિ, વર્ણન કિમિ કીજે, વર્ણન કિમિ કીજે;
કરો ગર્વ પ્રભુ ચૂરણ; (૨) નિજ આશ્રય દીજે. જયદેવ, જયદેવ૦
ભિક્ષા યહી હમારી, હે મંગલ દેવા, હે મંગલ દેવા;
નિશદિન હો ઉત્સાહિત, (૨) કરે તેરી સેવા. જયદેવ, જયદેવ૦

### ૫૬ ૬—આરતી

જય જગદીશ હરે, જય જગદીશ હરે.
ભક્ત જનનકે સંકટ, (૨) ક્ષણમેં દૂર કરે. (ટેક)
જો ધ્યાવે ફલ પાવે, દુઃખ વિનશે મનકા; (૨)
સુખ સંપત્તિ ઘર આવે, (૨) કષ્ટ મિટે તનકા. જય૦
માત પિતા તુમ મેરે, શરણ ગહુ કિસકી; (૨)
તુમ બિન ઔર ન કોઈ, (૨) આશ કરું જિસકી. જય૦
તુમ પૂરણ પરમાતમ, તુમ અંતર્યામી; (૨)
પરબ્રહ્મ પરમેશ્વર, (૨) તુમ સબકે સ્વામી જય૦
તુમ કરુણા કે સાગર, તુમ પાલનકર્તા; (૨)
મૈં મૂરખ ખલ કામી, (૨) કૃપા કરો ભર્તા. જય૦
તુમ હો એક અગોચર, સબકે પ્રાણપતિ; (૨)
કિસ વિધિ મિલૂં દયામય, (૨) તુમકો મૈં કુમતિ. જય૦
દીનબંધુ દુ:ખહર્તા, તુમ રક્ષક મેરે; (૨)
કરુણા હસ્ત ઉઠાઓ, (૨) દ્વાર પડા તેરે. જય૦
વિષયવિકાર મિટાવો, પાપ હરો દેવા; (૨)
શ્રદ્ધા-ભક્તિ બઢાવો, (૨) પૂજ્યતુકી સેવા. જય૦

## ૨૮ : ગદાધર

પદ ૧

જગ તારન કું આઈ શ્રીગંગા, જગ તારન કું આઈ. (ટેક)
ભાગેરથી તપસ્યા અતિ કીની, શંકર શીશ ચઢાઈ. શ્રીગંગા૦
પાપી દુષ્ટ અજામેલ ગુણકા, પતિત કર્મગત પાઈ. શ્રીગંગા૦
પરમપુનિત સુખદ સુરસરિતા, વ્યાસ આપ મુખ ગાઈ. શ્રીગંગા૦
નામ લેત સુખ ધ્યાન ધરત કે, ઉધરે ઓઘ સુનાઈ. શ્રીગંગા૦
વિપ્ર ગદાધરકૃત વિનતિ, કહા કહું તોરી બડાઈ. શ્રીગંગા૦

## ૨૯ : ગેમલજી

પદ ૧

મરી જાવું છે મનખો મેલી કરી રે,
તું તો ભાવે ભજી લે શ્રીહરિ રે;
તુંને ભવમાં ભટકતાં આ દેહ મળી રે,
આવો અવસર નહિ આવે પાછો ફરી રે.

હરિની ભક્તિ વિના નર ભૂત છે રે,
જમ આવી અંતરિયાળ લૂંટશે રે;
સદાય રહેવું સંતોના સંગમાં રે,
હરિની ભક્તિ આવે તારા અંગમાં રે.

સંત સહેજે ભવસાગર તારશે રે,
એ તો અંતકાળના આધાર છે રે;
ગુરુગમે ગેમલજી કહે જ્ઞાનમાં રે,
મન સમજ્યું સંતોની સાનમાં રે.

### પદ ૨-ગરબો, રાગ પરજને

હરિને ભજતા હજુ કોઈની લાજ, જતાં નથી જાણી રે.
એમ શ્રુતિ-સ્મૃતિ દે સાખ, વદે વેદવાણી રે. (ટેક)
વા'લે ઉગાર્યો પ્રહ્લાદ, હરણાકંસ મારી રે;
વા'લે આપ્યુ વિભીષણને રાજ, રાવણને સંહારી રે. હરિને૦
વા'લે અંબરીષ સારુ અવતાર, આપે હરિ ધરિયા રે;
વા'લે ગજની તે કીધી સાર, ગરુડ પરહરિયા રે. હરિને૦
વા'લે મીરાબાઈનાં ઝેર, હળાહળ પીધાં રે;
પૂર્યાં પંચાળીનાં ચીર, પાડવ કામ કીધા રે. હરિને૦
વા'લે નરસિંહ મહેતાને હાર, હાથોહાથ આપ્યો રે;
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાને કરી થાપ્યો રે. હરિને૦
વા'લે આગે સંતોનાં કામ, પૂરણ કરિયાં રે,
ગુણ ગાય ગેમલ કર જોડ, હેતે દુ:ખ હરિયાં રે. હરિને૦

### પદ ૩

હૃદયે વસ્યા છે આવી રામ, અમારે હૃદયે વસ્યા છે.
વહાલાનાં વહાણુ હવે, કેમ કરી વીસરે ?
નાથજીએ કીધાં છે ન્યાલ, અમારે હૃદયે વસ્યા છે.
રંકમાંથી રાય કીધાં, પડતાં બચાવી લીધા;
દયાનિધિ દેવ એ દયાલ, અમારે હૃદયે વસ્યા છે.
હેયાના હાર હરિ, નેણુંમાં રહ્યા ઠરી;
ગુણવંત ગોવિંદ ગોપાલ, અમારે હૃદયે વસ્યા છે.
ભવનાં બંધન કાપી, મુક્તિ મનમાગી આપી;
કૃપાનિધિ કેશવ કૃપાલ, અમારે હૃદયે વસ્યા છે.
અંતરમાં વાસ કર્યો, શિર અભય હાથ ધર્યો;
ભૂધરજી ભક્તપ્રતિપાલ, અમારે હૃદયે વસ્યા છે.

## ૩૦ : ગોપાલ

### પદ ૧–બુદ્ધિવહુને શિખામણ

(આછેરો ઘૂંઘટ વહુને વા'લો રે લાગે–એ રાગ)

સાચી સમજણ બુદ્ધિને ખોટી રે લાગે,
સંત મનાવે તો માનો, હો લોલણી. (ટેક)
શીલ સંતોષ કહો તો કલ્લાં ઘડાવું,
કરુણાની કાંબિયો પહેરાવું, હો લોલણી. સાચી સમજણ૦
વિવેક વિચાર કહો તો વિછુઆ ઘડાવું,
હર્ષના ઘૂઘરા બંધાવું, હો લોલણી. સાચી સમજણ૦
સાધન સંપત્તિ કહો તો ચૂડલો પે'રાવું,
ક્ષમાની ચીપો મઢાવું, હો લોલણી. સાચી સમજણ૦
જ્ઞાન વૈરાગ્ય બાજુબંધ સોવરાવું,
શાંતિનું રતન જડાવું, હો લોલણી. સાચી સમજણ૦
પ્રેમનાં પુષ્પો ગળામાં નંખાવું,
લક્ષનો દોરડો પ્રોવરાવું, હો લોલણી. સાચી સમજણ૦
ટેકરૂપી કહો તો તુલસીઓ ઘડાવું,
દયાની દામણી બંધાવું, હો લોલણી. સાચી સમજણ૦
સંતસંગતરૂપી ધૂતર ઘડાવું,
લસનું લોળિયુ પે'રાવું, હો લોલણી. સાચી સમજણ૦
ભક્તિરૂપી કહો તો વાળી ઘડાવું,
મુક્તિની ચૂનીઓ મેલાવું, હો લોલણી. સાચી સમજણ૦
નેહનું નયણે કહો તો કાજળ સરાવું,
હેતની આડો કરાવું, હો લોલણી. સાચી સમજણ૦
સિદ્ધિ-સમજણ કહો તો સેંથો પુરાવું,
લગનો ચાંદલો ચોડાવું, હો લોલણી. સાચી સમજણ૦

ધીરજરૂપી કહો તો વેણી ગૂંથાવુ,
ગુરુગમ-ગોફણો લટકાવું, હો લોલણી. સાચી સમજણ૦
ચોખી ચાલની તમને ચોળી સિવડાવું,
ચેતનની ચૂદડી પહેરાવુ, હો લોલણી. સાચી સમજણ૦
સાચી કરણીનો કહો તો કંચવો સિવડાવવુ,
ભાવનું ભરત ભરાવું, હો લોલણી. સાચી સમજણ૦
દાસ ગોપાલ કહે એ સમજણ સાચી,
દક્ષનો લક્ષ બતાવું, હો લોલણી. સાચી સમજણ૦

પદ ૨-રાગ ભીમપલાસ

અવતાર હી વાર વાર અહો, ધારે હય બંસી વાલેને. (૨) (ટેક)
જબ ચીર દ્રૌપદીકા ખેંચા, દુ શાસન લજ્જા હરને કો;
જબ ખેંચત ખેચત હાર ગયા, સર મારા બસીવાલેને. અવ૦
જબ ઇંદ્રને વ્રજ પર કોપ કિયો, બરખા કર સબકો કષ્ટ દિયો;
તબ નખ પર ગિરિવર ધાર લિયો, સર મારા બંસીવાલેને. અવ૦
જબ ભક્ત પ્રહ્‌લાદકો કષ્ટ પર્યો, તબ નરસિંહકો હરિ રૂપ લિયો;
દાનવ હિરણાકસ ગર્વ હર્યો, સર મારા બંસીવાલેને. અવ૦
જબ ભક્ત નરસિંહકો ભીર પરી, ચલ આયે શ્રીદ્વારકાનગરી,
પ્રભુ અપની પ્રતિજ્ઞા સત્ય કરી, સર મારા બંસીવાલેને. અવ૦
બિરદ પ્રતિપાલક નામ હય જાકો, સબ સંત ભજન કરતે હય તાકો;
દાસ ગોપાલ જાવત હય જાકો, જૈસી મત દઈ હય કિરતારેને અવ૦

પદ ૩

જાગ્રત રહના બે, સબ સુખપૂરન ધામ. (ટેક)
સાધુકી સંગત ગુરુજીકી સેવા, પાવત અવિચળ ધામ. જાગ્રત૦
જબ ચાહે તું મન મેરા હૈ, મન મન મોહ્યા રામ. જાગ્રત૦
ગુરુ સાહેબજી નિશ્ચય શિર પર, જહાં કહા મેરા રામ. જાગ્રત૦
દાસ ગોપાલા કરત યહ વિનતિ, સબ મિલે એક હિ ધામ જાગ્રત૦

## ૩૧ : ગોપીચંદ

### પદ -૧-લાવણી

મુંને હારે લેતો જાને રાજા ભરથરી જી,
કહ્યું માનો મારા નાથ રે;
અરજી માનો પૃથ્વીનાથ રે,
મુંને માડી મત કહો બંકા રાજવી. (ટેક)
ધૂણી ધખાવું રંગમહેલમાં જી,
અરે આસન રાખું દોઢી માંય રે;
તમે રે જોગી ને હું તો જોગિણી,
પણ છાંડું ન તારો સંગ રે. મુંને માડી મત કહો૦
વહેતાં તે નીર રાણી નિર્મળાં રે જી,
બાંધ્યાં ગંદલાં હો જાય રે;
જોગી રે સાધુ રાણી રમતા ભલા રે જી,
ડાઘ લાગે નહિ કાંઈ રે. મુંને માડી મત કહો૦
કહો તો મહેલમેં સે ગિર પડું રે જી,
જીવડાનો કરું હું નિકાલ રે;
આ તારા જીવડાને રાજા કારણે જી,
પિંગળા તજ્યાં મા ને બાપ. મુંને માડી મત કહો૦
જમીને પધારો રાજા શહેરમાં રે જી,
ભોજન થયાં છે તૈયાર રે;
તારાં રે ભોજનને રાણી ઢીલ ઘણી રે જી,
જાય મારો સાધુજનનો સાથ. મુંને માડી મત કહો૦
બૂરો રે તેજી માથે ચાબખો રે જી,
બૂરો જમડાનો માર રે;

બૂરો રે રંડાપો બાળાપણુનો રે જી,
વસવું ખાંડાની ધાર રે. મુંને માડી મત કહો૦
સોય ઊગે ને સોય આથમે રે જી,
ફૂલ્યા સો કરમાય રે;
ચણ્યાં તે દેવળ રાણી ગિર પડે રે જી,
જન્મ્યા સો મર જાય રે. મુંને માડી મત કહો૦
બાળુ રે જોષીડા તારું ટીપણું રે જી,
તોડું તારી જનોઈના ત્રાગ રે;
કૂડે તે લગને પરણાવિયાં રે જી,
કૂડાં જોયાં મારાં ભાગ રે. મુંને માડી મત કહો૦
જુદો ને પડતો રાજા તું ઝૂરી મરતો રે જી,
ઝલમલ બેસું તારી પાસ;
બેસું રે દેવળ કેરી પૂતળી રે જી,
નહિ અવર કાંઈ આશ. મુંને માડી મત કહો૦
સોનું રે જાણીને રાજા સંગ કર્યો રે જી,
કર્મે નીવડયું કથીર રે;
આ પંડ રે વટલાવી અમે પત ખોઈ રે જી,
સાંસો પડ્યો રે શરીર. મુંને માડી મત કહો૦
ઘોડલે ચડતો ને રાજા રાણી કહેતો રે જી,
કહે છે હવે પિંગળા માય રે;
તમે રે થાશો એ રાજા કોઢિયા રે,
કોઢે ગળશે તમ કાય રે. મુંને માડી મત કહો૦
માતા રે મીણલદે પગ પેંગડે રે જી,
બેની ઘોડલાની વાઘ રે;
આ નારી પિંગલા પલંગ પાથરે રે જી,
આસન કરો મારા નાથ રે. મુંને માડી મત કહો૦

ગેરુએ રંગ્યાં રે ગુરુએ ધોતિયાં રે જી,
ખાલુડે પે'રી લીધો ભેખ રે;
ઊજડ રે નગરીનો મરઘો મારિયો રે જી,
ગુરુ મળ્યા ગોરખનાથ રે. મુંને માડી મત કહો૦
દીપકને ઝોલો લાગ્યો પવનનો રે જી,
નરને ઝોલો લાગ્યો નાર રે;
એવા સંતને ઝોલો લાગ્યો શબ્દનો રે,
ઊતર્યાં તે ભવપાર રે. મુંને માડી મત કહો૦
ગાય રે ગવડાવે શીખે સાંભળે રે જી,
એનો વૈકુંઠમાં હોજો વાસ રે;
જાલંધરનાથના ચરણમાં રે જી,
ગાય ગોપીચંદ દાસ રે. મુંને માડી મત કહો૦

## ૩૨ : ગોરખનાથ

### પદ ૧

ગુરુગમ વિના રે, આતમ ચિન્યા વિના રે;
ભ્રમણા ભાંગ્યા વિના રે, લખ ચોરાસી નહિ મટે હો જી. (ટેક)
કાગડો ને કોયલ રે, રૂપે રંગે એક છે હો જી, (૨)
એ તો એના બોલ થકી ઓળખાય,
હાં એ તો એના બોલ થકી ઓળખાય. ગુરુગમ વિના રે૦
હંસલો ને બગલો રે, રૂપે રંગે એક છે હો જી, (૨)
એ તો એના ચારા થકી ઓળખાય,
હાં એ તો એના ચારા થકી ઓળખાય. ગુરુગમ વિના રે૦
નૂગરા ને સૂગરા રે, રૂપે રંગે એક છે હો જી, (૨)
એ તો એનાં, વેણુ થકી ઓળખાય,
હાં એ તો એનાં, વેણુ થકી ઓળખાય. ગુરુગમ વિના રે૦

પતિવ્રતા ને વેશ્યા રે, રૂપે રંગે એક છે હો જી, (૨)
એ તો એનાં નેણુ થકી ઓળખાય,
હાં એ તો એનાં નેણુ થકી ઓળખાય. ગુરુગમ વિના રે૦
મછંદરનો ચેલો રે, અબધૂત ગોરખ બોલિયા હો જી, (૨)
અમને દેજો સંતોના ચરણોમાં વાસ,
હાં અમને દેજો, સંતોના ચરણોમાં વાસ. ગુરુગમ વિના રે૦

પદ ૨

જાગતા નર સેવ, ગોરખ જાગતા નર સેવ;
જાગતા નર સેવ, મળે અલખ-નિરંજન દેવ. ગોરખ૦
એક ભૂલ્યો, બીજો ભૂલ્યો, ભૂલ્યો સૌ સંસાર;
તું ન ભૂલ્યો જોગી ગોરખા, કર અલખનો આધાર. ગોરખ૦

પદ ૩

આય મિલા સો દૂધ બરોબર, માંગ લિયા સો પાની;
ખેંચ લિયા સો રક્ત બરોબર, બોલ્યા ગોરખ વાણી.

પદ ૪

આતમ દેવ અલખ કરી જાનો.
ઈન સંગ ધ્યાન લગાવો રે, સાધુ ઈન સંગ ધ્યાન લગાવો;
અંધકાર મેં સબ જગ ભૂલા,
તુમ ઈન સંગ મત જાઓ રે, સાધુ તુમ ઈન સંગ મત જાઓ. આ૦
પાંચ માર પચીસ હટાવો, સુરતા ધૂની જગાવો રે સાધુ. સુ૦
નૂરત સુરતસે નામ રટો દિલ, પ્રેમકા રંગ લગાવો રે સાધુ. પ્રે૦
તલભર તાળા રજભર કૂંચી, સદ્દગુરુ ખોલ બતાયા રે સાધુ. સ૦
કામ ક્રોધકું જાલા-અંતર, ૐકા જાપ જપાયા રે સાધુ. ૐ૦
શીશ ઉતાર દિયા સદ્દગુરુકું, અજર અમર પાયા રે સાધુ. અ૦
ગોરખનાથ કરે વિનતિ, મછંદર પાર લગાયા રે સાધુ. મ૦

પદ ૫

અબ મેં ક્યા કરું મેરા ભાઈ, મૃગલા ગયા ખેત સબ ખાઈ.
કેસર કસ્તૂરી કા ગારા, ગંગા જમના પાણી;
રામ લછન ભરભરકે લાવે, સિંચે સીતા માઈ. અબ૦
પાંચ મૃગ પચીસ મૃગલી, રહેવે ઈસ વનમાંહીં;
યે વનમેં હે ખેત હમારા, સો વ્હે ચરી ચરી જાઈ. અબ૦
જાગું તબ તો ભાગી જાવે, સોવું તો ફિર આઈ;
ભીતર પેઠે ઉજાડ કરે સબ, ઈનસેં મચી લડાઈ. અબ૦
ધ્યાન-તીર સુમરનકા ભાલા, જ્ઞાનકમાન ચડાઈ;
નૂરત સુરત દો સાથી, આગે ત્યાગકી વાડ કરાઈ. અબ૦
સદ્‌ગુરુ સન્મુખ રક્ષક લીના, ઢાલ અભેદ બનાઈ;
અબધૂત ગોરખ બોલ્યા વાણી, મૃગકું મારા હઠાઈ. અબ૦

પદ ૬

રમતા જોગી આયા, નગરમેં જોગી રમતા આયા. (ટેક)
તખત લગાયા સરવરતીરે, ઉપર તરુવર છાયા;
કચ્ચી મિટ્ટીકા કુંભ બના વામે, અમીરસ ભરભર લાયા. નગર૦
જલ બિચ અગન, અગન બિચ પવન હે, પવન સુતાર ચલાયા;
બસત ગામ ઉજ્જડ કર ડાલા, ઉજ્જડ ફેર બસાયા. નગર૦
પંખી એક વ્હાં ચણુ ચૂગત હે, ચાચ પાંખ નહીં કાયા;
અલખ પુરુષકી અલગ હે નગરી, સદ્‌ગુરુ આય લખાયા. નગર૦
ચંદા સૂરજ દોઉં મારગ ડોલે, આસન અદ્ધર જમાયા;
ગગનમંડલ પર હંસા ઊડે, ભમર ગુફામેં સમાયા. નગર૦
નવ દરવાજા વશ કર લીના, દશમેં ડંકા બજાયા;
મચ્છંદર શિષ્ય ગોરખ બોલ્યા, ખોજ્યા સો નર પાયા. નગર૦

પદ ૭

વાવંગ ધરતી ને વાવંગ કાયા, વા વાઈ વરસા વરસે;
મારા મરઘા, પારકે ખેતર સાધુ મત રે જાના. (ટેક)
પારકું તે રૂપ જોઈ દિલ ન ઠગાવો, જીતી બાજી હારી જાશો. મા૦
પારકું ખેતર જોઈ બીજ મત વાવો, વાવીને પછી પસ્તાશો. મા૦
તાંબા પિત્તળની ઘાણીએ પિલાશે, પાપી પામર પ્રાણી. મા૦
મછંદર પ્રતાપે જતિ ગોરખ બોલ્યા, અનુભવ અમૃતવાણી. મા૦

પદ ૮

મનસા માલણી જી રે, ગોરખ જાગતા નર સેવ;
જાગતા નર સેવ, તુંને મળે નુરિજન દેવ. (ટેક)
પથ્થર પૂજે હર મિલે તો, મેં પૂજું ગિરિરાય;
ઓ પહાડકી ચક્કી બનત હૈ, પીસ પીસ જગ ખાય. મનસા૦
માલણુ લાવી ફૂલડાં, એનો કળિયે કળિયે જીવ;
ઓહી ફૂલ દેવનકું ચડતે, દેવ જ પોતે શિવ. મનસા૦
માલણુ લાવી ફૂલડાં તે, ધર્યાં દેવની પાસ;
ઓ દેવનમેં સાચ હોય તો, કેમ ન આવે વાસ. મનસા૦
ટંકણુ દઈ પથ્થર ઘડ્યો, ધર્યો છાતી પર પાય;
એ દેવમાં જો સાચ હોય તો, ઘડનારાને ખાય. મનસા૦
ઈ પથ્થરના દેવને, દીજે જલમાં ડાલ;
આપે બૂડે તે કોને તારે ? કોણુ કરે સંભાળ ? મનસા૦
પૂજારીના ઓશિયાળા, ઠાકોર ઠામેઠામ;
બંધીવાન મંદિરના ઠાકોર, કે'વાના ભગવાન. મનસા૦
સેવ સુંવાળી રાંધીને, ધરી દેવની પાસ;
જમનારો તો જમી ગયો, ને દેવને ના'વી વાસ. મનસા૦
એક ભૂલ્યો, દૂજો ભૂલ્યો, ભૂલ્યો સબ સંસાર;
એક ન ભૂલ્યા જોગી ગોરખ, કરી ભજન આધાર. મનસા૦

પદ ૯

રજભર સુખિયા કોઈ ન દેખ્યા. (ટેક)
જ્યાં જોઉં ત્યાં સુખડું ન હોય મેરે લાલ. રજભર૦
જમી બી દુખિણી, આસમાન દુખિયાં;
પવન પાણીને સુખ નવ કાંઈ મેરે લાલ. રજભર૦
ચંદા બી દુખિયા, સૂરજ બી દુખિયા;
નવ લખ તારાને સુખ નવ કાંઈ મેરે લાલ. રજભર૦
રાજા બી દુખિયા, પ્રજા બી દુખણી;
નરનારીને સુખડું નવ કાંઈ મેરે લાલ. રજભર૦
જોગી બી દુખિયા, ભોગી બી દુખિયા;
તપસી સંન્યાસીકું સુખ નવ કાંઈ મેરે લાલ. રજભર૦
મછંદરકા પૂત જતિ ગોરખ બોલ્યા;
ભજન કરે સોઈ નર સુખિયા મેરે લાલ. રજભર૦

પદ ૧૦

અધર મહેલમાં વસે ગણેશા, ધર લે ઉનકા ધ્યાન;
ભક્તિ મરજીવાનાં કામ. (ટેક)
તારું ટળિયું નહિ અભિમાન, ફકીરી મહાપુરુષના કામ. ભક્તિ૦
ગંગા, જમના, સરસ્વતી, તરવેણી નિજ ધામ. ભક્તિ૦
શૂર હોય સો સન્મુખ રે'વે, નહિ કાયરનાં કામ. ભક્તિ૦
કામ ક્રોધ તારો વસે કાયામાં, લજ્જા રાખે શ્રીરામ. ભક્તિ૦
દશ દરવાજા બંધ કર્યાં, તોય ન પામિયો વિશ્રામ. ભક્તિ૦
ઘેરી ઘેરી નદિયાં ચલે, ઊતરે વિરલા નર ઠામ. ભક્તિ૦
મછંદર પ્રતાપે ગોરખ જતિ બોલ્યા, શૂર ચડ્યા નિર્વાણ. ભક્તિ૦

## ૩૩ : ગોવર્ધન

### પદ ૧ ✓

(દાસ પરે દયા લાવો રે-એ રાગ)

તારો તમે તો જ તરીએ રે,
દયાળુ કાના, તારો તમે તો જ તરીએ. (ટેક)
કામ, ક્રોધ, મત્સર ભારી, તેમાં ફસ્યા વારી વારી;
તેથી દિલડાંમાં અમે ડરીએ રે. દયાળુ૦
નથી બળ, વિદ્યા, ધન, નથી બળ, બુદ્ધિ મન;
કેવળ શ્રદ્ધાથી ધીર ધરીએ રે. દયાળુ૦
અમે કાષ્ટપૂતળી પ્યારા, તમે સૂત્રધાર છો સારા;
ડગલું ભરાવો તેમ ભરીએ રે. દયાળુ૦
ચાહે અરજી લ્યો સ્વીકારી, ચાહે પ્રભુ ના સ્વીકારી;
જોર અમારું નથી જરીયે રે. દયાળુ૦
ગોવર્ધનજી તારો તોયે, ચાહે તો ડૂબાડો તોયે;
અમે ફસેલાં પ્રેમ ધરીએ રે. દયાળુ૦

### પદ ૨-જમનાસ્નાન ✓

ધન્ય શ્રીજમુના, શ્રીગોકુલ નિકટ બિરાજે, નિત્ય નવલે રંગે;
તટ તુરંગ તણા, આભરણ સુંદર ધાર્યાં, શ્રીશ્યામળ અંગે;
ત્યાં ઘાટ અલૌકિક ઠીક રાજે, ત્યાં વૈષ્ણવ જમ ઘણેરા ગાજે;
ત્યાં મંદિર શોભા સુખ સાજે. ધન્ય શ્રીજમના૦
ત્યાં ભાવિક ભક્તો સ્નાન કરે, ત્યાં યાત્રાળુઓ જૂથ ફરે;
ત્યાં રમણરેતી તનતાપ હરે. ધન્ય શ્રીજમના૦
ત્યાં કુસુમ દ્રુમ વન વેલી સોહે, જેને દીઠે ત્રિભોવન મન મોહે;
એવા આનંદ અતિ નિત્યપ્રતિ જોઈએ. ધન્ય શ્રીજમના૦

ત્યાં કોમળ કોમળ રસરંગ ભરિયા, પ્રીતમ ઉર અંતર પરવરિયાં;
મધુકરનાં અનંત કારજ સરિયાં. ધન્ય શ્રીજમના૦
ત્યાં ગોવર્ધનગિરિ સંગે ડોલે, ત્યાં વ્રજવાસી હરિયશ બોલે;
તપ તીરથ વ્રત નહીં એ તોલે. ધન્ય શ્રીજમના૦
ત્યાં વિશ્રામઘાટ મધુપુરી માતા, ત્યાં વલ્લભ બેઠક સુખદાતા;
બીજા ઘાટ જ્યાં બહુ મુનિવર ધ્યાતા. ધન્ય શ્રીજમના૦
દાસ ગોવર્ધન નિત્ય ત્યાં નાહીએ, કરો કૃપા તો વ્રજવાસી થાઈએ;
મન-કર્મ-વચને હરિગુણ ગાઈએ. ધન્ય શ્રીજમના૦

## ૩૪ : ગોવિંદ

### પદ ૧

ઓપત અજાતા, ઓર સંત સુહાતા, જાકે,
બેદ ગુન ગાતા, તૌ હું પાર નહિ પાતા હૈ;
સર્વલોકત્રાતા, ઓર સર્વગુનજ્ઞાતા ત્યોહિ,
સર્વ માંહી ભાતા, ઓર અલગ રહાતા હૈ.
આલમ ઉપાતા અજ વિષ્ણુ પસરાતા ઔર,
શંકર બિલાતા, તાતે ઔર અધિકાતા હૈ;
ગોવિંદ કહત હમ, પરમ પ્રખ્યાતા એસે,
સચ્ચિતકોં ધ્યાતા ઓર, શીશકોં નમાતા હૈ.
પાવક મેં રાજે, ઔર સલિલમેં છાજે ત્યાહિ,
વાયુ મેં બિરાજે સદા અમલ અપારા હૈ;
ભૂતલ મેં ભાસે ઔર વ્યોમ મેં વિલાસે ત્યાંહિ,
સર્વ દિશા સોહે નિરગુન નિરધારા હૈ
સર્વ મેં સંયુક્ત એસેં, રહત સદાય તોહું,
સર્વ તેં અતીત આપ ઓપે અવિકારા હૈ;

ગોવિંદ કહત એસેં પૂર્ણ પરમાતમા કોં,
પ્રથમ પ્રનામ સદા પ્રેમતેં હમારા હે.

અજર અમર સદા અગમ્ય અખંડ ઔર,
અકથ્ય અપાર જાકે ગુન નિરધારે હે;
અમલ અવ્યક્ત ઔર અક્ષય અનુપ મહા,
અનંત અતકર્ય સદા ઓપત અપારે હે.

એક હે અનાદિ સર્વ અંતરકે યામી જામેં,
કિંચિત ના ખામી ચારો બેદમેં પુકારે હે;
ગોવિંદ કહત એસે સર્વશક્તિમાન મહા,
બ્રહ્મકો ભજન સદા હિયમેં હમારે હે.

દષ્ટિતે અદશ્ય ઔર બુદ્ધિ તેં અગ્રાહ્ય ત્યોંહિ,
ઉક્તિતેં અકથ્ય ઔર આનંદ સ્વરૂપ હે;
લક્ષતે અલક્ષ ઔર તર્કતેં અતકર્ય ત્યોહિ,
રંગતેં રહિત ઔર રૂપતે અરૂપ હે

માયાસે રહિત સર્વ ગુનતેં અતીત ઔર,
આદિતે અનાદિ સદા ઓપત અનુપ હે;
ગોવિંદ કહત એસે અજર અમર સદા,
નિગમ નિરંજન સો મંગલ સ્વરૂપ હે.

દષ્ટિ બિન દેખત હે, શ્રૌન બિન સુનત હે,
નાક બિન શ્વાસ લેત, સર્વદા સચેત હે;
મુખ બિન બોલત હે, જીભ બિન સ્વાદ લેત,
બાહુ બિન વિશ્વ ધરી રાખત સચેત હે.
પાય બિન ચલત હે, પર્શ બિન જાનત હે,
કોમલ કઠોર શીત ઉષ્ણતા સમેત હે;

ગોવિંદ કહત એસેં અદ્દભુત કરમકે,
કારક કમાલ સોઈ ઓપત અદ્વૈત હૈ.
બાનીતેં પ્રગટ નાંહી પ્રગટ હે બાની જાતે,
મનતેં જનાત નાંહી જાતેં મન જાને હૈ;
દ્દષ્ટિતેં દિખાત નાંહી દેખત હે દ્દષ્ટિ જાતેં,
કાનતેં ન સુને જાતેં સુનત હૈ કાને હૈ.
પ્રાનતેં ન શ્વાસ લહે શ્વાસ લહે પ્રાન જાતેં,
એસેં અદ્દભુત જાકેં ભેદ હી બખાને હૈ;
ગોવિંદ કહત એસેં નિરગુન નિગમ યે,
પરમ પરમાત્મા સોં મેરે મન માને હૈ.
જાતેં ભયે દેવ ઔર દાનવ અનેક મહા,
જાતેં બની વેદગર્ભ સૃષ્ટિકો સજાતા હૈ;
જાતેં શિવ શક્તિ ઔર લક્ષ્મી રમેશ ભયે,
જાતેં સૂર ચંદ ઉદે અસ્ત નિત્ય પાતા હૈ.
જાતેં જલ અગ્નિ ઔર પવન પ્રગટ ભયે,
જાતેં જગ પ્રગટ વ્હે જાહીમેં સમાતા હૈ;
ગોવિંદ કહત એસેં અજર અજન્મ સદા,
નિગમ નિરંજન સો વિમલ વિભાતા હૈ.
જાતેં મન વાક આદિ ઇંદ્રિય અનુપ ભઈ,
જાતેં પુનિ પ્રાન વ્યાપી સર્વ અંગ છાજે હૈ;
જાતેં પવમાન સારે વ્યોમમેં વિચરી રહે,
જાતેં જલ પાવક વ્હે ભૂતલ પેં ભ્રાજે હૈ.
જાતેં ગિરિ સાગરકી ધારન ધરનિ ભાઈ,
જાતેં સુર ચંદ ઉદે અસ્ત હોત આજે હૈ;
ગોવિંદ કહત જગ કારન અનાદિ એસેં,
પરમ પરમાત્મા સો વિમલ વિરાજે હૈ.

જાતે ભઈ ભૂમિ ઔર ઔષધિ અનેક ભાતિ,
જાતેં જલરાશિ ઔર સરિતા વ્હે છાજે હૈ;
જાતેં પશુ પંખી ઔર શૈલ કે સમૂહ ભયે,
જાતે અનુક્રમે આઈ સર્વ રિતુ રાજે હૈ.
જાતેં દિન રાત ઔર મંજુલ મનુષ્ય ભયે,
જાતેં ઘન વૃષ્ટિ કરી ગગનમેં ગાજે હૈ;
ગોવિંદ કહત જગ કારન અનાદિ એસેં,
પરમ પરમાત્મા સો વિમલ વિરાજે હૈ.
જાકે નહિ માત તાત પુત્ર પરિવાર કછુ,
જાકે નહિ જાતિ ઔર ગોત્રકે પ્રવર હૈ;
જાકે નહિ કામ ક્રોધ, મચ્છર કે લોભ રચ,
જાકે નહિ શોક હર્ષ મોહ કે મકર હૈ.
જાકે નહિ પાપ પુન્ય મોક્ષ કે અમોક્ષ કછુ,
જાકે નહિ સ્થાન ઈક ગામ કે નગર હૈ;
ગોવિંદ કહત એસેં નિગમ નિરંજન સો,
અકથ્ય અનુપ સદા અજર અમર હૈ
જાકે નહિ નાક કાન આખ ઉત્તમાગ ઔર,
જાકે નહિ રૂપ રસ ગંધ કે પરસ હૈ;
જાકે નહિ પાય પાની રસના લલિલ ઔર,
જાકે નહિ હાડ ચામ લેહુ કે તરસ હૈ.
તદપિ ત્રિલોકનમે વ્યાપિકે વિરાજત હૈ,
પાવત ન કોઉ તાકે કિંચિત દરશ હૈ;
ગોવિંદ કહત એમેં અદ્વય અનુપ સદા,
પરમ પરમાત્મા સો સર્વતેં સરસ હૈ
દ્રષ્ટિતે દિખાત નાહી, શ્રૌનતેં સુનાત નાહી,
હાથ તેં ગ્રહાત નાહી, જનતેં ન જાયા હૈ;

વાકતે કહાત નાંહી, મનતેં જનાત નાંહી,
કાલતેં વિલાત નાંહી, અંગ હૈ ન છાયા હૈ.

ઊંઘતે ઉંઘાત નાંહી, માયાતેં ઔંધાત નાંહી,
ઐસેં પરબ્રહ્મસો તો સર્વમેં સુહાયા હૈ;
ગોવિંદ કહત જૈસેં નીરમેં નલિન રહી,
વિમલ વિભાય પર પાનિતેં પરાયા હૈ.

ગોરસ મેં આજ્ય જૈસેં, રાજત લલામ સદા,
તિલમાંહી તેલ જૈસેં સુંદર સુહાત હૈ;
પથરીમેં પાવક જ્યાં સોહત સદાય રહી,
પુષ્પમેં સુગંધ જૈસે, જાહિર જનાત હૈ.

મિસરીમેં મિષ્ટતા જ્યોં ઓપત અધિક ઔર,
લોનમેં લવણુ જૈસે ભાય બહુ ભાંત હૈ;
ગોવિંદ કહત તૈસેં બ્રહ્મ વિશ્વમાંહી પર,
માયાતેં રહિત સદા વિમળ વિભાત હૈ.

જ્યોંહિ પવમાન નાંહી લોચને લખાત પર,
પર્શતે પ્રગટ સોઈ જગમેં જનાત હૈ;
જ્યોંહિ નિરઘોષનકે રૂપ ન લખાત પર,
શુભ હિ અશુભ સદા શ્રોનતેં સુનાત હૈ.

જ્યાંહિ અંધકાર નાંહી પ્રગટ પદાર્થ પર,
શ્યામલ સમૂહ સોઈ દ્રષ્ટિતે દિખાત હૈ;
ગોવિંદ કહત તૈસેં બ્રહ્મ હૈ અદર્શ પર,
આલમ અપૂર્વ તાકે કાર્ય તે લખાત હૈ.

તીર્થ કે નિમિત્ત કિયે યાતરા અનેક પર,
વ્યાપક હો સર્વ એસે મનમેં ન માને હૈં;

વાકતેં બખાની કિયે વિવિધ વિનય પર,
આપ હો અકથ્ય એસેં ઉરમેં ન આને હૈ.
હર્ષતેં હમેશ હમ ધ્યાન તુમ ધારત પે,
મનતેં અગ્રાહ્ય એસેં ચિત્તમેં ન જાને હૈ;
ગોવિંદ ગુનાહ એસેં આપ કે અનેક કિયે,
છમીયો સચ્ચિત્ત સોઈ જ્હે ગયે અજાને હૈ.

પદ ૨

શ્રીકૃષ્ણ કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ, કહો રે મન મેરે;
કોટિ જન્મ-કષ્ટ-પાપ, છિનમેં જાય તેરે. શ્રીકૃષ્ણ૦
જગત બાવરે કે સંગ, બાવરો કયું હોય રે?
શ્રીહરિજીકો ચરણારવિંદ, બેર બેર ગ્રહે રે. શ્રીકૃષ્ણ૦
બેર બેર કહત હીં, તું સુનત નહીં બહેરે;
કહેત હે ગોવિંદ સદા આનંદમાં રહે રે. શ્રીકૃષ્ણ૦

## ૩૫ : ગોવિંદરામ

પદ ૧

હરિ ભજ્યાનું ટાણું, આ છે રામ ભજ્યાનું ટાણું;
આ છે કૃષ્ણ ભજ્યાનું ટાણું:
ભૂલ્યા શીદ ભમો છો રે, આ છે હરિ ભજ્યાનું ટાણું. (ટેક)
હરતાં ને ફરતાં હરિ ન સમર્યો, શું બેસે છે નાણું?
વહાલા શું બેસે છે નાણું?
સમીસાંજના સૂઈ રહ્યા છો, હમણાં વાશે વહાણું. ભૂલ્યા૦
કાલે રે કાલે ભરીએ ભરીએ, માયા મોટું માણું;
વહાલા માયા મોટું માણું:
ઓચિંતો આવીને પકડશે, પડ્યું રહેશે કરિયાણું. ભૂલ્યા૦

માથે આવ્યું નહિ મટે, વહાલા ઘૂંઘટમાં ઘેરાણું;
વહાલા ઘૂંઘટમાં ઘેરાણું:
બળ કરી બોલાશે નહિ, જ્યાં બેઠું જમનું થાણું. ભૂલ્યા૦
દીધા વિના ક્યાથી પામો ? વહાલા એ વાતો હુ જાણું;
વહાલા એ વાતો હુ જાણું:
ગોવિંદરામ કહે અહીંયાં ન સમર્યો, ઉવા નથી ઠેકાણું. ભૂલ્યા૦

## ૩૬ : ગૌરીશંકર

### પદ ૧–રાગ આશાગોડી

આળસ તજને રે જીવ અભાગી, તારી પૂંઠે રહ્યો જમ લાગી. (ટેક)
શે સુખે તું સૂતો શય્યામાં ? તજ નિદ્રા હતભાગી;
સાવધ થઈ જરા જોને વિમાસી, ગયા બાર પરે બે વાગી. તારી૦
બાળ યુવા ખોઈ ફેલ ફિતૂરમા, આવી જરા ઝટ લાગી;
કાઈક કર કર સુકૃત સમજી, મમતા વિષય પરિત્યાગી તારી૦
નિશ્ચય જાણજે અવિચળ આહી, રહેવું નથી રસરાગી;
આજ કાલ કે માસ છ માસે, જાવું જરૂર તન ત્યાગી. તારી૦
ભવજળતારણ અધમઓધારણ, કારણકરણ સુહાગી;
ગૌરીશનું ધર ધ્યાન નિરંતર, અંતર થઈ અનુરાગી. તારી૦

### પદ ૨–જિલ્લા

માન માન અભિમાન તજી મન, ભજ વિશ્વંભરરાયા રે. (ટેક)
જો જુગકારન અધમઉદ્ધારન, તારનતરન કહાયા રે;
સો સુખસાગર નટવર નાગર, ક્યા ન તુજે મન ભાયા રે ? માન૦
પાપી પ્રપંચી સતત પાખંડી, રંડીરંગ લગાયા રે;
કામ દામમેં મસ્તહી બનકે, હરામ ગ્રુખસેં ખાયા રે. માન૦

ફેલી ફિતૂરી ફરેબી બનકે, ફોગટ ફંદ ફસાયા રે;
ફટ ફટ ફટ ખરવત નર તો કો, લાજ હૃદય નહિ લાયા રે માન૦
સમજ સમજ શઠ સાન કરનમે, મુદિત મનસો ગાયા રે;
ગૌરી સતપદ-૫ કજરજ શિરધર, તો ધન્ય હે તવ જાયા રે માન૦

પદ ૩-કડખો

ધ્યાન મન ધાર દૃઢ ધરણીધર ધણીતણું, સતપદપંકજે સુરત સાધી,
પાર ભવસિંધુથી તરત તે તારશે, પ્રેમ પાથોદધિ પ્રબળ બાધી,
મમત માયા તણા મૂળમા આગ દે, અવલ અહંકારને દે નસાડી;
ઉર વૈરાગ્ય અંકુરને પ્રગટ કર, ઊલટથી આશ અલખે લગાડી
ધ્યાન મન ધાર દૃઢ ધરણીધર ધણીતણું૦
માત ને તાત વળી ભ્રાત ભગિની સખા, પત્ની પુત્રાદિ કો કામ ના'વે,
અલખ ધણી ઓળખી રટણ કર તે તણું, અટલ અવસાન જે
કામ આવે ધ્યાન મન ધાર દૃઢ ધરણીધર ધણીતણું૦
તુંહી એક તુંહી એક બોલ પ્રતિવાસરે, અન્ય વાણી ધણીને અકારી,
નાથ ગૌરીતણો રે'મ ઉર લાવીને, પાર ભવસિંધુ દેશે ઉતારી
ધ્યાન મન ધાર દૃઢ ધરણીધર ધણીતણું૦

પદ ૪-રામગ્રી

સમજ સમજ મન મૂરખા, આતરમાહી વિચારી. (ટેક)
આપ અસલને ઓળખે, થાતો આનંદ ભારી સમજ૦
જંગલ જંગલ જે કારણે, ભટકે બનીને ઉદાસી,
તે રે તારા ઘટમા વસે, મૂરખ જોને વિમાસી સમજ૦
ગંગાતટે ઘર તાહેરુ, તૃષા શાને ખમે છે?
ફોગટ ફાફા મારતા, ભૂલો કેમ ભમે છે? સમજ૦
સંત કમળપદ સેવને, મળશે નિર્મળ જ્ઞાન;
ગૌરી શિખામણ સાભળી, તજી દે અન્ય તુફાન સમજ૦

પદ ૫

અખિલ વિલાસી ઈશ્વરા, તારી અકળિત માયા. (ટેક)
વિઘનહરણ વિશ્વંભરા, ગરવે ગ્રંથે ગવાયા. અખિલ૦
જ્યોતિસ્વરૂપે સર્વથા, સઘળે સ્થાને વિરાજે;
સ્થાવર જંગમ જાતમાં, એક તુંહી જ રાજે. અખિલ૦
રવિશશી કેરી જ્યોત્સના, જોતાં જ્યાં નવ ભાસે;
ત્યાંહીં અખંડ તેજ તાહરું, તીવ્રતાથી પ્રકાશે. અખિલ૦
તુંહી શંકર વિષ્ણુ વળી, છો તુંહી વિધાતા;
તારું રટણ પ્રિય મુજને, જેથી રહે સુખ શાતા. અખિલ૦
સુખ કારણ સંસારને, દુષ્ટ દુઃખ નિકંદા;
ગૌરીશંકર ગુણ ગાય છે, મનહર મુદિત મુકુંદા. અખિલ૦

પદ ૬–કાફી, ધીરાના પદની

અલખ નામ સાચું રે, ભાઈ આ ભવમાં;
રાગી બની રાચું રે, કાચું હૈયું તું કર મા. (ટેક)
આભમાંહી જયમ અભ્રની છાયા, મારુત વાતાં વીખરાય,
તેમ પાયા વિનાની કાયા એવી, જલદી વણસી જાય;
ભરોસો જરી તેનો રે, ધીરો બની તું ધર મા. અલખ૦
કામાદિક જે શત્રુ મોટા, પૂંઠે લાગ્યા છે જાણ,
ગાફલ થતાં ગમાર તુજને, કરશે મોટી હાણ;
માટે ચેતી ચાલો રે, પડતા શાને છો દવમાં? અલખ૦
સગાં સહોદર કટુંબ કબીલો, છે માયાની જાળ,
મારું મારું કર મા મૂરખ, છે સહુ આળપંપાળ;
પ્રીતે પ્રભુ ભજવો રે, ફસાવું નહીં કો ફંદમાં. અલખ૦
જયશંકરતન ગવરી કેરાં, સાંભળીને ઉદ્‌ગાર,
રટો નિરંતર નામ નિરંજન, જે છે મોક્ષનું દ્વાર;
નીતિ રીતિ ધરતા રે, જાશો નહીં જમપુરમાં. અલખ૦

### પદ ૭-ગરબી

સત્ય મારી શિખામણ માનજો રે, જેથી થાશે કોટિક કલ્યાણ;
ચિત્ત રાખો સચ્ચિદાનંદમાં રે. (ટેક)
દુઃખકારી રાકા દૂર થઈને રે, ઉદય થાશે સુખદ સુભાણ. ચિ૦
નીતિ રીતિ ધરીને ચાલવું રે, કરો કો દી ન કાળાં કર્મ. ચિ૦
જેથી રે'શો સદા ખુશ હાલમાં રે, એ જ માનવીનો મુખ્ય ધર્મ. ચિ૦
જૂઠી માયા જગતની જાણવી રે, છે કુરંગવારિ તુલ્ય. ચિ૦
તેમ ચાર દિવસની જિંદગી રે, તેમા થાવું નહીં મશગૂલ. ચિ૦
સંત સાચા સગા કરી સેવશો રે, અન્ય જાણીને આળપંપાળ. ચિ૦
ગુણ ગાવા સદા ગૌરીના રે, તો જ થાશો તરી ભવપાર. ચિ૦

### પદ ૮-ચાબખા

જીવડા જોને વિચારી યાર, તારા વાગવા આવ્યા બાર. (ટેક)
શું સુખ ધારી સૂતો શય્યામાં, ભરનિદ્રા મોઝાર;
જાગ્રત થઈ જરા જોને આંખી કરી, આળસ તજી આ વાર રે. જીવ૦
ઘરધંધામાં અંધો થયો તું, રળ્યો કમાણી અપાર;
બોજો બહુધા ધર્યો શીર્ષ જ્યમ, લાદ્યો ખચ્ચર પર ભાર રે. જીવ૦
એક પાઈ કારણ રંક જનોને, રે'સે લઈ તલવાર;
પાપનાં પોટલાં કોણ ઉતારશે? કર ઉરમાં વિચાર રે. જીવ૦
બાળપણું તો ખેલે ગુમાવ્યુ, યુવામહીં લઈ નાર;
બુઢ્ઢાપણું હવે આવ્યુ બીકાળું, ગાયો નહીં કિરતાર રે. જીવ૦
શાણપણું નવ સૂઝયું સરતમાં, ભર્યો ભૂંડાઈ ભાર;
ચેતી હવે તું ચાલ નકર તો, પડશે મુખ પેજાર રે. જીવ૦
રળી રળી ધનસંગ્રહ કરીને, ભર્યો અખૂટ ભંડાર;
પરમારથમાં પાઈ વાવરતાં, આવે તને ખુમાર રે. જીવ૦

માતપિતાને કુટુંબ કબીલો, ભાઈ ભગિની ને દાર;
સ્વારથ સુધી સગાઈ જાણો, અંતે અલગ થાનાર રે. જીવ૦
કૂડ કપટ ને તજી પ્રપંચો, ધર નીતિ નિરધાર;
ગુણ ગૌરીશના ગાજે નિશિદિન, ઊતરવા ભવપાર રે. જીવ૦

પદ ૯–ચાબખા

કીધી તે કૃપાનિધે ભારી રે, મેલ્યો મુંને વિગતે વિસારી. (ટેક)
પાંચાળીનાં ચીર જ પૂર્યાં, અહલ્યા ઓધારી;
સુદામાજીનાં સંકટ હરિયાં, સંપત્તિ દઈ સારી રે. કીધી૦
પ્રહ્લાદજીની પાળી પ્રતિજ્ઞા, હિરણ્યાકશ્યપ મારી;
ગજ ગણિકા ઓધાર્યાં નાથ તેં, નેહ રુદય ધારી રે. કીધી૦
નરસી મહેતા પર મહેર કરી તેં, ગાઢી ગિરિધારી;
શામળાનું રૂપ ધરીને હુંડી સ્વીકારી રે. કીધી૦
ભાવ થકી હું ભજન કરું નિત્ય, ભવદુઃખ ભયહારી;
તોય ઊગરવા એક મળે નહિ, બહુધા કો બારી રે. કીધી૦
આફતમાં અકળાઈ પડંતાં, વદતો પોકારી;
નાથ હાથ ગ્રહી તુરત દેજે, ભવજળથી તારી રે. કીધી૦
પતિતપાવન બિરદ ગયુ ક્યાં અવિચ્છિન્ને ઓંકારી;
નેહ હવે નહિ ટકે નિરંતર, જોજે વિચારી રે. કીધી૦
સુખદાયક તું શ્રેષ્ઠ સૃષ્ટિમાં, વદતાં નરનારી;
જૂઠું કરે છે તેહ જુગતથી, હરનિશ હિતકારી. કીધી૦
ગૌરીશંકરની ગિરા સાંભળી, કર ઝટ તૈયારી;
શરણાગતવત્સલ પ્રભુ મારા, સહાય કરવા મારી રે. કીધી૦

## ૩૭ઃ ગંગદાસ

### પદ ૧–ભજન

મળ્યો મનુષ્યજન્મ અવતાર, માંડ કરીને,
તેં ભજ્યા નહિ ભગવાન, હેત કરીને;
અંતે ખાશો જમના માર, પેટ ભરીને,
તેથી રામનામ સંભાર. મળ્યો મનુષ્યજન્મ અવતાર માંડ કરીને.
ગઈ પળ પાછી ફેર ન આવે, મૂરખ મૂઢ ગમાર,
ભવસાગરની ભુલવણીમાં, વીતી ગયા યુગ ચાર;
ફેરા ફરીને મળ્યો મનુષ્યજન્મ અવતાર, માંડ કરીને.
જઠરાગ્નિમાં જુગતે રાખ્યો, નવ માસ નિરધાર,
સ્તુતિ કીધી અલબેલાની, બા'ર ધર્યો અવતાર;
માયામાં મોહીને. મળ્યો મનુષ્યજન્મ અવતાર, માંડ કરીને.
કલિજુગ કૂડો રંગે રૂડો, કહેતાં ન આવે પાર,
જપ તપ તીરથ કશુ ન કરિયાં, એક નામ આધાર;
કૃષ્ણ કહીને. મળ્યો મનુષ્યજન્મ અવતાર, માંડ કરીને.
ગુરુગમ પાયો મનમેં સાચો, જુક્તિ કરી જદુરાય,
ગંગદાસકું જ્ઞાન બતાયો, રામદાસ મહારાજ;
દયા કરીને. મળ્યો મનુષ્યજન્મ અવતાર, માંડ કરીને.

### પદ ૨

મન કરી લેને વિચાર, જીવન થોડા. (ટેક)
તારા હરિકથાની માંહે; કાન છે ખોડા,
અંતે જાશો જમપુર માંહે જડશે જોડા;
તેથી રામનામ સંભાર. મન કરી લેને વિચાર, જીવન થોડા.

મોરમુકુટ ધર્યો શિર ઉપર, દર્પણ કર મોઝાર,
વેઢ વીંટિયું હાર ગળામાં, ખૂબ ધર્યો શણગાર;
પગમાં તોડા. મન કરી લેને વિચાર, જીવન થોડા.

હસ્તી ઉપર કનક અંબાડી, ખમા કહે છડીદાર,
રથ મિયાના ઊંટ પાલખી, કહેતાં ન આવે પાર;
ચડવા ઘોડા. મન કરી લેને વિચાર, જીવન થોડા.

લોભ ન મૂકે, કામ ન ચૂકે–ઘરધંધાની માંય,
મૂરખ મનવા કછુ ન બૂઝે, તીર્થગમનની માંય;
પાંવ છે ખોડા. મન કરી લેને વિચાર, જીવન થોડા.

સંસારસાગર મહાજળ ભરિયો, રામનામકી જહાજ,
ગંગદાસકું જ્ઞાન બતાયો, રામદાસ મહારાજ;
ખરાની વેળા. મન કરી લેને વિચાર, જીવન થોડા.

## ૩૮ : ગંગારામ

### પદ ૧

પ્રભુ 'પ્રીતમ' જિસને વિસારા, હોય જન્મ અમોલ બિગારા;
ધન દૌલત માલ ખજાના, યહ તો અંતકો હોય વિગાના.
સતધર્મકો નાંહિ વિચારા, ભૂલા ફિરતા હે મુગ્ધ ગંવારા;
જૂઠે મોહમેં તનમન દીન્હા, નાંહી ભજન પ્રભુકા કીન્હા.
પુત્ર કલત્ર આદિ પરિવારા, કોઈ સંગ ન જાવનહારા;
ભ્રાતૃભાવ ન પ્રીતિ પરસ્પર, કપટ છલ હે તવ મન અંદર,
કુછભી ન કીન્હા પર ઉપકારા, ખોટે કર્મોંકા બને અગારા;
તેરા યૌવન ઔર જવાની, ઢલતી આવે જ્યોં અર્કકા પાની.
મીઠી નિંદમેં પાંવ પસારા, ચિડિયાં ચૂગ ગઈ ખેત તુમ્હારા,
ધોખેબાજીકે દાવ ફેલાવે, વિષયભોગમેં ચેન ઉડાવે.

પુન્યવાનસે રહા ન્યારા, એસે પુરુષકો હે ધિક્કારા;
જો જો શાસ્ત્ર વેદ વખાને, મૂરખ ઊલટ હિ ઉરકો જાને.
સમય ખોયા ખેલમેં સારા, સત્સંગસે રહા કિનારા;
એસે જીયા તું અભિમાની, ટીલા રેતકા જ્યોં બિચ પાની.
કયોં નગુણુ ઔર કર્મ સુધારા, માનુષજન્મ ન વારંવારા;
તેરે કર્મ હૈં નાવ સમાન, જિસમેં બૈઠા તું અનજાન.
ગહરી નદિયા દૂર કિનારા, કોઈ દમમેં તું ડુબનહારા;
ગંગારામ તું જાગ રે ભાઈ, કુછ તો કર લે નેક કમાઈ.

## ૩૯ : ગંગેવ

### પદ ૧

પ્રભુ વહાલો પીરપાદશા, ધૂન ધણી મેં ધાયો, ધૂન ધણી મેં ધાયો;
એવો પરગટ પરચો ભાળ્યો, પ્રભુ વહાલા પીરપાદશાહ.. (ટેક)
આપ ન સૂઝે પથરા પૂજે, આંખલડિયે અંધારો;
અંતરજ્યોતિ અળગી મેલી, દીવડિયાં શું બાળો? પ્રભુ૦
ઘોળાંમાં તો ધૂળ લગાડી, ખૂબ ખતાવ્યો ક્ષારો;
અઢાર વરણુ એક જ પ્યાલે, નુરિજન નજરે ભાળ્યો. પ્રભુ૦
ગંગેવદાસી ચરણું પ્યાસી, નેનમાં નેન મિલાયો;
મે'ર કરીને મંદિર પધાર્યા, હેતે હરિગુણુ ગાયો. પ્રભુ૦

## ૪૦ : ચરનદાસ ✓

### પદ ૧-રાગ જંગલો

અબ તો મનવા મેરા, બસો સુર સરિતાકે તીર. (ટેક)
સાધુ રૂપ સુર સરિતા જામેં, ઉત્તમ અનુભવનીર;
તામેં નિશદિન નાઓ મનવા, નિરમલ હોત શરીર. અબ૦
જ્ઞાન વિરાગ સંતોષ ત્રિવિધ, શીતલ વહે સમીર;
અંતર અવિદ્યા બુઝાવે અગનિ, પાવત સુખકી સીર. અબ૦

હંસ મુમુક્ષુ સદા રહે, જાંહાં ખેવટ બડે ગંભીર;
ભિન્ન અનાતમ કરકેં પામી, પીવત આતમ ખીર. અબ૦
ઇન ગંગામેં કોઈક નાવે, ધરમધુરંધર ધીર;
પામર પ્રાણી નિકટ ના આવે, અંધ અભાગી અધીર. અબ૦
મુરાર સદ્‌ગુરુ મેરમ મેરેં, જ્યું પ્રગટે રઘુવીર;
ચરનદાસ જન અપનો જાની, મેટત મનકી પીર. અબ૦

પદ ૨–રાગ જંગલો

અબ તો મનવા મેરા, કર સદ્‌ગુરુસે હેત. (ટેક)
બાલ જોબન સબ ગયે ખિલાઈ, કેશ ભયે સબ શ્વેત;
શ્રુતિ સ્મૃતિ સદા કહત હેં, ચતુર હોયકેં ચેત. અબ તો૦
જૂઠી યાહી જગતકી માયા, જ્યું બાજીગર ખેત;
વિવિધ ભાંતિકી વસ્તુ દિખાવે, અંત રેતકી રેત. અબ તો૦
જબ લગ અપના અનુભવ નાહીં, તબ લગ ફરત અચેત;
બિના પ્રકાશ તિમિર નહિ નાસે, ઈ ઈશ્વરકી નેત. અબ તો૦
બ્રહ્મવેત્તાકો સંગ ન તજિયે, મનવાંછિત ફલ દેત;
અમૃત બચન સુનાવે મનહર, ત્રિવિધ તાપ હરી લેત. અબ તો૦
મુરાર સદ્‌ગુરુ મેરમ મેરા; સાક્ષી શુદ્ધ સચેત;
ચરનદાસકો ચરને લીજેં, તન મન પ્રાનસમેત. અબ તો૦

✓ પદ ૩–કવિત

નંદકે કુમાર હું તો કહું બાર બાર મોહિ,
લીજિયૈ ઉબાર એહિ આપજીમેં કીજિયૈ;
કામ ઔર ક્રોધ કાટો, કાટો જમબેડા પ્રભુ,
માંગુ એક નામ મોહિ ભક્તિદાન દીજિયૈ;
ઔરકી છુટાવો આસ, સંતનકો દીજે સાથ,
વૃંદાવનનિવાસ મોહિ દેરહુ પતીજિયૈ;
કહે ચરનદાસ મેરી હોય નાંહી હાસ શ્યામ,
કહું મૈં પુકાર મેરી શ્રવન સુન લીજિયૈ.

## ૪૧ : ચિદાનંદ

### પદ ૧-રાગ ટોડી

કથણી કથે સહુ કોઈ, રહણી અતિ દુર્લભ હોઈ. (ટેક)
કીર રામકો નામ વખાણે, નહિ પરમારથ જાણે;
યા બિધ ભણે વેદ સુણાવે, પણ અકલ કલા નહિ પાવે. કથણી૦
ષટ-ત્રીશ પ્રકાર રસોઈ, મુખ ગણતાં તૃપ્તિ ન હોઈ;
શિશુ નામ તસી નહિ લેવે, રસ સ્વાદત સુખ અતિ દેવે. કથણી૦
બંદીજન કડખા ગાવે, સુણી શૂરા શીશ કટાવે;
જબ રૂંડ મૂડતા ભાસે, સો આગળ ચારણ નાસે. કથણી૦
કહણી તો જગત મજૂરી, રહણી હે બંદી હજૂરી;
કહેણી સાકર સમ મીઠી, રહણી લાગત અતિ અનીઠી. કથણી૦
જબ રહણીકા ઘર પાવે, કથણી સબ ગિણતી ન આવે;
અબ ચિદાનંદ અસ જોઈ, રહણીકી સેજ રહો સોઈ. કથણી૦

## ૪૨ : છોટમ

### પદ ૧

નથી રે અજાણ્યું નાથનુ, જે છે અંતરજામી;
તું નથી લહેતો તેહને, એ તો તુજમાં ખામી. (ટેક)
વ્યાપક સઘળા વિશ્વમાં, જોને શક્તિ છે જેની;
અણુએ અજાણ્યું નવ રહે, અદ્ભુત ગતિ એની. નથી રે૦
વીજળી કેરા તારમાં, વાત જાય છે વહેલી;
જાણ શક્તિ જગદીશને, જણવે કરતા પહેલી. નથી રે૦
જીવનદોરી જીવની, જગદીશને હાથે;
પ્રાણી માત્રના પિંડની, જાણ્ય સઘળી સાથે. નથી રે૦

આપણે અંગે જે અડે, મન ઝટપટ જાણે;
સહુનાં મનનું શ્રીહરિ, પરખે એ જ પ્રમાણે. નથી રે૦
જ્ઞાન ઇંદ્રિય અને મન વડે, કૃત્ય જે જે કરવું;
માઠું કરતાં મન વિષે, ઈશ્વરથી ડરવું. નથી રે૦
પ્રાણીતણું પુણ્યપાપનું, જેના હાથમાં પાનું;
સાક્ષી સરવે કર્મનો, તેથી ક્યમ રહે છાનું ? નથી રે૦
હુકમ હરિનો શિર ધરી, કામ સઘળાં કરીએ;
છોટમ તેની કૃપા થકી, ભવસાગર તરીએ. નથી રે૦

પદ ૨–રાગ ઝીંઝોટી

(ન્હૂં ઉત્તર ખરું જાણ મા રે–એ રાગ)

તું તો ન્યારો રહીને ખેલે છે નારાયણા રે. (ટેક)
તારી ઇચ્છા તે છે માયા, તેમાં સઘળા ભેદ સમાયા;
નિરગુણ છો પણ ગુણ તુજમાં દીસે ઘણા રે. તું તો૦
પવન પાણીનો પિંડ બનાવ્યો, તેમાં ચેતન તારું લાવ્યો;
તુજ ઠા'પણ જોતાંમાં નહિ દીસે મણા રે. તું તો૦
નટ જેમ પટનો ઓથ કરે છે, સકળ પૂતળાં નાચ કરે છે;
તેમ તારા કરમાં છે સરવેના તાંતણા રે. તું તો૦
એક કરે સહુ જગત હલાવે, ચમકદૃષ્ટિ જઈ લોહ ચલાવે;
ઇચ્છા જ્ઞાન ક્રિયાદિક તુજમાં ગુણ ઘણા રે. તું તો૦
તું ખેલે છે બાજી તારી, જાણી ન શકે બુદ્ધિ મારી;
છોટમ તુજ જોતાં ભાગે ભરમણા રે. તું તો૦

પદ ૩

કાયા છે ત્યાં સુધી, કર સમરણ કિરતારનું રે. (ટેક)
જતન કરી જઠરામાં જેણે, તારો દેહ રચ્યો છે તેણે;
એણે કામ કર્યું અતિ ઉપકારનું રે. કાયા૦

પ્રસવ થતાં પહેલું પય કીધું, માતાના સ્તનમાં રચી દીધું;
એણે કારજ સિધ્યું તારા આહારનું રે. કાયા૦
દાંત ચાવવા, ચરણુ ચાલવા, અન્ન સરજ્યું છે ઉદર ભરવા;
મોટું મન કીધુ છે વિવિધ વિચારનુ રે. કાયા૦
નાક કાન કીધા છે કેવાં, અંગ અમૂલખ સરવે એવાં;
કર દીધા છે કરવા કામ સંસારનું રે. કાયા૦
એ ઉપકાર અપાર વિસારી, અવળો થા મા તું અહંકારી;
માથે દુ:ખ અતિ છે જમના મારનું રે. કાયા૦
સુર દુર્લભ મનુષાતન પામી, લપટ થા મા લુણહરામી;
છોટમ શરણું ગ્રહી લે સરજનહારનું રે. કાયા૦

૫૬૪–કીર્તન

રે શું સમજ્યો વૈષ્ણુવ થઈ, અવિદ્યા જો અળગી નવ ગઈ. (ટેક)
જ્ઞાન વિરાગ ગમે નહીં ગાતા, રાસ કથાના રસિયા;
કામ ક્રોધ મદ લોભ ગર્વ છળ, અંતરથી નવ ખસિયા. રે શું૦
તન મન ધન દારા ઘર તારું, બ્રહ્મસમર્પણુ કીધું;
પાપકર્મ તો પામર જીવડે, પોતે માથે લીધું. રે શું૦
હિંગ તજે પણુ હરામ ન તજે, નીરખે કોઈ પરનારી;
લસણુ તજે પણુ લાચ ખાય છે, ન તજે ચોરી જારી. રે શું૦
જરને લોભે જૂઠા સોગન, ખાતાં પણુ નથી બીતા;
જૂઠી સાક્ષી જાય પૂરવા, ઝટ ઉપાડે ગીતા. રે શું૦
છાપ તિલક તાણીને અંગે, મંડળીઓમા મહાલે;
ગુપ્ત ઘાત અંતરમા રાખી, ઘણાકના ઘર ઘાલે. રે શું૦
એકાદશીનું વ્રત આચરે, ફરાળ સારું ફાકે;
ઉપર ચોખ્ખા અંતર મેલા, પરધન હરવા તાકે. રે શું૦
એક પ્રભુને ઉરમાં ધારી, પરમારથ આચરવું;
નીતિનો મારગ ઝાલીને, ભાળી ડગલું ભરવું. રે શું૦

એમ વિચારી જે જન ચાલે, ધર્મ તેહનો સાચો;
કહે છોટમ પરપંચી મારગ, જાણો સર્વે કાચો. રે શું૦

### પદ ૫–ગરબી

મહાપદ લાધ્યું રે જેને, બીજાં સાધન ન રહ્યાં તેને. (ટેક)
સહજ સમાધિ રે લાગી, અનુભવજ્યોતિ નિરંતર જાગી;
અનહદ વાજાં રે વાજે, પ્રણવ અરણવ લહેરે ગાજે. મહા૦
ગંગા જમુના રે વહે છે, તરવેણીમાં તાલ મળે છે;
જન ત્યાં આવે રે ઝાઝા, ત્યાં છે સકળ તીર્થનો રાજા. મહા૦
દેવમુનિનો રે મેળો, ભાવિકસંઘ થાય છે ભેળો;
અક્ષયવટ છે રે એમાં, વિશ્વપતિનો વાસો તેમાં. મહા૦
તે તીર્થમાં રે નાહશે કાગ, મટીને હંસ જ થાશે;
પિંડ જ તેમાં રે ધરશે, એકોતેર શત કુળો તરશે. મહા૦
નિર્મળ થાશે રે કાયા, પ્રેમ-પ્રયાગ વિષે જે નહાયા;
સંતપુરુષોની રે સંગે, છોટમ નહાયો પરમ ઉમંગે. મહા૦

## ૪૩ : છોટાલાલ

### પદ ૧–રાગ ઠૂમરી

અબકી બેર ઉગારો નાથ મોય, અબકી બેર ઉગારો રે. (ટેક)
એ સબ રિપુ મોહે બહુત સતાવે, તાતેં તમહીં નિવારો રે. અ૦
કબહુ મનોભવ સાયક મારે, મોહે ભ્રમાવનહારો રે;
કબહુક લોભ ઠગાવત આઈ, ક્રોધ જારે તન સારો રે. અ૦
દુરમતિ દુષ્ટ કુતરક ઉઠાવત, ઈરષા દેશ પસારો રે;
આશા તૃષ્ણા બડી પાપિણી, શુભ ગુણ ગ્રસત હમારો રે. અ૦
ઇષ્ટ ભજનમેં આવરણ દેવે, કૂડ કપટ છલ કારો રે;
બહુ અવિવેક અનીતિમંદા, દેત મહા દુઃખભારો રે. અ૦

હરિ ગુરુ સતસ્વરૂપ એક હો, મોરી અરજ ઉર ધારો રે;
જન છોટાકો લહો ઉગારી, જાણી ગુલામ તમારો રે. અ૦

પદ ૨-રાગ કાફી

વાવા રે અમીરી સતનકી, સતનકી હરિ ભગતનકી (ટેક)
માન અમાન નિરાદર આદર, પીડ મિટી ત્રિહુતાપનકી. વા૦
લોભ મોહ કામાદિસે લડ, મારી ગરદન ક્રોધનકી. વા૦
કેદ કિયે તિન પંચ પકડ કર, ફેરી દુહાઈ ચેતનકી. વા૦
તખ્ત સિંહાસન કીનો અધરપર, તાલી લાગી સમાધિનકી. વા૦
અનુભવ દેશમે વસે નિરંતર, આતમરાજ અખંડનકી. વા૦
વાલ મોરાર ચરણુરજ છોટા, બલિહારી એસે મહંતનકી વા૦

જ્યેષ્ઠ તપાંવે હૃદયકો, ઔર મન કરે ઉદાસ;
વિના જ્ઞાન ભગવાનકે, કહાં મુક્તિકી આશ?
હૈ વૃથા સબ આશ ઉસકી, જો ન દૃઢ વિશ્વાસ હૈ,
સદ્‌ભક્તીસે વિમુખ જો સુર અસુરકા દાસ હૈ;
સેવક હૈ જો જગદીશકા, ઉસકો નહીં કુછ ત્રાસ હૈ,
હૈ ચાર ફલ ઉસકો લિયે, બ્રહ્મલોક નિવાસ હૈ.

બિન વર્ષો આષાઢમેં, હૈ વ્યાકુલ સબ લોગ;
સંશય હૈ જહાં અન્નમેં, મિલે કહાં તહાં ભોગ.
ભોગ ઉનકો હૈ, જહાં જો વેદધર્મવિહીન હૈ,
દંભીકે દંભોમેં સદા તન મનસે જો લવલીન હૈ;
વહ કબ સુને ઉપદેશકો જો સંસ્કારમલિન હૈ,
હૈ નિત્ય ઉનકો સર્વ સુખ જો ઈશકે આધીન હૈ.

શ્રાવણ સૂખા દેખકે, હૈ સબ જન ભયભીત;
સુખકી આશા હૈ કહાં જહાં કર્મ વિપરીત.
કર્મ હૈ વિપરીત ઘર ઘર ચિત્રકા પૂજન કરે,
પૈસા હરણકો પોપજી રાખી લિયે કરમેં ફિરે;
ઉનકે સદા સુખ હૈ અચલ જો ધ્યાન નિજ પ્રભુકા ધરે,
જો હૈ વિમુખ અખિલેશસે વહ ક્યોં ન રૌરવકો ભરે.

ભાદોં ભગવાન વિમુખ જન, કરે અનર્થ વિચાર;
નિરાકાર ભગવાનકો, કહે કૃષ્ણ અવતાર.
જો હૈ રહિત વિપુ ઔર શિરસે, ઉસકો વપુધારી કહે,
પ્રતિવર્ષ જન્મ ઉસકા કરે, જિસકો કિ અવિકારી કહે;
હો પાપ ક્યા ઇસસે અધિક અવયવ ઓ સંસારી કહે;
માને જગતકર્તા જિસે ઉસહિકો વ્યભિચારી કહે.

કૃપા હુઈ ભગવાનકી, પૂર્ણ હુએ સબ 'માસ;
જગન્નાથકો જાન યો, પરબ્રહ્મકા દાસ.
હું દાસ મૈં અખિલેશકા જિસને રચા સંસાર હૈ,
નહિ ઔરકા સેવક બનું, મેરા યહી સુવિચાર હૈ;
યજ્ઞ દાન તપાદિ વ્રત જિસ પુરુષકા સત્કાર હૈ,
વહિ ઉર બસો મેરા સદા યહિ વિનય વારંવાર હૈ.

પદ ૨–ગઝલ

દિલ રંગા જિસને નહીં, કપડે રંગાયે કયા હુઆ?
સત અસત જાના નહીં, પંડિત કહાયે કયા હુઆ? (ટેક)
વેદકે અનુકૂલ જો કુછ શાસ્ત્ર હૈં સો સત્ય હૈ;
તદ્વિરુદ્ધ ઔર બાહ્ય મત, લાખો ચલાયે કયા હુઆ? દિલ૦
પૂજતે ફિરતે હો કયો તુમ, મૃત શિલા જલ ધાતુ કાષ્ઠ;
પૂર્ણ ચેતનકો મનાઓ, જડ મનાએ કયા હુઆ? દિલ૦
વશ કિયા દશકો નહીં, એક ક્રોધકી અગ્નિ હૈ તીવ્ર,
ભસ્મકો ધારણ કિયે, ઔર કચ બઢાયે કયા હુઆ? દિલ૦
માંસકો છોડા નહીં, ઔર મદ્યકે મદમેં હૈ મસ્ત;
લે કે માલા હાથમેં, દાને ફિરાયે કયા હુઆ? દિલ૦
અન્નકો ત્યાગા જિન્હોને બનમેં ખાયે કંદમૂલ;
જાના ન બ્રહ્માનંદ કો તો તન સુકાયે કયા હુઆ? દિલ૦
વર્ણ હૈ ગુણકર્મમેં મત જન્મકા અભિમાન કર;
બાપદાદાં કે ગુણોંકા ગીત ગાયે કયા હુઆ? દિલ૦
દાસ થે પરમાતમાકે રુદ્ર બ્રહ્મા રામ કૃષ્ણ;
કરકે નિંદા ઉનકી ફિર, શત્રુ હંસાયે કયા હુઆ? દિલ૦
લોભ વા ભયસે કરે મિથ્યા કથન જો રાતદિન;
લોકદર્શનકે લિયે, આસન બિછાયે કયા હુઆ? દિલ૦

કૃપા હુઈ ભગવાનકી, પૂર્ણ હુએ સબ માસ;
જગન્નાથકો જાન યો, પરબ્રહ્મકા દાસ.
હુ દાસ મૈં અખિલેશકા જિસને રચા સંસાર હૈ,
નહિ ઔરકા સેવક બનુ, મેરા યહી સુવિચાર હૈ;
યજ્ઞ દાન તપાદિ વ્રત જિસ પુરુષકા સત્કાર હૈ,
વહિ ઉર બસો મેરા સદા યહિ વિનય વારંવાર હૈ.

પદ ૨-ગઝલ

દિલ રંગા જિસને નહીં, કપડે રંગાયે ક્યા હુઆ ?
સત અસત જાના નહીં, પંડિત કહાયે ક્યા હુઆ ? (ટેક)
વેદકે અનુકૂલ જો કુછ શાસ્ત્ર હૈં સો સત્ય હૈ;
તદ્વિરુદ્ધ ઔર બાહ્ય મત, લાખો ચલાયે ક્યા હુઆ ? દિલ૦
પૂજતે ફિરતે હો કયો તુમ, મૃત શિલા જલ ધાતુ કાષ્ઠ;
પૂર્ણ ચેતનકો મનાઓ, જડ મનાએ ક્યા હુઆ ? દિલ૦
વશ કિયા દશકો નહીં, એક ક્રોધકી અગ્નિ હૈ તીવ્ર,
ભસ્મકો ધારણ કિયે, ઔર કચ બઢાયે ક્યા હુઆ ? દિલ૦
માંસકો છોડા નહીં, ઔર મદ્યકે મદમેં હૈ મસ્ત;
લે કે માલા હાથમેં, દાને ફિરાયે ક્યા હુઆ ? દિલ૦
અન્નકો ત્યાગા જિન્હોંને બનમેં ખાયે કંદમૂલ;
જાના ન બ્રહ્માનંદ કો તો તન સુકાયે ક્યા હુઆ ? દિલ૦
વર્ણ હૈ ગુણકર્મસે મત જન્મકા અભિમાન કર;
બાપદાદો કે ગુણોંકા ગીત ગાયે ક્યા હુઆ ? દિલ૦
દાસ થે પરમાતમાકે રુદ્ર બ્રહ્મા રામ કૃષ્ણ;
કરકે નિંદા ઉનકી ફિર, શત્રુ હંસાયે ક્યા હુઆ ? દિલ૦
લોભ વા ભયસે કરે મિથ્યા કથન જો રાતદિન;
લોકદર્શનકે લિયે, આસન બિછાયે ક્યા હુઆ ? દિલ૦

ધનહરણકો હૈ કુશળ, ઓરોકે સમ્યક પોપજી;
મૂર્ખોસે કરકે છલ કપટ, પૈસે કમાયે ક્યા હુઆ? દિલ૦
જન્મપત્રિકા મિલાવે, મેષ વૃષ કરકે વિચાર;
આયુ ગુણ કન્યા ઔર વરકે મિલાયે ક્યા હુઆ? દિલ૦
ફૂલ નવ કષ્ટ દે, શક્તિ હૈ જો જડ દ્રવ્ય હૈ;
ઔર દેહે તો તુમ્હે રિશવત ખિલાયે ક્યા હુઆ? દિલ૦
જીતે મા ઔર બાપકા, આદર કિયા જિસને નહીં;
મર ગયે પર ફિર વૃથા, ધનકે લૂંટાયે ક્યા હુઆ? દિલ૦
દાન દો વિદ્વાનકો યા દીનજન હો જો કોઈ;
મૂર્ખ ઔર ધનવાનકો, ધનકે ઝુકાવે ક્યા હુઆ? દિલ૦

અબલાઓકી પુકારકો સુનતા નહીં કોઈ;
કિસકિસકો તાપ દેખિયે ઉનકા જલાયગા. પાયેગા સુખ૦
જો કુછકિ દુઃખ ઉનપેં હૈ હો ઉસસે ક્યા અધિક ?
ક્યા ઉનકો ઔર અબ કોઇ સૂળી ચઢાયગા. પાયેગા સુખ૦
કરુણા કૃપા દયા ન કરો ન્યાય તો કરો;
યશ પાયગા જો ઉનકી અનલકો બુઝાયગા. પાયેગા સુખ૦
જો પોપજીકી બાતમેં વિશ્વાસ કર ચૂકે;
સદ્વાક્ય ઉનકે મનમેં કયો કર સમાયગા ? પાયેગા સુખ૦
વિનતિ મેરી સુનો ન સુનો મેં તો કહ ચૂકા;
વેદોક્ત કર્મ તુમકો પરમપદ દિલાયગા. પાયેગા સુખ૦
હૈ દાસ જગન્નાથ પરબ્રહ્મકા સદા;
ઉસકે સિવા ફિર ઔરકો ક્યો શિર ઝુકાયગા પાયેગા સુખ૦

## ૪૫ : જનાર્દન

### પદ ૧–રાગિની યોગ

જય ગંગે જય જય જનની, જનકી ટેર સુનો મહારાની;
નિરમલ નીર સુધાસમ શીતલ, સકલ સુમંગલ ખાની.
શ્રીપતિ કમલ ચરણસેં નિકસીં, ઈશશીશ લપટાની;
ભક્તિ જાનિ ભગીરથ નૃપપે, કૃપા કિયો જગજાની.
સુરનર મુનિ નારદ શુક સારદ, રહત બિમલ મનમાની;
શિવ સનકાદિ આદિ બ્રહ્માદિક, વેદ પુરાણ વખાની.
હસ્તકમલ મુખકમલ આપકે, ચરણકમલ સુખદાની;
સંત સુજાન સુજસ નિત ગાવત, પાતકપુંજ નસાની.
શ્વેત વસન આભૂષણ રાજત, સુંદર શીલ સયાની;
દાસ જનાર્દન હરખ નીરખ છબિ, થકે નેન મન ખાની.

## ૪૬ : જયરામ

### પદ ૧

રહોને પવનાં પલ ઘડી, તમે રહો આજની રાતડિયાં;
મારા દિલની બૂજ વિનંતી, કરી લો હંસા વાતડિયાં. (ટેક)
કમર બાધીને હાલ્યો હંસો, કાયાનગરી તરછોડી;
મરતલોકમા હુવો સંગોળા, આવ્યો આપણે દો જોડી. રહોને૦
આ કાયાને લાડ લડાવ્યા, બહુ જતને કરી જાળવિયાં;
તમે ભાર ભરી હાલ્યા પ્રાણિયા, અમને કોને ભાળવિયા. રહોને૦
કાયાસુંદરી રૂવે રુદન કરી, અમે અબળા બહુ તરવરિયાં;
વા'લે અમને મેલ્યાં વનમાં, ગયો આતમા રઝવડિયાં. રહોને૦
સગું કુટુંબ તને લૂંટવા લાગ્યુ, સોળસેં વાઘા સજી કરી;
તમે રાણિયા હાલ્યા પ્રાણિયા, મસાણુ સોમે પરજળિયાં. રહોને૦
આયા રઘુપતિ છોડો પ્રાણિયા, ઉજ્જડ કરો હો ગામડિયાં;
દાસ જયરામ રામને શરણે, ગુણ ગાઈ ચરણે પડિયાં. રહોને૦

### પદ ૨–ચોપાઈ

સર્વ પતિતમા હું બહુ પાપી, વિષય વિરાજ્યો થાય ઉથાપી;
એવા અવગુણ મુજમા ભારી, તે તમે જાણો દેવ મોરારિ.
અશરણશરણ હો વ્રજ સંભાળો, આવ્યો ચરણે ફેરો ટાળો;
ફરીફરીને કાયો સ્વામી, ભવદુઃખ પામ્યો અંતરજામી.
મતપંથ મેં સરવે જોયા, સતસંગ વિના ફિરિ વગોયા;
હું હું કરતા ના મળે હરિ, જઈ ભગવે ચોરાશી ફરી.
એવા મત તો જગમાં બહુ, સમજણ વિના ભૂલ્યા સહુ;
સમજણ છે સદ્ગુરુની પાસ, સંત સુખેથી થાય પ્રકાશ.
એવા સંત તો ત્યારે મળે,, જ્યારે સદ્ગુરુ કરુણા કરે.
મુજ પર જ્યારે કીધી મહેર, મેલ્યાં મા'જન મારે ઘેર.

મુજને આવી કહ્યું એમ, આવો અવસર ભૂલ્યો કેમ?
ત્યારે કહ્યું સુણો જગદીશ, મને મેલો માં રે ઈશ.
ત્યારે કહીએ તે વચન માન, અમે કહીએ તુજને સાન;
સ્વામી પ્રગટ્યા પૂરણબ્રહ્મ, તું જઈ લેને તેનું શર્ણું.
જન્મ મરણ તો છૂટી રહ્યાં, ને બીજે કુશળ નથી કયાં;
દારૂ માટી ચોરી અનેરી; વટલવું વટલાવવું ના સ્મેરી.
પંચ વર્તમાન તું હૃદે ધરજે, પછે કહીએ તેવું કરજે;
તો ઈશ્વરની થાશે મે'ર ને જમરાજશું ટળશે વેર.
ત્યારે થાશે આનંદ ભારી, બ્રહ્મમહેલની ઊઘડશે બારી;
તેમાં જઈને સુખથી રે', મુખે નામ નારાયણ લે.
હવે નહિ જઈએ વહેતે પૂર, મળિયા પ્રભુ પ્રગટ હજૂર;
જેરામદાસ કહે મળિયા રામ, ત્યારે સર્યાં હમારાં કામ.

## ૪૭: જાદવ

### પદ ૧

સમરું મન પૂરણકામ ઋષિવર નમું નમું.
પુણ્યપવિત્ર મંગલ નામ ઋષિવર નમું નમું.
યાજ્ઞવલ્ક્ય અને શૌનક ઋષિવર નમું નમું.
અગસ્ત્ય ને ઉદ્દાલક ઋષિવર નમું નમું.
કણાદ અને આરુણક ઋષિવર નમું નમું.
કૌશિક ને અષ્ટાવક્ર ઋષિવર નમું નમું.
ભાર્ગવ અને દેવલ ઋષિવર નમું નમું.
ગાલવ ને પતંજલિ ઋષિવર નમું નમું.
ભારદ્વાજ અને માતંગ ઋષિવર નમું નમું.
સાંદીપન ને સરભંગ ઋષિવર નમું નમું.

શાડિલ્ય અને ચ્યવન ઋષિવર નમું નમું.
કપિલ ને કાત્યાયન ઋષિવર નમું નમું.
વસિષ્ઠ અને કશ્યપ ઋષિવર નમું નમું.
આપસ્તમ્ભ ને શાતાતપ ઋષિવર નમું નમું.
શ્રીવ્યાસ અને શુકદેવ ઋષિવર નમું નમું.
વિશ્વામિત્ર ને વામદેવ ઋષિવર નમું નમું.
દુર્વાસા અને કર્દમ ઋષિવર નમું નમું.
અંગિરા ને ગૌતમ ઋષિવર નમું નમું.
પુલસ્ત્ય અને દાલભ્ય ઋષિવર નમું નમું.
નારદ ને વિભાંડક ઋષિવર નમું નમું.
માર્કંડેય અને સમિક ઋષિવર નમું નમું.
પારાશર અને વાલ્મિક ઋષિવર નમું નમું.
આશ્વલાયન ને પિપ્લાયન ઋષિવર નમું નમું.
બૌધાયન વૈશંપાયન ઋષિવર નમું નમું.
સુતપુરાણી અને હારીત ઋષિવર નમું નમું.
અત્રિ ઉશન આસિત ઋષિવર નમું નમું.
જામદગ્નિ અને જૈમિની ઋષિવર નમું નમું.
સંવર્ત સૌભરી શૃંગી ઋષિવર નમું નમું.
ગોભિલ અને સુતિક્ષણુ ઋષિવર નમું નમું.
શ્રી ગર્ગાચાર્યજી કણ્વ ઋષિવર નમું નમું.
જાજલી અને જાબાલી ઋષિવર નમું નમું.
પર્વત લિખિત મેધાવી ઋષિવર નમું નમું.
લોમશ ને દક્ષ દધિચી ઋષિવર નમું નમું.

જાદવ ધરે ચરણે શીશ ઋષિવર નમું નમું.
ઘો ભક્તિની આશિષ ઋષિવર નમું નમું.

પદ ૨

નારાયણ નારાયણ જય ગોવિંદ હરે,
નારાયણ નારાયણ જય ગોપાલ હરે.
નારાયણ નારાયણ દુઃખ સકળહર્તા,
નારાયણ નારાયણ મંગલ ભવભર્તા.
નારાયણ નારાયણ શ્રીહરિ દીનબંધુ,
નારાયણ નારાયણ દેવ દયાસિંધુ.
નારાયણ નારાયણ વ્યાપક સર્વાત્મા,
નારાયણ નારાયણ નિર્ગુણ પરમાત્મા.
નારાયણ નારાયણ શાશ્વત શાંતિ સ્વરૂપ,
નારાયણ નારાયણ સચ્ચિદાનંદ રૂપ.
નારાયણ નારાયણ શરણાગત-વત્સલ,
નારાયણ નારાયણ પદ શુભ અભય અચળ.
નારાયણ નારાયણ યોગેશ્વર સ્વામી,
નારાયણ નારાયણ સચરાચર-ગામી.
નારાયણ નારાયણ અરૂપ અચિંત્ય અનંત,
નારાયણ નારાયણ ભયભંજન ભગવંત.
નારાયણ નારાયણ નિત્ય નિરંજન અનામ,
નારાયણ નારાયણ નિર્મલ પૂરણકામ.
નારાયણ નારાયણ અચ્યુત સુખરાશિ,
નારાયણ નારાયણ અનુપમ અવિનાશી.
નારાયણ નારાયણ સિદ્ધિ-અષ્ટસંયુક્ત,
નારાયણ નારાયણ શુદ્ધ સનાતન મુક્ત.

નારાયણુ નારાયણુ અપરમપાર માયી,
નારાયણુ નારાયણુ સુબુદ્ધિદાયી.
નારાયણુ નારાયણુ દિવ્ય અનાદિ પ્રભુ,
નારાયણુ નારાયણુ અગ્રાહ્ય સ્વયંભૂ.
નારાયણુ નારાયણુ શ્રેષ્ઠ શુચિ સર્વજ્ઞ,
નારાયણુ નારાયણુ બંધ વિમોચન યજ્ઞ.
નારાયણુ નારાયણુ અદ્વૈત અવિકારી,
નારાયણુ નારાયણુ કષ્ટ—વિપદહારી.
નારાયણુ નારાયણુ ધ્રુવ ધર્મ મૂર્તિ,
નારાયણુ નારાયણુ શ્રુતિસાગર-દ્યુતિ.
નારાયણુ નારાયણુ જગદ્ગુરુ તારણુ,
નારાયણુ નારાયણુ અખિલ વિશ્વકારણુ.
નારાયણુ નારાયણુ સત્ય પુરાતન ભવ્ય,
નારાયણુ નારાયણુ અતુલ અમિત અવ્યય.
નારાયણુ નારાયણુ અક્ષર પરાત્પર,
નારાયણુ નારાયણુ સૂક્ષ્મ અજર અમર.
નારાયણુ નારાયણુ પ્રકાશાત્મા પરબ્રહ્મ,
નારાયણુ નારાયણુ જાદવ નિગમાગમ.
નારાયણુ નારાયણુ પતિતપાવન ઈશ,
નારાયણુ નારાયણુ જય જય શ્રીજગદીશ.

પદ ૩

બળવંતા હરિ બાપ, અમારા બળવંતા હરિ બાપ. (ટેક)
રંક જાણીને વહેમ રાખ તું, દૂર કરી પરિતાપ;
વારે વારે વાંછીએ એવું, શુભ મારગમાં સ્થાપ. અમારા૦
પાપ અમાપ નિવાર ક્ષમા ધરી, કષ્ટ કૃપાળુ કાપ;
સત્ય જ્ઞાન શુદ્ધ ભક્તિ કહે જાદવ, અવિનાશી તું આપ. અમારા૦

## ૪૮ : જીવણ

### પદ ૧

જો જો રે આ જુગની રહેણી, જો જો રે આ કલિયુગની કહેણી;
કેસે આધીનતા આવે હરિ. (ટેક)
કૂડ કપટ સહુ દૂર કરે તો તારી,
દેહમાં રામ દરશાવે રે. આધીનતા૦
આધીન રહેવે તો, મહાસુખ પાવે, ગુરુગમ જ્ઞાન બતાવે;
આધીન હોકર, બૈઠ આસન પર,
મોટા મહીપતિ શીશ નમાવે રે. આધીનતા૦
આધીનતા નો'તા રાવણ, રાજ ગુમાયા, દુર્યોધન દુઃખ પાયા;
આધીન હોતા ભાઈ ધ્રુવ ને પ્રહ્લાદ,
એ તો ઠીક કરીને ઠેરાયા રે. આધીનતા૦
હસ્તિ ને ઘોડા ભૂમિ, સુવર્ણ દાન દેવે, કોટિ કોટિ યજ્ઞ કરાવે;
કાશીમાં જઈને ભલે, ગૌદાન દેવે તોયે,
આધીનતાને તોલે ન આવે રે. આધીનતા૦
હોય સબળા પણ નબળા થઈ રહેવે, તો ગુરુગમ જ્ઞાન બતાવે;
દાસી જીવણ સંતો ભીમ કેરે ચરણે;
સમજીને ફેરો ફાવે રે. આધીનતા૦

### પદ ૨–ભજન

મૈં પણ દાસી રામ તોરી દાસી. (ટેક)
પિયા તું મારા ચરણકી;
મૈં પણ દાસી તોરે રંગે રાચી,
દીનબંધુ દેવા આવો, ગોકુળ ગામડાના વાસી. મૈં૦

સાખી

શરીબાઈ કુંભારના બોલ સાંભળી, સુરતા રાખી મોરા શ્યામ;
નિંભાડામાંથી બચલા ઉગાર્યા, તે દી પ્રતિજ્ઞા રાખી રામ. મેં૦
પ્રહલાદ કારણે થંભ ધગાવ્યો, તે દી પાની ભરી પાછી;
તાતો થંભ તમે શીતળ કર્યો, તેમાં કંઈ વાત કહી કાચી. મેં૦

સાખી

એક દિન ગજે કહ્યું ગિરધારી, અંતરજામી સુણી આરદાસ;
મહા જળમાંથી મુકાવ્યા, તે દી પ્રભુ પધાર્યા એની પાસ. મેં૦
ગ્રૂડને મારી જૂજવા કીધા, ફટકમાં ટાળી ગજની ફાસી;
એણી તકે વહેલા આવો, તમે વંદરાવનના વાસી. મેં૦

સાખી

કયા કહું કલિયુગકી, સંતઉદ્ધારણ શ્યામ;
રધ રાખી રાણા તણી, કેશવ તમારા કામ. મેં૦
ઝેરના કટોરા રાણાજીએ મોકલ્યા, બાઈ હતા પ્રેમના પ્યાસી,
ઈ રે વિષે મીરા મૂઈ હત તો, થાત જગતમાં તારી હાંસી. મેં૦

સાખી

મીરાદે રૂપાદે તોળાદે રાણી, જેણે પ્રેમલક્ષણા ભક્તિ પિછાણી;
સાચી ભક્તિ તો તારાદે તણી, જઈ વાડી ઘર વેચાણી. મેં૦
નરસિંહ મહેતાના મામેરા પૂર્યાં, થયા દીનબંધુ એની દાસી,
એ માહેલું આજ કાંઈ ન સૂઝે, વહાલા વાત કહું છું સાચી. મેં૦

સાખી

અધમઉદ્ધારણ અંતરજામી, સંભારી લે સેવકની સાર;
મહા ગુના હોય તો માફ કરો, પણ દાસીને દિયો દીદાર. મેં૦
સતઉદ્ધારણ શ્યામ કહેવાણા, એમ શાસ્ત્ર કહે વાત સાચી;
દાસી જીવણ સંતો ભીમને ચરણે, હું તો રંગ તમારે રાચી. મેં૦

પદ ૩-ભજન

વહાલો મારો સાચાનો સંગાથી રામ, જેણે પ્રીત કીધી. (ટેક)
વહાલાજી મારા, પ્રથમ ધ્રુવ શું પ્રીત કીધી;
તેને અવિચળ પદવી દીધી રામ, જેણે પ્રીત કીધી. વહાલો૦
વહાલાજી મારા, બળિને બોલાવી વાચા લીધી;
ત્રણ ડગલાં પૃથ્વી લીધી રામ, જેણે પ્રીત કીધી વહાલો૦
વહાલાજી મારા, ઊંડા તે જળમાં ગર્જના કીધી;
તેની તરત ખબરું લીધી રામ, જેણે પ્રીત કીધી વહાલો૦
વહાલાજી મારા, હેતે વિદુરની ભાજી ખાધી;
અને વચને ગુણકા સાધી રામ, જેણે પ્રીત કીધી વહાલો૦
વહાલાજી મારા, વૃદા તે વનના વાસી,
એમ બોલ્યા જીવણદાસી રામ, જેણે પ્રીત કીધી. વહાલો૦

પદ ૪

રામ સમર મન રામ સમર લે, અરે મૂર્ખ કયો મનસૂના
જાગ્રત નગરી ચોર ન લૂટે, જખ મારેગા જમદૂતા. (ટેક)
જપ કર તપ કર કોટિ યજ્ઞ કર, કાશી જઈ કરવત લેતા,
મૂઆ પછી મુક્તિ નહિ હોવે, રણુમે સરજે જમદૂતા રામ૦
જોગી હો કર જટા બઢાવે, અંગ લગાવે ભવભૂતા,
દમડી કારણ દેહિ જલાવે, સો જોગી નહિ જમદૂતા રામ૦
જોગી હોય સો જંગમ રહેવે, કામ ક્રોધકું દે દંડા,
અધર તખત પર આપ બિરાજે, સો જોગી હય અવધૂતા રામ૦
સૂતા સો નર ગયા ચોરાશી, જાગ્યા સો નિરભે હોતા;
દાસ જીવણ ગુરુ ભીમને ચરણે, અનુભવી અનુભવ લેતા રામ૦

પદ ૫

મેં મસ્તાના મસ્તી ખેલું, મેં દીવાના દર્શનકા;
ક્ષમાખડ્ગ લઈ આગે હો તું, મે સિપાઈ હુ મેરમકા (ટેક)

ઘનન ઘનન ઘડિયાળા વાગે, તાલ પખાજ અરુ મરદંગા;
શૂન્ય શિખરગઢ સેન ચલાવું, નાચ નચાવું નવરંગા. મેં૦
રાય આંગણિયે વાસ રોપાવું, ધીમા ઢોલ બજાઉંગા;
નટવા હો કર નાચ નચાવું, અનભેપદ લઈ આવુંગા. મેં૦
મેં દાસી સબ સંતન કેરી, પાઉ પિયાલા અવિનાશી;
ખોજ ખબર તું જો દિલભીતર, રોમરોમ પર લે લાગી. મેં૦
જીવન મુન લો સાધો ભાઈ, કઠિન કામ હે વૈરાગી;
તુરત સુરત સાન ઠેરાણી, સકલ ભરમની લે ભાગી. મેં૦

પદ ૬

મારો બાલપણાનો બેલી રે,
મારી કાયાનો સંઘાતી રે, જેણે પ્રીત કીધી. (ટેક)
વા'લા મારા પે'લી પ્રીત ધ્રુવે કીધી,
જેણે અવિચળ પદવી લીધી રે, જેણે પ્રીત કીધી.
વા'લે મારા ભાવે વિદુરની ભાજી ખાધી,
જેને સંગતે ગુણકા સીધી રે, જેણે પ્રીત કીધી.
વા'લે મારા જલમા ગજે બૂમ કીધી,
તેની તરત ખબરું લીધી રે, જેણે પ્રીત કીધી.
વા'લો મારો વનરા તે વનનો વાસી,
એમ બોલ્યા જીવણદાસી રે, જેણે પ્રીત કીધી.

પદ ૭

મારા બાળપણની પ્રીતું રે, પૂરવ જનમની પ્રીતું રે;
ઓધા મહોલે આવો. (ટેક)
જોઈ જોઈને વેરીએ જોતું, બીબા વિના ન પડે ભાતું રે;
ભાર ઝીલે ભીતું રે; ઓધા મહોલે આવો.
દાસી માથે શું છે દાવો, મારે મહોલે ના આવે માવો;
આવે તો અભાવો રે; ઓધા મહોલે આવો.

તમ વિનાનું નથી રે'વાતું, વાલમ આવો કરીએ વાતું;
આવી છે એકાંતું રે; ઓધા મહોલે આવો.
દાસ જીવણ સતો ભીમને ચરણે, વારણાં લઉ વારી વારી;
ગરીબી ગવાણી રે; ઓધા મહોલે આવો.

પદ ૮

ઉછી ઉધારા તારા કેટલાક રડશે વા'લા,
ખોળિયુ લીધું છે માગી ભાડે;
એવો મોંઘામૂલો મનખો મેલીને (ટેક)
જાવાનુ એક દા'ડે; એવો મોઘામૂલો મનખો મેલીને.
સગું રે કુટુંબ તારું આપલા સુધી રે વા'લા,
મિત્રો વોળાવી આવ્યા ઉજ્જડ પાડે. એવો મોઘામૂલો૦
દેહના ડુંગર તારા ડોલવા લાગ્યા વા'લા,
વચને બંધાયા કહિયે કાચે નાડે એવો મોઘામૂલો૦
દાસ જીવણ સતો ભીમને ચરણે વા'લા,
સાધુ વોળાવા કોઈ નહિ પાડે. એવો મોઘામૂલો૦

પદ ૯

અમારા રે અવગુણ ને ગુરુજીના ગુણ ઘણા રે જી;
અમારા અવગુણ સામું મત જોવ. (ટેક)
ગુરુજી મારો દીવો રે, ગુરુજી મારો દેવતા રે જી;
ગુરુજી મારા પારસમણિને તોલ. અમારા અવગુણ૦
ગુરુ મારા ગંગા રે, ગુરુ મારા ગોમતી રે જી;
ગુરુ મારા કાશી ને રે કેદાર. અમારા અવગુણ૦
ગુરુજી મારા ત્રાપા રે, ગુરુજી મારાં તુંબડા રે જી;
ઈ તુંબડીએ ઊતરિયે ભવપાર અમારા અવગુણ૦
જાલીડાં મેલાવો રે, ગુરુગમ જ્ઞાનના રે જી.
ઈ જાલીડાં જરણા માહેલો જામ. અમારા . ૦

ગુરુને પ્રતાપે દાસ જીવણ બોલિયા રે જી;
દેજો અમને સંતચરણમાં વાસ. અમારા અવગુણ૦

પદ ૧૦

કૂડ કપટને તમે દૂર કરો તો, તારી દેહીમાં રામ જમાવું;
કેમેં આધીનતા આવે જી. (ટેક)
અધીન હતા તબ સહેલા સુખ પાયા, ગુરુગમ જ્ઞાન બતાયા રે;
કેસેં આધીનતા આવે જી?
અધીન હો કે આસન પર બેઠા, ઈ તો મહીપતિ શીશ નમાયા રે;
કેસેં આધીનતા આવે જી?
અધીન હતો ત્યારે રાવણ રાજ ખોયુ, ગુરુગમ જ્ઞાન બતાયા રે;
કેમેં આધીનતા આવે જી?
અધીન હતા ધ્રુવ ને પ્રહ્‌લાદ, તે તો ઠીક કરીને ઠેરાણા રે;
કેસેં આધીનતા આવે જી?
હસ્તી ને ઘોડા માલ ખજાના, ઈ તો કંચનમોલ લૂંટાયા રે;
કેસેં આધીનતા આવે જી?
કાશીએ જઈ ને કરવત દિયો, ઓલા અનુભવી આ તોલ ના'વે રે;
કેસેં આધીનતા આવે જી?

પદ ૧૧

જાવું છે મરી, મેરમ જાવું છે મરી, લેહ લગાડી રામ ભજી લે.
મેડી મંદિર માળિયાં, તારાં જાશે રે પડી;
કાચી કાયાનું સ્થૂળ બંધાણું, જાણે ધૂળની ઘડી, ધૂળની ઘડી રે. મે૦
સગું કુટુંબી તારું લૂંટવા લાગે, કાનની કડી;
કાઢો કાઢો એને સહુ કહે હવે, રોકો મા ઘડી, રોકો મા ઘડી રે. મે૦
ફૂલની ઘોડિયે ફૂલી રહ્યાં છે, જાણે ગરથમાં ગળી;
જમડા આવશે જીવ લેવા પછે, ભાંગશે નળી, ભાંગશે નળી રે. મે૦
સાધુની સંગત, ગુરુની સેવા, ઈ વાત છે ખરી;
દાસ જીવણ સંત ભીમ કેરે ચરણે, જનમ જાયે ટળી, જાયે ટળી રે. મે૦

પદ ૧૨

સતગુરુ મળિયા એના સંશય ટળિયા, મારી ભે-ભરમણા ભાગી;
જિયો રામ, ભે-ભરમણા ભાગી જી. (ટેક)
જ્ઞાન ગરુ મેં તો કંઈ નહિ જાણ્યુ,
મારી સુરતા સાહેબ શું રે લાગી;
જિયો રામ, સુરતા સાહેબ શું રે લાગી જી. જિયો૦
નાભિકમલથી નાવ ચલત હે, ઝળહળ જ્યોતું એ જાગી. જિયો૦
શૂરા નર તો સન્મુખ ચાલે, કાયર જાશે ભાગી. જિયો૦
બીજડી બંદૂકડી ને પ્રેમપલીતો, અમને જ્ઞાનગલોલી લાગી. જિયો૦
દાસ જીવણ સંતો ભીમ કેરે ચરણે, સંત મળ્યા સુહાગી. જિયો૦

## ૪૯ : જેઠીરામ

પદ ૧

મન તું કાયકું કરે કલ્પના,
જીવ તું કાયકું કરે કલ્પના, જગ જાન લેને સ્વપ્ના. (ટેક)
એક અકબર બડા સિયાના, ગત અવગત કબહુ ન જાના;
સવા લક્ષકી સોડ બનાઈ, હીરા માણેક રતન જડાઈ,
ગયા નંગા મિલ્યા ન વાકું ખપના. જગ જાન૦
દશ મસ્તક વીસ ભુજા થી, કુંભકરણ સરખા ભાઈ;
સાત સાગર બીચ વમે બંકા, રાવણ છોડ ચલા ગઢ લંકા;
તોહું મન સમજ્યા નહીં અપના. જગ જાન૦
જાકું અરબ ખરબ દ્રવ્ય હોતા, સુખમેંજ પલંગ પર સોતા;
દમડી પર દમડી જોડી, વાંકું સંગ ન ચાલી એક કોડી;
પડા રણમેં અગન બીચ તપના. જગ જાન૦
માત પિતા બંધુ સુત દારા, સબ દેખન માત્ર વહેવારા;
યહ જૂઠી બાજી જાની, સત્યરૂપ રામ પહિચાની;
જેઠીરામ કહે હરિ હરિ જપના. જગ જાન૦

## ૫૦ : જેસલ

### પદ ૧

પાપ તારાં પ્રકાશ જાડેજા, ધર્મ તારો સંભાળ રે;
તારી બેડલીને બૂડવા નહિ દઉં, જાડેજા રે તોરલ કહે છે જી. (ટેક)
તોડી સરોવરપાળ સતી મેં, તોડી સરોવરપાળ રે;
ગૌધન તરસ્યા વાળિયાં, તોરલ દે રે જેસલ કહે છે જી. પાપ૦
હરણ હણ્યા લક્ષ ચાર સતી મે, હરણ હણ્યાં લક્ષ ચાર રે;
વનના મોરલા મારિયા, તોરલ દે રે જેસલ કહે છે જી. પાપ૦
લૂંટી કુંવારી જાન સતી મેં, લૂંટી કુવારી જાન રે;
સાતવીશું મોડબંધા મારિયા, તોરલ દે રે જેસલ કહે છે જી. પાપ૦
ગોંદરેથી વાળેલ ગાય સતી મેં, ગોંદરેથી વાળેલ ગાય રે;
બેન ભાણેજાં દૂભિયા, તોરલ દે રે જેસલ કહે છે જી. પાપ૦
જેટલા મયેજા વાળ સતી રાણી, જેટલા મયેજા વાળ રે;
એટલાં કુકર્મો મેં કર્યાં, તોરલ દે રે જેસલ કહે છે જી પાપ૦
બોલ્યા જેસલ પીર કાઠીરાણી, બોલ્યા જેસલ પીર રે;
મને સંતચરણમા રાખજો, તોરલ દે રે જેસલ કહે છે જી. પાપ૦

## ૫૧ : તાનસેન

### પદ ૧–રાગ ભૈરવ પ્રભાત

ઊઠ પ્રભાત સમર લે તું શ્રીગનેશ દેવા;
પ્રાતસમે સમર લે તું શ્રીગનેશ દેવા. (ટેક)
માતા જાકી પારવતી, પિતા શંકર દેવા.
નામ લેતા બિઘન હરે, સફલ વાકી સેવા. ઊઠ પ્રભાત૦
એકદંત દયાવંત ચાર ભુજા ધારી;
મસ્તકે સિંદૂર સોહે, મૂષકકી અસવારી. ઊઠ પ્રભાત૦

ચડનેકો પાન ફૂલ, ખારેકો મેવા;
સકળ સૃષ્ટિ તુમકો રટે, શંકર મહાદેવા. ઊઠ પ્રભાત૦
સંગ સુધબુધ બે નાર, ચમર નિત્ય કરહીં;
નામ તાકો નિત્ય લીજે, સર્વ બિઘનહરહીં. ઊઠ પ્રભાત૦
કથન થાલ મુક્તમાલ, જાત સહુ વારી;
તાનસેન ગજાનન, ગાવત સુખકારી. ઊઠ પ્રભાત૦

પદ ૨-રાગ પ્રભાત ભૈરવ

શંકર મહાદેવ દેવ, સેવક સબ જાકે;
સેવક સબ જાકે લાલ, નોકર હમ વાકે. (ટેક)
લટપટ લપટ જાત બાલ, ઓઢત તન જરત ખાલ;
રુંઢમાલ ચંદ્ર ભાલ, દ્રગ બિશાલ જાકે. શંકર મહાદેવ૦
ભસ્મી અંગ શિષ ગંગ, બાહન અતિ બલ પ્રચંડ;
ગિરિજા અરધંગ સંગ, રુંઢમાલ જાકે. શંકર મહાદેવ૦
ડમરુ ઉપર ધ્યાન ધરત, દાનવકુલ પ્રાન હરત;
અસે પ્રભુ ભેખ ધરન, નીલકંઠ જાકે. શંકર મહાદેવ૦
પાવત નહિ પાર શેષ, ધ્યાવત સુરીસુનિ નરેશ;
નારદ મુનિ ધ્યાન ધરત, બ્રહ્માદિક જાકે. શંકર મહાદેવ૦
તાનસેન અતિ અનૂપ, નિરખત શંકરકો રૂપ;
બારું કોટિક ભૂપ, ચરનન પર જાકે. શંકર મહાદેવ૦

✓ પદ ૩-રાગ બિભાસ

આજ તો હમારે ભાગ્ય જટાધારી આયે;
જટાધારી આયે સો મેરે મન ભાયે. (ટેક)
ઉજરી વિભૂતિ અંગ, જટામાં ખલકે ગંગ;
મુખ તો પૂનમચંદ્ર, ભલી શોભા લાયે. આજ તો૦
ગલેબીચ રુંઢમાલ, વાઘંબર ગજ બિછાલ;
ઓઢનકું મૃગછાલ, પાંબરી ઓઢાયે. આજ તો૦

સબહી સાહેલી સાથ, ઉમિયાકો પૂછે બાત;
બાઈ તેરો બડો ભાગ, શંભુ વર પાયે. આજ તો૦
જાકો જોગી ધરે ધ્યાન, બેદહીં કરે બખાન;
તાનસેન અતિ ઉમંગ, શંકરગુન ગાયે. આજ તો૦

પદ ૪

પ્રથમ મણિ ઓંકાર, દેવમણિ મહાદેવા;
જ્ઞાનમણિ વેદ ચાર, યોગમણિ આનંદા.
ગીત મેં સંગીતમણિ, સંગીત મેં સૂરમણિ.
સૂર કે અક્ષર મણિ, તાલ દે બજંદા.
નાગમણિ શેષ નાગ, ગજમણિ ઐરાવત;
રાજમણિ ઇંદ્ર, ઓર નૃત્યમણિ રંભા.
વૃક્ષમણિ કલ્પવૃક્ષ, ભક્તમણિ નારદ;
દિનમણિ સૂરજ હૈ, રૈનમણિ ચંદા.
કહત ગુણી તાનસેન, સુનીઓ શાહ અકબર;
વિદ્યામણિ સરસ્વતી, તીર્થમણિ ગંગા.

પદ ૬

ઊઠો મેરે કાનકુંવર નંદકે દુલારે,
ઊઠો મેરે વ્રજકુંવર નંદકે દુલારે. (ટેક)
કમલ લલિત પ્રફુલ્લિત ભયે, ભમર ગુંજારે;
ભાનુકો પ્રકાશ ભયો, મલિન ભયે તારે. ઊઠો મેરે૦
જમના મેં ગેંદ ગીરી, ગ્વાલ બાલ હારે;
કાલિનાગ નાથકે તુમ, કૃષ્ણ ભયે કારે. ઊઠો મેરે૦
ગ્રાહસેં ગજરાજ છોડી દેવતા ઉબારે;
તાનસેન કહે પ્રભુ, જાગો પ્રાનપ્યારે. ઊઠો મેરે૦

## ૫૨ : તુલસી

પદ ૧–દેશ–ગઝલ

બિના સિયા રામકું દેખે, નહિ દિલકો કરારી હૈ;
કિને ગંગા કિને જમુના, કિને સરજુ કિનારા હૈ (ટેક)
નહિ હમ રાજકે ભૂખે, નહિ પૃથ્વી હમારી હૈ;
કિને રાજા કિને રાની, કિને બસ્તી બિચારી હૈ. બિના૦
ઊઠી હરખંશમેં આગી, સકલ બનકા ઉજારી હૈ;
સખેકો રામઘર જાના, ફજર મોરી તૈયારી હૈ. બિના૦

પદ ૨–સવૈયા

સિગરો ગુણકો રિપુ લોભ ભયો, જબ અવગુણ ઓર ભયો ન ભયો;
જિનકી અપકીરતિ છાય રહી, વહ યમલોક ગયો ન ગયો.
જિનકે મુખસે ચુગલી નિકસી, ઉત પાપકો બીજ બયો ન બયો;
તુલસી મન શુદ્ધ ભયો જગતે, તબ તીરથતીર ગયો ન ગયો.

## ૫૩ : તુલસીદાસ

દોહરો

संवत् सोलहसौ असी, असी गंगके तीर,
श्रावन शुक्ला सप्तमी, तुलसी तज्यौ शरीर.

### પદ ૧–પ્રભાતિયું

એક ઘડી દિન ઊગ્યા પે'લાં જો જિહ્વા મુખ રામ કહે;
કોટિ કલ્યાણ અભયપદ પાવે, પાપ બાપુરો ક્યાંહિ રહે. એક૦
રામનામનો મોટો મહિમા, શિવ સનકાદિક ધ્યાન ધરે;
અજામેલ ગુનિકા ઘરવાસી, નારાયણને નામ તરે. એક૦
કેસરી ગંધે મૃગલા નાસે, રવિ ઊગે જેમ તિમિર ટળે;
મેરુથી મોટેરા પ્રાયશ્ચિત્ત, તે લઈ લક્ષ્મીવર દૂર કરે. એક૦
રામનામે પ્રહ્‌લાદ ઉગાર્યો, જે કોઈ ભક્તિ ભાવે કરે;
પૂરણબ્રહ્મ અખંડ અવિનાશી, ત્રિવિધ તાપ તેના ટળે. એક૦
સંત સહાયને ભક્તિ અવિચળ, જેને હૃદયે રામ રહે;
તુલસીદાસ આશ રઘુવીરકી, ચરણકમલ ચિત્ત ધ્યાન રહે. એક૦

### પદ ૨

દીનકો દયાલ છાંડી કોન શરન જાઉં;
એક રામ નિરંકાર, સોઈ ધામ પાઉં. (ટેક)
એક બચન, એક બાણ, એકપત્ની શૈયા;
ઐસે પ્રભુ છાંડકે હમ, કિનકું ભજું લૈયા. દીનકો૦
જિસ ઘટમેં રામનામ, સોઈ ઘટ સચ્ચા;
રામકો સ્વરૂપ જાને, સોઈ ગુરુ બચ્ચા. દીનકો૦
ભક્તનકે કાજ, મહારાજ સગુણ ધારી;
સબનકો કરી ઉદ્ધાર, પિંગલા ઉદ્ધારી દીનકો૦

પ્રભુ ગરીબનકે નિવાજ, મેં ગરીબ તેરા;
એક બેર કહો દયાલ તુલસીદાસ મેરા. દીનકો૦

પદ ૩

પંચવટી, પરનકુટી પાતનસેં છાઈ;
જહાં નિવાસ કીન જાય, જાનકી રઘુરાઈ. (ટેક)
કંચનકો મૃગ નિહારી, બોલી મિથિલેશકુમારી;
એહ મૃગનકી ખાલ પ્રભુ, મેરે મન ભાઈ. પંચવટી૦
એતનો સુન ધનુષ ધાર, બોલે રઘુવંશરાઈ;
લછમન ખબરદાર, ઈહાં નિશિચર દુઃખદાઈ. પંચવટી૦
માર્યો મૃગ દૂર જાઈ, નિશિચર કીનો ઉપાઈ;
હાહાકાર આરત વચન, સિયાકો સુનાઈ. પંચવટી૦
ઊઠ લછમન સુનો વીર, સકટ બહુ પરે ભીર;
બલવંત ભનત પઠાઈ, નાહીં જ્યું ભલાઈ. પંચવટી૦
સૂનાં ગૃહ દેખી રામ, દારુન દુઃખ પાઈ;
લંકાપતિ દાવ પાયો, જાનકી ચોરાઈ. પંચવટી૦
સિયાહરન પિતામરન, ઈતનાં દુઃખદાઈ;
તુલસીદાસ કરમરેખ, મિટે ના મિટાઈ. પંચવટી૦

પદ ૪

નમો નમો નમસ્કાર, પાય લાગું દેવા;
વંદું ચરણારવિંદ, પૂજ કરું સેવા. (ટેક)
ચામર છત્ર અરુ સિંહાસન, લઈ ધર્યો સુત આગે;
કૈકેકે બચન સુણી, ભરત બાણ લાગે. નમો નમો૦
ધિક્ક મૈયા તેરા રાજપાટ, ધિક્ક અયોધ્યા તેરી;
સિયારામજી બિના રાજ કરું તો, ધિક્ક મતિ હય મેરી. નમો નમો૦
જુમી ખોદાવું, દર્ભ બિછાઉં, પલઘડી નવ સોઉં;
જેહી મારગ રઘુનાથ સિધાયે, સોહી બાટ જોઉં. નમો નમો૦

સુમિત્રાસુત સંગ સિધારે, સો બડે સુભાગી;
તોય ઉદર અવતરેહીં, લાજ મોય લાગી. નમો નમો૦
ધિક્ક ધિક્ક કેકેઈ તોકું, બંધુ બિછોહ કીના;
તુલસીદાસ રામબિજોગ, ભરથ જોગ લીના. નમો નમો૦

પદ ૫-રાગ પ્રભાતી

ઠુમક ચલત રામચંદ્ર, બાજત પયજનિયાં. (ટેક)
કિલકત ઊઠી ચલત ધ્યાય, પરત ભૂમિ લટપટાય;
ધાય માતુ ગોદ લેત, દશરથકી રનિયાં. ઠુમક ચલત૦
અંચલ રજ અંગ ઝારી, વિવિધ ભાતિ કરી દુલાર,
તન મન ધન વારી ડારી, બોલત મૃદુ બચનિયાં. ઠુમક ચલત૦
મોદક મેવા રસાલ, મનમાને સો લેહુ લાલ;
ઔર લેહુ રુચિ પાન, કંચન ઝુનઝુનિયા. ઠુમક ચલત૦
બિદ્રુમસેં લલિત અધર, બોલત મુખ બચન મધુર;
નાસા અરુ અધર બીચ, લટકત લટકનિયાં. ઠુમક ચલત૦
સુખમાકે શિવ કણુ, ગ્રીવ તીનરેખ રચિર;
વદન સુચિર કુટિલ ચીકુર, મંદમંદ હસનિયાં. ઠુમક ચલત૦
ભૃકુટિ ત્રિભગ અંગ, કછની કછે કટિ નિવંગ;
રેખા ત્રય ઉદરબીચ, સિંહસી ઠવનિયાં. ઠુમક ચલત૦
અદ્‌ભુત છબિ અતિ અપાર, કો કવિ જો બરણે પાર;
કહીં ન સકત શેષ જાકે, સહસ્ર દોઉ રસનિયા. ઠુમક ચલત૦
તુલસીદાસ અતિ આનંદ, નિરખીકેં સુખારબિંદ;
રઘુવર કે છબિ સમાન, રઘુવર છબિ બનિયાં. ઠુમક ચલત૦

પદ ૬-પ્રભાતિયું

સીતાપતિ રામચંદ્ર, રઘુપતિ રઘુરાઈ. (ટેક)
રસના રસ નામ લેત, સંતનકો દરસ દેત;
બિહસત મુખ મંદમંદ, સુદર સુખદાઈ. સીતાપતિ૦

ઐનબૈન દૃગ બિશાલ, દશનબીચ ચમતકાર;
ભ્રકુટી શિર કાકપક્ષ, નાસિકા સોહાઈ. સીતાપતિ૦
કેસરકો તિલક ભાલ, માનો રવિ પ્રાતઃકાલ;
શ્રવન કુંડલ ઝલમલાત, રતિપતિ છબિ છાઈ. સીતાપતિ૦
મોતિનકી કંઠ માલ, તારાગણ ઉર વિશાલ;
માનો ગિરિ શિખર, ફેરી સુરસરી ચલી આઈ. સીતાપતિ૦
સુરનર મુનિ સકલ દેવ, શિવ વિરંચિ કરત સેવ;
કીરતિ બ્રહ્માંડ ખંડ, તીન લોક છાઈ. સીતાપતિ૦
ભજ મન શ્રીરામચરણ, અરુણકંજ મંજુબરણ;
હરત સકલ પાપતાપ, સંતન સુખદાઈ. સીતાપતિ૦
સખા સંગ સર્યુતીર, બિહરત રઘુબંશ વીર;
હરખ નીરખી તુલસીદાસ, ચરણરજ પાઈ. સીતાપતિ૦

પદ ૭–રાગ પ્રભાત ટોડી

સરજુકો જલ ભરન જાત, અવધપુરકી નારી. (ટેક)
ધનુષ જેસી ધાર બહે, દૂધ જેસો પાની;
સરજુકો નામ લહત, મુક્ત હોત પ્રાની. સરજુ૦
લાલ લંક કટિ વિશાલ, કંગનકી છબિ ભારી;
ગૌર બદન અંગિયાં ઝરે, અરુ રંગીલી સારી. સરજુ૦
રૂમઝૂમ ઝરી ઝરાય, નાકનમેં વારી;
કનક કલશ શિર પર શોભે, અલકનકી છબ ભારી. સરજુ૦
હિલમિલ સરજુ ભરન જાત, સૂરજકી ઉજવારી;
વાટ ઘાટ લગત ઠાઠ, ફૂલ રહે ગુલક્યારી. સરજુ૦
કોય નાવત કોય ધોવત, કોય મંજત હે ઝારી;
તુલસીદાસ પાઠ કરત, બાલબ્રહ્મચારી. સરજુ૦

પદ ૮–રાગ પ્રભાત

ઝગમગાટ કનક મહેલમેં, જાગી માઈ જાનકી;
કૌશલ્યા કે પાય લાગું, છુવો જનકરાયકી. (ટેક)

આસપાસ સખી ખડી, ધુન નેપુરપાયેકી,
ચપેકી કલી, માનો ફૂલી અસમાનકી જગમગાટ૦
સકલ દેવ કરત સેવ, ચોકી હનુમાનકી;
લક્ષ્મણ કુવર ચમર ઢોરે, સહેજ સીતારામકી જગમગાટ૦
પ્રાત પ્રીતમ અપને મહેલ, રામ લક્ષ્મણ જાનકી,
સાધુ સંત કરત સેવ, ઓર બાત જ્ઞાનકી જગમગાટ૦
અયોધ્યાકી સરસ નારી, અપને અપને ધામકી;
સિયાજીકો રૂપ માનો, ઊગી કિરણ ભાનકી જગમગાટ૦
ચિત્રકૂટ અતિ વિલાસ, અધિક મહિમા રામકી;
ઊઠત પ્રાત બિનતિ કરત, તુલસીદાસ સિયારામકી જગમગાટ૦

પદ ૯-પ્રભાતિયું

પ્રાત સમે કૌશલ્યા રાની, અપનો પુત્ર જગાવે (ટેક)
નીલ અંગ પર પીત ઝિંગુલિયા, હરખી નીરખી પહિરાવે,
સુંદરશ્યામ કમળદળ લોચન, નીરખી પરમ સુખ પાવે પ્રાત ૦
લેત દેત કહે બેદ બખાને બ્રહ્મા ધ્યાન લગાવે,
સોઈ કરુણામય રામ દયાનિધિ, દશરથ પુત્ર કહાવે પ્રાત ૦
કબહુ પવના ધાવી ઝુલાવે, કબહુ ગોદ ખેલાવે;
કબહુ પાવન ચલન શિખાવે, માતુ સબૈ સુખ પાવે પ્રાત ૦
ધન્ય ધન્ય રાની કૌશલ્યા, દશરથ ધન્ય કહાવે,
ધન્ય ધન્ય અયોધ્યા નગરનિવાસી, તુલસી દરશન પાવે પ્રાત ૦

પદ ૧૦

પ્રાત સમય ઊઠ જનકનંદિની, ત્રિભુવન નાથ જગાવે,
જાગો નાથ મમ નાથ પ્રાણપ્રિય, ભૂપન ભૂપતિ બોલાવે. (ટેક)
હસ્તકમલસે ચરન પલોટત, લે લે દ્રગન લગાવે,
સોઈ પદ પરસત ગૌતમ નારી, પરમ અભયપદ પાવે પ્રાત ૦
કનકકલશ ઝારી ભર લાયે, દાતન પાન કરાવે,
કમલનેન-મુખ નીરખા રામકો, આનંદ ઉર ન સમાવે. પ્રાત ૦

મંગલમાલ ગલે મોતનકી, કર અંગુલિ શણગારે;
ગૂગર બાલ અલખ બદન છબી, પગિયાં પેચ સંવારે. પ્રાતઃ૦
સંતજનાં કહે એહી બિનતી, આરત બચન સુનાવે;
તુલસીદાસ છબિ નીરખી રામકી, નીરખી હરખગુન ગાવે. પ્રાતઃ૦

પદ ૧૧–રાગ કાફી

જગકે રૂઠેસેં કયા ભયા, જાકો રામ હે રખવાલા હો. (ટેક)
ચલ દેખ પ્યારે સભામેં, કપટકા પાસા પડે;
દ્રૌપદીકા ચીર વધારકે, ખેંચત દુઃશાસન હરે હો. જગકે૦
ચલ દેખ પ્યારે ખંભમેં, નરસિંહ હોઈ કે અવતરે;
હિરણ્યાકશ્યપકું પ્રભુ મારકે, પ્રહ્‌લાદકી રક્ષા કરે હો. જગકે૦
ચલ દેખ પ્યારે સમરમેં, તૈયાર દોનું દલ ખડે;
ભરવીકી ઈંડા રક્ષા કરનકો, ગજ ઘંટ ઉપર ધરે હો. જગકે૦
ચલ દેખ પ્યારે લંકમેં, સંકટ બિભીષન પડે;
તુલસી સરાહુત રામકો, જિન અવધમેં પાવ ધરે હો. જગકે૦

પદ ૧૨

બિગરી કોન સુધારે, નાથ બિના બિગરી કોન સુધારે રે. (ટેક)
માટી ચુન ચુન મહેલ બનાયા, મૂરખ કહે ઘર મેરા રે;
નહીં ઘર મેરા નહીં ઘર તેરા, એક દિન જંગલ ડેરા રે. બિગરી૦
બની બનાઈ કો સબકો સાથી, બિગરી કો કોઈ નાહીં રે;
ભરી સભામેં લજ્જા રાખે, દીનોનાથ સવાઈ રે. બિગરી૦
રામ જીતે, લછમન જીતે, જીતે સીતા માઈ રે;
અંજનીકો પુત્ર હનુમાનજી જીતે, જીતે પલમેં લંક જલાઈ રે. બિગરી૦
કડવી વેલનકી કડવી તુંબડિયાં, સબ તીરથ કર આઈ રે;
ગંગા નાઈ, જમુના નાઈ, તોય ન ગઈ કડવાઈ રે. બિગરી૦
રંકા તારે, બંકા તારે, તારે સજ્જન કસાઈ રે;
સુડા પઢાતે ગુનિકા તારે, તારી મીરાંબાઈ રે.

રાવન મારી રામઘર આયે, ઘરઘર બઢત બધાઈ રે;
તુલસીદાસ હરિકો મહિમા, અપને મુખસેં ગાઈ રે. બિગરી૦

પદ ૧૩-ઠૂમરી

આજ શિવરી કે રામ ઘર આયે. (ટેક)
તોરી તોરી ફૂલ ધરત શિવરી, દોના અધિક બનાયે;
આરત સાંજે પંથ નિહારે, ક્ષન ભીતર ક્ષન બારે. આજ૦
આવત દેખી રામચંદ્રકે, દોરકેં શીશ નવાયે;
કુશ-આસન અરુ પત્ર-બિછાના, આદર કરકે બિઠાયે. આજ૦
લે દોના આગેં કર દીના, પ્રભુ ખાત ખાત સોહાયે;
'યહ ફૂલ હમ કબહુ ન ચાખો, નહીં ઐકુંઠ હમારે. આજ૦
ગ્યાન ધ્યાનકી ભજન બનાયે, સબ સંતન મન ભાયે;
તુલસીદાસ ભજો ભગવાના, આજ ચિત્રકૂટ ચિત્ત લાયે. આજ૦

પદ ૫૪-ઠૂમરી

ચલો સખી દરશન કરીએ, રથપેં રઘુનંદન આવત હે. (ટેક)
સેન સંગ રઘુવર ચાલી આવત, સબકો દરશ દિખાવત હે રે. ચલો૦
સીતા રામ લછમન ભરત શત્રુઘ્ન, અંગદ ચમર ઢરાવત હે રે. ચલો૦
ચાર કોશ જોજન કે ઉપર, હનુમાન ધજા ફેરાવત હે રે. ચલો૦
માતા કૌશલ્યા કરત આરતી, હીરા લાલ લૂંટાવત હે રે. ચલો૦
તુલસીદાસ આશા રઘુવરકી, નારદ બીન બજાવત હે રે. ચલો૦

પદ ૧૫

સો સુખ ઉમા કહાં લગી બરણૌં, સીતારામ અયોધ્યા આયે રી. (ટેક)
બગસર* જાય અસુર સંહારે, દેવ સબેં સુખ પાયે રી;
વિશ્વામિત્ર કો યજ્ઞ સફલ કિયે, કાટે પાપ શિલાકેયે રી. સો૦
જાય જનકપુર ધનુષ ઉઠાયે, ભૂપ સબેં મુરઝાયે રી;
જાનકી હાથ લિયેં વરમાલા, રઘુવર ઉર પહીરાયે રી. સો૦

* વિશ્વામિત્રનું ગામ

સીતાજી બ્યાહી અવધપુર આયે, ઘર ઘર બજત બધાઈ રી;
લંકા જાય કે રાવણુ મારે, રાજ બિભીષણુ પાયે રી. સો૦
પુષ્પબિમાન ચઢી રઘુનંદન, નગર નિકટ હરિ આયે રી;
સુરનર મુનિ બ્રહ્માદિક દેવતા, પુષ્પનકી ઝરી લાયે રી. સો૦
બરષ પુષ્પ દેવ મુનિ હરષૈ, આનંદ મંગલ ગાયે રી;
સીતાજી સહિત સિંહાસન બૈઠે, ભરત ચંવર ઢરાયે રી. સો૦
માત કૌશલ્યા કરત આરતી, આનંદ ઉર ન સમાયે રી;
તુલસીદાસ હરિ કો રૂપ નિહારે, ચરણકમલ ચિત્ત લાયે રી. સો૦

પદ ૧૬–જંગલો યા ઠૂમરી

કોઈ પીઓ પિયાલા રામરસકા, બહ્યો જાત હય નીર. (ટેક)
ગંગા જમુના સરસ્વતીજી, યા કો નિરમલ નીર;
પ્યાસા હોય તો ભરભર પીઓ, તટ જમુના કે તીર. કોઈ૦
કામ ક્રૌધકું ગરદન મારો, મનસેં રાખો ધીર;
રામ ભજનકે લાગે ઝડાકે, નિર્મલ હોત શરીર. કોઈ૦
સબ દેવનકો દેવ કનૈયા, સબ પીરનકો પીર;
તુલસીદાસ તજી આશ સબનકી, હરિ ભજ ઊતરો તીર. કોઈ૦

પદ ૧૭–રાગ ભૈરવી

અયસે પાપી નર હોવેંગે, કલિજુગમેં. (ટેક)
પઘડી બાંધે, પેંચ સમાલે, ઠુમક ઠુમક પાઉં દેંગે રામ,
ઠુમક ઠુમક પાઉં દેંગે;
ગલિયોં કે બીચ ફિરે બાવરે, નાર પરાઈ પાપી તકત ફિરેંગે.
કલિજુગમેં આયસે પાપી નર હોવેંગે.
ભૂખે પ્યાસે સાધુ આવે, ચપટી ચુન ન દેંગે રામ,
ચપટી ચુન ન દેંગે;
જબ રાજાકો દંડ પડેગો, રોક રૂપૈયા પાપી ગિન ગિન દેંગે.
કલિજુગમેં અયસે પાપી નર હોવેંગે.

માતા બેનકું કછુ ન ગિનેગો, દિલ બીચ પાપ ધરેંગો રામ,
દિલ બીચ પાપ ધરેંગો;
સાલા સહુવા નિત્ય જિમાવે, ભાઈઓસેં પાપી બૈર લડેંગો.
કલિજુગમેં અયસે પાપી નર હોવેંગે.
લાલ સ્થંભ લોહેકા દર કે, ઉનકે સાથ ખંપેગો રામ,
ઉનકે સાથ ખંપેગો;
તુલસીદાસ ભજો ભગવાના, પાપપુન્ય દોનું સંગ ચલેંગે.
કલિજુગમેં અયસે પાપી નર હોવેંગે.

પદ ૧૮–રાગ બિહાગ

ભજનકો પરિમાન, એસો હરિ ભજનકો પરિમાન. (ટેક)
ભજનકો પરિમાન, એસો જલ તારે પાષાન. એસો હરિ૦
ચલત તારા ને ચલત મંડલ, ચલત રવિ શશિ ભાન;
દાસ ધ્રુવકો અવિચલ પદવી, રામ કે દીવાન. એસો હરિ૦
રાવનકે દશ શીશ છેદે, કર ગ્રહે સારંગપાન;
વિભીષણકો લંકા દીની, ભક્ત અપનો જાન. એસો હરિ૦
નિગમ જાકી શાખ પૂરે, સુનો સંત સુજાન;
દાસ તુલસી શરણ આયે, રાખીએ ભગવાન. એસો હરિ૦

પદ ૧૯–રાગ બિહાગ

રાજ રુચત મોહે નાહીં રે, રામ બિના રાજ રુચત મોહે નાહીં. (ટેક)
કુલ મેરો હંસ પિતા મેરો દશરથ, રામચંદ્ર જેસા ભાઈ;
લેખ લખત વિધાતા ભૂલી, આ જનુની કહાંસે પાઈ. રામ૦
કેકે ઉદર મેરો જનમ ભયો હય, પ્રાન રહ્યો લલચાઈ;
ચિત્રકૂટ જાગ દરશન કરોં, ચરન સેવું સદાઈ. રામ૦
સુંદર બદન કમલદલ લોચન, ભાલ તિલક જલકાઈ;
મોહન મૂરતિ કબહું નીરખું, મોહેકું લાડ લડાઈ. રામ૦
સંપત્તિ બિપત્તિ સિયારામ જાનત હય, કપટ વિપત્ત જલ જાઈ;
તુલસીદાસ સિયારામ દરશ બિન, પલ પલ જુગ સમ જાઈ. રામ૦

### પદ ૨૦–રાગ ભૈરવા

એસો કો ઉદાર જગમાહીં. (ટેક)
બિન સેવા જો દ્રવે દીન પર, રામ સરીસ કોઉ નાહીં. એ૦
જો ગતિ જોગ વિરાગ યતન કરી, નહિ પાવત મુનિ જ્ઞાની;
સો ગતિ દેત ગીધ શબરીકોં, પ્રભુ ન બહુત જિય જાની. એ૦
જો સંપત્તિ દશશીશ સાધી કરી, રાવણ શિવ પહ લીન્હીં;
સો સંપદા બિભીષણ કહ અતિ, સકુચ સહિત હરિ દીન્હી. એ૦
તુલસીદાસ સબ ભાંતિ સકલ સુખ, જો ચાહે મન મેરો;
તો ભજ રામ કામપદ પૂરણ, કરી હે કૃપાનિધ તેરો. એ૦

### પદ ૨૧

રઘુવર મોહી સંગ કર લીજે. (ટેક)
બાર બાર પુર જાવ નાથ કહીકહી કારણ આપુ તજી દીજે. રઘુ૦
યદ્યપિ હોય અતિ અધમ કુટિલ મતિ અપરાધિનકો જાયો;
પ્રણતપાલ કોમલ સુભાવ જિયે, જાની શરણ અકી આયો. રઘુ૦
જો મેરે તજી ચરણ આન મતિ, કહો હૃદય કછુ રાખી;
તો પરિહરહું દયાલ દીનહિત, પ્રભુ અભિઅંતર સાખી. રઘુ૦
તાતેં નાથ કહત મેં પુનિપુનિ, પ્રભુ પિતુ માત ગુસાંઈ;
ભજનહીન નરદેહ વૃથા કરી, શ્વાન ભેખકે નાહીં. રઘુ૦
બંધુ બચન સુની શ્રવત નયનજલ, રાજીવનયનાં ભરી આયે;
તુલસીદાસ પ્રભુ પરમ કૃપા ગહી, બાંહ ભરત ઉર લાયે. રઘુ૦

### પદ ૨૨–રાગ કાલિંગડો

લછમન ધીરે ચલો મેં હારી, રઘુવર ધીરે ચલો મેં હારી. (ટેક)
ચલત ચલત મેરે પૈયા દુખત હે, ધૂપ પડત શિર ભારી. લછ૦
એક તો ભારી પાવકે પંજન, દુસરી શરીર સંભારી. લછ૦

થોરીક વિલંબ કરો સરજુતટ, બાંધુ ચીર સંભારી. લછ૦
આગ લગો ઈન અવધપુરીકો, જિન મોહે બનકો નિકારી. લછ૦
રામ લછમન જનક સીતા, ફેર મિલે ગિરિધારી. લછ૦
તુલસીદાસ પ્રભુ બનકોં સિધારે, શોચત જનકદુલારી. લછ૦

પદ ૨૩-રાગ ગોડી

શ્રી અંગનામેં ખેલત ચારોં ભાઈ. (ટેક)
રાજા દશરથજીકે ચાર પુત્ર હૈ, ચારોં કુંવર કન્હાઈ;
રઘુવર લછમન ભરત શત્રુઘ્ન, શોભા બરણી ન જાઈ. શ્રી૦
ચાર રતનકો ખેલ રચ્યો હૈ, ફૂલન ગેંદ બનાઈ;
તીન લોકકી સકલ સંપદા, અવધપુરી ચલી આઈ. શ્રી૦
ઠૌર ઠૌર મુનિજનકે આશ્રમ, બૈઠે ધ્યાન લગાઈ;
રાજા દશરથ ઘર નૌબત બાજે, ઘરઘર બજત બધાઈ. શ્રી૦
શિવ સનકાદિક આદિ બ્રહ્માદિક, શેષ સહસ્રમુખ ગાઈ;
કિરીટ મુકુટ કર ધનુષ બિરાજે, દશરથસુત રઘુરાઈ. શ્રી૦
કલ્પવૃક્ષ તરે રતન સિંહાસન, જહાં બૈઠે રઘુરાઈ;
માત કૌશલ્યા કરત આરતી, આનંદ ઉર ન સમાઈ. શ્રી૦
સરજુકે તીર અયોધ્યા નગરી, અપને હાથ બનાઈ;
તુલસીદાસ ધન્ય ધન્ય કૌશલ્યા, ભાગ્ય બડો નિજ પાઈ. શ્રી૦

પદ ૨૪-રાગ ગોડી

કોન દિશાસેં આયો, પવનસુત કોન દિશાસેં આયો ? (ટેક)
ઓત્રાખંડ અયોધ્યા નગરી, ચિત્રકોટસેં આયો. પવન૦
કોન તેરો નામ કોનકો પાયક, કૌન કુંવર પઠાયો ? પવન૦
હનુમાન નામ મેરો રામજીકો પાયક, લછમન કુંવર પઠાયો. પવન૦
કોનકે સત્યસોં સાગર ઊતર્યો, કોનકો સંદેશો લાયો ? પવન૦
સીતાજી કે સત્યસોં સાગર ઊતર્યો, રામજીકો સંદેશો લાયો. પવન૦

કાં હે રામ, કાં હે લછમન, કહાસે મુદ્રિકા લાયો? પવન૦
વનમેં હય રામ વનમેં હય લછમન, વનસેં મુદ્રિકા લાયો. પવન૦
રાવણ મારી અબ તો લે જાઉં, રામજીકી આજ્ઞા નહિ પાયો. પવન૦
અબ મત શોચ કરો મેરી મૈયા, રામસહિત દલ આયો. પવન૦
તુલસીદાસ પ્રભુ તિહારે મિલનકો, ચરણકમલ ચિત્ત લાયો. પવન૦

પદ ૨૫–રાગ ગોડી

સીતારામ ઉપાસી, આયે મેરે સીતારામ. (ટેક)
મુક્તિનાથ હરિ જન્મ લિયો હૈ, પૂરણબ્રહ્મ અવિનાશી;
ભાલ તિલક તુલસીકી માલા, અવધપુરીકે બાસી. આયે૦
તીરથ બરત સબે કરી આયે, કોટિ ગયા ઔર કાશી;
ચરણ ધોય ચરનામૃત લીન્હો, નિરમલ હો ગઈ છાતી. આયે૦
રામનામ જાકે હૃદય બસત હૈ, જગમેં રહત ઉદાસી;
જિત ચિતવન ઉન અભય કરત હૈ, મેટત જમકી ફાસી. આયે૦
રઘુવર છોડી અવર કો ભજે હૈ, સો નર જમપુર જાસી;
તુલસીદાસ રઘુવરજી શરણે, મિટ ગઈ લખ ચોરાસી. આયે૦

પદ ૨૬–રાગ ગોડી

ભજું મન રામચરણ દિનરાતી (ટેક)
રસના કસ ન ભજે તુમ હરિજશ, નામ લેત અલસાતી. ભ૦
જાકો નામ લેત દારુણ દુઃખ, સુની ત્રય તાપ બુઝાતી,
રામચંદ્રકો નામ અમીરસ, સો રસ કહો ન ખાતી. ભ૦
શ્રોતા સુમતિ સુશીલ સો હરિજન, દેત સલાહ સોહાતી;
લિયો સનેહ સુજશ રઘુપતિકો, સુન જુડાવત હિયે છાતી. ભ૦
સંવત સોલહસેં એકતીસા, જ્યેષ્ઠ માસ છઠિ સ્વાતિ,
તુલસીદાસ પ્રભુ વિનય લખત હૈ, રામજી મિલનકી પાતી. ભ૦

### પદ ૨૭–રાગ ગોડી

મન રે તું રામચરિત સુન કાના. (ટેક)
સનક સનંદન સનતકુમાર, નારદ યહી બખાના. મન૦
યહિ ચરિત ઉમાપતિ ગાયો, ગુપ્ત પ્રગટ સો બખાના;
યાજ્ઞબલિક કહે ભારદ્વાજસો, તીરથ રાજ સુઠાના. મન૦
બાલાપનમેં ગયે ધ્રુવ રાજા, સુની નારદકો જ્ઞાના;
રામનામકી એહી પ્રભુતાઈ, ગનિકા ચઢી વિમાના. મન૦
કાગભુશંડિ કહે ખગપતિસોં, નિશ્ચે નિરને ઠાના;
કામ ક્રોધ મદ મોહ નિવારન, આલસ ઉર નહીં આના. મન૦
ઋષિકૃપાસેં શિબરી ગાયો, આગમન પ્રભુકો જાના;
પ્રેમ સહિત વાકે ફૂલ પાયે, પહુંચાયે નિજ ધામા. મન૦
યેહી ચરિત્ર બિભીષણ ગાયો, બૈર બંધુસો ઠાના;
લંકા તજી ભજે સીતાપતિકોં, મિલ્યો રામ સો આના. મન૦
રામનામકી મહિમા મોટી, મન મેરે અનુમાના;
તુલસીદાસ ધન્ય ધન્ય હૈ સાધુ, ગાવૈ વેદ પુરાના. મન૦

### પદ ૨૮–રાગ ગોડી

સાચે મનકે મિત્તા, રઘુવર સાચે. (ટેક)
કબ શિવરી કાશીકો નહાઈ, કબ પઢી આઈ ગીતા?
જૂઠે ફૂલ શિવરીકે ખાયે, નેક લાજ નહિ કીતા. રઘુવર૦
ચરણ છુવત તરી ગઈ અહલ્યા, ગીધરાજ ગતિ કીના;
લંકાપતિકો ગર્વ હયો હૈ, રાજ બિભીષણુ દીના. રઘુવર૦
સુગ્રીવ સખા કિયે રઘુનંદન, બાનર કિયે પુનિતા;
સખા નિષાદ કંદફૂલ ખાયે, કીન્હો અધિક પ્રનીતા. રઘુવર૦
સુફલ યજ્ઞ મુનિજનકો કીન્હો, સબ ભૂપ બલ જીતા;
તુલસીદાસ છબિ નીરખી જાનકી, મનવાંછિત ફૂલ લીતા. રઘુવર૦

### પદ ૨૯–રાગ ગોડી

ઋષિ સંગ હરખી ચલે દોઉ ભાઈ. (ટેક)
પિતૃ પદ બંદી શીશ લિયો આપસુ, સુની શીખ આનસુ પાઈ. ઋ૦
નીલ પીત પાથો જબ રણુ વપુ, વગ કિશોર બની ભાઈ;
શરધનુ પાનિ પીત પટ કટિતટ, કશે નિખંગ બનાઈ. ઋ૦
કલિત કંઠ મણિલાલ કલેવર, ચંદન ક્ષૌર સોહાઈ;
સુંદર વદન કમલદલ લોચન, મુખ છબિ બરણી ન જાઈ. ઋ૦
પલ્લવ પક્ષ સુમન શિર સોહત, કો કહો રૂપ લોનાઈ;
મનહુ મૂરતિ ધરી ઉભય ભોગ ભઈ, ત્રિભુવન સુદરતાઈ. ઋ૦
પૈઠત સરની નીલ ચડી ચિતવત, ખગ મૃગ બન રુચિરાઈ;
શારદ સભય સપ્રેમ પુલકિ મુનિ, પુનિ લેત જુલાઈ. ઋ૦
એક તીર તકી હણી તાડિકા, વિદ્યા વિપ્ર પઢાઈ;
રાખ્યો યજ્ઞ જીતી રજનીચર, લૈ જગ બિદિત બડાઈ. ઋ૦
ચરણકમલરજ પરસી અહલ્યા, નિજપતિ લોક સિધાઈ;
તુલસીદાસ પ્રભુકે બૂઝે મુનિ, સુરસરી કથા સુનાઈ. ઋ૦

### પદ ૩૦–રાગ ગોડી

શરન રામજીકે આયો, કુટુંબ તજી. (ટેક)
તજી ગઢ લંકા મહલ ઔર મંદિર, નામ સુનત ઊઠી ધાયો. કુટુંબ૦
ભરી સભામેં રાવણ બૈઠે, પરહિત લાત ચલાયો;
મૂરખ બંધુ કહ્યો નહિ માને, બાર બાર સમુઝાયો. કુટુંબ૦
આવતહીં લંકાપતિ કીન્હો, હરિ હસી કંઠ લગાયો;
જન્મ જન્મકે મેટત પ્રાશ્રિત, રામજી દરશ જબ પાયો. કુટુંબ૦
શ્રીરઘુનાથ અનાથકે બંધુ, દીન જાની અપનાયો;
તુલસીદાસ ભજુ નવલ સિયાવર, ભક્તિ અભયપદ પાયો. કુટુંબ૦

પદ ૩૧

અપરંપાર પ્રભુ અવગુણ મોરા, માફ કરોને મુરારિ રે. (ટેક)
દયા ધરમની વાત ન જાણું, અધરમને અધિકારી રે;
પાપી પૂરો, જૂઠાબોલો, બહુ નીરખું પરનારી રે. અપરં૦
સાધુ દૂભ્યા, બ્રાહ્મણ દૂભ્યા, ભક્ત દૂભ્યા બહુ ભારી રે;
માતપિતા બન્નેને દૂભ્યાં, ગરીબનકું દિયો ગારી રે. અપરં૦
ભજન થાય ત્યાં નિદ્રા આવે, પરનિંદા લાગે પ્યારી રે;
મિથ્યા સુખમાં આનંદ વરતું, બહુ રહું હુંશિયારી રે. અપરં૦
સંસારસાગર મોહજળ ભરિયો, સઘળે ભરિયો ભારી રે;
તુલસીદાસ ગરીબકી વિનતિ અબ તો લિયો ઉગારી રે. અપરં૦

પદ ૩૨

તું દયાલુ દીન મેં, તું દાની મેં ભિખારી;
મેં પ્રસિદ્ધ પાતકી, તું પાપપુંજહારી. તું દયાલુ૦
નાથ તું અનાથકો, અનાથ કૌન મોસો ?
મો સમાન આરત નહિ, આરત હર તોસો. તું દયાલુ૦
બ્રહ્મ તું મેં જીવ હુઉં, તું ઠાકુર, મેં ચેરો;
તાત માત ગુરુ સખા, તું સબ વિધ હિત મેરો. તું દયાલુ૦
તોહી મોહી નાતે અનેક, માનિયે જો ભાવે;
જ્યોં ત્યોં તુલસી કૃપાલ ચરનશરણ આવે. તું દયાલુ૦

પદ ૩૩

દીનકો દયાળ છોડી, કૌન શરણ જાઉં ?
કૌન શરણ જાઉં પ્રભુ, કૌન ગુણ ગાઉં. દીનકો૦
પ્રભુ ગરીબ કે નિવાજ, મેં ગરીબ તેરા;
એક બેર કહો દયાળ, તુલસીદાસ મેરા. દીનકો૦

પદ ૩૪

મેં હરિ પતિતપાવન સુને. (ટેક)
મેં પતિત, તુમ પતિતપાવન, દોઉં બાનક બને. મેં હરિ૦

ઔર પતિત અનેક ઉદ્ધારે, જાત ન કાહુકી ગને;
તુલસીદાસ પતિત મેં નામી, શરણુ રાખો અપને. મેં હરિ૦

પદ ૩૫

સ્વામી સીતારામ કૃપા કર, કોન ભક્તિ કરી હરિ કો રિઝાવું.
મેં પ્રભુકો રિઝાવું, સ્વામી સીતારામ કૃપા કર. (ટેક)
જા કે ચરનસે નીકસી સુરસરિત,
તાકો કયા મેં સ્નાન કરાવુ, મેં સ્નાન કરાવું. સ્વામી૦
કોટિ ભાનુ જાકે નખકી શોભા,
તાકો કયા મે રૂપ દિખાવું, મેં રૂપ દિખાવું. સ્વામી૦
અનહદ બાજા બાજ રહે હય,
તાકો કયા મેં શંખ સુનાવું, મેં શંખ સુનાવુ. સ્વામી૦
ચાર વેદ જાકે કંઠ બિરાજે,
તાકો કયા મેં સ્તોત્ર સુનાવું, મેં સ્તોત્ર સુનાવું. સ્વામી૦
કામધેનુ જાકે કલ્પવૃક્ષ હય,
તાકો કયા મેં ભોગ લગાવું, મેં ભોગ લગાવું. સ્વામી૦
લક્ષ્મીજી જાકે ચરણ પલોટે,
તાકો કયા મેં દ્રવ્ય દિખાવું, મે દ્રવ્ય દિખાવું. સ્વામી૦
કમલ બદન જાકે શીશ ચંદ્રમા,
તાકો કયા મેં પુષ્પ ચઢાવું, મેં પુષ્પ ચઢાવું. સ્વામી૦
તુલસીદાસ બનત નહીં એકો,
શાસનકો મેં દાસ કહાવું, મેં દાસ કહાવું. સ્વામી૦

પદ ૩૬

રઘુપતિ કૃપાલુ રામ, સુણુ પુકાર મેરી;
મેં પાપી પ્રચંડ દંડ, શરણુ આયો તેરી. (ટેક)
ચરણરેણુકો પ્રતાપ, અહલ્યા ઉદ્ધારી,
એસે પ્રભુ દીનબંધુ, સંતન સુખકારી. રઘુપતિ૦

કામ ક્રોધ લોભ મોહ, મમતા ન છૂટે;
દયા કરો દયાલુ નાથ, બંધન સબ તૂટે. રઘુપતિ૰
ભક્તનપ્રતિપાલ પ્રભુ, કૃપાદૃષ્ટિ કીજે;
તુલસીદાસ શરણુ આયે, અપનો કર લીજે. રઘુપતિ૰

પદ ૩૭

રામ જપ, રામ જપ, રામ જપ બાવરે,
ઘોર ભવ નીરનિધિ નામ નિજ ધામ રે;
એકહિ સાધન સબ રિદ્ધિસિદ્ધિ સાધી રે,
ગ્રસે કલિરોગ યોગ સંયમ સમાધિ રે. રામ૦
ભલા જો હૈ પોચ જો હૈ, દાહિનો જો વામ રે,
રામનામહીંસેં અંતે સબહી કો કામ રે;
જગ નભવાટિકા રહી હૈ, ફલીફૂલી રે,
ધુવાં કૈસો ધૌરહર દેખી તું ન ભૂલી રે. રામ૦
રામનામ છોડી જો ભરોસો કરે ઔર રે;
તુલસી પરોસો ત્યાગી માગે કુર કોર રે. રામ૦

પદ ૩૮

શ્રીરામચંદ્ર કૃપાલુ ભજ મન હરણુ ભવભય દારુણં;
નવકંજલોચન કંજમુખ કરકંજ પદકંજારુણં.
કંદર્પ અગણિત અમિત છબી નવનીત નીરદ સુંદરં;
પટપીત માનહું તડિત રુચિ શુચિ નૌમિ જનકસુતાવરં.
શિર કિરીટ કુંડલ તિલક ચારુ ઉદાર અંગ વિભૂષણં;
આજાનુભુજ શરચાપધર સંગ્રામજિત ખર-દૂષણં.
ભજ દીનબંધુ દિનેશ દાનવદલન દુષ્ટનિકંદનં;
રઘુનંદ આનંદકંદ કોસલચંદ દશરથનંદનં.
ઈતિ વદત તુલસીદાસ શંકર શેષ મુનિમન -રંજનં;
મમ હૃદયકંજ નિવાસ કુરુ કામાદિ ખલદલગંજનં.

પદ ૩૯

જયજય સુરનાયક જનસુખદાયક પ્રણુતપાલ ભગવંતા;
ગોદ્વિજ હિતકારી જય અસુરારિ સિંધુસુત પ્રિયકંતા.
પાલન સુધરણી અદ્ભુત કરણી મર્મ ન જાને કોઈ;
જો સહજકૃપાલા દીનદયાલા કરૌ અનુગ્રહ સોઈ.
જયજય અવિનાશી સબ ઘટવાસી વ્યાપક પરમાનંદા;
અભિગતિ ગોતીતા ચરિત પુનિતા માયારહિત મુકુંદા.
જેહિ લાગિ બિરાગી અતિ અનુરાગી વિગતમોહ મુનિવૃંદા;
નિશિબાસર ધ્યાવહિં હરિગુણ ગાવહિં જયતિ સચ્ચિદાનંદા.
જેહિ સૃષ્ટિ ઉપાઈ ત્રિવિધ બનાઈ સંઘ સહાન ન દૂજા;
સો કરહું અઘારી ચિન્ત હમારી જાનિય ભક્તિ ન પૂજા.
જો ભવભયભંજન મુનિમનરંજન ગંજન વિપતિરૂથા,
મન બચ ક્રમ બાનિ છાંડિ સયાની શરણુ સકલ સુરયૂથા.
શારદશ્રુતિ શેષા ઋષય અશેષા જાકહુઁ કોઉ નહિં જાના;
જેહિ દિન પિયારે વેદ પુકારે, દ્રવૌ સો શ્રીભગવાના.
ભવવારિધિમંદર સબ વિધિ સુંદર ગુણમંદિર સુખપૂંજા;
મુનિ સિદ્ધ સકલ સુરપરમ ભયાતુર નમતે નાથ પદકંજા.

પદ ૪૦

રઘુવીર તુમકો મેરી લાજ.
સદા મૈં શરન તિહારી, તુમ બડે ગરીબનિવાજ. (ટેક)
પતિતઉધારન બિરુદ તિહારો, શ્રવણુન સુની અવાજ;
મૈં તો પતિત પુરાતન હઉં પ્રભુ, પાર ઉતારો જહાજ. રઘુ૦
અઘ-અખંડ દુઃખ-ભંજન જન કૈ, એહિ તિહારો કાજ;
તુલસીદાસ પર કિરપા કીજે, ભક્તિ-દાન દેહુ આજ. રઘુ૦

### પદ ૪૧

તુલસી મગન ભયો, રામગુણ ગાય કે;
રામગુણ ગાય કે, ગોપાલગુણ ગાય કે. તુલસી૦
કોઈ ચઢે હાથીઘોડા, પાલખી મંગાય કે;
સાધુ ચલે નગે પાઉં, કીડીયા બચાય કે. તુલસી૦
કોઈ ઓઢે શાલ દુશાલા, અંબર મંગાય કે;
સાધુ ઓઢે ભગવી કફની, ભભૂતિ લગાય કે. તુલસી૦
કોઈ ખાવે શીરા પૂરી, હલવા બનાય કે;
સાધુ પાવે લૂખાસૂખા, પ્રભુકું ધરાય કે. તુલસી૦
કોઈ ભયે ન્યાલ, ધન માન તાલ પાય કે;
ન્યાલ ભયો તુલસી ચિત્ત નામ મેં લગાય કે. તુલસી૦

### પદ ૪૨

દશરથ ઘર રઘુવર ખેલે હોરી;
હરિ ખેલે હોરી, ખેલાવે હોરી. (ટેક)
ઊડે ગુલાલ-લાલ ભયે બાદલ, આનંદ મંગલ ઘનઘોરી. દશરથ૦
ઇત રઘુનાથ સખા સંગ કીન્હે, ઉત સખી સંગ જાનકી ગોરી દશ૦
કીનકે હાથ કનક પિચકારી, કીન કે હાથ અબીરઝોરી. દશ૦
કીનકે હાથ મૃદંગ ડફ બાજે, ધુમ મચાય રહી કિશોરી. દશ૦
ચૂવા ચંદન રંગ અગરજા, મટુકીમેં કેશર ઘોરી. દશ૦
તુલસીદાસ છબિ દેખ મગન ભયે, ગૌર શ્યામ સુંદર જોરી. દશ૦

### પદ ૪૩-રાગ કાલિંગડો

મેં ભરોસે અપને રામકે, ઓર ન હોય કછુ કામકે. (ટેક)
જો માગે સો દેત પદારથ, વારી જાવું ઇસ નામપેં. મે૦
દોઉ અક્ષર હય, મબકુલતારક, અંત દેત સુખધામકે. મેં૦
તુલસીદાસ પ્રભુ નામ દયાઘન, ઓર દેવ સબ નામકે. મેં૦

પદ ૪૪-રાગ ઠૂમરી

ઓ રે લાવો નૈયાં, તુમ કાયકું ડરત હે ?
ગંગાકિનારે, લા દે તોરી નૈયાં. (ટેક)
ગંગાકિનારે રામ બિરાજે,
પાર ઉતારો મેરા કેવટ લૈયા. ઓ રે લાવો૦
એક કહો લછમન લાખ કહોંગે;
ચરન ધોને બીના પાર ન લગૈયાં. ઓ રે લાવો૦
ઇન ચરનનસેં શલ્યા ઉરાની;
કૈસે બચેગી મોરી કાઇકી નૈયાં. ઓ રે લાવો૦
એ તો બચન શ્રીગૌતમજીકો;
કાઇકી જાયે તો દેઉં સોનેકી નૈયા. ઓ રે લાવો૦
તુલસીદાસ હંસનકી જોડી;
રાજ કરોંગે તુમ જુગમેં કનૈયા. ઓ રે લાવો૦

પદ ૪૫-ગઝલ

શ્રીરામ કહેનેકી મઝા, જિસકી જબાંપે આ ગયા;
જીવન્મુક્ત હો ગયા, ચારો પદારથ પા ગયા. (ટેક)
લૂંટી મઝા પ્રહ્લાદને, ઉસ નામકે પ્રતાપસેં;
નરસિંગ હો દર્શન દિયા, તીન લોકમેં જશ છા ગયા. શ્રીરામ૦
ઐસી ભીલન સીવરી, કીસ પ્રેમસે સુમરન કિયા;
પરમાત્મા ઘર આયકે, ઉસ હાથકે ફલ ખા લિયા. શ્રીરામ૦
વાલ્મીક બડા અધમ, ઉસ નામકા સુમરન કિયા;
શતકોટિ રામાયન કરકે, પ્રભુ-પદારથ પા ગયા. શ્રીરામ૦
શતકોટિ કી તકસીરમેં, જબ શંભુને પાયા ઉસે;
જાપેં કૃપા ઉનકી ભઈ, સદ્‌ગુરુસેં દરશા દિયા. શ્રીરામ૦
સબસેં બડા દરજા કિયા, ભક્તોંકા ઈસ કલિકાલમેં;
નરસિંહકી હૂંડી દ્વારકામેં, શામલા શકરા દિયા. શ્રીરામ૦

છા રહી કીરત બિમલ, ઋતુરાજ સી સંસારમેં;
અબ કે માનીદ તુલસી, પ્રેમરસ બર્સા દિયા. શ્રીરામ૦

૫૬ ૪૬-પરચૂરણ દોહા

તુલસી આ સંસારમેં, ભાંત ભાત કે લોગ;
સબસે હિલમિલ ચાલીએ, નદી-નાવ સંજોગ.
તુલસી કહેત પુકારકે, સુનો શબ્દ દે કાન;
હેમદાન ગજદાન તે, બડો દાન સનમાન.
તુલસી ગરીબ ન છેડીએ, ભૂરી ગરીબકી હોય;
મૂએ ઢોરકે ચામસે, લોહા ભસ્મ હો જાય.
તુલસી જગમેં આયકે, કર લીજે દો કામ;
દેનેકું ટુકડા ભલા, લેનેકું હરિનામ.
તુલસી તબ મેં જાનિયો, બડો ગરીબનિવાજ;
મોતીકણ મોંઘા કિયા, સોંઘા કિયા અનાજ.
તુલસી તુલસી સબ કહે, તુલસી બનકો ઘાસ;
કૃપા ભઈ રઘુનાથકી, બન ગયો તુલસીદાસ.
તુલસી સીતારામકું, રીઝ ભજો કે ખીજ;
ઊલટા સૂલટા વાવીએ, જ્યુ ખેતરમેં બીજ.
તુલસી લોહા કાષ્ટસંગ, ચલત ફિરત જળમાંહી;
બડે ન બૂડત દેત હે, જાકી પકડે બાંહી.
તુલસી કહે ઈસ જગતમેં, સબસે મિલિયે ધાય;
કયા જાને કિસ ભેસમેં, નારાયણ મિલ જાય.
તુલસી દેવો કઠિન હય, જો કાહુકો દેત;
સુજસ હોત સંસારમેં, ફેર આપનો લેત.
તુલસી જો જન હેતસે, સેવા જાને કોય;
નરકો વશ કરવો કહા, નારાયણ વશ હોય.

તુલસી રેખા કરમકી, કબૂ ન મિટે રામ;
મિટનહાર સમર્થ હય, પણ સમજ કિયો હય કામ.
તુલસી સોઈ ચતુરતા, રામચરન લૌલીન;
પરધન, પરમન હરનકું, વેશ્યા બડી પ્રવીન.
તુલસી વિલંબ ન કીજિયે, ભજ લીચે રઘુવીર;
તન તરકસતેં જાત હે, શ્વાસ સરીખે તીર.
તુલસી રસના તે ભલી, જો તું સમરે રામ;
નહિતર કાઢી નિકાશીએ, મુખમેં ભલો ન ચામ.
તુલસી જગ મેં યું રહો, જયોં જીવ્યા મુખમાંહી;
ઘીવ તણા ભક્ષણ કરે, તોભી ચીકણી નાહીં.
તુલસી નિજ કીર્તિ ચહે, પરકી કીરતી ખોય;
તિનકે મુખ મસી લાગહી મિટે ન મરીવે ધોય.
તુલસી પૂર્વકે પાપસે, હરિચર્ચા ન સોહાય;
જૈસે જ્વરકે જોરસે, ભોજનકી રુચિ જાય.
તુલસી જિસકે મુખસેં, ધોખે નિકસે રામ;
તિનકે પાંઉંકી મોજડી, મેરે તનકા ચામ.
તુલસી છોટે પુરુષસેં, બને ન મોટા કામ;
મઢત નગારા ના બને, ચૂવા કેરે ચામ.
તુલસી ખોટે દાસકો, રઘુપતિ રાખત માન;
જયોં પુરોહિત મૂર્ખકું દાન દેત જજમાન.
તુલસી મમતા રામસોં, સમતા સબ સંસાર;
રાગ ન રોષ ન દોષ દુઃખ, સ્હેજ તરે ભવપાર.
તુલસી મીઠે બચનસેં, સુખ ઊપજે ચૌ ઠોર;
વશીકરણ યહ મંત્ર હે, તજ દે બચન કઠોર.
તુલસી આ સંસારમેં, પંચરત્ન હૈ સાર;
સાધુમિલન અરુ હરિભજન, દયાદાન ઉપકાર.

તુલસી છલબલ છાડિકે, કરીએ રામસે સ્નેહ;
અંતર કહા ભરથારશું, જિન દેખી સબ દેહ.
તુલસી પરઘર જાયકે, દુઃખ ન કહીએ રોય;
અપના ભરમ ન ખોઈએ, હોની હોય સો હોય.
તુલસી હરિદરબારમેં, કમી વસ્તુ કુછ નાહીં;
કર્મહીન કલપત ફિરે, ચૂક ચાકરી માંહી.
તુલસી તરુવર સંત હે, ફુલે ફૂલે પર હેત;
ઇતસે જો પથ્થર હને, ઉતસે વો ફલ દેત.
તુલસી અદ્દભુત દેવી એક, દેખી આશા નામ;
સેવે શોક સમર્પ દે વિમુખ ભયે અભિરામ.
તુલસી કહે અજ્ઞાન યે, મન નહિ રાખત ધીર;
પીછે બાલક જનમ લે, આગે ઉપજત ખીર.
તુલસી યે તન હે તવા, તપત સદા ત્રય તાપ;
શાંતિ હોય જબ શાંતિપદ, પાવે રામપ્રતાપ
તુલસી મિટે ન મોહ તમ, કોટિ કરો ગુણગ્રામ;
હૃદયકમલ ખીલે નહિ, બીન રવિ રઘુકુલરામ.
તુલસી કોઉ ન કર શકે, લાભ હાનિ હિત ઘાત;
ક્યા હોવે રૂઠે જગત, કલમ પ્રભુકે હાથ.
તુલસી વહાં ન જાઈએ, જહા ન કહે કોઈ આવ;
તૃણ બરોબર જાણિયે, કયા રાજા ક્યા રાવ.
તુલસી ધીરજ કે ધરે, કુંજર મણ ભર ખાય;
ટુક ટુક કે કારણે શ્વાન ઘરોઘર જાય.
તુલસી સાથી વિપત કે, વિદ્યા વિનય વિવેક;
સુકૃત સાહસ સત્ય વ્રત, રામ ભરોસો એક.
તુલસી કહે યહ લોકમેં, કો જાને પર પીર;
કે તો જાને નિજ હૃદય, કે જાને રઘુવીર.

ગંગા જમના સરસ્વતી, સાત સમુદ્ર ભરપૂર;
તુલસી ચાતકકે મતે, બીન સ્વાતિ સબ ધૂર.
તુલસી પંછીનકે પીએ, ઘટે ન સરિતાનીર;
ધર્મ કિયે ધન ના ઘટે, સહાય કરે રઘુવીર.
તુલસી તલપ ન છોડીએ, નિશ્ચે લીજે નામ;
મનુષ્ય મજૂરી દેત હય, કયું રખેગો રામ.
તુલસી હઠિ હઠિ કહત નિત, ચિત સુન હિત કર માન;
લાભ રામ સુમિરન બડો, બડ વિસારે હાન.
તુલસી જોપૈ રામસોં, નાહિંન સહજ સનેહ;
મૂંડ મુંડાયો વાદહી, ભાંડ ભયો તજી ગેહ.
તુલસી ઉત્તમ પુરુષકું, કા કર સકે કુસંગ;
ચંદન વિષ વ્યાપે નહીં, લપત રહત ભુજંગ.
તુલસી સંપત સૂમકી, જેસી શ્વાનકી પૂંછ;
લટપટ કરે બડી દીસે, આખર છુંછકી છુંછ.
તુલસી તેરો જગમેં, કયા ભલે બૂરે સે કામ;
ભૂતસે હનુમંત મિલે, હનુમંત સે રામ.
તુલસી યે મન લાલચુ, સમજત નહીં ગમાર;
રામભજનકો આલસુ, ભોજનમેં હુશિયાર.
પારસમણિ ઔર કામધન, કલ્પવૃક્ષકી વાડ;
તુલસી હરિ કે ભજન બીન, તાતે ભલો ઉજાડ.
શેરકા ઠાકર શેરકા ચાકર, શેર ખાઈ સમશેર બજાવે;
તુલસી તામે વો ભલો, કે શેર ખાય જો હરિગુણ ગાવે.
કાહુ કે ધન ધામ હય, કાહુકો પરિવાર;
તુલસી મોં સમ દીનકોં, સીતારામ આધાર.
નહીં વિદ્યા નહીં બાહુબળ, નહીં ખરચનકો દામ;
તુલસી મોં સમ પતિતકી, તુમ પત રાખો રામ.

સબ દેખે પરખે લીખે, બહુત કિયે ક્યા હોય;
તુલસી સીતારામ બીન, અપનો નાહીં કોય.
રામનામકો આળસુ, ભોજનકો હુશિયાર;
તુલસી એસે મનુષ્યકું, વાર વાર ધિક્કાર.
ના કુછ કિયો ન કર શકયો, ના કુછ કરને યોગ;
તુલસી આ જગ આયકે, ભલે હસાયે લોગ.
તીન ટુંક કોપીનકો, અરુ ભાજી બીન લોન;
તુલસી રઘુવર ઉર વસે, ઇંદ્ર બાપરો કોન.
રામનામ અમૂલ્ય હૈ, બિના દામ બીકાય;
તુલસી અચરજ દેખિયો, કોઈ ગ્રાહક ન થાય.
કાશી વિધિ બસી તનુ તજે, હઠ તન તજે પ્રયાગ;
તુલસી જો ફલ સો સુલભ, રામનામ અનુરાગ.
પ્રીતિ પ્રતીતિ સુરીતિસોં, રામ નામ જપ રામ;
તુલસી તેરો હૈ ભલો, આદિ મધ્ય પરિણામ.
રામનામ કલિ કલ્પતરુ, સકલ સુમંગલ કંદ;
તુલસી સુમિરત સિદ્ધિ સબ, પગ પગ પરમાનંદ.
રામ સનેહી રામગતિ, રામચરણુ રતિ જાહી;
તુલસી ફલ જગ જન્મકો, દિયો વિધાતા તાહી.
બની બનાઈ બન ગઈ, અબ બનનેકી નાંહી;
તુલસી યા વિધિ સમજકે, મગ્ન રહો મનમાંહી.
દયા ધરમકો મૂલ હે, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટમેં પ્રાણુ.
અન હોની પ્રભુ કર શકે, હોનહાર મીટ જાય;
તુલસી ઇસ સંસારમેં, પ્રભુભજન સુખદાય.
જીવ જીવકે આશરે, જીવ કરત હય રાજ;
તુલસી રઘુવર આશરે, કહ્યું બિગડેગો કાજ.

પ્રારબ્ધ તો પહેલે બને, પીછે બના શરીર;
તુલસી યહ આશ્ચર્ય હે, મન નહીં બાંધે ધીર.
પારસમણિ અરુ કામધેન, કલ્પવૃક્ષકી વાડ;
તુલસી હરિ કે ભજન બીન, સબે નરકકો સાજ.
અર્બ ખર્વ લો ધન મિલે, ઉદય અસ્ત લો રાજ;
તુલસી હરિ કે ભજન બીન, સબે નરકકો સાજ.
પાપ પુણ્ય છૂપ છૂપ કરો, સોવત કરો કે જાગ;
તુલસી કબ લગ છૂપ રહે, ઘાસ ઘુસાઈ આગ.
પારસકે પરસનતે×, કંચન ભઈ તલવાર,
તુલસી તીનુ ના ગયે, ધાર માર આકાર.
તન કર મન કર વચન કર, કાહુકું દુખવત નાહીં;
તુલસી એસે સંત જન, રામ રૂપ જગમાહી.
બડે સેજહી બાતમેં, રીઝ દેત બક્ષિસ,
તુલસી હલતે વિષ્ણુ, જ્યુ આક ધતૂરે ઈશ.
ઊંચા કુળ કિસ કામકા, જ્યાં નહિ હરિકો નામ;
તુલસી તાતે શ્વપચ* ભલો, મુખ લે હરિકો નામ.
ચતુરાઈ ચૂલે પડી, ધિક્ક પડ્યો આચાર,
તુલસી ભગવતભક્તિ બીન, ચારો વર્ણ ચમાર.
નીચ નીચાઈ ના તજે, જો પાવે સતસંગ;
તુલસી ચંદન લપટકે, વિષ ન તજે ભુજંગ.
સ્વારથ સીતારામસે, પરમારથ સિયરામ,
તુલસી તેરા ઓરકે દ્વાર કહા હે કામ?
પ્રીતિ રામપદ નીતિ પથ, ચલે રાગ રસ જીત;
તુલસી સતનકે મતે, એહી ભક્તિકી રીત.

× સ્પર્શવાથી * ઢેડ

બાધક સબ સબકે ભયે, સાધક ભયે ન કોય;
તુલસી રામ કૃપાલતે ભલી હોય સો હોય.
કહા કહું છબિ આજકી, ભલે બિરાજે નાથ;
તુલસી મસ્તક તબ નમે, ધનુષ બાન લ્યો હાથ.
કિત મોરલી કિત ચંદ્રિકા, કિત ગોપિયન દો સાથ;
તુલસી ભક્તકે ભાવસે, કૃષ્ણ ભયે રઘુનાથ.
એક ઘડી આધી ઘડી, આધિમેં પુનિ આધ;
તુલસી સંગત સાધકી, કટે કોટિ અપરાધ.
પરમેશ્વરસેં પ્રીત અરુ, પરનારીસે હસના;
તુલસી દોનું ના બને, લોટ ખાય અરુ ભસના.
માયાસે માયા મિલે, કર કર લબે હાથ;
તુલસી રંક ગરીબકી, કોઈ ન પૂછે બાત.
જ્ઞાન ગરીબી હરિભજન, કોમલ બચન અદોષ;
તુલસી કબહુ ન છાડીએ, ક્ષમા શીલ સતોષ
તન કર મન કર વચન કર, દેત ન કબહુ દુઃખ;
તુલસી પાતક જરત હે, દેખત ઉનકો સુખ.
મન ચાહે વૈરાગ ઓર, ઘરમેં રાખે રાઠ;
તુલસી કીડા નીંબકા, કયુ કર ચાખે ખાંડ?
અહંકારકી અગ્નિમેં, જર્યો જાય સંસાર,
તુલસી ઊગરે સંત કોઉ, રામનામ-આધાર
કામ ક્રોધ મદ લોભકી, જબ લગ મનમેં ખાણ;
તુલસી પંડિત મૂરખો, દોઉં એક સમાન.
દિયે પીઠ પીછે લગે, સન્મુખ હોત પરાય.
તુલસી સપત્તિ છાય જ્યુ, આવે એસે જાય.
પ્રભુ તરુતર કપિ ડાર પર, કીયે તે આપ સમાન;
તુલસી કોન હે રામ સમ, સાહેબ શીલનિધાન.

રામનામ મણિ દીપ ધર, જીભ દેહલી દ્વાર;
તુલસી ભીતર બાહિરો, જો ચહાય સો ઉજિયાર.
કૃષ્ણ કૃષ્ણ સબ કોઈ કહે, રામ કહે ના કોઈ;
તુલસી યા વ્રજમેં કહો, વેર રામસોં હોઈ.
કહાં કાશી કહાં કાશ્મીર, કહાં વ્રજ કહાં ગુજરાત;
તુલસી પ્રારબ્ધ જીવકો, એમે વહાં લે જાત.
આવ નહીં આદર નહીં, નહીં નૈનનમેં નેહ;
તુલસી વહાં ન જાઈએ, કંચન વરસે મેહ.
ધન રહે ન જોબન રહે ન ગામ અરુ ઠામ;
તુલસી જગમેં જશ રહે, કર દે કિસકા કામ.
જહાં રામ તહા કામ નહિ, કામ તહાં નહિ રામ;
તુલસી દોનુ ના રહે, રવિ રજની એક ઠામ.
યથા લાભ સંતોષ સુખ, રઘુવર ચરણ–સ્નેહ;
તુલસી જો મન વશ કરે, તો વન તેસો ગેહ.
ઘર કિયે ઘર હોત હે, ઘર છાડે ઘર જાય;
તુલસી ઘર વન બીચહીં, રહ્યો પ્રેમપૂર છાય.
દુરજન દર્પણ સમ સદા, કરી દેખો હિય દોર;
તુલસી સન્મુખ ઓર હે, વિમુખ ભયે ગતિ ઓર.
ગુણ સ્વરૂપ બલ દ્રવ્યકો, પ્રીતિ કરે સબ કોય;
તુલસી ગતિ પતિતકી, પ્રભુ વિન અન્ય ન હોય.
ઊંચે ઊંચે સબ ચલે, નીચા ચલે ન કોય;
તુલસી નીચા જો ચલે, સબસે ઊંચા હોય.
વિપ્ર ઔર ચંડાલ ઘર, જહાં દીપક ઉજિયાર;
તુલસી મતે પતંગ કે, સબી જ્યોત એક સાર.
રામનામ આરાધવો, તુલસી વૃથા ન જાય;
લડકાઈ કો પોખનો, આગે હોત સહાય.

કયા સુખ લે હસ બોલિયે, તુલસી દીજે રોય;
પાયા જન્મ અમોલ સો, ચલે અકારથ ખોય.
રામનામ સબ કોઈ કહે, ઠગ ઠાકોર અરુ ચોર;
બીના પ્રેમ રીઝે નહિ, તુલસી અવધકિશોર.
બિગરી જન્મ અનેકકી, સુધરે અબહીં આજ;
હોહિ રામકો રામજપ, તુલસી તજી કુસમાજ.
કૈ તોહિં લાગે રામપ્રિય, કૈ તું રામ પ્રિય હોય;
દ્વૈ મેં રુચે જો સુગમસો, કીવૈ તુલસી તોય.
કંચન ત્યાગો સહજ હય, સહજ ત્રિયાકો નેહ;
માન બડાઈ ઈરષા, તુલસી દુર્લભ એહ.
કંચન તજવો સુલભ હૈ, સુલભ ત્રિયાકો નેહ;
નિંદા સ્તુતિ ત્યાગવો, તુલસી દુર્લભ એહ.
જ્યોં કામીકે ચિત્તમેં, ચઢી રહત નિત કામ;
એસે પ્રભુ લાગી રહો, તુલસી કે મન રામ.
કહા ભયે બન બન ફિરે, જો બની આવે નાહિ;
બનતેં બનતેં બન ગયો, તુલસી ઘરકે માંહી.
મોરમુગટ નીચે ધરો, કીરટ મુગટ ધરો શીશ;
ધનુષ બાણુ હસ્તક ધરો, તુલસી નામે શીશ.
સંગ ન આઈ જન્મ તે, અંત ન ચલે સંગાથ;
બીચ ભઈ બીચમેં ગઈ, તુલસી ભજ રઘુનાથ
ધામધરા ધન નારીસુત, પાપીકે ઘરહીં હોય;
સંત સમાગમ હરિભજન, તુલસી દુર્લભ સોય.
લિખલિખ સબ જગ લિખો, પઢીપઢી કહા કીન;
બઢીબઢી ઘટઘટ ગયે, તુલસી રામ ન ચિન.
પશુ ઘડતાં નર ઘડ્યો, ભૂલ્યો સિંગ અરુ પૂછ;
તુલસી પ્રભુભક્તિ બીના, ધિક્ દાઢી ધિક્ મૂછ

રામ ભરોસો, રામ બલ, રામનામ વિશ્વાસ;
સુમરી નામ મંગલ કુશલ, માંગત તુલસીદાસ.
એક ભરોસો એક બલ, એક આશ વિશ્વાસ;
સ્વાતિ બુંદ રઘુનાથ હય, ચાતક તુલસીદાસ.
સબહીં કહાવત રામકે, સબહી રામકી આશ;
રામ કહે જેહિ આપનો, તેહી ભજે તુલસીદાસ.
દોડે કોશ હજાર લગ, બસે લક્ષ્મી પાસ;
બીન દીને રઘુનાથકે, મિલે ન તુલસીદાસ.
સત્ય વચન અરુ દીનતા, પરસ્રી માત સમાન;
ઈનસે વૈકુંઠ ના મિલે, તુલસીદાસ જમાન.
ધનવંતા દુઃખિયા સબી, નિર્ધન તો દુઃખરૂપ;
સંત સુખી તુલસી કહે, પાયો ભેદ અનુપ.
ચિત્રકોટકે ઘાટ પર, ભઈ સંતનકી ભીર;
તુલસીદાસ ચંદન ઘસે, તિલક કરે રઘુવીર.
પરધન પથ્થર જાનીએ, પરસ્રી માત સમાન;
ઈનસે વૈકુંઠ ના મિલે, તુલસીદાસ જમાન.

## ૫૪ : તોરલદે

### પદ ૧

જેસલ કરી લે વિચાર, માથે જમ કેરો માર;
સ્વપ્ના જેવો આ સંસાર, તોરી રાણી કરે છે પોકાર;
આવોને જેસલરાય, પ્રેમ થકી આપણ મળીએ. (ટેક)
પૂરા સંત હોય ત્યાં જઈ ભળીએ.
અનુભવી આવ્યો છે અવતાર, માથે સદ્ગુરુને ધાર;
જાવું ધણીને દરબાર, બેડલી ઉતારે ભવપાર. આવોને૦

ગુરુના જ્ઞાનનો નહી પાર, ભક્તિ ખેલ ખાંડાની ધાર;
નૂગરો શું જાણે સંસાર, એનો એળે ગયો અવતાર. આવોને૦
ગુરુની ગતિ ગુરુની પાસ, જેવી કસ્તૂરીમા વાસ;
જ્યાં નામનો વિશ્વાસ, દીનનો નાથ પૂરે આશ. આવોને૦
નિત નિત નાવાને જાય, કોયલ ઊજળી નવ થાય;
માવઠાને મેઘે કણુ નવ થાય,
ગુણિકાનો બેટો બાપ કેને કે'વા જાય? આવોને૦
દેખાદેખી કરવાને જાય, આતમા દીવડિયો દરશાય;
કૂડિયા કૂવે પડવા જાય, મૂરખા મૂડીઓ ગુમાય. આવોને૦
ભેદુ વિના ભેળા ન થાય, એ તો અધૂરિયાં કહેવાય;
એને કાય નૂર ન વરસાય, એનાં કલ્યાણ કેમ કરી થાય? આવોને૦
છીપું સમુદરમા થાય, એની સફળ કમાઈ થાય;
સ્વાતિના મેહુલા વરસાય, ત્યા તો સાચા મોતી થાય. આવોને૦
હીરા એરણમાં ઓરાય, માથે ઘણુ કેરા ઘાય;
ફૂટે ફટકિયા કે'વાય, તેની ખરે ખબરું થાય. આવોને૦
ચંદ્રા-સૂરજનો ઉજાશ, નવલખ તારા એને પાસ;
પવન પાણીનો પ્રકાશ, ચૌદ ભુવન તેની આશ. આવોને૦
સવાલાખ કોથળીઓ ખંધાય, પૂરા ગાંધીડા કહેવાય;
એવા સંત વિરલા થાય, હીરા માણેક શા વોરાય. આવોને૦
એના ધરમેં દશ અવતાર, પાચ સાત નવ બાર;
કરોડાં તેતરીસા તાર, ઋષિ અઠ્યાશી હજાર. આવોને૦
સતયુગ રત્નાવર પ્રહ્‌લાદ, ત્રેતા તારા હરિશ્ચંદ્ર રાય;
દ્વાપર દ્રુપદી ધર્મરાય, કલિયુગ વિંધ્યા ને બળિરાય. આવોને૦
પ્રેમનો પાઠ પ્રેમનો ઠાઠ, પ્રેમની જ્યોતનો પ્રકાશ,
તોરી રાણી જાણો તે અંબાર, સાહેબો પૂરે આપણી આશ આ૦

સતની માંડવી બંધાય, પ્રેમના પડદા રચાય;
જતિ સતી તિહાં ભેળાં થાય, તિહાં નૂરને પરસાય. આવોને૦
હેતે હરિગુણ ગાય, પ્રેમે ગુરુપૂજા થાય, કોરી પાવરીએ વરતાય;
ચાર જુગની વાણી સતી તોરલરાણી ગાય. આવોને૦

પદ ૨

જાડેજા રે તાર તંબૂરો સતીના હાથમાં રે જી. (ટેક)
કર અલખનો આરાધ, જાડેજા રે બોલ્યા હતા રે મેવાડમાં;
તે દિના બોલ સંભાર, વચન સંભારી વે'લા જાગજો રે.
જાડેજા રે માલો રૂપા રે આવ્યાં મેવાડથી રે;
વચન દીધાં તેને કાજ;
જાડેજા રે ત્રણ દહાડા ને ત્રણ ઘડી રે,
શૂરો હોય તો રે જાગ. જાડેજા રે તાર તંબૂરો સતીના૦
જાડેજા રે માલો પારેખ ને રૂપાં પેઢીએ રે;
હીરા હીરા લાલ પરખાય;
જાડેજા રે ખરાં ખોટાનાં પડશે પારખાં રે;
ચૂક્યા તો જાશે ચોરાશીમાંય. જાડેજા રે તાર તંબૂરો સતીના૦
જાડેજા રે કાલી કેવરાશે તોરલ કાઠિયાણી રે;
મૂવા પછી બોલ્યાના છે નિમ;
જાડેજા રે ધૂપ ધજા નાળિયેર ચડે રે;
ખરાખરીનો છે ખેલ. જાડેજા રે તાર તંબૂરો સતીના૦
જાડેજા રે આળસ મોડી જેસલ ઊઠિયા રે;
ભાગી ભાયાની રે ભ્રાંત;
પે'લા મળ્યા રૂપાં માલાને રે;
પછી મળ્યા તોરલ નાર. જાડેજા રે તાર તંબૂરો સતીના૦
જાડેજા રે કરી લ્યો કેસરિયાં છાંટણાં રે;
મોડ મીંઢોળ જાડેજાને હાથ;

કન્યા કેસરિયાં પહેરશે રે;
લાગી વિવાની ખાંત. જાડેજા રે તાર તંબૂરો સતીના૦
જાડેજા રે જેસલને ઘરે તોરલ બોલિયાં રે;
સાચુલીમાં પૂર્યો દાવ;
સહુ વળાવી પાછાં વળ્યાં રે;
ન વળ્યાં તે તોરલ નાર. જાડેજા રે તાર તંબૂરો સતીના૦

## ૫૫ : ત્રિભુવન

### પદ ૧-કાફી, ધીરાનો રાહ

પ્રભુ રટ પ્રાણી રે, કાયા તો તારી કરમાણી;
કરી લે ઓળખાણી રે, જુવાની રહી નવ જાણી. (ટેક)
જોબનમાં મદ મત્સરે ભરિયો, બાલપણે નહિ બૂઝ;
વૃદ્ધપણે વન વહેતાં પડિયો, આંખતણી ગઈ સૂઝ. પ્રભુ૦
ધંધો ધારી દિવસ ગુમાવ્યા, રાત ગુમાવી નિંદ,
આઠ પહોરમાં ચાર ઘડી પણ, ગાયા નહિ ગોવિંદ;
અવિનાશી નવ દીઠા રે, ભૂલ્યો ભવ રે'ઠાણી. પ્રભુ૦
અંતકાળે ઘોર છાયા દીઠી ભજવા બેઠો રામ,
જન્મારો એળે સહુ કાઢ્યો, રળ્યું ન લાગ્યું કામ;
પડચો લક્ષ ચોરાશી રે, જેમ બેલ ફરે ઘાણી. પ્રભુ૦
એમ વિચારી પ્રાણી ભજ ભજ, જુગતે જગકરતાર,
મનુષાદેહ દેવને દુર્લભ, ત્રિભુવન દષ્ટે પ્રભુદ્વાર;
અવર નહિ બીજું રે, કાયા માયા મિથ્યા માણી. પ્રભુ૦

### પદ ૨-રાગ ભૈરવી

શૂલપાણિ શંભુનાથ, શંકર શિવ નીલકંઠ;
પશુપતિ હર મહાદેવ, જગતગુરુ વિધાતા. (ટેક)
જટાજૂટ ગંગાધર, ઇંદુભાલ સર્પમાલ;
શોભીત સર્વાંગ ભસ્મ, જ્ઞાનરૂપ દાતા. શૂલ૦

કર ત્રિશૂલ ચાપ બાણ, ડમરુ અરુ પરશુ ચર્મ;
ધર્મ અર્થ કામ મોક્ષ, વામદેવ દાતા. શૂલ૦
મહા અજ્ઞ જાનુ નાથ, સેવક ક્ષિતિપાલ બાલ;
ભક્તિ એક દેહુ મોહિં, ત્રિભુવન યો માતા. શૂલ૦

પદ ૩

અલખ ગુરુ સેવો રે, સેવાથી પામો પદ મોટું. (ટેક)
શિખામણ સાર લેવો રે, સતસંગ વિના સહુ ખોટું. અલખ૦
ત્રિલોકમાંહી કર્તા રહ્યો છે, ચૌદ ભુવન જગમાંહી,
નામ નિરંજન અલખ ધણી એ, પણ જાણે નહિ ક્યાંહિ;
જોઈ લ્યો અંતર ભીતર રે, નથી જોવું છેટું. અલખ૦
અંતરજામી વિધવિધ નામી, સ્વામી સ્વરૂપનાં એંધાણ,
હૃદયે સાક્ષી કહીએ એની, સંસારસુખ શું જાણ;
અલખ આપ નાણું રે, પારખ વિના શીદ લેટું ? અલખ૦
મોહમાયામાં વીંટાઈ રહીને, લઈ બેઠો ઘરબાર,
અંતે તો જાવું એકલા પંડે, ત્યાં જમ કેરા માર;
પોકાર જીવ મારે રે, મૂરખ મનડું પ્રોઢું. અલખ૦
વૃથા જનમ શું એળે ખોવે, સદ્‌ગુરુનો સંગ,
નંગનું નાણું નહિ ખૂટવાનું, જેમ ખુમારી ચડે રંગ;
એમ લાલચથી લપટાયો રે, ભૂધર ભાવે ભક્તિ દોઢું. અલખ૦
ધન જોબન સહુ કૂડની બાજી, એમાં ન ખીજે ભેદ,
ગુરુગમ વિના ન હોય અજવાળું, ત્રિભુવન અંતર ખેદ;
ટળવાને અંધારું રે, ચિત્ત ચરણે ચોટયું. અલખ૦

પદ ૪–ચાબખો

જીવડો અનીતિ અભ્યાસી રે, નાખે નિજ ગળામાં ફાંસી. (ટેક)
આપતણું પણ અહિત ઇચ્છે, થાય નરકવાસી;
એળે આ આયુષ ગુમાવે, ખૂવે દેશ ખાસી રે. જીવડો૦

પાપ કરીકરી પેટ ભરે ને, ભજે ન અવિનાશી;
લખ ચોરાશીમાં ફરવું તે, ભૂલ નહીં ભાસી રે. જીવડો૦
દીવો લઈને પડે કૂવામાં, હાથે કરે હાંસી;
બળતી ચેમાં પડી બરાડે, નહીં શકે નાસી રે. જીવડો૦
નીતિ રાખી ભજે નાથને, તજે સંપ રાસી;
કહે ત્રિભુવન તે જીવડા તો, ટાળે જમ ફાંસી રે. જીવડો૦

પદ ૫–ચાબખો

રહેશે સગાં કુટુંબી રોતાં રે, જાવું જમને હાથે જોતાં. (ટેક)
ચાર દિવસમાં જવું સમૂળું જાણે જન્મ્યા નો'તા;
આણાં ને પરિયાણાં સઘળાં, પંડ પડે પોતાં રે. રહેશે૦
ગાંઠતણી કાંઈ મૂડી ગુમાવી, ગરવે ખાતાં ગોથાં;
વેદતણા જરી ભેદ ન સમજે, ભણે પાખંડનાં પોથાં રે. રહેશે૦
કહે ત્રિભુવન સંત–પ્રતાપે, સાહેબ સામું જોતાં;
આનંદઘેન ચડયું રહે અહોનિશ, પ્રભુમાં જીવ પરોતાં રે. રહેશે૦

પદ ૬–ચાબખો

વૃત્તિ એકતાર કરી ભાઈ રે, ભાવે ભગવત ભજો સદાઈ. (ટેક)
કૂડ કપટ કરવાં રહેવા દે, કર મા પાપકમાઈ;
કુકર્મ દૂધ ન પી બગડેલું, મૂકી હરિમલાઈ રે. વૃત્તિ૦
ઈર્ષા વિષ કરી લે અળગું, કર દૂર ક્રોધકસાઈ;
કામ દામનો કોડ તજી દે, કરી લે શ્યામસગાઈ રે. વૃત્તિ૦
છોડી જવું સઘળું સમશાને, લેને હરિગુણ ગાઈ;
ત્રિભુવન હરિજન હેતુ ગતિને, ભક્તથી રાખ ભલાઈ રે. વૃત્તિ૦

પદ ૭–ગરબી

(હરિજન થકી છોટા હોય તે–એ રાગ)

સંસારમાં રહી ભવસાગર તરવાને સેવો સંતને. (ટેક)
આનંદ ઉરમહીં, જેમ દરપણમાં વસ્તુ દેખે અનંતને. સંસારમાં૦

મણિ મોંઘો હાથ જો આવે વે'લો, ભક્તિ પ્રેમમાં જારે થઈશ પે'લો;
કર હરિસેવન ચિત્ત પ્રોઈ ઘેલો. સંસારમાં રહી૦
એ અલૌકિક વસ્તુ એક સહી, નથી યાત્રાએ જાવાનુ કામ તહીં;
મન મારી તું શોધન કર અહીં. સંસારમાં રહી૦
ગુરુગમ વિના મૂઢ ગાંડો ફરે, કરવા ન કરવાનુ કામ કરે;
તેમાં સાર ન જોયો કાજ શાનુ સરે? સંસારમાં રહી૦
ભૂલ્યો ભમે શું મૂરખ આ દેહી? પૂછે વારંવાર જો બતાવે સ્નેહી;
હાર ઉચ્ચાર નામ પદને ગેહી. સંસારમાં રહી૦
ભરપૂર અખંડ જેનું નામ ભણે, ત્રિભુવન પાર લેતા અનંત ગણે;
આદ્ય અંતે અકળ રૂપે ક્ષણેક્ષણે. સંસારમાં રહી૦

### પદ ૮–નૂગરા વિષે

(મુખડા ક્યા દેખો દરપનમે–એ રાગ)

નૂગરા નવ જડે તુંને આરો, મીઠો માની લે સંસારો. (ટેક)
જુગજુગમાં અવતરિયો ફરીફરી, મનુષ્ય ખોયો જનમારો;
ફેલ ફિતૂરે ઘસ્યો રહે જીવ તુજ, એથી કોણુ નઠારો? નૂગરા૦
સાંભળતાં શિખામણ માની, ન માની જીવને ઠાર્યો;
જ્ઞાનતણી વાત વહેતી મેલી, અચાનક જમડે માર્યો. નૂગરા૦
શું સારું ને શું ખોટું તને, ભેદ ન જડિયો પારો;
ફટ ફટ રે મનખા દેહ તુજ પેર, મનને ચરાવે ચારો. નૂગરા૦
પલપલની મીઠી વાતોથી, નકામો વખત કાઢો;
હે જીવ નૂગરા ઠામ નથી રહ્યો, શોધ્યો નહિ ગુરુ સારો. નૂગરા૦
ત્રિલોવનરાય તું ચેતી લે ભવજળ એ ખારો;
સંત સમાગમના અનુભવથી, નિરંજન નિરાકાર પ્યારો. નૂગરા૦

### પદ ૯

મન ભટકાં મારે રે, જ્ઞાનઘોડે લગામ નથી;
દિવેલ વિના અંધારું રે, વારેવારે શું કહેવું કથી? (ટેક)

શિવ જીવ બે ભેદ ન જાણે, ફોગટ ઠામે અથડાય,
ઘરે ગંગા મૂકી જાય તે કાશી, મનખો સફળ કેમ થાય?
ઓળખ નથી તુજને રે, પાંખડી પૂજે ઉમંગથી. મન૦
કાં પુરુષને કાં વળી નારી, ચિત્ત ઠર્યું નથી ઠામ,
માટે ભમતાં ભાળ જડે નહીં, મિથ્યા રાખી અભિમાન;
વિના તો લોચનથી રે, પતંગ દીવે ઝડપે પ્રેમથી. મન૦
સંત બ્રાહ્મણ દેખી નવ હરખે, તમાશો જોઈ મલકાય,
હસાવી પૈસો લે તે છીનવી, હાથ હલાવી ઘેર જાય;
ધિક્કાર તુજ મનખો રે, વળગો નઠારી સોબત જી. મન૦
સાચા જન તન મન ધનથી જાણી, આજ્ઞા માને ભરપૂર,
જ્ઞાનઘોડે ચડી લગામ પકડી, વૈમાને જાય ત્યાં હજૂર;
લેખું તો ધણીનું રે, આપી શકે શૂરાતનથી. મન૦
પૂરણ પ્રીત કરી લે મૂરખ, અચાનક ઝડપશે કાળ,
તે ચોટમાંથી જો ઉગરવા, જેવા જેને ગુરુ દયાળ;
જાળમાંથી છૂટવા રે, નિર્મળ નહા તું ઘેર ગંગથી. મન૦
આ સંસારમાં સગું નહીં તારું, મિત્ર બાંધવ મિથ્યા માણ,
એમ માત પિતા સુત દારા ને ભગિની, તેની ચાલે નહીં તાણ;
આણ શી લેખામાં રે? ખાય જીવ માયા નેહથી. મન૦
સાચી માયા હરિ વિનાની, ઉતારે પલ્લો પકડી પાર,
સંસારની માયા રોવા–કૂટવાની, લેશ જણાય નહીં સાર;
ભવસાગરથી તરવા રે, ત્રિભોવન ચાહે અંગ રંગથી. મન૦

પદ ૧૦

અલ્પ મતિ મ્હારી રે, પ્રભુજી લેજો ઉગારી;
અકળ ગતિ તારી રે, કળી ના શકે નરનારી. (ટેક)
ગુણ ગોવિંદના ગાતાં ન લાજ્યું, ખાજ્યું અખંડ ભરે નામ,
પૂરણ ભક્તિ પ્રેમથી ચહાયું, સુખે દુઃખે વિસરામ;
સમાગમ કર શૂરાનો રે, વણતે જાય જમ હારી. અલ્પ૦

પોષણ કરતાં ભવ સંભારું, ઘડી નવ ટાળું તુજ હેત,
તન મન ધનને પ્રાણથી વા'લો, નવ નિધિ અષ્ટ સિદ્ધિ દેત;
એનાથી અદકું રે, પૂરણ તો પ્રીતમ પ્યારી. અલ્પ૦
મનુષા દેહ ધરિયો તેણે શું થયું ? અવતર્યો ઉત્તમ પેટ,
દશ મહિના મસ્તકે ઝૂલતો, ઊંધા હરિથી નેટ;
જમાન આપી છૂટ્યો રે, જોબન ગયો વિસારી. અલ્પ૦
કળિજુગમાં ઈશ્વર નજીક છે, નથી જોતો તું ગુમાન,
ફાટ્યાની પેઠે ફૂલ્યો ફરે છે, અંતે ભૂલી ગયો ભાન;
અથડાતો અથડાતો રે, પડ્યો ચોરાશી ખાણ ભરી. અલ્પ૦
સત્‌સંગ વિના ધિક્કારે પડ્યો, કૂખે જન્મ્યો કપૂત,
હરિ તણા દાસને દેખી તું નાસે, અંતે લક્ષણે અદ્‌ભુત;
સંદેહ નહીં એ માનો રે, ત્રિલોવન વદે વિચારી. અલ્પ૦

## ૫૬ : થોભણ

### પદ ૧

જીતીને કાં હાર્યો રે, મૂરખ માનવી રે,
આવી રૂડી પામ્યો મનુષાદેહ;
દેવતાને દુર્લભ રે, તેહ તુંને કહાવિયું રે,
કરી લેની કમલાવરશું નેહ. જીતીને કાં હાર્યો રે૦
આણી-આણી દેહે રે, હરિને તો પામીએ રે,
વામીએ જો અખિલ ભુવનનું સુખ;
ઓળખીને લેજો રે, હીરો તારા હાથમાં રે,
મટશે જનમ-જનમનું દુઃખ. જીતીને કાં હાર્યો રે૦
દેવાળું શું કાઢ્યું રે, હેવે તારી દેહમાં રે ?
ઉઘાડીને જોની રે કર્મ કમાડ;
મૂળ ગયે લાવે નહિ રે, થોભણ થોભજો રે,
મટી જાશે માયા કેરું હાડ. જીતીને કાં હાર્યો રે૦

પદ ૨

ઘડી એક ગાની રે, ઘેલા પ્રાણી રામને રે,
આવડો શું હીડે મોડા મોઠ;
દીઠાનો દઝાડો રે, તારો મનખો જાય છે રે,
નહિ તારો ત્રણ ભુવનમા ઠોર. ઘડી એક ગાની રે૦
પથ્થર બાધી રે, શું પાણીમાં પડ્યો રે ?
વહેતો જાશે રે તું દૂર;
દુઃખડું લગાડી રે, કહુ તારા કામનુ રે,
જાણી જોઈને કુખમાં શું નાખે ધૂળ. ઘડી એક ગાની રે૦
ચોરાશીની વાટે રે, આવ્યો ઢોલ વાજતે રે,
કોણુ કરે તારી બૂમ ને વહાર ?
એવું દુ:ખ જાણી રે, થોભણુ થોભજો રે,
ઊતરીને જાવું પેલી પાર. ઘડી એક ગાની રે૦

## ૫૭ : દયાનંદ

પદ ૧

( નારાયણ નરસિંહ નરોત્તમ-એ રાગ )

દૂસરો કોન સુખદાઈ ? શ્યામ બિના દૂસરો કોન સુખદાઈ ? (ટેક)
ધીરજતા ધ્રુવકી ઉર ધારી, અચલ પદ દિયો આઈ રે;
ગ્રૂરે જબ પકર્યો ગજકો, છિનમેં લિયો છુડાઈ રે. દૂસરો૦
પ્રહ્‌લાદકી અતિ પીર પિછાની, પ્રગટ થયે થંભમાહીં રે;
હિરનાકંસકો મારો હરિએ, નરસિંહ વેષ બનાઈ રે. દૂસરો૦
પાંડવકોં લાક્ષાગ્રહ જાલેં, ત્યાસોં લીને બચાઈ રે;
પાંચાળીકો ચીર પૂરનકો, ધીર તજી આયે ધાઈ રે. દૂસરો૦
જ્યા જ્યાં ભીર પરત ભક્તનકોં, ત્યા ત્યા હોત સહાઈ રે;
દયાનંદકો નાથ દયાળુ, ભજો ભાવ ઉર લાઈ રે. દૂસરો૦

## ૫૮ : દયારામ

### પદ ૧–મીરાંચરિત્ર

મીરાં મન મોહનશું માન્યુ. (ટેક)

વરિયા શ્રી ગિરિધરલાલ, જાણે જગ નથી કાંઈ છાનું;
મીરાં મન મોહનશું માન્યુ.

જેમલ રાઠોડની દીકરી રે, સુણો મીંડતા એનુ ધામ;
રૂપ–ગુણુ કોઈ સમોવડ નહીં, રૂડું ધાર્યું મીરાંબાઈ નામ.
મીરાં મન મોહનશું માન્યુ.

જોશીએ વાંચી જનમોતરી રે, તેમાં લખ્યુ નીકળ્યુ એહ;
વરશે વિશ્વંભર નાથને રે, કરશે નંદકુંવરશું નેહ.
મીરાં મન મોહનશું માન્યું.

ઉદ્યોતપુરનો રાણો રાજિયો રે, તે સાથે કરી છે સગાઈ;
પરણાવીને વળાવ્યાં સાસરે કાંઈ, લૌકિક રીતે મીરાંબાઈ.
મીરાં મન મોહનશું માન્યું.

દેવીને દેવા વધામણાં રે, ચાલ્યાં વરકન્યા સહુ જન;
રાણે પારવતીજી પૂજિયાં રે, મીરાંનું તો મોહનમા મન.
મીરાં મન મોહનશું માન્યું.

સાસુ કહે સૌભાગ્ય વધે રે વહુ, નમો શક્તિને પાય;
મીરાં કહે મસ્તક મારું નહિ નમે, વિના એક ગિરિધરરાય.
મીરાં મન મોહનશું માન્યું.

સાસુ કહે સામું બોલી આજથી રે, મારે નથી એ વહુનું કામ;
પુત્રને કહ્યુ એને રાખો પરી, એક ન્યારું રચાવો એનું ધામ.
મીરાં મન મોહનશું માન્યું.

એવું સુણીને મીરાં મગ્ન થયાં રે, ભલુ થયુ ભાગી જંજાળ;
સાધુની સંગે દિનરેન નિર્ગમશું, સુખે સેવી ગાઈશું ગોપાલ.
મીરાં મન મોહનશું માન્યુ.

નંદનંદન સાથે ન્યારાં રહ્યાં રે, મીરાં હરિજન આવે ઘણાં ઘેર;
નિત્ય ભજન કથાકીર્તન ઓચ્છવ, હરિને લાડ લડાવે કરે લહેર.
મીરાં મન મોહનશું માન્યું.

નણુંદ આવી મીરાંબાઈની પાસે, ભાભી આ શો માંડયો ઉતપાત?
સાસરે રાણાજીનું કુળ લજાવ્યું વહુ, મહિયર લજાવ્યાં માતતાત.
મીરાં મન મોહનશું માન્યું.

અંબર આભ્રણ પહેરો અનુપમ, સજો સુંદર શણુગાર;
મહેલે પધારો રાણાજી તણે રે, રમી રીઝવી લ્યો ભરથાર.
મીરાં મન મોહનશું માન્યું.

છાપાં તિલક આ શી તુળસીની માળા! નાચો કૂદો વેરાગીને વેશ;
સંગ મૂકી દો સાધુ સંતનો રે, રાણોજી કરે છે સુણી કલેશ.
મીરાં મન મોહનશું માન્યું.

મીરાં કહે રે બાઈ કલેશ ટળવાનો, એક જ છે ઉપાય;
કહેજો રાણાજીને સાધુને સેવે પ્રેમે, નૃત્ય કરીને હરિ ગાય.
મીરાં મન મોહનશું માન્યું.

વળી સોનું રૂપું પહેરે શું સુધર્યું રે? કાઢી નાખો એ ડાકડમાળ;
છાપાં તિલક ધરી સાધુમાં બેસો, આ લ્યો પહેરો તુળસીની માળ.
મીરાં મન મોહનશું માન્યું.

તમો પણ જાઓ શીદ સાસરે રે બાઈ? વૃથા વટાળો શાને દેહ?
મનગમતા મોહનવર સાથે તમો, સર્વ તજીને કરો સ્નેહ.
મીરાં મન મોહનશું માન્યું.

ઓધરી જાશે પિયર સાસરું રે, થઈ જાશે તમારું કલ્યાણ;
હરિ ન ભજો તો અંતે થાશો ફજેતી, જમકરથી મુકાવશે કોણ?
મીરાં મન મોહનશું માન્યું.

કહેજો તમારી માતને રે, વૃદ્ધ થયાં ગોવિંદગુણ ગાય;
હરિ વિના કોટિ દેવ સેવશો રે, તોયે જન્મમરણ નહિ જાય.
મીરાં મન મોહનશું માન્યું.

સુણી એમ છણકતી ખીજતી રે બાળા, આવી બંધવની પાસ;
ઓ ભાઈ, ભાભી કહે છે થાઓ વેરાગી, સહુ મૂકી દો રાજ અવાસ.
મીરાં મન મોહનશું માન્યુ.
એવું સુણીને આવ્યો રોષ રાણાને, પ્રેર્યો સેવક મીરાંને અવાસ;
લાવો ખબર છે શા રંગમાં રે? કોણ કોણ બેઠું છે એની પાસ?
મીરાં મન મોહનશું માન્યુ.
અનુચરે આવી એમ કહ્યું જે, નથી ત્રીજું માણસ આવાર;
રાણીજી સાથે કોઈ પુરુષ બીજો છે ઘરમા, થઈ રહ્યો છે થૈથૈકાર.
મીરાં મન મોહનશું માન્યુ.
સુણતામાં રાણો થયો રાતડો રે, ખેંચી ખડ્ગ ધાયો છે તેણીવાર;
પેઠે મીરાંને મહેલે એકલો રે, કોઈ આવે ન ધાઈ દીધાં દ્વાર.
મીરાં મન મોહનશું માન્યુ.
આવી જોયુ તો મીરાં એકલી રે, પ્રભુએ એને ન દીધું દરશન;
પૂછયું મીરાંને, પેલો પુરુષ કયાં છે તારો રે, લાગ્યુ છે જે શું લગન?
મીરાં મન મોહનશું માન્યુ.
કયાં છે પૂછો શું રાણા રોષમાં રે, તે તો સઘળે વસે છે ભરપૂર;
ધ્યાનમાં જુઓ જોગી, પ્રેમી પ્રત્યક્ષ દેખે, રહે છે દુષ્ટ થકી દૂર.
મીરાં મન મોહનશું માન્યુ.
કાઢી નાખોજી આ કલેશ કપટ, સંતસંગે નિર્મળ કરો મન;
પ્રેમ-ભક્તિએ પરબ્રહ્મ ભજો તો, તમને થાય તેનાં દરશન
મીરાં મન મોહનશું માન્યુ.
એવું સુણીને આગ લાગી ઘણી રે પણ, ભાવ ન આવ્યો રે ભૂપ;
ક્રોધ કરીને શસ્ત્ર વાવરે એવે, દીઠાં મીરાનાં બે રૂપ.
મીરા મન મોહનશું માન્યુ.
તોય મૂરખ સમજ્યો નાહિ રે, મન સાથે ન કીધો વિચાર;
બીજું ખડ્ગ એણે ખેંચિયુ રે, ત્યારે હરિએ દેખાડી મીરાં ચાર.
મીરાં મન મોહનશું માન્યુ.

છોભો પડ્યો પાછો ફર્યો રે રાણો, આવ્યો પોતાને ઘેર;
વિષનો પ્યાલો મીરાંને મોકલ્યો રે,કહાવ્યુ પીજો રાણીજી આ ઝેર.
મીરાં મન મોહનશું માન્યું.

લીધો મીરાંએ મનમગ્ન થઈને રે, પ્રભુને દેખાડી કર્યું વિષપાન.
અમૃત સરીખું થઈ ગયુ રે, એને સમર્થ ધણી ભગવાન.
મીરાં મન મોહનશું માન્યું.

મીરાંબાઈ આવ્યાં વૃંદાવનમાં રે, પ્રેમે નીરખ્યા શ્રીવ્રજરાય;
શ્રીજમુનાપયપાન કર્યું ને કરી, જીવા ગોસાંઈને શિક્ષાય.
મીરાં મન મોહનશું માન્યું.

હરિજન જાણી મીરાંએ મળવાનું કા'વ્યું,
તેણે કા'વ્યું ન જોઉં સ્ત્રીનું મુખ;
મીરાં કહે સારું થયું સવાયુ મને, પરપુરુષ જોયેથી દુઃખ.
મીરાં મન મોહનશું માન્યું.

આજ લગી હું એમ જાણતી જે, વ્રજમાં કૃષ્ણ પુરુષ છે એક;
વૃંદાવન વસી હજી પુરુષ રહ્યા છો તમો, ધન્ય તમારો વિવેક.
મીરાં મન મોહનશું માન્યું.

એવું સુણીને જ્ઞાન પામિયા રે, જીવા ગોસાંઈ મળ્યા સામા ધાઈ;
હળીમળી હરિની વાત કરીને આવ્યાં, મેવાડ દેશ મીરાંબાઈ.
મીરાં મન મોહનશું માન્યું.

કરી તૈયારી ચાલ્યાં દ્વારિકાં રે, પ્રેમે નીરખ્યા શ્રીરણછોડ;
વાસ કરીને પ્રભુની પાસે રહ્યાં સદા, પહોંચ્યા છે મનના કોડ.
મીરાં મન મોહનશું માન્યું.

પાછળ પસ્તાવો રાણાને થયો રે, ગયું ઊતરી મનનું ઝેર;
મુખે માગે તે આપું તેહને, જે કોઈ લાવે મનાવી મીરાં ઘેર.
મીરાં મન મોહનશું માન્યું.

ઉપરાઉપરી તેડાં મોકલ્યાં રે, આવીને લાગ્યા સહુ પાય;
માજી પધારો મેવાડમાં વહેલાં, રાણાજી તો અન્ન ન ખાય.
મીરાં મન મોહનશું માન્યુ.
જ્યાં લગી રહેશો તમે દ્વારિકાં રે, ત્યાં લગી કરું અપવાસ;
આગ્રહ દેખી મીરાં વિદાય માગવાને, આવ્યાં શ્રીપ્રભુજીની પાસ.
મીરાં મન મોહનશું માન્યુ.
હરિએ હકીકત સાંભળીને રે, હસી ચાંપી હૃદયા સાથ;
કૃષ્ણસ્વરૂપમાં સમાઈ ગયાં રે મીરાં, જે જે શ્રી દ્વારિકાંનાથ.
મીરાં મન મોહનશું માન્યુ.
ચરિત્ર એ મીરાંબાઈનું, જે કો' શીખે સાંભળે ને ગાય;
પ્રેમ-ભક્તિ તેહને મળે ને ત્રુઠે, દયાનો પ્રીતમ વ્રજરાય.
મીરાં મન મોહનશું માન્યુ.

## પદ ૨–છંદ સવૈયા એકત્રીસા

ગુરુ ગોવિંદ કૃપાનિધિ કેશવ, કમળાનાથ કૃપાળ;
કમળનયન કરુણાસાગર, શ્રીકૃષ્ણ હરે ગોપાળ.
ગોપીજન વલ્લભ ગિરધારી, ગોપીનાથ ગોવિંદ;
ગોકુલેશ ગરુડધ્વજ, ગોવરધનધારી વ્રજચંદ.
ગોકુલચંદ્ર ગદાધર, ગોધર ગોમતીપ્રિય રમેશ;
નારાયણ નરસિંહ નિરંજન, નિરાકાર નરેશ.
નરકાંતક નરવીર નરોત્તમ, નંદલાલ નરરૂપ;
જગન્નાથ જળશાયી જનાર્દન, જ્યોતિરૂપ જગભૂપ.
જગદાધાર જશોદાનંદન, જગજીવન જગનેશ;
શ્રીજમુનાવલ્લભ જગવંદન, જગદીશ્વર જમુનેશ.
ચક્રપાણિ ચતુર્ભુજ અચ્યુત, ચિદાનંદ સુખકંદ;
ચતુર્બાહુ ચાણૂરતનમર્દન, શ્રીધર પરમાનંદ.

દયાસિંધુ દામોદર દીનપતિ, દીનાનાથ દયાનાથ દયાળ;
દીનબંધુ પ્રભુ દેવકીનંદન, નરપતિ સુરપતિપાળ.
શ્રીપતિ પદ્માપતિ રાધાપતિ કમળાપતિ ભવેશ;
દધિજાપતિ રુકિમણીપતિ સાગર, સુતાપતિ હૃષીકેશ.
પદ્મનાભ પુરુષોત્તમ પરિબ્રહ્મ, પરમપુરુષ પરમેશ;
પુષ્કરાક્ષ પરમાક્ષ પરમ પ્રભુ, મધુસૂદન મથુરેશ.
ધરણીધર અવનિધર ભૂધર, વસુમતીધર મહીધારી;
કૌસ્તુભધર પીતાંબરધર, બંસીધર કુંજબિહારી.
માધવ મુરમર્દન મધુમર્દન, મતિવિક્રમ સુખધામ;
મુકુંદ મેઘવર્ણ મહાબાહુ, જદુપતિ સુંદરશ્યામ.
રામચંદ્ર પ્રભુ દશરથનંદન, દયાસિંધુ ભગવંત;
માં પાહિ મા પાહિ, પાહિ માં, પૂર્ણાનંદ અનંત.
અષ્ટોત્તરશત નામ કૃષ્ણના, ગણીગણી જે જન ગાય;
રોગ દોષ દુઃખ ક્લેશ જશે, વળી પળમા પાપ પળાય.
મનવાછિત ફળ તેને મળશે, દયો કહે ધ્રુવ વાણી;
કોટિકે કારજ તજીને ભજીએ, દૃઢ કરી સારંગપાણિ.

## પદ ૩–ગરબી

સીતાપતિ રામની સેવા, જાણો મન મીઠા મેવા રે,
કમાઈ તું શી કમાયો? ગિરધરલાલ ન ગાયો રે.
બેઠાંબેઠાં ફેરવ્યુ નાણું, ન જાણ્યુ રાત ને વહાણું રે,
માળા તને ન ગમે દીઠી, નિંદા તને લાગે મીઠી રે.
ડહાપણે તો ડાટ વાળ્યો, ધર્મનો માર્ગ ટાળ્યો રે;
ચતુરાઈ ચૂલે પડી, હરિ ભજવાની આ ઘડી રે
જોબનિયુ અટક્યું લટક્યું, ઘડી એક ચારનુ ચટકુ રે;
જુવાનીના જોરમાં માતો, હીંડે છે રંગમાં રાતો રે.

કાયા તારી કાચનો કૂપો, હીંડે ત્યારે દેશનો સૂબો રે;
પરપોટો ફૂટી જાશે, શી ગતિ તારી થાશે રે.
આવ્યો ત્યારે લાભ લેવા, જાશે ત્યારે મૂળગું ખોવા રે;
આવ્યો ત્યારે બાંધી મુઠ્ઠી, જમડા લેશે લૂંટી રે.
કહું છું તો કર્મકૂટ્યા! કરી લે અધૂરા પૂરા રે;
રાવણ સમ લંકાપતિ, મંદોદરી રાણી સતી રે.
પવન ઘેર ભરે પાણી, નવે ગ્રહ બાંધ્યા તાણી રે;
એવા નર ગયા ઊડી, પછાડે ધૂળની મુઠ્ઠી રે.
સગું તારું સુખનું બેલી, લેશે નાણાંની થેલી રે;
અલંકાર અળગા રહેશે, કાષ્ઠમાં ફૂંકી દેશે રે.
કંદોરો તો છોડી લેશે, પછાડી રડીને રહેશે રે;
દયારામ દાસ કહે છે, ભજે તેનો તોલ રહેશે રે.

પદ ૪–રાગ ધોળ

ધન્ય જેણે હરિગુણ ગાયા સંસારમાં, ધન્ય જેણે હરિગુણ ગાયા.
બધા સંસારમાં તે નર જીત્યો, બાકી સહુ જાણજો વ્હાયા. સં૦
હું ને મારું તેમાં પંડિત ભૂલ્યા, ધૂળ મળ્યુ ડહાપણ ડાહ્યા. સં૦
હાથી ઘોડે સુખપાલ બેઠે શું થયુ, શું થયું મેળવી માયા. સં૦
જમના ઝપાટાથી નવ ચેત્યા, કામ દામમાં લલચાયા. સં૦
કંઠસાહીને તુને કાઢશે પલકમાં, દૂર રે'શે સગા વિત્ત જાયા. સં૦
દયા જપો નિત્ય નામ નંદકુંવરનુ, થાશે સફળ તારી કાયા. સં૦

પદ ૫–ચાબખા

પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય? તારા દિલનુ કપટ નવ જાય. (ટેક)
પ્રભુકીરતન પ્રભુ નામસમરણમાં, અતિશે આળસ તારે;
ડાચાફૂટ પરનિંદામાં, આખો દિવસ નવ હારે. પ્રભુ૦
પ્રભુનું પૂજન કરતી વેળા, કાયા તારી કંપે;
ગંજીફા–સોગટાં કૂટતાં, આઠ પહોર નવ જંપે. પ્રભુ૦

હરિનું ચંદન ઘસતાં તારું, શ્રમથી શરીર બગડે;
કૂંડી કુતકે મરી મસાલે, ભાવે ભાંગ જ રગડે. પ્રભુ૦
એકાદશી ઓચ્છવનાં જાગરણ, અતિ કઠણ તને લાગે;
ભાંડ ભવાયા જોવા સારુ, સારી રાત જ જાગે. પ્રભુ૦
હરિના ભગતને લૂખું સૂકું, વેઠ જ વળગી જાણે;
સગાં સંબંધી પરોણા આવે તો, પીરસે મિષ્ટ પરાણે. પ્રભુ૦
બે પૈસાની ગુરુ સેવા બતાવે, ત્યાં ગણગણતું બોલે;
ઘરની સ્ત્રી જ્યારે માગે ઘરેણું તો, હસી મગન થઈ ડોલે. પ્રભુ૦
ખોટાં મોતી કાચ કીડિયાં, ભગવત ભૂષણ ઘાલે;
સોનું રૂપું મણિ મુક્તા વિણ, સુત સ્ત્રીને નવ ચાલે. પ્રભુ૦
જગ દેખતાં જપવા બેસે, બાકી નાહ્ય ન ખાવા;
ગળાં કાપે ત્યાં થાય ગળગળો, એ વૈષ્ણવના ભાવા. પ્રભુ૦
આ કરવું, આ ના કરવું, એમ અન્યને શિક્ષા દે છે;
તે પ્રમાણે તું નથી કરતો, અનુચિત કર્મ કરે છે. પ્રભુ૦
અંતરનાં છળ અન્ય ન લહે, પણ જાણે અંતરજામી;
એ તો સાચાનો સંગી છે, દાસ દયાનો સ્વામી. પ્રભુ૦

### પદ ૬–ચાબખા

બેલીડા ઊઠો ઉતાવળા થઈ, વાવણિયા જોડો ખેતરમાં જઈ. (ટેક)
ધરમ ને નિયમના ધોરી જોડીને ખેડો, અનુભવ હળને લઈ;
મોહ–માયાનાં ઢેફાં રે ભાંગો, શમનું ખાતર દઈ. બેલીડા૦
અમર નામની ઓળું કાઢો તમે, સુરત શેઢા પર રહી;
વાંક અંતરનો કાઢો વિવેકથી, ખોટનું ખાતું નહિ. બેલીડા૦
જ્ઞાન–ધ્યાનના કણ મોંઘેરા લેજો, તન મન નાણાં દઈ;
મનુષ્ય ખેતરમાં વાવો વિવેકથી, ગુરુગમ ઓરણી લઈ. બેલીડા૦

જ્ઞાનના અંકુર ઊગ્યા ખેતરમાં, ધીરપ ઢૂંઢણી થઈ;
કૂડ કપટનાં કાઢો પારેવડાં, મન રખવાળો રઈ. બેલીડા૦
મોક્ષનાં કણુસલાં પાક્યાં ખેતરમાં, ખબર ધણીને થઈ;
દાસ દયો કહે એવી કરજો કમાઈ, જેથી ભવની ભાવટ ગઈ. બેલીડા૦

પદ ૭–ચાબખા

ચિત્ત તું શિદને ચિંતા ધરે? કૃષ્ણને કરવું હોય તે કરે. (ટેક)
સ્થાવર જંગમ જડ ચેતનમાં માયાનું બળ ઠરે;
સ્મરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું, જન્મમરણ ભય હરે. કૃષ્ણને૦
નવ માસ પ્રાણી શ્રીકૃષ્ણનું ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવરણ કર્યું ત્યારે, લખ ચોરાશી ફરે. કૃષ્ણને૦
તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે?
ધણીનો ધાર્યો મનસૂબો, હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણને૦
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવાં જંત્ર વજાડે જંત્રી, તેવો સ્વર નીસરે. કૃષ્ણને૦
થનાર વસ્તુ થયા કરે, જ્યમ શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણી પેરે જાશે, જ્યમ ગજ કોઠું ગળે. કૃષ્ણને૦
જેનું જેટલું જે જ્યમ કાળે, તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહીં કોઈથી, શીદ કુટાઈ તું મરે? કૃષ્ણને૦
તારું ધાર્યું થાતું હોય તો, સુખ સંચે દુઃખ હરે;
આપતણું અજ્ઞાનપણું એ, મૂળ વિચારે ખરે. કૃષ્ણને૦
થવાનું અણચિંતવ્યું થાશે, ઉપનિષદ ઓચરે;
રાખ્ય ભરોસો રાધાવરનો, દયા શીદને ડરે? કૃષ્ણને૦

પદ ૮–રાગ સારંગ

જે કોઈ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. (ટેક)
સિંહણ કેરું દૂધ હોય તે, સિંહણસુતને જરે;

ભજન વિના વાત સર્વ માનને વૃથા;
મૂકી કૂથલીને સાંભળ કૃષ્ણની કથા. જો વિચારી૦
આત્મઘાતી તું જ તાહારો ન થા, ન થા;
દયા શ્રીજી વિના ગતિ નથી જ સર્વથા. જો વિચારી૦

પદ ૧૦

મરવા ટાણે રે મેં'થી કેમ મરાશે? હરિ હરિ હવે શું થાશે? (ટેક)
ખરકીને બોલાશે નહિ, પછી ગોવિંદ કેમ ગવાશે?
કોઈનું બોલ્યું કાને નહિ સંભળાય, શ્વાસે ધમણ ધમાશે. મરવા૦
પિંડે પડખું નહિ પલટાય, પછી બેઠું કેમ થવાશે?
રોમરોમની વ્યાધિ થાશે, ઈ દુઃખ કેમ સહેવાશે? મરવા૦
હિંમત જાશે માંકડ ખાશે, કુબુદ્ધિ કંઠ ઘેરાશે;
પૂમડે પાણી પાશે જ્યારે, હાથે કેમ જમાશે? મરવા૦
જમકિંકરના મુદ્‌ગર મોટા, ઈ કેમ જોવાશે?
ભગવદ્‌ગીતા ભાવ ધરીને, શ્રવણે કેમ સંભળાશે? મરવા૦
દયારામ કહે પૂરણબ્રહ્મ તે, રામ રુદયે ધરાશે;
સદ્‌બોધે સંતસંગત કરતાં, સુખથી તરત મરાશે. મરવા૦

પદ ૧૧

મરવા ટાણે રે મેં'થી તરત મરાશે, હરિ હરિ હવે ઠીક થાશે. (ટેક)
ઓસડ વેસડ ગંગા–જમના, વૈદ નારાયણ થાશે;
સાધુ સંત સરવે મળીને, રામતણા જશ ગાશે. મરવા૦
સુત, વિત, દારા, ધન, જોબનથી જો મન અળગું થાશે;
કામ ક્રોધ મદ મેલી કરીને, હરિચરણે ચિત્ત જાશે. મરવા૦
એવી રીતે રામ જપો તો પૂરણ પદ પમાશે;
દયારામ કે' પૂરણ બ્રહ્મ છે, તેજમાં તેજ સમાશે. મરવા૦

કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફાડીને નીસરે. પ્રેમરસ૦
સોમવલ્લી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
વગરવંશીને વમન કરાવે, વેદવાણી ઉચ્ચરે. પ્રેમરસ૦
સક્કરખોરનુ સાકર જીવન, ખરના પ્રાણ જ હરે;
ક્ષારસિંધુનુ માછલડું જેમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ૦
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ નવ સરે;
મત્સ્યભોગી બગલો મુક્તાફળ. દેખી ચંચુ નવ ભરે. પ્રેમરસ૦
કોટિ પ્રકારે પ્રેમ વિના, પુરુષોત્તમ પૂંઠ ન ફરે;
દયા પ્રીતમ શ્રીગોવરધનધર, પ્રેમભક્તિએ વરે. પ્રેમરસ૦

પદ ૯–રાગ ખમાચ

જો વિચારી જીવ તારી શી ગતિ થશે?
જન અમૂલ્ય જનમ વ્યર્થ ગયો કંઈ હશે. (ટેક)
ચેત તો હજુ ન કાળ અચૂક આવશે;
ન ભજ્યા શ્રીકૃષ્ણ ત્યાંહાં કોણ છોડાવશે? જો વિચારી૦
છળ કરી અધર્મદ્રવ્ય મેળવ્યુ દુઃખે;
પોષ્યુ નિજ કુટુંબ, કણ પડ્યો ન પરમુખે. જો વિચારી૦
નિત્ય હાય દેવ પલક નવ ઠર્યો સુખે;
રાધિકારમણ ન રટ્યો રહ્યા ઇશ્રી રૂખે. જો વિચારી૦
સ્કંદ પંચમેં પુકારી નર્ક દુઃખ કહ્યું;
ત્રાસ ઊપજે સુણ્યેથી કયમ જશે સહ્યું? જો વિચારી૦
માટે હજુ ચેત સેવ કૃષ્ણ કર કહ્યું;
ત્યાં તો પછે વાહાડ્યું તેને જોઈશે વહ્યું. જો વિચારી૦
તું જાણે જંજાળી છું તે કયમ ભજન કરું?
પણ વિચારી વેઠ સર્વ મનથી કર પરું. જો વિચારી૦
કૃષ્ણનામ રટણ ચિત્ત રાખ્ય આવરું;
બળતે ઝૂંપડેથી ખેંચી કાઢ્યું તે ખરું. જો વિચારી૦

ભજન વિના વાત સર્વ માનને વૃથા;
મૂકી કૂથલીને સાંભળ કૃષ્ણની કથા. જો વિચારી૦
આત્મઘાતી તું જ તાહરો ન થા, ન થા;
દયા શ્રીજી વિના ગતિ નથી જ સર્વથા. જો વિચારી૦

પદ ૧૦

મરવા ટાણે રે મેંથી કેમ મરાશે? હરિ હરિ હવે શું થાશે? (ટેક)
ખરકીને બોલાશે નહિ, પછી ગોવિંદ કેમ ગવાશે?
કોઈનુ બોલ્યુ કાને નહિ સંભળાય, શ્વાસે ધમણુ ધમાશે. મરવા૦
પિંડે પડ્યું નહિ પલટાય, પછી બેઠું કેમ થવાશે?
રોમરોમની વ્યાધિ થાશે, ઈ દુઃખ કેમ સહેવાશે? મરવા૦
હિંમત જાશે માંકડ ખાશે, કુબુદ્ધિ કંઠ ઘેરાશે;
પૂમડે પાણી પાશે જ્યારે, હાથે કેમ જમાશે? મરવા૦
જમકિંકરના મુદ્દગર મોટા, ઈ કેમ જોવાશે?
ભગવદ્ગીતા ભાવ ધરીને, શ્રવણે કેમ સંભળાશે? મરવા૦
દયારામ કહે પૂરણબ્રહ્મ તે, રામ રુદયે ધરાશે;
સહબોધે સંતસંગત કરતાં, સુખથી તરત મરાશે. મરવા૦

પદ ૧૧

મરવા ટાણે રે મેંથી તરત મરાશે, હરિ હરિ હવે ઠીક થાશે. (ટેક)
ઓસડ વેસડ ગંગા–જમના, વૈદ નારાયણ થાશે;
સાધુ સંત સરવે મળીને, રામતણા જશ ગાશે. મરવા૦
સુત, વિત, દારા, ધન, જોબનથી જો મન અળગું થાશે;
કામ ક્રોધ મદ મેલી કરીને, હરિચરણે ચિત્ત જાશે. મરવા૦
એવી રીતે રામ જપો તો પૂરણ પદ પમાશે;
દયારામ કે' પૂરણ બ્રહ્મ છે, તેજમાં તેજ સમાશે. મરવા૦

### પદ ૧૨

મનજી મુસાફર રે, ચાલો નિજ દેશ ભણી. (ટેક)
મુલક ઘણા જોયા રે, મુસાફરી થઈ છે ઘણી. મનજી૦
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભૂલતા ભાઈ;
ફરીને આ મારગ મળશે નહિ, એવી છે અવળાઈ;
સમજીને ચાલો સીધા રે, ના જાશો ડાબા કે જમણી. મનજી૦
વચ્ચે ફાંસિયા વાટ મારવાને, બેઠા છે બેચાર;
માટે વળાવા રાખો બે ત્રણેક, ત્યારે તેનો નહિ ભાર;
મળ્યો છે એક ભેદુ રે, બતાવી ગતિ સહુ તે તણી. મનજી૦
માલ વહોરો તો વહોરો શેઠના નામનો, થાય ન ક્યાં અટકાવ;
આપણો કરતાં જોખમ આવે, ફાવે દાણીનો દાવ;
એટલા સારુ રે, ન થાવું વહોરતના ધણી. મનજી૦
જો જો જગત થકી જાવું છે, કરજો સંભાળીને કામ;
દાસ દયાને એમ ગમે છે, હવે જઈએ પોતાને ગામ;
સૂઝે છે હવે એવું રે, અવધ થઈ છે આપણી. મનજી૦

### પદ ૧૩

સાચું તો સગપણ રે, સમજ મન શ્યામતણું;
બાકી સહુ જૂઠું રે, કશું નથી કામ તણું. (ટેક)
માત તાત સુત ભ્રાત ને ભગિની, શ્યામ સહોદર સોય;
કુળ કુટુંબ સખા ગોત્ર ને જ્ઞાતિ, તારું છે નહિ કોય;
સગું છે એ તો સર્વે રે, સુખ ને દામતણું. સાચું તો૦
જનુની જનક એવાં કર્યાં, તેટલાં ધરી જેટલી દેહ;
લેણાદેણાંનો સંબંધ છૂટ્યો, ત્યારે મૂકીને આવ્યો તેહ;
કોઈએ ના બતાવ્યું રે, ઠેકાણું વિશ્રામતણું. સાચું તો૦

જોની આ હરિ વિના હેત કરીને, કોણ આપે મનુષ્ય અવતાર?
પશુ પંખી ફેડીને આપ્યો, ભજનતણો અધિકાર;
ભજે તેને આપે રે, પદ નિજ ધામતણું. સાચું તો૦
અણ આસક્તિ કાંઈ ન ગણીશ, માયા મનથી છોડ;
નિશ્ચિત થઈ સહુ શોક તજીને, પ્રીતિ પ્રભુશું જોડ;
દયા દિનરજની રે, રટણ કર રામતણું. સાચું તો૦

પદ ૧૪

વરીએ તો શામળિયો વરીએ રે, ચતુરવર. (ટેક)
સંસારીન સગપણ કાચું, પરણીને રંડાવું પાછું;
હાં હાં રે એને ઘેર તે, પાણી શીદ ભરીએ રે? ચતુરવર૦
સંસાર તો સર્વે જૂઠો, શું થાય રૂઠો કે તુઠો;
હાં હાં રે એને તુચ્છ તે જાણીને, ફરીએ રે. ચતુરવર૦
જેને પરણે દુઃખ જાય, અખંડ હેવાતણ થાય;
હાં હાં તેની સાથે તે, પ્રીત કરી રહીએ રે. ચતુરવર૦
સંસાર તો સરવે ખોટો, પાણીમાનો પરપોટો;
હાં હાં રે એ તો ફૂટી જાશે, નાનો મોટો રે. ચતુરવર૦
દયા પ્રીતમ કેરો વહાલો, નાગર નંદલાલો;
હાં હાં રે તેહનો સહારો કરીને, મહાલો રે. ચતુરવર૦

પદ ૧૫

હરિ શું કરું રે? મારો માયા ન મૂકે કેડો. (ટેક)
કોટિ કલ્પ સુધી એણે ભમાવ્યો, ભમુ હજુ નહીં છેડો;
મુજથી ન છૂટે ન આપ છોડાવો, મારો કયે ભવ નિવેડો? હરિ૦
સેવા સમરણ કામ કરું, મારો હાણ યે ન છાડે કેડો;
શું ગજું મારું અવિદ્યા છતી, કરું ચરણકમળે નેડો. હરિ૦

આપ વિના એના સૌ ચેલા, કેને કહું દુઃખ ફ્રેડો;
દાસી તમારી જાય પ્રેરો જ્યાં, પાછી ફરી જ્યારે તેડો. હરિ૦
કરગરી કહું છું કૃષ્ણ કૃપાનિધિ, ચરણ પડ્યો ન ખસેડો;
માયા કાળ અગ્નિથી બચે હવે, કૃષ્ણકૃપાજળ રેડો. હરિ૦

પદ ૧૬ (ગોપીઓનો સંદેશો)

ઓધવ અલબેલાને કહેજો કે, જ્યમ અમે કહાવિયે રે લોલ;
હાવાં તો હદ થઈ છે નાથ કે, ગોકુળ આવિયે રે લોલ. ૧
કોટિ કલ્પ સમી પળ જાય કે, દિન કેવડો કહું રે લોલ;
માસ વરસ એમ વીતે વાલમ, દુઃખ કેટલું સહું રે લોલ? ૨
હાવાં નથી રહેવાતું નાથ કે, કહું છું કરગરી રે લોલ;
પાયે પડું છું પ્રાણજીવન કે, પાલવ પાથરી રે લોલ. ૩
તાલાવેલી લાગી તન કે, મન તમમાં ભમે રે લોલ;
બોલ્યું વેણ પણ બીજા કોનું, અમને ના ગમે રે લોલ. ૪
નથી ખાનપાનનું ભાન કે, નિદ્રા ના મળે રે લોલ;
આઠે પહોર વિચારે જાય કે, કાળજડું બળે રે લોલ. ૫
અનુભવી જાણે એ દુઃખ બાકી, સહુ ઘેલાં કહે રે લોલ;
પીડા પ્રીત તણી જ્યાંહાં વ્યાપી, ડહાપણ ના રહે રે લોલ. ૬
કાનુડે કાળજડું કોર્યું કે, કાંઈ સૂઝે નહીં રે લોલ;
પ્રેમ કટારી-ઘા પાક-ચઢ્યો, રૂઝે નહીં રે લોલ. ૭
ક્ષણ ક્ષણ મેહ-બાણે છુંદાય કે, રૂઝ કહો કયમ વળે રે લોલ?
મલમ મળે જો મોહન-મેળાપ કે દુઃખ સઘળાં ટળે રે લોલ. ૮
ઓધવ નિકુંજનું સુખ સઘળું, કયમ શકીએ કથી રે લોલ?
પળપળ લીલા પ્રગટ કરી કાંઈ કે, કહેવાતી નથી રે લોલ. ૯

× × × ×

ઓધવ આ દુ:ખથી ઘણું સારું, મરણ આવે ખણી રે લોલ;
જીવ તો જાય તરત પણ અટક્યો, આશ આવ્યા તણી રે લોલ. ૧૦
આગળથી નવ સમજ્યાં એમ જે, પીડા પ્રીતમાં રે લોલ;
આ તો સુખ સાટે ઉદ્વેગ કે, દીઠો રતિ–રીતમાં રે લોલ. ૧૧
નથી એ કષ્ટ તણો ઉપાય કે, વ્હાલાજી વિના રે લોલ;
માટે કહેજો જ્યમ ત્યમ આવે, હરિ ભૂલી ગુના રે લોલ. ૧૨
પ્રેમતણી પોથીનો પાર, ઉદ્ધવજી ના મળે રે લોલ;
માટે કરજો એ જ ઉપાય, કે વાલમજી વળે રે લોલ. ૧૩
સંદેશામાં શી શી વાત, કહો અમે કહાવિયે રે લોલ;
માટે દાસ દયાના પ્રીતમ, નિજ ઘેર આવિયે રે લોલ. ૧૪

### પદ ૧૭ (વાંસલડી)
### (ગરબી)

માનીતી તું છે મોહનતણી, હો વાંસલડી,
તને વહાલમ કરે છે ઘણું વહાલ રે, હો વાંસલડી.
મીઠો આવડો શો સોર, મોસો નંદનો કિશોર, હો વાંસલડી.
તારું આવડું શું જોર ? ભૂંડી કાળજડું મા કોર રે, હો વાંસલડી.
પીએ અધરામૃત પિયુ તણું તું, હો વાંસલડી,
હમારે શોક્ય સરીખું તું સાલ રે, હો વાંસલડી. મીઠો૦
વાજી વાજીને વિહ્વળ કર્યાં, હો વાંસલડી,
તું તો પીડે અમારા પ્રાણ રે, હો વાંસલડી;
સુણતાં પડે છે હૃદે સાંસરાં, હો વાંસલડી,
તારા ટહુકારથી મોહો બાણ રે, હો વાંસલડી. મીઠો૦
ઝેર ઘણું છે તારી ઝપટમાં, હો વાંસલડી,
ભલાં તુંથી ભાલા તરવાર રે, હો વાંસલડી;

એકીવારે તું હણી નાખને, હો વાંસલડી,
આ ભૂંડી થોડે થોડે મા માર રે, હો વાંસલડી. મીઠો૦
પતિવ્રતાના પણ તે મુકાવિયાં, હો વાંસલડી,
તેં તો છોડાવિયાં સતીઓના સત્ય રે, હો વાંસલડી;
વનવન કુંજકુંજ ફેરવ્યાં તેં, હો વાંસલડી,
તેં તો સહુની કરી છે એવી ગત્ય રે, હો વાંસલડી. મીઠો૦
ગરજે ગુમાનભરી આવડી, હો વાંસલડી,
તું તો જોની વિચારી તારી જાત રે, હો વાંસલડી;
જોતાં તું કાઇ કેરો કટકડો, હો વાંસલડી,
તુંને આજ મળી છે ઠકરાત રે, હો વાંસલડી. મીઠો૦
ગતવિહોણાં તેં ઘેલાં કર્યાં, હો વાંસલડી,
તેં તો લગાડ્યું લાલશું લગન રે, હો વાંસલડી,
ચોરની સંગે શીખી ચોરવા, હો વાંસલડી,
વહાલે માખણ ચોર્યું ને તેં તો મન રે, હો વાંસલડી. મીઠો૦
માન ન રાખ્યુ માનિની તણું, હો વાસલડી,
તેં તો સહુને કર્યાં પાયે નામ રે, હો વાંસલડી;
દયાના પ્રીતમની દાસી તું ખરી, હો વાંસલડી,
તેડે સહુને બેઠી તું તો ઠામ રે, વાંસલડી. મીઠો૦

પદ ૧૮–ગરબી

હું શું જાણું જે વા'લે, મુજમાં શું દીઠું;
વારે વારે સામું ભાળે, મુખ લાગે મીઠું. (ટેક)
હું જાઉં જળ ભરવા ત્યાં પૂંઠે પૂંઠે આવે;
વગર બોલાવ્યો વા'લો, બેડલુ ચડાવે. હું શું૦
વઢું ને તરછોડું, તો એ રીસ ન લાવે;
કાંઈ કાંઈ મિષે મારે, ઘેર આવી બોલાવે. હું શું૦

દૂરથી દેખીને મને, દોડયો આવે દોટે;
પોતાની માળા ક્‌હાડી, પે'રાવે મારી કોટે. હું શું૦
એકલડી દેખે ત્યાં, મુને પાવલે રે લાગે;
રંક થઈને કાંઈ કાંઈ, મારી પાસે માગે. હું શું૦
(મુંને) જ્યાં જ્યાં જાતી જાણે, ત્યાં ત્યાં આડો આવી ઢૂકે;
બેની દયાનો પ્રીતમ, મારી કેડ નવ મૂકે. હું શું૦

પદ ૧૯–ગરબો

મોટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરિયે;
તે કરે ચહાય તે કામ, આપણ તો મરિયે. (ટેક)
પરનારી–ક્રીડા કરી કૃષ્ણે, તે તો આપણે થાય રે;
ઊર્ધ્વરેત[1] અગનિ પીવો, ગોવરધન કેમ ધરાય? કૃતિ રીતે૦
શિવ અધોગે ઉમિયા રાખે, પણ આપણને બીવું રે;
ત્યમ કરિયે જો કામ ખાળિયે, બણે હળાહળ પીવું? કૃતિ રીતે૦
રુધિર માંસને ભોગે ભવાની, આપણ ડરીએ ત્યાંથી રે;
સિંહ ચઢી દાનવ દળવા એ, કાઢીએ તે ખગ ક્યાંથી? કૃતિ રીતે૦
ખરું ખોટું પણ પુત્રી-લાછન, બ્રહ્માને કહેવાય રે;
તે જોઈ ત્યમ કરીએ પણ, સૃષ્ટિ કેમ રચાય? કૃતિ રીતે૦
ચન્દ્ર ઈન્દ્ર ગુરુપત્ની રમિયા, ત્યમ કરવું તો સુલભ રે;
અંડપ્રકાશ અમિવૃષ્ટિ, નગપાંખો–છેદન[2] દુર્લભ. કૃતિ રીતે૦
અગ્નિ ભક્ષણ સર્વ કરે, પણ કોઈ કહે નહિ મેલો રે;
તે જોઈને તું તેમ કરીશ તો, સરવે કહેશે ઘેલો. કૃતિ રીતે૦

---

૧. ઊર્ધ્વરેત=વીર્યને હઠયોગની ક્રિયાથી ઉપર ખેંચવાની સિદ્ધિ
૨. નગપાંખો છેદન=પહાડની પાંખોનું છેદન ઇન્દ્ર વજ્રથી કરે છે તેનો ઉલ્લેખ છે.

ક્લેશ પ્રિય નારદને છે, જોઈ રખે તું ઘેલાં ક્હાડે રે;
તેનો સંગ ભવભયભંજન ને, તારો સંગ ભવ પાડે. કૃતિ રીતે૦
અસુર પ્રતિગ્રહ સુરાપાન, શુક્રાચાર્ય નવ જોશો રે;
દિવ્ય હુતી મૃતસજીવન, વિદ્યાવેળા પછી રોશો. કૃતિ રીતે૦
ગંગા મધ્યે મુનિ પારાશર, ઢીમર કન્યા ભોગી રે,
વ્યાસ પ્રગટ મછગંધા, મૃગમદગંધા[1] કરી એ યોગી કૃતિ રીતે૦
કુંતા કૃષ્ણા પાંચપતિ, પણ સતી શિરોમણી કહાવે રે;
તેનું જોઈ સ્ત્રી અન્ય કરે તો, નિશ્ચે નર્કમાં જાવે. કૃતિ રીતે૦
શંકરસ્વામીનું જોઈ શિષ્યે, શ્વપચ[2]ના ટુકડા ખાધા રે;
સીસું નવ પિવાયું સંગે, થયા બહિર્મુખ બાધા. કૃતિ રીતે૦
પુત્રતણી બે પુત્રી, કશ્યપ થઈને પિતામહ વરિયા રે;
તેનો દોષ આપણે ના જોવો, તે ઘેર હરિ અવતરિયા કૃતિ રીતે૦
જવની[3] રાખી જગન્નાથ પંડિત, તે તો સહજ બની આવે રે,
બાવન સીઢી ગંગ[4] ચઢાવી, તે વેવલા વિણાવે કૃતિ રીતે૦
મહેતે અનામિક[5]ને ઘેર ઓચ્છવ, કીધો તે આપણ નવ જોઈએ રે;
હરિએ હાર મહેતાને આપ્યો, તે વેળા પત ખોઈએ. કૃતિ રીતે૦
માટે પ્રમાણ વાટે ચાલવું, ભજવા ગિરિવરધારી રે,
મોટાની ગતિ મોટા જાણે, દયા દીનતા સારી કૃતિ રીતે૦

પદ ૨૦

વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું, મને ન ગમે ચતુર્ભુજ થાવું,
ત્યાંહાં શ્રીનંદકુંવર કયાહાથી લાવું? વ્રજ વહાલું રે૦

---

૧ મૃગમદગંધા=કસ્તૂરીની વાસવાળી ૨ શ્વપચ=ચાંડાલ
૩ જવની=મુસલમાન સ્ત્રી ૪ ગંગ =ગંગા
૫ અનામિક=અસ્પૃશ્ય જાતિ

જોઈએ લલિતત્રિભંગી મારે, ગિરધારીસંગે જોઈએ શ્રીરાધેપ્યારી;
તે વિના નવ આંખ્ય ઠરે મહારી. વ્રજ વહાલું રે૦
ત્યાં શ્રીજમુના ગિરિવર છે નહિ, મને આસક્તિ છે ઘણીએ એની;
તે વિના મારો પ્રાણ પ્રસન્ન રહે નહિ. વ્રજ વહાલું રે૦
ત્યાંહાં શ્રીવૃંદાવન રાસ નથી, વ્રજવનિતા સંગ વિલાસ નથી;
વિષ્ણુ વેણુ વાયાનો અભ્યાસ નથી. વ્રજ વહાલું રે૦
જ્યાંહાં વૃક્ષે વૃક્ષે વેણુના ધારી, પત્રે પત્રે છે હરિ ભુજ ચારિ;
એક વ્રજ રજ ચો-મુક્તિ[1] વારિ. વ્રજ વહાલું રે૦
જ્યાંહાં વસવાને શિવ સખી રૂપ થયા,
હજુ અજ વ્રજરજને તરસતા રહ્યા;
ઉદ્ધવ સરખા તે ગુલ્મલતા[2] થયા. વ્રજ વહાલું રે૦
સુખ સ્વર્ગનું કૃષ્ણ વિના કડવું, મને ગમે ન બ્રહ્મસદન અઠવું;[3]
ધિક્ સુખ જેને પામી પાછું પડવું. વ્રજ વહાલું રે૦
શું કરું શ્રીજી હું સાયુજ્ય પામી, એકતામાં તમે ના રહો સ્વામી;
મારે દાસપણામાં રહે શી ખામી? વ્રજ વહાલું રે૦
વ્રજજન વૈકુંઠ સુખ જોઈ વળ્યાં, ના ગમ્યું ત્યારે બ્રહ્માનંદમાં ભળ્યાં;
ઘેર સ્વરૂપાનંદ સુખ અતિશે ગળ્યાં. વ્રજ વહાલું રે૦
ગુરુ બળે ગોકુલવાસી થાશું, શ્રીવલ્લભ શરણે નિત્ય જાશું;
દયાપ્રીતમ સેવી રસજશ ગાશું. વ્રજ વહાલું રે૦

---

૧. ચો-મુક્તિ=ચાર પ્રકારની મુક્તિ. (૧. સાયુજ્ય, ૨. સાલોક્ય, ૩. સામીપ્ય, ૪. સારૂપ્ય. એ ચાર પ્રકાર મુક્તિના ગણાય છે.)

૨. ગુલ્મલતા=ક્ષુપ અને વેલી. (ઉદ્ધવની ઇચ્છા વ્રજમાં વૃક્ષ ને વેલી થવાની હતી, એવો ભાગવતમાં ઉલ્લેખ છે.) ૩. અઠવું=જૂઠું, અણગમતું.

## ૫૯ઃ દલપતરામ

### પદ ૧

ભાઈઓ જેની ભારજા ભૂંડી રે, તેને પીડા અંતર ઊંડી. (ટેક)
લાજ તજીને લડાઈ કરે નિત્ય, ભાળવા લોક ભરાય;
સારા માણસના ઘરનું વગોણું, જોણું જગતને થાય. ભાઈઓ૦
જેમ બિલાડી ઉંદરને જુએ, એમ નાથ સામાં કરી નેણ;
પગ થકી પ્રગટે માથા લગી, એવાં વાંકાં કાઢે વેણ. ભાઈઓ૦
ચાર ઘડી પિયુ ચૌટે ટળે, ત્યારે સુખ બન્નેને થાય;
ઘડીએ આવીને ઘેર બેસે ત્યારે, શેર લોહી સુકાય. ભાઈઓ૦
પહોર ચડે દિન પોઢીને ઊઠે, ચાંપે લડાઈનો ચાલ;
જો લડનાર કોઈ ન જડે તો, પડતાળે પોતાનાં બાળ. ભાઈઓ૦
સ્નેહે કરી કદી સ્વામી સંગાથે, બેસી ન બોલે વાત;
ધુમાડાની પેઠે ધૂંધવાતી રહે, રોશભરી દિનરાત. ભાઈઓ૦
પિયુ થકી તો ઘણી જ પોતામાં, સમજણ જાણે સદાય;
દૈવ થાકે તો મનુષ્યના મુખની, શિખામણે શું થાય? ભાઈઓ૦
પંડિત શાસ્ત્ર ભણેલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મૂરખીના મોઢાના, તે જ ટુંકારા ખાય. ભાઈઓ૦
જેને વીતી હોય તે નર જાણે, આણે બીજા અહંકાર;
ડહાપણનો દલપત કહે, કોઈ ગરવ ન કરશો લગાર. ભાઈઓ૦

### પદ ૨

ફૂલણજી તમે ફુલાવ્યા કેમ ફૂલ્યા રે જી;
આ ઊપજ-ખરચનો આડસટ્ટો કેમ ભૂલ્યા મારા. ફૂલણજી૦
કરજ કરીને વરા ભલા, તમે કીધા રે ફૂલણજી;
આ ગરથ પરાયાં ખરચીને જશ લીધા મારા. ફૂલણજી૦
ઘર વેચીને ઘી સાકર તો લીધાં રે ફૂલણજી;
આ જમણ સરસ સામોવડિયાથી કીધાં મારા. ફૂલણજી૦

પીતાંબર પહેરીને પંગતમાં ફરિયા રે ફૂલણજી;
આ મનમાં ફૂલ કરી મૂંછે કર ધરિયા મારા. ફૂલણજી૦
વળતો દિવસ થયો કે માગે નાણાં રે ફૂલણજી;
આ નાણાંનાં કાંઈ ન મળે ઠેકાણાં મારા. ફૂલણજી૦
આ ફૂલણજી ઉપર અરજી થઈ ત્યાંથી રે ફૂલણજી;
આ જપત થઈ મિલકત કહાડ્યા ઘરમાંથી મારા. ફૂલણજી૦
ફૂલણજી તમને જેણે ફુલાવ્યા રે ફૂલણજી;
આ તે તો કોઈ મદદ કરવા નહિ આવ્યા મારા. ફૂલણજી૦
ફૂલણજી તો કૂવો શોધવા ચાલ્યા રે ફૂલણજી;
આ ગરથ વિના તે અફીણ ન કોઈએ આલ્યાં મારા. ફૂલણજી૦
જમતી વખત વખાણ ભલા જે કરતા રે ફૂલણજી;
આ એ સહુ હાસ્ય કરે નિંદા ઓચરતા મારા. ફૂલણજી૦
એ અવસર તો અધિક વખાણી ચડાવ્યા રે ફૂલણજી;
પણ આ અવસર તો બેવકૂફ બનાવ્યા મારા. ફૂલણજી૦
પહેર્યાં પટકૂળ ને બાંધ્યા ચંદરવા રે ફૂલણજી;
આ ઘર બાળીને ચાલ્યા તીરથ કરવા મારા. ફૂલણજી૦
ફૂલણજીની રાંડ રૂવે મોં વાળી રે ફૂલણજી;
આ ફૂલણજી સિધાવ્યા ટેકો ટાળી મારા. ફૂલણજી૦
ભોળાને નરસી શિખામણ દેશે રે ફૂલણજી;
તે નિસાસાનું પાપ ઘણું શિર લેશે મારા. ફૂલણજી૦
દિલમાં દલપતની શિખામણ ધરજો રે ફૂલણજી;
તો કરજ કરીને નાતવરો નવ કરજો મારા. ફૂલણજી૦

પદ ૩–ગરબી

તજો તમે કેફ–કરમ કરવું.
જેથી થાય મોત વિના મરવું, તજો તમે કેફ–કરમ કરવું.
નથી એમાં સ્વાદ કશો સારો, વિવેકની નજર થકી વિચારો;
દુ:ખી થાશે કેફનો કરનારો, તજો તમે કેફ–કરમ કરવું.

પીશે જે જન મદિરા તાડી, તેનાં ફળ દેશું દેખાડી;
ઊંચ પદથી દેશે પાડી, તજો તમે કેફ-કરમ કરવું.
અફીણથી કંઈક ગયા ઊડી, ગુમાવી ગાંઠ થકી મૂડી;
મૂઆ દુઃખદરિયામાં બૂડી, તજો તમે કેફ-કરમ કરવું.
મૂરખને મૂરખ મળે સંગી, લીલાગર ભાંગ પીએ ભંગી;
અક્કલહીણુ તે અડબંગી, તજો તમે કેફ-કરમ કરવું.
મફર કે માજમ જે ખાશે, જરૂર અક્કલ તેની જાશે;
સારા સારા લોકોમાં નિંદાશે, તજો તમે કેફ-કરમ કરવું.
પીએ કોઈ ગાંજો ગુણ જાણી, ધુમાડો ખેંચે બળ આણી;
એની તો અક્કલ વેચાણી, તજો તમે કેફ-કરમ કરવું.
તે સર્વે રોગ કરે તનમાં, અમે સાંભળ્યું વૈદો જનમાં;
માટે તમે માની લેજો મનમાં, તજો તમે કેફ-કરમ કરવું.
ન ખાશો નાપાક કદી પ્રીતે, જેથી ચતુરાઈ ઘટે ચિત્તે;
રહેજો રૂડા માણસની રીતે, તજો તમે કેફ-કરમ કરવું.
પ્રભુ થકી જો દિલમાં ડરીએ, કદી એવું કરમ નહિ કરીએ;
શિખામણ સારી રૂદે ધરીએ, તજો તમે કેફ-કરમ કરવું.
બનાવી ગરબી બહુ સારી, સુણી જે દેશે વિસારી;
તેના મુખ ઉપર પેંજારી, તજો તમે કેફ-કરમ કરવું.
વારેવારે શું કહીએ વારુ, સ્નેહ કરી કહું છું તમ સારું;
માનો દલપતરામ કહ્યું મારું, તજો તમે કેફ-કરમ કરવું.

પદ ૪-આરતી

જય દેવ જય દેવ,
જય જય જગકર્તા પ્રભુ, જય જય જગકર્તા;
ભગવત તું ભવભર્તા, (૨) હરકત-સંહર્તા. જય૦
પૂરણ પરમ પરાક્રમી, પ્રભુ વિભુ પરમાત્મા પ્રભુ. વિભુ૦
સફળ કળાધર શ્રીમંત, (૨) ધીમંત ધરમાત્મા. જય૦

તું સચરાચર સ્વામી, બળવંત બહુ નામી. પ્રભુ બળ૦
વિમળ મંડળ વિશ્રામી, ( ૨ ) ધન્ય અચળધામી જય૦
તત્ સકળ ગુણ તારા, સર્વ થકી સારા. પ્રભુ સર્વ૦
અંતર્યામી હમારા, ( ૨ ) પ્રાણ થકી પ્યારા. જય૦
કરુણા કર ઉપકારી, ધર્મબિરદ ધારી. પ્રભુ ધર્મ૦
તેં ભવપાર ઉતારી, ( ૨ ) અગણિત નરનારી. જય૦
તુજ મહિમા બહુ મોટો, શુભ તારી શક્તિ. પ્રભુ શુભ૦
સુરનર મુનિવર માગે, ( ૨ ) ભલી તારી ભક્તિ. જય૦
હે હરિ! હરકત હરજો, કરુણા ઘણી કરજો. પ્રભુ કરુણા૦
અભયકરણ આદરજો, ( ૨ ) ઉર અરજી ધરજો. જય૦

પદ ૫

જય જય જગતકર્તાર, ભવભર્તાર તું ભગવંત છે;
અત્યંત તું શ્રીમંત ને, ઐશ્વર્યવંત અનંત છે.
તું તારનાર ઉગારનાર, નિવારનાર અનિષ્ટનો;
તું સ્થાપનાર ઉથાપનાર, તું આપનાર અભીષ્ટનો.
તું સકળસ્વામી અમલનામી, ધામી અવિચળ ધામનો;
શશી સૂર્ય શૈલ સમુદ્ર સૌ, સૃજનાર તું જ તમામનો
પ્રભુ તુજ ચરિત્ર વિચિત્ર ચિત્ર જ, ચિત્ર જગત પવિત્ર છે;
ધ્વની વાયુ વારિપ્રવાહની, દશ દિશ તુજ વાજિંત્ર છે.
તું તૃણ તણો પર્વત કરે, પર્વત તણો તૃણ તું કરે;
સ્મરતાં જ સદ્ય સહાય થઈ, તું હદ વિના હરકત હરે.
તુજ અકળ માયા સકળ સ્થળ પ્રભુ, પ્રબળ બળ છે તુજતણું;
ઘટઘટ તણી ઘણી સુઘડ ઘટના, ઘટિત કાર્ય કર્યું ઘણું.
ભયભીતનો ભય ભાંગીને, ભવસુખ ભરે ભગવાન તું;
ગુણગાન સુણીને કાનથી, દે છે અમરપદ દાન તું.
પ્રભુ ગરીબના પોકાર તું, સુણનાર સત્ય સમર્થ છે;
બકવાદ તુજ જશ બાદ, વાદ વિવાદ સઘળા વ્યર્થ છે.

તું એક ઈશ હરેક જનનો, નામ ભિન્ન અનેક છે;
તું સર્વની અરજી સુણે એ, નિયમ તારો નેક છે.

૫૬ ૬

ચેતે તો ચેતાવું તને રે, પામર પ્રાણી. (ટેક)
સહુ ઘરબાર સારુ, મિથ્યા કહે છે મારું મારું,
તેમાં નથી કાંઈ તારું રે, પામર પ્રાણી. ચેતે તો ચેતાવું૦
તારે હાથે વવરાશે, તેટલુ જ તારું થાશે;
બીજુ તો બીજાને જાશે રે, પામર પ્રાણી. ચેતે તો ચેતાવું૦
માખીઓએ મધ કીધુ, ન ખાધુ ન ખાવા દીધું;
લૂંટનારે લૂટી લીધુ રે, પામર પ્રાણી. ચેતે તો ચેતાવું૦
ખ ખેરીને હાથ ખાલી, ઓચિંતાનુ જાવું ચાલી;
કરી માથાકૂટ ઠાલી રે, પામર પ્રાણી ચેતે તો ચેતાવું૦
શાહુકારીમા સવાયો, લખોપતિ તું લેખાયો;
કહે સાચું શુ કમાયો રે? પામર પ્રાણી. ચેતે તો ચેતાવું૦
આવે તારે સાથે એવો, કમાયો તું માલ કેવો?
અવેજ તપાસ તેવો રે, પામર પ્રાણી. ચેતે તો ચેતાવું૦
દેવે નરતન દીધી, તે તો ન કિંમત કીધી,
મણિ સાટે મેશ લીધી રે, પામર પ્રાણી. ચેતે તો ચેતાવું૦
ખોળામા ધન ખોયુ, ધૂળથી કપાળ ધોયુ,
જાણુપણુ તારું જોયુ રે, પામર પ્રાણી. ચેતે તો ચેતાવું૦
હજી હાથમા છે બાજી, કર તું પ્રભુને રાજી,
તારી મૂડી કર તાજી રે, પામર પ્રાણી. ચેતે તો ચેતાવું૦
હાથમાથી બાજી જાશે, પછીથી પસ્તાવો થાશે,
કશું ન કરી શકાશે રે, પામર પ્રાણી. ચેતે તો ચેતાવું૦

મનનો વિચાર તારો, મનમાં રહી જનારો;
વળતી ન આવે વારો રે, પામર પ્રાણી. ચેતે તો ચેતાવું૦
નીસર્યો શરીર થકી, પછી તું માલેક નથી;
દલપતે કીધું કથી રે, પામર પ્રાણી. ચેતે તો ચેતાવું૦

પદ ૭

થીર ઠરીને કોઈ આ ઠામ, રે નથી રહેવાનું;
કરી લ્યો કાંઈ રૂડાં કામ, રહેશે કહેવાનું. (ટેક)
વિક્રમ સરખા વીર ગયા, ને ભૂપ ગયો વળી ભોજ રે;
જોરાવર જયકારી જગતમાં, ફરતી જેની ફોજ. રે નથી૦
મોતીશાહ મુંબઈમાં મોટો, સરસ હતો શાહુકાર રે;
નામ ગયું ને ઠામ ગયું, વળી ગયા ગરથભંડાર. રે નથી૦
હેમાભાઈ હયાત હતા, ને શેઠ હતા હઠીસિંગ રે;
તે પણ દુનિયા તજી ગયા, ને મનમાં રહ્યા ઉમંગ. રે નથી૦
પડ્યું રહે નાણું પૃથ્વીમાં, અગણિત આડે આંક રે;
સમજી લેજો કાંઈ પણ સાથે, નહિ આવે નવટાંક. રે નથી૦
આરંભેલાં અધૂરાં રહેશે, કંઈક જગતનાં કામ રે;
તરત અજાણ્યું તેડું આવે, તજીને જાવું તમામ. રે નથી૦
લાચારોની આશિષ લેજો, નિશ્ચળ કરજો નામ રે;
સમજો તો સારી શિખામણ, દે છે દલપતરામ. રે નથી૦

## ૬૦ : દાસ

પદ ૧–જોગિયો, તાલ ત્રિવટ

સુનોજી દયાનિધિ, હરો ચિત્તકી આધિ. (ટેક)
ભક્તિસેં મન દીન દયારામ, ભરના પૂર્ણ હમારા;
ધ્યાન ભજન કો નિશદિન કર કે, ગાવે ગૂન તુમારા. સુનોજી૦

ત્રિભુવનકા તુમ નાથ બિરાજત, સબ સુખકો હો દાતા;
સબહી તુમ હો આસ હમારા, પિતા માત અરુ ભ્રાતા. સુનોજી૦
ગાવત નાચત પાદકમલ પર, રખ્ખું શીશ દયાલા;
પાલન કરના દીન દાસકા, તુમ હો પાલનવાલા. સુનોજી૦

પદ ૨

અમે હરિગુણ ગાતા ફરવાનાં, હવે નથી કોઈથી ડરવાનાં. અમે૦
આ અવસરમાં નિશ્ચય કીધો, વિઠ્ઠલવરને વરવાનાં. અમે૦
જ્યાં જ્યાં હોયે સંતસમાગમ, ત્યાં ત્યાં નિશ્ચય ઠરવાનાં. અમે૦
લોકલાજ મરજાદ તજીને, સેવા સ્મરણ કરવાનાં. અમે૦
દાસ કહે પ્રભુ પ્રેમભક્તિથી, હૈયુ અમારું ભરવાનાં. અમે૦

પદ ૩-લલિત છંદ

સકળ વિશ્વના નાથ શ્રીહરિ, મલિન વાસના ટાળ માહરી;
અધિક બુદ્ધિ તું શુદ્ધ આપજે, પ્રભુકૃપા કરી કષ્ટ કાપજે.
નવ કદી કરી ભક્તિભાવથી, નવ કથા સુણી નિજ કાનથી;
ભજન ના કર્યું તેમ તાહરું, હરિ ભલું થશે કેમ માહરું?
બહુ બહુ કૂડાં કર્મ મેં કીધાં, ધન ધૂતી કરી પારકાં લીધાં;
ગરીબ રંકને દુઃખ આપિયાં, તરુ સુધર્મનાં તેહ કાપિયાં.
અધિક લોભની લાલચે ફ્રમી, ફિકર ના ધરી ચિત્તમાં કશી;
કથન કંઈ કૂડાં, મેં મુખે કર્યાં, વચન નીતિનાં સર્વ વીસર્યાં.
કર વડે કદી ધર્મ ના કર્યા, પણ અધર્મના કોથળા ભર્યા;
જગતનાથ હું ના ડર્યો જરી, લૂણહરામી મેં તુજશું કરી.
ચરણથી કદી ચાલી ના ગયો, પ્રભુ સુપંથમાં દૂર તો રહ્યો;
ચરણ પાપના પંથ તો ધર્યો, દિલ વિષે નહિ તે થકી ડર્યો
છળપ્રપંચ ને ધૂર્ત કામમાં, નવ મૂકી કદી ઓછપ હામમાં;
અધમ જાતનો પ્રાણી હું ખરો, પ્રભુ તુંથી રહ્યો સર્વદા પરો.
કર ગમે તને જે હરિ હવે, અહીં બળું છું હું શોકને દવે;
દુઃખથી છૂટકો નાથજી કરો, અરજ દાસની દિલમાં ધરો.

# ૬૧ : દુર્લભ

## પદ ૧

નરતનનગરીમા મનભાઈ રિસાઈ બેઠા,
મોટે રે માનથી મનવો હો લાડીલા;
આશા ડાહી રે તારાં મનડા રે મારા. (ટેક)
રામચરિત્ર કહો તો રમકડા આલુ,
બેહુદની બાજીઓ મંડાવું હો લાડીલા. આશા ડાહી૦
તપસ્યા નગરીના કહો તો કંદોઈ તેડાવુ,
પ્રેમના પકવાન પડાવું હો લાડીલા. આશા ડાહી૦
સ્થિરતા નગરીના કહો તો થાળ મંગાવું,
ભાવના ભોજનિયાં પિરસાવું હો લાડીલા. આશા ડાહી૦
મોહ વેચીને કહો તો મોળિયા મંગાવું,
સ્વધર્મનાં છોગલાં મુકાવું હો લાડીલા. આશા ડાહી૦
કોમળતા કેરાં કહો તો કુંડળ ભરાવું,
જુગતિની ચૂનીઓ જડાવું હો લાડીલા. આશા ડાહી૦
ઊંચી સંગતની કહો તો ઉતરી મંગાવું,
પુણ્યની ટોપીઓ ભરાવું હો લાડીલા. આશા ડાહી૦
મર્યાદા કેરી કહો તો માળા ભરાવુ,
મોક્ષને હીરલે મઢાવું હો લાડીલા. આશા ડાહી૦
નવધા ભક્તિ કેરા બાજુ જડાવું,
રટણનાં રેશમે ગૂંથાવું હો લાડીલા. આશા ડાહી૦
પવિત્રતા કેરી કહો તો પોંચિયો પે'રાવુ,
બુદ્ધિના વેઢ બનાવું હો લાડીલા. આશા ડાહી૦
કપટ વેચીને કહો તો કંદોરો ઘડાવું,
ચૈતન્યનું મોયરું ચિતરાવું હો લાડીલા. આશા ડાહી૦

ત્યાગ-કનકના કહો તો તોડા ઘડાવું,
અશોકના અંગૂઠિયા ઘડાવુ હો લાડીલા. આશા ડાહી૦
શાંતિ-બનાતી કહો તો મોજડી સિવડાવું,
ભલાઈને તારે ભરાવુ હો લાડીલા. આશા ડાહી૦
જ્ઞાનસ્વરૂપી કહો તો ઘોડલો મંગાવું,
કરુણાના ચોકમા કુદાવું હો લાડીલા. આશા ડાહી૦
ધ્યાનસ્વરૂપી કહો તો છત્રી ધરાવુ,
વિવેકને મોતીડે વધાવું હો લાડીલા. આશા ડાહી૦
સત્સંગ-સોનાની કહો તો ગાડી ઘડાવુ,
જરણાના ધોરી જોડાવું હો લાડીલા. આશા ડાહી૦
તીખી રે'ણીનો કહો તો તકિયો ભરાવું,
નિશ્ચયની ગાદીઓ નખાવુ હો લાડીલા. આશા ડાહી૦
હરદમ દેશીના કહો તો હાથીડા મંગાવું,
માહે મુક્તિનો હોદ્દો મુકાવું હો લાડીલા. આશા ડાહી૦
બાવન બજારે તાગ ફૂલેકા ફેરાવું,
અનહદના વાજા વગડાવુ હો લાડીલા આશા ડાહી૦
સુરતા નગરીની કહો તો સખીઓ તેડાવું,
જ્ઞાનના ગીત ગવડાવું હો લાડીલા. આશા ડાહી૦
અધર્મ-દારૂની આતશબાજી ઉડાવું,
નીતિ-નાયકા નચાવુ હો લાડીલા. આશા ડાહી૦
ચારે વેદોની કહો તો ચોરી ચિતરાવું,
નિવૃત્તિની નારી પરણાવુ હો લાડીલા. આશા ડાહી૦
બોતેર બેઠકનો કહો તો બંગલો બનાવું,
સૂરજની સાખ સોપાવું હો લાડીલા. આશા ડાહી૦
છયે દેશોની કહો તો ગાદી સોપાવું,
અઢારે દફતર અપાવું હો લાડીલા. આશા ડાહી૦

સંતોષવાડીનાં શીતળ નીર છંટાવું,
જોગનાં ઝાડવાં રોપાવું હો લાડીલા. આશા ડાહી૦
જેમ જેમ નચાવું તેમ તેમ જોર પડે છે,
ફંદીનું બળ ફાવ્યું હો લાડીલા. આશા ડાહી૦
મનનો ઉસ્તાદ દાસ દુર્લભને મળિયો,
સતગુરુએ સાનમાં સમજાવ્યું હો લાડીલા. આશા ડાહી૦

પદ ૨

રામમિલન કબ હોઈ? અંદેશવા લાગ રહ્યો સંતો રામ. (ટેક)
ઐસા મોરે મનમેં આવે, ચલો હરિકે દેશ;
રામ મિલે તો બડા ભાગ હૈ, નહિ તો કઠિન પરદેશ. અંદે૦
જબ લગ તેલ દીવેમેં બત્તી, સૂઝ પડે સબ કોઈ;
ખૂટ ગયા તેલ, બૂઝ ગઈ બત્તી, લે ચલો લે ચલો, હોઈ. અંદે૦
ગુરુ બિના મારગ કૌન બતાવે ? કરીએ કૌન ઉપાય ?
બિના ગુરુસેં માલા પહિરે, જનમ અકારથ જાય. અંદે૦
એ જગ ઢુંઢું ઓ જગઢૂંઢું પાયા અપને પાસ;
સબ સંતનકી ચરનબંદગી, ગાવે દુર્લભદાસ. અંદે૦

## ૬૨ : દેવકૃષ્ણ

પદ ૧

અબ તો મનવા મેરા, હરિજનસેં કર પ્રીત પ્રીત પ્રીત. (ટેક)
સંતસમાગમ નિશદિન કર લે, મન કર્મ વચનશું નીત. અબ૦
ત્રિવિધ તાપમય યે ભવસાગર, એ તરવેકી રીત;
કામક્રોધમદલોભમોહયુત, ચંચલ ચિતકું જીત. અબ૦
વિવેક વિરાગ વિચાર ધાર દિલ, સમ દમ તસહી સપ્રીત;
નામરૂપ સબ જૂઠ જગત હૈ, ગાવે શ્રુતિ નીત ગીત. અબ૦

યા તન તેરા પલ ન રહેગા, જીમ વાલુકી ભીત;
દેવકૃષ્ણ તું બ્રહ્મભજન કર, સતબચન પ્રતીત અબ૦

પદ ૨

સુમરન બિના સુખ નહીં પાવેગા,
નહીં પાવેગા, નહીં પાવેગા (૨) (ટેક)

ભવસાગરમા ભટક મરેગા, (૨)
જો ગુરુ વાક્ય બિસારેગા–ભલા જો ગુરુ સુમરન૦

કુ ભિપાક આદિ નરકનમેં, (૨)
યમકિંકર લે જાવેગા–ભલા યમ. સુમરન૦

અજપા જાપ નાવ ભવજલતેં, (૨)
પલમે પાર પહોચાવેગા–ભલા પલ. સુમરન૦

ભાવ ધરી ભજ નિર્ગુન ચૈતન, (૨)
ફેર જન્મ નહીં પાવેગા–ભલા ફેર. સુમરન૦

વિમલ વિશદ નિત્ય શ્રીસદ્‌ગુરુકો, (૨)
દેવકૃષ્ણ યશ ગાવેગા–ભલા દેવકૃષ્ણ. સુમરન૦

પદ ૩

નરતન જન્મ ધરી કહા કીના (ટેક)
સર્વાધાર સબહીમેં વ્યાપક, વે પદકું નહિ ચીના. નરતન૦
રામ કૃષ્ણ શિવ શભુ ઈનિકા, નામ ન મુખસે લીના નરતન૦
શીલ સતોષ દયા દિલ ધરકે, દીનકુ દાન ન દીના નરતન૦
વિષયનકું ચિત ચાહિ વૃથા શઠ, તન મન કીન મલીના નરતન૦
દેવકૃષ્ણ અબ ગુરુપદમેં ચિત્ત, અર્પી રામરસ પીના નરતન૦

## ૬૩ : દેવાત

### પદ ૧

કુંજર પૂછો આપણા ગુરુજીને, રૂડાં જ્ઞાન તો બતાવે; (ટેક)
લોભી આતમને સમજાવે રે, સમજાવ્યું મન સમજે નહિ રે જી.
સંતો ભાઈ કેસર મેલીને કેસૂડાં કોણ સેવે રે જી;
કેસૂડાં રંગે રાતાં ને મુખડે કાળાં રે હાં. કુંજર૦
સંતો ભાઈ હંસલા મેલીને બગલા કોણ સેવે રે જી;
બગલા ઉપર ધોળા ને મનમાં મેલા રે હાં. કુંજર૦
સંતો ભાઈ હીરલા મેલીને પથરા કોણ સેવે રે જી;
પથરા ઉપર ભીના ને ભીતર કોરા રે હાં. કુંજર૦
સંતો ભાઈ સૂગરા મેલીને નૂગરા કોણ સેવે રે જી;
નૂગરા નિશ્ચે નરક લઈ જાય રે હાં. કુંજર૦
સંતો ભાઈ કેળ મેલીને કાંટા કોણ સેવે રે જી;
કાંટો સેવે પત પોતાની જાય રે હાં. કુંજર૦
સંતો ભાઈ શોભાજીનો ચેલો દેવાત બોલ્યો રે જી;
મારો સંતનો મેળો સવાયો રે હાં. કુંજર૦

### પદ ૨

સદ્ગુરુ કર ગ્રહે જાકો, તારે ભવસિંધુ તે તાકો;
ભેદ નહિ જાનવો ઈનમેં, મિલાવત રામશું છિનમેં.
જન જો ચરનહી જાવે, તાહિકો પરમ પદ પાવે;
ગુરુકે ચરનમેં સુખ હે, ઔર સબ ઠોરહી દુઃખ હે.
અભેપદ મુક્તિકે દાતા, સોહી હે સકલકે ત્રાતા;
ગુરુકી જો કરે સેવા, કટે ભવપાશ કહે દેવા.

પદ ૩

લગી મેરી રામસે લગનાં, ભયો મન પ્રેમશુ મગનાં. (ટેક)
કહો કયા કીજિયે પર કે, રહો ગુરુચરનકો ધરકે;
ગુરુ મેરે નેનતે નેરે, ઉદય ભયે આજ ગ્રહ મેરે.
નિગમ જાકો નિત્ય જશ બોલે, જોગી ધરી ધ્યાન નહિ ડોલે;
સહસ્ર મુખ શેષહી ગાવે, અનંતકો અંત નહિ આવે.

પદ ૪

પ્રભુ ભજ મન તું મેરા, મિટેગા જગતકા ફેરા;
દુઃખ તેરે દૂર હો જાવે, તાહી તે પરમ સુખ પાવે.
હૃદે જો ધ્યાન જો ધરહી, કાલકે જાલ ન પડહી;
સુની હમ સંત મુખબાની, વચન એહુ બેદકી જાની.
મુદિત ઉર જ્ઞાન પરકાશે, અ ધેરા મોહકા નાસે;
દેખી યહ જગતકી રચના, ઉન્હીમેં ના કબૂ ફસના.

પદ ૫

ભજન કર ભજન કર ભાઈ, ભલા તુમ દેહી નર પાઈ;
જનમ યહ જાત હે તેરા, પીછે હે કાલકા હેરા.
તેરે પગ પગહિ હે જોખા, મિટે નહિ મરનકા ધોખા;
એક દિન હોયગા એસા, બતાસા નીરમેં જેસા.
ગ્રહી લે સંતકા ચરના, વૃથા અભિલાષ નહિ કરના,
મહિમા ભક્તિકો ભારી, લીજે સોઈ ચિત્તમેં ધારી.
મૂરખ મતિ જાન કછુ મેરા, વપુ યહ અંત નહિ તેરા;
બુદબુદા હયે ન જ્યું જલમેં, ફૂટી સબ જાવહિ પલમેં.
એસી હય જગતકી બાજી, ઈસ્મીમેં હોત કયુ રાજી?
લતા જ્યુ પુષ્પકી ઊભી, દિના એક ચારકી ખૂબી.
સાચતે સાચકો પાવે, કપટ કોઈ કામ ના આવે;
સંતકો મર્મ ગુરુ સૂઝે, અવર નર ભેદ નહિ બૂઝે.

પદ ૬–રાગ ગોડી

પ્રીતમ મુજમેં પાયા, મેરા પ્રીતમ મુજમેં પાયા. (ટેક)
આજ આનંદ અપારહીં મેરે, તનકે તાપ બિલાયા. મેરા૦
ખોજત ખોજત દિન ભયે કેતે, કરતહિ કોટિ ઉપાયા;
જબતેં મિલે સતગુરુ ભેદુ, તિનહિં પલમેં મિલાયા. મેરા૦
ખેલ ખેલાવત અંતરજામી, જિન બહુ નામ ધરાયા;
સો અવિનાશી પલ નહિ બિછુરે, પ્રાણપતિ જો કહાયા. મેરા૦
પડી પરીક્ષા હર્ષ ભયો હે, ભયા સકલ મન ભાયા;
જન દેતા કહે દરશ્યા સબમેં, અભય નિરંજનરાયા. મેરા૦

## ૬૪ઃ દેવાનંદ

પદ ૧–ધોળ

હૈયાના ફૂટ્યા હરિ સંગે હેત ન કીધું. (ટેક)
લખચોરાસી કેરું લગડું, માથે માગી લીધું રે. હૈયા૦
પેટને અરથે પાપ કરંતાં, પાછું ફરી નવ જોયું;
ચાર દિવસના જીવતર સારુ, મન માયામાં મોહ્યું રે. હૈયા૦
જન્મમરણ દુઃખ ગર્ભવાસનું, તે નવ શકિયો ટાળી;
માતપિતા યુવતી સુત સંગે, વિસર્યા વનમાળી રે. હૈયા૦
આળસ ને અજ્ઞાન અતિશે, કામ બગાડ્યું તારું;
દેવાનંદ કહે દેખ વિચારી, માન કહ્યું તું મારું રે. હૈયા૦

પદ ૨

દુનિયામાં ડાહ્યો ડા'પણમાં દુઃખ પામે. (ટેક)
ભવતારણ ભગવાન વિસારી, ચઢિયો ઠાલે ભામે રે. દુનિયામાં૦
મનુષ્યદેહ મળ્યો અતિ મોંઘો, ખોટો જાણી ખોયો;
ચૌરે–ચૌટે જૂઠું બોલ્યો, નાહક નીર વલોયો રે. દુનિયામાં૦

હરિ હરિજન સંગ હેત ન કીધુ, પીધુ વિખનું પાણી;
સુખ સંસારી પામ્યા સારુ, મૂઆ લગી ઘર તાણી રે. દુનિયામાં૦
હરખ–શોકની નદીએ મોટી, તેમાં જાય તણાણો;
દેવાનંદ કહે હરિ ભજ્યો નહિ, ઘણે દુઃખે ઘેરાણો રે. દુનિયામાં૦

પદ ૩

અજ્ઞાની તારા અંતરમાં દેખ વિચારી. (ટેક)
અંત સમે કોઈ કામ ન આવે, સગાં કુટુંબ સુત નારી રે. અ૦
જોબન ધનનુ જોર જણાવે, ફાટી આંખે ફરતો;
કાળ કરાળ કઠણ શિર વેરી, દિલમા કયમ નથી ડરતો રે? અ૦
મંદિર માલ ખજાના મેલી, મૂઆ ભૂપ મદમાતા;
શ્વાન શૂકરના દેહ ધરીને, ઘરઘર ગોથાં ખાતા રે. અ૦
આજ અમૂલખ અવસર આવ્યો, હરિ ભજ્યાનું ટાણું;
દેવાનંદ કહે દેહ મનુષ્યનો, ન મળે ખરચે નાણું રે. અ૦

પદ ૪

પામર તેં પ્રાણી વિસાર્યા વનમાળી. (ટેક)
મિથ્યા સુખ–માયામાં મોહ્યો, મૃગતૃષ્ણા જળ ભારી રે. પામર૦
આઠ પહોર અંતરમા બળિયો, ઘણાઘણાને ધાયો;
રળી ખપી ધન ભેળું કીધુ, ના ખરચ્યો ના ખાયો રે. પામર૦
નારી આગળ નિર્લજ થઈને, ખીતોખીતો બોલે;
હડકલાવે હસી બોલાવે, કરે તરણાને તોલે રે. પામર૦
સાસુ સસરો સગા સંબંધી, તેની સેવા કીધી;
દેવાનંદ કહે સાધુજનની, તેં સેવા તજી દીધી રે. પામર૦

પદ ૫

શીલવંતા સાધુ, સંભાળજે કરી પ્રીતિ. (ટેક)
આઠ પ્રકારે અબળા તજવી, મન ઇંદ્રિયને જીતી રે. શીલવંતા૦

નારીકથા શ્રવણ ન ધરવી, તે વિષવેલી કા'વે;
તેની કીરતિ તે નવ કરવી, ભૂલે મન ભરમાવે રે શીલવંતા૦
વિનતા હાસ્ય વિનોદ કરીને, રાતદિવસ જ્યા રે'વે;
તે ઠેકાણે સાચા મુનિવર, જાણી પાવ ન દેવે રે. શીલવંતા૦
અબળા અંગે કાળી ગોરી, નેણ ભરી નહિ દેખે;
બાળ વૃદ્ધ નવજોબનવાલી, તે માદક સમ લેખે રે. શીલવંતા૦
છેટે રહીને છાની વાતું, કામનિયુને કા'વે;
દેવાનંદ કે' તે પોતાનુ, હાથે નાક વઢાવે રે. શીલવંતા૦

પદ ૬

નિષ્કામી નરને, વિનતાની વાત ન કરવી. (ટેક)
માયાની મૂર્તિ જાણીને, નાગણ જ્યુ પરહરવી રે. નિષ્કામી૦
માનનિયુને મળવા મનમા, કૂડો ઘાટ ન કરવો;
મનસા પાતક મોટુ લાગે, એ અધર્મથી ડરવું રે. નિષ્કામી૦
ભામનિયુ તે ભેળી થઈને, જે ઠેકાણે જાવે;
શૌચવિધિ કરવાને સારુ, હરિજન ત્યા નહીં આવે રે. નિષ્કામી૦
આઠ પ્રકારે અબળા કેરો, ત્યાગ કરે તે ત્યાગી,
વિષય થકી વૈરાગ્ય જે પામ્યા, તે સાચા વૈરાગી રે. નિષ્કામી૦
ભેખ ધરીને કામની ભેળો, બેસે ઊઠે ગાવે;
દેવાનંદ કહે એ જેવા સાધુ, નિશ્ચે નરકમા જાવે રે. નિષ્કામી૦

પદ ૭

વિવેકી નરને એમ વિચારીને જોવુ (ટેક)
કુપાતરને દાન દેવુ તે, બીજ ખારમા બોવું રે. વિવેકી૦
કામી ક્રોધી લોભી લંપટ, કૂડાબોલા કા'વે;
અન્ન વસ્ત્ર ધન તેને આપે, તે શેકીને બી વાવે રે વિવેકી૦
પાચ ઇંદ્રિય છઠ્ઠું મન જીતે, તે હરિદાસ કહાવે;
વહાલી વસ્તુ એને આપી, અનંતગણી થઈ આવે રે. વિવેકી૦

દુર્બળ સુદામે આણી દીધા, મુષ્ટિ તાંદુલ મેવા;
કંચનમહેલ કર્યા સુખકારી, સંતપુરુષની સેવા રે. વિવેકી૦
દ્રૌપદીએ નિજ ચીર વધેરી, બાંધ્યું હરિને હાથે;
દેવાનંદ કહે ભરી સભામાં, આપ્યાં દીનાનાથે રે. વિવેકી૦

પદ ૮

ગાફલ બેગરજુ આ તન એળે ગુમાયો. (ટેક)
ધર્મ વિસારી ધંધે વળગ્યો, કૂડે ધૂળ કમાયો રે. ગાફલ૦
કામનિયુંમાં કરતો ડોલે, વિષય ભરેલી વાર્તું;
પાપ કરીને પૂરું બાંધ્યું, ભવસાગરનું ખાતું રે. ગાફલ૦
દેવમંદિરમાં દર્શન કરવા, ભૂલ્યો ભટકયો આવે;
માનનિયુંનાં મુખ જોવાને, આંખડિયું મટકાવે રે. ગાફલ૦
આરત રાખી ન ઉચ્ચારે, રામ કૃષ્ણ મુખ વાણી;
ગ્રામકથાનાં દીએ ગપોડાં, જુએ જૂઠે જાણી રે. ગાફલ૦
ગાંજો ભાંગ લીલાગર મહફર, હોકા પીએ ચાવે;
દેવાનંદ કહે દેખ વિચારી, દુઃખનો અંત ન આવે રે. ગાફલ૦

પદ ૯—રાગ ગરબી

કર પ્રભુ સંગાથે દૃઢ પ્રીતડી રે, મરી જાવું મેલીને ધનમાલ.
અંતકાળે સગું નહિ કોઈનું રે.
સંસ્કારે સંબંધી સરવે મળ્યાં રે, એ છે જૂઠી માયા કેરી જાળ;
અંતકાળે સગું નહિ કોઈનું રે.
મારું-મારું કરીને ધન મેળવ્યું રે, તેમાં તારું નથી તલભાર;
અંતકાળે સગું નહિ કોઈનું રે.
સુખ સ્વપ્ના જેવું સંસારનું રે, તેને જાતાં ન લાગે વાર;
અંતકાળે સગું નહિ કોઈનું રે.
માટે સેવજે તું સાચા સંતને રે, તારા ટળશે ત્રિવિધના તાપ;
અંતકાળે સગું નહિ કોઈનું રે.

અતિ મોટા પુરુષને આશરે રે, બળે પૂર્વજનમનાં પાપ;
અંતકાળે સગું નહિ કોઈનું રે.
એવું સમજીને ભજ ભગવાનને રે, સુખકારી સદા ઘનશ્યામ;
અંતકાળે સગું નહિ કોઈનું રે.
દેવાનંદનો વહાલો દુઃખ કાપશે રે, મનવાંછિત પૂરણકામ;
અંતકાળે સગું નહિ કોઈનું રે.

પદ ૧૦–ગરબી

મળ્યો માણસનો દેહ ચિંતામણિ રે,
તારા અંગમાં છે રોગ અપાર, નથી લેતો નારાયણ નામને રે.
માથે જનમ–મરણ મોટું દુઃખ છે રે,
તારા અંતરમાં હરિને આરાધ્ય. નથી લેતો૦
ઘણું સૂઝે છે કામ સંસારનું રે, કરે સગાંનું બહુ સનમાન. ન૦
હેત કરતો નથી હરિદાસમાં રે, હૈયાફૂટ્યા તું લૂણહરામ. ન૦
પરનારી સંગાથે કરી પ્રીતડી રે, તારો એળે ગયો અવતાર. ન૦
બહુનામીની બીક નથી રાખતો રે, ખરેખાતે થઈશ ખુવાર. ન૦
અતિ કઠણ વેળા છે અંતકાળની રે, પછી થાશે તને પસ્તાવ. ન૦
દેવાનંદની શિખામણ માનજે રે, તારા અંતરમાં કરી ઉચ્છાવ. ન૦

પદ ૧૧

તારા મનમાં જાણે છે મરવું નથી રે, એવો નિશ્ચે કર્યો નિરધાર;
તેમાં ભૂલી ગયો ભગવાનને રે. (ટેક)
ધન દોલત નારીને ઘણા દીકરા રે, ખેતીવાડી ઘોડી ને ઘરબાર;
તેમાં ભૂલી ગયો ભગવાનને રે.
મેડી મંદિર ઝરૂખા ને માળિયાં રે, સુખદાયક સોનેરી સેજ;
તેમાં ભૂલી ગયો ભગવાનને રે.
ગાદી તકિયા ને ગાલ–મસૂરિયાં રે, અતિ આડ કરે છે એ જ;
તેમાં ભૂલી ગયો ભગવાનને રે.

નીચી ખાંધ કરીને નમતો નથી રે, એવું સાધુ સંગાથે અભિમાન;
તેમાં ભૂલી ગયો ભગવાનને રે.
મરમાળી મોહનજીની મૂરતિ રે, તેની સાથે ન લાગેલ તાન;
તેમાં ભૂલી ગયો ભગવાનને રે.
પાપ અનેકજન્મનાં આવી મળ્યાં રે, તારી મતિ મલિન થઈ મંદ;
તેમાં ભૂલી ગયો ભગવાનને રે.
દેવાનંદના વહાલાને વીસરી ગયો રે, ત્યારે પડ્યો ગળે જમફંદ;
તેમાં ભૂલી ગયો ભગવાનને રે.

પદ ૧૨

તારે માથે નગારાં વાગે મોતનાં રે, નથી એકે ઘડીનો નિરધાર;
તોય જાણ્યા નહિ જગદીશને રે.
મોટા મેલીને રાજ મરી ગયા રે, જેને જાતાં ન લાગી વાર;
તોય જાણ્યા નહિ જગદીશને રે.
તારું જોબન ગયું જખ મારતું રે, માથે કાળા મટી ગયા કેશ;
તોય જાણ્યા નહિ જગદીશને રે.
અંતકાળે લેવાને જમ આવિયા રે, તેનો ભાળી ભયંકર વેષ;
તોય જાણ્યા નહિ જગદીશને રે.
રોમ કોટિ વીંછીતણી વેદના રે, દુઃખ પામ્યો તું દેવના ચોર;
તોય જાણ્યા નહિ જગદીશને રે.
સગાં સ્વાર્થી મળ્યાં સર્વ લૂંટવા રે, તેમાં જરીયે ન ચાલે જોર;
તોય જાણ્યા નહિ જગદીશને રે.
જીભ ટૂંકી પડી ને તૂટી નાડીઓ રે, થયું દેહ તજ્યાનું તતકાળ;
તોય જાણ્યા નહિ જગદીશને રે.
દેવાનંદ કહે ન જાણ્યા નાથને રે, મળ્યો માણસનો દેહ વિશાળ;
તોય જાણ્યા નહિ જગદીશને રે.

પદ ૧૩–કાફી, ધીરાના પદની

આવ્યો રૂડો અવસર રે, ઓળખવા એક હરિ. (ટેક)
મોઘું મનુષ્યા તન રે, ના'વે તારે ફરીફરી. આવ્યો રૂડો૦
ધન જોબન તન રંગ પતંગી, વણસે વારંવાર,
તે સારુ શું જતન કરે છે? સ્વપ્નુ આ સંસાર;
મેલી તેને મરવું રે, ડરવું દિલ દોષ કરી. આવ્યો રૂડો૦
વાસ કરો નિત્ય વૈષ્ણવજનમાં, મનમાં માનો વાત,
દાસપણું દેવતાને દુર્લભ, જેથી જનમદુઃખ જાત;
ભક્તિ કરો ભાવે રે, ધરમની ટેક ધરી. આવ્યો રૂડો૦
સૌમ્ય સ્વભાવ પરમ સુખ સંપત્તિ, એ પામવાનો ઉપાય,
પ્રગટ સ્વરૂપ ઓળખવા પ્રભુને, દુર્લભ દેહ ગવાય;
એવું તન આવ્યું રે, લેજો મજરાજ વરી. આવ્યો રૂડો૦
માયાની મોટપ છે મિથ્યા, નથી ઘડીનો નિરધાર,
દેવાનંદ કહે ભજ દુઃખભંજન, કરુણાનિધિ કરતાર;
કઠણ વેળામાં રે, રહેશે તારાં કારજ સરી. આવ્યો રૂડો૦

પદ ૧૪

કાયા માયા કૂડી રે, રાખી તારી રહેશે નહીં. (ટેક)
જોને તું વિચારી રે, ઘેલા કેમ અક્કલ ગઈ. કાયા૦
નંદરાજાને અણગણ નાણું, ભર્યાં સંચી ભંડાર,
કોડી અંતે કામ ન આવી, જાતાં ન લાગી વાર;
ન ખાધી ન ખરચી રે, વેઠે મૂઓ ભાર વહી. કાયા૦
રાવણ રિદ્ધિસિદ્ધિ પૂરણ પામ્યો, ઇંદ્ર અધિક અભિમાન;
અજ્ઞાને અવરાણું અંતર, ભૂલી ગયો મૃત્યુ ભાન;
વાદળની છાયા રે, જોતાં રહી છેટે જઈ. કાયા૦
ભજ ભગવાન માન તવ મેલી, બેઠી કર બળવીર;
લાલચ રાખજે લક્ષ્મીવરની, ધરજે મનમાં ધીર;
અધમ ઉધારણ રે, અભેપદ આપે સહી. કાયા૦

મૃગજળ ભરવા મૂરખ માણસ, મઉ દોડે સંસાર;
વાત વિચારી વળજે પાછો, પામ્યા નથી કોઈ પાર;
દેવાનંદ દેખી રે, વિવેકની વાત કહી. કાયા૦

પદ ૧૫

કાળ તારી કેડે રે, આયુષને ઓછું કરે. (ટેક)
મમતામાં મૂરખ રે, ખૂંચ્યો તોય ખબર ન રહે. કાળ તારી૦
બાળપણું જોબન ગયુ, જોતાં ઘરડો થયો તું ગમાર,
આજકાલ કરતાં આવ્યો તારો વાયદો, માથે છે જમના માર;
વાર નથી ઝાઝી રે, દિલમાં હજી ન ડરે. કાળ તારી૦
લવ નિમિષ ઘડી મૂરત માપે, પો'ર દિવસ પરમાણુ,
પક્ષ માસ કરી વર્ષ કહાવે, સેકે જુગ સુજાણ;
માથે તારે મોટું રે, ફરતું એવું ચક્ર ફરે. કાળ તારી૦
ચારે જુગની એક ચોકડી, ઈકોતેર અલપાય,
ઇંદ્ર પડે અધિકારથી ત્યારે, તું કોણમાત્ર કહેવાય?
ચોરાશીનુ લગડું રે, માથે શીદ માગી ધરે? કાળ તારી૦
કર કર સતસમાગમ સાચો, અવસર આવ્યો અમૂલ,
દેવાનંદ કહે દેખ વિચારી, અંતઃકરણ અનુકૂળ;
ભજ્યા વિના ભૂધર રે, જીવ બહુ જન્મ ધરે. કાળ તારી૦

પદ ૧૬

પ્રભુ ભજ પ્રાણી રે, દીધી નરદેહ દયા. (ટેક)
હરિ હિતકારી રે, તારા સારુ પ્રગટ થયા. પ્રભુ૦
કલ્પતરુ કરુણાનિધિ કેશવ, મનવાંછિત ફળ દેય,
એ મૂરતિ અંતરમાં ધરતા, લાજ અલૌકિક લેય;
અગણિત આગળ રે, જેને જગ જીતી ગયા. પ્રભુ૦
ભક્તાધીન નિગમ નિત્ય ગાવે, આવત અવનીમાંહિ,
અકળ રૂપ ઓળખજે એવા, કરવું રહે નહિ કાંઈ;
જાણ્યા વિના જગમાં રે, વહેતે પૂર જાશો વહ્યા. પ્રભુ૦

રાખ્યે ધર્મ રમાપતિ રીઝે, કીજે સુકૃત કાજ,
માન બડાઈ મોટપ મેલો, ફોગટ ફેરો ટળે આજ;
નિરલોભી નોબત રે, વણપૂછે કુશળ રહ્યા. પ્રભુ૦
નાખ ખજાને નિરભય નાણું, કર ગોવિંદ-ગુણગાન,
દેવાનંદ કહે દોષનિવારણ, ભવતારણ ભગવાન;
કરુણાના સાગર રે, વહાલાજીને વેગે કહ્યા. પ્રભુ૦

## ૬૫ : દેવીદાસ

### પદ ૧

ઓધવજી એક અરજ અમારી, જઈ કહેજો જદુરાયને. (ટેક)
શું રે થયા મારા નાથ નમેરા? વેદના કેમ વેઠાય રે?
મહાજળમાંથી જેમ મીન વછૂટે, અવર નથી ઉપાય રે. ઓધ૦
તમે છો મારે ઘાટ-ઘરેણું, જાણો છો જદુરાય રે;
નિરધનીને ધન નામ તમારું, કોટિધ્વજ કહેવાય રે. ઓધ૦
ત્રિકમજી તમે કાં તરછોડો? મરીએ મહાવિખ ખાઈ રે;
આતમહત્યા અમે દેશું રે, કેમ અમારા દિન જાય રે. ઓધ૦
પૂર્વજનમની પ્રીત અમારી, મોહન કેમ મેલાય રે?
દેવીદાસને આશ તમારી, કરજો સંત સહાય રે. ઓધ૦

### પદ ૨–ભજન

નાથ અમારા હવે નથી રહેવાતું, મારા પ્રીતમ પ્રાણાધાર રે. (ટેક)
વહાલા અમારા તમે વેગે પધારો, તમે દરશન દીયોને દીદાર રે;
હરિવર સાથે અમે બોલે બંધાણા, અમે ઘોળ્યા કીધાં ઘરબાર રે.
નાથ અમારા હવે નથી રહેવાતું૦
જાણે તેને તમે કેમ નહીં જાણો? હું તો કહું છું વચન-વહેવાર રે;
કઠણ હૈયાના હરિ કેમ થયા છો? મારા નોધારાના આધાર રે.
નાથ અમારા હવે નથી રહેવાતું૦

સાલે તેને થાય શૂળ ઘણેરાં, તમે જાણો છો જદુરાય રે,
દાસીને મન દરદ ઘણેરા, કહો દુઃખ કોને કહેવાય રે?
નાથ અમારા હવે નથી રહેવાતું૦
દુઃખે તેને થાય દાઝ ઘણેરી, હું તો પ્રગટ કરું છું પોકાર રે;
દેવીદાસને આશા તમારી, તમે ભુક્તિ–મુક્તિના દાતાર રે.
નાથ અમારા હવે નથી રહેવાતું૦

## ૬૬ : દેવીસિંહ

### પદ ૧

વિશ્વરૂપ ખિલ રહા બાગ, જિસમેં આદમકી ગુલઝારી;
રંગરંગ કે ફૂલ હૈ, ઔર તરહતરહકી ફૂલવારી
પૂરવ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, યે ચારો દીવાલ બની;
હરેક તરફસે નદિયોંકી, હૈ દેખો છૂટી નહેર ઘની.
સાત સિંધુ સોઈ તલાવ સાતો, સબકા માલિક વહી ધની;
ચાહે બનાવે ચાહે પલકમેં, કર દે વો સબ ફનાફની.
વિશ્વબાગ કે ભીતર, ઉસકે કુદરતકી ફૈલી ક્યારી,
રંગરંગકે ફૂલ હૈ, ઔર તરહતરહકી ફૂલવારી.
નવ ખંડોકે મહેલ બનાયે, દશોં દિશાકે દશ દ્વારે;
બના દિયા હૈ એ બાગમેં, ચૌદ ભુવન ન્યારે ન્યારે.
આસમાનકી છાત લગાઈ, જિસમેં જડ દિયે હૈ તારે;
ગરજ ગરજ ઘન કરે છિંડકના, ઔર છૂટતે ફુવારે.
ચંદ્ર ઔર સૂરજ ઉન સબકી, કરતે હૈ ચોકીદારી,
રંગરંગકે ફૂલ હૈ, ઔર તરહતરહકી ફૂલવારી.
ચમત્કારકા ચમન લગાયા, પરબ્રહ્મને આપહીં આપ;
હર જગ્યામેં વોહિ ઝલકતા, ઔર હૃદયમેં ભી હૈ વ્યાપ

ઈસી બાગ કે ભીતર બૈઠે, ઋષિ મુનિ સબ કરતે જાપ;
કોઈ ગાવતે ભજન ઔર, કોઈ સહે પંચ અગ્નિકે તાપ.
સાધુસંત જપે નામ બાગમેં, પરમહંસ ઔર બ્રહ્મચારી;
રંગરંગકે ફૂલ હૈ, ઔર તરહતરહકી ફૂલવારી.
કલ્પવૃક્ષ ઔર મલયાગિરિ, વો ફૂલ હૈ ઈસમેં અમૃત;
કભી ન સુખે જિસમેં એસા, જ્ઞાન રૂપ હે ગંગાજલ.
દેવીસિંહ કહે હરિકૃપાસે, જિસકી હો બુદ્ધિ નિર્મલ;
એસે બાગમેં અમર વો રહે, આવે નહીં કુછ ઈસે અજલ.
વિશ્વબાગકે માલિક હૈ વોહી, શ્રીકૃષ્ણ ગિરિવરધારી;
રંગરંગકે ફૂલ હૈ, અરુ તરહતરહકી ફૂલવારી.

પદ ૨

યોગી વહી જો સકલમેં બૈઠે, દેખે દશમે દ્વારકો વો;
કારજ કરે જગતકે સબ, ઔર લખે અલખ કરતારકો વો.
નાચે, ગાવે, તાલ બજાવે, ધ્યાન આત્મામેં ધરકે;
સબમેં રહે ઔર સબસે ન્યારા, પૂરણ હોય યોગ કરકે.
નિર્ભય હોકે વિચરે નિશદિન, કબહૂં નહીં ચલે ડરકે;
અપને આપમે આપકો દેખે, ધન્ય ધન્ય હૈ વા નરકે.
જબ વહ કાયા ત્યાગે તબ, પહુચે ઓ પરલે પારકો વો;
કારજ કરે જગતકે સબ, ઔર લખે અલખ કરતારકો વો.
પ્રસન્ન ચિત્ત ઔર બુદ્ધિ નિર્મલ, કર્મ અકર્મ કુછ ન જાને;
દ્વૈતભાવસે અલગ રહે, અદ્વૈતજ્ઞાન કો બખાને.
સમદર્શી ઔર શુદ્ધ સમાધિ, અપને કો આપે માને;
જીવ બ્રહ્મમેં એક ભાવ કર, અપને મનમેં પહિચાને.
ભૂમિભાર ઉતારન કારણ, ધરે આપ અવતારકો વો;
કારજ કરે જગતકે સબ, ઔર લખે અલખ કરતારકો વો.

ત્રિગુણકો છીતે ઔર ચૌથે પદ પર આપની કરે મતિ;
સંપૂર્ણ સૃષ્ટિ કો ભોગે જો, કહાવે વહી બાલયતિ.
ચરઅચરમેં અપને આપકો, દેખે ઉસકી હોય ગતિ;
આપી પિતા, આપી પુત્ર હે, આપ સ્ત્રી ઔર આપ પતિ.
કરે વો પ્રલય ઔર ચાહે તો, રચે સકલ સંસારકો વો;
કારજ કરે જગતકે સબ, ઔર લખે અલખ કરતારકો વો.
પુણ્યપાપસે અલગ રહે, દુઃખસુખકા નહીં વિચાર કરે;
બ્રહ્મજ્ઞાનકી ચર્ચા અપને, મુખસે બારંબાર કરે.
આતમદર્શી હોય તો અપને, સબ કુલકા ઉદ્ધાર કરે;
દેવીસિંહ યહ કહે વો જો, ચાહે સો આપહી આપ કરે.
ચાહે કરે વો નર પૈદા, ઔર ચાહે બનાવે નારકો વો;
કારજ કરે જગતકે સબ, ઔર લખે અલખ કરતારકો વો.

## ૬૭ : દેવા સાહેબ

### પદ ૧

રામ તો ઘટઘટહીં બોલે, પૂરણ ગોવિંદા. (ટેક)
સો તો પ્રભુ પ્રગટ દીસે, જેસેં ભાનુ ચંદા. રામ તો૦

આપ તે જડ ચૈતન્ય કિયા, સકલ એ સંસારા;
આપહીં સબ સંગ ડોલે, આપ રમણહારા. રામ તો૦

રામ વિના અવર કોઈ, દીસતું નહીં આના;
જહાં હે જેસા તાંહાં હે તેસા, એકહીં ભગવાના. રામ તો૦

ચરાચર સબકે માહીં, ખાલી નહીં ઠામા;
તીન લોક સકલ વિષે, વ્યાપી રહ્યો રામા. રામ તો૦

એકહીં સો રામ વિના, અવર નહીં કોઈ;
મેં તો બિચાર દેખ્યા, ગુરુ નેન જોઈ. રામ તો૦

એકુતેં અનેક ભયા, એ દીસતહીં પસારા;
દેવા જન એસે જાને, જો પરાકે પારા. રામ તો૦

પદ ૨

તું દયાલ તું દયાલ, તું દયાલ દેવા. (ટેક)
તેરી તો અપાર લીલા, તું જાને ભેવા. તું દયાલ૦
શારદા અરુ શેષ ગાવે, પાર કો ન પાવે;
મહિમા સો તેરી અપાર, નિગમહીં બતાવે. તું દયાલ૦
ઋષિ મુનિ દેવતા જો, તુમહીં કો ધ્યાવે;
સોહી સો સંસાર તરે, શરણ તેરી આવે. તું દયાલ૦
જે જે જિન ભાવ સેવે, તુમકો પ્રભુ જેહી;
જન દેવા પ્રભુ કલ્પતરુ, તાકો ફલ દેહી. તું દયાલ૦

પદ ૩–રાગ આશાવરી

ધન સા ભૂમિ જામેં ભક્તિ હરિકે, ધન હરિ કથા ઉચ્ચાર રે. (ટેક)
ધન વક્તા શ્રોતા સોહી ધન હૈ, ધન ધન નર ને નાર રે. ધન૦
ધન સો દેશ ગામ સોહી ધન હૈ, ધન ધન કૂલ પાવન રી;
ધન ધન દેહ ધર્યો હૈ મનુષ્યકો, પરમારથી જ્યોં ધન રી. ધન૦
તીરથપતિ તીરથ હૈ જે તે, આવી કરે ત્યાં વાસ રી;
અચ્યુત કથા જ્યાં હોત હરિકી, સુનત મિટે જમ ત્રાસ રી. ધન૦
એ સતસંગ દેવકોં દુર્લભ હૈ, બ્રહ્માદિ સબ કોયે રી;
ઈન સતસંગકો સબ કો ઇચ્છત હૈ, ભાગ બડે જબ હોયે રી. ધન૦
પૂજા ધ્યાન ધારણા હરિકી, હરિકીર્તિ પરસંગ રી;
કહે દેવો ત્યાં કલિ નવ વ્યાપે, વાસ વસે શ્રીરંગ રી. ધન૦

## ૬૮ : દ્વારકાદાસ

### પદ ૧–રુચિરા છંદ

ચેતી લે ચેત્યાનો અવસર, ફરીફરી ક્યાં મળશે રે?
જોબન જાતાં વાર ન લાગે, જરા આવીને ઢળશે રે.
ઢળશે ત્યારે નહિ રહે ધારણ, થરથર કાયા ધ્રૂજે રે;
માયાની અંધારી નાખી, તેમાં કાંઈ નવ સૂઝે રે.
સૂઝે ક્યાંથી? સમજણ નથી, કુટુંબકબીલે વાહ્યો રે;
અવળે સવળે બંધે બાંધ્યો, હાથે શું બંધાયો રે?
કહો ભાઈઓ એને શું કહીએ? મૂરખ મન નવ આણે રે,
દુર્મતિ આગળ કાંઈ ન સૂઝે, આપે આપ વખાણે રે
મોહે ભરિયો, મત્સર ભરિયો, અજ્ઞાને અંજાયો રે;
નારી સાથે નેહ ઘણો ને, ઘણાઘણાને ધાયો રે.
ધાયો ત્યાં તો ધૂળ મળ્યુ ને, ગાઠે ન મળે કોડી રે;
ઠાલે હાથે ઠાલા જાવું, શીદ મરો છો દોડી રે?
સંસારી સુખ જોવા ખાતર, અંતે સઘળું ખોટું રે;
આગળ અવસર આવો આવે, દારુણ દુઃખ છે મોટું રે.
ખોટામાંથી ખરું કરી લે, તે તું બાંધને તાણી રે;
સાધુજનની સેવા સજને, ભજને સારંગપાણિ રે.
એ શિખામણ માન્યા સરખી, માની લેજો કોઈ રે;
આવ્યા છો તો લાભ કમાવા, જાશો મૂડી ખોઈ રે.
ખોઈને જાશો ખત્તા ખાશો, કેમ કહ્યું નથી કરતા રે?
અન્ન માથે અથડાતા હીંડો, પેટ પાપથી ભરતા રે.
પરનિંદાનો ખાડો પૂરો, કેમ પડો છો જાણી રે;
જાણીને તેં બાંધ્યું તાણી, જૂઠી વાત વખાણી રે.

એક ઘડી એકાંતે બેસી, હરિનું નામ ન લીધું રે;
અમરિતનો રસ અળગો મૂકી, ઝેર હળાહળ પીધું રે.
પીતાં પૂરણ તું ન ધરાયો, જોયુ નહીં વિચારી રે;
કહે દ્વારકો રામ ભજી લો, નહિ તો જાશો હારી રે.
સંવત અઢારસેં પૂરામાં, કારતક સુદિ દશમી રે;
શિખામણ સુણી હરિજન હરખે, વિમુખ જીવને વસમી રે.

## ૬૯ : ધનદાસ

૫૬ ૧–અર્જુનગીતા–સરસ્વતી છંદની ચાલ

શ્રીગુરુપ્રતાપે ગાઈએ, કિરપા તે સાધુજન;
પરિબ્રહ્મ મારો આતમા, મારું મન તે અર્જુન;
અર્જુન સુણો ગીતાસાર, પાંડવ માનજો નિરધાર. (ટેક)
અર્જુને એમ જ પૂછિયુ, સાંભળો વૈકુંઠરાય;
એક સાર ગીતા કહો મુને, નિજ ભક્તનો મહિમાય. અર્જુન૦
ત્યારે શ્રીહરિ એમ ઓચર્યા, અર્જુન ધરજો મન;
એ સાર ગીતા સાંભળે, અવતાર તેનો ધન્ય. અર્જુન૦
ચૌદ લોક તે વશ માહરે, બ્રહ્માંડ કેરો ભાર;
તે ધન્ય મારા દાસને, રાખે હ્રદય મોઝાર. અર્જુન૦
જળ મધ્યે જે છે પદ્મ, તેને સ્પર્શ નહીં લગાર;
તે ચિહ્ન મારા ભક્તનાં, વળગે ન વિષયવિકાર. અર્જુન૦
સંસારસું સરસો રહે, ને મન મારી પાસ;
સંસારમાં લોપાય નહીં, તે જાણ મારો દાસ. અર્જુન૦
મુજ ભક્ત તે મુજને ભજે, હૈયે હોય હેત હમેશ;
તો મુક્ત તેને જાણીએ, જે કરે ન કોઈનો દ્વેષ. અર્જુન૦
કર માંહી તુલસી, કરણ તુલસી, કંઠ તુલસીહાર;
બહુ તિલક છાપાં શોભતાં, મુજ ભક્તનો શણગાર. અર્જુન૦

મારા સાધુને જાણે નહીં, પાખડ પૂજે લોક;
જે દંભ આડંબર કરે, તે જાણું સર્વે ફોક. અર્જુન૦
ઉત્તમ વરણ થઈ નહીં ભજે, ચંડાળ કહીએ તેહ;
ચંડાળ થઈ મુજને ભજે, તે જાણુ મારો દેહ. અર્જુન૦
મુજ ભક્ત કેરે કારણે, અવતાર લીધા દશ;
હું નિરંજન ને નિરાકૃતિ, મને ભક્તે કીધો વશ. અર્જુન૦
વળી ધર્મ કેરે કારણે, હું ગયો વસમે વન;
રાવણ મારી રાજ્ય આપ્યું, વિભીષણ રાજન. અર્જુન૦
દુર્વાસાઋષિએ દૂભિયો, મુજ આતમા અમરીખ;
ભયચક્ર મેલી છેદિયો, મેં ભલી લગાડી શીખ. અર્જુન૦
બળિરાયને મેં બાંધિયો, દેવોની કીધી સાર;
પાતાળ આપ્યું રાયને, ત્યાં હું રહ્યો છડીદાર. અર્જુન૦
ગોકુળ વિષે હું અવતર્યો, શિર પીંછ ધરતો મોર;
ખાતો હું માખણ તસ્કરી, જગમાં કહેવાયો ચોર. અર્જુન૦
મા જશોદાએ બાંધિયો, હું જોડી ઊભો હાથ;
હું દીન થયો તે દાસનો, ચૌદે ભુવનનો નાથ. અર્જુન૦
વળી ઈંદ્ર જ્યારે કોપિયો, ત્યારે કો ન આવ્યું આડ;
ગોકુળ રાખ્યું રેલતું, ગોપી લડાવ્યાં લાડ. અર્જુન૦
સોળસેં સ્રીઓમાં હું રમ્યો, મારો કોઈ ન જાણે ભેદ;
મારા ભક્ત કેરે કારણે, મને કહે લંપટ વેદ. અર્જુન૦
વિરંચિ વાછરું હરી ગયો, તે કરી ગયો જ અધર્મ;
હું નવાં નિપાવી લાવિયો, મારો કોઈ ન જાણે મર્મ. અર્જુન૦
મામાને હું મળવા ગયો, ત્યાં મળી કૂબજા નાર;
થોડાંક ચંદન કારણે, મેં આપ્યું રૂપ અપાર. અર્જુન૦
વળી પ્રથમ પોળે પેસતાં, પરિયટે દીધી ગાળ;
મેં મારીને વસ્તર લીધાં, સોહાવિયા ગોવાળ. અર્જુન૦

વળી ત્યાંથી આગળ ચાલતા, માલણી લાવી હાર;
મેં અર્થ સાધ્યો એહનો, આપ્યા પદારથ ચાર. અર્જુન૦
વળી માર્ગમાં નાપિક મળ્યો, ને આપ્યુ દર્પણ હાથ;
પૂર્યા મનોરથ તે તણા, મેં રાખ્યો મારી સાથ. અર્જુન૦
સંબંધી જનને જે હણે, ચંડાળનો તે અંશ;
મારા ભક્ત કેરે કારણે, મેં માર્યો મામો કંસ. અર્જુન૦
મેં સુદામો સંતોખિયો, કાંગનાં કારણ કાજ;
સંપત્તિ આપી તેહને, નવનિધિ સુદ્ધાં રાજ. અર્જુન૦
એકવાર વિદુર ઘેર જઈ, આરોગી ભાજીપાન;
મેં લાડ પાળ્યા દાસનાં, રાજાનાં મોડયા માન. અર્જુન૦
કૌરવનુ કુળ સંહારિયુ, મેં સાર્યો તારો અર્થ;
હું ચૌદ ભુવનનો રાજિયો, મેં હાકયો તારો રથ. અર્જુન૦
એકવાર વનમા હુ ગયો, ત્યાં વન હતું ઘનઘોર;
મેં ભાવ જોયો ભીલડીનો, ખાધાં એઠા બોર. અર્જુન૦
અમે ઘણા મળી ગોવાળિયા, રમતા ગયા મહાવન;
બહુ ભાવ જોઈ ઋષિનારનો, અમે જાચી લીધાં અન્ન. અર્જુન૦
પ્રહ્લાદ પિતુએ પરભવ્યો, મેં થંભ પૂર્યો વાસ;
તે દુષ્ટને વિદારિયો, ઉગારી લીધો દાસ. અર્જુન૦
વળી ધ્રુવને દુઃખ પમાડિયો, ને કાઢિયો વનવાસ;
તે બાળકે મને વશ કર્યો, ધન્યધન્ય મારો દાસ. અર્જુન૦
ચંદ્રહાસ ને હરિશ્ચંદ્ર રાજા, ભક્ત મારા તેહ;
પડે વિપત્ત પણ નહીં વીસરે, મારા મુકુટના મણિ એહ. અર્જુન૦
જ્યારે સુધન્વાને નાખ્યો તાતે, તેલ બળતી ઝાળ;
મારા દાસને ઉગારિયો, સંભારતાં તત્કાળ. અર્જુન૦
દ્રૌપદીનાં પટકૂળ કાઢિયાં, હું પાસ નહીં તે કાળ;
મારા દાસને વેળા પડી, ત્યારે તુર્ત કરી સંભાળ. અર્જુન૦

પંચાળીને જયા પરભવી, પાસે હતા પચવીર;
મારા દાસને મે પૂરિયા, નવસેં નવાણું ચીર. અર્જુન૦
એક કોળીએ કૌતક કીધું, ને લીધું મારું રૂપ;
રાજાની કન્યા પરભવી, પરદલ કોપ્યો ભૂપ. અર્જુન૦
મેં ત્યા જઈને શુ કર્યું ? મારું તેજ મૂક્યુ માય;
પરદલનો પરાજય કર્યો, મારું બિરદ પાળ્યુ ત્યાય. અર્જુન૦
અજામેલ તે મહા પાતકી, માભિકી ગુણકા જેહ;
જે સ્મરણ કરતા માહરુ, વૈકુંઠ પામ્યો તેહ. અર્જુન૦
ગજરાજને ગ્રાહે ગ્રહ્યો, ત્યા લીધું મારુ નામ;
ત્યા એક કરતા બેઉના, અર્જુન સીધ્યા કામ અર્જુન૦
હુમાં ને મારા ભક્તમા, અંતર ન હોય લગાર;
મુજ ભક્તને ઓળખે નહી, તે ભૂલી ભમે સંસાર. અર્જુન૦
મારા ભક્ત સુખી તો હુ સુખી, દુ ખી તો દુ ખી હુ જાણ,
મારા ભક્તને કોઈ પરભવે, તો મને લાગે બાણ. અર્જુન૦
છે સ્વર્ગ મૃત્યુ પાતાળમા, જળથળમા મારો વાસ,
સુણ ઇદ્રસુત તુજને કહુ, હુ ચકી અદકો દાસ. અર્જુન૦
હું જોગ યજ્ઞે નહિ મળું, નહિ તપ તીરથ કે દાન,
અર્જુન મહિમા જાણજે, મારું ભક્તિથી છે જ્ઞાન. અર્જુન૦
હુ ભક્તને સગે ફરુ, મને ભક્તનો આધાર,
અર્જુન મહિમા જાણજે, કહેતા ન આવે પાર. અર્જુન૦
હરિભક્ત મહિમા સુણી અર્જુન, પામ્યો હરખ અપાર,
મૂર્છિત થઈ અવનિ પડ્યો, નેત્રે વહે જળધાર અર્જુન૦
આ ગીતાને જે અનુભવે, જે ગાય નર ને નાર,
અર્જુન એવુ જાણજે, તે પામે પદ નિરધાર. અર્જુન૦
એ ભક્ત મહિમા માહરો, કોથી કળ્યો નવ જાય,
જેનું ભાગ્ય હોય તે અનુભવે, ધનદાસ ગીતા ગાય અર્જુન૦

## ૭૦ : ધનો ભગત

પદ ૧

રામબાણુ વાગ્યાં હોય તે જાણે (૨) (ધ્રુવ.)
ધ્રુવને વાગ્યાં પ્રહ્‌લાદને વાગ્યાં, ઠરી બેઠા ઠેકાણે;
ગર્ભવાસમાં શુકદેવજીને વાગ્યાં, વેદવચન પરમાણે. રામબાણુ૰
મોરધ્વજ રાજાનાં મન હરી લેવા, વહાલો પધાર્યા તે ઠામે;
કાશીએ જઈને કરવત મેલાવ્યાં, પુત્રપત્ની બેઉ તાણે. રામબાણુ૰
બાઈ મીરાં ઉપર ક્રોધ કરીને, રાણો ખડગ લઈ તાણે;
ઝેરના પ્યાલા ગિરધરલાલે, અમૃત કર્યો એવે ટાણે. રામબાણુ૰
નરસિંહ મહેતાની, હૂંડી સિકારી, બેપ કરી ખરે ટાણે;
અનેક ભક્તાને એણે ઉગાર્યાં, ધનો ભગત ઉર આણે. રામબાણુ૰

## ૭૧ : ધીરો

પદ ૧

જેને રામ રાખે રે, તેને કોણુ મારી શકે ? (ટેક)
અવર નહિ દેખું રે, બીજો કોઈ પ્રભુ પખે.[×] જેને૰
ચાહે અમીરને ભીખ મંગાવે, ને રંક કરે તે રાય;
થળને થાનકે જળ ચલાવે, જળ થાનક થળ થાય;
તરણાનો તો મેરુ રે, મેરુનો તૃણ કરી દાખવે. જેને૰
નિભાડાથી બળતાં રાખ્યાં, માંજારીનાં બાળ;
ટિટોડીનાં ઈંડાં ઉગાર્યાં, એવો છે રાજ રખવાળ;
અંતવેળા આવો રે, પ્રભુ તમે તેની તકે. જેને૰
બાણુ તાણીને ઊભો પારધી, સિંચાણો કરે રે તકાવ;
પારધીને પગે સર્પ ડસિયો, સિંચાણો શિર મહીં ઘાવ;
બાજ પડ્યો હેઠો રે, પંખી ઊડી ગયાં સુખે. જેને૰

× પખે=સિવાય

ગજ કાતરણી લઈને બેઠા, હરજી તો દીનદયાળ;
વધે-ઘટે તેને કરે બરાબર, સૌની લે સંભાળ;
ધણી તો ધીરાનો રે, હરિ તો મારે હીંડે હકે.* જેને૦

પદ ૨-રાગ કાફી

અકળ ગતિ તારી રે, પૂરણ બ્રહ્મચારી. (ટેક)
તારો મર્મ ન જાણે રે, જોગીંદ્ર મોટા જોગધારી. અકળ૦
અકળ ગતિ તારી અલબેલા, મર્મ ન જાણે ભેદ.
કર્મ દાન દયાળ દાખલા, હાર્યો વિરંચિના વેદ.
પાછા વળી લાવ્યા રે, અસમાને ઉતારી. અકળ૦
જઈ યજ્ઞમાં હરિએ અવનિ માગી, લઘુરૂપ ગોપાળ;
વામનરૂપ ધર્યું પાતળિયે, બળિને ચાંપ્યો પાતાળ;
પ્રભુ પેર ન જાણી રે, પ્રતિહાર રહ્યા પાલી. અકળ૦
પાણીમાં પાળ બાંધી પુરુષોત્તમ, રાવણ હણ્યો તતખેવ,
દશ મસ્તક હરિએ હાથે હણ્યાં, એવા દેવાધિદેવ;
જાનકીને લાવ્યા રે, રામાવતાર ધરી. અકળ૦
કોટિ કૌતુક કર્યાં કૃષ્ણજીએ, દાવાનળ પીધો દયાળ;
ધણી ધીરાના ધીરજવંત છો, ગોવર્ધન ધર્યો કૃપાળ;
કાળિનાગ નાથ્યો રે, ઉપર કરી અસવારી. અકળ૦

પદ ૩

કળિયુગ તો આવ્યો રે, દુનિયામાંથી ઘટી દયા. (ટેક)
મોટા મોટા મહાજન રે, લક્ષપતિ લોભી થયા. કળિયુગ૦
ધરતીમાંથી ધરમ ગયો, પાપનું વાધ્યું પૂર;
પરજન્ય તો પાંગળા થઈ વરસે, મેદની થઈ ચકચૂર;
ધરતીએ રસ ચોર્યો રે, વાવ્યા કણ વણસી ગયા. કળિયુગ૦

* હકે=સત્યને માર્ગે

શૂરાનુ શૂરાપણુ ગયુ, ગયુ સતીનું સત;
વેદી ભેદી પંડિત પુરાણી, સહુની મટી ગઈ મત;
કળજુગનું એવું કારણુ રે, લોભમાં લાગી રહ્યા. કળિયુગ૦

પૃથ્વીમાં પાખંડ પૂજાએ વિપ્ર કરે વેપાર;
સંન્યાસી ધન સંચરવા લાગ્યા, પતિવ્રતા નહિ નાર;
સત્ય ના જડે શોધ્યુ રે, અસત્યના ઓઘ થયા. કળિયુગ૦

છત્રપતિ તો વાચાને ચૂકે, તે દુઃખ કોને કહેવાય?
કથા તો કુપાત્રની સુણશે, પ્રશ્ન તો ગરોડાને પુછાય;
દાસ ધીરો કહે છે રે, જ્ઞાની તે તો અંધ થયા. કળિયુગ૦

## પદ ૪–કાફી

સલિલ મન સંકટ રે, હરિભજનમાં ભંગ પાડે (ટેક)
તજીએ સંગ તેનો રે, બુદ્ધિ તો બીજાની બગાડે. સલિલ૦
દૂધ–સાકર વિષધરને પિવડાવીએ, તો ય ન મૂકે સુખથી ઝેર;
પાલણુપોષણુ એનુ નિત નિત કરીએ, કો દિન કરે કાળો કેર;
જાતિનો સ્વભાવ ન ટળે રે, પોત તો પોતાનુ દેખાડે. સલિલ૦

જે ઘર હરિભજન નહી, તે ઘર કહીએ સમશાન;
કથા–કીર્તન કાને ન સાભળે, તે નર પશુ પ્રમાણુ;
ધિક્ ધિક્ એની જનની રે, એવા પુત્રને શીદને જિવાડે. સલિલ૦

સો સો વાર એને સંત સમજાવે, મૂરખ ન માને લગાર;
દૂધે ધોયા કોયલા, ઊજળા નવ હોય અંગાર;
જેનો અસલ રંગ કાળો રે, તેને બીજો રંગ કોયે ન ચડે. સલિલ૦

ગુરુનિંદી વેશ્યાવાદી, તે નર સાફ અજ્ઞાન કહેવાય;
દાસ ધીરો કહે એની પાસ ન વસીએ, કેદી સંગતનાં ફળ થાય;
અદીઠ મુખ એનુ રે, કૂવામા ઘાલી વરત વાઢે. સલિલ૦

### પદ ૫ ( અવળવાણી )

સંત મળે સાચા રે, અગમની તે ખબર કરે. (ટેક)
ભાવે ભેટું તેને રે, સરવે મારુ કારજ સરે. સંત૦
ઊલટી સરિતા પડે ગગન પર, વિના વાદળ વરસાય;
વિના આભ વીજળી ચમકે, ગેબી ગર્જના થાય;
ધીરે ધીરે વરસે રે, વરસીને અભર ભરે સંત૦
તેતરડે સિંચાણો પકડ્યો, સસે સપડાવ્યો સિંહું;
કાયર ખડગ કાઢીને દોડ્યો, ત્યારે શૂરે પાડી ચીહુ,
માજારી ચૂવે મારી રે, ચૈયતશુ રાજા ડરે સંત૦
વિના વાજિંત્ર વાજાં વાજે, વિના કંઠ હોય ગાન,
દો કર વિના તાળી વાજે છે, તોલ વિના જડે માન;
વિના વાડી પુષ્પ જ રે, પદ્મ વિના ભ્રમર ફરે સંત૦
વિદેહની વારતા મરજીવા, માનીમાની હરખાય;
ગુરુગમવાળા સત મળે તો, તેને લળીલળી લાગું પાય;
દાસ ધીરો કહે છે રે, ત્યારે તો મારું મનડું ઠરે સત૦

### પદ ૬

મન તુંહી તુંહી બોલ રે, આ સુપના જેવુ તન તારું. (ટેક)
અચાનક ઊડી જાશે રે, જેમ દેવતામા દારૂ. મન૦
ઝાકળજળ પળમા વળી જશે, જેમ કાગળ ને પાણી,
કાયાવાડી તારી એમ કરમાશે, થઈ જાશે ધૂળધાણી,
પાછળથી પસ્તાશે રે, મિથ્યા કરી મારુંમારું. મન૦
કાચનો કુપો કાયા તારી, વણસતા ન લાગે વાર;
જીવ-કાયાને સગાઈ કેટલી ? મૂકી ચાલે વન મોઝાર,
ફોગટ ફૂટ્યા ફરશુ રે, ઓચિંતુ થાશે અંધારું. મન૦

જાયુ તે તો સરવે જાવાનું, ઊગરવાનો ઉધારો;
દેવ, ગંધર્વ, રાક્ષસ ને માણુસ, સઉને મરણુનો મારો;
આશાનો મહેલ ઊંચો રે, નીચું આ કારભારું. મન૦

ચંચલ ચિત્ત ચેતીને ચાલો, ઝાલો હરિનું નામ;
પરમારથ જે હાથે તે સાથે, કરો રહેવાનો વિશ્રામ;
ધીરો ધરાધરથી રે, નથી કોઈ રહેનારું. મન૦

પદ ૭

ખબરદાર મનસૂબાજી, ખાંડાની ધારે ચડવુ છે. (ટેક)
હિંમત–હથિયાર બાંધી રે, સત્ય લડાઈ એ લડવુ છે. ખબરદાર૦

એક[1] ઉમરાવને બાર[2] પટાવત, એક–એક નીચે ત્રીસ–ત્રીસ;
એક ધણીને એક એક ધણિયાણી એમ, વિગતે[3] સાતસો ને વીસ;
શો સરદારે ગઢ ઘેર્યો રે ? તેને જીતી પાર પડવું છે. ખબરદાર૦

પાંચ પ્યાદલ તારી પૂઠે ફરે છે, ને વળી કામ ને ક્રોધ;
લોભ, મોહ ને માયામમતા એવા, જુલમી જોરાવર જોધ;
અતિ બલિષ્ઠ સવારી રે, એ સાથે આથડવુ છે. ખબરદાર૦

પ્રેમપલાણુ ધરી જ્ઞાનઘોડે ચડી, સદ્‌ગુરુ–શબ્દલગામ,
શીલ, સંતોષ ને ક્ષમાખડ્‌ગ ધરી, ભજનભડાકે રામ;
ધર્મઢાલ ઝાલી રે, નિર્ભય નિશાને ચડવુ છે. ખબરદાર૦

સૂરત નૂરત ને ઇંગલા પિંગળા, સુષુમ્ણા ગંગાસ્નાન કીજે;
મનપવનથી ગગનમંડળ ચડી, ધીરા સુધારસ પીજે;
રાજ ઘણું રીઝે રે, ભજન વડે ભડવું છે.[4] ખબરદાર૦

---

૧ વર્ષ. ૨ માસ ૩ દિવસ તથા રાત્રિઓ મળીને
૪ ભડવુ છે=સૂઝવું છે,

પદ ૮

મુનિજન મોહ્યા રે મસ્તાની માયા;
બંધને બંધાયા રે, રંક ને રાણીજાયા. (ટેક)

મોટા મોટા નર વીંધાણા, ધીરવીર સમરથ શૂર;
જોગી જંગમ જતિ શેવડા, ચોળી કર્યા ચકચૂર;
સંન્યાસી ને સ્વામી રે, લાલચમા લપટાયા. મુનિજન૦

ખપ કરીને ક્ષત્રી રે ખાધા, બ્રાહ્મણ, શૂદ્ર ને વૈશ્ય;
નાદી ભેદી પંડિત પુરાણી, પછડાયા પરમહંસ;
વિવેકના સાગર રે, વિષયમાં વીંટાયા. મુનિજન૦

પારાશર સૌભરી પુરંદર, નારદને વશ કીધ;
ચંદરમા ચિત્તમા લલચાયા, લક્ષણવંતા લૂંટી લીધ;
એકલશૃંગી ઋષિ રે, ઓળમા અટવાયા. મુનિજન૦

વિશ્વ બધું છે એના વશમા, મોહ્યા ચૌદે લોક;
બ્રહ્મા શિવ સનકાદિક મોહ્યા, એની આગળ ડહાપણ ફોક;
દાસ ધીરો કહે છે રે, કોણ માનવકાયા ? મુનિજન૦

પદ ૯

થાણદાર થયા રે, થાણાને રાખો ઠેકાણે. (ટેક)
દુર્લભ દેહનગરી રે, માંહી બેઠો માણે. થાણદાર૦

કૂડા પાંચ-પચીસ ઠગારા, રૈયતને રંજાડે;
ચંચળ ચોર કરે માંહીં ચોરી, ભવન બહુ ભંજાડે;
ધરપત ન ધારે રે, ધરાયો નહિ ભરે ભાણે. થાણદાર૦

સત્ય ધરમરૂપી પટાવાળા, હુકમ કરો તો બાંધી આણે;
તસ્કર સઘળાને વશ કરીને, નાખીને બંધીખાણે;
દંડ દઈ તેને રે, ઘાલો અવળે ઘાણે. થાણદાર૦

છૂપી રહ્યા છે દોતિયા બે રૂડા, તેને તું નવ જાણે;
જે જે કર્મ કરો છો પ્રતિદિન, તે લખી લેશે તે ટાણે;
દફતર દેશે ધણીને રે, હિસાબ લેશે દાણેદાણે. થાણદાર૦
પાંચ પ્રકૃતિના કર શુભ બાંધી, વૃત્તિ રાખો થિર થાણે;
ધીંગો ધણી છે દાસ ધીરાનો, એને ઓળખી લેજો એ એંધાણે;
અવિચળ ગાદી આપે રે, આપ રૂપ પ્રમાણે. થાણદાર૦

પદ ૧૦–રાગ કાફી

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહીં. (ટેક)
અજાજૂથ* માંહે રે, સમરથ ગાજે સહી.+ તરણા૦
સિંહ અજામાં કરે ગર્જના, કસ્તૂરી મૃગ રાજંન;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ઠમાં હુતાશન;
દધિ ઓથે ઘૃત જ રે, વસ્તુ એમ છૂપી રહી. તરણા૦
કોને કહું ને કોણ સાંભળશે ? અગમ ખેલ અપાર;
અગમ કેરી ગમ નહીં રે, વાણી ન પહોંચે વિસ્તાર;
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહીં. તરણા૦
મન–પવનની ગતિ ન પહોંચે, અવિનાશી રે અખંડ;
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મ પૂરણ, જેણે રચ્યાં બ્રહ્માંડ;
ઠામ નહીં ઠાલો રે, એક અણુમાત્ર કહીં. તરણા૦
સદ્‌ગુરુજીએ કૃપા કરી ત્યારે, આપ થયા રે પ્રકાશ;
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ;
દાસ ધીરો કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુંહીં તુંહીં. તરણા૦

પદ ૧૧

અંતે સંતને તેડાવે રે, હરિનું ભજન કરવા;
કરમાં માળા આલી રે, મૂરખ જ્યારે સૂતો મરવા. (ટેક)

* અજાજૂથ=બકરાંનું ટોળું. + સહી=સિંહ.

નાનપણે ઘરધંધામાં ધાયો, વૃદ્ધપણે હરિગુણ ગાય;
ઘર લાગ્યું ત્યારે કૂવો ખોદાવે, એ અગ્નિ કેમ ઓલવાય ?
જીતી બાજી હાર્યો રે, પથ્થરને નાવે બેઠો તરવા. અંત૦

અંતસમે છાપાં-તિલક બનાવે, ભૂલી ગયો જ્યારે ભાન;
એરણની ચોરી, સોયનું દાન, એમ કેમ આવે વૈમાન ?
ગુરુજ્ઞાન ના'વ્યું રે, બુદ્ધિ તારી ગઈ ચરવા. અંત૦

જુવતી નારીને જેવી પુરુષની આશા, એમ હરિ ભજે ફળ થાય;
વૃદ્ધ નારીને નહિ પુત્રની આશા, એનો એળે જનમ વહી જાય;
હરિને બેઠો ઠગવા રે, એંશી વરસે વર વરવા. અંત૦

વીસ વર્ષે વિશ્વંભર મળે, ભક્તિ કરે લય જાય;
હરિશું ધાયા તે બહુ કમાયા, તેને મળિયા નિરંજનરાય;
દાસ ધીરો કહે છે રે, મથ્યા ચોરાશી ફરવા. અંત૦

પદ ૧૨

મારે તમ સાથે રે, વા'લા મારા પ્રીત ઘણી;
એવા ભાવે હરિ ભેટો રે, સુજને તમે રાંક ગણી. (ટેક)
દ્રૌપદી રાણી સભામાં આણી, ખેંચવા માંડ્યાં ચીર,
નવસેં નવાણું ચીર નવાં પૂર્યાં, કેણે ન દીઠાં શરીર;
એ લજ્જા તમે રાખી રે, પાંડવોની નારતણી. મારે૦

પ્રહ્લાદની પ્રભા પાળી, ધરિયાં નરસિંહ રૂપ,
સ્થંભમાં વા'લો પોતે પ્રગટ્યા, થરથર કંપે ભૂપ;
હિરણ્યકશિપુને માર્યો રે, વા'લે મારે હાથે ધણી. મારે૦

સુદામાજીનાં દારિદ્રય ટાળ્યાં, ભવમાં ભાંગી ભીડ,
અષ્ટમા સિદ્ધિ આલી વળી, આલી છે નવનિધ;
કર્યા મોલ કંચનના રે, ફરી જાણે દ્વારામતી. મારે૦

નરસિંહ મહેતાની હૂંડી સ્વીકારી, હોડે આવ્યો છે હાર,
સંતને પરણાવવા પોતે, આપ થયા વિશ્વાધાર;
રૂપિયા રોકડા રે, ગિરધરે આપ્યા ગણી. મારે૦
આ વેળાની અરજો અમારી, તમે માની લ્યોને મહારાજ,
ગરીબગુરખાં શરણે આવે, બાંહ્ય ગ્રહ્યાની લાજ;
એમ દાસ ધીરો કહે છે રે, પ્રભુ મારા તું યે ધણી. મારે૦

પદ ૧૩

હેતે હરિરસ પીજીએ, ગુણ ગાઈ લ્યો ગોવિંદ રે. (ટેક)
ત્રિવિધના તાપને ટાળવા, અંગે આણી આનંદ રે;
જીવો માણીગર બંધવા, સર્વે સંતોને રામ રામ છે. હેતે૦
કઠણ વેળા છે કાળની રે, મરણ મોટેરું ભાર;
આમાંથી કોઈ નહીં ઊગરે, જાશે બુઢ્ઢા ને બાળ રે. હેતે૦
મરનારાને તમે શું રૂવો રે, નથી રોનારાં રહેનાર;
જાયાં તેટલાં નહિ જીવે, જાશે તેનીયે જણનાર રે. હેતે૦
માળી ચાલ્યો ફૂલ વીણવા રે, કળીઓ કરે છે વિચાર;
આજુનો દિન રળિયામણો, કાલે આપણ શિર ભાર રે. હેતે૦
ધીરો રમે રંગમોલમાં રે, રમે દિવસ ને રાત;
અંતકાળે જવું એકલું, સાથે પુન્ય ને પાપ રે. હેતે૦

પદ ૧૪

કઠણ ચોટ છે કાળની રે, મરણ મોટેરો માર;
કંઈક રાણા ને કંઈક રાજિયા, હાં રે મેલી ચાલ્યા સંસાર;
હેતે હરિરસ પીજીએ.
જાયા તે તો સર્વે જશે રે, કોઈ કેડે કોઈ મોર;
રંગ પતંગનો ઊડી જશે, હાં રે જેમ આકડાનો થોર;
હેતે હરિરસ પીજીએ.

કેના છોરું ને કેનાં વાછરું રે, કેનાં માય ને બાપ?
અંતકાળે જવું એકલું, હાં રે સાથે પુણ્ય ને પાપ;
હેતે હરિરસ પીજીએ.
સંસાર ધુમાડાના બાચકા રે, જોતાંજોતાં જનાર;
મરનારાને તમે શું રૂવો? હાં રે રોનારાં ક્યાં રહેનાર?
હેતે હરિરસ પીજીએ.
દાસ ધીરો રમે રંગમાં રે, રમે દિવસ ને રાત;
હું ને મારું મિથ્યા કરો, હાં રે રમો પ્રભુ સંગાથ;
હેતે હરિરસ પીજીએ.

પદ ૧૫

ફૂલ્યો શું ફરે છે, ભૂલ્યો ભવકૂપમાં પડ્યો;
મનુષ્યદેહરૂપી રે, ખોયો મણિ હાથ ચડ્યો. (ટેક)
ડાહ્યો થઈ દુનિયામાં ફરે છે, તેણે શું સર્યું તારું કાજ?
જાણી લેજે જવું પલકમાં, પાણી પે'લી ચણ પાજ;
ડહાપણમાં તારી ધૂળ રે, જો જીવ જમ-હાથે ચડ્યો. ફૂલ્યો૦
વાંકી ચાલ પર વાટ જ ઊઠી, નરકની ગતિએ સંચર્યો;
મિથ્યા જનની ભારે મારી, એવો જનમ ધર્યો ન ધર્યો;
જોને જરા જાગી રે, અવસર અમૂલ હાથે ચડ્યો. ફૂલ્યો૦
શું થયું સંપત્તિ ઘણી મળી, મળ્યે મોટાં ઘરબાર?
નિશ્ચય થઈને હરિ નવ ભજિયા, ધિક્ પડ્યો અવતાર;
ધિક્ તારું જીવ્યુ રે, વિધિએ તને શાને ઘડ્યો? ફૂલ્યો૦
મનમાં લે શિખામણ માહરી, મમતા મૂકી પરી;
કર સ્મરણ તું સરજનહારનું, જનમ સફળ લે કરી;
દાસ ધીરો જાણે રે, સૌથી તું સરસ નીવડ્યો. ફૂલ્યો૦

પદ ૧૬

હોલોહોલી કહે છે રે, પ્રભુજી મારી વારે ચડો;
બચ્ચાં મારાં માંહે રે, તળે આવી ભીલ ખડો. (ટેક)

બાણુ તાણીને ઊભો પારધી, ઉપર આવ્યો બાજ;
પોલારમાંથી સર્પ નીસર્યો, તેણે તો સરિયાં કાજ;
ગરુડને ગામી રે, હરિ બિરદદાર બડો. હોલો૦
વિનતિ સુણી વિઠ્ઠલ પરવરિયા, સાપ માંહે નિરવાણુ;
ભિલ્લને ડેસતાં પારધીના, તત્ક્ષણુ લીધા પ્રાણુ;
બાણુ છૂટયું ત્યાંથી રે, બાજ આવી હેઠો પડ્યો. હોલો૦
જુએ હરિ કેવા સંકટમોચન, બચ્ચાં બચાવ્યાં કૃપાળ;
કાળું કરનારનું કરતો કાળું, એવો એ દીનદયાળ;
કાળનો કાળ કાળો રે, પ્રહલાદની વારે ચડ્યો. હોલો૦
કઠણુ વેળાએ કારજ કરશે, ભજન કરો ભય જાય;
સ્વામીસેવાનું ફળ અમોલે, અંતસમે કરે સહાય;
સહાય હરિ ધીરા રે, કાળ સામો તડૂકયો. હોલો૦

પદ ૧૭

કપોતિની કહે છે રે, કંથ મારું કહ્યું કરો;
સિંચાણાનો ભય છે રે, પારધીએ બાણુ ભર્યાં. (ટેક)
અહીંથી ઊડી અળગાં રહીએ, આ દેશ તજી ઉપદેશ;
મમ વચન પિયુ મારું રે માનો, અસત્ય નહિ લવલેશ;
પ્રમાદ પ્રભુ મૂકો રે, રાંક વેણુ રૂદે ધરો. કપોતિની૦
કપોત કંથ કહે કાયર કામની, હોનાર પદારથ હશે;
શત્રુનું સાલ સેંજમાં ટળશે, કરતારનું કર્યું થશે;
હૃદયે હરિ રાખો રે, કૃષ્ણુ કૃષ્ણુ ઉચ્ચરો. કપોતિની૦
જીવ જાયે ઘટોઘટ ગોવિંદ, પલકે અંક પ્રમાણુ;
ડગમગતા તમે દિલથી રે ટાળો, સંભારો સારંગપાણુ;
ચિંતા નવ રાખો રે, દિલથી ના ડરો ડરો. કપોતિની૦

અહિ ડસ્યો પારધીને પાયે, છૂટયું બાણુ તે વાર;
ઊડયું શિર સિંચાણા કેરું, એવા કૃષ્ણ કૃપાળ કરતાર;
ભાવે ગુણ ભાખો રે, ભવજળ તરો તરો. કપોતિની૦
તન તરુવર પ્રાણ પંખડો, નિવૃત્તિ કપોતની નાર;
અહંકાર અહિ ને જરા પારધી, ક્રોધ સિંચાણો નિરધાર;
ધીરા મુકુંદ મધુસૂદન રે, પલક ન રાખો પરો. કપોતિની૦

## ૭૨ : નઝીર

### પદ ૧–ગઝલ

યહ દીદ ફક્ત મંજૂર જિન્હે, વોહ હો કર જબ બેકલ નિકલે,
આ પહોંચે ઉસકે કૂચમેં, જો લે કર દિલ ચંચલ નિકલે;
ક્યા કામ ઉન્હેં જો હંસ બોલે, કયા શોખીમેં અચપલ નિકલે,
હુએ મકસદ જિનકે દેખનેસેં, વો ઘરસે જબ એક પલ નિકલે.
ટુક દેખ લિયા,દિલ શાદ કિયા,ખુશ વક્ત હુએ ઔર ચલ નિકલે.(ટેક)
ના પૂછા ઉસને કઓન હો તુમ, ના અપને જીકી બાત કહી,
ના કરના કુછ ઇનકાર પડા, ના કહેના ઠઓરા યુંહિ સહી;
જબ છોડી ખ્વાહિશ બોસેકી, ફેર કાહે કો દુશનામ સહી,
જબ સનમુખ હો ગએ ચંચલસે, સબ છોડ હવસ યેહ બાત રહી. ટુક૦
બેચએન હુવા દિલ સીનેમેં, ઘર દેખનેમેં કુછ દેર હુઈ,
ઘબરા કે નિકલે બેબસ હો, ઔર શઓકકી ઘેરાઘેર હુઈ;
બાઝાર ગલી ઔર કુચેમેં, હર સાઅત ફેરાફેર હુઈ,
થી ચાહ નઝર ભી દેખનેકી, જિસ જાગા પર મટ ભેર હુઈ. ટુક૦
ના ખ્વાહીશ પાસ બિઠાનેકી, ના મિન્નત લુત્ફ ખિલાનેકી,
ના ગરઝ કિસીકે મિલનેકી, ના હાજત પાન ચબાનેકી;
હએ જીમેં ચાહ ભરી અએસી, જું શમાસે હો પરવાનેકી,
જિસ જાગા પર મઠ ભીડ હુઈ, હુએ તરઝ યેહિ મિલ જાનેકી. ટુક૦

બેતાબી દિલ કે બીચ રખી, ઔર ખાતર રંજ આયાત રખી,
ના કામ રખા મિલ બએઠનેસે, ના ઔર મતલબકી ઘાત રખી;
યક હર્ફ ના લાએ હોંટો પર, ધુન દેખનેકી દિનરાત રખી,
જબ સામને આ ગએ દિલબર કે, મંજૂર યેહી યક બાત રખી. ટુક૦
એક માન નહીં કલ પડતી હએ, હર આનકે જબ તક લાનેમેં,
ના દાખિલ જહીડકી ખાનેમેં, ના શામિલ નાઝ ઉઠાનેમેં;
ના અયમા ના તસરીહ રહી, કુછ દિલકા હાલ જીતાનેમેં,
બસ એક ગરઝ હમ રખતે હએ, યેહ ઇસ્તક આને-જાનેમેં. ટુક૦
હએ હુસ્નભી ઉસકા નાઝ ભરા, ઔર આન અદાભી પાઈ હએ,
સર પાંવસે લે ઉસ ચંચલમેં, સવ ઝીનત ઔર ઝેબાઈ હએ;
જબ ઘરસેં વોહ દિલબર નિકલે, દિલ દેખનેકા શએદાઈ હએ,
હમકો તો નઝીર ઉસ ઉલ્ફતમેં, અબ તર્ઝ યેહિ બન આઈ હએ.

પદ ૨

પડ ઇલ્મ ગએ ઈસ દુનિયામેં, ગરહમ કાઝિર ઈદરાક હુએ,
ઔર લાદ કિતાબેં ઊંટો પર, પુર માની કે દુરરાક હુએ;
માકૂલ પડે મનકૂલ પડે, હર મંતિકમે ચાલાક હુએ,
યા જિતને ઇલમકે દરિયા હએ, ઉન દરિયા કે પએરાક હુએ;
સબ જીતે જી કે ઝગડે હએ, સચ પૂછો તો કયા ખાક હુએ (ટેક)
જબ મઓતસેં આકર કામ પડા, સબ કિસ્સે કઝયે પાક હુએ,
રમ્માલ નજૂમી જફ્રી હો, યા ગએબોકે અહકામ કહે;
કુલ તારે છાન લિયે સારે, ઔર ફેંકે તખ્તો પર કુર રે,
મુંહ દેખ અજલકી શિકલોંકા, સબ દાખિલ ખારિજ ભૂલ ગએ;
ના રમલ જફ્ર કુછ પેશ ગએ, ના તખ્તે કુરરે કામ આએ. સબ૦
મશહૂર હકીમ ઔર બઈદ હએ, યા પડકર ઇલમ તીબાબતકા,
દાલાન કિતાબોંસે રોકા, ઔર નુસખોસેં સંદૂક ભરા;
જબ મઓત મરઝને આન લિયા, સબ ભૂલે નબઝ ઔર કારૂરા,
ગો નુસખે લાખ મુજરીબ થે પર, કામ ન આયા એક નુસખા. સબ૦

લે હાથ કલમ ઔર બાધમી પર, ગર હુએ સિપાહી મુતસદ્દી,
દિનરાત લડે ગર કાગઝસે, શમશીર ખીંચી ઔર કલમ ચલી;
જબ કીટકે કઝાને હર્ફ લિખા, ઔર સએફ અજબકી આ ચમકી,
યાં દફતરે દઈમો હુનર ડૂબે, વા તેગ મીર પર ભી તૂટ પડી. સબ૦
યા કોઠી કર કર શેઠ હુએ, યા ખોદ ઝમી કો ખેતી કી,
લિખ ડાલે બહિયા લાખોકી, ઓ ડાલી ધરતી બૂરી ભલી;
જબ હુંડી આઈ માલિકકી, ઔર આ કર જમકી લેઠ લગી,
યાં કોઠી કોઠે બએઠ ગયે, વાં ખેતીવાડી ખેત લગી. સબ૦
યા મસ્ત શરાબી રીધ હુએ, યા ઝાહિદ ના મકદૂર હુએ,
યા પી કર મએ દિલશાદ હુએ, યા ચલવનમેં મસરૂર હુએ;
જબ ઉમર કે પ્યાલો દોનોમેં, આ સાઅત પર મામૂર હુએ,
યા જુબ્બા તસબીહ દૂર હુઈ, વાં પ્યાલે શીશે ચૂર હુયે. સબ૦
ઈસ દુનિયાકી ધન દવલતમેં, ગર શાહ સુલેમાં જાહ ચલે,
યા ઠએરે મીરો વઝીર આઝમ, યા રાજા બન કર આહ ચલે;
મુંહ દેખ અજલ કે લશકરકા, તબ લેકર ઘરકી રાહ ચલે,
નઈ હાથી ઘોડે સંગ ગએ, ના તખ્ત છતર હમરાહ ચલે. સબ૦
સબ છોડ ફકિર આઝાદ હુએ, યા દુનિયાદારી લૂટ ગયે,
યા શાલ દુશાલે ઓઢ ફિરે, યા ઉજલે પએવંદ ગૂટ ગયે;
સંગ ઔર કઝા કે સોટેસે, સર દોનોં કે જબ ફૂટ ગયે,
યાં સએવી તાગે દૂટ ગયે, વાં જામે તન કે છૂટ ગયે. સબ૦
યા હાકિમ યા મહકુમ હુએ, યા આકિલ યા માકૂલ હુએ,
યા ખાદિમ યા મખદુમ હુએ, યા જાહિલ યા મજહૂલ હુએ;
અરદાર હુએ, સરદાર હુએ, મરફૂદ હુએ મકબૂલ હુએ,
કુછ ઓર ન દેખા આખિર કો, સબ અંત ઉમીમેં ધૂલ હુએ. સબ૦
નક્કારા મુસવ્વર ઝર ગર થે, યા હાથ તબર ઔર તેશે થે,
યા ફેરેસે દૂકાન બસી, યા જંગલ જંગલ બેશે થે;

જો ઇલ્મો હુનર હમ સીખે થે. ઔર જિતને અપને પેશે થે,
બસ ઔર નઝીર અબ કયા કહિયે? સબ નાહક કે અંદેશે થે. સબ૦

પદ ૩

અપને ગમ ખ્વારોંસે કોઈ આન હંમ લે બોલ લે,
દર્દમંદોંકા નિકાલ અરમાન હંમ લે બોલ લે;
ફેર કહાં યેહ દિલબરી યેહ આન હંસ લે બોલ લે,
દમ ગનીમત હુએ અરે નાદાન હંસ લે બોલ લે;
માંન લે કહેના મેરા અએ જાન હંમ લે બોલ લે. (ટેક)
હુસ્ત યેહ દો દિનકા હુએ મેહમાન હંસ લે બોલ લે.
આજ તુજહકો હકને દી હુએ હુસ્ન ખૂબી બહાર,
ચાહને વાલેસે કર લે કુછ સુલુકો મહેર પ્યાર;
ગોંદના બીજલીકા ઔર જોબનકા મત ગીન એતિબાર,
કાઠકી હાંડી નહીં ચડતી હુએ પ્યારે બાર બાર. માન૦
અબ તો યેહ મુંહ હુએ પીઆરે ફેર ધતુરા આખ હુએ,
આજ યેહ ગુલશન ખિલા હુએ કલકો સૂખા સાખ હુએ;
જો ઊઠા શોલા ભભૂકા આખીરશકો રાખ હુએ,
ચાર દિનકી ચાંદની ઔર ફેર અંધેરા પાખ હુએ માન૦
ઈસ કદર મત કર મેરી જા અપને જોબન પર ગુમાં,
યેહ નહીં રહેતા સદા કાફિર કીસિકે પાસ હાં;
જબ ગિરે દાંત ઔર પડે ચહેરે કે ઉપર ઝુરીયાં,
ફેર યેહ હંસના બોલના ફેર યેહ અચ પલયા કહાં. માન૦
અએસા કોઈ હુસ્નવાલા આહ તું હમકો બના,
જિસકી ખૂબીકા હમેશાં એક સા આલમ રહા;
કયું ખફા હોતા હુએ હમસે યાદ રખ અએ દિલરૂબા,
હાથ આતા હુએ નહીં કાફિર યેહ જોબન જબ ગયા. માન૦

કયા હમારા હાલે દિલ ખૂબી તુઝ્હે કહેતી નહીં,
યા હમારી ચાહ તેરે નાઝકો સહેતી નહીં;
આહ ખેતી હુસ્ન કાફિરકી હરી રહેતી નહીં,
નાવ કાગઝકી હુએ પ્યારે યેહ સદા બ્હેતી નહીં. માન૦
કએસે કએસે ખુબરૂ યાં હો ગયે હુએં મેરી જો,
અપને ગમખ્વારોંસે કયા કયા કરગએ હુએં ખૂબિયાં;
તું જો રૂઠા રૂઠા હમસે રહેતા હુએ ના મેહેરબાં,
દેખ પછતાએગા ગાફિલ હુસ્ન પર મતકર ગુમાં. માન૦
હુસ્નકા આલમ સિતમગર હર ઘડી મિલતા નહીં,
ગુલ ભી ખિલ કર એક બારી જાન ફેર ખિલતા નહીં;
મુઝ્હસે તેરા રૂઠના હરદમકા અબ ઝીલતા નહીં;
દૂધ ઔર દિલ જબ ફટા પ્યારે યેહ ફેર મિલતા નહીં. માન૦
આજ તો આશકકા મેરી જાન તેરા પાંવ હુએ,
મીન્નતેં હોતી હુએં ઔર તેરે નહીં કુછ ભાંવ હુએ;
અબ યેહ માશૂકીકા સિક્કા આજ તેરે નાંવ હુએ,
ભૂલ મત ઈસ પર મિયાં યેહ ઢલતી ફિરતી છાંવ હુએ. માન૦
દિલ ગરીબોં કે જો પ્યારે તુઝ્હસે અબ દુઃખ પાએંગે,
લેક એક દિન તુઝ્હકો ભી ખુબાં યુંહીં કલ પાએંગે;
બાતકો હંસનેકો દે દે ઝિડકિયાં તરસાએંગે,
પાંડેજી પછતાએં તો વોહી ચનેકી ખાએંગે. માન૦
અપને અપને વક્તમેં કયા કયા પરીરૂ બન રહે,
ચાંદસે મુખડે રહે ઔર ગુલસે ઉનકે તન રહે;
ના કીસીકા ધન રહે ઔર ના સદા જોબન રહે,
ના સદા ફૂલે તુરાઈ ઔર ના સદા સાંવલ રહે. માન૦
અબ તો ચેહેરે પર હુએ તેરે હુસ્નો ખૂબીકી ઝ્હલક,
ખ્વાહ તું હંસ બોલ હમસે ખ્વાહ ગુસ્સા સો ઝ્હીડક;

લેક જબ જાતી રહેગી યેહ જ્હમક ઔર યેહ ચમક;
ફેર જો બોલેગા તો હર એક યું કહેગા ચલ ન બક. માન૦
અબ નઝીર આગે તેરે રહેતા હુએ હાઝિર સુબ્હો શામ,
પ્યારસે હુંસ લે બોલ પ્યારે પી મએ ઉલફતકા જામ;
ફેર કહાં યેહ દિલબરી યેહ અએશકી બાતેં કલામ,
કુછ ન રહેવેગા રહેગા આખીરશ અલ્હાહકા નામ. માન૦

પદ ૪

ગર બાદશાહ હો કર અમલ, મુલકોં ફિરા તો કયા હુવા?
દો દિનકા નરસિંગા બજા, ભુંભું હુવા તો કયા હુવા?
ગુલ શોર મુલકો માલકા, કોસોં હુવા તો કયા હુવા?
યા હો ફકિર આઝાદ કે, રંગોં હુવા તો કયા હુવા?
ગર યુ હુવા તો કયા હુવા, ઔર યું હુવા તો કયા હુવા? (ટેક)
દો દિન તો યેહ ચરચા હુવા, ઘોડા મિલા હાથી મિલા,
બએઠા અગર હોવે ઉપર, થા પાલકી મેં જા ચઢા;
આગે કો નક્કારે નિશાં, પીછે કો ફઓજોંકા પરા,
દેતા તો ફેર એક આનમેં, હાથી ન ઘોડા ના ગધા. ગર૦
યા દવલતો ઈકબાલ હુએ, પહેના ઝરી ઔર બાદલા,
મસનદ સુનેરી દી બિછા, કમખ્વાબકે તકયે લગા;
આખિર ન વોહ દવલત રહી, ના આપના વોહ ઘર રહા,
મસનદ કહીં જાતી રહી, તકયા કહીં ફિરતા ફિરા. ગર૦
યા અશરતોં કે ઠાઠ થે, ઔર એશકે અસબાબ થે,
સાકી સુરાહી ગુલબદન, જામે શરાબે નાબ થે;
યા બેકસીકે દર્દસેં, બેહાલ થે બેતાબ થે,
આખિર જો દેખા દોસ્તો, સબ કુછ ખિઆલો ખ્વાબ થે. ગર૦
થા એક દિન વોહ ધમકા, નિકલેગા જબ અસવાર હો,
હરદમ પુકારે થા નકિબ, આગે બઢો પીછે રહો;

યા એક દિન દેખા ઉસે, તનહા પડા ફિરતાહ એ વો,
બસ કયા ખુશી ક્યા નાખુશી વહ, સાહએ સબ અએ દોસ્તો. ગર૦
જબ હુશમતોકી શાનમે, કરતા થા કયા ક્યા શેખિયા,
હુરદમ તકબ્બુરકે સુખન હર, આનમે મગરૂરિયા;
ઔર ઊડ ગઈ દવલત યેહ ફેર, ઈસ બાતકી સખ્તી મ્હા,'
આ કર ફના હાઝિર હુઈ, સબ મિટ ગયે નામો નિશા ગર૦
યા ન્યામતે ખાતા રહા, દવલતકે દસ્તર ખ્વાન પર,
મેવે મીઠાઈ બા બઝે, હલવાએ તર શીરો શકર;
યા બાધ ઝોલી ભીખકી, ટુકડો કે ઉપર ધર નઝર,
હો કર ગદા ફિરને લગા, ટુકડેકી ખાતર દરબદર ગર૦
યા દવલતોકા આમને આકર થા એક દરિયા બહા,
લેકર ઝમીં તા આસમા દવલતમે ફિરતા થા પડા;
યા હોકે મુફલિસ બેનવા ફિરતા હે દાને માગતા,
જબ આ ગઈ સરપર અજલ એક દમમે સબ કુછ મિટ ગયા. ગર૦
ગર નાઓ ન્યામતમે રહા યાને કે વોહ ઝરદાર થા,
યા મુફલસીકે હાથસે મોહતાજ હો દર દર ફિરા,
જબ વક્ત ચલનેકા હુવા ના યેહ રહા ના વો રહા,
આયા થા જિસ અહવાલસે વ એસાહિ અખિલ ચલ બસા ગર૦
ગર એશ મુસીબતમે રહા, ઔર દૂસરા દિલ શાદ હુએ,
વા અએશો અશરતકે મઝે, હા નાલા ઔર ફરયાદ હુએ,
હા લઝ્ઝતે હા રાહતે હા, ઝુલ્મ હા બેદાદ હુએ,
કુછ રહે નહી જાતા મિયા, આખિરકો સબ બરબાદ હુએ ગર૦
જો અશરતે આ કર મિલી, તો વોહભી ભર જાના મિયા,
જો દર્દ દુ ખ આ કર પડે તો, વોહભી ભર જાના મિયા;
હા સૂખમે યા દુ ખમે ગઝર હામે ગુઝર જાના મિયા,
હા ચાર દિનકી જિંદગી આખિરકો મર જાના મિયા." ગર૦

અબ દેખ કિસકો વાદ હો, ઔર કિસપે આંખે નમ કરે,
યેહ દિલ બિચારા એક હુએ, કિસ કિસકા અબ માતમ કરે;
હ્યાં દિલકો રોવે બએઠ કર, યા દર્દો દુઃખકો કમ કરે,
હ્યાંકા યેહી તોફાન હુએ, અબ કિસકી જૂતી ગમ કરે. ગર૦
ગર તું નઝીર અબ મર્દ હુએ, તો જાલમેં ભી શાદ હો,
દસ્તારમેં ભી હો ખુશી, રૂમાલમેં ભી સાદ હો;
આઝાદગી ભી દેખ લે, જંજાલમેં ભી શાદ હો,
ઈસ હાલ મેં ભી શાદ હો, ઉસ હાલ મેં ભી શાદ હો ગર૦

પદ ૫

કયા ઇલ્મ ઉન્હોને શીખ લીએ, જો બિન લિખેકો બાંચે હુએ,
ઔર બાત નહિ મુંહમે નિકલે, બિન હોઠ હિલા જો જાંચે હુએ;
દિલ ઉનકે તાર સિતારોં કે, તન ઉનકે તબલ તમાચે હુએ,
મુંહ અંગ બનાં દિલ સારંગી, પા ઘુંગરુ હાથ કમાંચે હુએ;
હુએં રાગ ઉન્હિકે રંગ ભરે, ઔર ભાવ ઉન્હિકે સાંચે હુએ,
જો બેગત ઔ સુરતાલ હુએ, બિન તાલ પખાવજ નીચે હુએ. (ટેક)
કુલ બાજે બજ કર ટુટ ગયે, આવાઝ લગી જબ લહેરાને,
ઔર છુમ છુમ ઘુંગરુ બંદ હુએ, તબ ગતકા અંત લગે પાને;
સંગીત નહીં યેહ સંગત હુએ, નટવી ભી જીસસે નટ માને,
યેહ નાચ કોઈ કયા પહેચાને, ઉસ નાચકો નાચે સો જાને. જો૦
જબ હાથકો ધોયા હાથોંસે, જબ હાથ લગે થરકાનેકો,
ઔર પાવકો ખીંચા પાવોંસે, જબ પાવ લગે ગત પાનેકો;
જબ આંખ ઉઠાઈ હસ્તીસે, જબ નએન લગે મટકાનેકો,
સબ કાછ ખચે સબ નાચ નચે, ઉસ રસયા છેલ રિઝાનેકો. જો૦
જો આગ જિગરમેં ભડકી હુએ, ઉસ મશઅલકી ઉજયાલી હુએ,
જો મુંહ પર હુસ્નકી ઝરદી હુએ, ઉસ ઝરદીકી સબ લાલી હુએ;

જિસ ગત પર ઉનકા પાંવ પડા, ઉસ ગતકી ચાલ નિરાલી હુએ,
જિસ મજલિસમેં વોહ નાંચે હુએ, વોહ મજલિસ સબસે ખાલી હુયે.
સબ ઘટનાં બડનાં ફેંક ઇધિર, ઔ ધ્યાન ઉધર પર ધરતે હુએ,
બિન તારાં તાર મિલાતે હુએ, જબ નરત નિરાલા કરતે હુએ;
બિન ગહેને ઝમક દિખાતે હુએ, બિન જોડે મનકો હરતે હુએ,
બિન હાથોં ભાવ બતાતે હુએં, બિન પાંવ ખડે ગતે ભરતે હુએ. જો૦
થા જિનકી ખાતર નાચ કિયા, જબ મૂરત ઉનકી આઈ ગઈ,
કહીં આપ ગયા કહીં નાચ ગયા, ઉડ તાન કહીં લહેરાઈ ગઈ;
જબ છેલ છબીલી સુંદરકી, જબ નયનો અંદર છાઈ ગઈ,
એક મોર છાગતસે આએ ગઈ, ઔરજોતમેં જોત સમાઈ ગઈ. જો૦
સબ હોશ બદનકા દૂર હુવા, જબ ગત પર આ સુરદંગ બજી,
તન ભંગ હુવા દિલ દંગ હુવા, સબ આન ગઈ એ આન સજી;
યેહ નાચે કઓન નઝીર અબ ય્હાં, ઔર કિસને દેખા નાચ બજી,
જબ બુંદ મિલી જા દરિયામેં, ઉસ તાનકા આખિર નિકલાજી. જો૦

પદ ૬

હુએ આશક ઔર માશૂક જહાં વ્હા શાહ વઝીરી હુએ બાબા,
ના રોના હુએ ના ધોના હુએ, ના દર્દ અસીરી હુએ બાબા;
દિનરાત બહારેં અહેલીં હુમેં ઔર ઇશ્ક સગીરી હુએ બાબા,
જો આશક હોવે સો જાને, યેહ ભેદ ફકીરી હુએ બાબા;
હર આન હંમી હર આન ખુશી, હર વક્ત અમીરી હુએ બાબા,
જબ આશક મસ્ત ફકીરી હુએ, ફેર કયા દિલગીરી હુએ બાબા. (ટેક)
હુએ ચાહ ફકીર એક દિલબરકી, ફેર ઔર કીસીકી ચાહ નહીં,
એક રાહ ઉસીસેં રખતે હુએ, ફિર ઔર કીસીસેં રાહ નહીં;
હ્યાં જિતના રંજો તરદુદ હુએ, હમ એકસે ભી આગાહ નહીં,
કુછ મરનેકા અફસોસ નહીં, કુછ જીનેકી પરવાહ નહીં. જબ૦

કુછ જુલ્મ નહીં, કુછ જોર નહીં, કુછ પાપ નહીં, ફરયાદ નહીં,
કુછ કુએદ નહીં, કુછ બંદ નહીં, કુછ સબર નહીં, આઝાદ નહીં;
શાગીર્દ નહીં, ઉસ્તાદ નહીં, વીરાન નહીં, આબાદ નહીં,
હએં જિતની બાતે દુનિયાકી, સબ ભૂલ ગયે કુછ યાદ નહીં. જબ૦
જિસ સીમ્ત નઝર ભર દેખે હએં, ઉસ દિલબરકી ફૂલવારી હએ,
કહીં સબઝેકી હરયાલી હએ, કહીં ફૂલોંકી ગુલકારી હએ;
દિનરાત મગન ખુશ બએઠે હએં, ઔર આસ ઉસીકી ભારી હએ,
બસ આપહી વોહ દાતારી હએ, ઔર આપહી વોહ ભંડારી હએ. જ૦
નિત અશરત હએ, નિત ફરહત હએ, નિત રાહતહએ નિત શાદી હએ,
નિત મહેરો કરમ હએ દિલબરકા, નિત દિલભી ખૂબ મુરાદી હએ;
જબ ઉમડા દરયા ઊલફતકા, હર ચાર તરફ આબાદી હએ,
હર રાત નઈ એક શાદી હએ, હર રોઝ મુબારકબાદી હએ. જબ૦
હએ તન તો ગુલકા રંગ બના, ઔર મુંહ પર હરદમ લાલી હએ,
જુઝઅએશો તરબ કુછ ઔર નહીં, જિસ દિનસે સુરત સંભાલી હએ;
હોંટોંમેં રાગ નમાશેકા ઔર ગત પર બજતી તાલી હએ,
હરરોઝ બસંતઔર હોલી હએ, ઔર હર એક રાત દિવાલી હએ. જ૦
હમ ચાકર જિસકે હુસ્નકે હએં, વોહ દિલબર સબસે આલા હએ,
ઉસનેહી હમકો જી બખશા, ઉસનેહી હમકો પાલા હએ;
દિલ અપના ભોલાભાલા હએ, ઔર ઈશ્ક બડા મતવાલા હએ,
ક્યા કહીએ ઔર નઝીર આગે, અબ કઓન સમઝનેવાલા હએ. જ૦

પદ ૭

દુનિયામેં અપના જી કોઈ બહેલાકે મર ગયા,
દિલ તંગિયોસે ઔર કોઈ ઊકતાકે મર ગયા;
આકીલ થા વોહ તો આપકો સમઝાકે મર ગયા,
બેઅકલ છાતી પીટકે, ગભરાકે મર ગયા;
દુખ પાકે મર ગયા, કોઈ સુખ પાકે મર ગયા,
જીતા રહા ન કોઈ, હરેક આકે મર ગયા. (ટેક)

દિનરાત રન મચી હુએ યહા ઔર પડી હુએ જગ,
ચલતે હુએ નિત અજલકે સના ગોલી ઔર તુફંગ;
જિસકા કદમ બડા વોહ મૂવા વહી બેદી રંગ,
જો જી છુપાકે ભાગા, તો ઉસકા હુવા યેહ રંગ;
વોહ ભાગતે મે તેગો તબર ખાકે મર ગયા.. જીતા૦

પએદા હુએ હુએ ખલ્કમેં, અબ જીતને જીઝ વકુલ,
યા ચુપ ગુઝારી ઊંમર વ યા ધૂમ કર ચોહુલ;
જબ આન કર ફનાને ખિલાયા અજલકા ગુલ,
કામ આઈ કુછ કીમીકો ખમોશી ન શોરો ગુલ;
ચુપકે કોઈ મૂવા કોઈ ચિલ્લાકે મર ગયા. જીતા૦

ગર લાખ અશરતોમે રહી દિલમે ધૂમધામ,
યા સબ મુસીબતોસે હુવા ગમકા ઈઝદે હામ;
આખીરકો જબ અજલને કિયા આન કર સલામ,
રંડી સડીકે ગમમેં કોઈ હો ગયા તમામ;
કોઈ હુર પરિયા છાતીસે લિપટાકે મર ગયા. જીતા૦

પઠ કર નમાઝ કોઈ રહા પાક બા વઝુ,
કોઈ શરાબ પીકે ફિરા મસ્ત હૂબહુ;
નાપાકી પાકી મઆેતકે ઠએરી ન રૂબરૂ,
કોઈ ઇબાદતોસે મૂવા હોકે સુર્ખરૂ;
નાપાક રૂ સિયાહ ભી પચતાકે મર ગયા. જીતા૦

કર દિલકે આઈનેકે તઈ સાફ એકબાર,
કરકે કુલુબ દિલપે કિયા અપને આશકાર;
જબ પએકને અજલકે કિયા આનકર ગુઝાર,
કામ આઈ રોશની ન કરામાતકી બહાર;
કામીલ ફકીર ખલ્કમેં કહેલાકે મર ગયા જીતા૦

બીલ ફર્ઝ ગર કીસીકો હુઈ યાદ કીમિયા,
યા મુફલસીમેં એકને ખૂને જિગર પિયા;
કોઈ ઝિયાદા ઉંમરસે એકદમ નહીં જિયા,
સૂખી કીસીને રોટી ચબા ગમમેં જી દિયા;
કલિયા પુલાવ ઝરદા કોઈ ખાકે મર ગયા. જીતા૦

પહેના કીસીને ખૂબ લિબાસ ઈતરકા ભરા,
યા ચીથડોંકી ગોદડી કોઈ ઓઢ કર ફિરા;
આખીરકો જબ અજલકી ચલી આન કર હવા,
પુલીકે જહાંપડી કો કોઈ છોડ કર ચલા;
બાગો મકાં મહેલ કોઈ બનવાકે મર ગયા. જીતા૦

ગેસુ બડાકે કોઈ મશાયખ હુવા યહાં,
યા બેનવા હો કોઈ હુવા સર મુંડા યહાં;
જબ મુરશદે અજલકા કદમ આયા દરમિયાં,
કોઈ તો લંબી દાડી લીએ હો ગયા રવાં;
મૂછેં ભવેં તલક કોઈ મુંડવાકે મર ગયા. જીતા૦

કોઈ મોતી ચાબતા હુએ, કોઈ મૃઠ ઔર મટર,
જિસ દમ કઝાને હાથમેં લી તેગ ઔર સીપર;
કામ આઈ કુછ ફકીરી ન કુછ તખ્ત ઔર છતર,
યેહ ખાક પર મૂવા વોહ મૂવા તખ્તકે ઉપર;
થી જએસી જિસકી કદર વોહ બતલાકે મર ગયા. જીતા૦

પીરો મુરીદો શાહો ગદા મીર ઔર વઝીર,
સબ આન કર અજલકે હુએ દામમેં અસીર;
મુફલીસ ગરીબ સાહેબે તાજો તર શરીર,
કોઈ તરસ તરસકે મૂવા ગમમેં અએ નઝીર;
કોઈ હઝારોં અએશકી ઠએરાકે મર ગયા. જીતા૦

પદ ૮

જો ફખરમે પુરે હએ, વોહ હર હાલમેં ખુશ હએ;
હર કામમેં હર દામમેં, હર જાલમેં ખુશ હએ;
ગર માલ દિયા યારને તો માલમેં ખુશ હએ,
બેઝર જો કિયા તો ઊમી અહેવાલમે ખુશ હએ.
ઈફ્લાસમેં ઈદબારમેં ઈકબાલમેં ખુશ હએ,
પૂરે હએં વોહી મર્દ જો, હર હાલમેં ખુશ હએ. (ટેક)
ચહેરેપે મલામત ન જિગરમેં અસરે ગમ,
માથેપે કહીં ચીં ન અમરૂમેં કહીં ખમ;
શિકવા ન ઝબર પર ન કલી ચશ્મ હુઈ નમ,
ગમમેંભી વોહી અએશ, અલમમેંભી વોહી દમ;
હર બાત હર અવકાત હર અફ્આલમેં ખુશ હએ. પૂરે૦
ગર ઉસને દિયા ગમ તો ઉસી ગમમેં રહે ખુશ,
ઔર ઉસને જો આતમ દિયા માતમમેં હે ખુશ;
ખાનેકો મિલા કમ તો ઊસી કમમેં રહે ખુશ;
જીસ તઓર રખા ઉસને ઉસ આલમમેં રહે ખુશ;
દુઃખ દર્દમેં આફાતમેં જંજાલમેં ખુશ હએ. પૂરે૦
જીનેકા ન અંદોહ ન મરનેકા જરા ગમ,
યકસાં હએં ઉન્હેં જિંદગી ઓર મઔાતકા આલમ;
વાકિફ ન બરસસે ન મહિનેસે વોહ એકદમ,
ના શબકી મુસીબત ન કલી રોઝકા માતમ;
દિનરાત ઘડી પહેર મહાસાલમેં ખુશ ખુશ હએ. પૂરે૦
ગર ઉસને ઉઢાયા તો લિયા ઓઢ દુશાલા,
કમ્મલ જો દિયા તો વોહી કાંધેપે સંભાલા;
ચાદર જો ઉડાઈ તો વોહી હો ગઈ બાલા,
બંધવાઈ લંગોટી તો વોહી હંસકે કહા લા;
પોશાક મેં દસ્તારમેં રૂમાલમેં ખુશ હએ. પૂરે૦

ગર ખાટ બિછાનેકો મિલી ખાટમેં સોએ,
દુકાંમે સુલાયા તો વોહ જા હાટમેં સોએ;
રસ્તે મેં કહા સો તો વોહ જા બાટમેં સોએ,
ગર ટાટ બિછાનેકો દિયા ટાટમેં સોએ,
ઔર ખાલ બિછા દી તો ઉસી ખાલમેં ખુશ હએ. પૂરે૦
પ્યાલેકો દિયા હાથ તો હો નિકલે ભિખારી,
બિઠલાકે ખિલાયા તો વહીં ઉમ્ર ગુઝારી;
મ્યાનેપે ચડાયા તો લગે કરને સવારી,
ઔર પાંવ ચલાયા તો વોહી બાત સવારી;
જિસ ચાલમેં રખ્ખા વોહ ઉસી ચાલમેં ખુશ હએ. પૂરે૦
ગર મોઠ મંગા દી તો વોહી ચાબલી ખુશ હો,
ઔર જવાર ભુના દી તો વોહી ચાબલી ખુશ હો;
સુખી જો દિલા દી તો વોહી ચાબલી ખુશ હો,
રૂખી જો ઉઠા દી તો વોહી ચાબલી ખુશ હો;
ઔર દાલ ખિલાઈ તો ઉસી દાલમેં ખુશ હએ. પૂરે૦
પાની જો મિલા પી લિયા જિસ તઓરકા પાયા,
રોટી જો મિલી તો કિયા રોટીમેં ગુઝારા;
દી ભૂખ અગર યારને તો ભૂખકો મારા,
દિલ શાદ રહે કરકે કડાકે પે કડાકા;
ઔર છાલ ચબાઈ તો ઉસી છાલમેં ખુશ હએ. પૂરે૦
ગર ઉસને કહા સએર કરો જાકે જહાંકી,
તો ફિરને લગે જંગલો બટમાર જહાંકી;
કુછ દશ્તો બિયાબામેં ખબર તનકી ન જાંકી,
ઔર ફેર જો કહાં સએર કરો હુસ્ને બુતાંકી;
તો ચશ્મો રૂવો ઝુલ્ફો ખતો ખાલમેં ખુશ હએ. પૂરે૦
કુછ ઉનકો તલબ ઘરકી ન બહારસેં ઉન્હેં કામ,
તકયેકી ન ખ્વાહશ હએ ન બિસ્તરસે ઉન્હેં કામ;

અસતલકી હવસ દિલમેં ન મંદરસે ઉન્હેં કામ,
મુફલીસસે ન મતલબ ન તવંગરસે ઉન્હેં કામ;
મએદાનમેં બાઝારમેં ચવપાલમેં ખુશ હુએ. પૂરે૦
ઉનકે તો જહાંમેં અજબ આલમ હુએ નઝીર આહ,
અબ અએસે તો દુનિયામેં વલી કમ હુએ નઝીર આહ;
કયા જાને ફરિશ્તે હુએ કે આદમ હુએ નઝીર આહ,
હર વક્તમેં હર આનમેં ખુરરમ હુએ નઝીર આહ;
જિસ હાલમેં રખ્ખા વોહ ઉસી હાલમેં ખુશ હુએ. પૂરે૦

## ૭૩ : નથુરામ

### પદ ૧-ભજન

જૂઠી રે કાયારાણી જૂઠું ન બોલો, વઢશે તુંને તારો ઘડનારો;
જૂઠી કાયા જૂઠી માયા જૂઠા જુગ ફરમાયા રે. (ટેક)
અંતકાળે જવું એકલું, મરમ કોને ન પાયા રે. જૂઠી૦
આ રે જગતમાં વહેલા વળશો, આવી ભાવટમાં ભરાણા રે;
સગાં કુટુંબની લાલચ લાગી, તિરિયાને બોલે બંધાણા રે. જૂઠી૦
આંહીં પદારથ મોટું પામ્યા, ભજન કરી લે ગુરુદેવાનાં;
દૂધ પુત્ર ઘર અને ધન લક્ષ્મી, ઈ ફળ છે તારે સેવાનાં. જૂઠી૦
આ રે જગતમાં કંઈક નર ગયા, હાથી ઘોડાના ચડનારા;
ઘટભીતર ગુણ ગાવે નથુરામ, આંહી નથી કોઈ રહેનારા. જૂઠી૦

### પદ ૨

સાધો! અહંવૃત્તિ શિથિલ કરો રે, જેથી થાય સમાધિ સિદ્ધ. (ટેક)
અહંતાને માર્યો વિના રે, બીજાં સાધન સર્વે ફોક;
તે વિના ચિત્ત શાંતિ નહિ રે, ભલે વખાણે સહુ લોક. સાધો૦
અહંતાથી થાય મમતા રે, તેથી આ સંસારને બંધ;
બાળો અહંતાને ચિદ્રૂપમાં રે, ટાળી વાસના કેરો ગંધ. સાધો૦

ગુરુશાસ્ત્રનો બોધ વિચારીને રે, થાઓ શુદ્ધ સ્વરૂપમાં સ્થિત;
નાથ આવાગમન તેથી મટે રે, પર્યવસાન પામે ચિત્ત. સાધો૦

પદ ૩-ધન્યાશ્રી

કર્તવ્ય ક્યાં ન કરે, રે મન! કર્તવ્ય ક્યાં ન કરે! (ટેક)
ચાર દિનનકા જીવિત જાની, મમતા ત્યાગ પરે. રે મન૦
છનછન પલપલ ઘટત આયુ, અંજલિ-જલજ્યોં ઝરે. રે મન૦
હાડમાંસકી પ્રતિમા દેખી, તું ક્યાં રાગ ધરે. રે મન૦
રાજમાર્ગ સૌ નરકગમનકા, મોક્ષવિરોધી ખરે. રે મન૦
અર્થપ્રીતિ ભી આત્મવિરોધી, જિન તું પચિહી મરે. રે મન૦
નાથ તુરીયપદ મેં આરૂઢ, હો સબહી તાપ હરે. રે મન૦

પદ ૪

સદ્‌ગુરુસેં કર પ્રીત, રે મન! સદ્‌ગુરુસેં કર પ્રીત. (ટેક)
કાકા મામા કુટુંબ સંબંધી સ્વારથકે હૈ મીત. રે મન૦
અંતકાલ કોઉ કામ ન આવે, કર લે દૃઢ પરતીત. રે મન૦
પરમ-પ્રીતિકા વિષય વે હૈ, કર વામૈ દૃઢ પ્રીત. રે મન૦
પરમોપકાર પરમદયાલુ, અતીવ નિર્મલ ચિત્ત. રે મન૦
શરીર ગૃહાદિસેં ત્યજ મમતા, વહ સબ દુઃખદ અનિત્ય. રે મન૦
નાથ શાંતિ તૃપ્તિકા હેતુ, હૈ શ્રીસદ્‌ગુરુ નિત્ય. રે મન૦

પદ ૫

પામરકો સંગ ત્યાગ, રે મન! પામરકો સંગ ત્યાગ. (ટેક)
સત્સંગતિકો રંગ ન લાગત, કરત વિષયમેં રાગ. રે મન૦
ક્ષુદ્ર બાતમેં લડત ઝગડત, ક્રોધ કરત જૈસે નાગ. રે મન૦
પામર પામરતા નહિ ત્યાગત, સમજત નહિ મંદભાગ. રે મન૦
કર્તવ્ય ઔર તો પાંઉ ધરે ના, ત્યજત ન દિલકા દાગ. રે મન૦
સ્વદોષદર્શન પરગુનદર્શન, કરત નહિ વે અભાગ. રે મન૦
નાથ કહ કર થકુ ગયે હમ, કુછ ઉપદેશ ન લાગ. રે મન૦

પદ ૬

નિજસ્વરૂપ સંભાર, રે મન! નિજસ્વરૂપ. (ટેક)
છનછન પલપલ જાગ્રત રહે તું, ત્યજ પ્રમાદ અસાર. રે મન૦
દુષ્ટ વિષયકા સંગ છાંડ દે, ઇંદ્રિયન પર હો સવાર. રે મન૦
પ્રત્યઙ્મુખ કર સબ ઇંદ્રિયનકું, સ્ખલન ન હોવે લગાર. રે મન૦
કૂડ કપટ છલ ત્યજ કે પ્યારે, શુદ્ધ ભાવ ઉર ધાર. રે મન૦
ચોથે-પદમ દૃઢચિત્ત હો કર, જન્મ-મૃત્યુકુ નિવાર. રે મન૦
નાથ સમાપ્ત હોવે કર્તવ્ય, મિલે શાંતિ અપાર. રે મન૦

## ૭૪ : નરભેરામ

પદ ૧-કાફી, રાગ ધીરાના પદને

સરસ્વતી વસો જીભે રે, વહેવાર વાતે વઢવું છે;
ખાંતીલે નાહવું ખાળ્યું રે, તાતની હડીએ ચડવું છે. (ટેક)
ગોમતી નાહ્યાનું નાણું જો આપું, શાની તમારે મારે પ્રીત?
પિતા થઈ પુત્ર પાસે નાણું માગો છો, કહો કયા તે દેશની રીત?
માફ કહી ઉત્તર આપો રે, ત્યાં સુધી અડવું છે. સરસ્વતી૦
કેટલું નાણું આપ્યું દુરવાસાજી? બળદ્વારથી આવ્યા જદુવીર;
તેમના પ્રેમ તમે જાણ્યા સુવર્ણના, બીજાના જાણ્યા કથીર;
વિચારી જુઓ વહાલા રે, પછી પાયે પડવું છે. સરસ્વતી૦
કંચનદ્વારિકા પિતાને દેખાડી, છાપ મોકલી નાથ;
શું જોઈ મોકલી, શું જોઈ ખાળી, તે વહાલા કહો મને વાત;
ગુરુથી કહે છે નરભો રે, એ ઓસડ કડવું છે. સરસ્વતી૦

પદ ૨

નાણું આપે નરભો રે, વાવરજો છોગાળા;
ગાંઠ બાંધજો તાણી રે, ધોળી ધજાવાળા. (ટેક)

કપટી કેશવ જાણત તો શાને, આવત પચાસ જોજન?
સાંભળ્યું શ્રવણે સાધુને છાપે છે, મળવા ધર્યું મન;
દરશન ઘોને રે, દૂર કરી પાળા. નાણું૦
ભેખ દેખીને અજર નથી કરતા, છાપ આપો છો હરિ;
પાઘડી ભાળી છાપ ખાળી છબીલા, પરીક્ષા તો એવી કરી;
સમસ્યા લેજો સમજી રે, જે કહી કાનડ કાળા. નાણું૦
હારો છો જનથી નથી હરવતા, માટે હરિ હઠ મેલ;
કહે નરસો છોટાલાલ પ્રતાપે, નથી એ તલમાં તેલ;
લેવાનું મુજ પાસે રે, હરિ હરિ જપમાળા. નાણું૦

## પદ ૩-રાગ સારંગનો ચાબખો

નિશ્ચે કરો રામનું નામ, નથી જોગી થઈને જાવું;
નથી કરવાં ભગવાં કાંઈ, નથી ભેગું કરીને ખાવું. (ટેક)
જો ફાવે તો ભગવાં કરજો, નહિ તો ઊજળાં રાખો;
રખે દૂભવો સામા જીવને, સુખ સામાનું તાકો. નિશ્ચે૦
એક ત્રાજવે સઉ સંસારી, બીજે જોગી લાવો;
ક્રિયા જોગીને રામજી મળિયા, એવો એક બતાવો. નિશ્ચે૦
કંઈ નાઠા રાંડોને રોષે, કંઈને ન મળી નારી;
કોઈ સ્વાદે, કોઈ કરજે નાઠો, કેમ રીઝે ગિરિધારી. નિશ્ચે૦
મહેતો, મીરાં ને પ્રહ્લાદ, સેનો, નાપિક નાતી;
ધનો પીપો રોહિદાસ કૂબો, ગોરો કુંભારની જાતિ. નિશ્ચે૦
ખોડાણો જ્ઞાતિ રજપૂતની, ગંગાબાઈ છે નારી;
દાસ થઈને જો રહ્યાં તો, ઘેર આવ્યા ગિરિધારી. નિશ્ચે૦
રંકાવંકા સજન કસાઈ, ભજ્યા રાત ને દહાડો;
ક્રિયા જોગીને રામ મળ્યા તે, એવો એક દેખાડો. નિશ્ચે૦
નથી રામ વિભૂતિ ચોળ્યે, નહિ ઊંધે શિર ઝોલ્યે;
નથી નારી તજી વન જાતાં; જ્યાં લગી આપ ન ખોળે. નિશ્ચે૦

જંગલમાં મંગલ કરી જાણે, મંગલ જંગલ જેને;
કડવું મીઠું, મીઠું કડવું, રામજી વશ છે તેને. નિશ્ચે૦
પયને ઓથે ઘૃત રહ્યું છે, તલ ઓથે જ્યમ તેલ;
કહે નરસો રઘુવર છે સઘળે, એવો એનો ખેલ. નિશ્ચે૦

પદ ૪

લે ને લે ને લહાવ જીવને, જોતાં નહીં જડે;
જોતાં નહીં જડે જીવને ખોળ્યા નહીં જડે. (ટેક)
કસ્તૂરી ને કેવડો લઈ, તેલમાં તળે;
આવો રૂડો મનખો મેલી, ભૂતમાં ભળે. લે ને૦
મોતી સરખો દાણો લઈ, ઘંટીમાં દળે;
બાવળિયાનું બીજ વાવે, આંબો નહીં ફળે. લે ને૦
સંત બોલાવે બોલતો નથી, અભિમાનમાં ફરે;
મારી ધક્કે આગળ કરશે, વેઠે ભાર ભરે. લે ને૦
માયા તને મીઠી લાગે, ગોળશી ગળે;
નરભેરામના સાથમાં તો, કૂડ નહીં મળે. લે ને૦

પદ ૫

નથી નીપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં,
નથી નીપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી તાતાં;
નથી મળતો કાંઈ પ્રેમ, ગાંધી–દોશીને હાટે,
નથી મળતો કાંઈ પ્રેમ, ખોળતાં વાટેઘાટે.
નથી મળતો પ્રેમ તપાસતાં, ગુજરી ગામેગામની,
કહે નરસો પ્રેમ પૂરો મળે, જો કૃપા હોય શ્રીરામની.
મળ્યો પ્રેમ વ્રજનાર, મગન થઈ મનમાં ફૂલી,
કહાન કહાન કહી ફરી, ભાન ગઈ દેહનું ભૂલી;
પ્રેમી વિદુરની નાર, ન્હાતી નાગી ધાઈ,
એ રે લક્ષણ પ્રેમનું, જઈ ભેટી જદુરાઈ.

તે ગર્ભને કાઢી નાખતી, છોડા મુખે ધરાય છે,
કહે નરભો પ્રેમનું પારખું, છબીલો છોડાં ખાય છે.
જ્યારે પ્રગટ્યો પ્રેમ, તુલસીના દળથી રાજી,
જ્યારે પ્રગટ્યો પ્રેમ, ખાધી ખીચડી ને ભાજી;
જેને પ્રગટ્યો પ્રેમ, પ્રેમને તે નર જાણે,
જેને પ્રગટ્યો પ્રેમ, તેહને વેદ વખાણે.
મનમાં જો પ્રેમ પ્રગટ થયો, એક રતિભર જેહને,
કહે નરભેરામ ગુરુ થકી, નિત બલિહારી તેહને.
કરીને યજ્ઞ અનેક, વ્રત વિધિ બહુ પાળે,
વળી આપે ગૌદાન, હાડ હિમાળે ગાળે;
ગીત વેદનાં ગાય, તીર્થ પણ બહુ ફરી આવે,
દધિ, દૂધ, ઘૃત, ખાંડ, વિપ્ર પોષે મન ભાવે.
એવાં સુકૃત કીધાં ઘણાં, શું આપું જીભે ગણી?
કહે નરભેરામ એ સર્વથી, જ્ઞાન–દાન શિરોમણિ.
ખારા જળનો જીવ, મીઠા જળમાંહીં મરે છે,
મિસરી મીઠી ઘણી, ગદ્ધાના પ્રાણ હરે છે;
સિંહણ કેરું દૂધ, કનકને પાત્રે જામે,
બીજી ધાતુ બહુ, માંહીં વિરામ ન પામે.
છે એમ હરિરસ આકરો, પ્રેમીને દિલ જઈ ઠરે,
કહે નરભેરામ ગુરુ થકી, હરિજનને વિસ્મય કરે.
નથી મૃત્તિકામાં પ્રભુ, નથી પિત્તળમાં પેઠો,
કનકની મૂર્તિ કરે, નથી ઈશ્વર મહીં બેઠો;
નથી ઘોરોમાં પીર, નથી શ્રાવકને દેરે,
અસલ જુએ નહિ કોઈ, સહુ નકલોને હેરે.
છે રામનામ અક્ષર અસલ, બીજું નકલ કહેવાય છે.
કહે નરભેરામ ગુરુ થકી, પ્રેમ પ્રગટ જ થાય છે.

શાસ્ત્રો પુરાણો વેદ, કમાવા કારણ શીખે,
આઠ પહોર દિનરાત, જઈને ઝીંકણું ઝીંકે;
વાણી મધુરી વદે, મોરના જેવી કહીએ,
સર્પ વીંછીને ખાય, ઝેર એવું છે હૈયે.
જો રામરટણ કાંઈ નહિ કર્યું, તે ગવાર છે તેડિયા,
કહે નરભો ખરને લાભ શો ? મિસરી ભરકે મેઢિયા.
જુવતી જળને કાજે, જુઓ પનઘટ પર જાવે,
જેને જેવો અર્થ, તેટલું તે જઈ લાવે;
ભાણે ભર્યાં પકવાન, ભૂખ સમ ભોગ કરે છે,
હદ આવી જે વાર, હાથ આડા જ ધરે છે.
ભાગવત પકવાન પણ ભટ કહે, અક્ષર એક જેથી પળે,
કહે નરભેરામ ગુરુ થકી, સત્ય વસ્તુ તેને મળે.
પ્રજાપતિની ઘોડી, રાંડ શીદ હરિજન જાયો,
પેટ ભરે કરી વિષય, એહમાં શું એ કમાયો ?
નિદ્રા, મૈથુન, આહારમાંહીં, તું શું થયો રાજી ?
એ પ્રાણી સર્વને, વિચારી જોને પાજી.
જો રામરટણ કંઈ નવ કર્યું, અંતે કારજ શાં સર્યાં ?
કહે નરભો પેટ સર્વે ભરે, ગદ્ધા, બિલાડાં, કૂતરાં.
મેગળ નીસરી બહાર, ચાલતો મહાસુખ માણે,
નહિ શત્રુ, નહિ મિત્ર, વિશ્વને સરખું જાણે;
પૂંઠે ભસે બહુ શ્વાન, કેટલાં બેસી રહે છે ?
મેગળને મન નહીં માન, અપમાન જ દે છે.
એમ હરિજન મેગળરૂપ છે, જેને હરિનું ધ્યાન છે,
કહે નરભેરામ ગુરુ થકી, દુરિજન સઘળા શ્વાન છે.
ભાઠું પડ્યો અવતાર, જેની પરનારે પ્રીતિ,
ભાઠું પડ્યો અવતાર, જેહની ચાલ અનીતિ;

ભટ્ઠ પડ્યા અવતાર હરિગુણ ગાતાં લાજે,
ભટ્ઠ પડ્યો અવતાર, કોઈના સુખ દાઝે
વળી ભટ્ઠ પડ્યા અવતાર, જે મોહ્યા મોટમ માનને,
કહે નરભેરામ રહ્યા નહીં, શીદ વણસાડ્યું ધાનને ?
ધાન ખાધું તે ધૂળ, નહીં વહાલા રઘુરાય,
ધાન ખાધું તે ધૂળ, વળી જે વિષયી થાય;
ધાન ખાધું તે ધૂળ, પાપી પેટ ભરે છે,
ધાન ખાધું તે ધૂળ, ઘાત વિશ્વાસ કરે છે.
સામાનું સુખ જોઈ દાઝતો, નરકે જશે નિદાન રે,
કહે નરભો ફટ ગધેડીના, શીદ વણસાડ્યું ધાન રે.
કર જોડી કહુ કૃષ્ણ, સાભળો અક્ષર મારો,
મનુષ્યદેહ દઈ ભલો, શીદ બ્રાહ્મણ અવતાર્યો ?
અણસમજુને એમ, જન્મ બ્રાહ્મણનો મોટો,
સુજને ભાસે એમ, જન્મ બ્રાહ્મણનો ખોટો.
જે જમેઉધાર સાથે થયુ, તેના ધરુ છુ શોકને,
કહે નરભે હાથ ધરી સહુ, સાયન સોપ્યુ લોકને.
કોઈ કહેશે એમ, હાથ તો શીદને ધરીએ ?
હાથ ધર્યે જિવાય, નહીં તો પેટ ન ભરીએ;
ધરીએ નહિ જો હાથ, નવરૂા કેમ ફરાય ?
હાથ ધર્યા પરતાપ, તડકો તેથી જાય
જે હાથ ધર્યા વિણમહેનતે, જીવવુ તે તો ઠીક છે,
જન નરભે તો નિશ્ચય કર્યું, હાથ ધર્યામા ધિક્ છે.
વગર મહેનતે ખાય, પારકા માગી મેવા,
વગર મહેનતે ખાય, હરાયા સાઢો જેવા;
જીવે પારકુ ખાઈ, એહ અવતાર ન સારો,
જોતો નથી વિચારી, લાભ લૂંટાયે મારો.

જે માલ પારકો ખાઈને, મૂર્ખ હૈયે હરખાય છે,
કહે નરભો લાભ બધો પૂએ, નાગો શું લૂંટાય છે?
ક્ષારતણી ભૂમિમા, સહસ્ર મણ બાજરી વાવી,
ખાર બધું ખાઈ ગયો, પછી પાશેર ન આવી;
વિવેક સમજ્યો નહીં, પાત્ર-કુપાત્ર ન જોયું,
ખાધું તેને ના પચ્યુ, ખવડાવ્યું તેણે ખોયું.
સઘળી ભૂમિ સરખી નથી, કંઈ છાયા કંઈ તાપની,
કહે નરભો કુપાત્ર થાય તો, દસુંદ આવે પાપની.
જાચક જીવન થકી, વગર મહેનતે જે જીવે,
જન જાચકે થાય, જુઓ તો દેખાડું દીવે;
માગે સાકર ગોળ, તનુજને ટપલી મારે,
જાચકને નોતરી, જમાડે ઘીની ધારે.
જાચક તો તે નથી જાણતો, જન અતિશે થાય છે,
કહે છે નરભો મોટમપણે, લાખો જર લૂંટાય છે.

પદ ૬-ઘડપણ વિષે

સંવત અઢાર ચોવીસ, હતા બેઠા ઘર માંડી,
બતરીસ માટી મૂઆ, રાંકજિહવા તે રાંડી;
નહિ સાંભળું કહે કાન, ચરણ કહે હું નહીં હીંડું,
તેજ નેત્રનું ગયું, વાતનું વળિયું મીંડું.
તાણુંની સાલ વૈશાખ, સુદિ પાંચમ જે જાણું,
રામે પાછું વાળ્યું, હતું આવ્યુ જે આણું;
એક વાર જ પાછું વાળિયું, વળીવળીને કેમ વાળશે ?
જન નરભા રટ તું રામને, કાળ ચપેટી મારશે.

પદ ૮-પ્રાર્થના

મારા સાચા સ્નેહી રે, બદરીપતિ બાપલિયા;
મને ભારે ભરંસો રે, જપું તારા જાપલિયા.

અંતવેળા તો અળગા રે, સગાં સહુ સ્વારથિયાં;
આજ હરિજન વહાલા રે, પૂરા પરમારથિયા.
આવી અંતસમામાં રે, ઉગારો તો ઊગરીયે;
નાથ મારી તો લજ્યા રે, જનારી નથી જરીયે.
વહાલા કઠણ વેળામાં રે, સગું કોઈ કેનું નથી;
નાથ છો નિરમાની રે, આવ્યાં કેમ માન અતિ?
દાસ પીડાતો દેખી રે, દિલે નવ લાવો દયા;
ત્યારે ગીતામાં ગોવિંદ રે, કૃપાનિધિ કેમ કહ્યા?
મારા અવગુણ જોતાં રે, પ્રભુ કેમ પાલવશે?
પેટમાં મારે પાટું રે, જનેતા તો જાળવશે.
બચ્ચાં ન્યાળે નપંખા રે, મળે ક્યારે માવલડી?
એમ જોઉં છું જીવન રે, વળીવળી વાટલડી?
સંતોને સંગાથે લઈ રે, પધારજો પ્રાણપતિ;
દિલ શુદ્ધથી દુર્લભ રે, ચહે તવ ચરણરતિ.

પદ ૮–રાજિયા

રામ રામ રે—
મૂઆ જીવને રડતા નથી, રડે સ્વાર્થ સહુ કોઈ રે,
આપ આપણું સર્વે રડે, લોકાચાર દુ:ખ જોઈ રે. મૂઆ૦
રામ રામ રે—
જીવ ગયે થયુ શૂન્ય સૌ, કાયા–નગર સૂનકાર રે,
દશે દરવાજા બંધ છે, તૂટ્યા શ્વાસ તણા તાર રે. મૂઆ૦
રામ રામ રે—
એવું કહીને ત્રિયા રડે, છૂટા મેલીને કેશ રે,
માણીગર ચાલ્યા ગયા, મૂકી બાળેવેશ રે. મૂઆ૦
રામ રામ રે—
બેલી ગયો કહે બંધવો, ઓથ વિના કરી આંહી રે,
રણમાં મૂક્યો મને એકલો, આમ ઘટે ન ભાઈ રે. મૂઆ૦

રામ રામ રે—
વાડી વેલા કેમખેમ ગ્યો, એમ બોલે સંસાર રે,
લીધું શું કોઈ પૂછતું નથી, આ તો જૂઠા પોકાર રે. મૂઆ૦
રામ રામ રે—
અંતે કોઈ કોનું નથી, તું શું વિચાર રે,
જાગ નગ્મા ગુરુજ્ઞાનથી, પડશે જમના પેજાર રે. મૂઆ૦

પદ ૯

ઓધા શું રે થયું છે વજનારને રે;
મહી માટે વેચે છે મોરારને રે. ઓધા શું રે૦
ગોપી પ્રેમે મંદિરમાંથી નીસર્યાં રે;
એના શરીરની શુદ્ધબુદ્ધ વીસર્યાં રે. ઓધા શું રે૦
એવી આતુરતા લાગી એના અંગમાં રે;
મારો વહાલો બિરાજે એના સંગમાં રે. ઓધા શું રે૦
કંઈક કારણ થયુ છે એને વાટમાં રે,
બહુનામી બિરાજે એના માટમા રે. ઓધા શું રે૦
નરભેરામના સ્વામીની રીત છે રે;
મારે પૂર્વજન્મની પ્રીત છે રે. ઓધા શું રે૦

## ૭૫ : નરસિંહ મહેતા

પદ ૧–નાગદમન

જળકમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળહત્યા લાગશે. જળ૦
કહે રે બાળક તું મારગ ભૂલ્યો, કે તારા વેરીએ વળાવિયો;
નિશ્ચે તારો કાળ જ ખૂટ્યો, અહીંયાં તે શીદ આવિયો? જળ૦

નથી નાગણ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરીએ વળાવિયો;
મથુરા નગરીમાં જૂગટું રમતાં, નાગનું શીશ હું હારિયો. જળ૦
રંગે રૂડો રૂપે પૂરો, દીસંતો કોડીલો કોડામણો;
તારી માતાએ કેટલા જનમ્યા, તેમાં તું અળખામણો? જળ૦
મારી માતાએ બેઉ જનમ્યા, તેમાં હું નટવર નહાનડો;
જગાડ તારા નાગને, મારું નામ કૃષ્ણ કહાનડો. જળ૦
લાખ સવાનો મારો હાર આપું, આપું રે તુજને દોરીઓ;
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરીઓ. જળ૦
શું કરું નાગણ હાર તારો? શું કરું તારી દોરીઓ?
શાને કાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરીઓ? જળ૦
ચરણ ચાંપી મૂછ મરડી, નાગણે નાગ જગાડિયો;
ઊઠોને બળવંત કોઈ, બારણે બાળક આવિયો. જળ૦
બેઉ બળિયા બાથે વળગિયા, કૃષ્ણે કાળિનાગ નાથિયો;
સહસ્ર ફેણે ફૂંફવે જેમ, ગગન ગાજે હાથિયો. જળ૦
નાગણ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરા નગરીમાં લઈ જશે, પછી નાગનુ શીશ કાપશે. જળ૦
બેઉ કર જોડીને વિનવે, સ્વામી મૂકો અમારા કંથને;
અમે અપરાધી કંઈ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને જળ૦
થાળ ભરી સગ મોતીએ, શ્રીકૃષ્ણને રે વધાવિયો;
નરસૈયાંના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવિયો. જળ૦

### પદ ૨

ભૂતળ ભક્તિપદારથ મોટું, બ્રહ્મલોકમાં નાહિ રે;
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાશી માંહીં રે. (ટેક)
હરિના જન તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતાર રે;
નિત્ય સેવા, નિત્ય કીર્તન-ઓચ્છવ, નીરખવા નંદકુમાર રે. ભૂ૦

ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયા રે;
ધન ધન રે એના માતપિતાને, સફળ કરી એણે કાયા રે. ભૂ૦
ધન વૃંદાવન, ધન એ લીલા, ધન એ વ્રજનાં વાસી રે;
અષ્ટમહાસિદ્ધિ આંગણિયે રે ઊભી,મુક્તિ છે એમની દાસી રે. ભૂ૦
એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુકજોગી રે;
કાંઈ એક જાણે વ્રજની રે ગોપી, ભણે નરસૈંયો ભોગી રે. ભૂ૦

પદ ૩

પઢો રે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે;
પાસે બંધાવી પાંજરું, મુખે રામ જપાવે. (ટેક)
પોપટ તારે કારણે, લીલા વાંસ વઢાવું;
તેનું ઘડાવું પોપટ પાંજરું, હીરા રતને જડાવું. પઢો રે પોપટ૦
પોપટ તારે કારણે, શી શી રસોઈ બનાવું ?
સાકરનાં કરી ચૂરમાં, ઉપર ઘી પિરસાવું. પઢો રે પોપટ૦
પાંખ પીળી ને પગ પાંડુરા, કોટે કાંઠલો કાળો;
નરસૈંના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો. પઢો રે પોપટ૦

પદ ૪

કોણ એ સમાના કામની, દત્ત ફળિયેલ રામા;
દ્રૌપદીની લજ્જા રાખવા, હરિ ઊભા છે સામા. (ટેક)
વાલોજી ગયા'તા રે વાડીએ, સરવે સુંદરી સાથે;
શેરડીનો સાંઠો છોલતાં, પાળી બેઠી છે હાથે. કોણ એ૦
માનની મંદિર પધારિયાં, ચીંથરડી રે લેવા;
દ્રૌપદીએ ચીર વધેરિયું, હરિને પાટો બધેવા. કોણ એ૦
ત્રિકમે તેના તાંતણા, લખી રાખ્યા છે લેખે;
નવસેં નવાણું ચીર પૂરિયાં, સઘળી સભા રે દેખે. કોણ એ૦
ગરુડે ચડીને ગોવિંદ આવિયા, આવ્યા અંતરજામી;
ભક્તઉદ્ધારણ ભૂધરો, મહેતા નરસૈંનો સ્વામી. કોણ એ૦

પદ ૫

સુખદુઃખ મનમાં ન આણિયે, ઘટ સાથે રે ઘડિયાં;
ટાળ્યા તે કોઈનાં નહીં ટળે, રઘુનાથનાં જડિયાં. (ટેક)
નળરાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી. સુખદુઃખ૦
પાંચ પાંડવ સરખા બંધવા, જેને દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યા, નયણે નિદ્રા ન આણી. સુખદુઃખ૦
સીતાજી સરખી સતી નહીં, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહાદુઃખ પામી. સુખદુઃખ૦
રાવણ સરખો રાજિયો, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઈ ગયાં, બધી લંકા લૂંટાણી. સુખદુઃખ૦
હરિશ્ચંદ્રરાય સતવાદિયો, તારાલોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી. સુખદુઃખ૦
સગાળશાશેઠ વહેવારિયો, જેની ચંગાવતી રાણી;
કુંવર કેલૈયો વધેરિયો, નયણે ના'વ્યા પાણી. સુખદુઃખ૦
શિવજી સરખા સતા નહીં, જેની પારવતી રાણી;
ભોળવાયા તે ભીલડી થકી, તપમાં ખામી ગણાણી. સુખદુઃખ૦
હનુમાન સરખો મહા જતિ, જેને વજ્રકછોટો;
જાણ્યું'તું રાજ આપશે, આપ્યો તેલ કટોરો. સુખદુઃખ૦
દુઃખ પડ્યું સર્વ દેવને, સમર્યા અંતરજામી;
ભાવટ ભાગી ભૂધરે, મહેતા નરસૈંનો સ્વામી સુખદુઃખ૦

પદ ૬—પ્રભાત કડખો

જાગ ને જાદવા, કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના ધેનુમાં કોણ જાશે ?
ત્રણસેં ને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડો રે ગોવાળિયો કોણ થાશે ?
જાગ ને જાદવા, કૃષ્ણ ગોવાળિયા૦

દહીં તણાં દહીંથરા, ઘી તણા ઘેબરાં, કઢિયેલા દૂધ તે કોણ પીશે?
હરિ તાર્યો હાથિયો, કાળિનાગ નાથિયો,
ભૂમિનો ભાર તે કોણ લેશે? જાગ ને જાદવા, કૃષ્ણ ગોવાળિયા૦
જમુનાને તીરે, ગૌધેનુ ચરાવતાં, મધુરીશી મોરલી કોણ વ્હાશે?
ભણે નરસૈંયો તારા ગુણ ગાઈ રીઝિયે,
બૂડતાં બાહેડી કોણ સ્હાશે? જાગ ને જાદવા, કૃષ્ણ ગોવાળિયા૦

પદ ૭

સમરને શ્રીહરિ, મેલ મમતા પરી,* જોને વિચારીને મૂળ તારું;
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો?
વગર સમજે કહે મારું મારું. સમરને શ્રીહરિ, મેલ મમતા૦
દેહ તારી નથી, જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે;
દેહ સંબંધ તજે, નવાનવા બહુ થશે,
પુત્ર, કલત્ર, પરિવાર વ્હાએ. સમરને શ્રીહરિ, મેલ મમતા૦
ધનતણું ધ્યાન તું અહોનિશ આદરે, એ જ તારે અંતરાય મોટી;
પાસે છે પિયુ અલ્યા, તેને નવ પરખિયો,
હાથથી બાજી ગઈ, થયો રે ખોટી. સમરને શ્રીહરિ, મેલ મમતા૦
ભરમનિદ્રાભર્યો, ઘેનમાં ઘેરિયો, સંતના શબ્દ સુણી કાં ન જાગે?
ન જાગતાં નરસૈંયા લાજ છે અતિ ઘણી,
જન્મોજન્મ તારી ખાંત ભાગે. સમરને શ્રીહરિ, મેલ મમતા૦

પદ ૮

ધ્યાન ધર હરિતણું, અલ્પમતિ આળસુ, જે થકી જન્મનાં દુઃખ જાયે,
અવર ધંધો કરે, અરથ કાંઈ નવ સરે, માયા દેખાડીને મૃત્યુ વ્હાયે;
ધ્યાન ધર હરિતણું૦
સકળ કલ્યાણ શ્રીકૃષ્ણના ચરણમાં, શરણે આવે સુખપાર ન્હોયે,
અવર વેપાર તું મેલ મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ ગ્હોયે;
ધ્યાન ધર હરિતણું૦

* પરી=આઘી

પટક માયા પરી, અટક ચરણે હરિ, વટક મા વાત સુણતાંજ સાચી,
આશનું ભવન આકાશ સુધી રચ્યુ, મૂઢ એ મૂળથી ભીંત કાચી;
ધ્યાન ધર હરિતણું૦
અંગજોબન ગયું, પલિત પિંજર થયું, તોય લેતો નથી કૃષ્ણ કહેવું,
ચેત રે ચેત, દિન ચાર છે લાભના, લીંબુ લ્હેકાવતાં રાજ લેવું;
ધ્યાન ધર હરિતણું૦
સરસ ગુણ હરિતણા, જે જનો અનુસર્યા, તે તણા સુયશ જગત બોલે,
નરસૈંયા રંકને, પ્રીત પ્રભુશું ઘણી, અવર વેપાર નહિ ભજન તોલે;
ધ્યાન ધર હરિતણું૦

પદ ૯

હરિતણું હેત તને કેમ ગયું વીસરી ? પશુ રે ફેડીને નરરૂપ કીધું,
હાડ ને છેડ કરી સહુ તને હાંકતું, ખાજ વધારીને માન દીધું;
હરિતણું હેત તને૦
ધણીનું ગાળિયું કંઠથી ટાળિયુ, નેત્રના પાટા શ્રીનાથે છોડ્યા,
તે તણા ચરણને, નવ ભજ્યો કૃતઘ્ની, તેં ન ગુણપાડના હાથ જોડ્યા;
હરિતણું હેત તને૦
પગ ઠોકી કરી માગતો મૂઢ મતિ, ઘાસ પાણી કરી શબ્દ ઝીણા,
આજ ગોવિંદ ગુણ ગાઈને નાચતાં, લાજ આવે તને કર્મહીણા;
હરિતણું હેત તને૦
લાંબીશી ડોક ને કાંકોલ ચાવતો, ઊંટ જાણી ઘણો ભાર લાદે,
આજ અમૃત જમે, હરખે હળવો ભમે, વૈકુંઠનાથને નવ આરાધે;
હરિતણું હેત તને૦
પીઠ અંબાડીને અંકુશ-માર સહી, રેણુ ઉરાડતો ધરણી હેઠો,
આજ ચુવા ચંદન, આભ્રણ અંગ ધરી, વેગે જાય છે તું વહેલે બેઠો;
હરિતણું હેત તને૦

અન્ન વસ્ત્ર ને ભૂષણ સર્વ, જે તેહનો તુજને હતો ઉધારો,
નરસૈંયાના સ્વામીએ, સર્વ સારું કર્યું, તે પ્રભુને તમે કાં વિસારો?
હરિતણું હેત તને૦

પદ ૧૦

હરિ હરિ રટણ કર, કઠણ કળિકાળમાં, દામ બેસે નહીં કામ સરશે,
ભક્ત આધીન છે, શ્યામસુંદર સદા, તારાં કારજ સિદ્ધ કરશે;
હરિ હરિ રટણ કર, કઠણ કળિકાળમાં૦
અલ્પસુખ સારું શું મૂઢ ફૂલ્યો ફરે? શીશ પર કાળ રહ્યો દંત કરડે,
પામર, પલકની ખબર તુજને નહીં, મૂઢ શું જોઈ ને મૂછ મરડે?
હરિ હરિ રટણ કર, કઠણ કળિકાળમાં૦
પ્રૌઢ પાપે કરી, બુદ્ધિ પાછી ફરી, પરહરી થઠ શું ઠાળ વળગ્યો?
ઈશને ઈરષા છે નહીં જીવ પર, આપણે અવગુણે રહ્યો રે અળગો;
હરિ હરિ રટણ કર, કઠણ કળિકાળમાં૦
પરપંચ પરહરો, સાર હૃદયે ધરો, ઉચ્ચરો હરિ મુખે અચળ વાણી,
નરસૈંયા હરિતણી ભક્તિ ભૂલીશ મા, ભક્તિ વિના બીજું ધૂળધાણી;
હરિ હરિ રટણ કર, કઠણ કળિકાળમાં૦

પદ ૧૧

બાપજી પાપ મેં કવણ કીધાં હશે, નામ લેતાં તારું નિદ્રા આવે,
ઊંઘ, આલસ્ય, આહાર મેં આદર્યો, લાભ વિના લવ મંન ભાવે;
બાપજી પાપ મેં કવણ કીધાં હશે૦
દિન પૂંઠે દિન તો વહી જાય છે, દુરમતિનાં ભર્યાં રે ડાલાં,
ભક્તિ ભૂતળ વિષે નવ કરી તાહરી, ખાંડ્યાં સંસારનાં થોથાં ઠાલાં;
બાપજી પાપ મેં કવણ કીધાં હશે૦
દેહ છે જૂઠડી, કરમ છે જૂઠડાં, ભીડભંજન તારું નામ સાચું,
ફરીફરી વરણવું શ્રીહરિ તુજને, પતિતપાવન તારું નામ જાચું;
બાપજી પાપ મેં કવણ કીધાં હશે૦

તારી કરુણા વિના કૃષ્ણ કોડામણા, કળ અને વિકળનુ બળ ન ફાવે,
નરસૈયા રકને અખના તાહરી, હેડ–બેડી ભાગે શરણ આવે;
બાપજી પાપ મે કવણ કીધા હશે૦

પદ ૧૨

જે ગમે જગદ્ગુરુ દેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કંઈ નવ સરે, ઊગરે એક ઉદ્વેગ ધરવો.
હુ કરુ હુ કરુ એ જ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે, સર્વ એણી પેરે, જુક્તિ જોગેશ્વરા કોઈ જાણે
નીપજે નરથી તો, કોઈ ના રહે દુખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે,
રાય ને રક કોઈ, દ્રષ્ટે આવે નહીં, ભવન પર ભવન પર છત્ર દાખે
ઋતુ લતા પત્રફળ ફૂલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે,
જેહના ભાગ્યમા, જે સમે જે લખ્યુ, તેહને તે સમે તેજ પહોચે
સુખ સંસારી મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજુ સર્વ કાચુ,
જુગલ કર જોડીને નરસૈયો એમ કહે, જન્મપ્રતિજન્મ હરિને જ જાચુ.

પદ ૧૩

અખિલ બ્રહ્માડમા એક તું શ્રીહરિ, જૂજવે રૂપ અનત ભાસે,
દેહમા દેવ તું, તેજમા તત્ત્વ તું, શૂન્યમા શબ્દ થઈ વેદ વાસે
પવન તું, પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એ જ આશે
વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડળ વિષે ભેદ નો'યે;
ઘાટ ઘડિયા પછી, નામરૂપ જૂજવા, અતે તો હેમનુ હેમ હોયે
ગ્રથ ગડમડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તે જ પૂજે;
મન વચન કર્મથી, આપ માની લહે, સત્ય છે એ જ મન એમ સૂઝે.
વૃક્ષમા બીજ તુ, બીજમા વૃક્ષ તું, જોઉ પટતરો એ જ પાસે,
ભણે નરસૈયો એ મનતણી શોધના,* પ્રીત કરુ પ્રેમથી પ્રગટ થાશે

* શોધના–શુદ્ધિ

પદ ૧૪

રાત રહે જ્યાહરે, પાછલી ખટ ઘડી, સાધુ પુરુષને સૂઈ ન રહેવું;
નિદ્રાને પરહરી, સમરવા શ્રીહરિ, એક તું એક તું એમ કહેવું.
રાત રહે જ્યાહરે, પાછલી ખટ ઘડી૦
જોગિયા હોય તેણે જોગ સંભારવા, ભોગિયા હોય તેણે ભોગ તજવા;
વેદિયા હોય તેણે વેદ વિચારવા, વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા.
રાત રહે જ્યાહરે, પાછલી ખટ ઘડી૦
સુકવિ હોય તેણે સદ્ગ્રંથ બાંધવા, દાતાર હોય તેણે દાન કરવું;
પતિવ્રતા નારીએ કંથને પૂછવું, કંથ કહે તે બધું ચિત્ત ધરવું.
રાત રહે જ્યાહરે, પાછલી ખટ ઘડી૦
આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈંના સ્વામીને સ્નેહથી સમરતાં, ફરી નવ અવતરે નર ને નારી.
રાત રહે જ્યાહરે, પાછલી ખટ ઘડી૦

પદ ૧૫

જાગીને જોઉં તો જગત દીસે નહીં, ઊંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચતન્યવિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.
જાગીને જોઉં તો જગત દીસે નહીં૦
પંચમહાભૂત પરિબ્રહ્મ વિષે ઊપન્યાં, અણુ અણુ માંહીં રહ્યાં રે વળગી;
ફૂલ ને ફળ તે તો વૃક્ષના જાણવાં, થડથકી ડાળ તે નહીં રે અળગી.
જાગીને જોઉં તો જગત દીસે નહીં૦
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડળ વિષે ભેદ ન્હોયે;
ઘાટ ઘડ્યા પછી નામરૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે.
જાગીને જોઉં તો જગત દીસે નહીં૦
જીવ તે શિવ તો આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસૈંયો એ તે જ તું તે જ તું, એને સમર્યાથી કંઈ સંત સિધ્યા.
જાગીને જોઉં તો જગત દીસે નહીં૦

પદ ૧૬

શા સુખે સૂતો સંભાર શ્રીનાથને,
હાથ તે હરિ વિના કોણ સહાયે. (ટેક)
માત ને તાત સુત ભ્રાત ટોળે મળ્યાં,
દોહ્યલી વેળ સહુ દૂર જાયે. શા સુખે સૂતો૦
ઊંધે મસ્તક હતો ઉગ્ર તપ આચરી,
ભક્તિ કીધી ભગવાન કેરી;
અવતરી પાશ બંધાયો માયા તણે,
લંપટી લાલચે લીધો ઘેરી. શા સુખે સૂતો૦
દિવસે ચોદિશ ભમ્યો રાત નિદ્રા વિષે,
સ્વપ્નમાં સાંભરી મોટી માયા;
પલક પળવાર નહીં હરિને ભજવાતણો,
જ્યાં લગી જીવ સંજોગ કાયા. શા સુખે સૂતો૦
ધન ધામે કરી મોહી રહ્યો લોભિયા,
વેદના વીસરી ગર્ભ કેરી;
નાથ ત્રિલોકના હરિ ન સંભારિયા,
જ્યારે રાખ્યો તો જઠરામાં ઘેરી. શા સુખે સૂતો૦
જાગે રે જીવડા વાજ આવ્યો ઘણું,
કેટલાએક પ્રતિબોધ દીજે;
નરસૈંના સ્વામીને નિત્ય સંભારતાં,
દેહનાં દુકૃત દૂર કીજે. શા સુખે સૂતો૦

પદ ૧૭

મારા નાથજી મુજને ભક્તિ દેજો સદા.
દીન જાણીને સંભાળ લેજો. (ટેક)
ભક્તિ આપી ભલા ભાવથી ભૂધરા,
અંતે આવી અહોનિશ રે'જો. મારા નાથજી. મુજને૦

ભક્તિ કારણ મારો દેહ દુર્બળ હશે,
દેહ કારણ રખે સ્નેહ જાયે;
આજ મન સાથ જદુનાથ જો વીસરે,
વળતી વલે મારી કોણ થાયે? મારા નાથજી મુજને૦
કર્મ કૂડાં કરી ખાણ ચારે ભરી,
નાસવાને નથી રાખી બારી;
કૃષ્ણ-કીરતન વિના જન્મ જાયે વૃથા,
જેમ રહે જુગટે રિદ્ધિ હારી. મારા નાથજી મુજને૦
હું ગર્ભ નાના ફર્યો નિત્ય ઉજાગરો,
નવ ઠર્યો નાથજી શરણ પાખે;
ભવ વિષે બૂડતાં વાર ને બૂમ નહીં,
બાંહ્ય ગ્રહી મુજને કોણ રાખે? મારા નાથજી મુજને૦
અલ્પ આયુષ્યમાં કલ્પના મનુષ્યને,
આજ કીધું વળી કાલ કરવું;
શ્વાસનો લેશ વિશ્વાસ નહીં નિમિષનો,
આશ અધૂરી અને એમ મરશું. મારા નાથજી મુજને૦
ઉત્તમ મધ્યમ વરણ તું વિઠ્ઠલા,
પ્રગટ થઈને દરશન પમાડો;
નરસૈંયા રંકને ટંક કરુણા કરો,
દીનબંધુ વળ્યો આંક આડો. મારા નાથજી મુજને૦

પદ ૧૮

જ્યાં લગી આત્મા તત્ત્વ ચીન્યો* નહીં,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
મનુષ્યદેહ તાહરો એમ એળે ગયો,
માવઠાની જેમ વૃષ્ટિ વૂઠી.× (ટેક)

* ચીન્યો=ઓળખ્યો. × વૂઠી=એળે ગઈ.

શું થયું સ્નાન પૂજા ને સેવા થકી ?
શું થયું ઘેર રહી દાન દીધે ?
શું થયું ધરી જટા ભસ્મલેપન કર્યે ?
શું થયું વાળ લોચંન કીધે ?* જ્યાં લગી આતમા૦
શું થયું તપ ને તીરથ કીધા થકી ?
શું થયું માળ ગ્રહી નામ લીધે ?
શું થયું તિલક ને તુળસી ધાર્યા થકી ?
શું થયું ગંગજળ પાન કીધે ? જ્યાં લગી આતમા૦
શું થયું વેદ વ્યાકરણ વાણી વદ્યે ?
શું થયું રાગ ને રંગ જાણ્યે ?
શું થયું ખટદર્શન સેવા થકી ?
શું થયું વરણના ભેદ આણ્યે ? જ્યાં લગી આતમા૦
એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા,
આતમારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈયો કે તત્ત્વદર્શન વિના,
રત્નચિંતામણિ જન્મ ખોયો. જ્યાં લગી આતમા૦

✓ પદ ૧૯–રાગ કાફી

સુરસેના સખી કહે છે:

શ્રીજી મારી વિનતિ રે, તમે સાંભળો સારંગપાણ રે;
સંકટ તમને શું કહું વા'લા ? તમો છો ચતુરસુજાણ. (ટેક)
દાસને દુઃખ છે દોહ્યલાં, તે કેમ સહો છો મહારાજ રે ?
વિલંબ ન કીજે વિઠ્ઠલા, હવે ગઈ સેવકની લાજ. શ્રીજી૦
અમો હળવાં પડ્યાં દામોદરા તો, તારા ગુણ કોણ ગાય રે;
બિરદ ન પાળો ભૂધરા, તો અમે કેમ જિવાય રે. શ્રીજી૦
સજ્જ શે ન થાઓ શામળા ? તમે ભોગળ ભાંગો આજ રે;
હાર આપો હરિદાસને, જેમ જાય મંડળિકની લાજ રે. શ્રીજી૦

* લોચંન કીધે=ઉખેડ્યે.

અમ વિના તમે એકલા, પ્રભુ શો કરશો વિલાસ રે?
પુરુષરૂપ છો કાનજી, અમને તમારી આશ રે. શ્રીજી૦
ઝળહળતા છો શ્યામ સુંદરવર, અમો છું તમારી નાર રે;
નેહ વિના નારી કેમ રહે? કાંઈ કરો મન વિચાર રે. શ્રીજી૦
સ્વામી શે નથી જાણતા? મન ઉતારોને રીસ રે;
અપરાધ અમારો ક્ષમા કરો, નામે સુરસેના શીશ રે. શ્રીજી૦
અમો અબળા તમને નમું, અમને કરોને સહાય રે;
નરસૈંયાને ઉગારી લીજે, ત્યારે હસિયા વૈકુંઠરાય રે. શ્રીજી૦
સુરસેનાની વિનતિ, સાભળી દામોદરરાય રે;
આસનથી હરિ ઊઠિયા, દાસને કરવા પસાય રે. શ્રીજી૦

## પદ ૨૦-રાગ મારુ

સુરસેનાની વિનતિ જાણી રે, આસનથી ઊઠ્યા સારંગપાણિ રે. (ટેક)
ઝળહળતા બ્રહ્મ તે આવે રે, સખી હરખ ધરીને વધાવે રે. સુર૦
સઘળી બાઈને બીડી આપી રે, રીસે તે બળ્યા સઘળા પાપી રે;
નવ જાણે નરસૈંયો વિચાર રે, આવ્યા મંડપમા દેવમુરાર રે. સુર૦
મુખે બોલ્યા તે શ્રીજગદીશ રે, નામી સર્વે સખીને શીશ રે;
તમારી સ્તુતિ સહી નવ જાય રે, એમ બોલ્યા તે જાદવરાય રે. સુર૦
સર્વે સખીને દીધું આલિંગન રે, દીન વચન બોલ્યા જગજીવન રે;
સર્વે સખીને સમર્પ્યા હાર રે, નેણે વહે તે જળની ધાર રે. સુર૦
તમે શાને કરો વિલાપ રે? હાર આપું આપોઆપ રે;
તમો વેચો તો વેચાઉં રે, કાચે તાતણે બાધ્યો આવું રે. સુર૦
બ્રહ્માદિકને વશ નહિ થાઉં રે, વેદવિદ્યા હોયે ત્યા નવ જાઉં રે;
એવું બોલ્યા શ્રીજુગદીશ રે, નામી સર્વે સખીને શીશ રે. સુર૦
જેને મન ઘણું અભિમાન રે, ત્યાથી દૂર સદા ભગવાન રે;
હું સત્ય વચન જ ભાખું રે, હું તો લજ્જા સેવકની રાખું રે. સુર૦

તમે જે રે માગો તે આપું રે, તમ વચન કદી 'ન ઉથાપું' રે;
તમને કહુ વિસ્તારી વાત રે, મહેતાજીની વધારું ખ્યાત રે. સુર૦
માટે કહોને કેદારો ગાય રે, તે વિના નહીં હાર અપાય રે;
હું તો જઈ બેસું આમને રે, સત્ય માનજો મુજ વચન રે. સુર૦
તમો પ્રાણુ થકી છો પ્યારાં રે, ક્ષણુ એક ન મૂકું ન્યારાં રે;
એમ બોલ્યા દામોદરરાય રે, સહુ સખીઓને હરખ ન માય રે સુર૦

પદ ૨૧–રાગ આશાવરી

સખીઓ રે જ્યારે હરખ જ પામી, ત્યારે રીઝયા સારંગપાણિ જી;
હસીહસી વચન શ્રીમુખ બોલ્યા, ધન્ય ધન્ય વૈષ્ણવવાણી જી સખી૦
કુંવરબાઈ કહે કર જોડી, સાભળો માહરા તાત જી;
દામોદરરાયને ઘણો વહાલો છે, કેદારો સાક્ષાત્ જી. સખીઓ રે૦
ગિરિવરધારીને કુંજવિહારી તે સાથે છે હોડ જી;
દામોદર શું પ્રીત બંધાણી, તે રાગ કેદારાની જોડ જી. સખીઓ રે૦
મહેતાજી મન સ્થિર કરી રાખો, નહિ મૂકે નાથ તમારો જી,
દામોદરરાયને ઘણો વહાલો છે, તે ગાઓને રાગ કેદારો જી. સખી૦
મહેતાજી કહે પુત્રી માહરી, દેવાળિયા કહેવાઈએ જી,
સાઠ રૂપિયે ઘરાણે મૂકયો છે, માટે કો'ને કેદારો કેમ ગઈએ જી. સ૦
ધરણીધર મહેતાજીને મંદિર, ખત લખીને આપ્યુ જી;
તે રૂપિયા આપ્યા વિના જો ગાઉ તે જીભ કાપું જી. સખીઓ રે૦
અટક સાભળી મહેતાજીની, સમરથ સારંગપાણિ જી,
કેદારો મુકાવા ચાલ્યા, પ્રીત પૂરવની જાણી જી. સખીઓ રે૦

પદ ૨૨–રાગ કેદારો

કેદારો મૂકવાને ચાલ્યા, તે ભક્તવત્સલ ભગવતસ્વરૂપ;
ધરણીધર મહેતાને મંદિર આવ્યા, નરહરિ નરમેંનુ ધરી રૂપ. (ટેક)
ધન આપી ખત માગી રે લીધુ, વ્યાજ સુદ્ધાં પહોચાડ્યું સહુ;
ધરણિધર નાગરને ઘેરે, એક પાગળી હુતી રે વહુ. કેદારો૦

તેને ઘેલી કહીને સહુ કો બોલાવે, તેને મંદિર પધાર્યા ભગવાન;
મસ્તક હાથ મૂકીને ઉઠાડી, રૂપ કીધું તેનું લક્ષ્મી સમાન. કેદારો૦
એક પંથ બે કારજ કરીને, હરિ આવ્યા જૂનાગઢ મોઝાર;
મહેતાજીને ખોળે ખત નાખ્યું, અંત્રીક્ષ રહીને દેવમોરાર. કેદારો૦
તે રે શ્રીપાત સરવે દીઠું, મંડળિક પાસે માગે માન;
નરસૈંયો ઈશ્વરનો સેવક, કહ્યું કરો હડીલા રાજાન. કેદારો૦
અન્યોઅન્ય સહુ વાત કરે છે, ખત આપ્યું દામોદરરાય;
નરસૈંયાને મંદિર મોકલો, નહિ તો આપણો મહિમા જાય. કેદારો૦
તળાજેથી તતક્ષણ આવ્યો, કહે ધરણીધર સાંભળો રાય;
હરિના જન હરિ સરખા જાણો, મહેતાજીને લાગો પાય. કેદારો૦

પદ ૨૩–રાગ સારંગ

દ્વારિકા પહોંચ્યા કમળાપતિ, રામાનંદ પ્રત્યે કહે વિનતિ. (ટેક)
તમે જૂનાગઢ લગી વેગે જાઓ, નરસૈંયા નાગરને કરો પસાયો.
દ્વારિકા પહોંચ્યા કમળાપતિ૦
આવ્યા રામાનંદ સભા મોઝાર, એવે ધરણીધર કરે છે વિચાર;
મહેતાને રૂપે આવ્યા ભગવાન, અપંગ વહુ કીધી લક્ષ્મી સમાન.
દ્વારિકા પહોંચ્યા કમળાપતિ૦
ગરથ આપી ખત લીધું હરિ, ધરણીધરે વાણી ઓચરી;
શ્રીપાત સાંભળીને દિલગીર થયા, મંડળિકરાય વિચારી રહ્યા.
દ્વારિકા પહોંચ્યા કમળાપતિ૦
અન્યોન્ય વાતો ઓચરે, વૈષ્ણવ સાથે દ્વેષ કોણ કરે ?
દક્ષિણાવર્ત ગંગોદક ભર્યો, નરસૈંયો નાગર વૈષ્ણવ ખરો.
દ્વારિકા પહોંચ્યા કમળાપતિ૦
ગાયે રત્ન ગળાણું રાય, રત્ન જડે ને જીવે ગાય;
એવી પ્રીત દામોદર ક્યાંથી કરે ? ભાંગી ભોગળ હાર કંઠે ધરે.
દ્વારિકા પહોંચ્યા કમળાપતિ૦

તે માટે મહેતાને મોકલો ઘેર, બ્રાહ્મણ શું નવ કીજે વેર;
વેર કીધે નવ થાયે ભલું, તે માટે કહીએ એટલું.
દ્વારિકા પહોંચ્યા કમળાપતિ૦
એમ સભાજન સરવે કહે, તે તો મંડળિક સરવે લહે;
પ્રરંભ પ્રધાન વિચારે પેર, નરસૈંયાને મોકલો ઘેર.
દ્વારિકા પહોંચ્યા કમળાપતિ૦

પદ ૨૪

રામાનંદ સંન્યાસી એણી પેર કહે, એ કથા અધવચ રહે;
કોઈ કોઈની કૂડી પક્ષ કરે તે, સંન્યાસી નરકે સંચરે. (ટેક)
વૈષ્ણવજનને નિંદે જેહ, કુંભીપાક પડે નર તેહ;
પાંડુપુર નગર છે એક, તેમાં નામો ભક્ત વિશેક. રા૦
નામદેવને હરિશું પ્રીત, રામાનંદ કહે શુભ રીત;
બ્રાહ્મણે આણી મરતક ગાય, લઈ બાંધી સુલતાન સભાય. રા૦
નામદેવે સજીવન કરી, તુલસીમાળા કંઠે ધરી;
નામદેવ નર હરિગુણ ગાય, આવ્યા સમરથ વૈકુંઠરાય. રા૦
જૂઠા લોક સહુ જોઈ રહ્યા, વૈષ્ણવજન તે સાચા થયા;
ભગત જગતને આદ્યથી વેર, પ્રભુ સેવકની જાણે પેર. રા૦
પ્રહ્‌લાદજી પર કોપ્યો તાત, બિભીષણને વીરે દીધી લાત;
અમરીષને દુરવાસા કોપિયો, ધ્રુવ બાળક તે વનમાં ગયો. રા૦
ત્યાં મળિયા ઋષિ નારદ રાય, આપી મંત્ર કર્યો વિદાય;
તેણે ધાર્યું હરિનુ ધ્યાન, પ્રસન્ન થયા પોતે ભગવાન. રા૦
ભક્ત જાણીને સૂધ લીધ, ધ્રુવજીને તો અવિચળ કીધ;
સુધન્વા ઉગાર્યો હરિ, તેલ કડાની ટાઢી કરી. રા૦
પંચાળીનાં પૂર્યાં ચીર, તે તો પોતે હળધરવીર;
માટે મહેતા તમને કહું, સંસારચરિત્ર હું સઘળું લહું. રા૦

હાર લીધા વિના જાઓ ઘેર, તો વૈષ્ણવની લાજ રહે શી પેર ?
ભાંગી ભોગળને આપો હાર, ત્રિભુવન વર્તે જયજયકાર. રા૦
નિજ ધરમને બેલી મહારાજ, ઠામઠામ જનની રાખો લાજ;
રહો વિશ્વાસે આણે ઠામ, હવે ડગમગ શું આવે કામ ? રા૦
મહેતા તમારી ભક્તિ ખરી, હાર આપશે હેતે હરિ;
રામાનંદ એણી પેરે ઉચ્ચરે, મહેતાજી મનમાં હરખ જ ધરે. રા૦
કેદારો આલાપી ગાય, સર્વ સખીને આનંદ થાય;
જય દામોદર, જય રણછોડ, નિજ ભક્તના પૂરો કોડ. રા૦

પદ ૨૫–રાગ કેદારો

મારો વાલોજી રાગ મુકાવીને આવ્યા, મહેતો ખત વાંચીને ખૂંઆરે;
નાચે ખૂંદે ને તાલ વજાડે, મારો વાલોજી નવ વિસારે રે. મારો૦
મધુરે સ્વરે કેદારો ગાયો, મારા ગોરિયો ગમાણે આવ્યો રે;
ઠમકે ઘૂઘરી નેપુર વાજે, મારો રાગ કેદારો મુકાવ્યો રે. મારો૦
પગટ થાઓ પાતળિયા સભામાં, મુજને આપો હાર રે;
આવો છબીલા સાંઈડું દીજે, શાને લગાડો વાર રે. મારો૦
મલપતા મંદિરમાં આવો, મેં જાણ્યા દીનદયાળ રે;
સભા સર્વ દેખતાં કાનુડા, મારી કંઠે આરોપો માળ રે. મારો૦
એમ કહી ખત મસ્તક મૂકયું, સખીઓ થાઓ સાવધાન રે;
જયકાર બોલે નરસૈયો, સર્વ સખીઓ કરે ગાન રે. મારો૦

પદ ૨૬–રાગ પ્રભાત

દામોદર દિલમાંહે વિચારે, મહેતો ભગત છે મહારો રે;
ક્ષણ એ મુજને નવ વિસારે, ગણે પ્રાણથી પ્યારો રે. (ટેક)
એમ વિચારી ગયા અલબેલો, ધરણીધરને ઘેર રે;
કેદારો મુકાવી લાવ્યા, જુગતે જાણી પેર રે. દામો૦
ખત લાવીને ખોળે નાખ્યું, તે તો સરવે જેયું રે;
મહેતો મનમા રાજી થયા બહુ, જેતાં મનડું મોહ્યું રે. દામો૦

કોડેથી કેદારો ગાયો, તે તો મુજને ભાવ્યો રે,
ઉપમા આપી મુજને બળદની, ગોરિયો ગમાણે આવ્યો રે. દામો૦
માટે આસન જઈને બેસું, છોને લાગે વાર રે;
કેવો ગણીઓ મુજને મહેતે, કેમ આપું હવે હાર રે? દામો૦
રીસ ચડાવી આસન બેઠા, શ્રીદામોદરરાય રે;
તે તો મહેતાજીએ જોયુ, હવે શી પેર થાય રે? દામો૦
મહેતોજી કહે સુણો મોહનજી, રિસાઈને ક્યાં જાઓ રે?
જીવ જતાં લગી નવ છોડું, સહાય શામળિયા થાઓ રે દામો૦

પદ ૨૭

ભાંગ્ય ભોગળ શામળિયા સાથી, ઘેલડા મુકાવોને ગોવાળા રે;
આહીરને આવડો શો ચટકો? આપો મોગરાની માળા રે. (ટેક)
હવે ગાળ નહીં દઉં ગોવિંદજી, ક્ષમા કરો અપરાધ રે;
શિવ વિરંચિ તારો પાર ન જાણે, તે શું કર્યો મેં વાદ રે. ભાગ્ય૦
શુક સનકાદિ ધ્યાન ધરે છે, તે તું નંદકુમાર રે;
લક્ષ્મીવર મેં કહ્યો તુજને, લંપટ વારંવાર રે. ભાંગ્ય૦
સેવકજનના બોલ્યા સામુ, જોઈએ નહીં જદુનાથ રે;
અવગુણ ભરિયો પણ છુ તારો, હેતે ઝાલો હાથ રે ભાગ્ય૦
શુદ્ધ, બુદ્ધ, લજ્જા પ્રેમીજનમાં, નવ રહે લગાર રે;
પ્રેમવચનમા જે બોલાયુ, વિઠ્ઠલ વારવાર રે. ભાગ્ય૦
ગુણસાગર છો શ્રીગિરિધારી, બાનાની પત રાખો રે;
મહેર કરી મહારાજા મુજ પર, દાસને દરશન દાખો રે. ભાગ્ય૦
આવો આલિંગન દીજે મારા વા'લા, સુદર સુખડુ નિહાળું રે;
ભણે નરસૈંયો રજની વીતી, થયુ ત્રિલોકમા અજવાળું રે. ભાગ્ય૦

પદ ૨૮

જાગ્ય જાગ્ય રે જદુપતિ રજની વિહાણી;
મંડળિક મુજને બહુ બિવડાવે, જીવન ટયો જાણી. (ટેક)

અરુણ ઉદયની વેળા થઈ છે, હરણી તો આથમી;
દીપકજ્યોત્યો ઝાંખી થઈ છે, કહું મસ્તક નામી. જાગ્ય૦
વલોણાં વાજે ને ઘંટી ગાજે, પ્રેમદા ભરે પાણી;
કેશવજી તમે કેમ ન આવ્યા? કોણે બાંધ્યા તાણી? જાગ્ય૦
મુચકંદ ને કુંભકરણ જીત્યા, તેની ઊંઘ તને આવી;
આળસુ કેમ બન્યા અલબેલા? શું બેઠા રિસાવી? જાગ્ય૦
દીનબંધુ છો દામોદરજી, હાર હરિ આપો;
ભણે નરસૈંયો નાથજી, મારાં કષ્ટ તમે કાપો. જાગ્ય૦

પદ ૨૯

ખત વાંચતાં હું ઓળખાયો, તેની તમને ચડી છે રીસ રે;
સેવકના અપરાધ જ સામું, શું જુઓ જગદીશ રે. (ટેક)
શ્રીપતિ સહાય કરો સેવકની, વેળા થઈ છે આઝી રે;
મોગરાની માળા લઈને પધારો, મહેતાજી થાયે રાજી રે. ખત૦
ઊઠો ઊઠો હરિ થયું અજવાળું, ખોટી ન થાઓ પળ એક રે;
પ્રીતમજી પ્રેમેથી ભેટું, મૂકી દો હરિ ટેક રે. ખત૦
એવું સુણી ઊઠ્યા અલબેલો, થયો ત્યાં બહુ કડાકો રે;
જાણે મેઘ ગાજ્યો અષાડો, એવો થયો ભડાકો રે. ખત૦
મોહનજી કહે સુણો મહેતાજી, અંતર નથી તમ સાથે રે;
પ્રીત કરી તુજને પે'રાવું, હાર હું માહરે હાથ રે. ખત૦
તુજ વિના મહારે નવ ચાલે, હું પૂરું તારી આશ રે;
એમ કહીને બન્ને ભેટચા, નરસૈં ને અવિનાશ રે. ખત૦

પદ ૩૦-રાગ વસંત

કમાડ કડકડિયાં ને ગગન ગડગડિયાં, મંડળિકનાં મંદિર;
ભોગળ ભાંગી ને તાળાં રે તૂટ્યાં, પધાર્યા શ્યામશરીર. (ટેક)
ખળભળિયાં ગઢકોશીસાં રે, પડે પોળ પોકાર;
નાઠા ભૂર સભાથી સર્વ કો, થઈ રહ્યો હાહાકાર. કમાડ૦

આસનથી ઊઠ્યા અવિનાશી. આવ્યા સભા મોઝાર;
સભા સરવે દેખતાં રે આપ્યો, મહેતાજીને કંઠે હાર. કમાડ૦

પદ ૩૧

શ્રીદામોદર દયા કરીને, નરસૈંયા નાગરનો રાખ્યો રંગ;
સર્વ સેવકના સુખને કારણ, રાય મંડળિક કીધો માનભંગ. (ટેક)
કો કહે કામી ને કો કહે કપટી, પણ સેવકને તમારી આશ;
રાખી લાજ સભામા સાચી, દુરજન સઘળા કીધા નિરાશ. શ્રી૦
કળિયુગમાંહી પ્રત્યક્ષ દીઠું, નરસૈંયે જિતાડ્યો હોડ;
કાને કુંડળ ઘાલ્યા મહેતાને, પીતાંબર આપ્યુ કટિ છોડ. શ્રી૦
એણે જારજાતે કાંઈ ન જાણ્યુ, વૈષ્ણવ સાથે કીધો વાદ,
પ્રજાજનો સહુ એણીપેરે કહે છે, ઉતાર્યો હરિ એનો નાદ. શ્રી૦
જયજયકાર હવો સોરઠમાં, મહેતાને આપ્યો હાર જ હરિ;
મંડળિક રાયનો મમત હરીને, નરસૈંયા નાગરની રક્ષા કરી. શ્રી૦

પદ ૩૨

મારા ઠાકોર દામોદરે, મારી સાર કરી સભારી રે;
વૈકુંઠથી વેગે આવીને, આપ્યો હાર ઉતારી રે. (ટેક)
ભક્તજનને વહાલે લાડ લડાવ્યાં, સદાય છે સુખકારી રે;
અનેક ભક્ત આગે ઓધાર્યા, કૃપા કરી મુરારિ રે. મારા૦
નૃપતિ નિત્ય દાન દેતો સુવર્ણનું, નાહતો ગંગાનીર રે;
પણ વૈષ્ણવથી દ્વેષ જ કરતો, તેથી પામ્યો કલંક શરીર રે. મારા૦
શુક સનકાદિ મુનિવર નારદ, નિગમ ચતુર મુખ ગાય રે;
હનુમાન સરખા તાલ ધરે તોય, હરિગુણ કોણે ન ગણાય રે. મારા૦
જેની સેવા સુરનર ઇચ્છે, સહસ્ર અઠ્યાસી ધ્યાય રે;
અમર ઇદ્રાદિક ગંધર્વ અપ્સરા, ગુણ શ્રીહરિના ગાય રે. મારા૦
મામેરું મોહને કીધું, આપ્યાં વસ્ત્ર શણગાર રે;
મંડળિક દેખતાં મહારાજે મુને, હેતે દીધો હાર રે. મારા૦

સોરઠ-જન જોવાને આવ્યા, પહોચ્યા મનના કોડ રે;
સકળ સભામાં લજ્જા રાખી, નરસૈંયો જિતાડ્યો હોડ રે. મારા૦
કળિજુગમાંહી કઠણ માનવી, પામર કેને ન પતીજે રે;
ભણે નરસૈયો સુણો નારાયણ, ચરણ શરણ રાખી લીજે રે. મારા૦

પદ ૩૩-રાગ બિભાસ

શ્રીદામોદરે કીધી દયા જે, મુકુટ સહિત મુને આપ્યો હાર;
બાજુબંધ ને બેરખા આપ્યા, ત્રિભુવન વર્ત્યો જયજયકાર. (ટેક)
રાજા તું ઘેલો થયો જે, ખડગ લઈ ને આવ્યો સંગ;
રસિયાજીશું રંગે રમતાં, રમાપતિએ રાખ્યો રંગ. શ્રીદામો૦
શા શા ગુણ ગાઉં ગોવિંદના? ઠામઠામ રાખી મુજ લાજ;
અફળ ન થાયે એ અલબેલો, સારે સેવકજનનાં કાજ. શ્રીદામો૦
જે જન સેવે સાચા મનથી, તે ત્રિકમજી જાણે રે;
ભીડ પડે જ્યારે સેવકને, સહાય કરે તે ટાણે રે. શ્રીદામો૦
સજ્જન સરવે સાચું માનો, એ હરિ દીનદયાળ રે;
નિજ સેવકની લજ્જા રાખી, કંઠે આરોપી માળ રે. શ્રીદામો૦

પદ ૩૪-રાગ આશાવરી

શ્રીદામોદરના ગુણ ગાતાં, નર કોઈએ દુખિયો ન હોય રે;
સદા શામળિયો શરણે રાખે, સન્મુખ આવી જોય રે. (ટેક)
મૂરખ મૂઢ હીંડે રડવડતો, નવ જાણે હરિનો મર્મ રે;
સ્મરણ કરતાં તરત જ આવે, પરિપૂરણ બ્રહ્મ રે. શ્રીદામો૦
છેલ, છબીલો ને છોગાળો, નિત્ય નિત્ય તેને ભજીએ રે;
મંડળિકનું માન ઉતાર્યું જેણે, કહો કેમ તેને તજીએ રે? શ્રીદામો૦
સુખદાતાની પૂર્ણ કૃપાથી, અવિચળ પદ હું પામ્યો રે;
નરસૈંયાના સ્વામીને જોતાં, ભવભય સઘળો વામ્યો રે. શ્રીદામો૦

પદ ૩૫–રાગ લલિત

વહાલાના ગુણ શા શા કહું રે, અવસરે આવીને રાખે લાજ;
પતિતપાવન હરિ નામ તમારું, પ્રગટ થાઓ છો ભક્તને કાજ. (ટેક)
કૃપા કરી મુને હાર જ આપ્યો, મંડળિકરાય થયો માનભંગ;
સભા સઘળી આશ્ચર્ય પામી, કૃપા તમારી પરમાનંદ. વ૦
સાચી પ્રીત કરે જે હરિશું, તેના મનના પૂરે કોડ;
કૃપા કરી તમે નરસૈંયાને, ભક્તવત્સલ પ્રભુ શ્રીરણછોડ. વ૦

પદ ૩૬–રાગ દેશાખ

નીરખી લોક નગરના હરખ્યા, ધન્ય ધન્ય મહેતાનો અવતાર રે;
મહીપતિ આવી ચરણે લાગ્યો, કરે હરખ ઓચ્છવ નરનાર રે. (ટેક)
અમે અબુધ મૂરખ અજ્ઞાની, ખોટી કહી વૈષ્ણવની વાત રે;
સ્વામી સેવકમાં ભિન્ન ન હોયે શ્રુતિ–સ્મૃતિ બોલે ખ્યાત રે. ની૦
છબીલાજીના વા'લા જે જન, તે સાથે ન કરવો દ્વેષ રે;
સાચું પાસું શામળિયાનું, નિશ્ચે લખ્યો મટે નહીં લેખ રે. ની૦
દુરિજન સઘળા દુઃખ જ પામ્યા, જેણે કીધાં કૂડાં કર્મ રે;
કે' નરસૈંયો તમો સુકૃત કરો સૌ, શ્રીધરણીધર રાખે ધર્મ રે. ની૦

પદ ૩૭–પ્રભાત

ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રીહરિ, નરસૈંયા તું મારો ભક્ત સાચો;
મેલી પુરુષપણું સખી રૂપે થઈ રહ્યો, તાહરા પ્રેમથી હું રે રાચ્યો.
ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રીહરિ૦
તુજમાં ને મુજમાં ભેદ નહિ નાગરા, માન્ય તું માહરી વેદવાણી;
હજી રે જોને તને પ્રતીત ન ઊપજે, માગતાં મોકલ્યું ટાઢું પાણી.
ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રીહરિ૦
મામેરું કીધું તે કેમ ગયો વીસરી? હાર આપ્યો તે પ્રત્યક્ષ ભૂપ;
ચૌદ ભુવનમાં તુજ સમો કો નહીં, માહરું તાહરું એક રૂપ.
ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રીહરિ૦

તાહરો અક્ષર ગાય ને સાંભળે, તે કુળ સહિત પવિત્ર થાએ;
ભણે નરસૈંયો મીઠું બોલી શું રીઝવો ? કર જોડી કૃષ્ણજી સમ ખાએ.
ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રીહરિ૦

### પદ ૩૮–આશાવરી

મંડળિક આવી લાગ્યો પાય, ક્ષમા કરો હું મંદમતિ રાય;
પ્રલંબ પ્રધાન વિનય બહુ કરે, સ્ત્રીઓ નયણે નીર જ ઝરે. (ટેક)
શ્રીપાત સરવે મહેતાજીને નમ્યા, અમો અતિશય તમને દમ્યા;
અમે અજ્ઞાન થયા મહારાજ, રાખી દામોદરે તમ લાજ. મં૦
ભીમ મહેતાજીને પ્રણામ જ કરે, સંન્યાસી વિનયવચન ઉચ્ચરે;
દ્વેષી નાગર ઘેર જ ગયા, વૈષ્ણવ સર્વ રળિયાત જ થયા. મં૦
એ હરિજનનો મહિમા રહ્યો, રાય મંડળિકે પોતે લહ્યો;
સભા સર્વ જન બોલે પેર, મહેતાજી પધારો ઘેર. મં૦
સખીઓ સહિત ઊઠયા તેણીવાર, સર્વ બોલે ત્યાં જયજયકાર;
મહેતાજી આવ્યા મંદિરમાંય, વૈષ્ણવજને વધાવ્યા ત્યાંય;
નરસૈંયો કહે જપો હરિનામ, દામોદરને કરો પ્રણામ. મં૦

### પદ ૩૯

સંવત પંદર બારોતરામાં, ચૈત્ર સુદ સપ્તમી રવિવાર રે;
અતિ આનંદે માળા ગાઈ, નરસૈંયો ઊતર્યો પાર રે. (ટેક)
વૈધૃત વ્યતીપાત એકાદશી દિન, વૈષ્ણવ, સુખ સંભળાય રે;
અગમ અગોચર પાતક તેનાં, તે સઘળાં બળી જાય રે. સંવત૦
જે જન સાંભળે ભાવ ધરીને, તે જન નારકી ન થાય રે;
ભણે નરસૈંયો તે વૈકુંઠમાં, ગરુડે ચડીને જાય રે. સંવત૦

### પદ ૪૦

વૈષ્ણવજન તો તેને રે કહીએ, જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે. (ટેક)

સકળ લોકમાં સૌને વંદે, નિંદા તે ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન્ય ધન્ય જનની તેની રે. વૈ૦
સમદૃષ્ટિ અને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. વૈ૦
મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામશું તાળી રે લાગી, સકલ તીરથ તેના તનમાં રે. વૈ૦
વણલોભી ને કપટરહિત છે, કામ ક્રોધ નિવાર્યા રે;
ભણે નરસૈંયો તેનુ દરશન કરતાં, કુળ એકોતેર તાર્યાં રે. વૈ૦

✓ પદ ૪૧

જાય છે જુવાની, તારી જાય છે જુવાની;
હરિના ભજન વિના, જાય છે જુવાની. (ટેક)
કાયા તારી કંચન જેવી, મોતી જેવાં પાણી;
મૂઆ કેડે બાળી મૂકશે, ઊડી જાશે વાની. જાય૦
જાતી રે'શે જુવાની ને, પછી થાશે હાનિ;
છાનામાના જમડા આવશે, લેઈ જાશે તાણી. જાય૦
માટે તમે માયા તજી, થાઓને જ્ઞાની;
નરસૈંયાનો સ્વામી સાચો, દુનિયા દીવાની. જાય૦

પદ ૪૨

જેને ઘેર હરિજન હરિજશ ગાય, તે તો નિત્ય ગંગામાં નહાય. (ટેક)
અડસઠ તીર્થ ગુરુને આંગણે, દૂર ગયે શું થાય? જેને૦
ધ્રુવ નાહ્યા, પ્રહ્‌લાદ નાહ્યા, હેતે નાહ્યા હનુમાન;
પ્રીત કરી પરીક્ષિત નાહ્યા, જોગી શુકદેવ ગાય. જેને૦
સહુ સંત મળી ધારણ બાંધ્યુ, જ્ઞાનગંગા તોળાય;
જપતપ તીરથ જોડે મળ્યા, તેમાં સર્વ સાધન મળી જાય. જેને૦
જ્ઞાનગંગાનો મહિમા મોટો, મુખે કહ્યો નવ જાય;
ભલે મળ્યા મહેતા નરસૈંનો સ્વામી, હેતે હરિના ગુણ ગાય. જેને૦

પદ ૪૩

મારા વા'લાજી તું તારા બિરદ સામું જોજે શામળા;
અને મા જોઈશ કરણી અમારી રે. (ટેક)
અજામેલ અપરાધી ઓધાર્યો, ગજગણિકાને તારી રે;
ત્રાગડે ત્રાગડે ચીર જ પૂર્યાં, તો પત ગખી પાંડવા નારી રે. તું૦
ઇંદ્રતણે અપરાધે રે અહલ્યા, તે શાપે શલ્યા થઈ ભારી રે;
ચરણ છબ્યા રઘુનંદન કેરા, તો ભર રે જોબન ભઈ નારી રે. તું૦
પ્રહલાદ કારણ થંભ ધગાવ્યો, માય પ્રગટ્યા છે દેવ મુરારિ રે;
હરિએ હિરણાકસ નખે વધેર્યો, પ્રહલાદ પોતાનો જાણી રે. તું૦
અનેક ભક્ત તમે આગે ઓધાર્યા, ને ઓધાર્યા અધિકારી રે;
ભણે નરસૈંયો બેઉ કર જોડી, તો અમને છે આશ તમારી રે. તું૦

પદ ૪૪—ગરબો

જી રે આજની ઘડી તે રળિયામણી રે,
મારો વા'લોજી આવ્યાની વધામણી રે. (ટેક)
જી રે તરિયા તોરણ તો બંધાવિયા રે;
મારા વા'લાજીને મોતીડે વધાવિયા રે. જી રે આજની૦
જી રે કંકુ કેસરની ગાર કરાવી મેં રે;
ઝીણી કસ્તૂરીની ચોકડી પડાવિયે રે. જી રે આજની૦
જી રે લીલા-પીળા તે વાસ વઢાવિયે રે;
મારા વા'લાજીનો મંડપ રચાવિયે રે. જી રે આજની૦
જી રે પૂરો પૂરો સુહાગણ સાથિયો રે;
વા'લો આવે મલપતો હાથિયો રે. જી રે આજની૦
જી રે ગંગા-જમુનાના નીર મગાવિયે રે;
મારા વા'લાજીના ચરણ પખાળિયે રે. જી રે આજની૦
જી રે સોનારૂપાની થાળી મગાવિયે રે,
માહે ચમકતો દીવડો મેલાવિયે રે. જી રે આજની૦

જી રે તન, મન, ધન, ઓવારિયે રે;
મારા વા'લાજીની આરતી ઉતારિયે રે. જી રે આજની૦
જી રે રસ વાધ્યો છે અતિ મીઠડો રે;
મે'તા નરસૈંયાનો સ્વામી મીઠડો રે. જી રે આજની૦

### પદ ૪૫-ગરબી

હાં રે દાણ માગે રે દાણ માગે. (ટેક)
હાં રે તારી મોરલીના બોલ-આણ વાગે રે. દાણ માગે, હાં રે૦
હાં રે કાન કિયા મુલકનો સૂબો ? હાંરે મારા મારગ વચ્ચે ઊભો રે.
દાણ માગે, હાં રે૦
હાં રે કાન કિયા મુલકનો રસિયો ? હાંરે મારા મારગ વચ્ચે વસિયો રે.
દાણ માગે, હાં રે૦
હાં રે કાન કિયા મુલકનો દાણી ? હાંરે મારી નવરંગ ચૂંદડી તાણી રે.
દાણ માગે, હાં રે૦
હાં રે કાન કિયા મુલકનો મહેતો ? હાં રે મારા મારગમાં રહેતો.
દાણ માગે, હાં રે૦
હાં રે કાન જળ જમુનાને આરે, હાંરે એમાં કોણ જીતે કોણ હારે ?
દાણ માગે, હાં રે૦
હાં રે કાન નથી સાકર નથી મેવા;
હાં રે ખાટી છાશમાં શું આવ્યો લેવા રે. દાણ માગે, હાં રે૦
હાં રે મે'તા નરસૈંના સ્વામી મુરારી, હાં રે તમે લૂંટો મા દાડીદાડી રે.
દાણ માગે રે, હાં રે૦

### પદ ૪૬-રાગ જંગલો

નારાયણનું નામ જ લેતાં, વારે તેને તજીએ રે;
મનસા વાચા કર્મણા કરીને, લક્ષ્મીવરને ભજી રે. (ટેક)
કુળને તજીએ, કુટુંબને તજીએ, તજીએ મા ને બાપ રે;
ભગિની સુત દારાને તજિયે, જેમ તજે કચુંકી* સાપ રે. નારા૦

* કંચુકી=કાંચળી.

પ્રથમ પિતા પ્રહલાદે તજિયો, નવ તજિયુ હરિનું નામ રે;
ભરત શત્રુઘ્ને તજી જનેતા, નવ તજિયા શ્રીરામ રે. નારા૦
ઋષિપત્ની શ્રીહરિ કાજે, તજિયા નિજ ભરથાર રે;
તેમાં તેનું કાંઈ યે ન ગયુ, પામી પદારથ ચાર+ રે. નારા૦
વ્રજવનિતા વિઠ્ઠલને કાજે, સર્વ તજી વન ચાલી રે;
ભણે નરસૈયો વૃંદાવનમાં, મોહનવરશું મા'લી રે. નારા૦

પદ ૪૭

દુરમતિયા ડાહ્યા થઈ આવે, શાણા થઈ સમજાવે રે;
પ્રેમભક્તિમાં ભંગ પડાવે, અજ્ઞાન આગળ લાવે રે. (ટેક)
આપણા કુળમાં કોણે ન કીધુ, તે આપણે કેમ કરીએ રે?
વૈરાગી થઈ નાટક નાચીએ, તુલસી તિલક કેમ ધરીએ રે? દુરમ૦
જેવા તેવા હોય તે હરિગુણ ગાય, તે આપણે કેમ ગાઈએ રે;
કૃષ્ણ રામની કથા થાય જ્યાં, ત્યાં આપણે નવ જાઈએ રે. દુરમ૦
આપ કલેશ ને ક્રોધના ભરિયા, સઘળાને સમજાવે રે;
જમકિંકરના માર જ પડશે, ત્યારે આડો કોઈ નહીં આવે રે. દુરમ૦
કુળને તજશે તે હરિને ભજશે, સહેશે સંસારનું મહેણું રે;
ભણે નરસૈયો હરિ તેને મળશે, બીજી વાતે વાશે વેણુ રે. દુરમ૦

પદ-૪૮-રાગ પરજ

ઘડપણ કેણે મોકલ્યુ? જાણ્યું જોબન રહે સૌ કાળ. (ટેક)
ઉમરા તો ડુંગરા થયા રે, પાદર થયાં પરદેશ;
ગોળી તો ગંગા થઈ રે, અંગે ઊજળા થયા છે કેશ. ઘડ૦
નહોતું જોઈતું ને શીદ આવિયુ રે, નહોતી જોઈ તારી વાટ;
ઘરમાંથી હળવા થયા રે, એની ખૂણે ઢળાવોને ખાટ. ઘડ૦
નાનપણે ભાવે લાડવા રે, ઘડપણે ભાવે સેવ;
રોજ ને રોજ જોઈએ રાબડી રે, એવી બળી રે ઘડપણની ટેવ. ઘડ૦

+ ચાર પદારથ=ધર્મ, અર્થ, કામ, મોક્ષ.

આંખે તો સૂઝે નહિ રે, થરથર ધ્રૂજે છે કાય;
ખાધું તો અન્ન પચે નહિ રે, વળી બેઠાં તો નવ રહેવાય. ઘડ૦
પ્રાતઃકાળે પ્રાણુ મ્હારા રે, અન્ન વિના અકળાય;
ઘરનાં કહે છે મરતો નથી રે, તને બેસી રહેતાં શું થાય? ઘડ૦
દીકરા તો જૂજવા થયા રે, વહુઓ દે છે ગાળ;
દીકરીઓને જમાઈ લઈ ગયા રે, હવે ઘડપણના શા રે હાલ? ઘડ૦
નવ નાડીઓ જૂજવી પડી રે, આવી પહોંચ્યો કાળ;
બૈરાં છોકરાં ફૂટ ફૂટ કરે રે, નાનાં મોટાં મળી દે છે ગાળ. ઘડ૦
આવી વેળા અંતકાળની, ત્યારે દીકરા પધાર્યા દ્વાર;
પાંસળીએથી છોડી વાંસળી રે, તેણે લઈ લીધી તેણી વાર. ઘડ૦
એવું જાણી સહુ હરિ ભજો રે, સાંભળજો સહુ સાથ;
પર ઉપકાર કરી પામશો રે, જે કાંઈ દીધું હશે જમણે હાથ. ઘડ૦
એવું નઠ્ઠટ છે વૃદ્ધપણું રે, મૂકી દો અહંકાર;
ધર્મનાં સત્ય વચન થકી રે, મહેતા નરસૈં ઊતરો ભવ પાર. ઘડ૦

### પદ ૪૯–રાગ સામેરી

ગુમાનીના ઘેલા રે, આવરદા તો વહી ગઈ રે. (ટેક)
હવે તારે ચેતવું હોય તો ચેત. ગુમાનીના ઘેલા રે૦
પ્રથમ પાપિયા રે, પ્રભુ ઓળખ્યા નહીં રે;
હવે ક્યમ આવે હરિશું હેત? ગુમાનીના ઘેલા રે૦
કાળાને ફીટી રે, ધોળા કેશ થયા રે;
શરીર થયું શીતળ પગે ન ચલાય.
આંખે નવ સૂઝે રે, શ્રવણુ સુણે નહિ રે;
તોય લઈ રે તૃષ્ણા નવ મુકાય. ગુમાનીના ઘેલા રે૦
સગાં સ્નેહીને વા'લાં રે, તેં તો બહુ કર્યાં રે;
તેને કાજે કીધાં કૂડાં કામ.

વસ્તીને વ'વાયો રે, વચન વિનતા તણે રે;
મુખથી ભજ્યા ન કેશવરામ. ગુમાનીના ઘેલા રે૦
વિખનો વીંછ્યો રે, કરમ બહુ કર્યાં રે;
તોયે તારો ન આવ્યો પાર,
એમને કરતાં રે, કાળ આવી પહોંચશે રે;
પછે તારા મુખમાં પડશે માર. ગુમાનીના ઘેલા રે૦
ભણ્યા તે ભૂલ્યા રે, ભવમાં આથડે રે;
ભણી ભૂલ્યા પંડિતે ન પાડ્યો ઉજાસ.
શિખામણ માનશો રે, મહાસુખ પામશો રે;
એમ કહે છે નરસૈંયો દાસ. ગુમાનીના ઘેલા રે૦

પ૬ પદ-રાગ મેવાડો

જુવાનીને દહાડે રે, હરિને જાણ્યા નહીં રે;
મોહ્યું પરદારા સાથે મન. (ટેક)
કંઈક તે મોહ્યો રે, કામિનીના કેફમાં રે;
કાંઈ એક જોડવા રે ધાયો ધાન. જુવાનીને૦
પચીસ ને પચાસ રે, પરપંચમાં ગયાં રે;
દોહ્યલા આવ્યા સાઠ વર્ષના દન,
સિત્તેરને સુધી રે, કાંઈ સમજ્યો નહીં રે;
પછી ચાલ્યો સાધન કરવા વન. જુવાનીને૦
આંખડિયે નહીં સૂઝે રે, ગળે બહુ નાસિકા રે;
બોલે તે તો સંભળાય નહીં કરણ;
માયા તો ન મૂકે રે, તૂટે નહીં તૃષ્ણા રે;
ઓળખાય નહીં અશરણશરણ. જુવાનીને૦
હાથમાં લાકડી રે, ચરણ ચાલે નહીં રે;
તૂટીને શિથિલ થયું છે તન;

સુખમાંહી દંત રે એકે દીસે નહી રે;
તોયે પાપી ઉદર માગે અન્ન. જુવાનીને૦
ભાગ્ય જેનું ભલુ રે, આ અવસરને ઓળખ્યો;
તે તો પ્રાણી કહેવાયે હરિના જન;
નરસૈંયાના સ્વામી રે સુખમાં સંભારજો રે;
જો હોય પેલા ભવનુ પુન્ય. જુવાનીને૦

### પદ ૫૧–દ્રૌપદીની પ્રાર્થના

દ્વારિકાના વાસી રે, અવસરે વહેલા આવજો રે;
રાણી રુક્મિણી કેરા કંથ. (ટેક)
દુષ્ટ દુર્યોધન રે લાગ્યો મને પીડવા રે,
પ્રભુ મારા ચૌદિશ ન્યાળું તારો પંથ. દ્વારિકાના૦
સોડ તાણીને રે શું સૂતો શામળા રે?
આળસ મોડીને ઊઠો આજ,
લક્ષ્મીજી તળાસે રે પાવન તારા પાવલા રે,
અમ પર મહેર કરો મહારાજ. દ્વારિકાના૦
ગ્રાહને થકી રે ગજ મુકાવિયો રે,
કીધી તમે સુન્ધવાની સહાય;
નરસિંહરૂપે રે હિરણકશ્યપુ હણ્યો રે,
પ્રહ્‌લાદ ઉગાર્યો લાગ્યો પાય. દ્વારિકાના૦
છપ્પન કરોડ રે જાદવ તાહરા રે;
સાથે બળિભદ્ર સરીખા ભ્રાત;
કાળિનાગ નાથ્યો રે જરાસંધ જીતિયો રે;
તે બળ કયાં ગયું મારા નાથ? દ્વારિકાના૦
વસમી વેળા મારે રે વહારે ચડો વિઠ્ઠલા રે,
ધાજો તમે છત્રપતિ નિરધાર;
અસવારી કરજો રે ગરુડની ઉપરે રે,
નરસૈંયો વીનવે વારંવાર. દ્વારિકાના૦

પદ ૫૨-રાગ બિહાગ

બાનાની પત રાખ, પ્રભુ તારા બાનાની પત રાખ,
બાના રે માટે જો દુખ દેશે તો, કોણ પૂરે તારી સાખ?(ટેક)
રોહિદાસની રે તમે રાબડી લીધી, ને નવ જોઈ જાત કે ભાત;
શાને માટે સન્મુખ રહીને તમે, નાઈ કહેવાયા હો નાથ? પ્રભુ૦
પ્રહલાદમી રે પ્રતિપાલણા પાળીને, સ્થભમા પૂર્યો વાસ;
તાતી કઢા તમે શીતળ કીધી, સુધન્વાને પાસ પ્રભુ૦
પચાળીના પટકુળ પૂર્યા, ને રાખી સભામા લાજ,
સાયરમાથી બૂડતો રાખ્યો, રામ કહેતા ગજરાજ. પ્રભુ૦
ઝેર હતા તેના અમૃત કીધા, આપ્યા મીરાને હાથ;
મે'તાને મડળિક મારવા આવ્યો ત્યારે, કેદારો લાવ્યા મધરાત. પ્રભુ૦
ભક્તોના તમે સકટ ભાગ્યા ત્યારે, દઢ આવ્યો વિશ્વાસ;
નરસિહના સ્વામીને કહુ કર જોડી જે, પૂરો અતરની આશ પ્રભુ૦

પદ ૫૩

લોભી રે ભરવાડણ, હરિને વેચવાને ચાલી રે,
ગિરિવરધારીને ઉપાડી, મટુકીમા ઘાલી રે. (ટેક)
શેરીએ શેરીએ સાદ પાડે, કોઈને લેવા મુરારિ રે,
નાથ અનાથનો વેચે ચૌટા વચ્ચે, આહિરનારી રે. લોભી૦
વ્રજનારી પૂછે શું છે માહી, મધુરી મોરલી વાગી રે,
મટુકી ઉતારીને જોતા, મૂર્છા સૌને લાગી રે. લોભી૦
બ્રહ્માદિક ઇંદ્રાદિક સરખા, કૌતક ઊભા પેખે રે,
ચૌદ લોકમા ન માય તે, મટુકીમા બેઠેલા દેખે રે લોભી૦
ભક્તજનોના ભાગ્યે વ્રજમા, પ્રગટ્યા અતરજામી રે,
દાસલડાને લાડ લડાવે, નરસૈયાનો સ્વામી રે લોભી૦

પદ ૫૪-દાણલીલા

નહિ આપુ હો નદના લાલ, મહીડા મારા રે,
તું પૂઠે પૂઠે મા ચાલ, અમે નથી તારા રે.

તારી જીભલડીના બોલ, હૈયે વાગે રે;
નિત્ય લેવા આવે દાણ, શું મોહન માગે રે?
અમે રહીએ ગોકુળિયે ગામ, મથુરા જઈએ રે;
કેમ રોકે વાટમાં ચોર? દાણ નહિ દઈએ રે.
તું નિર્લજ્જ ચાલના બાળ, હું નથી એવી રે;
કાન તારે ને મારે આજ, થશે જોવા જેવી રે.
વહાલે ફોડ્યાં મહીનાં માટ, વસ્ત્રો તાણી રે;
લૂંટી વનમાં સહિયર સાથ, રાધારાણી રે.
જીત્યા જીત્યા જુગદાધાર, ગોપીઓ હારી રે;
મળ્યો નરસૈંયાનો નાથ, બટુક બ્રહ્મચારી રે.

પદ ૫૫

ગોકુલ વહેલા પધારજો રે;
મથુરા જાવ તો મારા સમ હો લાલ. (ટેક)
રથ જોડીને અક્રૂર આવિયા રે;
એ તો મને દુઃખડાંના દેનાર હો લાલ. ગોકુલ વહેલા૦
ઓ જાય, ઓ જાય રથ મારા નાથનો રે;
માંહે બેઠા હળધરવીર હો લાલ. ગોકુલ વહેલા૦
આગળ રાધાજી ઊભાં રહ્યાં રે;
મારા રુદિયા પર રથ ખેડ હો લાલ. ગોકુલ વહેલા૦
મહેતા નરસિંહનો સ્વામી શામળો રે;
વહાલે મારે રમાડ્યા છે રાસ હો લાલ. ગોકુલ વહેલા૦

પદ ૫૬

ના પડે પૂરું તમ નાથ કૃપા વિના, એક આણું ત્યાં અનેક ખૂટે;
પાપ દ્રષ્ટે કરી, દ્રવ્ય સંચું હરિ, અગ્નિ બાળે કે, નૃપ ચોર લૂંટે. ના૦
મનના મનસૂબા મનમાં જ રહી જાય છે, સાત સાંધું તિંયાં તેર તૂટે;
નરસૈંના સ્વામી તમારી કૃપા વિના, રંક મનાવું ત્યાં રાય રૂઠે. ના૦

પદ ૫૯-પ્રાર્થના

કૃષ્ણ ગોપાલ તુજ ભક્તિ વિણ ભવવિપે;
ભટકતો મુજને, કોણ રાખે ? (ટેક)
અનેક યોનિ ભમ્યો, તાપ તોય ના શમ્યો;
ક્ષણ નથી સુખ તુજ શરણ પાખે. કૃષ્ણ ગોપાલ૦
ક્ષીણ પુણ્યે કરી દેહ જગમાં ધરી,
દુષ્કૃતોથી હજી ના વિરામ્યો;
લોભ લ્હેરે ભમ્યો, નીચ જનને નમ્યો,
દેહ દુઃખમાં રમ્યો વિષય પામ્યો. કૃષ્ણ ગોપાલ૦
રતન જતને જડયું, પછી માહે પડયું,
કાળ અચાનકે કંઠ સહાયો;
કામરુ દેશની, કુટિલ માયા મળી,
કારમું કુટુંબ દેખી લોભાયો. કૃષ્ણ ગોપાલ૦
સાચો સગો ખરો તું તે રહ્યો પરો,
અણછતું દુ:ખ, મેં શિર લીધું;
મારું મારું કરી, મોહ મમતા ભરી,
અમૃત ઢોળીને વિખ પીધું. કૃષ્ણ ગોપાલ૦
જનમ ને મરણ, જોબન જરાએ દમ્યો,
આહાર વિહાર, નિદ્રામા મોહ્યો;
કલ્પનાકોટ ભવમોટપ મટી નહીં,
કૃષ્ણકીર્તન વિના કાળ ખોયો. કૃષ્ણ ગોપાલ૦
એક ક્ષણ પણ ન રહે મન મુજ આવયું,
પ્રીત ધરી ચિત્ત ભક્તિમા મહાલે;
નરસૈંયા રંકને ડંખ ભોરંગ ડસ્યો,
એ દુઃખ તુજ વિના કોણ ટાળે ? કૃષ્ણ ગોપાલ૦

પદ ૫૮

હું સદા દીન, તું દયાળ દામોદરા, હે દીનાનાથ જોને વિચારી;
ચરણને શરણ આવ્યો કૃપાનાથ હું, તું લે સંભાળ ગોપાળ મારી.
હું સદા દીન, તું દયાળ દામોદરા૦
દેવના દેવ સુણ ભક્તવત્સલ હરિ, વિશ્વપાલક એવું બિરદ તારે;
એમ જાણું, ગમે તેમ કર ત્રિકમા, અવર સ્વામી ન કોઈ શિર મારે.
હું સદા દીન, તું દયાળ દામોદરા૦
જો મારાં કરમ સામું ભાળે ભૂધરા, પતિતપાવન તારું નામ જાશે;
છોડતાં છૂટતું નથી હવે શ્યામ તું, છોડે તો નિશ્ચે ઉપહાસ થાશે.
હું સદા દીન, તું દયાળ દામોદરા૦
આવીને દ્રૌપદી સામે ઊભો રહ્યો, નામ પોકારીને સ્હાય માગે;
તેમ તુજ નામનો નરસૈંયો જપ કરે, રાખ શરણે તુજ ચરણ આગે.
હું સદા દીન, તું દયાળ દામોદરા૦

પદ ૫૯

તાહરી મ્હેરની લ્હેર, એક પલક જો પામું તો,
ત્રિવિધના તાપ તો જાય નાસી. (ટેક)
અષ્ટ મહાસિદ્ધિ, નવનિધિ ને મહામતી,
દ્વાર ઊભી રહે, થૈને દાસી. તાહરી મ્હેરની૦
પ્રેમથી સમર્યા જે તેને નથી પરહર્યા,
ભક્તવત્સલ એનો વેદ સાખી;
ઊંચ કે નીચ, કે અધમ નથી જાણતા.
શરણે આવ્યા તેને લીધા રાખી. તાહરી મ્હેરની૦
પતિતપાવન કરો મત એહું દીસે,
એમ જાણી લીધું શરણ તારું;
કરજો કૃપા હરિ, દષ્ટ કરુણાભરી,
જે થકી કાર્ય સિદ્ધ થાય મારું. તાહરી મ્હેરની૦

દીનબંધુ, દીનાનાથ દયાળ હે!
નાથ અનાથના જગતસ્વામી;
નરસૈંયો ભક્ત એક જેવો તેવો ગણી,
સૂધ તું સદા લે અંતર્યામી. તાહરી મ્હેરની૦

પદ ૬૦

દેવ પડી ટેવ તને દીન પ્રતિપાળવા,
સ્હાય કરવા રહે સંત સામો. (ટેક)
ભક્તની ઝૂંપડી જગત ઊંચી કરી,
ભાજીના ભોજને તું ધરાયો;
ભૂપનું નોતરું ભાવ વિણ પરહર્યું,
પ્રેમવશ થઈ રહેલો જણાયો. દેવ પડી૦
શબરીનાં બોરમાં સ્વાદ સાચો ગણ્યો,
મુનિતણા વૃંદમાં માન દીધાં;
ભાવ રાખ્યો નહીં એઠાજૂઠા તણો,
ગોરસ ગોપિકાઓનાં પીધાં. દેવ પડી૦
વિશ્વપાલક એવું બિરદ પોતે વહે,
એમ સમરથ વદે વેદવાણી;
નરસૈંયા રંકને ઝંખના ભજનની,
આપ અલબેલડા! અધમ જાણી. દેવ પડી૦

પદ ૬૧

પ્રેમરસ પાને તું મોરના પીંછધર,
તત્ત્વનું ટૂંપણું તુચ્છ લાગે,
દૂબળા ઢોરનું કુશકે મન ચળે,
ચતુરધા મુક્તિ તેઓ ન માગે. પ્રેમરસ૦
પ્રેમની વાત પરીક્ષિત પ્રીછ્યો નહીં,
શુકજીએ સમજી રસ સંતાડ્યો;

જ્ઞાનવૈરાગ્ય કથી ગ્રંથ પૂરો કર્યો,
મુક્તિનો માર્ગ સૂધો દેખાયો. પ્રેમરસ૦
મારીને મુક્તિ આપી ઘણા દૈત્યને,
જ્ઞાની-વિજ્ઞાની બહુ મુનિ રે જોગી;
પ્રેમને જોગતો વ્રજતણી ગોપિકા,
અવર વિરલા કોઈ ભક્ત ભોગી. પ્રેમરસ૦
પ્રેતને મુક્તિ તો પરમ વલ્લભ સદા,
હેતના જીવ તે હેત તૂટે;
જન્મોજનમ લીલારસ ગાવતાં,
લહાણનાં વહાણ જેમ દ્વાર છૂટે. પ્રેમરસ૦
મેં ગ્રહ્યો હાથ ગોપીનાથ ગરવાતણો,
અવર બીજું હવે કંઈ ન ભાવે;
નરસૈંયો મહામતિ ગાય એમ ગુણ કથી,
જતી સતીને તો સ્વપ્નેય ના'વે. પ્રેમરસ૦

પદ ૬૨

અલ્યા ભૂલ મા ભૂલ મા ભક્તિ ભૂધરતણી,
કારમી માયા જોઈ કાં રે હરખ્યો;
સ્વપ્નની વાતને સાચી માની રહ્યો,
પ્રેમથી કદી હરિને ન નીરખ્યો. (ટેક)
શાને આ દેહ ધરી? સમર તું શ્રીહરિ,
આવ્યો સંસારમાં શું રે કરવા?
માયાની જાળમાં મોહ પામી રહ્યો,
અવનિ પર અવતર્યો ભાર કરવા. અલ્યા૦
લોકની લાજ મરજાદ પરહરી કરી,
નિર્ભય થઈ હરિગુન ગા ને;
મનના મનોરથ પૂર્ણ કરશે પ્રભુ,
આખરે પરમપદ પામવાને. અલ્યા૦

દેહદમન ને ષટકર્મથી વેગળો,
સાધનાથી તે આઘે ને આઘે;
નરસૈંયાનો સ્વામી સબળવશ ભક્તિને,
અવર ઉપાયે ન થાક લાગે. અલ્યા૦

પદ ૬૩

શરીર શોધ્યા વિના, સાર નહિ સાંપડે,
પંડિતા પાર નહિ પામો પોથે;
તાંદુલ મેલી તુષ*ને જ વળગી રહ્યા,
ભૂખ નહિ ભાગે એમ ઠાલે થોથે. (ટેક)
રસના સ્વાદમાં સર્વે રૂંધાઈ રહ્યા,
વિગતિ ગુરુજ્ઞાન વિના રે ગૂંથે;
વાણીવિલાસમાં વિવિધ વચનો વડે,
પરહરી વસ્ત્ર ને વળગે ચૂંથે. શરીર શોધ્યા૦
શબ્દ શીખે ખરો, સકલ વિદ્યા ભણે,
ઉચ્ચરે જ્ઞાન અધ્યાત્મ ઓઠે;
પ્રપંચ પિંડમાં રહ્યો, અહંકાર નવ ગયો,
આથડ્યો એમ અનંત કોઠે. શરીર શોધ્યા૦
શાસ્ત્રકથા કહે, રજનીમાં આથડે,
એમ અજ્ઞાનમાં શીશ ગોઠે;
ભણે નરસૈંયો એ ભેદ જાણી જુઓ,
મેં તો રચી કહ્યું પદ ચોથે. શરીર શોધ્યા૦

પદ ૬૪

રઝળતી રાંડનાં રડવડે છોકરાં, કોણ શિક્ષા દઈ ઠાર આણે?
અંધ ગુરુએ વળી નિરંધ ચેલા કર્યાં, બ્રહ્મની વાત તે શું રે જાણે?
રઝળતી રાંડનાં૦

* તુષ=ફોતરા

ભરમે ભૂલ્યા દીસે, આનંદે આથડે, સત્ય વસ્તુ ન સમજે પિછાણે;
સ્વપ્નના સુખને સાચું માની રહ્યા, પાસે છે દૂર પ્રભુ, ને વખાણે.
રઝળતી રાંડનાં૦

મૂરખ મમતા ધરે, ભૂતળ ભમતા ફરે, મન રીઝવ્યા કરે કર્મકાંડે;
સુખ શ્રીમંતનાં રાંક સમજે નહીં, વાદ કરે ને વિષયો વખાણે.
રઝળતી રાંડનાં૦

નિર્ગુણ નાથને નીરખી તો ના શક્યા, સગુણને પણ સેવી ન જાણે;
ચેતન નિંદા કરે, જડ વંદ્યા કરે, ભૂલ્યા ફરે ને ભિન્ન ભાવ આણે.
રઝળતી રાંડનાં૦

અગમ ગુરુ થકી નિગમ શિષ્ય નીપજ્યા, બ્રહ્મની વાતનો ભેદ જાણે;
પાસે છે અન્ય ગણી અળગો દેખ્યા કરે, નરસૈંયાનું પાનું કોણ તાણે ?
રઝળતી રાંડનાં૦

રાવણ સરખા તો ઝટ ચાલ્યા, અંતકાળની આંટીમાં;
પલકવારમા પકડી લીધા, જાણે જમડે ઘાંટીમાં. રામ૦
લખેસરી લાખો લૂંટાણા, કાળે નાખ્યા કૂટીને;
ક્રોડપતિનાં જોર ન ચાલ્યાં, એવા ગયા કંઈ ઊડીને. રામ૦
એ કહેવાનુ સૌને કહીએ, અંતર તાળી લાગી રે;
ભણે નરસૈંયો ભજતાં પ્રભુને, ભવની ભાવટ ભાંગી રે. રામ૦

પદ ૬૭

સાભળ સૈયર સુરતા ધરીને, આજ મેં એનો દીઠો રે;
જો દીઠો તે દીઠા જેવો, અમૃત પે અતિ મીઠો રે. (ટેક)
દૃષ્ટે ન આવે નિગમ જે ગાવે, વાણીરહિત વિચાર્યો રે;
સત્ય અનંતા અગોચર કહીએ, નવધાથી પણ ન્યારો રે. સાં૦
નવધામાં તો નથી નિવેડો, દશધામાં દેખાશે રે;
અજર અમર સુખના રસ એવા, પ્રેમીજનને પાશે રે. સાં૦
જ્યાં લગી જેમ છે તેમનો તેમ છે, વધે ઘટે નહિ વ્હાલો રે;
આવે ન જાય, ન જાય ન આવે, નથી ભર્યો નથી ઠાલો રે. સાં૦
અદ્વૈત બ્રહ્મ અનુપમ લીલા, અસંખ્ય જુગનો એવો રે;
જોગ જગન જપથી દુર્લભ, વળી જેવો માને તેવો રે. સાં૦
પરાત્પર પૂર્ણાનંદ પોતે, અપરમ ગત છે એની રે;
એ પદ ક્ષર-અક્ષરની ઉપર, ચિત્તમાં જો તું ચેતી રે. સાં૦
હું તું મટશે, દુગ્ધા ટળશે, નિર્ભય થાશે નીરખી રે;
નરસૈંયાનો સ્વામી પામી, હૈડામાં હું હરખી રે. સાં૦

પદ ૬૮

ઓ ભાઈ રે શાંતિ પમાડે, તેને તો સંત કહીએ;
એના દાસના દાસ થઈ રહીએ. (ટેક)
વિદ્યાનું મૂળ મારા ગુરુએ બતાવ્યુ,
ત્યારે મહેતાનો માર શીદ ખાઈએ?

કીધા ગુરુજી ને બોધ નવ આપે,
ત્યારે તેના ચેલા તે શીદ થઈએ? ઓ ભાઈ રે૦
વૈદની ગોળી ખાતાં દુઃખ નવ જાય,
ત્યારે તેની ગોળી કેમ ખાઈએ?
લીધા વળાવા ને ચોર જ્યારે લૂંટે,
ત્યારે તેની સોબતે શીદ જઈએ? ઓ ભાઈ રે૦
કલ્પવૃક્ષ સેવીએ ને દારિદ્રય ઊભે,
ત્યારે તેની છાયામાં નવ રહીએ;
રાજાની નોકરીમાં ભૂખ નવ ભાગે,
ત્યારે તેવી વેઠે તે શીદ જઈએ? ઓ ભાઈ રે૦
નામ અમૂલ્ય મારા ગુરુએ બતાવ્યું,
ને તે તો ચોંટયું છે મારે હૈયે;
મહેતા નરસૈંયાની વાણી છે સારી,
તો શામળાને શરણે જઈએ. ઓ ભાઈ રે૦

પદ ૬૯

કોઈનો ભાર ન રાખે મુરારિ, આપે વ્યાજ શીખે ગર્થ વાળી;
સુદામાજીના તાંદુલ લીધા, તેના મ્હોલ કનકના રે કીધા. (ટેક)
દ્રૌપદીજીનું આવ્યું રે ટાણું, ચીર પૂર્યાં તે નવસેં નવાણું;
પાટો બાંધ્યો તે પીડા જાણી, ચીર પૂર્યાંની એ રે એધાણી. કો૦
થોડું ચંદન કુબજાનું લીધું, એને રૂપ અનુપમ દીધું;
ગોવાળિયે ઓચ્છવ કીધો, વહાલે કર પર ગોવર્ધન લીધો. કો૦
જેનું લીધું હતું તેનું દીધું, તેમાં પરમારથ શું કીધું?
ધન્ય ધન્ય નરસિંહા તારી વાણી, એમ બોલ્યા છે સારંગપાણિ. કો૦

પદ ૭૦

વહાલો પ્રેમને તે વશ થયા રાજી રે;
એમાં શું કરે પંડિત ને કાજી રે. (ટેક)

કરમાબાઈને આરોગ્યો ખીચડો ને વિદુરની ખાધી ભાજી;
જૂઠાં બોર શબરીના ખાધા,
વહાલે છપ્પન ભોગ મેલ્યા ત્યાગી રે. વહાલો પ્રેમને૦
વિદુરને ઘેર શ્રીકૃષ્ણ પધાર્યા, ને કેળા આણ્યાં 'તાં માગી;
ગર્ભ કાઢી નાખીને છાલ ખવડાવી,
વહાલે તોયે ન જોયું જાગી રે. વહાલો પ્રેમને૦
ગણિકા હતી તે પોપટને પઢાવતી ને તેમાંથી લેહ લાગી;
ભગવાન હતા તે સહેજમાં મળ્યા,
એની સંસારની ભ્રમણા ભાગી રે. વહાલો પ્રેમને૦
ભક્તની લોક નિંદા કરે ને જગત થયુ છે પાજી;
ભલે મળ્યા મહેતા નરસિંહના સ્વામી,
માથે ગિરધર રહ્યો છે ગાજી રે. વહાલો પ્રેમને૦

પદ ૭૨

તું તારા બિરદ સામું જોજે શામળિયા;
ના જોઈશ કરણી અમારી, રે વહાલા. (ટેક)
ભક્ત પ્રહ્‌લાદ કારણ સ્થંભમાં વસિયા,
પ્રગટ્યા દેવ મુરારિ, રે વહાલા;
બ્રહ્માંડ જ્વાલા વ્યાપી લાક્ષાગૃહે,
પાંડવો લીધા ઉગારી, રે વહાલા. તું તારા૦
ચીર પૂર્યાં આવી દુષ્ટોની સભા વચ્ચે,
લાજ પાંચાળીની પાળી, રે વહાલા;
તેલ-કઢા ઊની ઊની શીતળ કીધી,
વેળા સુધન્વાની વાળી, રે વહાલા. તું તારા૦
વિપ્ર સુદામાના તાંદુલ આરોગ્યા,
વિદુરની ખાધી ભાજી, રે વહાલા;
શબરીનાં એઠાં બોરજ પ્રાસ્યાં તમે,
પ્રીત દેખી થયા રાજી, રે વહાલા. તું તારા૦

અનેક ભક્તો એમ આગે ઓધાર્યો,
સહાય થયા મુરારિ, રે વહાલા;
નરસૈંયાના પ્રભુ સ્વામી શામળિયા,
મોટી છે ઓથ તમારી, રે વહાલા. તું તારા૦

પદ ૭૨

હાં હાં રે પાંડવ જૂગટે રમવાને રે બેઠા;
વહાલા રે મારા શકુનિ થઈ પાસામાં પેઠા.
હાં હાં રે પાંડવે ભણી રે ગણી નવ જોયું;
વહાલા રે પાંડવે જૂગટે રમીને રાજ ખોયુ.
હાં હાં રે પાંડવ હાર્યા છે કણના કોઠાર;
વહાલા રે પાંડવ હાર્યા છે ગરથભંડાર.
હાં હાં રે પાંડવ હાર્યા ઘોડાની ઘોડાર;
વહાલા રે પાંડવ હાર્યા છે ઘર કેરી નાર.
હાં હાં રે મને ભરી સભામાં રોતી આણી;
વહાલા રે પટ ખેંચ્યાં દુઃશાસને તાણી.
હાં હાં રે કઠિયારો કઠિયારીને પાળે;
વહાલા રે રંક તોપણ રળીને ખવડાવે.
હાં હાં રે સર્વે નારીને એક જ પતિ;
વહાલા રે મને પાંચે ભરથારે વિપત્તિ.
હાં હાં રે પાંચ પતિમાં ન કોઈ એ પ્રમાણી;
વહાલા રે મને ભરી સભામાં રોતી આણી.
હાં હાં રે દ્રૌપદીનાં ધ્રૂજ્યાં છે તન;
વહાલા રે મારી વારે આવજો ભગવંત.
હાં હાં રે દૂર પંથ છે દ્વારામતી;
વહાલા રે વહારે ચઢજો શ્રીવૈકુંઠપતિ.

હાં હાં રે ગોવિંદ ગરુડને થઈ છે જાણ;
વહાલા રે સહાય કરવા ઊઠ્યા ભગવાન.
હાં હાં રે ગરુડ જાવું છે હસ્તિનાપુર;
વહાલા રે વેગે ચાલો ને પંથ ઘણો દૂર.
હાં હાં રે ગોવિંદ ગરુડે ચડીને રે આવ્યા;
વહાલા રે સાથે નવસેં નવાણું ચીર લાવ્યા.
વહાલા રે બેની તમને પડ્યાં છે રે દુઃખ;
હાં હાં રે તે જોઈ પેઠું છે અમને શૂલ.
હાં હાં રે એક એક સૌને રે સંહારું;
હાં હાં રે રડવડતાં તે માથાં રઝળાવું.
હાં હાં રે જેની નારી સૂરજ નથી જોતી;
હાં હાં રે તેને રણમાં હીંડાડું રોતીરોતી.
હાં હાં રે એવી નરસિંહ મહેતાની રે વાણી;
વહાલા રે સુખ પામ્યાં પાંડવ કેરી રાણી.

પદ ૭૩-રાગ પ્રભાત

બળિ તણે દ્વાર હરિ વિપ્ર વામન હુવા,
વેદની ધુન ગઈ ગગન ગાજી. (ટેક)
ઇંદ્રપ્રસ્થથી બળિ આવ્યો ઉતાવળો,
જે રે જોઈએ તે દ્વિજ લ્યોને માગી. બળિ તણે૦
એક પર્ણકુટી તણું ઠામ ભણવા કરું,
બોલવું તે મારે મૂળ સાચું;
વિપ્ર ફરે ઘણા લોભના વાહેલા,
દાન લેવા ઘણો હું ન રાચું. બળિ તણે૦
લ્યોને દ્વિજજી તમે નીપજ્યાં મંદિરો,
ભૂમિનું દાન શું માગો કરમાં?

આપું ભંડાર બહુ કૂંચીઓ સહિત વળી,
હસ્તી ને રથ રૂડા રાખો ઘરમાં. બળિ તણે૦
હસ્તી ભંડારને હું લઈ શું કરું ?
લોભિયાની નથી જાત મારી;
આગે વિધાતાએ વામન નિરમિયો;
મતે રહેવું મારે બ્રહ્મચારી. બળિ તણે૦
ચેતજે તું બળિ, શુક્ર કહે છળ થયો,
વિષ્ણુ આ છે બટુકવેશધારી;
અશ્વજગન સમે દાન અવનિ તણું,
પાત્ર એવું મળે ક્યાં સુરારિ ? બળિ તણે૦
હરિતણા ચરણ ઉપર નીર નાખતાં,
નાળમાં ભૃગુસુત પેઠો ચાલી;
રીસ હૃદયે ધરીને ઘણું રાયજી,
નેત્રમાં દર્ભની શેર ઘાલી. બળિ તણે૦
બાપડો બળિ પછી પગતળે ચાંપિયો,
સ્થિર પાતાળમાં સ્થાપ્યો તેને;
ભણે નરસૈંયો હરિ ભક્ત–આધીન છે,
દીધો ત્યાં અચળ અધિકાર એને. બળિ તણે૦

પદ ૭૪

જેણે રે ગોવિંદરામ, તમને વિસાર્યા રે,
તમને વિસાર્યા તે તો ભવોભવ હાર્યા રે. (ટેક)
તમને વિસારી કોઈએ ન સુખ લીધાં રે,
અમૃત ઢોળી ઝેર હળાહળ પીધાં રે. જેણે રે૦
જેણે રે ગોવિંદરામ, તમને ન ગાયા રે,
એ તો નર અંતે પછી પૂરણ પસ્તાયા રે. જેણે રે૦

તમને વિસારીને લાગ્યા જે બીજે કામે રે,
એ તો જન બેઠા કદી ઠરીને ન ઠામે રે. જેણે ર૦
જેણે રે ગોવિંદરામ તમને ન જાણ્યા રે,
એ તો નરે સાચા સુખ સ્વપ્ને ન માણ્યાં રે. જેણે ર૦
તમને વિસારીને, માયામા પ્રાણી મોહ્યા રે,
મોંઘો નરદેહ ખોઈ, ભવોભવ રોયા રે. જેણે ર૦
જે નર ગોવિંદરામ, તમને તો ભૂલ્યા રે,
એ તો લખ-ચોરાશીના દુખડામા ડૂલ્યા રે. જેણે ર૦
તમને વિસારીને અવર રંગે રીઝ્યા રે,
ભણે નરસૈંયો તેના કારજ ન સીધ્યાં રે. જેણે ર૦

પદ ૭૫

રામસભામા અમે રમવાને ગ્યા'તાં: (ર)
પસલી ભરીને રસ પીધો, હરિનો રસ પૂરણ પાયો. (ટેક)
પહેલો પિયાલો મારા સદ્‌ગુરુએ પાયો, (ર)
બીજે પિયાલે રંગની રેલી. હરિનો રસ૦
ત્રીજો પિયાલો મારા રોમે રોમે વ્યાપ્યો, (ર)
ચોથે પિયાલે થઈ છું ઘેલી. હરિનો રસ૦
રસબસ એકરૂપ થઈ રસિયા સાથે, (ર)
વાત ન સૂઝે બીજી વાટે. હરિનો રસ૦
મોટા જોગેશ્વર જેને સ્વપ્ને ન આવે, (ર)
તે મારા મંદિરિયામા મહાલે. હરિનો રસ૦
અખંડ હેવાતણ મારા સદ્‌ગુરુએ દીધા, (ર)
અખંડ સૌભાગી અમને કીધા. હરિનો રસ૦
ભલે મળ્યા મહેતા નરસિંહના સ્વામી, (ર)
દાસી પરમ સુખ પામી. હરિનો રસ૦

પદ ૭૬

નરસિંહ મહેતા ભાઈને કહે છે.

મને હરિગુણ ગાવાની ટેવ પડી. (ટેક)
મારા નાથને મૂકું ના એક ઘડી, મને હરિગુણ ગાવાની ટેવ પડી. મને૦
વીંધાયુ મન મુજ ના રહે અળગું, પ્રભુ સાથે મારે પ્રીત જડી. મને૦
એ વિણ અન્ય હવે નવ રુચે, ચિંતામણિ મુજ હાથે ચડી. મને૦
ભણે નરસૈંયો પ્રભુ ભજતાં એમ, ભવભય ભ્રમણા સઘળી ટળી. મને૦

પદ ૭૭

નરસિંહ મહેતા ભાભીને કહે છે:

મન માન્યુ મારુ મોહનશું, વશ કરી લીધો સાને રે;
બોલ્યુ ન ગમે બીજાનું હવે, કામણ કીધા કહાને રે. (ટેક)
મૃગ સઘન વનનાં વીંધાયે, મોરલીનાદ સુણી કાને રે;
તેમ વીધાઈ ર્‌હ્યું મન મારું, ગોવિંદજીના ગાને રે. મન૦
જે જે રાગ જેને હોય વહાલો, તે રીઝે તે તાને રે;
નરસૈંયો રસભર મન રીઝે, હરિરસ અમૃતપાને રે. મન૦

પદ ૭૮

સંતો અમે વહેવારિયા શ્રીરામનામના;
વેપારી આવે છે બધા ગામગામના રે. (ટેક)
અમારું વસાણું સંતો, સૌ કોઈને ભાવે;
અઢારે વરણ જેને હોરવાને આવે. સંતો૦
અમારું વસાણું સંતો, ખુટાડયું ન ખૂટે,
કાળ દુકાળે ઓછું થાય ન, લૂટવુ હોય તે લૂટે. સંતો૦
લાખ કરોડ લેખા નહીં ને પાર વિનાની પૂંજી;
હોરવુ હોય તો હોરી લેજો, કસ્તૂરી છે મોંઘી. સંતો૦
આવરો ને ખાતાવહીમાં, લક્ષ્મીવરનુ નામ,
ચિઠ્ઠીમાં ચતુર્ભુજ લખિયા, નરસૈંયાનુ કામ. સંતો૦

પદ ૭૯

નરસિંહ મહેતા નાગરી નાતને કહે છે:

એવા રે અમે એવા રે, તમે કહો છો, વળી તેવા રે;
ભક્તિ કરતાં ભ્રષ્ટ કહેશો તો, કરશુ દામોદરની સેવા રે. (ટેક)
જેનું મન જે સાથે બંધાણું, પહેલું હતું ઘર રાતું રે;
હવે થયુ છે હરિરસ માતું, ઘેરઘેર હીંડે છે ગાતું રે. એવા૦
સઘળા સાથમા હું એક ભૂંડો, ભૂંડાથી બહુ ભૂંડો રે;
તમારે મન માને તે કહેજો, નેહ લાગ્યો મને ઊંડો રે. એવા૦
કર્મની ધર્મની વાટ છે જેટલી, તે મુજને નવ ભાવે રે;
સઘળા પદારથ જેથી પમાય, મુજ પ્રભુ તોલે કોઈ ના'વે રે. એવા૦
હળવા કર્મનો હું નરસૈંયો, મુજને વૈષ્ણવ વહાલા રે;
હરિજનથી જે અંતર ગણે, તેના ફોગટ ફેરા ઠાલા રે. એવા૦

પદ ૮૦

માડલિકના દરબારમા સંન્યાસીઓ કહે છે:

મનની રાખો રે મહેતા, માળા મનની રાખો રે;
કાષ્ઠ વિષે છે ભાર, તે કંઠથી કાઢી નાખોને. (ટેક)
આત્મવિચાર વિણુ અર્થ સરે નહિ, દુર્લભ મળવા રામ;
નરસૈંયા કરો જ્ઞાન ગ્રહણ, અહીં કૂદ્યાનુ નથી કામ. મહેતા૦

પદ ૮૧

સંન્યાસીઓને નરસિંહ મહેતાનો જવાબ

જીવને સાટે રે, માળા મારા જીવને સાટે રે;
શું મૂકું મૃત્યુભય માટે, માળા મારા જીવને સાટે રે. જીવને૦
ઉગ્ર તપે હું માળા પામ્યો, તે કેમ મૂકી જાય?
જો નરસૈંયો માળા મૂકે તો, ત્રણુ લોક પ્રલય થાય. જીવને૦
નવસેં નવાણું નદી અવળી ચાલે, સાતે સમુંદર સૂકે;
મેરુ ચળે રવિ પશ્ચિમ ઊગે, પણ નરસૈંયો માળા ન મૂકે. જીવને૦

તમે જોગી સર્વે વૈષ્ણવ થાઓ, મુજ પેઠે તાલ વગાડો;
ભણે નરસૈ યો યોગ ધરીને, શીદને જનમ વણસાડો ? જીવને૦

પદ ૮૨

તે કેમ મૂકયો જાય ? ભગવા તે કેમ મૂકયો જાય ?
જેને શુક સનકાદિક ગાય, ભગવા તે કેમ મૂકયો જાય ? (ટેક)
નાચ્યા બ્રહ્મા, નાચ્યા નારદ, નાચ્યા નિગમ ચાર;
શાસ્ત્ર તારાં લઈ બાધી મૂકને, નાચ્યા શિવ ત્રિપુરાર. તે કેમ૦
મુનિવ્રત થઈ મૂ ગો રહું શાને ? પ્રગટ હરિગુણ ગાઉં;
ચોરીનો શું માલ છે, જે એમ ખૂણે બેસી ખાઉં ? તે કેમ૦
કોઈ ઉપાસે નિર્ગુણ બ્રહ્મને, કોઈ સગુણ ગુણ ગાય;
જેને જેવો ભાસે તેને, તેવો હૃદયે સમાય. તે કેમ૦
લંગોટા લે કંથા ગોદડી, શંખ ને શૃંગી ફૂંક;
ભાવભક્તિની વાત ન જાણે, મિથ્યા વઢવું મૂક. તે કેમ૦
હું તું વાદવિવાદે બળ્યા, કોણ જાણે, કોણ તરશે ?
નરસૈ યો તો નાચશે નિત્ય, પેલો ભીમડો રીશે બળશે. તે કેમ૦

પદ ૮૩–રાગ પ્રભાત

કેદમા નરસિંહ મહેતાએ કરેલી પ્રાર્થના

માહરે તો તાહરા નામનો આશરો,
તું વિના સહાય કોણ કરશે મારી ?
દીનબંધુ હે દયાળ દામોદરા,
આવ્યો અવસર હવે લે ઉગારી.
આજ તું ભક્તની લાજ લક્ષ્મીવર,
રાખ કરુણાકર બિરદધારી;
તારે તો સેવક કોટી છે શામળા,
મારે તો એક જ આશ તારી.

માન-અપમાન હવે નથી રહ્યું જરી,
ભૂપતિ ભોળવ્યો કામ કીજે;
રાખીએ નાથ અનાથને દુઃખ થકી,
આશ અનંત તુજ નામ લીજે.
નાથ તું અનાથનો શાખ શાસ્ત્રો પૂરે,
વાત વિસ્તારમાં વાર લાગે;
કૃત્ય કીધાં રખે આજ સંભારતો,
હું મતિમંદ અજ્ઞાન આગે.
રાયને માન વાધ્યું દીસે અતિ ઘણું,
તે તમે ચિત્ત ધરો નાથ મારા;
ભણે નરસૈંયો ભૂતળ વિષે અવતરી,
હું તો હરનિશ ગુણ ગાઉં તારા.

પદ ૮૪

કેદમાં નરસિંહ મહેતાની પ્રાર્થના

પ્રીત કરી પારકે હાથ શું ભાળવે ? લાજ ના'વે પ્રભુ કેમ તુજને ?
કોટી અબજ અપરાધ ક્ષમા કરી, મહેર કરી રાખ તુજ પાસ મુજને.
વહાર કરી દાસનાં દુઃખડાં કાપવા, દોડીને ધાવ છો એકશ્વાસે;
આજ અલબેલા કાં અરજ સુણતા નથી? છૂટકો થાશે છબીલા શું નાસે?
દાસની લાજ તો આખરે નાથને, પ્રીતમ મુજથી શું પ્રીત તોડી?
પ્રાણ જશે તોય નહિ ભજું અવરને, હઠીલા કહું છું હું બે હાથ જોડી.
અનેક ભક્તો ભજે જેવો તેવો તેમાં, એક અધિક હું દાસ તારો;
નરસૈંના સ્વામી શું કહું વધુ તુજને ? શરણે પડ્યો ઝાલ હાથ મારો.

પદ ૮૫

હું વાણોતર તારો શામળિયા, હું વાણોતર તારો. (ટેક)
આ કળિજુગમાં પેઢી તમારી, ન રહે કાંઈ ઉધારો. હું૦
નરસૈંયાના સ્વામીને કહેજો, હૂંડી મારી સ્વીકારો. હું૦

પદ ૮૬

દોષ દરિયાવ છે, ભક્તિમાં ભાવ છે;
રંકને રાવ એ વંદું હું સૌ;
કવિ કે કોવિદ નથી, ભક્ત અનુભવી નથી,
વાત કંઈ નવી નથી, શું લખું બહુ ?
વાસ વસવા નથી, સાધનો પાસ નથી,
દાસ પ્રભુનો થઈ, ધ્યાન ધરવું;
નાગરવટ નથી, કાંઈ ખટપટ નથી,
એક ધરી હઠ હરિ–ગાન કરવું.
હરકતો સૌ સુણી, કાવ્ય જોજો ભણી,
મતિ સૌ સૌ તણી જોડી ગાયું;
નરસૈંયા અનાથને સનાથ નાથે કર્યો;
સાહ્યો મુજ હાથ દુઃખ સૌ ખોવાયું.

પદ ૮૭—નરસિંહ મહેતાની હૂંડી

મારી હૂંડી સ્વીકારો મહારાજ રે, શામળા ગિરધારી;
મારી હૂંડી શામળિયાને હાથ રે, શામળા ગિરધારી.
રાણાજીએ રઠ કરી, વળી મીરાં કેરે કાજ;
ઝેરના પ્યાલા મોકલ્યા રે, વહાલો ઝેરના જારણહાર રે;
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો મહારાજ રે૦
સ્થંભ થકી પ્રભુ પ્રગટિયા, વળી ધરિયાં નરસિંહ રૂપ;
પ્રહ્‌લાદને ઉગારિયો રે, વહાલે માર્યો હરણાકંસ ભૂપ રે;
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો મહારાજ રે૦
ગજને વહાલે ઉગારિયો, વળી સુદામાની ભાંગી ભૂખ;
દોહલી વેળાના મારા વાલમા રે, તમે ભક્તોને ઘણાં આપ્યાં સુખ રે;
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો મહારાજ રે૦

પાંડવની પ્રતિજ્ઞા પાળી, વળી દ્રૌપદીના પૂર્યાં ચીર;
નરસિંહ મહેતાની હૂંડી સ્વીકારજો રે, તમે સુભદ્રાબાઈના વીર રે;
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો મહારાજ રે૦
ચાર જણા તીરથવાસી ને વળી રૂપિયા છે એ સાત;
વહેલા પધારજો દ્વારિકા રે, એને ગોમતી ન્હાયાની ઘણી ખાત રે;
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો મહારાજ રે૦
રહેવાને નથી ઝૂંપડું, વળી જમવા નથી જુવાર;
બેટો બેટી વળાવિયા રે, મેં તો વળાવી ઘર કેરી નાર રે,
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો મહારાજ રે૦
ગરથ મારુ ગોપીચંદન, વળી તુલસી હેમનો હાર,
સાચુ નાણું મારે શામળો રે, મારે દોલતમાં ઝાઝ પખાજ રે;
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો મહારાજ રે૦
તીરથવાસી સૌ ચાલિયા, વળી આવ્યા નગરની માંહે;
આ શહેરમા એવુ કોણ છે રે, જેનુ શામળશા શેઠ એવુ નામ રે ?
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો મહારાજ રે૦
નથી બ્રાહ્મણ, નથી વાણિયો, નથી ચારણ, નથી ભાટ;
લોક કરે છે ઠેકડી રે, નથી શામળશા શેઠ એવુ નામ રે;
શામળા ગિરધારી મારી હૂંડી સ્વીકારો મહારાજ રે૦
તીરથવાસી સૌ ચાલિયા, વળી આવ્યા નગરની બહાર;
વેશ લીધો વણિકનો રે, મારું શામળશા શેઠ એવું નામ રે,
શામળા ગિરધારી મારી હૂંડી સ્વીકારો મહારાજ રે૦
હૂંડી લાવો હાથમા, વળી આપું પૂરા દામ;
રૂપિયા આપુ રોકડા રે, મારું શામળશા શેઠ એવું નામ રે;
શામળા ગિરધારી. મારી હૂંડી સ્વીકારો મહારાજ રે૦
હૂંડી સ્વીકારી વહાલે શામળે, વળી અરજે કીધા કામ,
મહેતાજી ફરી લખજો રે, મુજ વાણોતર સરખા કામ રે;
શામળા ગિરધારી મારી હૂંડી સ્વીકારો મહારાજ રે૦

પદ ૮૮

ભજનનો વેપાર, હરિ તારા નામનો આધાર;
બેડલો પ્રભુ ઉતારે ભવપાર, કર મન ભજનનો વેપાર જી. (ટેક)
પ્રથમ સમરું ગણપતિ, સરસ્વતીને લાગું પાય જી;
દેવના ગુરુ દેવને સમરું, (૨) જ્ઞાની જ્ઞાન બતાય. કર મન૦
હાડ જલે જેમ લાકડાં અને બાલ જલે જેમ ઘાસ જી;
કંચનવરણી કાયા જલશે, (૨) કોઈ ન આવે પાસ. કર મન૦
શેરી લગણ તો સુંદરી, ઝાંપા લગણ માબાપ જી;
તીરથ સુધી બંધવો ભાઈ, (૨) ખોરીને બાળે હાડ. કર મન૦
માતા તારી જનમ રોશે, બેની બારે માસ જી;
તેર દિવસ તારી ત્રિયા રોશે, (૨) જાશે ઘરની બહાર. કર મન૦
જ્યાં સરોવર નીર ભરિયાં, પ્રથમ ન બાંધી પાળ જી;
નીર સઘળાં વહી જાશે, (૨) પાછળથી પસ્તાય. કર મન૦
મારું મારું મિથ્યા જાણો, જૂઠો જગ-વહેવાર જી;
નરસૈંયાના નાથને ભજી લે, (૨) ઉતારે ભવપાર. કર મન૦

પદ ૮૯

શું રે કરું શામળા ? લજ્યા મોરી રાખો રે;
પૂર્વની પ્રીત બંધાણી રે જી. (ટેક)
રતનબાઈનાં વહાલે રૂપ ધરીને, (૨)
પાયાં મહેતાજીને પાણી રે જી. શું રે કરું૦
શામળશાની જ્યારે સગાઈ કરાવી ત્યારે,
માંડવે કોઈ નવ આવ્યા રે જી;
જાનૈયા થઈને વહેલા આવો જગજીવન, (૨)
લાજ મહેતાજીની રાખો રે જી. શું રે કરું૦
વડી રે વેવાણે જ્યારે નરસિંહ વગોવ્યો ત્યારે,
ન્યાતમાં નમેરા કહેવાણા રે જી;

ચઈતર સુદિને બારસ સુધી; (૨)
ગિરધરે મેહુલા વરસાવ્યા રે જી. શું રે કરું૦
કુંવરબાઈના જ્યારે મામેરા પૂર્યા ત્યારે,
દોશીડા થઈને વહેલા આવો રે જી,
નાગરી ન્યાતની સભા મળી છે, (૨)
રેશમની ગાસડી છોડાવો રે જી. શું રે કરું૦
રાજા રે કૂડા એની પ્રજા રે કૂડી ને,
કડિયા દોહ્યલા કહેવાણા રે જી,
હાથ કર જોડી મહેતા નરસિંહ બોલ્યા,(૨)
હાર હૈયાનો હરિ આપો રે જી. શું રે કરું૦

## ૭૬ ઃ નરસિંહ

### પદ ૧–રાગ ધનાશરી

રટ તું દશરથનંદ, નિશિદિન રટ તું;
નવીન જલધર રુચિર સમ પ્રભુ, શ્યામસુંદર અંગ. (ટેક)
કનક સમ તન વસન ઉજ્જવલ, વદન હસત સુમંદ;
ધનુષધર કર–કનક–ભૂષણ, મુકુટમણિ મકરંદ. નિશિ૦
તવ યુગલપદ કમલ પરિમલ, રસિક મુનિમન ભંગ;
પરમ પુનિત સુજનકતનયા, સોહત નિત અરધંગ. નિશિ૦
દલિત દશમુખ અસુર દલબલ, લલિત લખન સુસંગ;
ભજત ભવભય, તજત ક્ષણભર, નૃપતિ રઘુકુળચંદ. નિશિ૦
ભક્તવત્સલ અકલકલ પ્રભુ, સકલ–જન–સુખકંદ;
લલિત છબિ મદગલિત અતુલિત, મદનમનમદભંગ. નિશિ૦
પરમપદ તવ વદન નિરીછન, કટત કલિમલ ફંદ;
પ્રણુત જન તન મન જતન કર, તપત નસવત દ્વંદ્વ. નિશિ૦

કર્મ જ્ઞાન વિવિધ ઉપાસન, સકળ ફળ રઘુનંદ;
નાથ ચરણુ કૃપાવલંબિત, રહત બની નરસિંહ. નિશિ૦

પદ ૨

જાગ રે મન જાગ, મુકુલિત જાગ રે મન જાગ. (ટેક)
લક્ષ ચોરાશી જનમમાં, નથી આવો લાગ રે. જાગ૦
મોહ મમત પ્રમાદ આળસ, સ્નેહ સુખ હર ત્યાગ રે. જાગ૦
પાસ પારસ છે છતાં પણ, ભીખ શાને માગ રે? જાગ૦
છોડ સંગ પ્રસંગ સંગત, થઈ અસક્ત જ ભાગ રે. જાગ૦
વિષયને વિષરૂપ સમજી, સાધ શુદ્ધ વૈરાગ રે. જાગ૦
વેર કર સઘળાંયથી, નિત જાણુ જગને આગ રે. જાગ૦
નાથ–ચરણુ–શરણુ ગ્રહણુ કર, ટાળ ભવનો ડાઘ રે. જાગ૦
ધાર મન અમનસ્ક પદવી, તેજ દ્વેષ ને વળી રાગ રે. જાગ૦

પદ ૩–રાગ ગઝલ ભૈરવી

અફસોસ હૈ હમ કહાં ચલે, જાનાં હમેં કહાં પર રહી;
જાતે ચલે જાને બિના, કહાંમે ચલા આયા ખડી. (ટેક)
જાનેકી રાહ જાની નહીં, ક્યા આર હૈ ક્યા પાર હૈ;
કિસ કામસેં હમ ચલ પરે, ડેરા કહાં હોનાર હૈ. અફસોસ૦
તોષા નહીં કુછ પાસ હૈ; ના કોઈ સંગ સાથ;
ક્યા ઢંગસે ઊઠ ચલ દિયા, કી રંગ હૈ સો ના રહે. અફસોસ૦
હોં નિંદમેં, યા જાગમેં, ક્યા ઠંડમેં ક્યા આગમેં;
કુછ ખ્યાલમેં આતા નહીં, હમ પાર હૈયા ખ્વાર હૈં. અફસોસ૦

પદ ૪–રાગ ગઝલ

હમસેં જો મિલા ચાહે તો દિલ સાફ કર જરા. (ટેક)
જો દોસ્ત હૈ તેરે સોહી, દુશ્મન હમારે હૈ;
દિલકે યહી દુશ્મનકોં, લગા આગ દે જરા. હમસેં૦

યહ કુડ કપટ કામકે પર્દેકો ઊઠા દે;
ગર્દેકો તેરે મનસેં, હઠા સાફ કર જરા. હમસેં૦
વૈરાગકી ઝાડૂકો, દોઈ હાથ ઉઠા લે;
હઠાયકે નિકાલ મોહ-જાલકો જરા. હમસેં૦
હૈ ઈશ્ક જો મિલને કો, જિગરમેં હમારે સાથ;
નરસિંહ હોઈ કેહી તોડ દિલ કિયે જરા. હમસેં૦

પદ ૫

તો પડો એ ધૂલ વિરાગે, જો ચિત્ત ચાહ ગઈ ના. (ટેક)
શ્વાન વમન સમ વિષય તજ્યા પણ, લાલચ લેશ ગઈ ના. તો૦
શારીરિક દુઃખદ્વંદ્વ નડ્યાથી, જો સ્થિતિ સ્થિર રહી ના. તો૦
પુત્ર ગૃહાદિ તજી મઠ શિષ્ય, કર્યા વિણ વૃત્ત રહી ના. તો૦
મેળવવા મન માન મહંતી, ઠાઠ ઠગાઈ રહી ના. તો૦
એક કહ્યાથી અનેક કહી, કહી કોઈ તણી જ સહી ના. તો૦
આસ મારી ન આશ મરાઈ, તરાવટ તોષ ગહી ના. તો૦
જો નરસિંહ સમાન થઈ, અભિમાનકી વૃત્તિ દહી ના. તો૦

પદ ૬

સાધો! પરમારથ સહુ સાધો;
પરમારથ સાધેલ મનુષ્ય નહિ જાય કાળનો ખાધો. (ટેક)
અંતર મેલ સાફ કર નિશદિન, ઉપરથી તન મા ધો. સાધો૦
ધૂમ્રબાચકા જેવું જગત આ, કાં તેને જઈ બાધો? સાધો૦
મૃગજલથી નહિ પ્યાસ છીપે, નિત ઈશચરણ આરાધો. સાધો૦
તત્ત્વવિચાર કરો તનમનથી, ભૂમિકાઓ પર વાધો. સાધો૦
જે નરસિંહ સમાન થયો, તેને સન્મારગ લાધો. સાધો૦

પદ ૭-રાગ લાવણી

પણ અમનસ્ક થયા વિણ જગમા, શકત કોણ ભવજલ તરવા?
શબ્દશાસ્ત્ર કે ન્યાય ભણ્યો, બહુ બુદ્ધિને કર્કશ કરવા. (ટેક)
તર્કવિતર્ક ઘણી અતિશય ને દર્પ ઘણા માડો કરવા. પણ૦

કરી ભોંયરાં વસો ભોંયમાં, ત્યાં બેસો નિત સ્વર ભરવા;
ધ્યાન ધરી સિદ્ધ કરો સમાધિ, ભલે મચો જપ–તપ કરવા. પણ૦
ભલે મૂત્ર મળ ભક્ષ કરીને, મથો અમર તનને કરવા;
કરી ભોગ યુવતી ભગમાંથી, ઊર્ધ્વરેત માંડો ભરવા. પણ૦
વિવિધ જોગ મુદ્રાઓ સાધી, ખાઈ ધાતુ રહો નરવા;
નદી તળાવો પહાડ દેવળો, તીર્થ તીર્થ માંડો ફરવા. પણ૦
મંત્ર તંત્ર કે યંત્રકળાથી, યત્ન કૂર સઘળા કરવા;
થઈ નરસિંહ સમાન મચો સૌ, વિવિધ માર્ગ મત આદરવા. પણ૦

## ૭૭ : નાનક

### પદ ૧–રાગ પ્રેમકલાની લાવણી

ખબર નહીં આ જુગમેં પલકી, ખબર નહીં આ જુગમેં પલકી;
સુકૃત કર લે રામ સમર લે કૌન જાને કલકી? (ટેક)
તારામંડલ રવિ ચંદ્રમા, ઓર ચરાચરકી;
ચાર દિનોંકે ચમતકારમેં, બીજલી આ ચમકી. ખબર૦
કૌડી કૌડી માયા જોડી, કર બાતાં છલકી;
પાપકી પોટ ધરી શિર ઉપર, હોવત નહીં હલકી. ખબર૦
ભાઈબંધ ઓર કુટુંબ કબીલે, મહોબત મતલબકી;
કાયા માયા જૂઠી બાજી, યહ તેરી કબકી. ખબર૦
જબલગ હંસા હૈ કાયામેં, તબલગ મંગલકી;
છોડ ચલે હંસા દેહીકું, માટી જંગલકી. ખબર૦
દયા-ધર્મયુક્ત સાહેબ સમરો, બાત યેહી નાનકકી;
રાગ દ્વેષ અભિમાન ન રાખો, વિનતિ નાનકકી. ખબર૦

### પદ ૨–રાગ ધનાશરી

જીવિતકો વ્યવહાર, જગતમેં જીવિતકો વ્યવહાર; (ટેક)
માત પિતા ભગિની સુત બાંધવ, અરુ નિજ ઘરકી નાર. જીવિત

તનસેં પ્રાણ હોત જબ ન્યારે, તુરત પ્રેત પોકાર. જીવિતકો૦
અરધ ઘડી કોઉ નહિ રાખે, ઘરતેં દેત નિકાર જીવિતકો૦
મૃગતૃષ્ણા જ્યું રહે જગરચના, દેખો હૃદય બિચાર. જીવિતકો૦
જન નાનક એ મત સતકો, દાખ્યો તોહે પુકાર. જીવિતકો૦

પદ ૩

જૂઠી દેખી પ્રીત જગતમેં, જૂઠી દેખી પ્રીત;
મેરો મેરો સબહીં કરત હય, હેતસેં બાંધત ચિત્ત. (ટેક)
અપને સુખકો સબ જગ રોવે, ક્યા દારા ક્યા મિત ? જૂઠી૦
અંતકાલ કોઈ સંગ ન ચાલે, હે અચરજ યહ રીત. જૂઠી૦
મન મૂરખ જી અજહુ ન સમજત, દુ:ખ દેહારે નીત. જૂઠી૦
નાનક ભવજલ પાર પડો જબ, ગાઓ હરિ કે ગીત. જૂઠી૦

પદ ૪

સબ મતલબકે યાર, જગતમેં સબ મતલબકે યાર;
માત પિતા ભ્રાતા સુત ભગિની, અરુ નિજ ઘરકી નાર. (ટેક)
સ્વજન કુટુંબી મિત્ર પ્રાણપ્રિય, દાસદાસી પરિવાર;
રાજા પ્રજા ગરીબ તવંગર, પંડિત ઓર ગમાર. સબ૦
જોગી ભોગી અરુ બૈરાગી, ચોર અરુ શાહુકાર;
પતિવ્રતા અરુ કુલટા નારી, વરણાશ્રમ શુભ ચાર. સબ૦
પશુ પંખી જલ જંતુ કીટ મૃગ, જીવ યોનિ અપાર,
સ્વાર્થ બિન કોઉ પાસ ન આવે, કરે ન કછુ ઉપકાર. સબ૦
નિ:સ્વાર્થ કોઈ હરિકે પ્યારે, જિનકો હૃદય ઉદાર;
પરમારથ પ્રિય સદા તાકું, નાનક તીન પર બલિહાર. સબ૦

પદ ૫

કેહી બિધ તોહી સમજાના, રે મન, કેહી બિધ તોહી સમજાના. (ટેક)
શાસ્ત્ર કહત નિત્ય, સ્મૃતિ કહત નિત્ય, ધર્મ કહત પુરાના;
ચારો વેદ પુકારે જાકું, તો પદ ક્યું બિસરાના. રે મન૦

નામ રૂપ દશ્ય નાશવંત હે, યામેં સાર ક્યા જાના ?
સચ્ચિદાનંદમેં ઠરીએ નિત, મિથ્યા ભાસ તજી નાના. રે મન૦
રાગ દ્વેષ નિંદા અરુ સ્તુતિ, માન ઔર અપમાના;
ઈન સબ કો જો સમ કર જાનો, જબ તુમ તત્ત્વ પિછાના. રે મન૦
વેદવાક્ય ગુરુવાક્ય વચનમેં, અનુભવ આપ મિલાના;
સહજ સમાધિ લાગી નાનક, મિટ ગયા આના-જાના. રે મન૦

પદ ૬

મનકા માનહિ ત્યાગો, સાધુ, મનકા માનહિ ત્યાગો;
કામ ક્રોધ સંગત દુર્જનકી, તાતે અહર્નિશ ભાગો. (ટેક)
સુખ દુઃખ દોનોં સમ કરી જાને, માન ઔર અપમાના;
હર્ષ શોક સે રહે અતીતા, તેહી પ્રભુપદ પિછાના. સાધુ૦
નિંદા સ્તુતિ ત્યાગો, ખોજો પરમ તત્ત્વ નિર્વાણા;
જન નાનક યે ખેલ કઠિન હે, કિનહુ ગુરુમુખ જાના. સાધુ૦

પદ ૭

વીસર ગઈ સબ બાત પરાઈ;
જબસે સાધુ સંગત પાઈ. (ટેક)
નાંહિ વિરોધી, નાંહિ કો વેરી;
સકલ સંગ, હમરી બન આઈ. વીસર ગઈ૦
પ્રભુ કીનો સો, ભલો કરી માન્યો;
યહ સુમતિ, સાધુ સે પાઈ. વીસર ગઈ૦
સબ મેં રહ્યો મેરો રામ રમૈયા;
પેખ પેખ, નાનક હરખાઈ. વીસર ગઈ૦

પદ ૮

રે મન રામ સો કર પ્રીત. (ટેક)
શ્રવણ ગોવિંદ ગાન સુનો, અરુ ગાવ રસના ગીત. રે મન૦
કર સાધુસંગત સુમર હરિ, હોય પતિત પુનિત. રે મન૦

કાલવ્યાલ જ્યોં ગ્રસ્યો ડોલે, સુખ પસારે નીત. રે મન૦
કહે નાનક કછુ ચેત પ્રાણી, જાત અવસર બીત. રે મન૦

પદ ૯

દાન કરો ગરીબસે બાબા, મગરૂરીમેં ધોખા હે. (ટેક)
તું કહેગા મેં દાતા હુઉં, પણ માલ કહાંસે લાયા હે? દાન કરો૦
તુમકું હમકું સબ દુનિયાકું, પાલનહારા જુદા હે;
નહિ માને તો ખુશી હે તેરી, હમકુ ભી કયા પરવા હે. દાન કરો૦

પદ ૧૦

સાધુ ગોવિંદ ગુણ ગાવો. (ટેક)
માનુષ જન્મ મિલ્યો અતિ દુર્લભ, વૃથા કાહે ગુમાવો. સાધુ૦
પતિત પુનિત દીનબંધુ હરિ, તાહિ શરણ કયુ ન આવો. સાધુ૦
ગજકી ત્રાસ મિટિ જેહિ સુમરત, કાહે તુમ બિસરાવો. સાધુ૦
તજી અભિમાન મોહ માયા પુનિ, રામભજન ઉર લાવો. સાધુ૦
નાનક પથ મુક્તિકો એહી, ગુરુમુખ હો સુખ પાવો. સાધુ૦

પદ ૧૧

હરિ કો નામ સદા સુખદાઈ,
જાકું સમરી અજામેલ ઊધર્યો, ગુણકા શુભ ગતિ પાઈ. (ટેક)
પંચાલીકું રાજસભામેં, વિપત હરિ સૂધ આઈ. હરિ૦
જેહિ નર યશ કૃપાનિધિ ગાયો, તાકુ ભયે સહાઈ. હરિ૦
દુઃખ હરે ભક્તકો કરુણામય, અપની પેજ બજાઈ. હરિ૦
કહે નાનક મેં એહિ ભરોસે, આઈ પડ્યો શરણાઈ. હરિ૦

પદ ૧૨

દુઃખહર્તા હરિનામ પિછાનો,
અજામેલ ગુણિકા જેહિ સુમરત, મુક્ત ભયે જિય જાનો. (ટેક)
ગજકી ત્રાસ મિટી એક છીનમેં, જબહી નામ બખાનો. દુઃખ૦
નારદવચન સુણી ધ્રુવ બાલક, ભજનમાંહી લપટાનો. દુઃખ૦

અચલ અમર નિર્ભય પદ પાયો, જગત સકલહી જાનો. દુઃખ૦
નાનક નામ રટે જો પ્રાણી, તાહી નિકટ હરિ માનો. દુઃખ૦

પદ ૧૩

હરિ કે નામ વિના દુઃખ પાવે;
ભક્તિ વિના સંશય નહિ છૂટે, સંત એ ભેદ બતાવે. (ટેક)
કહા ભયો તીરથ વ્રત કીનો, જો પ્રભુ શરણ ન આવે. હરિ કે૦
યોગ યજ્ઞ નિષ્ફલ સબ તાકો, જો પ્રભુનામ ન ગાવે. હરિ કે૦
મનકો મોહ જો પરહરી પ્રાણી, ગોવિંદકો ગુણ ગાવે. હરિ કે૦
કહે નાનક યહ બિધિ કોઈ જાને, જીવન્મુક્ત કહાવે. હરિ કે૦

પદ ૧૪

સાધુ, એહિ તન મિથ્યા માનો,
યા ભીતર જો રામ વસત હે, તાકું સત્ય પિછાનો. (ટેક)
યે જગ સંપત્તિ સ્વપ્નેકી હે, દેખ કહા ભુલાનો. સાધુ૦
સંગ તિહારે કછુ ન આવે, તામેં ક્યા લપટાનો. સાધુ૦
સ્તુતિ નિંદા દોઉં પરહરી મન, ભજન સદા ઉર આનો. સાધુ૦
જન નાનક સબહિં મેં પૂરણ, એક પુરુષ ભગવાનો. સાધુ૦

પદ ૧૫

ચેત અચેત તું પાપસે ડર રે,
દીનદયાલ સકલ ભયભંજન, તેહી ચરણ ગ્રહી પડ રે. (ટેક)
વેદ પુરાણ શાસ્ત્ર ગુણ ગાવે, તાકો નામ હિય મેં ધર રે. ચેત૦
પાવન નામ જગતમેં હરિકો, સુમર સુમર સ તાપકું હર રે. ચેત૦
માનુષ-દેહ બહુર નહિ પાવે, કછુ ઉપાય મુક્તિકા કર રે. ચેત૦
નાનક યશ કરુણામયકો ગા, ભવસાગરસે પાર ઊતર રે. ચેત૦

પદ ૧૬

હરિસે લાગ રહો મેરે ભાઈ.
દુનિયા દોલત માલ ખજાના, ચલત ચલત ચલ જાઈ;
જીવ જાવે ફિર નજર ન આવે, ખોજ ખબર નહિ પાઈ. હરિસે૦

ધ્રુવ પ્રહ્‌લાદ રૈન દિન ધ્યાવત, સજ્જન જાત કસાઈ,
એસો ભજન કરો ઘટ ભીતર, છોડ કપટ ચતુરાઈ. હરિસે૦
સાધુસંગત કરો ગુરુકી સેવા, ભાવભક્તિ ઉર લાઈ
નાનક નામ રટો મેરે પ્યારે, તબ મીલે રઘુરાઈ. હરિસે૦

પદ ૧૭

અબ મેં કૌન ઉપાય કરુ ?
જેહ બિધ મન કો સંશય છૂટે, ભવનિધિ પાર પરું. (ટેક)
જન્મ પાય કછુ ભલો ન કીનો, તા તે અધિક ડરું. અબ૦
વચન, કર્મ, મન હરિ નહીં ગાયો, એહિ શોચ ધરું. અબ૦
ગુરુમુખ સુન કછુ જ્ઞાન ન ઊપજ્યો, પશુ જ્યુ ઉદર ભરું. અબ૦
કહે નાનક પ્રભુ બિરદ પિછાનો, તબ હીં પતિત તરું. અબ૦

પદ ૧૮

કાહે નર અપનો જન્મ ગમાવે ?
માયા મોહ વિષય રસ રાચ્યો, રામશરણુ નહીં આવે. (ટેક)
યહ સસાર સકલ હૈ સુપનો, દેખત ક્યા લોભાવે ? કાહે૦
જો ઊપજે સો સકલ વિનાશે, રહના નહિ કોઈ પાવે. કાહે૦
મિથ્યા તન સાચો કર માન્યો, યેહિ બિધ આપ બંધાવે. કાહે૦
જન નાનક સોઈ જગ મુક્તા, રામભજન ચિત્ત લાવે. કાહે૦

પદ ૨૦

રસના જપંતી એકો તુંહી તુંહી હૈ;
તુંહી તુંહી રામા, તુંહી તુંહી હૈ. (ટેક)
માતા ગર્ભ મેં, તુંહી પ્રતિપાલક;
મિત્ર માલેક એકો તુંહી તુંહી હૈ. રસના જપંતી૦
તુંહી પિતા રામ, તુંહી માતા હૈ;
તુંહી હિતકર્તા, ભ્રાતા તુંહી તુંહી હૈ. રસના જપંતી૦
તુંહી પરિવારા, તુંહી આધારા;
પ્રાણદાતારા, એકો તુંહી તુંહી હૈ. રસના જપંતી૦
તુંહી ખજાના, તુંહી જરીના;
તુંહી માણેક લાલ તુંહી તુંહી હૈ. રસના જપંતી૦
તુંહી તારક રામ, તુંહી ઉદ્ધારક;
ભજે નાનક એકો તુંહી તુંહી હૈ. રસના જપંતી૦

પદ ૨૧–રાગ ભૈરવી, તાલ ત્રિવટ

પ્રભુકે નામ બિના દુઃખ પાવે, ભક્તિ બિના સંશા નવ છૂટે;
ગુરુ યહ ભેદ બતાવે, પ્રભુકે નામ.
કા ભયો તિરથ વ્રત કિયે, પ્રભુ શરણ નહિ આવે;
જોગ જુક્ત નિષ્ફલ તોહી જાનો, જો પ્રભુજશ બિસરાવે. પ્રભુકે૦
માન મોહ દોનુ કે ઉપર, હરિ–ગોવિંદ ગુન ગાવે;
કહ નાનક યહ બિધિકો પ્રાની, જીવન્મુક્ત કહાવે. પ્રભુકે૦

પદ ૨૨–રાગ બિહાગ, તાલ ત્રિવટ

તું મેરે પ્રાણઆધાર, પ્રભુજી તું મેરે,
નમસ્કાર દંડવત્ વંદના, અનેક વાર જાઉં વાર. (ટેક)
ઊઠત બૈઠત સોવત જાગત, યે મન તુજહિ ચિતાર,
સુખદુઃખ મનકી સબહી બથાં, તુજહી આજ્ઞા સાર. પ્રભુજી૦

તું મેરે ઓટ બલ બુદ્ધિ તુમહી, તું મેરે પરવાર;
જો તુમ કરો સોઈ ફૂલ હમ રે, નાનક ગુરુચરણાર. પ્રભુજી૦

પદ ૨૩-રાગ ખમાચ, તાલ ત્રિવટ

સુમરન કર લે મેરે મના, તું સુમરન કર લે;
બિતી જાત ઉમર પ્રભુનામ બિના, તું સુમરન૦ (ટેક)
પંછી પંખ બિના, હસ્તિ દંત બિના, નારી પુરુષ બિના;
વેશ્યાપુત્ર પિતા બિન હીના, તૈસે પ્રાની પ્રભુનામ બિના. તું૦
દેહ નયન બિના, રૈન ચંદ્ર બિના, ધરતી મેઘ બિના;
જૈસે પંડિત વેદ હીના, તૈસે પ્રાની પ્રભુનામ બિના. તું૦
કૂપ નીર બીના, ધેનુ ખીર બિના, મંદિર દીપ બિના;
જૈસે તરુવર ફૂલ હીના, તૈસે પ્રાની પ્રભુનામ બિના. તું૦
કામ ક્રોધ મદ લોભ નિહારો, છાડો કોધ અબ સંતજના;
કહે નાનકશા સુન બુધમંતા, જો જગમેં કોઈ અપના. તું૦

## ૯૮ : નામદેવ

પદ ૧

સુમર સુમર મન શ્રી ભગવાન. (૨)
પ્રથમ દેહી જો ઘર પર આવે,
કોટિ યજ્ઞ કોઈ કરે કરાવે;
કોટિ તીર્થમેં કરે સ્નાન,
તાહિ ન હોય એક નામ સમાન. (૨)
અનેક ધર્મ મનસે ઉપજાવે,
તજે ભોજન કછુ કબહું ન ખાવે;
દશમે દ્વાર ચઢાવે પ્રાણ,
તોહિ ન હોય એક નામ સમાન. (૨)

કાયા-પલટ કરી બહુ જીવે,
રસનાસે રસ કછુ ન પીવે;
નિશદિન પઢે વહ શાસ્ત્રપુરાણ,
તોહિ ન હોય એક નામ સમાન. (૨)
પચાગ્નિ સેવે તપ કરે,
સિદ્ધ વચન સે વસ્તુ તરે;
ગગનમંડલમેં લાવે ધ્યાન,
તોહિ ન હોય એક નામ સમાન. (૨)
કાશીમે જાય કરવત ખાવે,
મરે તનુ હિમાળે ગાળે;
તુલા બેઠ દેવે જો દાન,
તોહિ ન હોય એક નામ સમાન. (૨)
જા પર ગુરુજી કીરપા કરે,
પ્રેમ-ભક્તિ હિરદેમે ધરે;
કલિજુગમે હય યે પરમાણ,
નામદેવકો ઇતનો જ્ઞાન-સુમર સુમર (૨)

## ૭૯ : નામો

### પદ ૧

રાજા રામ અવતર્યા, એ વહાલે મારે,
પાણી ઉપર પાળ બાંધી એ, તે આ, તે આ, તે આ;
અમે તમે આરાધીએ જે, તે આ, તે આ, તે આ, તે આ. (ટેક)
રાજા રાવણને રણમાં રોળ્યો;
રાજ વિભીષણને આલિયો એ, તે આ, તે આ, તે આ.
નરસી મહેતાને વહાલે નાણાવટી કીધો;
હૂંડી શીકારી હાર આલીઓ એ, તે આ, તે આ, (૨) અમે૦

નાગરી ન્યાતમાં લજ્જા રાખી;
કુંવરબાઈનુ મામેરું પૂરિયું એ, તે આ, તે આ, (૨) અમે૦
દ્રૌપદીની વહાલે લજ્જા રાખી;
ત્રાગડે ત્રાગડે ચીર પૂરિયાં એ, તે આ, તે આ, (૨) અમે૦
કપટી કૌરવને ઝાંખા કીધા;
પાંડવોને ઊજળા કરિયા એ, તે આ, તે આ, (૨) અમે૦
વૃંદાવનમાં ગૌધેન ચારી;
વ્રજનારી સંગ રમિયા એ, તે આ, તે આ, (૨) અમે૦
ગોકુળથી વહાલા મથુરામાં પધાર્યા;
મામા કંસને મારિયો એ, તે આ, તે આ, (૨) અમે૦
ચેતનહારા કેમ નથી ચેતતો ?
રાતદિવસ જપું છું એ, તે આ, તે આ, (૨) અમે૦
નામાનો આ સ્વામી શામળિયો;
સાંભળ લોચા, કહું છું એ, તે આ, તે આ, (૨) અમે૦
સાન કરીને, તુજને સમજાવું;
મારું વચન માની લે એ, તે આ, તે આ, (૨) અમે૦

## ૮૦: નારાયણ

### પદ ૧

સબકું ખાયા હય, કાલને સબકું ખાયા હય;
પ્રાણી છોડ વૃથા અભિમાન, કાલને સબકું ખાયા હય. (ટેક)
રાવણ રામ વાલી બલધારી, વિક્રમ ભોજ ભરથરી ભારી;
યાજ્ઞવલ્ક્ય શંકર તપધારી, ગુરુ વસિષ્ઠ ઔર દ્રોણાચારી.
હિરણ્યકશિપુ કંસ બળીસે, તજ ગયે માયા હય. પ્રાણી૦

દશરથ ઔર કરણુ મહા દાની, બલિરાજા ઔર ભૃગુસે જ્ઞાની;
કૌરવ કુળને તજી જિંદગાની, ગયે છોડ રહ ગઈ વહ કહાની.
વિશ્વામિત્ર, વ્યાસ મુનિ, નારદ, વિષ્ણુ હરાયા હય. પ્રાણી૦
અર્જુન ભીમ યુધિષ્ઠિર સબ રે, દુર્યોધન સહદેવ નકુલ રે;
દુર્વાસા શુક સગર જનક રે, હર ગયે નામ છોડ ગયે ભવ રે.
જાદવ વંશ કૃષ્ણુ બલદેવા, સ્વર્ગ સિધાયા હય. પ્રાણી૦
અફ્લાતુન ઔર રૂસ્તમ ખ્હાં, અકબર આલમગીર સેરહ્હાં;
ગયે હુમાયુ બાબર હુકમા, કર ગઈ મૌન લુકમા કી લુકમા.
દારા ઔર સિકંદર મર ગયે, પતા ન પાયા હય. પ્રાણી૦
જોગી જતિ સિદ્ધ ઔર સાધક, દંડી સંન્યાસી વ્રતપાલક;
રાગી ઔર સમાજી બક બક, લાયક ઔર મરે નાલાયક.
કહે નારાયણુ બીના ભજન કર્યું, જન્મ ગુમાયા હય. પ્રાણી૦

પદ ૨

મોરલો મૃત્યુ લોકમાં આયો જી;
મોર તું આવું સ્વરૂપ ક્યાંથી લાવ્યો રે? (ટેક)
લીલો ને પીળો મોરલો અજબ રંગીલો રે, વૈરાગ્ય થકી રૂપ લાવ્યો;
પાંચ બળદિયાનુ ગાડલું જોડયું, આપોઆપ ચલાયો રે. મો૦
નાભિકમળથી ઊડ્યો હવે મોરલો, ને બેઠો શીતળ વડછાંય;
સુરતા સોહાગણુ સુંદરી ભાઈ, સૂનાસૂના શહેર જગાયા રે. મો૦
ઇંગલા ને પિંગલા તારી વાટ જુએ છે, મારો નાથ હજુ કેમ નાવ્યો?
કાંતો શામળિયો વહાલો રીસે ભરાણો, કાં ઘરધંધામાં ધાયો રે. મો૦
કાચી કાયાનો નથી રે ભરુસો ભાઈ, નથી રે પથ્થર માથે પાયો;
ઉગમને ચરણે ભણે નારણુ બાવો, ધન્ય એની જનેતાનો જાયો રે.

પદ ૩

દેહ તો દેરારૂપી રે, જુઓ ને મન નિશ્ચે કરી;
બિરાજે માંહી રામ રે, નીરખો ને નયણાં ભરી. (ટેક)

હિરદે આસન હરિને પધરાવું, સેજનુ સિંહાસન,
શીલરૂપ જલે સ્નાન કરાવું, ચિત્તરૂપ લઈ ચંદન;
અક્ષત કર લઈને રે, હરિને શિર તિલક કરી. દેહ તો૦
પ્રીતપત્ર હરિને જ ચઢાવો, ધરો સ્નેહ શણગાર,
પ્રેમપુષ્પના હાર હરિને, કંઠે ધરાવો મોરાર;
પ્રેમ-તુલસીમાળા લઈને રે, હરિએ કંઠે ગ્રહી. દેહ તો૦
જ્ઞાનદીપ તું કરી મંદિરે, અજ્ઞાન અંધારું કાઢ,
ધ્યાનરૂપી કર ધૂપ હરિને, ભોજન ભાવ જમાડ;
છપ્પનભોગ કીધા રે, તુલસી તો માંહી ધરી. દેહ તો૦
દીનતા દંડવત્ હરિને કરીએ, જોડીને બેઉ હાથ,
પાંચ પરિક્રમા કરીએ પ્રભુની, ચૌદ ભુવનના નાથ;
પૃથ્વી પરિક્રમા રે, ત્યારે તો થાશે ખરી. દેહ તો૦
દેહ તો દેરું વણસી જાશે, દેવ સદા છે અભંગ,
સંશય રહે તો જુઓ શાસ્ત્રમાં, સદા કરો સત્સંગ;
પંડિત પુરાણીને રે, પૂછો તમે ફરીફરી. દેહ તો૦
શ્વાસોશ્વાસરૂપી માળા રે ભાઈ, ફેરવો આઠે જામ,
દાસ નારાયણ ગુરુપ્રતાપે, રીઝશે સુંદરશ્યામ;
સેવા જે કોઈ કરશે રે, તેને તો હરિએ કૃપા કરી. દેહ તો૦

## ૮૧ : નારાયણ ભક્ત

### પદ ૧-કાફી

પંડિત પુરાની રે, કુરાની તમે કયાં જુઓ;
ભણીને શું ભાળ્યું રે, અજ્ઞાની અથડી મૂઓ. (ટેક)
પોથી વાંચી પરને દેખાડે, કરે ઉદરનો ઉપાય,
કહેણી કહે ને રહેણી ન રાખે, તેણે અર્થ શો થાય?
સામા શું દોડો છો રે, પૂંઠે તમે ધારી જુઓ. પંડિત૦

ગુરુ થઈને જ્ઞાન બતાવે, ફોકટ ફુંકાવે કાન,
શિષ્ય પાસે સેવા કરાવે, તોય ન આવે સાન;
પ્રેમ પુરુષ જાણી રે, કાયર જેમ લાજે જુઓ. પંડિત૦
ટોપી પે'રીને તિલક કર્યાં રે, બેરખા રાખે બે જોડ,
ધોતી ધૂએ ને પોતી પખાળે, ખોટો થઈ કહે ખોડ;
માયાને અંધારે રે, અલ્યા તું તો અથડી મૂઓ. પંડિત૦
તિલક તાલ પાખંડ કરે છે, આત્મ ચિન્યા વિના ફોક,
મોતી પ્રતાપે નારણુ કહે છે, પાખંડ કરે સૌ લોક;
બ્રહ્મા નવ જાણે રે, જ્ઞાની આપ શોધી જુઓ. પંડિત૦

## ૮૨ : નિર્મળ

પદ ૧

સાધુ તો તેને કહીએ રે, જેને ઇચ્છા નહિ જરીએ. (ટેક)
બ્રહ્મઇચ્છા માયા રે, તેને તે બ્રહ્મ કેમ કહીએ ?
ઇચ્છા કરી સોહિ માયા હે, બિન ઇચ્છા દર્શાય,
જ્યું પ્રતિબિંબ પડા પાનીમેં, યું દરશે ઘટમાંય;
અક્ષર અક્ષર બોલે રે, કે માયાસેં બ્રહ્મ મિલે. સાધુ તો૦
હું બ્રહ્મા કરી બ્રહ્મ ભૂલ્યા, બ્રહ્મ દેખા ન કોઈ,
જબ સુરતા ગઈ નાભિકમલ પર, ઊતરી ગઈ તે જોઈ;
છત્રીસ જુગ વહી ગયા રે, અંતે કુછ મિલા નહીં. સાધુ તો૦
વ્યાકુળ ભયે ખબર નહિ તનકી, આપહિ દિયે ભુલાય,
સાધુ પુરુષકો શબ્દ ભયો હે, ચાર વેદ મુખમાંય;
નામને દર્શાવા રે, સૃષ્ટિ સહુ વ્યાપ્ટિ થઈ. સાધુ તો૦
સતયુગ દ્વાપર ત્રેતા કળિયુગ, ચારો યુગ ભરપૂર,
ના કોઈ ગયા, ના કોઈ આયા, ખંડિત નાંહિ નૂર;
અંધે આગે આરસી રે, નિર્મળ વિના સૂઝત નહીં. સાધુ તો૦

## ૮૩ : નિર્ભય

પદ ૧

ગોવિંદા તેરી કરુણા કે બલ જાઉં. (ટેક)
સેવાતેં કછુ બન નહિ આવે, ઔ હરિદાસ કહાઉં;
માનુષ તન ઉત્તમ કુલ દીનો, તા પર નાહિં લજાઉં. ગોવિંદા૦
દીનાનાથે મોહિં યહ વર દીજે, તેરાહી ગુણ ગાઉં;
જીવત હી નિર્ભય સુખ હોવે, અંત પરમપદ પાઉં. ગોવિંદા૦

પદ ૨–રાગ પ્રભાત

મેરે તો એક દીનાનાથ આસરો તિહારો. (ટેક)
બિસ્તીભર જમીન નાહીં, વસ્ત્રમેં કોપીન નાહીં;
મહા હું કંગાળ, નાહીં કોડીકો સહારો. મેરે તો૦
તાત માત ભગિની ભ્રાત, દારા સુત નહિ સાથ;
કેવલ મેં હું અનાથ, કોઈ ના હમારો. મેરે તો૦
બલકર રતિગતિ નાહીં, વિદ્યાયુક્ત મતિ નાહીં;
હોનહાર પ્રબળ યોંહીં, હોત હે ગુજારો. મેરે તો૦
ધર્મ કર્મ બનત નાહીં, ભક્તિભાવ સધત નાહીં;
નિશ્ચય કછુ પરત નાહીં, સોચ સોચ હારો. મેરે તો૦
અક્ષરકા જ્ઞાન હોય, અર્થનકા ધ્યાન હોય;
નિર્ભય નિર્બાણ હોય, ભેદબુદ્ધિ ટારો. મેરે તો૦

પદ ૩

સાંઈ તન ઢૂંઢા નાહીં, કાયકા ફકીર. (ટેક)
જટાજૂટ કરી તિલક લગાવે, ભસ્મી રમાવે હે શરીર;
વાંચે વેદ ભાગવત ગીતા, મૂંડ મૂંડાયે રંગે ચીર. સાંઈ તન૦
પઢે નિમાજ ઓર રોજે રાખે, હો મુરીદ ચાહે પીર;
નિર્ભયરામ સાંચહી માનો, કહ ગયે યોંહિ કબીર. સાંઈ તન૦

પદ ૪

કરો રે મન, વા દિનકી તદબીર (ટેક)
ભૂષણ બસન ગયઁ ઘરબારા, યહી રહે સબ ઠાઠ ગંવારા;
ખાલી લાદ ચલે બનજારા, નેક ધરે નહીં ધીર. કરો રે૦
સુત બિનતાદિ સકલ પરિવારા, કિસિકા તું ઔર કૌન તિહારા;
જા દિન બિછરત હંસ બિચારા, નૈનન ભર લાવે નીર. કરો રે૦
ઇંદ્રિયગ્રામ સ્થૂલ હો જાવે, વાર વાર જિયા ઘબરાવે;
કોઈ નહિ જો પ્રાણ બચાવે, જબ હો મૃતક શરીર. કરો રે૦
નિર્ણયરામ ભૂલ મત જાના, મોહજાલ લોભ હે દાના;
યામે આ કર જાન ફસાના, યમપુર જાત આખિર. કરો રે૦

પદ ૫

ગોવિંદા ન ગાયા તુને, ગાયા કયા રે બાવરે. (ટેક)
ભોગોમેં લુભાના રહે, કૈસે હે સયાના અરે;
રામરસ ન ખાયા તુંને, ખાયા કયા રે બાવરે. ગોવિંદા૦
માયામેં ભુલાના ફિરે, બડો હે દીવાના ભલા;
નિર્ણય પદ ન પાયા તુને, પાયા કયા રે બાવરે. ગોવિંદા૦

પદ ૬

હોરી ખેલ ન જાન ખિલારી, ઉમર યોહિ બીતી સારી. (ટેક)
ફીકો ગુલાબ રંગ અતિ ફીકો, મૈલ ભરી પિચકારી,
રંગ રંગીલી મોરી પચરંગ ચૂનર, ખેલત ફાગ બિગારી;
ઐસા મહા મૂઢ અનારી. હોરી ખેલ૦
બાજત બીન મૃદંગ મુરલિયા, શંખ ઝાંઝ ડફ ભારી;
મતિ કો હીન સુનત કછુ નાહીં, હોત શબ્દ ધૂન પ્યારી,
સુરત નહિ જાત સવારી. હોરી ખેલ૦
નાચત નાચત ભાવ બતલાવત, ગાવત તાન દે તારી;
અંતર છબિ નિરખે નહિ મૂરખ, ચેતનતત્ત્વ વિચારી;
ફૂલી અદ્ભુત ફૂલવારી. હોરી ખેલ૦

વિષયભોગહી સેવત સેવત, નિર્મળ બુદ્ધિ બિસારી;
નામ અમીરસ ચાખત નાહીં, દેત નઈ નિત ગારી;
કઠિન નિશ્ચય સંસારી. હોરી ખેલ૦

પદ ૭

મો સમ કૌન અધમ અજ્ઞાની? (ટેક)
હમ હમકે બસ પ્રભુ નહિ હેરો, ભયો દેહ અભિમાની. મો૦
સેવત વિષય જોગ વિષ લાગત, ઊલટી ફાંસ ફસાની;
ધન ધન કરત ઉમર સબ બીતી, તૃષ્ણા નાહીં અઘાની. મો૦
આપેકી કછુ સૂધી નહિ રાખી, તક તક આસ બિરાની;
નિશ્ચયરામ યા પચરંગ ચાદર, દિન દિન હોત પુરાની. મો૦

પદ ૮–રાગ કાફી

મોહે નીકો લાગે, બાજે અનહદ તૂર. (ટેક)
સોહં સોહં સોહં સોહં, ધુન ચહું દિશ રહી પૂર. મોહે૦
અંતરિક્ષ પાતાલ સ્વર્ગમેં, શબ્દ રહ્યો ભરપૂર. મોહે૦
રૈન દિન અંતર ઔર બહાર, નેરે સન્મુખ દૂર. મોહે૦
નિશ્ચયરામ યહી ધ્વનિ ગહ લો, દરશેં નૂર હી નૂર. મોહે૦

## ૮૪ : નિષ્કુલાનંદ

પદ ૧–રાગ કાફી

જાવું જરૂર મરી, મેલીને સરવે જાવું જરૂર મરી. (ટેક)
રાત દિવસ રહ્યો ધન કાજે, સમર્યા નહિ ઘડીએ હરિ. જાવું૦
મેડી મંદિર માલ ખજાના, સંપત રહેશે ધરી. જાવું૦
સગાં સંબંધી સૌ જોઈ રહેશે, કેનું ન ચાલે જરી. જાવું૦
નિષ્કુલાનંદ કહે જોને વિચારી, રહે નહીં દેહ ધરી. જાવું૦

પદ ૨

મનમાં વિચારી જરી, જોયું નહીં મનમાં વિચારી જરી. (ટેક)
સાધુજનની વાત ન માની, પાપીની સોબત કરી. જોયું નહીં૦
નારાયણનું નામ ન લીધું, મનુષ્યદેહ ધરી. જોયું નહીં૦
જુવાનીમાં જોરે ભરીઓ, ચોરી અવેરી કરી. જોયુ નહીં૦
નિષ્કુલાનંદ કહે માગીને લીધી, માથે ચોરાશી ફરી. જોયું૦

પદ ૩

ગુણી એવા સંત ગમે છે, ભાવે ભજનમાં ભમે છે. (ટેક)
રાતદિવસ રસ સાથે જેના, અંતરે રામ રમે છે. ગુણી૦
લેશ નહિ અભિમાન દીસે, ઉર નમ્ર દશાથી નમે છે. ગુણી૦
વિશ્વના વૈભવ સમજી વિનાશી, વૈરાગ્યમાં વિરમે છે. ગુણી૦
પરમાર્થમાં પરમ ધરે પ્રીત, સ્વાર્થ સઘળા દમે છે. ગુણી૦
સંસારનાં સુખદુઃખ થયાં સરખાં,દુષ્ટોની ખળતા ખમે છે.ગુણી૦
સાધન સાધે રહીને સંયમમાં, વિષયવિકાર વમે છે. ગુણી૦
આનંદે લીન સુખશાંતિના સાગર,શોકસંતાપ સમે છે. ગુણી૦

પદ ૪

સંતને સંતને સંતને રે, જા શરણે સાચા કોઈ સંતને;
આશા ને તૃષ્ણાને અલગ કરી દે, મનને જીતેલા મહંતને રે;
જા શરણે સાચા કોઈ સંતને૦
મોહદશાથી જે મુક્ત થયેલ છે, માયા તજેલ મતિવંતને રે;
જા શરણે સાચા કોઈ સંતને૦
આધિ ને વ્યાધિ મટાડે ઉપાધિ, તોડી નાખે ભગવંતને રે;
જા શરણે સાચા કોઈ સંતને૦
પ્રેમરસનો પિવડાવીને પ્યાલો, ઓળખાવી દે છે અનંતને રે;
જા શરણે સાચા કોઈ સંતને૦

અંતર ઘટમાંય કરી અજવાળું, આણે અવિદ્યાના અંતને રે;
જા શરણે સાચા કોઈ સંતને૦
કલ્યાણકારી એ સંતની સંગતિ, ભેળો કરી દે ભગવંતને રે;
જા શરણે સાચા કોઈ સંતને૦

પદ ૫

ભક્ત થવું ભગવાનનું, અતિ કઠણ છે કામ;
સુખ સર્વે સંસારનાં, કરવાં જોઈએ હરામ. (ટેક)
દેહ ગેહ દારા દામનુ, તજવું મમતા ને માન;
એહમાંથી સુખ આવશે, એવુ ધરવું ન ધ્યાન. ભક્ત૦
વિપત આવે વણ વાંકથી, તે તો સહેવી શરીર;
નિંદા કરે કોઈ આવીને, તોયે રહેવું દઢ ધીર. ભક્ત૦
ક્રોધી ન થાય ખમે ઘણું, એવો સહજ સ્વભાવ;
નિષ્કુલાનંદ એ ભક્તના, જુગ જુગ જશ ગાય. ભક્ત૦

પદ ૬

કયું રીઝેગા રામ? બંદા કયું રીઝેગા રામ? (ટેક)
એસા પ્યાર નહિ તેરા પ્રભુસે, જેસા પ્યારા દામ;
દેખ વિચારી દિલમાંહી તું, રામ પ્યારા કે કામ. બંદા૦
એસી યાદી નહિ સાહેબકી, જેસી નારી, સુત, ધામ;
હેલ્યા માત્ર હરિ સંભારત, તન, ધન, આઠો જામ. બંદા૦
નિશદિન ધ્યાન ધરે દુનિયા કે, ઘડી ન રટે ઘનશ્યામ;
હૃદયે જગત, ભગત મન માનત, કૈસે સુધરે કામ?
ચલના ખોટા, માન લે મોટા, ધર્યા જ્ઞાનીકા નામ;
નિષ્કુલાનંદ કહે ઠગ તેરા, નહિ ઠીકાના ઠામ. બંદા૦

પદ ૭–રાગ સારંગ–દીપચંદ તાલ

જનની જીવો રે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગ્યજી;
ઉપદેશ આપ્યો એણી પેરે, લાગ્યો સંસારીડો આગજી. (ધ્રુવ)

ધન્ય ધન્ય માતા ધ્રુવ તણી, કહ્યાં કઠણ વચનજી;
રાજસાજ સુખ પરહરી, વેગે ચાલિયા વનજી.
ઊઠી ન શકે રે ઊંટિયો, બહુ બોલાવ્યો બાજંદજી;[1]
તેને રે દેખી ત્રાસ ઉપન્યો, લીધી ફકીરી છોડ્યો ફંદજી.
ભલો રે ત્યાગ ભરથરી તણો, તજી સોળસેં નારજી;
મંદિર ઝરૂખા મેલી કરી, આસન કીધલાં બહારજી.
એ વૈરાગ્યવંતને જાઉં વારણે, બીજા ગયા રે અનેકજી;
ભલા રે ભૂંડા અવની ઉપરે, ગણતાં ના'વે છેકજી.
ક્યાં ગયું રે કુળ રાવણ તણું, સગરસુત સાઠ હજારજી;
ન રહ્યું તે નાણું રાજા નંદનું, સર્વ સુપંન-વેવારજી.
છત્રપતિ ચાલી ગયા, રાજ મૂકી રાજંનજી;
દેવ દાનવ મુનિ માનવી, સર્વે જાણો સુપંનજી.
સમજી મૂકો તો સારું ઘણું, જરૂર મુકાવશે જમજી;
નિષ્કુળાનંદ કહે નહિ મરે, સાચું કહું ખાઈ સમજી.

પદ ૮

ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના, કરીએ કોટિ ઉપાયજી;
અંતર ઊંડી ઇચ્છા રહે, તે કેમ કરીને તજાયજી? (ધ્રુવ)
વેશ લીધો વૈરાગનો, દેશ રહી ગયો દૂરજી;
ઉપર વેશ અચ્છો બન્યો, માંહી મોહ ભરપૂરજી.
કામ ક્રોધ લોભ મોહનું, જ્યાં લગી મૂળ ન જાયજી;
સંગ-પ્રસંગે પાંગરે,[2] જોગ ભોગનો થાયજી.
ઉષ્ણ રતે અવની વિષે, બીજ નવ દીસે બહારજી;
ઘન વરસે વન પાંગરે, ઇંદ્રિય વિષય આકારજી.

---

૧. બાજંદ=બલ્ખ બુખારાનો એક ખાન હતો. પોતાનું વહાલું ઊંટ મરી જતાં તેને વૈરાગ્ય પ્રગટેલો અને ફકીરી લીધેલી.
૨. પાંગરે=અંકુર ફૂટે, ફરી સજીવન થાય.

ચમક દેખીને લોહ ચળે, ઇંદ્રિય વિષય સંજોગજી;
અણભેટ્યે રે અભાવ છે, ભેટ્યે ભોગવશે ભોગજી.
ઉપર તજે ને અંતર ભજે, એમ ન સરે અરથજી;
વણસ્યો[1] રે વર્ણાશ્રમ થકી, અંતે કરશે અનરથજી.
ભ્રષ્ટ થયો જોગભોગથી, જેમ બગડ્યું દૂધજી;
ગયું ઘૃત[2] મહી[3] માખણ થકી, આપે થયુ રે અશુદ્ધજી.
પળમાં જોગી ને ભોગી પળમાં, પળમાં ગૃહી ને ત્યાગીજી;
નિષ્કુળાનંદ એ નરનો, વણસમજ્યો વૈરાગજી.

પદ ૯

જંગલ વસાવ્યું રે જોગીએ, તજી તનડાની આશજી;
વાત ન ગમે આ વિશ્વની, આઠે પહોર ઉદાસજી. (ધ્રુવ)
સેજ પલંગ પર પોઢતા, મંદિર ઝરૂખા માંયજી;
તેને નહિ તૃણસાથરો, રહેતા તરુતર છાંયજી.
શાલ દુશાલા ઓઢતા, ઝીણા જરકસી જામજી;[4]
તેણે રે રાખી કંથાગોદડી, સહે શિર શીત ઘામજી.
ભાવતાં ભોજન જમતા, અનેકવિધનાં અન્નજી;
તે રે માગણ લાગ્યા ટુકડા, ભિક્ષા ભવન-ભવનજી.
હાજી કહેતાં હજારુ ઊઠતા, ચાલતાં લશ્કર લાવજી;
તે નર ચાલ્યા રે એકલા, નહિ પેંજાર[5] પાવજી.
રહો તો રાજા રસોઈ કરું, જમતા જાઓ જોગીરાજજી;
ખીર[6] નિપજાવું ક્ષણું એકમાં, તે તો ભિક્ષાને કાજજી.
આહાર કારણ ઊભો રહે, એકની કરી આશજી;
તે જોગી નહિ, ભોગી જાણવો, અંતે થાય વિનાશજી.

૧. વણસ્યો=બગડ્યો. ૨. ઘૃત=ઘી. ૩. મહી=દહીં. ૪. જામ=જામા.
૫. પેંજાર=પગરખાં. ૬. ખીર=દૂધપાક.

રાજસાજ સુખ પરહરી, જે જન લેશે જોગજી;
તે ધનદારામાં નહિ ધસે, રોગ સમ જાણે ભોગજી. ૭
ધન્ય તે ત્યાગ વૈરાગ્યને, તજી તનડાની આશજી;
કુળ તે તજી નિષ્કુળ થયા, તેનું કુળ અવિનાશજી. ૮

## ૮૫ : નુરન

પદ ૧

રામ ભજો મેરે ભાઈ, જેણે મનખા દેહ બનાઈ. (ટેક)
મોહ ત્યાગો મમતા ત્યાગો, ત્યાગો કુટુંબ પરિવારા;
માન અભિમાન દોનું ત્યાગો, રહોને એકલધારા. રામ ભજો૦
નરભે બખતર સજ કરી પહેનો, બાંધ પંચ હથિયારા;
નિરવિખ હોકે ખેલો મેદાના, જીત લીઓ સંસારા. રામ ભજો૦
નિર્મલ જોત અખંડા દરશે, બરસે હીરા એકધારા;
અમર પદવી જારે સમાના, એસા ખેલ હમારા. રામ ભજો૦
ગુરુ શબ્દકા નેજા ગાડા, તન–મન અરપો સારા;
કહે નુરન સબ ફૂંક દિયો તો, રીઝે સરજનહારા. રામ ભજો૦

## ૮૬ : પરમાનંદ

પદ ૧

નંદનંદનકે પ્યારે, આયે મેરે નંદનંદનકે પ્યારે. (ટેક)
માલા તિલક મનોહર બાના : (૨)
ત્રિભુવનકે ઉજિયારે–એહાં ત્રિભુવનકે૦ આયે૦
પ્રેમ સહિત બસત મેરે ઉરમેં : (૨)
નેક ન જાતહું ટારે–એહાં નેક ન જાત૦ આયે૦
હ્રદયકમલ કે મધ્ય બિરાજત : (૨)
શ્રીનંદરાય દુલારે–એહાં શ્રી નંદરાય૦ આયે૦

ક્યા જાનું કછુ પુણ્ય પ્રગટ ભયો (૨)
મેરે ઘરજુ પધારે-એહા મેરે ઘરજુ૦ આયે૦
પરમાનંદ કરી ન્યોછાવર (૨)
તનમનધનસબવારે-એહા તનમનધન૦ આયે૦

પદ ૨

જા પર કમલા કંથ ઢરે. (ટેક)
લકરી ઘાસકો વેચનહારો, તો શિર છત્ર ધરે. જા પર૦
વિદ્યાનાથ અવિદ્યા સમર્થ, ચાહે જો સોઈ કરે;
રીતે ભરે, ભરે પુની ઢોરે, ચાહે તો ફેર ભરે. જા પર૦
સિદ્ધ પુરુષ અવિનાશી સમર્થ કાહુ તે ન ડરે;
પરમાનદ સદા યહ સ પતિ, મન ચહાય સો કરે જા પર૦

પદ ૩-રાગ ભૈરવ

મંગલધામો નામ ઉચ્ચાર;
મંગલ સદન કમલ કર મ ગલ, મંગલ જ નહિ સદા સંભાર (ટેક)
દેખત મ ગલ, પૂજત મંગલ, ગાવત મંગલ ચરિત ઉદાર;
મંગલ શ્રવણુ કથારસ મ ગલ, મ ગલ તન વસુદેવકુમાર મં૦
ગોકુલ મ ગલ, મધુબન મંગલ, મ ગલ રુચિ વૃંદાવનચંદ;
મ ગલ કરત ગોવરધનધારી, મ ગલ વેશ યશોદાનંદ. મં૦
મંગલ ધેનુ, રેનુ ભુવ મ ગલ, મ ગલ મધુર બજાવત બેન;
મ ગલ ગોપવધૂ પરિરભણુ, મ ગલ કાલિંદી પયફેન. મં૦
મ ગલ ચરણુકમલ મણિ મંગલ, મંગલ કીરતિ જગતનિવાસ,
અનુદિન મ ગલ ધ્યાન ધરત મુનિ, મ ગલમતિ પરમાનંદદાસ મં૦

પદ ૪-રાગ કાનરો

દૂધ પીઓ મનમોહન પ્યારે (ટેક)
કનક-કટોરા, ભરભર પીજે;
સુખ દીજે, સગ લીજે, બલભદ્ર ભૈયા તુમ્હારે. દૂધ૦

ખલ ખલ જાઉં, ડેર છીન કીજે;
કમલનયન અખિનયકે હો તારે. દૂધ૦
પરમાનંદ પ્રભુ, પોઢન કીજે;
પ્રાતઃ ઊઠત કરું ગૈયાં. દૂધ૦

## ૮૭: પાલણસિંહ

પદ ૧

રૂડલા રામને મનાવો, ગરવા ગણેશને મનાવો;
જિયો સાયર જલ ભરિયો રે જી. (ટેક)
રાજા રે કૂડા જેની પરજા કૂડી રે,
કૂડા કળજુગના મેવલિયા. જિયો સાયર૦
નર છે કૂડા જેની નારિયું કૂડી રે,
કૂડા કળજુગના રે નેડા. જિયો સાયર૦
કાળા ખેતરમાં તમે બીજ મત વાવો રે,
વણુ રે જોતરિયાં ગાડાં વાળો રે. જિયો સાયર૦
ખારા સમુદરમાં મીઠી એક વીરડી રે,
ભવ રે સાગરમાં રૂડા હીરલા રે. જિયો સાયર૦
કહે રે પાલણસિંહ તમે નૂગરા ન રે'જો,
અમીરસ ઘોળી ઘોળી પીજો રે. જિયો સાયર૦

## ૮૮: પિંગળં

પદ ૧

ગોકુળિયું નાનું ગામડિયું, શા માટે આવો શ્યામ?
શા માટે આવો શ્યામ? શા માટે આવો શ્યામ? (ટેક)
પ્રથમ વિસારી, ધેનુ હતી પ્યારી;
હવે તો ભૂલ્યા છો, બાવા નંદજીનું ધામ. ગોકુળિયું૦

મથુરાની અંદર, મણિમય મંદિર;
આ માટીથી બનેલાં, તમને કયાંથી ગમે ગામ? ગોકુળિયું૦

કુબજા નારી, કંસ તણી દાસી;
તેમાં જઈ લોભાણા, ભૂલી ગયા છો તમામ. ગોકુળિયું૦

કહે કવિ પિંગળ, મૂરતિ છે મંગળ;
પ્રભુ હૃદયે વસો તો, મારે શું છે બીજું કામ? ગોકળિયુ૦

પદ ૨

મને ઘડી નથી વીસરતા રામ, હરિવર સંકટહર્તા.

વહાલાજી મારા ગિરિવર કર પર ધાર્યો;
વહાલે વ્રજનો દેશ ઉગાર્યો રામ, હરિવર સંકટહર્તા.

વહાલાજી મારા, કાળિનાગે તે ફંદ કીધો;
લટકાળે નાથી દીધો રામ, હરિવર સંકટહર્તા.

વહાલાજી મારા, કંસ હતો બહુ અહંકારી;
મોહનજીએ નાખ્યો મારી રામ, હરિવર સંકટહર્તા.

વહાલાજીએ મારા, મુષ્ટિ તાંદુલ સુદામાના લીધા;
એના મહેલ કનકના કીધા રામ, હરિવર સંકટહર્તા.

વહાલાજી મારા, કુબજાનું ચંદન લીધું;
એને રૂપ અનુપમ દીધું રામ, હરિવર સંકટહર્તા.

વહાલાજી મારા, પાંચાળી સભામાં પોકારે;
ચીર પૂર્યાં પૂર્ણ મુરારિ રામ, હરિવર સંકટહર્તા.

વહાલાજી મારા ભવ રે સાગરના છો ત્રાતા;
પિંગળના આપ્યુ જ પ્યારા રામ, હરિવર સંકટહર્તા.

## ૮૯ : પીઠો

પદ ૧

ક્યાં જઈ રે'શો રાત ? મારા બાલપણાના સાથી, રે જીવ હંસલા;
આતમ જીવડા ! ક્યાં જઈ રે'શો રાત ? (ટેક)
ગાડું ભર્યું ચંદન લાકડે, ચડવાને ઘોડી કાટ;
ચાર જણા તુંને ઉપાડી ચાલ્યા, ખોખરી હાંડીમાં લીધી આગ. રે૦
બેની રુએ બજારમાં, તારી માતા રુએ ઘરબાર;
એક વિસામો ઘરઆંગણે ને બીજો તો ઝાંપા બા'ર. રે૦
ત્રીજો વિસામો ગામને ગોંદરે, સમસાન વિસામો ચોથ;
દોઈ કર જોડી પીઠોજી બોલ્યા, હરિ વિણ એક ન ઓથ. રે૦

## ૯૦ : પીતાંબર

### પદ ૧–ઊંદરની ગરબી

ઊંદર કેર કરે છે રે, દુઃખડાં કોને કહેવા જઈએ ?
અમને નિત્ય રંજાડે રે, ઘરમાં કેમ કરીને રહીએ ? (ટેક)
ઘર મધ્યેથી દોડી આવે, બિછાના પર બેસે;
ફૂંકી ફૂંકી ચાંચ જ મારે, ના ખબર તેની રે' છે. ઊંદર૦
ચાર પહોરની રજનીમાં રે, એક ઘડી નવ જંપે;
નિદ્રામાંથી જાગું ઝબકી, તવ કાયા મારી કંપે. ઊંદર૦
પોથી પુસ્તક કાપી નાખ્યાં, બાકી ન રાખ્યું એક;
ઝાલી ઝાલી થાકી ગયો, પણ પાર ન આવ્યો છેક. ઊંદર૦
ધોતી પોતી કાપી ખાધી, દોરી કાપી આખી;
અબોટિયુ અંગરખું કાપ્યું, તેનો સૂરજ સાખી. ઊંદર૦

જળ પીવાનું એટી ગયા ને, તેલ ઢોળી દીધું;
બરણીમા જે બાકી રહ્યું તે, સરવે મળીને પીધું. ઊંદર૦
ચૂચું ચૂચું ચીસો પાડે, લીંડી ઝાઝી પાડે;
ઢ ઢોળીને હાકું ત્યારે, દોટો ઝાઝી કાઢે. ઊંદર૦
ગણુપતિની ચોથ જ કરીએ, તે કરતાં નથી ચૂકયા;
લસલસતા લાડુ કરીને, ઊંદરમામાને મૂકયા. ઊંદર૦
દીવો જો બળતો રાખું તો, દિવેટ તાણી જાયે;
એમ કરતા જો ઊંઘી ગયા તો, લંકા જેવું થાયે. ઊંદર૦
જે દિવસના ગામ ગયા'તા, તે દિવસના ઘરમાં પડિયા;
કોઠી પેટી કાપી ખાધી, એ રીતે મને નડિયા. ઊંદર૦
પાંજરા મૂકીમૂકી થાકયો, તોયે આલ્યા નવ ખૂટે;
ખાવાનું ઉઘાડી નાખી, જાણે ગૉળનું ગાડું લૂંટે. ઊંદર૦
એહ પશુને શું કરીએ ? મને રીસ ગઈ છે વ્યાપી;
માળા મારી ફેરવવાની ગૌમુખી સુદ્ધાં કાપી. ઊંદર૦
નિત નિત દુઃખડાં દે છે અમને, કયાં જઈ એ અમે નાસી ?
ભગત પીતાંબર એમ કહે, એને મળજો વાઘની માસી. ઊંદર૦

### પદ ૨

અબ તો મનવા મેશ, મેલી દે અભિમાન. (ટેક)
તું બ્રાહ્મણુ તું ક્ષત્રિ વૈશ્ય નહિ, તું નહિ શૂદ્ર સુજાણુ;
જ્ઞાનીકો અભિમાન કરે કયા ? તુમ હો પદ નિર્વાણુ વાણુ. અ૦
માત તાત જર જોરુ જૂઠા, કયું તું હો હેરાન ?
સબી કાલકો ગ્રાસ બન્યો હે, પીતાંબર ભગવાન વાન. અ૦

## ૯૧ : પ્રભાશંકર

છપ્પા

નહિ પરનારી નેહ, દેહ તેની નહિ દુખે,
નહિ પરનારી નેહ, સદા તે રહે છે સુખે,
નહિ પરનારી નેહ, પ્રભુ છે તેની પાસે,
નહિ પરમારી નેહ, ભાવ તેનો સત ભાસે,
નહિ પરનારીના નેહથી, કલંક કંઈ લાગે નહીં;
કહે પ્રભાશંકર પ્રેમશું, તે સ્વર્ગમાં જાએ સહી.

નાવે નિદ્રા નામ, કામ એકે નવ સૂઝે,
નાવે નિદ્રા નામ, ભજન ભાવે નહિ બૂઝે,
નાવે નિદ્રા નામ, ચિત્તમાં ચિંતા ચાલે,
નાવે નિદ્રા નામ, મગન મનમાં નહિ માલે,
વળી નાવે નિદ્રા નામને, અસુખમાં આઠે ઘડી;
કહે પ્રભાશંકર પ્રેમશું, પરનારી નેહે નડી.

નેહ ઘટાડો નિત્ય, પ્રીત પરનારી કેરી,
નેહ ઘટાડો નિત્ય, રૂદિયામાંહી ઘેરી,
નેહ ઘટાડો નિત્ય, સુજન મનમાં જશ જાણી,
નેહ ઘટાડો નિત્ય, તજો વ્યભિચારની વાણી,
નેહ ઘટાડો નિત્યથી, દિન દિન દુઃખ જાશે સહી;
કહે પ્રભાશંકર પ્રેમશું, સુખ સંપત થાશે તહીં.

પાળી છે પરનાર, કાળજું કુમળું કાપે,
પાળી છે પરનાર, રોગ રૂદયામાં વ્યાપે,
પાળી છે પરનાર, કાતરે અંતર ઊંડે,
પાળી છે પરનાર, પીઠ પીડામાં બૂડે,

આ પાળી છે પરનાર તે, ઝેર વેરનું ઝાંખરું;
કહે પ્રભાશંકર પ્રેમશું, અવગુણમાં છે આકરું.

પરનારીનુ મુખ, દુઃખદાયક છે વાણી,
પરનારીનુ મુખ, સુખને લે છે તાણી,
પરનારીનુ મુખ, સ્વપ્નમા સળકે ધાતુ,
પરનારીનુ મુખ, ચળકતું જાણો કાતું,
પણ પરનારીના મુખને, જોતા જોખમ થાય છે,
કહે પ્રભાશંકર પ્રેમશું, નારી નરને ખાય છે.

પરનારીનો સંગ, રંગમાં ભંગ પડાવે,
પરનારીનો સંગ, અંગને આળ ચડાવે,
પરનારીનો સંગ, ઢંગ ઢાકયો નવ રાખે,
પરનારીનો સંગ, ભંગ સુખમાથી ભાખે,
વળી પરનારીના સંગનો રંગ રાવણને જાગિયો;
કહે પ્રભાશંકર પ્રેમશુ, લંકાગઢ તો લાગિયો.

સદેવંતને દુઃખ, સુખ સ્વપ્નામા ના'વ્યું,
નદરાયનું શીશ, રીસ પરધાન કટાવ્યું,
ઇંદ્ર ચંદ્રની સાથ, ગયો ગૌતમને દ્વારે,
કર્યો પાપનો કુભ, શાપને પામ્યો ત્યારે,
વળી વિક્રમ કેરા તાતની, વાત વિશ્વમા વિખરી;
તે ગંધર્વયોનિ પામિયા, ભોગવવી તેણે પડી.

અફીણ ને પરનાર, ગળેથી ગાઠ ન છૂટે,
અફીણ ને પરનાર, બંધ વજર નવ તૂટે,
અફીણ ને પરનાર, લે'ર લાલચની લાગી,
અફીણ ને પરનાર, સગાની શર્મ જ ભાગી,

જો અફીણ ને પરનારથી, કામ કાંઈ સૂઝે નહીં;
કહે પ્રભાશંકર પ્રેમશું, ચતુર નર ચેતો સહી.

પરપુરુષનું નેણ, વેણ લાગે છે ગ્રહનું,
પરપુરુષનું નેણ, બાણ લાગે નવ ગ્રહનું,
પરપુરુષનું નેણ, હોય અણિયારી આંખે,
પરપુરુષનુ નેણ, નારીઓ જોતું ઝાંખે,
વળી પરપુરુષનું નેણ તે, વેગે વિનતા એ પરું;
કવિ પ્રભાશંકર કહે, કામણ તેમાં છે ખરું.

પરપુરુષની પ્રીત, રીત તેણી નહિ રૂડી,
પરપુરુષની પ્રીત, નિત્ય નેહે તે કૂડી,
પરપુરુષની પ્રીત, ચિત્ત ત્યાં ચોંટયું રે'છે,
પરપુરુષની પ્રીત, કથન કડવું સહુ કે' છે,
વળી પરપુરુષની પ્રીતથી, લોકલાજ વાધે નહીં;
કહે પ્રભાશંકર પ્રેમશું, ચતુરા સહુ ચેતો સહી.

પરમપુરુષની પ્રીત, દુઃખ દરિયાનું માથે,
પરપુરુષની પ્રીત, વેર વનિતાઓ સાથે,
પરપુરુષની પ્રીત, પતિને પૂરણ પીડા,
પરપુરુષની પ્રીત, બંધ જંજીરના ભીડ્યા,
થઈ પરપુરુષની પ્રીત તો, મૂકે નહીં મરતાં લગી;
કહે પ્રભાશંકર પ્રેમશું, ઠગે નહીં કોઈથી ઠગી.

પુરુષને તજી પ્રેમ, ઝેર દે છે જુવંતી,
પુરુષને તજી પ્રેમ, ગાળ દે અવગુણવંતી,
પુરુષને તજી પ્રેમ, જારને ઝાઝું માને,
પુરુષને તજી પ્રેમ, ભોગવે ભોળે ભાને,

પણ પુરુષની તજી પ્રીત તો, અન્ય નાથ અબળા કરે;
કવિ પ્રભાશંકર કે' છે ખરું, તે નારી તો નવ ઠરે.

વ્યસન અને વ્યભિચાર, હીરની ગાંઠો પડિયો,
વ્યસન અને વ્યભિચાર, નારી ને નર તો નડિયો,
વ્યસન અને વ્યભિચાર, છાપ પટકુળે છાપી,
વ્યસન અને વ્યભિચાર, કાળજું નાખે કાપી,
વળી વ્યસન અને વ્યભિચારમાં, વળગ્યું મન તે ત્યાં રહે;
કહે પ્રભાશંકર પ્રેમશું. જ્ઞાન કોઈ ગરવું થહે.

વનિતાઓનો વાંક, પુરુષશું પ્રેમ જણાવે,
વનિતાઓનો વાંક, વાત વ્યભિચાર ભણાવે,
વનિતાઓનો વાંક, ભોળવે ભીતર ભાવે,
વનિતાઓનો વાંક, દરદમાં લાવે દાવે,
વળી વનિતાઓના પ્રેમમાં, પુરુષ પતંગી થઈ પડે;
કહે પ્રભાશંકર પ્રેમશું, પ્રીતે નરનારીને નડે.

## भाग १ लो–समाप्त

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

## श्रीगणपतिनी स्तुति

प्रणम्य शिरसा देवं गौरीपुत्र विनायकम् ।
भक्तावासं स्मरेन्नित्यमायुःकामार्थसिद्धये ॥
सुमुखश्चैकदंतश्च कपिलो गजकर्णकः ।
लंबोदरश्च विकटो विघ्ननाशो विनायकः ॥

### મંગળાચરણ

(રાગ-નંદકે લાલા હો મતવાલા)

વિઘ્નહરન ગવરીકે નંદન સમરું સદા સુખકારી. (ટેક)
જીસ સુમરનસેં પાપ કટત હૈ નિરમલ હે મતિ મોરી. વિ૦
અવગુન બહોત, ગુન નહિ એકે, માફ કરો ચૂક મોરી. વિ૦
નિરમળદાસ સતનકો સેવક, વિનતિ કરું મે તોરી. વિ૦

## ૯૨ : પ્રીતમ

૧

કોઈ રામરસ પીઓ રે, મનખા–જનમ તો જાય છે રે;
કોઈ રામરસ પીઓ રે, ઘટમાં બેઠો કાળ ખાય છે રે.
કોઈ રામરસ પીઓ રે, ભક્તિ કરતાં નવ લાજીએ રે;
કોઈ રામરસ પીઓ રે, ફરતો આવી આ રંગમાં રે.
કોઈ રામરસ પીઓ રે, ખોળલે સંતોના સંગમાં રે;
કોઈ રામરસ પીઓ રે, લેતાં તે વાર ન લાગશે રે.
કોઈ રામરસ પીઓ રે, સુખ છે સ્વપ્નના જેટલું રે;
કોઈ રામરસ પીઓ રે, દુઃખ છે દરિયા જેવડું રે.
કોઈ રામરસ પીઓ રે, આજ કાળ કાળિયો આવશે રે;
કોઈ રામરસ પીઓ રે, મારશે તે કોણ મેલાવશે રે?
કોઈ રામરસ પીઓ રે, ગારશે તો સંત મેલાવશે રે!
કોઈ રામરસ પીઓ રે, ભવસાગરમાં તારશે રે.
કોઈ રામરસ પીઓ રે, પ્રીતમ પ્રભુને સંભારિયે રે;
કોઈ રામરસ પીઓ રે, જીતી બાજી નવ હારીએ રે.

૨ ✓

ઓધાજી શામળાનો સ્નેહ મને સાંભરે રે;
મારે નયણે અષાડીનો મે ઝરે રે. (ટેક)
અમે જાતાં હતાં તે જમુનાઘાટમાં રે;
વહાલે મહીડાં લૂંટ્યાં તે મારાં વાટમાં રે. ઓધાજી૦
અમે જમતાં હતાં તે એક થાળીએ રે;
રાસ રમીને રમાડી લીધાં તાળીએ રે. ઓધાજી૦

વહાલો ગોકુલ હતા તે મથુરા ગયા રે;
મારા નાથજી તો નમેરા થયા રે. ઓધાજી૦
ઓધાજી ગોકુળ જઈને સંદેશો લાવજો રે;
પ્રીતમના સ્વામીને તેડી લાવજો રે. ઓધાજી૦

૩

શું કર્યું ગીતા ગાઈને રે, તેં શું કર્યું ગીતા ગાઈને ? (ટેક)
ભણ્યો-ગણ્યો પણ ભેદ ન જાણ્યો રે;
કુટુંબ પોષ્યુ કમાઈને રે. તેં શું કર્યું ?
પોથી વાંચી પરમાથ ન કીધો;
ધિક્ પડ્યો પંડિતાઈને રે. તેં શું કર્યું ?
ભાગવત ભાખ્યુ હેત હૃદયે ન રાખ્યુ રે;
રહ્યો આપ સવારથ સાહીને રે. તેં શું કર્યું ?
શેષને માથે મણિ છે, તોપણ રે;
તે જીવે છે જીવ ખાઈને રે. તેં શું કર્યું ?
મન મેલુ તેને માંજી ન શક્યો રે;
ટાળ્યાં નહીં કરમ કસાઈના રે. તેં શું કર્યું ?
કહે પ્રીતમ પે ...ના ડા'પણથી રે;
ગયા ચોરાશીમાં વહેવાઈને રે. તેં શું કર્યું ?

૪

(એ રઘુવરજી રાત-દિવસ મને રે'જો રટણ તમારૂં-ઢાળ)

હે યશોદાજી, આવડો લાડકવાયો રે લાલ ન કીજિયે;
ચાલો ત્યાં સુધી, સુતનાં પ્રેમચરિત્ર દેખાડી દીજિયે. (ટેક)
વા'લે કૌતુક કીધું મંદિરમાં, માખણનો પિંડો લઈ કરમાં;
બહુ માંકડલા ઘાલ્યાં ઘરમાં. હે યશોદાજી૦
વા'લો સૂતાં બાળકનાં અંગ મોડે, બાંધ્યાં વાછરડાં જઈ છોડે;
દધિ-ભાંડ તે દૂર રહી ફોડે. હે યશોદાજી૦

વા'લો સંતાડયું શોધી કાઢે, ઊંચેથી હેઠું ઉતારે;
ખાય ખવડાવે ને બીજું બગાડે. હે યશોદાજી૦
વા'લો કોઈનું કીધું નવ માને, મારાં મહી ખાધાં છાનેમાને;
પરનારીનો પાલવડો તાણે. હે યશોદાજી૦
પ્રીતમનો સ્વામી છે રસિયો, મહી માખણ ખાવાને ધસિયો;
ધન્ય ભાગ અમારાં વ્રજ વસિયો. હે યશોદાજી૦

૫

હરિભજન થકી, છોટા હોય તે સહુથી મોટા થાયે;
તન-તાપ ટળે, જનમ-મરણનાં સંકટ સરવે જાયે. (ટેક)
જુઓ વાલ્મીકજીની જાત વળી, જેણે દર્ભશાળામાં દેહ ધરી;
જેણે સપ્તકોટિ રામાયણ કરી. હરિભજન થકી૦
જુઓ એકલશિંગી હરણીના, વળી વેદવ્યાસ વિણ પરણીના;
(એવા) સૂત પુરાણી કુણ કરણીના? હરિભજન થકી૦
જુઓ દાસીસુતનું ઝીણપણું, જેનું પુણ્યપવિત્ર ચરિત્ર ઘણું;
થયા નારદ મન ગોવિંદ તણું. હરિભજન થકી૦
જુઓ શુકદેવનું તમે મૂળ શોધી, પશુઘાતી હતો સૂડિયો લોધી;
થયા ઈશ્વર આપે અક્રોધી. હરિભજન થકી૦
જુઓ માંડવની મેંડકી માતા, થયા વસિષ્ઠ વેશ્યા વિખ્યાતા;
એવા ચતુરાનન પંકજ જાતા. હરિભજન થકી૦
જુઓ અગસ્ત્યની માતા ગાગર,
જેણે (એક) અંજલિએ પીધો સાગર;
વ્રજવનિતાએ વશ કીધા નાગર. હરિભજન થકી૦
જુઓ અશુચિ જળ ગંગામાં ભળિયું,
તે તો ગંગાજળ થૈ પરવરિયું;
જેમ પારસ સ્પર્શે લોહ ટળ્યું. હરિભજન થકી૦

ઈ તો જાત-ભાત સૌની જાણી, હરિને ભજે તે હરિનાં પ્રાણી;
કહે પ્રીતમ ઓળખો એ ધાણી. હરિભજન થકી૦

૬

તજ દેહાભિમાન, મિથ્યા સુખ સારુ શું ફોગટ ફૂલે?
સત્ય વચન વિચાર, વારંવાર સંસાર વિષે શું ભૂલે? (ટેક)
આ કાયાનો કાચો પાયો, તે દેખીને શું લોભાયો?
રવિનંદન દિલમાં છે ડાહ્યો. તજ દેહા૦
તારી જમકિંકર હણશે છાતી,
ત્યારે ક્યા જાશે તારી કુળજ્ઞાતિ?
જઈ ભોગવશો પશુની જાતિ. તજ દેહા૦
દુઃખ અસિપત્રિ દીઠા નથી, જે પંચમ-સ્કંધે કહ્યાં કથી;
જઈ ભોગવશો તે રતિ-રતિ. તજ દેહા૦
કહે પ્રીતમ કાંઈ સાધન કરજે, હરિનામ ગુણ રુદે ધરજે;
નામનાવ ચડી ભવસિંધુ તરજે. તજ દેહા૦

૭

રસ અગમ અપાર સુરનર પાર ન પામે રે મનવાણી કરી;
મારો વા'લોજી પ્રેમીને રસ પાવા પ્રગટ્યા શ્રીહરિ. (ટેક)
રસ દેવકીને ઉદર ઉદય થયો, રસ રેડ્યો તે ગોકુળ ગયો;
બ્રહ્મજનને જયજયકાર ભયો. રસ૦
રસ ચાખ્યો નંદતણી રાણી, રસ ચાખ્યો ગૌતમની ઘરણી;
રસ બળી પીધો બંધન આણી. રસ૦
રસ મીરા મુક્તા થઈ માણી, રસ ચાખ્યો છે કુંતારાણી,
રસ પૂર્ણાનંદ કુબજા જાણી. રસ૦
રસ પ્રહ્‌લાદે પ્રગટ લીધો, રસ પીતા ધ્રુવ અવિચલ કીધો;
રસ જનક વિદેહે પાયો ને પીધો. રસ૦

રસ જયદેવે જુગતે જાણ્યો, રસ પદ્માવતીએ પરમાણ્યો;
રસ દ્રુપદસુતાએ સભામાં આણ્યો. રસ૦
રસ વ્યાસ સુત શુકદેવે ચાખ્યો, રસ ઉત્તરા કુંવરીએ પરીક્ષત દાખ્યો;
રસ વૃષભાનુ–સુતાએ ઉર પર રાખ્યો. રસ૦
રસ શિવશક્તિને બહુ ભાવે, રસ સનકાદિક નારદ ગાવે;
રસ શેષ શારદા મુખે આવે. રસ૦
રસ અઝર્યો–ઝરે નહી એવો છે, રસ માનવીઓને મેવો છે;
રસ સંતોને માણ્યા જેવો છે. રસ૦
રસ પીજે રે પીધાને ટાણે, રસ ન જડે ખરચે નાણે;
ઓલ્યાં દુર્ભાગિયાં દૂર જાણે. રસ૦
રસ જામ્યો છે પ્રેમીને ધામે, રસ ઠેરાશે નીચે ખામે;
એવા જગત ભમે છે કૂજે ભામે. રસ૦
રસ રીઝ પ્રીતથી છે ન્યારો, રસ પીશે રસનો પીનારો;
રસ પ્રિય તેને બહુ પ્યારો. રસ૦
રસ પીજો રે પ્રીતિ ધારી, રસ પીશે રસના અધિકારી;
પ્રીતમના સ્વામીને જાઉં બલિહારી. રસ૦

૮

મન માને નહીં, સો ફેરા સમજાવું તોયે શું થાયે?
ખલ કઠણ કઠોર, ચંચળ ચોર ચપળ ચિત્ત ચોદશ જાયે. (ટેક)
મન ભૂતતણી પેઠે ભમતું, મન માયામાં રહે છે રમતું;
તેને હરિ ભજવાનું નથી ગમતું. મન૦
જમકિંકરનો ભય જાણે, તો મિથ્યા સુખને શીદ માણે?
ગયો અવસર ઉરમાં નવ આણે.
મળ્યો મનુષ્યદેહ તેમાં નહીં મણ્યા,તું તો ગાને ગુણ ગોવિંદ તણા;
અઘ ઓઘ તણા અંબાર ભર્યા. મન૦
મુગદળનો માથે માર પડે, તોયે ફરીફરી તે દ્વાર અડે;
ફળ દેખી મરકટ ઝાડ ચડે. મન૦

કહે પ્રીતમ ચેતી લે પ્રાણી, શું સૂતો સોડ ઘણી તાણી?
તારે માથે મરણનો ભય જાણી. મન૦

૯

ધન્ય આજ ઘડી, સંત પધાર્યા પ્રેમે પાવન કીધાં;
અતિ આનંદ અપાર, દયા કરીને અમને દરશન દીધાં. (ટેક)
સંત સન્મુખ જાતાં સુકૃત ઘણું, ડગલે ડગલે ફળ જગનતણું;
સંતસેવાનાં સુખ મુખે શાં ભણું રે? ધન્ય૦
સંત વૈકુંઠપતિને અતિ પ્યારા, ક્ષણ ઘડી એક ન મૂકે ન્યારા;
રસ ભક્તિ મુક્તિને જાણણહારા. ધન્ય૦
જે તીરથ ગંગા ગોકુળ ચરણ વિષે, એમ શ્રુતિ સ્મૃતિ ને વેદ ભાખે;
મહારાજ ભણે છે શ્રીમુખે. ધન્ય૦
હરિજન હરિ સરખા હેલી, તેને મળિયે મરજાદા મેલી;
થાય અરસપરસ આનંદ હેલી. ધન્ય૦
એને ભેટતાં તે ભવદુઃખ પાપ ટળે, લખ ચોરાશીના તાપ ટળે;
કહે પ્રીતમ એનાં શાં ભાગ્ય ભળે? ધન્ય૦

૧૦

દેહમનુષ્ય ધરી હરિને ન જાણ્યા તેણે સર્વસ્વ ખોયું;
મારા વાલા'જી, મહામણિ મૂકીને પથ્થર ચિત્ત પ્રોયું. (ટેક)
તેં અમૃત ઢોળી વિષ પીધું, તેં હાથ કામ કૂડું કીધું;
તેં મિથ્યા માતને દુઃખ દીધું. દેહમનુષ્ય ધરી૦
તને જાળવિયો જઠરા માંહી, તારું રક્ષણ કર્યું પ્રભુએ ત્યાંહી;
તેને સંભાર્યો સ્વપ્ને નાહી. દેહમનુષ્ય ધરી૦
તેં જગપતિને નવ જોયો, કલ્પવૃક્ષ તજી બાવળ બોયો;
તેં ઉત્તમ જન્મ એળે ખોયો. દેહમનુષ્ય ધરી૦
એની દેહ અશુદ્ધ, અશુદ્ધ વાણી, જેને પ્રીત પ્રભુશું નવ આણી;
એ અધમ જાત પામર પ્રાણી. દેહમનુષ્ય ધરી૦

એને કૃતઘ્ની સરખા કહીએ, તેના સંગે તે સરખા થઈએ;
કહે પ્રીતમ એથી અળગા રહીએ. દેહમનુષ્ય ધરી૦

૧૧

હરિભજન વિના દુઃખ-દરિયા સંસારનો પાર ન આવે;
જડ બુદ્ધિ જીવ, સંત વિના શુદ્ધ મારગ કોણુ બતાવે? (ટેક)
તેં અનેક વાર અવતાર ધર્યા, કૈં કર્મતણા કોઠાર ભર્યા;
અઘ ઓઘ તણા અંબાર કર્યા હરિભજન વિના૦
ફર્યો ચાર ખાણુ લખ ચોરાસી, થયો જળચર થળચર ગર્ભવાસી;
માયાબંધન થકી ન શકયો નાસી. હરિભજન વિના૦
પામ્યો મનુષા દેહમાં નહિ રે મણા, ધન, ધામ, પુત્ર, પરિવાર ઘણા;
હવે ગાઈ લે ગુણ ગોવિંદ તણા. હરિભજન વિના૦
તું આડ પહાડનું રૂપ થયો, તેં શીત વર્ષા શિર તાપ સહ્યો;
તારાં કષ્ટનો પાર નવ જાય કહ્યો. હરિભજન વિના૦
દુઃખ જન્મ મરણ એવું જાણી, શું બેઠો છે આળસ આણી?
કહે પ્રીતમ ચેતી લે પ્રાણી. હરિભજન વિના૦

૧૨

હરિભજન કરો, ભય ભાગે જમદૂતનો ભક્તિભાવે;
અંતકાળ સમે હરિનુ બાનુ હોય, ત્યા જમ શીદ આવે? (ટેક)
જેને તિલક છાપ તુલસીની માળા, જેને મુખડે ગોવિંદ ગોપાળા;
તેને શું રે કરશે જમડા કાળા? હરિભજન કરો૦
એવો ભજન તણો જ પ્રતાપ છે, જેને ભક્ત નામની છાપ છે;
તેની લખ-ચોરાસી માફ છે. હરિભજન કરો૦
એવું નિશ્ચેં નારાયણનું બાનુ, જેનુ ત્રિલોકમાંહી નથી છાનું;
તેનું બોળે નરવિનંદન પાનું. હરિભજન કરો૦
પ્રાણી મારું મારું ન મિથ્યા કરવું, એક ધ્યાન હરિનું નિત્ય ધરવું;
કહે પ્રીતમ ભવસાગર તરવું. હરિભજન કરો૦

૧૩

શા માટે તું સૂઈ રહ્યો છે, અચેત પામર પ્રાણી?
માથા ઉપર મરણ ભમે છે, તેની ખબર ન જાણી.
મહા મોટા જોદ્ધા જોરાવર, ફટી નાખ્યા કાળે;
ક્ષણમાત્રમાં કૂદી જાતા, સમુદ્રને એક ફાળે.
જેની ચાલે ધરતી ધ્રૂજે, આભ ઊંડળ ભરતા—
જેની ફૂંકે પરવત ફાટે, તે નર દીઠા મરતા.
મધુકૈટભને મારી નાખ્યા, દિતિ-સુત સંહાર્યા;
અતિ બળિયા અહંકારી આગે, તેના ગર્વ ઉતાર્યા.
રાવણ, કુંભકર્ણ, દુર્યોધન, કાળ-યવન ને કંસ;
ખપી ગયા તે ખોળ્યા ન જડ્યા, જેવા અર્કના અંશ.
મધુસૂદન છે નામ હરિનું, કોઈનો મદ ન રાખે;
કાંકરડાની પેરે તેને, કડાક કાઢી નાખે.
અરે બાપડા જીવ અભાગી, શીદ ફરે છે ફૂલ્યો?
મિથ્યા સુખમાં મોહી રહ્યો ને ભજન હરિનું ભૂલ્યો.
હરિ હીરો હારીને બેઠો, કૂડું કામ જ કીધું;
અમૃતરસને ઢોળી દઈને, ઝેર હળાહળ પીધું.
સુરતરુ-સીતાવર મૂકીને, સંસાર-સીમળો સેવ્યો;
પથ્થર માટે પારસ ખોયો, મૂઢ નહિ તુજ જેવો.
સો ગાડાં શિખામણ દીજે, મુરખ રતિ ન રાખે;
સાર વસ્તુ તો સમજે નહિ ને, અસાર ઉરમાં નાખે.
જાણે નહિ જે હાણ-વૃદ્ધિને, તેને શું સમજાવે?
કહે પ્રીતમ ચેતી લે ચિત્તમાં, ફરી અવસર નહિ આવે.

૧૪

હીરા મોતી નામ હરિનું પથ્થર બીજી વાતો;
કહે પ્રીતમ મૃગજળ દેખીને, રખે પીવા તું ધાતો.

ધાયા તે તો ધૂળ કમાયા, ડાહ્યા થઈ દંડાયા;
કહે પ્રીતમ માયાને મુશળ ખૂબ નરો ખંડાયા.
ખંડાયા તે ખોળ્યા ન જડ્યા, આટો થઈને ઊડ્યા;
કહે પ્રીતમ સંસારસિંધુમાં, બહુ વાર તે બૂડ્યા.
બૂડ્યા તેને કોણ બચાવે? આપે અવળા ચાલે?
કહે પ્રીતમ પોતને હાથે, ફાંસી ગળામાં ઘાલે!
મહામાયાના મોટા ફાંસા, તે તોડ્યા નવ તૂટે;
કહે પ્રીતમ હરિ દયા કરે, જગત–જાળથી છૂટે.
કાળે કૂટ્યા જમડે લૂંટ્યા, ચોરાસીમાં પડિયા;
કહે પ્રીતમ અજ્ઞાની એવા, આપે તે આથડિયા.
આથડતાને કોણ ઉગારે? કર્મ તણો કુટારો;
કહે પ્રીતમ સેવો સદ્‌ગુરુને, એ તરવાનો આરો.
જ્ઞાનવિનાનો ઘેલો થઈને નહિ કરવાનું કીધું;
કહે પ્રીતમ અમૃત ઢોળીને, ઝેર હળાહળ પીધું;
અમૃત તે ઉપદેશ ગુરુનો, ઝેર અવિદ્યા જાણો;
કહે પ્રીતમ પરમારથ મૂકી, સ્વારથને શીદ તાણો?

૧૫

કરીએ કૃષ્ણ ઉપાસના, ધરીએ હૃદયામાં ધ્યાન;
ફરીએ નહિ ગર્ભવાસમાં, ઠરીએ ઠીક નિદાન. (ટેક)
ખોટો ખેલ સંસારનો, આતશબાજીનો રંગ;
કરતાં વર્ષ વીત્યાં ઘણાં, ક્ષણમાં થાશે તે ભંગ. કરીએ૦
ગુરુગમ ગાઈએ ગોવિંદને, જીવનું જોખમ જાય;
દયા, દાન ને દીનતા, તે તરવાનો ઉપાય. કરીએ૦
ઘટ ઘટ પ્રત્યે રચના ઘણી, ભરિયા રત્નભંડાર;
હીરામોતીની હાટડી, સદ્‌ગુરુ ખોલણહાર. કરીએ૦

નિર્મળ નામ નાગયણનું, જુકતે જપશે જે કોય;
અવિચળ પદવી તે પામશે, આવાગમન ન હોય. કરીએ૦
ચિંતવન કરીએ ચિદ્રૂપનું, ઈશ્વર બોલે છે આપ;
એને સમયે સુખ ઊપજે, ટળશે ત્રિવિધના તાપ. કરીએ૦
છે છતી વસ્તુ દેખે નહીં, જીવ તું જોને અજ્ઞાન;
માયાપડદા મધ્યે પડ્યો, ભુલવણીનું એ ભાન. કરીએ૦
જન્મમરણ તણી આપદા, નથી કંઈ સંકટ મેલ;
ધંધો કરતાં ઢળી પડ્યો, જેમ કોઈ ઘાણીનો બેલ. કરીએ૦
ઝાઝે લોભે લાગી રહ્યો, માયના મધલાળ;
તેમ તેમ તૃષ્ણા વધે ઘણી, કુટાયો કંઈક કાળ. કરીએ૦
નૌતમ દેહ દુર્લભ દેવને, પ્રાણી પામ્યો છું તેહ;
હીરો નિશાણે નાખિયો, એમાં ન રહ્યો સંદેહ. કરીએ૦
ટેક ધરીએ નિજનામની, મેવા સ્મરણ ધ્યાન;
હેતે હરિરસ પીજીએ, મૂકી માન ગુમાન. કરીએ૦
ઠીક કરીને રે બેસીએ, રાખીને રે વિશ્વાસ;
જઠરામાં જેણે જાળવ્યો, પરહર પારકી આશ. કરીએ૦
ડગમગ ઠાલી શાને કરે? તારું ધાર્યું નહીં થાય;
ગમતું થાશે ગોવિંદનું, કોઈનું જાણ્યું નહીં જાય. કરીએ૦
ઢાંકયો પાવક ધૂમ રે, ઢાંકયો વાદળે સૂર;
માયાએ ઢાંકયો આતમા, સમજણ રહી ગઈ છે દૂર. કરીએ૦
ઋણ સંબંધે આવી મળ્યાં, સુત વિત્ત દારા ને દેહ;
લેવા દેવા જ્યારે મટે, મારગ લાગશે તેહ. કરીએ૦
તોળ્યું તત્ત્વ ત્રિલોકમાં, નહીં હરિ સમાન નામ;
બીજું સર્વે એ બાદલું, અંતે આવે નહીં એ કામ. કરીએ૦
થિરતા કરીને તું ન્યાળજે, હૃદે કમળમાં રૂપ;
ગુરુના શબ્દ વિચારતાં, નહીં પડો ભવકૂપ. કરીએ૦

દેહ તણું ફળ એહ છે, ભાવે ભજીએ ભગવાન;
બીજાં સાધન સંસારનાં, નહીં હરિનામ સમાન. કરીએ૦
ધ્યાન ધરજે પરિબ્રહ્મનું, જેમ કંઈ લોભીને ધન;
કામીને જેમ કામિની, એવું કરીએ ચિંતવન. કરીએ૦
નિશ્ચે જાણે રહેવું નથી, જૂઠો જગતવિલાસ;
એથી રહેજે તું અળગો, આઠે પહોર ઉદાસ. કરીએ૦
પ્રીત નિરંતર કીજીએ, સદ્ગુરુ સંતની સાથ;
રખે ઢોળી તું નાખતો, અતીત આવ્યુ છે હાથ. કરીએ૦
ફોગટ ફંદ સંસારનો, સ્વારથનો છે સ્નેહ,
અંતે કોઈ કોઈનું નથી, તું તો તેનો રે તેહ. કરીએ૦
બાવન ઉપનિષદ વેદના, તેનું તત્ત્વ વિચાર,
તત્પદ ત્વંપદ ત્યાગીને, અસિપદમાં ચિત્ત ધાર. કરીએ૦
ભારે ભેદ ગુરુદેવનો, કોઈ ન પામે રે પાર;
શિવ વિરંચી ને શારદા, સેવે પદરજ સાર. કરીએ૦
માયા મૂળ વિષની વરખડી, મોરી ત્રિભુવન માય,
નિત્ય નૌતમ ફૂલે ફળે, તાતી શીતળ છાંય. કરીએ૦
જીવ અનેક નિપજાવતી, સેવે સુર નર વૃંદ;
અણુની આઘે અજા ઈશ, રાહુને સરખો આનંદ. કરીએ૦
રહીએ ઈશ્વરને આશરે, ધારણ ધરીને ધીર;
સુખદુઃખ એણી પેરે આવશે,જેમ કંઈ નાળિયેરમાં નીર. કરીએ૦
લીલા કોઈએ લે'તું નથી, એની ભૂલવણી સોય;
નટ જેમ નજરબંધી કરે, કળી શકે નહીં કોય. કરીએ૦
વિશ્વ રહ્યું સહુ મોહીને, જૂઠી બાજીને જોઈ;
તેનો કરતા કોરે રહ્યો, જાણે તે જન કોઈ. કરીએ૦
શશા શોધ સ્વરૂપને, તેને સમજે સુખ થાય;
નિદ્રા માહી દુઃખ ભોગવે, તે તો જાગ્યેથી જાય કરીએ૦

ખોળે ખોટું સરવે પડે ન જડે નામ ને રૂપ;
બાંધી રૂંધી ઊભું કર્યું, જેવું કાઇ સ્વરૂપ. કરીએ૦
સંશય તેને શાનો રહ્યો, જેને બ્રહ્મ વિચાર?
અગ્નિને ઉધેઈ અડે નહીં, રવિને નહીં અંધકાર. કરીએ૦
હરિનો મહિમા અપાર છે, નિગમ નિરંતર ગાય;
અજ ઉમાપતિ અહિપતિ, નિશદિન ધ્યાનમાં ધાય. કરીએ૦
પ્રેમ–પયોધરે ઝીલીએ, સદ્દગુરુસંતોને સંગ;
પ્રીતમ તનમને તે થકી, પ્રગટે પૂરણ રંગ. કરીએ૦

૧૬

ચેત મન ચેત મન, ચાલવાની ચાલ છે;
કેડા મોરે સૌ કો ચાલે, કોણ બૂઢા–કોણ બાળ છે?
દિવસમાં ત્રણ વાર તાકે, શિર સિંચાણો કાળ છે;
તેને ત્રાસે સૌ કો કંપે, ભલા ભલાને ફાળ છે!
કાયાનો છે કાચો પાયો, ઘરથી વસમો ઢાળ છે;
ઘરધંધામાં સૌ કોઈ ગૂંચવાયુ, માયાની મધલાળ છે!
આજ માયા મીઠી લાગે, અંતે તો જંજાળ છે;
દાતરડાં ગળતો તો સેળાં, વળતાં તો વિકરાળ છે!
બાપા કહીને સૌ બોલાવે, જમના શાળ–દાળ છે;
સ્નેહ વધારે સુંદરીને, રહેવા મેડી–માળ છે!
દુઃખવેળાએ દૂર રહેશે, જેવો તૂટો વાળ છે;
પ્રીતમના સ્વામીને સમરો, બીજું આળપંપાળ છે!

૧૭

ભજન કેમ કરતો નથી પાજી, રે સીતારામ કેમ થાશે રાજી? (ટેક)
મહાદુઃખ ભોગવીને માયા મેળવી, તેને ઊંધો બેઠો દાટી;
ખાધું નહિ, ખવડાવ્યું નહિ, પછે જાતાં ફૂટે છાતી. ભજન૦
વિષય ભોગવતાં વંશ વાધ્યો, ને માને ત્રૂઠ્યાં માજી;
મમતાની ઘાણીએ ફેરા ફરે પછે, તૃષ્ણા થઈ તાજી. ભજન૦

સોનું પહેરીને શોભા દેખાડે ને માળામાં મન લાજી;
ભક્તિ વિના ભૂંડા હાલ તમારા, એમ કહી ગયા પંડિત કાજી. ભજન૦
માયાની ટીપણે લાય લાગી, તેને શું રે બેઠો ચાટી?
કહે પ્રીતમ ભાઈ હરિ ભજ્યા વિના, અંતે સહુ ધૂળ માટી. ભજન૦

૧૮

હરિ ભજીએ તો આવે સુખની લહેર જો,
આ દુર્લભ મનુષ્યા દેહનો લાવો લીજિયે. (ટેક)
ક્યાં થકી આવ્યો ને જીવ તારે ક્યાં જવું?
બોલ વિચારી જો ઠરવાને ઠામ જો;
આ જૂઠા જગત સાથે ઝઘડો નવ કીજીએ,
અંતે સાચો બેલી સીતારામ જો. આ દુર્લભ૦
આ મનુષ્યા દેહ પામ્યા રે મોંઘા મૂલની,
કોટિ જનમનાં પુણ્ય તણો નહિ પાર જો;
આ શીશને સાટે રે માગી નહિ મળે,
એક ઘડી તો લાખેણીની વહી જાય જો. આ દુર્લભ૦
આ વ્રજવાસી ગોપીએ લહાવો લૂંટિયો,
મૂકી દીધી કાંઈ માતપિતા કુળ લાજ જો;
સાચું રે સગપણ તે શામળિયા તણું,
સરિયાં સરિયાં એ વનિતાનાં કાજ જો. આ દુર્લભ૦
આ તન, મન, ધન, જોબન રંગ પતંગનો,
આ જોને જોતામાં વણસી જાય જો;
અંતરમાં ઓળખી લે આતમરામને,
કહે પ્રીતમ તારું આવાગમન મટી જાય જો. આ દુર્લભ૦

૧૯

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી* લેવું નામ જોને. (ટેક)

* વળતી=પછી

સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડ્યા મરજીવા* જોને. હરિનો૦
મરણુ આગળે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા+ વામે જોને;
તીરે ઊભા જુએ તમાસો, તે કોડી નવ પામે જોને. હરિનો૦
પ્રેમપંથ પાવકની જ્વાલા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને. હરિનો૦
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સ્હેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને. હરિનો૦
રામ-અમલમાં રાતા-માતા, પૂરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજનીદિન નીરખે જોને. હરિનો૦

૨૦

સંતસમાગમ જે જન કરશે, તેને પ્રગટે પ્રેમ જોને;
જે ધાતુને પારસ પરશે, તે તો હોયે હેમ જોને.
કથીર કાંસું હેમ ન હોય, કોટિ પારસ પરશે જોને;
શૂન્ય છીપ તે ઉપર ના'વે, સો મણુ સ્વાતિ વરસે જોને.
અચેતને ઉપદેશ ન લાગે, શિવ બ્રહ્મા સમજાવે જોને;
જેનાં અવળાં અંતઃકરણો, તેને સમજણુ ના'વે જોને.
કુબુદ્ધિ કાળપ જેને હૃદયે, તેને ન લાગે રંગ જોને;
અડધ ઊજળા કયમે ન થાયે, જઈ ઝબોળે ગંગ જોને.
કુશકા કૂટેથી શું થાયે? કણુ ન જડે તેમાંથી જોને;
મંદ અભાગી મૂરખ નરને, સમજણુ આવી કયાંથી જોને.
પાપીને પરબોધ ન કરીએ, મૌન ગ્રહીને રહીએ જોને;
કહે પ્રીતમ તુલસી દળ તોડી, પ્રેત ન પૂજવા જઈએ જોને.

૨૧

હરિ મહિમા મોટા જન જાણે, સનકાદિક શુકદેવ જોને;
અજ તનયા ઉમયાપતિ વંદે, કરે કમળા પદ સેવ જોને.

* મરજીવા=સાગરનાં મોતી માટે ડૂબકી મારનારા.
+ દુગ્ધા=વસવસો, સંશય.

વેદ વિરંચી વ્યાસ વખાણે, અપાર લીલા એની જોને;
નાથ વિના બીજો નહિ બળિયો, જોયું ચિત્તમાં ચેતી જોને.
માટે મારું મનડું મોહ્યું, રસિક વરને રંગ જોને;
સદા સર્વદા સુખમાં ઝીલું, સુંદર વરને સંગે જોને.
અમૃત કેરા સાગર માંહે, મગન થયું મન–મીન જોને;
એક નિમિષ ન્યારું નવ થાયે, રહ્યું તે રસમાં લીન જોને.
અગર ચંદનના વનમાં જઈને, ભોગી ભમરો બેઠો જોને;
ઊડીને અળગો નવ થાયે, સ્વાદ સુખમાં પેઠો જોને.
કમળનેનની સુંદર શોભા, નીરખું નિત્યે નિત્ય જોને;
પ્રીતમના સ્વામીની સાથે, બાંધી પૂરણ પ્રીત જોને.

૨૨

સંતકૃપાથી છૂટે માયા, કાયા નિર્મળ થાય જોને;
શ્વાસોશ્વાસે સ્મરણ કરંતાં, પાંચે પાતક જાય જોને.
કેસરી કેરે નાદે નાસે, કોટિ કુંજરજૂથ જોને;
હિંમત હોય તો પોતે પામે, સઘળી વાતે સૂથ× જોને.
અગ્નિને ઉધેઈ નવ લાગે, મહામણિને મેલ જોને;
અપાર સિંધુ મહાજળ ઊંડાં, મર્મીને+ મન રહેલ જોને.
બાજીગરની બાજી તે તો, જંબૂરો÷ સહુ જાણે જોને;
હરિની માયા બહુ બળવંતી, સંતનજરમા નાણે જોને.
સંત સેવતાં સુકૃત વાધે, સહજે સીજે* કાજ જોને;
પ્રીતમના સ્વામીને ભજતાં, આપે અખંડ રાજ જોને.

૨૩

ભજન કરી લે ભાવે રે, ભવ ભટકણ ભાગે;
સંસાર સાગર તરતાં રે, ક્ષણ વાર ન લાગે.
માયા મોહ નિદ્રામાં રે, ગાફલ શું ઘોરે ?
પાંચ ચોર વસે પાસે રે, આતમ ધન ચોરે.

× સૂથ=સરખાઈ. + મર્મી=જાણકાર.
÷ જંબૂરો=મદારીનો છોકરો. * સીજે=પાર પડે.

અચેત શું ઊંઘે છે રે? જોને આંખ ઉઘાડી;
વેગે વણસી જાશે રે, કાયાની વાડી.
ચેત ચિદાનંદ મળશે રે, ટળશે અંધારું;
આ અવસર છે રૂડો રે, હોય કારજ તારું.
મહા પુરુષનો મારગ રે, તે પગલું સહાજે;
પ્રીતમ પ્રેમ ધરીને રે, હરિના ગુણ ગાજે.

૨૪

જા સદ્‌ગુરુને શરણે રે, સૌ સંશય હરશે;
જીવ દશાને ટાળી રે, હરિ સરખો કરશે.
ઉગ્ર દશા અનુભવની રે, છે સમજણ મોટી;
મન-કંચનને કસવા રે, ગુરુ જ્ઞાન કસોટી.
હોય હેમ લોહ કેરું રે, જેને પારસ પરશે;
થાય મહા મુક્તાફળ રે, જળ સ્વાતિ વરસે.
છીપ રહે સાગરમાં રે, માંય મોતી નીપજે;
જ્ઞાન મીનકા પરશે રે, તેને ઋતુ ઊપજે.
સર સંગે નર સમજે રે, સૌ દુગધા જાશે;
પ્રીતમ તો પ્રાણીનું રે, સૌ કારજ થાશે.

૨૫

કર હરિસ્મરણ સાચું રે, કાચું તન તારું;
મનથી મૂકી દેજે રે, માયાનું લારું.
માયા છે મહા ઠગણી રે, ઠગ વિદ્યા કરશે;
જ્ઞાન ધ્યાન ધન ધીરજ રે, હેલામાં હરશે.
માયા બંધન બહુ છે રે, તેને તું તજને;
મોહ ઉપજાવે સૌને રે, સુર-નર-મુનિ-અજને.
અતિ અપાર બળ માયા રે, ડાહ્યા જન જાણે;
જેણે ગોવિંદગુણ ગાયા રે, તે ભય નવ આણે.

ભજન પ્રતાપે ભવજળ રે, ગૌપદની પેરે;
અખંડ અભય પદ માણે રે, આનંદની લહેરે.
સદા સર્વદા સુખમાં રે, દુઃખમાં નવ દેખે;
પ્રીતમ સરવે પ્રભુનું રે, પરમારથ લેખે.

૨૬

જે પરમારથ પ્રીછે રે, તેને પાપ ન સ્પર્શે;
રૂપ અનુપમ હરિનું રે, ચ્યરાચર દર્શે.
સૌ સામગ્રી હરિની રે, હરિનો થઈ રહેજે;
હરિને અર્પણ કરીને રે, ઊગરે તે લેજે.
સાચે રાચે રસિયો રે, પરપંચ પરહરજે;
હેતારથ હરિજન શું રે, દુર્જનથી ડરજે.
હું–મારું હૃદયેથી રે, ટાળીને રમજે;
વિશ્વ આતમા વિષ્ણુ રે, નીરખીને નમજે.
અસત્ય આલાપ ન કીજે રે, સત વચન ઉચ્ચરજે;
પ્રીતમ પ્રેમ નિરંતર રે, પ્રભુજીશું કરજે.

૨૭

સખી, આજ આનંદ-રંગ અંગમાં;
નેહ નીરખ્યા શ્રીનંદકિશોર. આનંદ રંગ અંગમાં.
હરિને મસ્તક મુકુટ સોહામણો;
તે પર ચમકે છે ચંદ્રિકા મોર. આનંદ રંગ અંગમાં.
હરિને લિલવટ તિલક કેસર તણું;
ઝળકે છે કુંડળ બેઉ કાન. આનંદ રંગ અંગમાં.
નાકે નિર્મળ મોતી મકરાતણું;
સુંદર લોચન કમળ સમાન. આનંદ રંગ અંગમાં.
દીપે અધર અરુણ પરવાળાં શાં;
સુખ સુંદર રૂપ રસાળ. આનંદ રંગ અંગમાં.

કંઠે હીરા મોતીના રે હારડા;
કળી કુસુમ ગુંજા મણિમાળ. આનંદ રંગ અંગમાં.
ભુજ ભૂષણ રતન જડાવનાં;
પોંચી મુદ્રિકા વેઢ વિશાળ. આનંદ રંગ અંગમાં.
નાભિ અગમ ઉદર રેખા ત્રિવલ્લી;
કેડે કંદોરો મણિકૃત માળ. આનંદ રંગ અંગમાં.
પગ પલ્લવ પંકજ પાંખડી;
નખ ચંદ્ર છટા છબી જોર. આનંદ રંગ અંગમાં.
ઝમકે ઝાંઝર ઘમકે રે ઘૂઘરી;
શબ્દ સંગીત નાદના રે ઠોર. આનંદ રંગ અંગમાં.
પે'ર્યું પીતામ્બર દ્યુતિ દામિની;
તન નવઘન તરુણ તમાલ. આનંદ રંગ અંગમાં.
સ્વામી પ્રીતમના-ની શોભા ઘણી;
સદા સેવકનો પ્રતિપાલ. આનંદ રંગ અંગમાં.

૨૮

સમરણ કરને સીતારામનું, મૂકી મન તણો અહંકાર જો;
આ સહુ જૂઠી બાજી જાણજો, જેવો સ્વપ્ન તણો વ્યવહાર જો.(ટેક)
જેવા ધુમાડાના બાચકા, જેવાં ઝાંઝવાનાં નીર જો;
શિશુના સરખો સરવે ખેલ છે, ક્ષણમાં વણસી જાયે શરીર જો. સ૦
શે'ર ગુજરીની પેઠે સહુ મળ્યું, તેને વીસરતે શું હોય જો;
માટે સમજીને સોદો કરે, તેમાં અંતે હાણ ન હોય જો. સ૦
હેતે પ્રીતે હરિને સંભારજો, એ છે તરવાનો ઉપાય જો;
પ્રીતમ પ્રભુનું ભજન ન ભૂલિયે, તેથી જન્મ અકારજ જાય જો. સ૦

૨૯

સુરતા લાગી છે, જેની ભ્રમણા ભાગી છે;
ઓળખ્યા છે આતમરામ,
સુહાગણ જેની સુરતા લાગી છે. (ટેક)

સંત સમાગમ દુર્લભ ભાઈ,
જાણે કોઈ સંત સુજાણ. સુહાગણ૦
નટડીએ ખેલ રચ્યો છે ચોગાને,
દોરી વિના બીજું નજરે ના'વે. સુહાગણ૦
નાદનાં મોહ્યાં જેમ મૃગ મરે છે,
શબ્દોના બાંધ્યા કોઈ સંત. સુહાગણ૦
મીનને જળની સાથે પ્રીત બંધાણી,
પ્રાણ છૂટે પણ એની પ્રીત ન તૂટે. સુહાગણ૦
પતંગને દીપકની સાથે સ્નેહ બંધાણો,
તન મન અર્પણ કરી તજે છે દેહ. સુહાગણ૦
શૂરાનાં લક્ષણ એવા રે કહીએ,
શીશ પડે પણ પાછી પીઠ ન દિયે. સુહાગણ૦
અગમ નિગમ કોઈ સંત પિછાને,
અનુભવિયા મહારસ માણે સુહાગણ૦
ચાતક સ્વાતિનો બુંદ પુકારે,
ઈ જળ અવળ ન ઇચ્છે. સુહાગણ૦
ચકોરને ચંદા સાથે સ્નેહ બંધાણો,
તેને ચંદા વિના બીજું નજરે ના'વે. સુહાગણ૦
મરજીવા સંત, જેણે મન વશ કીધાં,
પેસી સમુદ્ર મધ્યે મોતીડાં લીધા. સુહાગણ૦
ભક્તિનાં લક્ષણ એવાં રે કહીએ,
પ્રીતમના સ્વામી મારા હૃદયામાં રહીએ. સુહાગણ૦

પદ ૩૦

તું તો રામ રટણ કર રંગમાં, તારા અંગમા ઊપજે આનંદ;
ગોવિંદ ભજ ભાવશું.
પરમારથ અરથ વિચારીએ, તજ સ્વારથ માયાનો ફંદ. ગો૦

કાયા માયા તે તારી કારમી, તેને વણસતા નહિ લાગે વાર. ગો૦
ઓસ ઉદક બીડી બરાસની, તેને ઊડ્યા તણો અધિકાર ગો૦
મૃગતૃષ્ણાજળ જાસક ભર્યો, એવો જાણો ગકળ સંસાર. ગો૦
ગુંજા વહ્નિ તે મર્કટે માનિયો, તેણે ટાઢ ટળે નહિ લગાર. ગો૦
સુપનામા સમૃદ્ધિ રે પામિયો, જાગી જોતા મળે નહિ જરાય. ગો૦
ધુમરના તે ઠગ સોહામણા, તુજ મૂઠીમા ન ભરાય. ગો૦
સાચી સંગત સદ્‌ગુરુ સંતની, જેણે જીવપણું ટળી જાય. ગો૦
કહે પ્રીતમ પ્રભુને સભારતા, મહાપાપી પાવન થાય. ગો૦

પદ ૩૧

સંત પારસ ચંદન બાવના,
કામધેનુ કલ્પદ્રુમ સાર. સમાગમ સંતનો.
સંત સંતમા છે અતર ઘણું,
તરુપારસ ત્રણ પ્રકાર. સમાગમ સંતનો.
એક પારસથી પારસ બને,
એક પારસથી હોય હેમ. સમાગમ સંતનો.
એક પારસ લોહ કુંદન કરે,
સો વસા રહે એમનું એમ. સમાગમ સંતનો.
એક ચંદનથી વિષ ઊતરે,
એક ચંદને અગ્નિ ઓલાય. સમાગમ સંતનો.
એક તલભર તેલમા જો પડે,
ફરી તાતું કયારે નવ થાય સમાગમ સંતનો.
સર્વે ગજ શિર મોતી ન નીપજે,
સહુ નારી સતી નવ હોય. સમાગમ સંતનો.
સર્વે સૈન્ય શૂરા નવ જાણીએ,
સર્વે નાગ મણિ નવ હોય. સમાગમ સંતનો.
સર્વ વનવન ચંદન ન નીપજે,
સર્વે જળજળ કમળ ન હોય. સમાગમ સંતનો.

જ્ઞાનહીણા ગુરુ નવ કીજીએ,
વંધ્યા ગાય સેવ્યે શું થાય ? સમાગમ સંતનો.
કહે પ્રીતમ બ્રહ્મવિદ ભેટતાં,
ભવરોગ સમૂળો જાય. સમાગમ સંતનો.

૩૨

સંત લક્ષણ ત્રીસ સોહામણા,
જેની ચિત્તવૃત્તિ થઈ શાંત. એવા જન હરિતણા.
બ્રહ્માનંદ બ્રહ્મરસ ભોગિયા,
જીવ ઈશ્વર ભાંગી ભ્રાંત. એવા જન હરિતણા.
દયા દાન દાસા તન અતિ ઘણા,
જ્ઞાન ભક્તિ વિવેક વૈરાગ્ય. એવા જન હરિતણા.
ક્ષમાવંત તપે નહીં તાપમાં,
આશારહિત અમલ અનુરાગ. એવા જન હરિતણા.
અક્રોધ ઇંદ્રજિત અનુભવી,
કવિ કોમળ શીલ સંતોષ. એવા જન હરિતણા.
આશારહિત અમૃત વાણી વદે,
સહજાનંદ આનંદકોષ. એવા જન હરિતણા.
શુદ્ધ સ્નેહી સવારથ નવ મળે,
પરમારથ ઉપર પ્રીત. એવા જન હરિતણા.

૩૩

સદ્ગુરુના તે શબ્દ વિચારતા,
મટે માયા મોહ વિકાર. હરિરસ પીજીએ.
બાળી ભસ્મ કરે બીજી વાસના,
ઉરે પ્રગટે પ્રેમ અપાર. હરિરસ પીજીએ.
એવો અજર અમર રસ જે પીએ,
તેહનાં વેણુ નેણુ પલટાય. હરિરસ પીજીએ.

ચડી બ્રહ્મખુમારી ન ઊતરે,
સુખ મુખે કહ્યું નવ જાય. હરિરસ પીજીએ.
તેને સંભવ નથી રે શરીરનો,
થયો આતમ દ્દષ્ટે ઉઘાડ. હરિરસ પીજીએ.
મરજીવો થઈ હરિને મળે,
ગાળે જ્ઞાન-હિમાળે હાડ. હરિરસ પીજીએ.
બ્રહ્મધ્યાને ગગનવત્ થઈ રહે,
જ્યમ કુંભ મહાજળ માંય. હરિરસ પીજીએ.
કૃષ્ણ પોતામાં પોતે કૃષ્ણમાં,
કૃષ્ણ વિના નહિ દીસે કાંય. હરિરસ પીજીએ.
જેમ સરિતા સાગરમાં ભળે,
તેનું નામ નદી ટળી જાય. હરિરસ પીજીએ.
કહે પ્રીતમ સદ્ગુરુ સેવતાં,
ટળે અંતર એકરસ થાય. હરિરસ પીજીએ.

૩૪

તું તો રામ રટણ કર રંગમાં,
હવે રાખ હરિ સાથે હેત, અવસર આવો નહીં મળે.
વિષયભૂતે તે તુજને ભમાવિયો,
ક્ષણ બેઠો નહીં ઠરી ઠામ. અવસર૦
ખોટા ખેલમાં શું રે ખૂંચી રહ્યો ?
ઊઠ આળસ મેલ અચેત. અવસર૦
પ્રાણી પરપંચમાં શું પચી રહ્યો ?
માની સ્વપ્નતણાં સુખસાર. અવસર૦
કાળ ખાશે જે કે'શે કહ્યું નહીં,
નથી માનતો ગાફલ ગમાર. અવસર૦

અંતે રંગપતંગ[૧] જાશે ઊતરી,
કાચી કાયા નહિ આવશે કામ. અવસર૦
તું તો સ્મરણ કરજે શુદ્ધ ભાવ શું,
ટાળી તનમન કેરા વિકાર. અવસર૦
ભજો પ્રીતમ બ્રહ્મસ્વરૂપને,
જેનો મહિમા છે અગમ અપાર. અવસર૦

૩૫

પ્રથમ પ્રભુજી સાથે પ્રીત ન કીધી,
એને મૂઆ ટાણે સંત બનાવો રે;
તુલસી મંગાવો એને તિલક કઢાવો,
મુખે રામનામ લેવડાવો રે. (ટેક)
દવ લાગ્યા પછી કૂપ ખોદાવો,
ઈ કેઈ પેરે અગનિ ઓલાશે રે?
ધન હતું તે ચોર જ લેઈ ગયા,
પછી દીવો કરે શું થાશે રે? પ્રથમ પ્રભુજી સાથે૦
માત પિતા સુત ભાઈ ને ભગની,
ઈ સબ ઠગન કી ટોળી રે;
પ્રીત લગાડી તારું સરવ હરી લેશે,
પછી રે'શે આંખ્યો ચોળી રે. પ્રથમ પ્રભુજી સાથે૦
બાલપણું રમતામાં ખોયું,
જુવાનીમા વહાલી જુવતી રે;
બુઢ્ઢાપણે છોકરાં વહાલા,
પછી મૂએ તે માગી મુક્તિ રે. પ્રથમ પ્રભુજી સાથે૦
ખાધું નહિ એણે ખરચ્યુ નહિ,
અને દાન માન નવ દીધુ રે;
હરિ ગુરુ સંતની સેવા ન કીધી,
રામનામ નવ લીધુ રે. પ્રથમ પ્રભુજી સાથે૦

૧. સંસારનો રંગ પતંગિયાના રંગ સરખો ચચળ છે.

તળાવ ફાટ્યા પછી પાળ બંધાવો,
ઈ કેઈ પેરે નીર ઠેરાશે રે ?
કહે પ્રીતમ પ્રીતે હરિભજન વિના,
અવસર એળે જાશે રે. પ્રથમ પ્રભુજી સાથે૦

૩૬

પ્રેમનો પંથ છે ન્યારો, સરવ થકી પ્રેમનો પંથ છે ન્યારો.(ટેક)
જે જાણશે તે શિર સાટે માણશે, એમાં નથી ઉધારો;
પ્રેમ અમલ આવ્યો જેની આંખમાં, ઊતરે નહિ ઉતારો. સરવ૦
આઠે પહોર રહે આનંદમાં, પ્રેમરસનો પીનારો;
વહાલા વિના તેને લૂખું લાગે, સંસારસાગર ખારો. સરવ૦
પ્રેમતણો રસ કથ્યામાં ન આવે, જાણે જાણણહારો;
પ્રીતમ પ્રેમી જન મળે તો, આતમરામ અમારો. સરવ૦

૩૭

હરિની માયા મહા બળવંતી, કોણે જીતી નવ જાય જોને.
જોગીને તો જોતી હીંડે, ભોગીને તો ખાય જોને.
કાયરને તો કૂટી નાખે, શૂરા પૂંઠળ ધાય જોને.
જ્ઞાનીને તો ગોતી મારે, અજ્ઞાની અથડાય જોને.
પંડિતને પ્રપંચે મારે, કોણે નવ કળાય જોને.
હરિજનને તો હાથે મારે, મહા ઠગણી કહેવાય જોને.
ચતુરને તો ચૂંટી નાખે, ચટક ચોંટી જાય જોને.
તપસીને તો ટીપી નાખે, કરણીમાં કુટાય જોને.
પરમ પ્રબળ માયા હરિની તે, જોરથી નવ જિતાય જોને.
પ્રીતમનો સ્વામી અતિ સ્નેહી, પ્રેમતણે વશ થાય જોને.

૩૮

પુણ્ય કરજો રે, પુણ્ય વિના પ્રભુ પ્રેમ-સ્નેહી કેમ પામીએ?
પુણ્ય કરજો રે, પુણ્ય વિના સંસાર-સંકટ કેમ વામીએ?

પુણ્ય કરજો રે, શીલ વિના સ્નાન કર્યે હરિ નહિ મળે;
પુણ્ય કરજો રે, અર્ક ઉછેરી અંબ કહો ક્યાંથી ફળે ?

પુણ્ય કરજો રે, મન મોદક ખાધે ક્ષુધા ભાંગે નહીં;
પુણ્ય કરજો રે, બાવળીએ બિજોરાં કંઈ લાગે નહીં.

પુણ્ય કરજો રે, વાવ્યા વિણ લણવાની લાલચ શી કરે ?
પુણ્ય કરજો રે, કથીરથી કંચનનું કારજ નહીં સરે !

પુણ્ય કરજો રે, સ્વર્ગતણું સુખ આવીને સહેજે મળે;
પુણ્ય કરજો રે, દેવતણી પંક્તિમાંહે જઈને ભળે !

પુણ્ય કરજો રે, દત્ત વિના વિત્ત કોઈ પ્રાણી પામ્યો નથી;
પુણ્ય કરજો રે, કહે પ્રીતમ કહીએ તે શું આજું કથી ?

૩૯

નિર્મળ નામ નિરંતર લે રે. (ટેક)
રામ અનંત મુકુંદ મુરારિ, ગોવિંદ ગિરવરધારી કહે રે. નિર્મળ૦
કેશવ કૃષ્ણ કૃપાનિધિ માધવ, સંભારે સૌ શોક હરે રે. નિર્મળ૦
શ્રીવર સુંદરશ્યામ મનોહર, દામોદર ચરણે ચિત્ત દે રે. નિર્મળ૦
નારાયણ મધુસૂદન મોહન, ત્રિભુવનતારણ ત્રિકમ લે રે. નિર્મળ૦
પ્રીતમ પ્રીત સહિત પ્રભુ ભજ તું, રાતદિવસ હરિ રંગે રહે રે. નિર્મળ૦

૪૦

મહીની મટુકી માથે ધરી,
પણ હૈયે હરિનું ધ્યાન રે. ગોપી ઘેલી બની.
ગોરસ વેચવું વીસરી,
કહે લોકોને: લ્યો કોઈ કાન રે. ગોપી ઘેલી બની.
શામળિયો એણે સોંઘો કર્યો,
જેનું મૂલ્ય કદી ન થાય રે. ગોપી ઘેલી બની.

લોક કહે: આ કૌતક શુ ?
    પતિ ત્રિભુવનનો વેચાય રે. ગોપી ઘેલી બની.
જગત મળ્યુ સૌ જોવાને ત્યા,
    દીઠા મટુકીમા નંદકિશોર રે. ગોપી ઘેલી બની.
જગતકર્તા જેની ઝાખી ન થાય,
    તે નાથ બન્યા માખણચોર રે. ગોપી ઘેલી બની.
ધન્ય ગોપી ધન્ય ગોરસ એના,
    ધન્ય પ્રેમતણી બલિહારી રે. ગોપી ઘેલી બની.
પ્રીતમનો સ્વામી પ્રેમ વડે,
    વા'લો વશ કર્યો કુંજવિહારી. ગોપી ગેલી બની.

૪૧

ગોવાલણી અને કૃષ્ણનો સંવાદ

ગોવાલણી—
મારગડો મેલો મોહનજી, મારે મધુપુર જાવું છે;
શ્વાસભર્યા આવો છો શાને ? શું ધન દેખી ધાવું છે ?
ગોરસનો વેપાર અમારો, તેમા કાઈ કમાવું છે;
પ્રીતમના સ્વામી શામળિયા, તારે લૂંટી ખાવુ છે.

કૃષ્ણ—
ખાધાની શી વાત કરે છે ? દાણ અમારું દેતી જા;
નહી આલે જો દાણ મારું, તો માટ ફોડું આ લેતી જા.
માનુની મનમા રીસ ચઢે, તો ઓછુ-અદકુ કહેતી જા;
પ્રીતમના સ્વામીના સગે પ્રીત કરી નિત્ય રહેતી જા.

ગોવાલણી—
તું અભિમાની તું અહંકારી, તારું ડહાપણ ન્યારું છે;
કોટ કળામા કોઈ ન જાણે, સમજી જા તો સારું છે.
તું તારા રંગમા રહેજે કહું, અમને કાજ અમારું છે;
પ્રીતમનાં સ્વામીનું લક્ષણ, પ્રેમીજનને પ્યારું છે!

કૃષ્ણ—

મીઠું મીઠું મુખથી બોલે, મનમાં આંટી મોટી છે;
સૌના દિલની હું જાણું છું, મારે હાથ કસોટી છે.
ચતુર હોય તો ચેતી જાજે, વાત ખરી કે ખોટી છે;
પ્રીતમના સ્વામીના કરમાં, ચૌદ લોકની ચોટી છે!

ગોવાલણી—

જાણું સૌ–નથી અજાણ્યુ, જુગમાં જશ જાહેર કીધો;
માસી મારી રાંક બિચારી, જીવ ગરીબ તણો લીધો.
પીવા પય ના મળ્યુ ભિખારી, દાવાનળ જઈ તેં પીધો;
પ્રીતમના સ્વામી શામળિયા, ચાલ્યો જા મારગ સીધો.

કૃષ્ણ—

રહે ધુતારી, કામણગારી, બોલે છે વાંકી વાણી;
શું કરવા ગોરસ વેચે? કા રાજ કરે ના થઈ રાણી?
ત્રેપન લાખ ફરે તુજ સરખી, નંદ–ભુવનમાં વહે પાણી;
પ્રીતમના સ્વામીની લીલા, નથી નાર નિશ્ચે જાણી.
સીધા માર્ગે જતાં વઢકણી, શાને રાઢ વધારે છે?
અમૃતમાં વિષ ભેળી, અમને મેણા ટોણાં મારે છે!
વચન રસીલાં બોલી બાળા આપનુ ઘર ઉગારે છે;
પ્રીતમનો સ્વામી શામળિયો, શરણે આવતો તારે છે.

ગોવાલણી—

પ્રીત તણો પ્રબોધ કરો, પણ હુ તો નથી એવી બાળા;
માટ ફૂટશે, હાર તૂટશે, ચીર ફાટશે, છોગાળા!
આજ ઘણી અતડાઈ કરો કાં? મૂકી દો ચિત્તના ચાળા;
પ્રીતમના સ્વામી શામળિયા, મહેર કરો, મોરલીવાળા!

કૃષ્ણ—

અમે સુખરાશિ, અમે અવિનાશી, અમે ઈશ્વર આનંદકારી;
ચૌદ લોક સચરાચર સઘળે, અમે એક ઇચ્છાકારી.

જુગત અમારી તું શું જાણે? ગોરસની વેચણહારી!
પ્રીતમના સ્વામીની સાથે, પ્રેમ પ્રીત રાખો પ્યારી!

૪૨

(તુલસીપૂજન)

રૂડા વૃંદાવનથી મંગાવો રે, સુરત જોઈને તુલસી વવાવો રે.
કેસર કુંકુમ ક્યારા ભરાવો રે, ગંગાજમનાનાં નીર સિંચાવો રે.
અગરચંદનની વાડ કરાવો રે, વિપ્રના મુખે વેદ ભણાવો રે.
હેમવર્ણી તુલસી કલ્યાણી રે, અખિલ ભુવનપતિ પટરાણી રે.
વેદરૂપી તુલસીનાં છે પાન રે, રત્ન-મંજીરારૂપ નિધાન રે.
વર વિષ્ણુ સુંદર શુભકારી રે, પ્રીતમ જાય પ્રેમે બલિહારી રે.

૪૩

(ગુરુ સંતની આરતી)

આનંદ મંગળ કરું આરતી, હરિ ગુરુ સંતની સેવા;
પ્રેમ ધરી મંદિર પધરાવું, સુંદર સુખડા લેવા. આનંદ૦
રત્ન કુંભવત્ બહાર ભીતર, આનંદરૂપી એવા; (૨)
ત્રિભુવનતારણ ભક્ત-ઉદ્ધારણ, અકળ-સ્વરૂપી એવા. આનંદ૦
સકળ તીરથ સાધુને ચરણે, ગંગા જમુના રેવા; (૨)
કહે પ્રીતમ ઓળખો અણુસારે, હરિના જન હરિ જેવા. આનંદ૦

૪૪

મારો વાલો ભગત હિતકારી રે,
એણે દેહ જગતમા ધારી રે. (ટેક)
મીરાબાઈનાં કારજ કીધાં રે,
એનાં ઝેર પોતે લઈ પીધાં રે. મારો૦
મહેતા નરસિંહની હૂંડી સ્વીકારી રે,
હરિએ રૂપ શામળશાનુ ધારી રે. મારો૦
ભાજે પ્રહલાદજી ટેક ધારી રે,
થયા નરસિંહ પ્રભુ થંભ ફાડી રે. મારો૦

પ્રેમ અંગે સુધન્વાને ભાળી રે,
પ્રભુએ તેલકઢ તેની ટાળી રે મારો૦
એક ગુણકાનું ચિત્ત લાગ્યું ચરણે રે,
લઈ મુગટ ને રાખી શરણે રે. મારો૦
સંતસેવા કબીરજીએ કીધી રે,
એને પોઠ ભરીને દીધી રે. મારો૦
બોર શબરીબાઈના લઈ પ્રીતે રે,
એના કાજ સાર્યા રૂડી રીતે રે. મારો૦
ગજે બૂડતાં નામ ઉચ્ચાર્યો રે,
ઝૂડ મારીને ભક્ત ઉધાર્યો રે. મારો૦
સતી દ્રૌપદીનું આવ્યું ટાણું રે,
ચીર પૂર્યાં નવસેં નવ્વાણું રે. મારો૦
એવા દીનદયાળ સંગે રહેજો રે,
દાસ થઈને અખંડસુખ લેજો રે. મારો૦

## ૯૩ : પ્રેમળદાસ

૧

હરિને ભજતાં હજી કોઈની લાજ જતા નથી જાણી રે,
જેની સુરતા* શામળિયા સાથ, વદે વેદવાણી રે (ટેક)
વહાલે ઉગાર્યો પ્રહલાદ, હરણાકંસ માર્યો રે;
વિભીષણને આપ્યું રાજ, રાવણ સંહાર્યો રે. હરિને૦
વહાલે નરસિંહ મહેતાને હાર, હાથોહાથ આપ્યો રે;
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાનો કરી થાપ્યો રે હરિને૦
વહાલે મીરાં તે બાઈના ઝેર, હળાહળ પીધા રે;
પંચાળીના પૂર્યા ચીર, પાંડવ કામ કીધા રે હરિને૦
આવો હરિ ભજવાનો લહાવો, ભજન કોઈ કરશે રે;
કર જોડી કહે પ્રેમળદાસ, ભક્તોના દુઃખ હરશે રે. હરિને૦

* સુરતા=લગની

## ૯૪ : પ્રેમાનંદ

૧

છંદ ભુજંગીની ચાલ

મહારાજ લંકા તણો એમ ભાખે,
  નથી મરણ થાતું લખ્યા લેખ પાખે;
તારે મન હું સુંદરી નાથ ઘેલો,
  કીધો જ્ઞાન વિચાર મેં સર્વ પે'લો. ૧
પરિબ્રહ્મ એ રામ આનંદકારી,
  મને મારવા માનવી દેહ ધારી;
જાણી જોઈને જાનકી-હરણ કીધું,
  ઘેલી નાર મેં મરણ માગી જ લીધું. ૨
એને પામવા અષ્ટ જે જોગ સાધે,
  ખટે દર્શનો માંહી ખોળ્યો ન લાધે;
તપે તીર્થસ્થાને જપે યજ્ઞ દાને,
  ના'વે રામ સ્વપ્નામાં વૈરાગ્ય ધ્યાને. ૩
ન પામે એનો પાર દાનવ દેવે,
  જેને પામવા શિવ સ્મશાન સેવે;
ધર્યું માનવી રૂપ તે મુજ માટે,
  આવી ઊતર્યો રામ સમુદ્રઘાટે. ૪
ધન્ય તાત મારો ધન્ય માત મારી,
  મારે કારણે અવતર્યા શ્રી મુરારિ;
ઘણું ખાધુંપીધું ઘણા ભોગ કીધા,
  ઘણા રાય રાણા જીતી દંડ લીધા. ૫
તને નાર મંદોદરી વાત પૂછું:
  મારે ભોગવિલાસમાં શું છે ઓછું?

હવે માયાના સુખથી મન ભાગ્યું,
 રઘુનાથને હાથે હું મર્ણ માગું. ૬
સુણી કંથના મુખની ગુહ્ય વાણી,
 ઘણું રીઝ પામી નમી પાય રાણી;
કવચ પે'ર્યું રાયે શિરે ટોપ ધરિયા,
 બાંધ્યાં ખડ્ગ ખાંડાં બહુ બાણ ભરિયાં. ૭
ધર્યાં ચાપ ભાથાં ને ત્રિશૂળ ભારે,
 છત્રીસે આયુધો મહારાજ ધારે;
અંગે કુંડળો લોલ કપોળ ઇંદુ,
 પૂજે કુમકુમે નાર તિલક બિંદુ. ૮
કરે ભૂપને ધૂપ અગર દાઝે,
 કપૂરે કરે આરતી ઘંટ વાજે;
ચરચે ચંદન કેસર પુષ્પમાળા,
 ઘણાં ગીત ત્યાં ગાય સૌભાગ્ય--બાળા. ૯
સાત લક્ષ પુત્રી પિતા પાસ આવી,
 કરી વારણાં જાય મોતી વધાવી;
આશિષો વદે છે વધૂ પુત્ર મહિલા,
 જીતી રાયજી આવજો ઘેર વે'લા. ૧૦
અજા મહિષ મારી ઘણા ભોગ લીધા,
 લલાટે લોહી ચાંદલા લાલ કીધા;
ત્યાં મંદોદરી માતને પાય લાગી,
 ચઢ્યો ઇંદ્રજિત રથે વેણ માગી. ૧૧
અતિ કાય કુમારની જોઈ માતા,
 વખાણે ભલી માત રે તું વિધાતા;
કેવી જુક્તિથી આપ્યો તેં તેજ ઘડિયો,
 મુજ રંક માતા તણે પેટ પડિયો. ૧૨

જઈ રામ સામે જ સગ્રામ લેવો ?
ન જાણુ સમાચાર પામીશ કેવો ?
કહે પુત્રને માવડી શીખ છાની,
રખે બાળ મારા કરો પાછી પાની. ૧૩
રઘુનાથ સાથે રૂડુ જુદ્ધ કરવુ,
ધરી દેહ તેને એક વાર મરવુ,
પ્રસૂતા તણી શીખ માથે ચઢાવી.
અતિકાય બેઠો પછી રથ આવી ૧૪
વાયુવેગી તોખાર ત્યા ચાર જોડ્યા,
કરે ઊડવા મન આકાશ ઘોડા,
દેખી છાય પોતાતણી ચાલ ચમકે,
ગળે હેમની માળ ઘૂઘર ઘમકે. ૧૫
જુધ્ધે જાય અતિકાય તે મન ઝાલ્યો,
જેવો અભ્ર આકાશમા ચંદ્ર ચાલ્યો;
કીધો હોમ તે કુભના પાણી સેવી,
થતા તુષ્ટ પૂજા થકી માત દેવી. ૧૬
રથ આપિયો એક અખિલ માતે,
અગ્નિકુડથી નીસર્યો અશ્વ સાથે,
હથિયાર બાધી તેણે રથ ચઢિયો,
ઇદ્રજિત ચાલ્યો દેવીપાય પડિયો ૧૭
ઉન્માદ મેઘનાદને મન વ્યાપ્યો,

રાજા રાવણે પાટવીપુત્ર નીરખ્યો,
    દીસે શૂર સોહામણો સૂર્ય સરખો. ૧૯
એ તો મેં વખાણ્યુ ઇંદ્રજિત રૂપ,
    હવે હું વખાણું કુંભકર્ણ ભૂપ;
જોજન દોઢનો રથ છે લાંબો પહોળો,
    અર્ધ કોશ ઊંચો, એક કોશ ચોડો. ૨૦
મુખ આગળે કેસરી સોળ જોડ્યા,
    તેણે જોતિયા ત્રણસેં શ્રેષ્ઠ ઘોડા;
ખર જાતના સાતસેં બેઉ પાસે,
    હાકે જૂજવા સારથિ હેમ-રાશે. ૨૧
ખૂંખારે હોકારે બહુ નાદ ઊઠે,
    રથ ઠેલવા હાથી પચાસ પૂંઠે;
ગ્રહી વાંસલાં વીંઝણો નિજ હાથે,
    શત એક સુથાર છે રથ સાથે. ૨૨
ગદા ત્રણસેં પરિઘ પચાસ ધરિયા,
    ભાથા પાંચસેં મહીં બહુ બાણ ભરિયા;
ઘણા ચાપ ખાડાં તણા નાદ થાયે,
    છત્રીસેં આયુધો ભર્યાં રથ માંહે. ૨૩
બહુ અન્ન પકવાન ભર્યાં માસ સાથે,
    લાગે રાયને ભૂખ સંગ્રામ થાતે;
કવચ લોહ પે'ર્યું ધર્યો ટોપ માથે,
    ઇંદ્રચાપ જેવું ધર્યું ચાપ હાથે. ૨૪
નમ્યો ભાઈને ભૂપ તે કાળ ભાથી,
    રથે તે ચડ્યો છે કુંભકર્ણ હાથી;
કીધી ગર્જના ક્રોધશું મીટ માડી,
    નાઠાં વાંદરાં લંકની પોળ છાંડી. ૨૫

રૂડું રૂપ તેનું કવિ શું વખાણે?
ચાલ્યો કુંભકર્ણ મેરુશૃંગ જાણે!
લંકા માહીથી મસ્તકે ટોપ જોઈ,
નાઠા વાંદરાં લોચને ચાલ્યાં લોહી. ૨૬
વિભીષણુ પ્રત્યે રઘુનાથ પૂછે:
મારું સૈન્ય નાસે તે કારણુ શું છે?
વિભીષણુ કહે: એ કુંભકર્ણ નામે,
એ છે વીર મારો ચઢ્યો છે સંગ્રામે. ૨૭
એ તો મેં વખાણ્યુ કુંભકર્ણ રૂપ,
વખાણું હવે રાય લંકેશ ભૂપ,
અણુભંગ નવરંગ છે રથસાર,
જોડ્યા મનવેગી વડા અશ્વ ચાર. ૨૮
જયે મંગળ હંસ તો રૂપ ધામ,
જય-વિજય ચાર ઘોડાનાં નામ;
બીજા રથ કોટિ ઘોડા ઊંટ હાથી,
અસવારી કીધી લંકભૂનાથ ભાથી. ૨૯
શુકન શબ્દ બોલ્યા વાજિંત્રે અનૂપ,
રથે રાવણુરાય બેઠો જ ભૂપ;
જે જે શબ્દ લંકેશને બંદી બોલે,
બાજે ચંગ મૃદંગ ઉપંગ ઢોળે. ૩૦
ભેરી ભેર રણુતુર ને રણુશૃંગી,
પટે ઢોલ વાજે છે ત્યાં ઢીંગી ઢીંગી;
વેણુ વાંસળી ઘૂઘરી બહુ તુરંગી,
કાંસી ઝાલરો ઝાંઝરી શંખ શિંગી. ૩૧
કવિતા કરીને કવિ કીર્તિ બોલે,
નર્હરી શરણાઈ એ ચિત્ત ખોલે;

વાગે તાન તાળી ગાયે ગીત સારાં,
ગજ ઘંટ બોલે નોબતો નગારાં. ૩૨
સાથે લખ છત્રીસ વાજિંત્ર બોલ્યાં,
ચળ્યો ચંદ્ર ને ઇંદ્ર–આસન ડોલ્યાં;
ધરા ધ્રૂજી ડોલ્યાં છે પાતાળ સાતે,
અસ્વારી કીધી જ્યાં લંકેશ નાથે. ૩૩
નેજા ફરફરે થરહરે સંગ ભાલા,
કરી કડકડાટી કોટિ જોદ્ધ ચાલ્યા;
ચતુરંગનું સેન સંગ્રામ જાયે,
થઈ ભીડ ભારે લંકામાં ન માયે. ૩૪
રૂપે સુંદરી રાક્ષસી ગોખ આવે,
દશગ્રીવને પુષ્પ મોતી વધાવે;
ભાઈ પુત્ર દૌહિત્ર ભત્રિજ સાથે,
લીધા સાથ સંગ્રામ તે લંકનાથે. ૩૫
આવ્યા ભેટ લેવા સહુ દેવ આપે,
રખે રામ હારે પછે એ સંતાપે;
વાયુ વાટ બુહારે છે બીક ધરતો,
વળી આગળે મેઘ છંટકાવ કરતો. ૩૬
આવ્યા સપ્તઋષિ મહા મોટા મોટા,
આશીર્વાદ દે છે પણ શબ્દ ખોટા;
નાચે અપ્સરા ગીત ગાંધર્વ ગાય,
અર્પે શારદા નારદ વેણુ વાય. ૩૭
મહારાજ આવ્યો રઘુવીર સામો,
નાઠો વાંદરા–સાથ બહુ ત્રાસ પામ્યો.

વલણ

ત્રાસ પામ્યાં જોઈ વાંદરાં, શંકાણા રઘુરાય;
ભટ્ટ પ્રેમાનંદ કહે કથા, યુદ્ધ કઈ પેર થાય.

૨

જેવા છીએ તેવા નાથ, નિભાવજો. (ટેક)
છોડી ન દેશો નિજ કિંકરને રાખો કરીને દાસ. નિભાવજો૦
દીનબંધુ શરણાગતવત્સલ, નિગમ પૂરે છે સાખ. નિભાવજો૦
શબરી, સજ્જનો, વિદુર, સુદામા, તેને કીધા પ્રખ્યાત. નિભાવજો૦
અમને દાન દયાનિધિ આપો, ભક્તિને સંતોના સાથ. નિભાવજો૦
અંતર વાસના ટાળો પ્રેમાનંદ, આવી વસો હૈયે ખાસ. નિભાવજો૦

૩

ચરણ શરણ ઘનશ્યામ હું તારે. (ટેક)
દીનાનાથ દયા કરને હવે,
દીન આવી તુજ દ્વાર પોકારે. ચરણ૦
તુજ વિણ અન્ય નહિ ત્રિભુવનમાં,
દાસ જાણી મુજ ત્રાસ નિવારે. ચરણ૦
ભવસાગરમાં ભય અતિ ભારી,
નાથ કહે હવે કોણ ઉગારે ? ચરણ૦
પ્રેમાનંદના નાથ મહાપ્રભુ,
આશરો એક જ તું દૃઢ મારે. ચરણ૦

૪

હું તો નહિ રે વિસારું ઘડી ઘનશ્યામને,
શ્યામને શ્યામને શ્યામને રે, હું તો નહિ રે. (ટેક)
અલબેલો વહાલો રંગનો રસીલો, પ્રાણજીવન સુખધામને રે,
હું તો નહિ રે વિસારું૦
હૈયાનો હાર હરિવર મારો, પળ ના મૂકું એના નામને રે,
હું તો નહિ રે વિસારું૦
મનમોહન મધુસૂદન ઉપર, વારીવારી નાખું કોટી કામને રે,
હું તો નહિ રે વિસારું૦

પ્રેમાનંદ કહે જોઈ જોઈ, આનંદકારી આતમરામને રે,
હુ તો નહિ રે વિસારું૦

૫

દેવકી-વિલાપ

ધન્ય જશોદા ધન્ય જશોદા, વણ પ્રસવે થઈ માતા રે;
કોનુ સાચ્યુ કોણુ ભોગવે, લખ્યા લેખ વિધાતા રે. ધન્ય૦
કીડી સચે તીતર ખાયે, તેવું થયુ આજ મારે રે;
એક રાત પણ હુ નહીં માતા, પરઘરે પુત્ર પધારે રે. ધન્ય૦
નંદ નદિનીનાથ ઝુલાવશે, તેથી શું સુખ થાશે રે?
દીઠી રે ભાઈ દેવની લીલા, ગોવાળા ગીત ગાશે રે. ધન્ય૦
ઘમક ઘૂઘરે ઠમક ઠેકડે, ગોપીઘરે સુત રમશે રે;
હું અપરાધણુ હરખે હણાઈ, વિયોગ પુત્રના દમશે રે. ધન્ય૦
કાલાં કાલા વચનો વહાલા, જશોમતી નિત્ય સાંભળશે રે;
બારે માસ ચોમાસુ મારે, નયન વિયોગે ગળશે રે. ધન્ય૦
મુજ દ્વારે બેઠા રખવાળા, રાક્ષસ સમ મદમાતા રે;
ગોપીઘેરે ગુણીજન ગાશે, તોરણુ રાતા હાથા રે. ધન્ય૦
મળવા આવશે ભાઈ ભોજાઈ, જશોદાને ધન્ય દહાડો રે;
મારે કંસ ધાઈને આવશે, કરમા ખડ્ગ ઉઘાડો રે. ધન્ય૦

૬

આવ્યા વ્હાલા મારે બારણિયે,
બારણિયે જાવું વારણીએ સખી આવ્યા૦
સામે આવુ મોતીથાળ ભરીને,
નાથ વધાવાને કારણીએ. સખી આવ્યા૦
તન-મન-ધન આ જીવત મારું,
વારું હું વાર હજારણીએ. સખી આવ્યા૦

આતુર અતિ મારું મન મળવાને,
રહે નહિ જીવ ધારણીએ. સખી આવ્યા૦
પ્રેમાનંદ કહે હરિ મળતાં,
ઠરીને બેઠી હવે ઠારણીએ. સખી આવ્યા૦

૭

માતા જશોદા બોલાવે જમવા લાલને રે,
ચાલો લાડકવાયા થાકી હવે પડું પાય;
તેમ તેમ રિસાઈ રંગ રસિયોજી આવે નહીં રે,
પાછળ દોડતાં આગળ નટવર નાસી જાય. માતા જશોદા૦
કા'ના કેમ વિતાડે મુજને ઘરમાં કામ છે અતિ રે,
વાટ જુએ છે જોને બેસી રહ્યા બળવીર;
તુજને શિખામણ દઉં છું તે કેમ ન લાગતી રે?
આટલું કહેતાં સામો ભરે નેત્રમાં નીર. માતા જશોદા૦
આવા ઢંગ ધુતારા જો કોઈ તુજમાં જાણશે રે,
ત્યારે પરણ્યાની શી થાશે પાછળ પેર?
કોઈ કન્યા નહિ આપે કા'ના કહું તુંને રે,
રાખી ડહાપણ તું હવે ચાલ પાછો વળ ઘેર. માતા જશોદા૦
જેમ તેમ સમજાવી લઈ ચાલ્યાં સુંદરશ્યામને રે,
કટિએ બેસાડીને ચુંબન કીધું ગાલ;
મુખડું નીરખી હરખીને રંગમાં રીઝયાં ઘણું રે,
લાવી પીરસ્યાં ભોજન મૂકી કનકના થાળ. માતા જશોદા૦
બોલ્યા : મા, મને તુજથી કોઈ વહાલુ નથી રે,
મારી આંખડિયેથી રખે વેગળો જાય!
મારાં આંગણિયાં રૂડાં દીસે છે તું થકી રે,
સમ ખાઉં શામળિયા હવે જો આઘો થાય. માતા જશોદા૦

૮

લગની લાગી લાલથી, હવે કેમ કરીને છૂટે રે;
પ્રીતિ પેલા ભવ તણી, તે તોડી કોઈથી ના તૂટે રે. લગની૦
ખાતાં, પીતા, સૂતા સજની, નાથ નથી વીસરતા રે;
નટવર નેણાં આગળ નિત્યે, દેખું લટકા કરતા રે. લગની૦
શ્યામ ન દેખું સમીપે, મારા દુઃખડાનો નહિ પાર રે;
કામ રહે સૌ હાથમાં, વહે આંસુડાની ધાર રે. લગની૦
જગજન કહે છે નાની વયમા, કૌતુક વળગ્યુ ભારી રે;
ઔષધ એકે અંગ ન લાગે, લાગે કોઈની ન કારી રે. લગની૦
કામણ શ્રીઘનશ્યામ તણુા, તે જાશે જીવડો લઈને રે;
પ્રેમાનંદના નાથે નાખી, મોહિની હળવે રહીને રે. લગની૦

૯

નંદકુમાર મારાં નયનોના તારા,
એક પલક હવે કરું નહિ ન્યારા. નંદકુમાર૦
નેહ ધરી નીરખુ નટનાગર,
સુખસાગર મને પ્રાણથી પ્યારા. નંદકુમાર૦
ગોકુલવિહારી નાથ ગોપીના જીવન,
ગોકુલહિત ગોવર્ધન–વારા. નંદકુમાર૦
મુરલીધર મોહન મનહારક,
સમીપ રાખું સદા સરજનહારા નંદકુમાર૦
પ્રેમાનંદ ઘનશ્યામ છબી પર,
તન મન ધન કુરબાન સૌ મારા નંદકુમાર૦

૧૦

શ્રીરામનામમાલા

શ્રીરામ રામ રઘુનંદન રામ રામ,
શ્રીરામ રામ ભરતાગ્રજ રામ રામ,

શ્રીરામ રામ રણુકર્કશ રામ રામ,
શ્રીરામ રામ શરણું મમ રામ રામ.
શ્રીરામ રામ ભવતારણુ રામ રામ,
શ્રીરામ રામ અઘહારણુ રામ રામ.
શ્રીરામ રામ જનરંજન રામ રામ,
શ્રીરામ રામ ભવભંજન રામ રામ.
શ્રીરામ રામ રવિવંશજ રામ રામ,
શ્રીરામ રામ ભવભેષજ રામ રામ.
શ્રીરામ રામ અવધેશ્વર રામ રામ,
શ્રીરામ રામ પરમેશ્વર રામ રામ.
શ્રીરામ રામ શિવનંદન રામ રામ,
શ્રીરામ રામ રિપુકંદન રામ રામ.
શ્રીરામ રામ દનુજાંતક રામ રામ,
શ્રીરામ રામ નરકાંતક રામ રામ.
શ્રીરામ રામ ધરણીધર રામ રામ,
શ્રીરામ રામ કરુણાકર રામ રામ.
શ્રીરામ રામ મનુજાકૃતિ રામ રામ,
શ્રીરામ રામ કમલાપતિ રામ રામ.
શ્રીરામ રામ નરનાયક રામ રામ,
શ્રીરામ રામ વરદાયક રામ રામ.
શ્રીરામ રામ ગરુડધ્વજ રામ રામ,
શ્રીરામ રામ મન રે ભજ રામ રામ.
શ્રીરામ રામ જપતાં સહુ કષ્ટ જાય,
શ્રીરામ રામ જપતાં શુભ સર્વ થાય.
શ્રીરામ રામ રસના રટતાં સદાય,
શ્રીરામ રામમય વિશ્વ બધું જણાય.

શ્રીરામ રામ રસના રટજો સદાય,
શ્રીરામ રૂપ હૃદયે વસજો સદાય.
શ્રીરામપાદ મુજ મસ્તક તો વિરાજો,
શ્રીરામચંદ્ર અવસાને સહાય થાજો.
જે રામ રામ થઈ રાવણને વિદાર્યો,
જે રામકૃષ્ણ થઈ કંસ કુપાત્ર માર્યો.
જે રામ રાય રણછોડ થઈ બિરાજે,
તે રામનામ બલથી નિજ દાસ ગાયે.

(અનુષ્ટુપ)

આ રામનામની માળા, સદા સોહાય જો ગળે,
રામનામ પ્રભાવેથી, ધામ રામ તણું મળે.

## ૧૧

સુદામાની કથા

શુક કહે સાંભળ નરપતિ, છે સુદામાની નિર્મળ મતિ,
માયા–સુખ ઇચ્છે ન રતિ, સદા મન છે જેનું જતિ;
મુનિનો મર્મ કોઈ કેમ ન લહે, મેલો ઘેલો દરિદ્રી સૌ કહે,
માગ્યા વિના કોઈ કેમ આપે? ઘણાં દુઃખે દહાડા કાપે.

ન મળે કંદમૂળ કે ફળ, કોઈ દિવસ લઈ રહે જળ,
ભૂખ્યાં બાળ જુએ માતું મુખ, સ્ત્રી કહે સ્વામીને દુઃખ;
હું કહેતાં લાગીશ અળખામણી, સ્વામી જુઓ આપણા ઘર ભણી,
ધાતુપાત્ર નહીં કર સહાવા, સાજું વસ્ત્ર નથી સમ ખાવા.

જેમ જળ વિણ વાડી ઝાડવાં, તેમ અન્ન વિણ બાળ–બાળુડાં,
વાય ટાઢ બાળકડાં રૂએ, ભસમ માંહી પેસીને સૂએ;
હું તે ધીરજ કેઈ પેર ધરું? તમારું દુઃખ દેખીને મરું,
નીચા ઘર ભીંતડિયો પડી, શ્વાન માંજાર આવે છે ચડી

અતિથિ ફરી નિર્મુખ જાય, ગાવાનિક ન પામે ગાય,
કરો મંત્ર ભણીને સેવ, નૈવેદ્ય વિના પૂજો દેવ;
પૂજ્ય પર્વણી કો' નવ જમે, જેવો ઊગે તેવો આથમે,
શ્રાદ્ધ સંવત્સરી સહુ કરે, આપણા પિત્રી નિર્મુખ ફરે.

અબોટિયુ ધોતિયુ નવ મળે, સ્નાન કરો છો શીતળ જળે,
વાધ્યા નખ ને વાધી જટા, માંહી ઊડે છે રાખની છટા;
દર્ભ તણી તૂટી સાદડી, નાથ તે પર રહો છો પડી,
બીજે ત્રીજે પામો આહાર, તે મુજને દહે છે અંગાર.

હું દરિદ્ર સમુદ્રમાં બૂડી, એવાતણુમાં એક જ ચૂડી,
નહિ લલાટે દેવા કંકુ, અન્ન વિના શરીર રહ્યું સૂકું;
હુ પૂછું છું લાગી પાય, આવું દુ:ખ કયા સુધી સહેવાય?
તમે દહાડી કહો ભરથાર, માધવ સાથે છે મિત્રાચાર.

જે રહે કલ્પવૃક્ષ તળે, તેને શી વસ્તુ ન મળે?
જે જીવ જળમાં ક્રીડા કરે, તે પ્રાણી કેમ તરસે મરે?
પ્રગટ કરી સેવે હુતાશ, તેને શીત આવે કેમ પાસ?
અમૃત-પાન કીધુ જે નરે, જમકિંકરનો ભય કેમ ધરે?
જેને સરસ્વતી જીભે વમી, તેને અધ્યાત્મ-ચિંતા કશી?
સદ્‌ગુરુના સેવ્યા જેણે ચરણ, તેને શાનું માયા-આવરણ?

ઊથલો

લાજ ન કીજે નાથ માહરા, માધવ મનવાછિત આપશે;
દીન જાણીને દયા આણીને, દરિદ્રનાં દ્રુમ કાપશે.

સુદામા સ્ત્રીને કહે છે

પછી સુદામોજી બોલિયા : સુણ સુંદરી રે!
સાંભળ શિખામણ ઘેલી કોણે કરી રે?
જે નિર્મ્યું છે, તે પામીએ, સુણ સુંદરી રે!
વિધિએ લખી વૃદ્ધિ હાણ, ઘેલી કોણે કરી રે?

સુખ–દુઃખ એ બે મિત્ર છે, સુણ સુંદરી રે!
જાય દેહ ને આત્મા સાથ, ઘેલી કોણે કરી રે?
દીધા વિના ક્યાંથી પામીએ? સુણ સુંદરી રે!
નથી આપ્યુ જમણે હાથ, ઘેલી કોણે કરી રે?
જો ખડધાનને વાવીએ, સુણ સુંદરી રે!
તો ક્યાંથી જમીએ શાળ! ઘેલી કોણે કરી રે?
જળ વહી ગયે શી શોચના? સુણ સુંદરી રે!
જો પ્રથમ ન બાંધી પાળ, ઘેલી કોણે કરી રે?
સંતોષ–અમૃત ચાખીએ, સુણ સુંદરી રે!
હરિ-ચરણે સોંપી મન, ઘેલી કોણે કરી રે?
ભક્તિએ નવનિધ્ય આપશે, સુણ સુંદરી રે!
ધરો ધીર તમે સ્ત્રીજન! ઘેલી કોણે કરી રે?

ઋષિને પત્નીની વિનંતી

પછી આંખ ભરી અબળા કહે: ઋષિરાયજી રે;
મારું જડ થયુ છે મન, લાગું પાયજી રે.
આ જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજી રે;
રૂએ બાળક લાવો અન્ન, લાગું પાયજી રે.
અન્ન વિના તો ચાલે નહિ, ઋષિરાયજી રે;
મોટા જોગેશ્વર હરિભક્ત, લાગું પાયજી રે.
અન્ન વિના ભજન સૂઝે નહિ, ઋષિરાયજી રે;
જીવે અન્ને આખું જગત, લાગું પાયજી રે.
અન્ન વિના ધર્મ સૂઝે નહિ, ઋષિરાયજી રે;
ઊભો અન્ને સકળ સંસાર, લાગું પાયજી રે.
ફેરાનું ફળ જાશે નહિ, ઋષિરાયજી રે;
જઈ જાચો જાદવરાય, લાગું પાયજી રે.

(ઢાળ)

જાવું પડશે સર્વથા, ઘણું રૂએ અબળા રાંક;
અન્ન વિના બાળક ટળવળે, એમાં શું એનો વાંક?

સુદામા દ્વારિકામાં

ઋષિ કહે સાંભળ નરપતિ, સુદામે દીઠી દ્વારામતી;
કનકકોટ ચળકારા કરે, મણિમય રત્ન જડ્યાં કાંગરે.
કોઠા કોષ શોભે છે પર્મ, જેવું વિશ્વકર્માનું કર્મ;
દુર્ગે ધજા ઘણી ફરફરે, દુંદુભિ ઢોલ ત્યાં ગડગડે.
સુદર્શન ફરતું ત્યાં સોહે, ગંભીરનાદ સાગર મન મોહે;
ત્યાં તો ગોમતી સંગમ થાય, ચારે વર્ણ આવીને નહાય.
પરમ ગતિ પ્રાણી પામે ઘણાં, નથી મુક્તિપુરીમાં મણા;
ઋષિ સુદામે કીધું ત્યાં સ્નાન, પછી પુરમાં પેઠા ભગવાન.
નગરલોક જોવા બહુ મળે, ખીજવે બાળક પૂંઠળ પડે;
જાદવ-સ્ત્રી તાળી દઈ હસે, ધન્ય નગર આવો નર વસે.
કીધાં હશે વ્રત-તપ અપાર, તે સ્ત્રી પામી હશે આ ભરથાર;
કોઈ કહે ઇંદ્ર, કોઈ કહે કામ, એને રૂપે હારશે કેશવરામ.
પતિવ્રતાનાં મોહશે મન, મર્મવચન બોલે સ્ત્રીજન;
કોઈ કહે હાઉ આવ્યો વિકરાળ, દેખાડો રોતાં રહેશે બાળ.
ઘણી ચેષ્ટા પૂંઠળથી થાય, સુણી સુદામા હસતા જાય;
પૂંઠે બાળક કાંકરા નાખે, ઋષિ રામકૃષ્ણ મુખે ભાખે.
પાડે તાલી વજાડે ગાલ, પૂંઠે ફરી વળ્યાં નાનાં બાળ;
કોઈ વૃદ્ધ જાદવે દીઠા ઋષિ, સાધુની દૃષ્ટિ એણે ઓળખી.
તેણે બાળક સહુ કાઢ્યાં હાંકી, પૂછ્યા સમાચાર ઊભા રાખી;
'કૃપાનાથ, ક્યાંથી આવિયા? આ પુરને કેમ કીધી માયા?'
એવું પૂછવાથી સુદામા કહે: 'રાજમંદિર દેખાડો કેટલે?'
જાદવે દેખાડ્યું રાજદ્વાર, ચાલ્યા સુદામા તેણી વાર,

શ્રીકૃષ્ણ અને દ્વારિકાનો ઠાઠ

શોભે હાટ ચૌટા ને ચોક, છજાં ઝરૂખા બારી ગોખ;
અટારી જાળી મેડી માળ, જડીત્ર કઠેરા ઝાકઝમાળ.
ચળકે કામ ત્યાં મીનાકારી, અમરાપુરી નાખું ઓવારી;
દ્વારપાળ દિગ્પાળ સમાન, ધામ ધામે જાણે ઊગ્યા ભાણ!
સભામાં સ્ફાટિકમણિના સ્થંભ, થઈ રહ્યો છે નાટારંભ;
મૃદંગ ઉપંગ મધુરા તાલ, ગાય ગુણીજન ગીત રસાળ.
રમકઝમક ઘૂઘરી થાય, ઋષિ સુદામો જોતા જાય;
ધજા-પતાકા કળશ બિરાજે, ઘેર ઘેર દુંદુભિ બાજે.
બોલે શરણાઈ ને નફેરી, ઉચ્છવ મંગળ શેરીએ શેરી,
હરતા ફરતા હીંડે ઘોડા, બાંધ્યા હેમતણા અછોડા.
ડોલે મદગળતા માતંગ, ગજશાળાનો નવલો રંગ;
હેમકળશ ભરી આવે પાણી, દાસીઓ તો જાણે ઇંદ્રાણી!
છપ્પન કોટિ જાદવની સભા, નવ રાખે દાનવની પ્રભા;
અનંત યોદ્ધા ઊભા પ્રતિહાર, સાચવે શામળિયાનું દ્વાર
ત્યાં સુદામો ફેરા ફરે, સંકલ્પ વિકલ્પ મનમાં કરે;
'ગહન દીસે છે કરમની ગતિ, બેઉ એક ગુરુના વિદ્યારથી.
એ થઈ બેઠો પૃથ્વીપતિ, મારા ઘરમાં ખાવા રજ નથી;
રમાડતો ગોકુળમાં માંકડા, ગુરુને ઘેર લાવતો લાકડાં;
તે આજ બેઠો સિંહાસન ચડી, મારે તુંબડી ને લાકડી.'
જ્યાં ત્યાં સુદામાને સૌ વાળે વાત પૂછી જઈ દ્વારપાળે;
'મા'નુભાવ કેમ કરુણા કરી?' તવ સુદામે વાણી ઉચરી.
'હું દુર્બળ બ્રાહ્મણ અવતાર, માધવ સાથે છે મિત્રાચાર;
પ્રભુને જઈ કહો પ્રણામ, આવ્યો વિપ્ર સુદામો નામ.'

વલણ

'નામ સુદામો જઈ કહો.' ગયો ઘરમાં પ્રતિહાર રે;
એક દાસી સાથે કહાવિયો, શ્રીકૃષ્ણને સમાચાર રે.

કૃષ્ણ-સુદામાની ભેટ

એવે દાસી ધાતી આવી, તેડી નાથે પાસે બોલાવી;
બોલી સાહેલી શિર નામી: 'દ્વારે દ્વિજ આવ્યો કોઈ સ્વામી.
ન હોય નારદ અવસ્યમેવ, નહિ વસિષ્ઠ કે વામદેવ;
ન હોય દુર્વાસા કે અગસ્ત્ય, મેં તો ઋષિ જોયા છે સમસ્ત.
નથી વિશ્વામિત્ર કે અત્રિ, નથી લાવ્યો ચિઠ્ઠી કે પત્રી;
દુઃખી દરિદ્ર સરખો ભાસે, એક તુંબીપાત્ર છે પાસે.
પિંગળ જટા ભસ્મે ભરિયો, ક્ષુધારૂપી સ્ત્રીને વરિયો;
શેરીએ શેરીએ થોકાથોક, તેને જોવા મળ્યા છે લોક.
તેણે કહાવ્યું કરી પ્રણામ: 'મારું વિપ્ર સુદામો છે નામ;'
એમ દાસી કહે કરજોડ, ખરો ખરો કહે રણછોડ.
મારો બાળસ્નેહી સુદામો, હું દુખિયાનો એ વિસામો;
ઊઠી ધાયા જાદવરાય, નવ મોજાં પહેર્યાં પાય.
પીતાંબર ભૂમિએ ભરાય, રાણી રુક્મિણી ઊંચું સા'ય;
અતિ આનંદે ફૂલી કાય, હરિ દોડે ને શ્વાસ ન માય.
પડે આખડે બેઠા થાય, એક પળ તે જુગ સમ થાય;
કહ્યું રાણીઓને ભગવાન, પૂજાથાળ કરો સાવધાન.
હું જે ભોગવું રાજ્યાસન, તે તો એ બ્રાહ્મણ તણું પુણ્ય;
જે કોઈ નમશે એના ચર્ણ આલી, તે નારી મને બહુ વા'લી.
તવ સ્ત્રી સહુ પાછી ફરતી, સામગ્રી પૂજાની કરતી;
સૌ કહે માહોમાહી 'બાઈ, કેવા હશે કૃષ્ણના ભાઈ?
જેને શામળિયાશું સ્નેહ, કંદર્પ સરખો દેહ!'
લઈ પૂજાના ઉપહાર, રહી ઊભી સોળ હજાર.
બાઈ લોચનનું સુખ લીજે, આજ જેઠનું દર્શન કીજે;
ઋષિ શુકજી કહે સુણ રાય, શામળિયોજી મળવા જાય.
છબીલેજીએ છૂટી ચાલે, દીધી દોટ શ્રી દીનદયાળે;

સુદામે દીઠા કૃષ્ણદેવ, છૂટ્યાં આંસુ શ્રાવણનેવ.
જુએ કૌતુક ચારે વર્ણ, કયાં આ વિપ્ર કયાં અશરણ-શર્ણ?
જુએ દેવ વિમાને ચડિયા, પ્રભુ ઋષિજીને પાય પડિયા.
હરિ ઉઠાડ્યા ગ્રહી હાથ, ઋષિએ લીધા હૈડા સાથ;
મળ્યા જાદવ જોવા પૂંઠે, પ્રેમ આલિંગન નવ છૂટે.
મુખ અન્યોઅન્યે જોયાં, હરિનાં આંસુ સુદામે લોયાં;
તુંબી પાત્ર ઉપાડી લીધું, દાસત્વ દયાળે કીધું!
'ઋષિ, પાવન કર્યું મુજ ગામ, હવે પવિત્ર કરો મુજ ધામ.'
તેડી આવ્યા વિશ્વાધાર, મંદિરમાં હરખથી અપાર.
તેડી ગયા ઘરમાં મુરારિ, જોઈ હાસ્ય કરે સૌ નારી;
ઘણું વાંકાબોલાં સત્યભામા: 'આવા કૂટડા મિત્ર સુદામા!
હરિ તેને ઊઠીને શું ધાયા? ભલી નાનપણાની માયા!
ભલી જોવા સરખી જોડી: એક ચંદન, એક શખોડી!
જો કોઈ બાળક બા'ર નીકળશે, તો તે કાકાને દેખી ડરશે!'
તવ બોલ્યાં રુકિમણી રાણી: 'તમે બોલો છો શું એમ જાણી?'

વલણ

શું બોલો વિસ્મે' થઈ? હરિભક્તને ઓળખો નહીં!'
બેસાડ્યા મિત્રને શય્યા પર, ઢોળે વાયુ હરિ ઊભા રહી.

સુદામાને સમાચાર પૂછે છે:

ગોવિંદે માંડી ગોઠડી: 'કહોને મિત્ર અમારા,
સાંભળવા આતુર છું, સમાચાર તમારા. ગોવિંદ૦
શે દુઃખે તમે દૂબળા? એવી ચિંતા કેહી?
લાજ મૂકીને કહો મને, મારા બાળસનેહી! ગોવિંદ૦
કોઈ સદ્‌ગુરુ તમને મળ્યા, તેણે કાન જ ફૂંક્યો,
વૈરાગી ત્યાગી થયા, શું સંસારને મૂક્યો? ગોવિંદ૦

શરીર પ્રજાળ્યુ જોગથી, તપના દુઃખે દેહી,
છો કયા કષ્ટથી દૂબળા, મારા બાળસનેહી? ગોવિંદ૦
કે શત્રુ કોઈ માથે થયો, ઘણા દુઃખનો દાતા?
કે કોઈ કાંઈ ચોરી ગયુ, તેણે નહીં સુખશાતા? ગોવિંદ૦
ધાતુપાત્ર કને નહીં, આવ્યા તુંબડું લેઈ;
વસ્ત્ર નથી કાંઈ પહેરવા, મારા બાળસનેહી! ગોવિંદ૦
કે સુખ નથી સંસારનું, કાંઈ કરમના દોષે?
ભાભી અમારાં વઢકણાં, તે શું લોહીડું શોષે? ગોવિંદ૦
કે શું ઉદર ભરાતું નથી, તેણે સૂકી દેહી?
એ દુઃખમાં કિયુ દુઃખ છે, મારા પૂર્વ સનેહી!' ગોવિંદ૦
પછી સુદામોજી બોલિયા, પ્રભુને શીશ નામી;
'તમારું અજાણ્યું કાંઈ નથી, છો અંતરજામી. ગોવિંદ૦
અમને તો દુઃખ વિજોગનું, નહીં પ્રભુજી પાસે;
આજ હરિને હું જો મળ્યો, પિંડ પુષ્ટ જ થાશે.' ગોવિંદ૦

વાર્તાલાપ

પછી શામળિયાજી બોલિયા : તને સાંભરે રે?
હાજી, નાનપણાની પેર, મને કેમ વીસરે રે?
આપણે બેઉ સાથે રહ્યા, તને સાંભરે રે?
હાજી, સાંદીપનિ ઋષિને ઘેર, મને કેમ વીસરે રે?
અન્ન-ભિક્ષા માગી લાવતા, તને સાંભરે રે?
હાજી, જમતા ત્રણે ભ્રાત, મને કેમ વીસરે રે?
આપણે સૂતા એક સાથ રે, તને સાંભરે રે?
સુખદુઃખની કરતા વાત, મને કેમ વીસરે રે?
પાછલી રાતના જાગતા, તને સાંભરે રે?
હાજી, કરતા વેદની ધૂન, મને કેમ વીસરે રે?

ગુરુ આપણા ગામે ગયા, તને સાંભરે રે?
હાજી, જાચવાને કોઈ મુન્ય, મને કેમ વીસરે રે?
કામ દીધું ગોરાણીએ, તને સાંભરે રે?
કહ્યું: 'લઈ આવોને કાષ્ઠ,' મને કેમ વીસરે રે?
શરીર આપણાં ઊકળ્યાં, તને સાંભરે રે?
હાજી, માથે છાયો અરિષ, મને કેમ વીસરે રે?
સ્કંધે કહોવાડા ધર્યા, તને સાંભરે રે?
ઘણું દૂર ગયા રણછોડ! મને કેમ વીસરે રે?
વાદ વધ્યા ત્રણે બાંધવો, તને સાંભરે રે રે?
હાજી, ફાડ્યું મોટું ખોડ, મને કેમ વીસરે રે?
ત્રણે ભારા બાધ્યા દોરડે, તને સાંભરે રે?
હાજી, આવ્યા બારે મેહ, મને કેમ વીસરે રે?
શીતળ વાયુ વાયો ઘણો, તને સાંભરે રે?
ટાઢે થરથર ધ્રૂજે દેહ, મને કેમ વીસરે રે?
નદીએ પૂર આવ્યું ઘણું, તને સાંભરે રે?
ઘન વરસ્યો મુશળધાર, મને કેમ વીસરે રે?
એકે દિશા સૂઝી નહિ, તને સાંભરે રે?
થયા વીજ તણા ચમકાર, મને કેમ વીસરે રે?
ગુરુજી ખોળવા નીસર્યા, તને સાંભરે રે?
કહ્યું: 'સ્ત્રી, તેં કીધો કેર!' મને કેમ વીસરે રે?
આપણને હૃદગે ચાંપિયા, તને સાંભરે રે?
પછી તેડી લાવ્યા ઘેર, મને કેમ વીસરે રે?
તે દિનથી જુદા પડ્યા, તને સાંભરે રે?
હાજી, ફરીને મળિયા આજ, મને કેમ વીસરે રે?
હું તુજ પાસે વિદ્યા ભણ્યો, તને સાંભરે રે?
મને મોટો કર્યો, મહારાજ! મને કેમ વીસરે રે?

વલણ

મહારાજ લાજ નિજ દાસની, વધારો છો શ્રીહરિ !
પછી દારિદ્ર ખોવા દાસનાં, સૌમ્ય દષ્ટિ શ્યામે કરી.

ભગવાન સુદામાના તાદુલ આરોગે છે

સૌ દેખતાં સુદામા સાથે, ગોષ્ઠિ ગોવિંદે કીધી;
દારિદ્રય ખોવા હાથમાં તાંદુલ ભેટ લીધી.
'સુદામા, મેં આ અવનિમાં લીધા બહુ અવતાર રે;
પણ આ તાંદુલના સ્વાદ જેવો નથી આરોગ્યો કોઈવાર રે.
મોટા મોટા મિત્ર છે મારા, ધ્રુવ અંબરીષ પ્રહ્‌લાદ રે;
પણુ આ તાંદુલનો એકે મિત્રે, દેખાડ્યો નથી સ્વાદ રે.
તુચ્છ ભેટ ભારે કરી માની, વિચારે શ્રી ભગવાન રે;
'સાત જન્મ સુધી સુદામે, નથી કીધાં પુણ્ય કે દાન રે.'
જાચકરૂપ થયા જગજીવન, પ્રીત હૃદેમાં વ્યાપી રે;
મુખમાં મુષ્ટિ તાંદુલ મૂક્યા, દારિદ્રય નાખ્યાં કાપી રે.
કરમાં તાંદુલ ગાંઠડી લીધી, તે સાથે દુઃખ મોડ્યાં રે;
જેમ ગાંઠો છોડી, તેમ નાથે ભવનાં બંધન તોડ્યાં રે.
જ્યારે તાદુલ મુખમાં મૂક્યા, ઊડી છાપરી આકાશ રે;
તે સ્થાનકે સુદામા માટે, થયા સુવર્ણ–આવાસ રે.
અષ્ટ મહાસિદ્ધિ ને નવ નિધિ, તે મોકલી વણમાગી રે;
પણ સુદામા નથી જાણુતા, ભવની ભાવટ ભાંગી રે.
હાથી ડોલે, દુંદુભિ બોલે, ગુણીજન ગાય છે સાખી રે;
રત્નજડિત હિંડોળો હેમનો, હીંચે છે હરિણાક્ષી રે.
હીરા રત્ન કનક ધન કોટિ, હાર્યો દ્રવ્યે કુબેર રે;
કોટિ ધ્વજ લાખેણું વાગે, છપન ઉપર ભેર રે.

સુદામાજી ઘેરે વિદાય થાય છે

શુકજી કહે સાંભળ રાજન્, પરમ કથા આ પ્રૌઢ પાવન;
હાસ્ય વિનોદ આનંદ કરી, પછી સુદામે કહ્યું : 'શ્રીહરિ,
હવે ઘેર જવું, જગજીવન!' પ્રભુ કે': 'પધારો સ્વામિન્!
વળી કૃપા કરજો કોઈ સમે'—એમ ખાલી હાથે ઘણું નમે.
પાદર સુધી વળાવા જાય, કોડી મૂકી નહિ કરમાંય;
વળગ્યા ખેલડીએ વિશ્વાધાર, જાતાં સુદામે કર્યો વિચાર:
'એના વૈભવ પાસે વજ્યો છેક, મને કોડી ન આપી એક;
સ્રીની ચોરી મનમાં ધારી, કંઈક ગુપ્ત આપશે શ્રીહરિ.'
માધવ મારગે વળાવા ગયા, ઋષિ સુદામા ઊભા રહ્યા;
'વિઠ્ઠલ, હવે પાછા વળો,' તવ ભેટીને રોયા શામળો.
વળ્યા કૃષ્ણ પાછા 'મળજો' કહી, પણ કરમાં કાંઈ મૂક્યું નહિ;
ઋષિ સુદામે મૂક્યો નિઃશ્વાસ, ચાલ્યા વાટે થઈને નિરાશ.
'હું માગવા આવ્યો મિત્ર કને, તે પે મૃત્યુ શે ના'વ્યુ મને?
એકાંતરા જો મળીએ અન્ન, કંદમૂળ કીજે પ્રાશન;
ભૂખે મરે બાલકડાં નાના, ખવડાવીએ સૂકાં પાંદડાં.
પવન પ્રાશીને ભરીએ પેટ, નીચ પુરુષની કરીએ વેઠ;
કાષ્ઠ કે તૃણ વિક્રય કરી, અથવા પરઘેર પાણી ભરી.
અથવા વિષ પીને પોઢીએ, મિત્ર કને ન કર ઓડીએ;
અજાચક વ્રત મૂક્યું આજ, ખોઈ લાખ ટકાની લાજ.
દામોદરે કરી સારી દયા, મૂળગા મારા તાંદુલ ગયા!
કૃપણને ધન હોય ઘણું, એને નગર છે સોનાતણું;
એને આપતાં ઓછું શું થાત? મારી ભવની ભાવટ જાત!
બાંધી મૂઠીની મિત્રાચાર, મોટો નિરદય નંદકુમાર.'
વળી સુદામા જોય વિચારી: 'ભાવે ભેટ્યા મને શ્રીહરિ.
આસન વ્યંજન એ મળ્યું, કરે કોણ સત્કાર એટલું?

કૃપા કરી મને જગદાધાર, પણ મારું જ કર્મ કુઠાર;
ભાજી-પત્રનો કરી આહાર, એણે વિદુરને તાર્યો પાર.'
વિવેક જ્ઞાન સુદામે વિચાર્યું: 'ધન ના'પ્યું તે સારું કર્યું;
ધને કરી મને મદ થાત, ભક્તિ પ્રભુની ભૂલી જાત.
કૃષ્ણે કરુણા મુજ પર કરી, દુઃખ દારિદ્ર લીધું ન હરી;
સુખમાં વાધે ક્રોધ ને કામ, દુઃખમાં સાંભરે કેશવરામ.'

સુદામાજીનો સુવર્ણમહેલ

શુકજી ભાખે હરિ-ગુણ ગ્રામજી, સુદામે દીઠાં કંચન ધામજી.
મેડી અટારી અદ્‌ભુત કામજી, ઋષિ વિચારે ભૂલ્યો ઠામજી.

(ઢાળ)

ઠામ ભૂલ્યો પણ ગ્રામ નિશ્ચે, ધામ કોઈ ધનવંતનાં;
એ ભવનમાં વસતાં હશે, જેણે સેવ્યાં ચરણ ભગવંતનાં.
એવું વિચારી વિપ્ર વળિયો, બધું નગર અવલોકન કરી;
ઋષિ ઇચ્છા આણી સર્વ જોતાં, તે ભવને પાછા ફેરા ફરી.
સુદામોજી સંશય પડ્યા, વિચાર કરે વેગળા જઈ:
'આ ભવન કોણે કર્યાં હશે? પર્ણકુટિ મારી ક્યાં ગઈ?
એ વિશ્વકર્મા રચી રચના, મનુષ્ય પામર શું કરે?
કુટુંબ મારું ક્યાં ગયું? ઋષિ વામ-દક્ષિણ ફેરા ફરે!
કોઈ કીર્તિ બોલે હસ્તી ડોલે, હય ઊભા બહુ હણહણે;
દાસી કનક કળશ ભરી લાવે પાણી, ઊભા અયુત સેવક આંગણે.
દુંદુભિ વાજે, ઢોલ ગાજે, મંડપ તાંડવ થાય છે;
મૃદંગ ધમકે ઘૂઘરી ઘમકે, ગુણ ગુણીજન ગાય છે.'
જોઈ સુદામે નિઃશ્વાસ મૂક્યો: 'કોઈ છત્રપતિનાં ઘર થયાં;
આશ્રમ ગયાનું દુઃખ નથી, પણ બાળ મારાં ક્યાં ગયાં?
હોમ શાળા, રુદ્રાક્ષ માળા, મારી પત્ર-કુશની સાદડી;
ગોપી-ચંદન સંમાર્જની ગઈ, વિપત્ય આવી ક્યાં પડી?

દૈવની ગત્ય ગહન દીસે, પડ્યો પ્રાણ કર્મ આધીન;
કુટુંબ વિટંબની વેદના, હુંને દૈવે દંડ્યો દીન!
તૂટી સરખી ઝૂંપડી ને લૂંટી સરખી નાર;
ભૂખ્યાં સરખાં છોકરાં, નવ મળ્યાં બીજી વાર!'
સંકલ્પ–વિકલ્પ કોટિ કરતાં, ઋષિ આવાગમન દોરે ચડ્યા,
બારીએ બેસી પંથ જોતાં, નિજ કંથ સ્ત્રી–દષ્ટે પડ્યા.
સાહેલી એક સહસ્ર લઈને, સતી જતી પતિને તેડવા;
જળઝારી ભરી નારી જાય, જાણે હસ્તિની કળશ રેડવા.
સુદામે જાણી આવી રાણી, ઇંદ્રાણી કે રુક્મિણી;
સાવિત્રી કે સરસ્વતી, કે શક્તિ શિવશંકર તણી.
સાહેલી સહુ વીંટી વળી, પદમણી લાગી પાય;
પૂજા કરીને પાલવ ગ્રહ્યો, તવ ઋષિ નાઠા જાય!
થરથર ધ્રૂજે ને કાંઈ ન સૂઝે, છૂટી જટા ઉઘાડે શીશ;
હસ્ત ગ્રહવા જાય સુંદરી, ઋષિજી પાડે ચીસ.
'હું સેજે જોઉં છું ઘર નવાં, મને નથી કપટ વિચાર,
હું વૃદ્ધ ને તમો તરુણ નારી, કઠણ લોકાચાર.
ભોગાસક્ત હું નથી આવ્યો, પરમેશ્વરની આણ;
જાવા દો મને કાં દમો? તમારું હજો કલ્યાણ!
આંગણામા કોઈ નર નથી, દીસે છે સ્ત્રીયા રાજ્ય;
તમને પાપણીઓ પરમેશ્વર પૂછશે, મને કાં આણ્યો વાજ્ય?'
ઋષિપત્ની કહે: 'સ્વામી મારા, તમે રખે દેતા શાપ;
દારિદ્રય ગયા, નવાં ઘર થયાં, શ્રીકૃષ્ણચરણ પ્રતાપ.'
એવું કહી કર ગ્રહીને ચાલી, તું સાભળ પરીક્ષિત ભૂપ;
સુદામો પેઠા પોળમા, થયુ કૃષ્ણ સરખું રૂપ.

(ઢાળ)

વીરક્ષેત્ર વડોદરું, ગુજરાત મધ્યે ગામ;
ચતુર્વિંશી જ્ઞાતિ બ્રાહ્મણ, ભટ્ટ પ્રેમાનંદ નામ.

ઉદર નિમિત્ત કરી, સેવ્યુ ગામ નંદરબાર;
નંદીપુરામાં કથા કીધી, જથા બુદ્ધિ અનુસાર.
બુદ્ધિમાને કથા કીધી, કરનારે લીલા કીધી;
ભટ્ટ પ્રેમાનંદ નામ મિથ્યા, શ્રોતા બોલો જે હરિ હરિ.

૧૨

સ્વર્ગની નિસરણી (જમપુરનાં દુઃખ)

ધર્મરાય ધર્મપુરીમાં બેઠા, જમડાને આજ્ઞા આપી રે રામ;
પાપી દુષ્ટોને બાંધી રે લાવો, રક્ષા ભક્તોની કરવી રે રામ.
એવું કહેતાં ચાર જમડા રે ચાલ્યા, મૃત્યુલોકમાં આવ્યા રે રામ;
પાપી પાખંડીને કેમ ઓળખીએ, હરિના જન કેમ જાણીએ રે રામ.
સવારના પહોરમાં ન્હાય પૂજે જે, પુણ્ય ને દાન જે કરતા રે રામ;
ઈ એંધાણે ભક્તોને જાણવા, પાપી ચંડાલોને બાંધો રે રામ.
એવું કહેતાં ચાર જમડા રે ચાલ્યા, રાજાના દેહમાં પેઠા રે રામ;
પહેલો કહે હું તો તાવ જ થઈને, રાજાના હાડમાં પેસું રે રામ.
બીજો કહે હું તો દવા લઈને, ગામનો વૈદ થઈ બેસું રે રામ;
ત્રીજો કહે હું તો જોષી થઈને, જોષ રાજાના જોઉં રે રામ.
ચોથો કહે હું તો મહાજન થઈને, મસાણમાં એને કાઢું રે રામ;
એવું કહેતાં ચાર જમડા રે ચાલ્યા, રાજાના પુરમાં પેઠા રે રામ.
રાજાની દાસી વૈદ પોકારે, વૈદને વહેલા બોલાવો રે રામ;
તાવ તરિયો ને એકાંતરિયો, ચોથિયો જમડા ન જાણે રે રામ.
વૈદે દવાની પડીકી બે આપી, રાજાના હાંજા ગગડિયા રે રામ;
સગાં-વહાલાં સૌ ટોળે થઈ બેઠાં, આસપાસ એની ફરતાં રે રામ.
પણ જીવ ચાલ્યો ગયો એથી, કલ્પાંત બહુવિધ કરતાં રે રામ;
પાદર સુધી વળાવવા સૌ ચાલ્યાં, વહાલાં વળાવીને વળિયાં રે રામ.
પાછું વળી વળી પ્રાણી જુએ છે, ક્યાં ગયાં સગાં ને વહાલાં રે રામ;
વહાલાં વળાવી સૌ પાછાં પળિયાં, વનનાં થયાં કાઇ વહાલાં રે રામ.

પહેલી પગથી જેમ તેમ પ્રાણી ચડિયો,
ખીજીએ દીઠા છે ભાલા રે રામ;
આ રે ભાલામાં કેમ ચલાશે? હવે તે શી ગતિ થાશે રે રામ?
ભાલા દેખી પ્રાણી થરથર કંપે, ધ્રુસકે રોવા બેઠો રે રામ;
ભલો રે જમડો એને ફરીફરી પૂછે, શાં કર્યાં છે પુણ્યદાન તેં રામ?
નથી રે કર્યાં મેં તો પુણ્ય ને દાન કંઈ,
દયાનો મારગ ભૂલ્યો રે રામ;
હું શું જાણું આવી વિપત્તિ પડશે, જમડાનો મારગ કરડો રે રામ.
લોઢાની ગેડીએ પ્રાણીને મારે, બૂમબરાડા પાડે રે રામ;
બીજી પગથી જેમ તેમ પ્રાણી ચડિયો,
ત્રીજે દીઠા ઘણા કાંટા રે રામ.
આ રે કાંટામાં કેમ ચલાશે? હવે તે શી ગત થાશે રે રામ?
જો રે જોડાનાં દાન આપ્યાં હોય પ્રાણી,
તો તને પાર ઉતારે રે રામ.
જોડા આપ્યા હોય તો મને કહેજે, હું તને આણી આપું રે રામ;
ફરી ફરી તમે મને શું રે પૂછો છો? નથી કીધાં પુણ્યદાન કંઈ રામ.
ભલા રે જમડાને દયા આવી દિલમાં,
જોડા એણે લાવી આપ્યા રે રામ;
પણ ભૂંડા જમડાની નજરે તે પડિયા,
ધોલ મારી લઈ લીધા રે રામ.
દેવના ચોર કહે તેં શું કીધું? ઉત્તમ દેહ તને આપી રે રામ;
ફરી ફરી હવે મનખો નહિ આવે, લખચોરાશીમાં પડવું રે રામ.
ત્રીજી પગથી પ્રાણી જેમ તેમ ચડિયો,
ભૂખ તરસ બહુ લાગી રે રામ;
આ રે ભૂખો વેઠી કેમ ચલાશે? હવે તે શી ગત થાશે રે રામ?
ઓ પેલા ઓ પેલા ભંડાર ભરિયા, તેમાંથી કંઈ મને આપો રે રામ;

દયા કરી શેર અન્ન આપો કોઈ, ઉરે બળુંબળું થાતું રે રામ.
ભલા રે જમડાને દયા આવી દિલમાં, થોડું ખાવા આણી દીધું રે રામ;
લક્ષપતિ ભાઈ હું રે કહેવાતો, વહાણો મારે ઘેર ચાલે રે રામ.
તેમાંથી કંઈ તારે હાથે આપ્યાં હોય, તો તારી સાથે આવે રે રામ;
ચંબુ ઝારી એક કોરાણે મેલી, ખોખરી દોણી આપી રે રામ.
ચોથી પગથી જેમતેમ પ્રાણી ચડિયો, પાંચમી પર લોહી દીઠાં રે રામ;
આ રે રુધિરમાં કેમ ચલાશે? હવે તે શી ગત થાશે રે રામ?
જો ગાયોનાં દાન આપ્યાં હોય પ્રાણી, તો તને પાર ઉતારે રે રામ;
નથી કર્યાં મેં પુણ્ય કે દાન કંઈ, દયાનો મારગ ભૂલ્યો રે રામ;
ભૂંડો રે જમડો ફટકા બહુ મારે, જીવ રડે કોઈ છોડાવો રે રામ.
પાંચમી પગથી જેમ તેમ પ્રાણી ચડિયો,
છઠ્ઠીએ અગનથંભ દીઠા રે રામ;
એ અગ્નિ-સ્થંભે બાધો આણીને, અધું બાળો એનું અંગ રે રામ.
જોઈને જીવ ઘણો ગભરાયો, ઊડતાં દેખ્યાં વિમાન ત્યાં રામ;
વિમાન ઊભાં રાખીએ તુજ માટે, શું કર્યાં છે પુણ્યદાન તેં રામ?
ઉનાળે પરબો બંધાવે પાણીની, ચોમાસામા સ્થાન આપ્યાં હોય રામ.
શિયાળે અંગ ઢાંક્યાં હોય અનાથનાં,
ભૂખ્યાને ભોજન આપ્યાં હોય રામ;
બ્રહ્મભોજન જો કરાવ્યાં હોય પ્રેમે, તેના જો ઊડે વિમાન આ રામ.
છઠ્ઠી પગથી જેમ તેમ પ્રાણી ચડિયો, સપ્ત નર્ક કુંડ દીઠા રે રામ;
ચોરે બેસી જેણે ચાડિયો ખાધી, જૂઠી શાખો જેણે પૂરી રે રામ.
દાન દયા ધર્મ સર્વે વિસાર્યાં, તેને એ કુંડમાં નાખો રે રામ;
આ કુંડનાં દુઃખ કેમ સહેવાશે? હવે તે શી ગત થાશે રે રામ?
કાનખજૂરા કાનમાં પેસે, હાડિયા આંખો કોતરશે રે રામ;
ભક્તિ વિના પ્રાણી આ ગતિ તારી, દુઃખ ઘણાં ઘણાં પડશે રે રામ.
સ્વર્ગ-નિસરણીનાં સાત પગથિયાં, શીખે સુણે શુભ વર્તે રે રામ;
ભટ્ટ પ્રેમાનંદ એમ કહે છેઃ વૈકુંઠમાં વાસ થાશે રે રામ.

## ૧૩–વિવેક વણજારો

### નિવૃત્તિ–પ્રવૃત્તિનો જીવને બોધ

સંત સાધુને હું નમું, વણજારા રે,
સદ્દગુરુને લાગું પાય, સમજ મન મારા રે. (ટેક)
સમરણ કરીએ શ્રીરામનું, વણજારા રે,
પદબંધ મનોહર થાય. સમજ૦
કાયા–નગર સોહામણું, વણજારા રે,
ત્યાં વસવા કીધું ગામ. સમજ૦
ત્યાં આણ ફરે છે તાહરી, વણજારા રે,
પુરનાયક ચાલે નામ. સમજ૦
તેમાં તું ક્રીડા કરે, વણજારા રે,
વિસાર્યો શ્રી જગદીશ. સમજ૦
પટરાણી બે પ્રેમદા, વણજારા રે,
તેનાં પ્રવૃત્તિ–નિવૃત્તિ નામ. સમજ૦
પ્રવૃત્તિ વખાણે ભોગને, વણજારા રે,
નિવૃત્તિ વખાણે રામ. સમજ૦

### નિવૃત્ત–પ્રવિત્તિની જુદી જુદી સમજણ

નિવૃત્તિ કહે મારા નાથજી, વણજારા રે,
તમે મૂકો ભોગવિલાસ;
સમજ મન મારા રે. (ટેક)
કાયાનગર છે કારમું, વણજારા રે,
તે જૂઠાની શી આશ? સમજ૦
બંધ બાંધ્યા મહીં જળતણા, વણજારા રે,
હાડ–માંસ–રુધિર ને ચામ. સમજ૦
શરીર એવું જાણવું, વણજારા રે,
માટે સમરીએ શ્રીરઘુવીર. સમજ૦

માત-પિતા-સુત-સુંદરી, વણજારા રે,
વળી મિત્ર સહોદર બંધ સમજ૦
અંતે કોઈ તારું નથી, વણજારા રે,
છે જીવતાનો જ સંબંધ સમજ૦
પ્રવૃત્તિ રાણી પછી બોલિયા, વણજારા રે,
હેતે નાખી ગળામાં હાથ. સમજ૦
ધંધો કરી ધન લાવીએ, વણજારા રે,
તો આવે અંતે કામ સમજ૦
ઠગ સાધુ, બ્રાહ્મણ ઘણા, વણજારા રે,
નહિ દેશો કોડી દામ સમજ૦
આપણે સુખ ખાઈએ-પીએ, વણજારા રે,
રૂડા રમતા દહાડા જાય સમજ૦
વેપાર કરી ધન લાવીએ, વણજારા રે,
નામ લખેશરી કહેવાય સમજ૦
ખાધુપીધુ તે આપણું, વણજારા રે,
કોઈને દઈએ નહિ દામ. સમજ૦
દહાડા ભોગ કમાઈના, વણજારા રે,
પછી પાછળ જપશું રામ સમજ૦
પ્રવૃત્તિની શિખામણ સુણી, વણજારા રે,
પછી રીઝયો મૂઢ અજાણ. સમજ૦
ગોખ-ઝરૂખા, માળિયા વણજારા રે,
સાત ભૂમિના સરસ નિવાસ સમજ૦
એક દિવસ મેલી જવું, વણજારા રે,
શમશાને કરવો વાસ સમજ૦
માલમતા વૈભવ ઘણા, વણજારા રે,
મણિ માણેક મોતી અનેક સમજ૦

જમ-કિંકર ગ્રહી ચાલશે, વણજારા રે,
સાથે કોડી આવે નહિ એક. સમજ૦
કર્મ-કમાઈ તે આપણી, વણજારા રે,
જે આવે જીવની સાથ. સમજ૦
વૈતરણીમાં બૂડતાં, વણજારા રે,
મુકાવે શ્રી રઘુનાથ. સમજ૦
નિવૃત્તિનાં વાકય સાંભળી, વણજારા રે,
કંઈક આવ્યો ઉર વૈરાગ. સમજ૦
પ્રવૃત્તિ રાણીએ જાણિયુ, વણજારા રે,
એણે ભોગ કીધો છે ત્યાગ. સમજ૦
નિવૃત્તિ થઈ અળખામણી, વણજારા રે,
પ્રવૃત્તિ વહાલી પ્રાણ. સમજ૦
પ્રવૃત્તિ કહે પિયુ સાંભળો, વણજારા રે,
રખે શોકયનો કરતા સંગ. સમજ૦
પળ એક પાસે બેસશે, વણજારા રે,
કરશે ઘર સંપત્તિ-ભંગ સમજ૦
ભેખ એનો ભિખારીનો, વણજારા રે,
જોગી કીધાનો અભિલાખ. સમજ૦
એની શિખામણ માનશો, વણજારા રે,
તો ચોળાવશે એ રાખ. સમજ૦
દૃખીતી અભાગણી, વણજારા રે,
જેનાં જ્ઞાન વૈરાગ્ય છે તન. સમજ૦
વેષ સર્વ વિધવા સમો, વણજારા રે,
કરે તમને અપશુકન. સમજ૦

૧૪

જીવના વચન

નાયક કહે સુણ સુંદરી, વણજારી રે;
તારાં વચન સુધા સમાન, સતી સુખકારી રે.
તારી શિખામણ શુભ ગણું, વણજારી રે,
મેં માની તને ભગવાન. સતી૦
નિવૃત્તિ દીઠી નવ ગમે, વણજારી રે,
તુજ સાથે બાંધ્યો પ્રેમ. સતી૦
નિવૃત્તિ સાથે બોલું નહિ, વણજારી રે,
મેં આજથી લીધી નેમ. સતી૦

૧૫

કોલબંધ એવો કર્યો, વણજારા રે,
પ્રવૃત્તિનો વાધ્યો ગર્વ, સમજ મન મારા રે. (ટેક)
નિવૃત્તિ દાસી થઈ રહી, વણજારા રે,
શોકયે કીધું વશ સર્વ. સમજ૦
પોઠ ઉપાડી કર્મની, વણજારા રે,
જોયો દેશ-વિદેશ સંસાર. સમજ૦
આગળ લાભ દીઠો ઘણો, વણજારા રે,
આવી અંતે ખોટ અપાર. સમજ૦
કાળ-દાણી જમ આવિયો, વણજારા રે,
એણે સઘળી રોકી પોઠ. સમજ૦
વસ્તુનું મૂલ આવ્યુ નહિ, વણજારા રે,
થઈ લાખ-કરોડની ખોટ. સમજ૦
જમ-કિંકરે બાંધિયો, વણજારા રે,
ત્યારે નાસી ગયો પરિવાર. સમજ૦

પ્રવૃત્તિ પણ વેગળી રહી, વણજારા રે,
નહીં કોઈ પાણી પાનાર. સમજ૦
જમરાયને દ્વારે આણિયો, વણજારા રે,
વેપારીએ કીધી રાવ. સમજ૦
ખાતાં ખોટાં બહુ નીકળ્યાં, વણજારા રે,
જ્યારે જોયા મેળ–હિસાબ. સમજ૦
બાંધી માર્યો મુદ્ગળ થકી, વણજારા રે,
વળી નાખ્યો નરકકુંડ માય. સમજ૦

૧૬

નર્કના દુઃખને જીવનો પશ્ચાત્તાપ

કારાગ્રહનું દુઃખ ઘણું, વણજારા રે,
કોણ કાઢે ત્યાંથી બહાર? સમજ૦
પે'રી સાડી સૂધબૂધની, વણજારા રે,
પાસે આવી નિવૃત્તિ નાર. સમજ૦
નાયક જોઈ રોયો ઘણો, વણજારા રે,
દેખી સતીનું સાધ્વી રૂપ. સમજ૦
નીચું જોઈને શરમ પામ્યો, વણજારા રે,
મેં પાપે ભોગવ્યુ દુઃખ. સમજ૦
નાયક કહે સુણ સુંદરી, વણજારી રે,
મેં નહીં માની તુજ શીખ, સતી સુખકારી રે!
પ્રવૃત્તિ થઈ રાંડ પાપણી, વણજારી રે,
ભૂંડી રાંડે મંગાવી ભીખ. સતી૦
દુઃખવેળા નાસી ગઈ, વણજારી રે,
મને પાણી નવ કોઈ પાય. સતી૦
મુકાવ મુજને સુંદરી, વણજારી રે,
હું રહીશ તારી આજ્ઞાય. સતી૦

નિવૃત્તિ કહે પિયુ સાભળો, વણજારા રે,
ઘણા ડાહ્યા છો ભરથાર સ્વામીજી મારા રે;
ઘણાં ઠામથી મુકાવિયા, વણજારા રે,
મેં લખ ચોરાશી વાર. સમજ૦
ધર્મ કને તેડી ગઈ, વણજારા રે,
ત્યાં કીધો કોલ-કરાર. સમજ૦
ધર્મ લેણું કરી લાવજો, વણજારા રે,
જઈ રૂડો કરજો વેપાર. સમજ૦

૧૭

ફરી અવતાર

ફરી સંસારમાં અવતર્યો, વણજારા રે,
મળ્યા સદ્‌ગુરુ એક દલાલ. સમજ૦
રામનામ વસાણું વહોરિયું, વણજારા રે,
લાભ લાવ્યો વસ્તુ રસાળ. સમજ૦
ધર્મકર્મ બેઉ કાટલાં, વણજારા રે,
ક્ષમાદાંડી ઝાલી હાથ. સમજ૦
નાયક વહોરે વસ્તુને, વણજારા રે,
જે જે નિવૃત્તિ કહેતી જાય. સમજ૦
શ્રીફળ નામ શ્રીરામનું, વણજારા રે,
મળ્યા ગાંધી હરિના દાસ. સમજ૦
જ્ઞાનઘૃત કૂપે ભર્યું, વણજારા રે,
સિદ્ધતા તે દધિ નિર્દોષ. સમજ૦
નવધા ભક્તિ મણિ વહોરિયાં, વણજારા રે,
વળી મુક્તિ મુક્તામાળ. સમજ૦
હરિ હીરો હાથે ચઢ્યો, વણજારા રે,
થયું ઘરમાં ઝાકઝમાળ. સમજ૦

નાદ બિંદુ બેઉ બળદિયા, વણજારા રે,
વાજે નગારું સાથ ઓંકાર. સમજ૦

જ્ઞાનઘોડે નાયક ચડ્યો, વણજારા રે,
જીતી ચાલ્યો સર્વ સંસાર. સમજ૦

જમરાયને લેખું આપિયું, વણજારા રે,
ચિત્ર-વિચિત્ર જોડ્યા હાથ. સમજ૦

સન્માન-આસન આપિયું, વણજારા રે,
જમરાય થયા રળિયાત. સમજ૦

ન્યાલ થયો શુભ માલમાં, વણજારા રે,
ગયો મૂળ પોતાને ગામ. સમજ૦

ફરી ભવમાં પ્રગટ્યો નહિ, વણજારા રે,
થયો શુદ્ધ તે આત્મારામ. સમજ૦

પ્રવૃત્તિ જે કોઈ પરહરે, વણજારા રે,
કરે નિવૃત્તિ અંગીકાર. સમજ૦

તે મુક્તિફળ પામે સહી, વણજારા રે,
નવ દેખે દુઃખ લગાર. સમજ૦

૧૮

વારેવારે જાઉં વારણે, મારો સફળ કર્યો અવતાર રે,
વારી જાઉં વારણિયે. (ટેક)

પ્રગટ્યા અમારે કારણે,
અધમોના કરતા ઉદ્ધાર રે. વારી જાઉં૦

કીધી કૃપા કરુણાકરે,
આવ્યા અક્ષરપતિ ધરી દેહ રે. વારી જાઉં૦

કાપ્યાં બંધન સર્વ કર્મનાં,
અતિ દીન સાથે જોડ્યો સ્નેહ રે. વારી જાઉં૦
ક્યા તમે ને નાથ ક્યા અમે ?
કાંઈ કહ્યામાં ન આવે વાત રે. વારી જાઉં૦
અવગુણ અમારા જોયા નહિ,
નવ જોઈ તે નાત ને જાત રે. વારી જાઉં૦
નારાયણ તમે નર થયા,
મોટા મુક્તો તણા મેલી સાથ રે. વારી જાઉં૦
અઢળક ઢળ્યા આજ અલબેલા,
ભક્તવત્સલ વૈકુંઠનાથ રે. વારી જાઉં૦
મુખેથી વર્ણન શું કરું ?
મતિ અલ્પ અને અજ્ઞાન રે. વારી જાઉં૦
ભાવઠ ભાગી ભૂધરા,
પ્રેમાનંદના જીવન-પ્રાણ રે. વારી જાઉં૦

## ૯૫ઃ બનારસી (દેવીસિંહ)

૧

જો કહતા હમ કરતે, વો દુઃખ ભરતા હૈ;
જો કરતા જગકે કારન, વહી કરતા હૈ.
જો કહતા હમને વેદ પઢે હૈં ચારી;
ઉસકો કહતે હરિ ઉસકી મતિ હૈ મારી.
કોઈ કહતા હમ ક્ષત્રી હૈ, હમ બ્રહ્મચારી;
સબ અહંકારમેં ફૅસે હુએ નરનારી.
જો અહંબુદ્ધિકો તજે, કરે નાચારી;
ઉસકો મિલતે એક પલભરમેં ગિરિધારી.

જો નિષ્ફલ પૂજા કરે, વહી તરતા હૈ;
જો કરતા જગકે કાર, વહી કરતા હૈ.
જો કહતા હમ તો નિત્ય દાન કરતે હૈ;
ઉસકો પરમેશ્વર નહીં માન કરતે હૈ.
જો દેત વસ્તુ મનમેં ગુમાન કરતે હૈ;
વો સ્વર્ગ છોડ ફિર નરકપાન કરતે હૈ.
જો અહંકાર તજી હરિકા ધ્યાન ધરતા હૈ;
ઉસકા સ્વામી આદર અરુ માન કરતા હૈ.
જો કરતા હૈ સો વહી વહી કરતા હૈ;
જો કરતા જગકે કાર વહી કરતા હૈ.
જો કહતા હમ હૈ બડે કવીશ્વર જ્ઞાની;
ઉસકો હરિ કહતે ઇસકી મિથ્યા બાની.
કોઈ કહતા હમ હૈ બડે વીર બલવાની;
ઉસકો હમ કહતે યહ તો હૈ અભિમાની.
કોઈ બનકે બૈઠે રાજા ઔર કોઈ રાની;
ઇસ પૃથ્વી પર હૈ બડે બડે અભિમાની.
ઇસ અહંકારસે અપના દિલ ડરતા હૈ;
જો કરતા જગકે કાર વહી કરતા હૈ.
જો કહતા મૈંને બડા જગ જીતા હૈ;
વહ મરતા હૈ ફિર કભી નહીં જીતા હૈ.
જીસ જીસને મનમેં અહંકાર કિયા હૈ;
વહ દો દિનમેં દુનિયાસે હો બીતા હૈ.
અબ દેવીસિંહ દિલ ફટા હુઆ સીતા હૈ;
જો કામ કિયા પ્રભુકે અર્પણ દેતા હૈ.
કહે બનારસી હરિભક્ત નહિ મરતા હૈ;
જો કરતા જગકે કાર વહી કરતા હૈ.

૨

ઘર મિલે ઉસે જો અપના ઘર ખોવે હૈ;
જો ઘર રાખે વો ઘરઘરમેં રોવે હૈ. ઘર મિલે૦
જો રાજ તજે વો મહારાજ હોતા હૈ;
ઔર જાન તજે, વો કભી નહિ મરતા હૈ. ઘર મિલે૦
સુખ ત્યાગે ફિર વો ઓરકા દુઃખ હરતા હૈ;
ધન તજે સો ફિર દોલતસે ઘર ભરતા હૈ. ઘર મિલે૦
જો પરદારા કો તજે, વો પાવે રાની;
ઔર જૂઠ બચન દે છોડ, સિદ્ધ હોય બાની. ઘર મિલે૦
જો દુષ્ટ બુદ્ધિકો ત્યજે, વો હોવે જ્ઞાની;
મનસા ત્યાગે તો મિલે રિદ્ધિ મનમાની. ઘર મિલે૦
જો સર્વ તજે, ઉસકો સબ કુછ હોવે હૈ;
જો ઘર રાખે, વો ઘરઘરમેં રોવે હૈ. ઘર મિલે૦
જો પક્ષપાતકો ત્યજે, તો સબકો જીતે;
ઓર કામ ત્યજે તો, હોય કામ મન ચિંતે. ઘર મિલે૦
નહિ માગે તો ફલ પાવે, જો મન ભાવે;
જો કુછ ઇચ્છા નહિ કરે, વો સબ કુછ પાવે. ઘર મિલે૦
અબ બનારસી ઘર ખોકે બ્રહ્મ જોવે હૈ;
જો ઘર રાખે વો ઘરઘરમેં રોવે હૈ. ઘર મિલે૦

૩

કહીં પુન્ય કરો તો, બડા પાપ હોતા હૈ;
કહીં પાપ કીયે સે, પુન્ય આપ હોતા હૈ.
કહીં અગનમેં રહકે, શીતલ તન હોતા હૈ;
કહીં દુઃખમેં સુખ હો, પ્રાણુ મગન હોતા હૈ.
કહીં દાન કીયે મે, અતિ નિરધન હોતા હૈ;
કહીં ગાલી દેને સે ભી, જાપ હોતા હૈ.

કહીં પાપ કરો તો પુન્ય આપ હોતા હૈ;
કહીં ભૂલ જાવો તો સબ વિદ્યા આવે હૈ.
કહીં પઢે તો ફિર વો સભી ભૂલ જાવે હૈ;
કહીં પવન આહારી હોકે સબ ખાવે હૈ.
કહીં ભોગી હો, જિતેંદ્રી કહલાવે હૈ;
કહીં આશિષ દેને સે ભી શાપ હોતા હૈ.
કહીં પાપ કરો તો પુણ્ય આપ હોતા હૈ;
કહીં જૂઠ બોલ કે, સચ્ચા કહલાતા હૈ.
કહીં સત્ય બચન કહ, નર્ક બિચ જાતા હૈ;
કહીં ગુરુ સે લડકે, ચેલા ફલ પાતા હૈ.
કુછ ઉસકા ભેદ લિખને મેં નહીં આતા હૈ;
કહીં વિયોગ કરકે ભી મિલાપ હોતા હૈ.
કહીં પાપ કરો તો પુણ્ય આપ હોતા હૈ;
કહીં દુર્લભ જાયકે પર્વત લેત ઉઠાઈ.
કહીં અતિ બલવાન સે ઊઠે ન એકો રાઈ;
કહે દેવીસિંહ: સચ હૈ ઉનકી પ્રભુતાઈ;
અયે બનારસી તેરી ગતિ લખી ન જાઈ.
જો હોતા હૈ, વો આપ હી આપ હોતા હૈ;
કહીં પાપ કરો તો પુન્ય આપ હોતા હૈ.

## ૪

### ભગવત્‌કૃપા

ડાલે કોઈ દારૂમેં આતિશ, તો વો દારૂ જલે નહીં;
હજાર મનકી ચક્કી હો, પર એક મૂંગકો દલે નહીં.
પાની ઉપર તરે બતાસા, લાખ વર્ષ તક ગલે નહીં;
ઉસકી કુદરતકે આગે કુછ જોર કિસીકા ચલે નહીં.

સબ ઉસકે નજદીક હૈ, ઔર કોઈ બાત તો ઉનસે પલે નહીં;
ચીટી પર હાથી ચઢ બૈઠે, તો વો ચીંટી મરે નહીં!
બાધે કચ્ચે સૂતસે જિસકો, વો કૈદી કયા કર છૂટે?
મદદ જો ઉસકી હો, તો આહનકી સંકલ પલમેં ટૂટે.
બડે બડે રૂસ્તમકો કાયર, મારકે સરતાપા લૂટે,
પથ્થર પર રાઈ દે મારે, તો ઓ પહાડ દમમેં ફૂટે.
સબ કુછ વો કરતા હૈ, પર અપને જીમેં કુછ ધરે નહી;
ચીટી પર હાથી ચઢ બૈઠે, તો વો ચીટી મરે નહી.
ગલિયોંકે પથ્થર વો ચાહે હીરે મોતી લાલ કરે;
બના દે ઓ કોયલોકી મોહર, દમમેં માલામાલ કરે.
દેવીસિંહ કહે, બનારસી કે ખ્યાલોપૈ જો કોઈ ખ્યાલ કરે;
કયા તાકત હૈ હાલકી, જો ફિર ઉસકા બાકા બાલ કરે?
ઐસા સુખન સુનનેસે દિલ હર ચન્દ કિસીકા ભરે નહીં;
ચીટી પર હાથી ચઢ બૈઠે, તો વો ચીંટી મરે નહી!

૫

સૌથી સરસ દવા નારાયણનું નામ છે

હર એક ઢૂંઢત હૈ જંગલમે દવા–રસાયન કી બૂટી;
નારાયણ હૈ સઞ્જીવન, ભાઈ, વો બૂટી હમને લૂંટી.
કોઈ ઢૂંઢતે ઉસ બૂટી કો, જિસમે પારા તુરત મરે;
કોઈ ખોજતા અમૃત જડી, જો તન કાયા કે દુ:ખ હરે.
બહુત લોક ખોદે પૃથ્વીકો, વૃક્ષ કાટતે હરે હરે;
ઉનકો ભી ફિર યમ કાટેગા, કહે શબ્દ યે ખરે ખરે.
હરિ હરિ બૂટી હૈ સમઝો, હરિનામ હૈ સબસે પરે;
ઉસ બૂટી કો જિસને પાયા, વો ભવસાગર સહજ તરે.

રામ-રસાયન પાઈ હમને, ઔર રસાયન સબ છૂટી;
નારાયણુ હૈ સંજીવન ભાઈ, વહ બૂટી હમને લૂંટી.
કોઈ કહે હમ સિંગરફ મારે, કાઢે હમ ગંધક કા તેલ;
કોઈ દેખતે જડી બિરંગી, કોઈ ઢૂંઢતે અમર બેલ.
હમને સબકો દેખા, યારો! યે તો હૈ સબ ઝૂઠે ખેલ;
અમર નામ હૈ દત્ત નિરંજન, ઉસકો અપને મનમેં ભેલ.
મનકો મારકે બના દે કુસ્તા, જો ગુજરે વહ દિલ પર ઝેલ;
તનકો શોધકે શુદ્ધ કરો, તુમ તજો જૂઠ ઔર તજો અમેલ.
જો ન શખસ ફૂંકે ધાતુકો, ઉનકે હૈયા કી ફૂટી,
નારાયણુ હૈ સંજીવન ભાઈ, વહ બૂટી હમને લૂંટી.
કોઈ મારતે અભરખ તાંબા, કોઈ ફૂંકતે હૈ હરતાલ;
હમને અપને મનકો મારા, મિલે હમેં ગોવિંદ-ગોપાલ.
કોઈ કહે હમ ચાંદી મારે, જિમે મિલે કુછ ધન ઔર માલ;
ઈન કર્મો મેં જો ચિત્ત જોડા, ઉસકા હોતા હાલ-હવાલ.
કોઈ કહે હમ સોના મારે, ઔર કરે પૈસોકા લાલ;
ઠગ ઠગ જો લૂટે દુનિયા કો, ઉસે એક દિન ઠગેગા કાલ.
બહુત ઘૂંટતે ખરલમેં ધાતુ, સતોને કાયા ફૂંકી;
નારાયણુ હૈ સંજીવન .ભાઈ, વો બૂટી હમને લૂટી.
કોઈ મારતે હૈ કલાઈ કો, જિસમેં હોવે પુષ્ટ શરીર;
ઘરકો ફૂંક કે તબાહ કિયા, વો અમીરસેં હો ગયે ફકીર.
સાધુકા નહી ધર્મ હૈ જો, મારેં ધાતુ કરકે તદબીર;
કહે દેવીસિંહ હરિ હરિ કહો, યહ જિહ્વા હોગી અકસીર.
ખાક સરિખી જબાં રસાયન, ઇસમેં હૈ હરએક તાસીર,
જબાસે વહ મુર્દે જીલાદે, જબાસે દે ડાલે જાગીર.
બનારસી યે કહે હમારી, રામનામ કી હૈ બૂટી;
નારાયણુ હૈ સંજીવન, ભાઈ, વહ બૂટી હમને લૂંટી.

૬

ખરા પ્રેમી ભક્તોનો માર્ગ સૌથી જુદો જ છે

દુનિયામે લાખોઈ પંથકા, હમને દેખા ભાલા હૈ;
પર જો દેખા, તો કુછ આશકોકા પંથ નિરાલા હૈ.
કોઈ બદન પર ખાક મલે, ઔર મેલી કફની ડાલે હૈ;
કોઈ રંગાવે વસ્ત્ર વિવિધ, ઔર અપના વેશ સંભાલે હૈ.
કોઈ મૌન હોકર બૈઠે, નહિ કીસીસે બોલેચાલે હૈ;
કોઈ ફુટાયે કાનકો, પિયે વો મદકે પ્યાલે હૈ.
કોઈને લંબા તિલક દિયા, ઔર પહને તુલસીમાલા હૈ;
પર જો દેખા, તો કુછ, આશકોંકા પંથ નિરાલા હૈ ૧
કોઈ રાત દિન ખડે રહે, ઔર કોઈને હાથ ઉઠાયે હૈ,
કિસીકો દેખા તો વહ બૈઠે, ઔર ધ્યાન લગાયે હૈ.
કીસીને અપને બદનકો દાગા, તનુ પર છાપે ખાયે હૈ;
કિસીને અપને શિર પર, લંબેલંબે બાલ બઢાયે હૈ.
કિસીકે તનુ પર વસ્ત્ર નહિ, ઔર કોઈ ઓઢે મૃગછાલા હૈ;
પર જો દેખા, તો કુછ, આશકોકા પંથ નિરાલા હૈ ૨
કોઈ સેવડા બના, ઔર કોઈ કહે કિ હમ તો દંડી હૈ;
કોઈ તપશ્ચર્યા કરતે હૈ, ઔર કોઈ બને વનખંડી હૈ.
કિસીકે મઠ પર ધજા ઉડે, ઔર કહીં ફરકતી ઝંડી હૈ;
બિના ઇશ્ક કે હુવે જો ફકીર વો પાખંડી હૈ.
કિસીને મસ્જિદ બનવાઈ, ઔર કોઈને રચા શિવાલા હૈ;
પર જો દેખા, તો કુછ, આશકોંકા પંથ નિરાલા હૈ. ૩
કોઈ કહે હમ યતિ હૈ, ઔર કોઈ બના જગતમેં બૈરાગી,
બિના ઇશ્ક કે કિસીકી ભી, લવ નહિ સદ્‌ગુરુસે લાગી.
બનારસી ને ઇશ્કમેં અપની, જીતે જી કાયા ત્યાગી;
રહી ન મતલબ દિલમેં કુછ ભી, દુબધા ભી સુનકે ભાગી.

રામકૃષ્ણ સખુન યહી, સમજો તુમ સબ પર બાલા હૈ;
પર જો દેખા, તો કુછ, આશકોંકા પંથ નિરાલા હૈ. ૪

૭

મસ્ત અવધૂતોની રીતિ

જિસકે દિલ પર વો પ્રભુ નામ બસતા હૈ;
ઉન મસ્તોંકા, દેખો, ઊલટા રસ્તા હૈ.
સદીંસેં આશક, પીતે હૈ સરદાઈ;
ગર્મીમેં શંખીયાં ખાય રહે ગર્માઈ.
બારિશમેં સૂખે ધૂપમેં હો હરિયાઈ;
ઐસે મસ્તોંસે, સભી બાત બનિયાઈ.
વો દાગકો સમઝે, દિલ પર ગુલદસ્તા હૈ;
ઉન મસ્તોંકા, દેખો, ઊલટા રસ્તા હૈ. ૧
વો દિનકો સોવે, સારી રાત ભર જાગે;
શૂરોંસે લડે, કાયરકો દેખકે ભાગે.
નહીં મિલે તો માગે ભીખ, મિલે તો ત્યાગે;
ઐસે શાહોંસે હરેક બાદશાહ માંગે.
અનમોલ હૈ સોદા, વો ભી ઉને સસ્તા હૈ;
ઉન મસ્તોંકા, દેખો, ઊલટા રસ્તા હૈ. ૨
ખેતી કો સૂખા, ઊસરમેં અન્ન ઉપજાવે;
આશિક સાદિક જો, ચાહે વે કર દિખલાવે.
ઐસે મરદોંકો કોઈ નહીં હઁસતા હૈ;
ઉન મસ્તોંકા, દેખો, ઊલટા રસ્તા હૈ. ૩
જબ પેટ ભરે, તબ ખાનેકું મંગવાતે;
ઔર ભૂખ લગે તો કુછ ભોજન નહિ ખાતે.
મૂરખસે શીખે, પંડિતકું સમઝાતે;
કહે બનારસી હમ નઈ નઈ બાતે ગાતે.

ઈસ કદરસે જો કોઈ અપના દિલ કરતા હૈ;
ઉન મસ્તોકા, દેખો, ઊલટા રસ્તા હૈ. ૪

## ૮

કોટિસ્વરૂપ હરિ

કોટિન હરિકે મુકુટ હૈ, કોટિન હૈ તિલક ભાલ;
કોટિન હરિકે કંઠ હૈ, કોટિન હૈ મુક્તામાલ.
કોટિન મણિ હરિકે હૈ, કોટિન હરિકે લાલ;
કોટિન હરિકે ભાવ હૈ, કોટિન હરિકી ચાલ.
કોટિન પગ પાતાલ છુવે, ઓર કોટિ આકાશ પ્રકાશ કરે;
ઉદિત કરે ચંદ્ર કોટિન, ઓર કોટિન તમકા નાશ કરે.
કોટિન ધર્મ હરિકે હૈ, ઓર કોટિન કામ હરિકે હૈ;
કોટિન મર્મ હરિકે હૈ, ઓર કોટિન નામ હરિકે હૈ.
કોટિન ગ્રામ હરિકે હૈ, ઓર કોટિન દામ હરિકે હૈ;
કોટિન રૂપ હરિકે હૈ, ઓર કોટિન ધામ હરિકે હૈ.
કોટિન હરિકે વેદ હૈ, કોટિન હરિકે મંત્ર;
કોટિન હરિકે શાસ્ત્ર હૈ, કોટિન હરિકે તંત્ર.
કોટિન હરિકી પૂજા હૈ, કોટિન હરિકે યંત્ર;
કોટિન મે હરિ અંત હૈ, કોટિન સે નીરંત્ર.
કોટિનકો સુખદેવ હરિ, કોટિનકે મનમેં ત્રાસ કરે;
ઉદિત કરે ચંદ્ર કોટિન, ઓર કોટિન તમકા નાશ કરે.
કોટિન ઇંદ્ર હરિકે હૈ, ઓર કોટિન રાજ હરિકે હૈ;
કોટિન હૈ ગંધર્વ હરિકે, કોટિન સાજ હરિકે હૈ.
કોટિન માયા હરિકી હૈ, કોટિન સાજ હરિકે હૈ;
કોટિન મિત્ર હરિકે હૈ, કોટિન સુહતાજ હરિકે હૈ.
કોટિન હરિકે ગજ હૈ, ઓર કોટિન ખડે તુરંગ;
કોટિન હરિકે રથ હૈ, ઓર કોટિન હૈ રથ સંગ.

કોટિન હરિકે ભેષ હૈ, કોટિન હરિકે રંગ;
કોટિન હરિકી લહર હૈ, કોટિન ઊઠે તરંગ.
કોટિન હરિ વૈકુંઠ કરે, ચાહે તો કોટિ કૈલાસ કરે;
ઉદિત કરે ચંદ્ર કોટિન, ઓર કોટિન તમકા નાશ કરે.
કોટિન ગોપિકા હરિકી હૈ, કોટિન ગ્વાલ હરિકે હૈ;
કોટિન ધેનુ હરિકે હૈ, કોટિન ગોપાલ હરિકે હૈ.
કોટિન સિંધુ હરિકે હૈ, ઓર કોટિન તાલ હરિકે હૈ;
કોટિન રત્ન હરિકે હૈ, ઓર કોટિન થાલ હરિકે હૈ.
કોટિન હરિકે દૈત્ય હૈ, કોટિન હૈ દેવતે;
કોટિન હરિકે ભક્ત હૈ, મુખ નામ લેવતે.
કોટિન હરિકે નાવ હૈ, કોટિન હૈ ખેવતે;
કોટિન હરિકે ચરણકો, નિશદિન સેવતે.
દેવીસિંહ કહે બનારસી કે ઘટમેં હરિ નિવાસ કરે;
ઉદિત કરે ચંદ્ર કોટિન ઓર કોટિન તમકા નાશ કરે.

૯

વો માલ ઉસીકે સાથ ચલા

જિસને નહીં કુછ દિયા જહામેં, વહ તો ખાલી હાથ ચલા;
લૂંટાયા જિસને માલ ઈહાં, વહ માલ ઉસીકે સાથ ચલા.
જો કિ સૂમ-કંજૂસ હય, વહ હાથ પસાર જાતે હૈ;
પકડ કે યમદૂત ઉન્હે લે, યમકે દ્વારે જાતે હૈ.
અગ્નિ ખંભસે બાધકે, વહ કોડાસે મારે જાતે હૈ;
ડરતે રહિયો યહાં પર હમ, એસે પુકાર કર જાતે હૈ.
ખાય-ખિલાવે, દેવે-દિલાવે, વહ નર તારે જાતે હૈ;
ભવસાગરસે પાર એક ક્ષણમેં, વો ઊતર જાતે હૈ.
ભૂક્તિ મુક્તિ પાતા હૈ વહી, જો દેતા દિન રાત ચલા;
લૂંટાયા જિસને માલ ઈહા, માલ ઉસીકે સાથ ચલા.

વીર વિક્રમાદિત્યને પરોપકારમેં, અપના નામ કિયા;
જૈસે જિસને કહા ઉને, વૈસાહી ઉસકા કામ કિયા.
કહીં ફ્કીરી કરી કહીં પર, ઉસને રાજ્ય તમામ કિયા;
દુઃખ પરાયા આપ શિર સહ સહ, ઉસને આરામ કિયા.
પરોપકાર કૃત્ય કરનેમેં, અપના ઉને સરનામ કિયા;
સખાવતકા ખડા હૈ દરજા, જો કરતા ખૈરાત ચલા.
લૂંટાયા જિસને માલ ઈહાં, વો માલ ઉસીકે સાથ ચલા;
ઉસીકે સંગ જાતી હૈ લક્ષ્મી, જિસને જરકો લૂંટાયા.
ઇન હાથોંસે જો દિયા, સો આંખો આગે ફિર આયા;
કયા કોઈ લે ગયા યહાંસે, ઔર કયા કોઈ વહાંસે લાયા.
જિસને પાયા હૈ જો કુછ મો, ઉનસે અપના દે કે પાયા;
દેવીસિંહકા શબ્દ રંગીલા, કુલ આલમકે મન ભાયા.
બનારસી યે કહે મૈને તો સબ તરહ યે સમઝાયા;
કોઈ ચલા ઊઠ રાતકો, યારો, કોઈ ઊઠી પરભાત ચલા;
લૂંટાયા જિસને માલ ઈહાં, વહ માલ ઉસીકે સાથ ચલા.

૧૦

ફ્કીરી ખુદાકો પ્યારી હૈ

ફ્કીરી ખુદાકો પ્યારી હૈ, અમીરી કૌન બિચારી હૈ?
બદન પર ખાક હૈ અકસીર, ફ્કીરો કી હૈ યહ જાગીર;
હાથ બાંધે ખડે અમીર, પાદશાહ હો કે યા હો વઝીર.
સદા યહ સચ્ચ હમારી હૈ, ઈનોકી ખુદાસે યારી હૈ;
ફ્કીરી ખુદાકો પ્યારી હૈ, અમીરી કૌન બિચારી હૈ? ૧
ચીથડે શાલસે હૈ આલા, ચશ્મ હરતાલસે હૈ આલા,
જખમ જિગર પર કારી હૈ, વહી દિલ પર ગુજારી હૈ;
ફ્કીરી ખુદાકો પ્યારી હૈ, અમીરી કૌન બિચારી હૈ. ૨

બઢે જો બાલ તો ક્યા પરવાહ? ઊતર ગઈ ખાલ તો ક્યા પરવાહ?
આ ગયા માલ તો ક્યા પરવાહ? હુએ કંગાલ તો ક્યા પરવાહ?
કાશી ગિરિ યાદ કારી હૈ, મૌત તક જિનસે હારી હૈ;
ફકીરી ખુદાકો પ્યારી હૈ, અમીરી કૌન બિચારી હૈ? ૩

## ૧૧

### મનરૂપી મૃગ

વનકાયામેં મનમૃગ ચારોં તરફ ચોકડી ભરતા હૈ,
બિના પૈરસે દોડતા, બિન મુખ ચારા ચરતા હૈ. (ટેક)
બિના નેત્રસે દેખે સબકો, બિના દાંત દાના ખાવે,
બિના જિહ્વાસે બાત કરે ઔર બિના કંઠ ગાના ગાવે;
બિના સિંગસે લડે ઔર બડે બડે દલ હટાવે,
બહુત સિંહ ડરતે ઈસસે યે કિસીસે ભી નહિ ડરતા હૈ. બિના૦
બિન ખુર ખોદે સકલ જગતકો, ઐસા યહ મદમાતા હૈ,
બિન ઇંદ્રીંસે ભોગ કરતા હૈ, યહી કહલાતા હૈ;
નહિ ઈસકે કોઈ તાતમાત, નહિ કુટુંબ કબીલા નાતા હૈ,
આપી પૈદા હોઈ વો આપી મેં આય સમાતા હૈ,
સબ રંગો સે ન્યારા હૈ, ઔર હર એક રૂપકો ધરતા હૈ. બિના૦
બિના જીવકા માંસ ખાય યે, કિસીકો ભી નહિ મારે હૈ,
જિસકો મારે એક પલ ભરમેં ઉસે સુધારે હૈ;
બિના કાનસે સુનતા સબકી, જો કોઈ સુધારે હૈ,
ઐસે જ્ઞાનકો કોઈ ભી સાધુ-સંત બિચારે હૈ,
તીનોં લોકમેં ફિરત યહ મૃગ ભવસાગરમેં તિરતા હૈ. બિના૦
બિના નાસિકા લેવે વાસના, હર એક ચીજ કી ખુશબોઈ,
આપી આપ હૈ અકેલા ઔર ન ઈસકે સંગ કોઈ;
દેવીસિંહ યહ કહે કિ જિસને બુદ્ધિ નિર્મળ કર ધોઈ,
આપની આત્મા જાનતા ઇસ મૃગ કો જાને સોઈ. બિના૦

## ૯૬ : બાપુ

### ૧

રાગ-કાફી

પાણીનો ખેલ બનાવ્યો રે, એની તો કહીએ અક્કલ ઘણી,
સહુથી રમનારા રે, શોભા તો એના નામ તણી. (ટેક)
ખરું એ પાણી ને ખોટુ એ પાણી, પાણી અફીણ ને ખાંડ,
એ પાણીથી થયા નરનારી ને એ પાણીથી બ્રહ્માંડ;
પાણીનુ બન્યુ મોતી રે, પાણીની બની હીરાકણી. પાણી૦
પાણીની અમૂલ્ય કાયા બનાવી, હાડ ચામ લોહી માંસ,
પાણીનાં રે પશુપક્ષી બનાવ્યાં, પહાડ-પથ્થર ને ઘાસ;
પાણીના હાથી-ઘોડા રે, પાણીની શાલ, પામરી બની! પાણી૦
સર્વે ધાત તો પાણીની બની છે, પાણી તણા પચરંગ,
સઉથી ન્યારો મારો સાંઈ બિગજે,તેને દેખીને થયો છું દંગ;
સંગ કીધો તેનો રે, સત્તા તો આત્માની ગણી. પાણી૦
અક્ષરાતીતે અક્ષર બ્રહ્મ નિપજાવ્યાં ને અક્ષરથી નરનાર,
ઓંકારથી ત્રણ ગુણ નિપજાવ્યા, એ અઠ્ઠાવીસ નિરધાર;
ઓગણત્રીસમા મહાવિષ્ણુ રે, ત્રીસમા 'બાપુ' ગાય ભણી. પાણી૦

### ૨

રાગ-કાફી

નામ જેણે જાણ્યુ રે, તે તો વેદ ચારે ભણ્યો;
ભેદ જેણે જાણ્યો રે, તે તો ખરો તરત બણ્યો. (ટેક)
બત્રીસ આભરણ અંગે ધરે નારી, નાક વિના શો શણગાર?
કવિએ જો આપતુ આપ ન જાણ્યુ, તે કેમ કરી ઊતરે પાર?
સાર કયાથી મળશે રે? ભણ્યો ખરો પણ નવ ગણ્યો! નામ૦

વાંઝણી નારીને સ્વપનું આવ્યું છે, પુત્ર નથી રે એની પાસ;
એમ ભજન દેખાદેખી કરે છે, તેની કેમ પૂરી થશે આશ?
કોને બાપ કહેશે રે, વેશ્યાએ પુત્ર જણ્યો. નામ૦
નામ ગુણ ને રૂપનો નાશ, વળી ચોથું પદ અવિનાશ;
એ ચોથા પદનો જે ભેદ જાણે, તેને કહીએ હરિ તણો દાસ,
નાશ કરી કર્મનો રે, સંશય એક પળમાં હણ્યો. નામ૦
ગરીબી રાખી તમે ગુરુજીને સાહો, કરી શબ્દનો તોલ;
આપણ થકી અદકો મળે, તો તેનો ધારણ કરજો બોલ,
ગુરુને સંગે બાપુ રે, અનામી નામ પોતે ભણ્યો. નામ૦

૩

કાફી

પૂનમિયા તેને કહીએ રે, પૂરણ નેમ જેણે રાખ્યો;
હરિ સાથે પ્રીતિ રે, અદ્વૈત પ્યાલો તેણે ચાખ્યો. (ટેક)
રણ મુકાવે તેને રણછોડજી કહીએ, સદ્‌ગુરુ તેનું નામ,
મરણ જનમનો સંશય મટાડે, તો વીસ વસાએ થયું કામ;
આતમારામ જાણે રે, દ્વૈતભાવ કાઢી નાખ્યો. પૂનમિયા૦
ગુરુમતિ જળમાં સ્નાન કીધું, સાકર માખણ પ્રેમ,
સુરતા તુળસી વા'લાને ચઢાવી, એમ રાખ્યો છે નેમ;
ધન મળ્યુ જૂનું રે, ગુણ ગાગર દ્રવ્ય દાખ્યો. પૂનમિયા૦
દેહ-દ્વારિકામાં દીનોનાથ બિરાજે, હરિનામની છે છાપ,
સદ્‌ગુરુ દેવા કૃપા કીધી ત્યારે, ટાળ્યા ત્રિવિધિના તાપ;
પાપ ગયુ નાસી રે, ગુરુએ આપી જ્ઞાન-આંખ્યો. પૂનમિયા૦
સચરાચરમાં હરિ દેખાડ્યા, જેમ જળમાં સૂર,
વાળા વિના કોઈ ઠામ ન ઠાલો, જ્યાં જોઉં ત્યાં ભરપૂર;
બાપુ નામ સાચું રે, ગુરુકૃપાથી હરિ ઝાંખ્યો.

૪

રાગ-કાફી

સમજ્યા વિના સાધન રે, તેની નવ થાય ગતિ;
હરિ નામ વિના રે, જે નર રહ્યા મૂઢમતિ. (ટેક)
હરિનામ વિના જે જે કરવું, તે ભાત ભાતનાં કર્મ,
સદ્‌ગુરુ મળે તો સંશય ટાળે, ભાગી જાય સહુ ભર્મ;
કર્મ ગયા સહુ નાસી રે, પાય પડે ગતિ મુક્તિ. સમ૦
જાગ જગન કરુ તો દોષ ઘણો બેસે, લક્ષ લક્ષ જીવ મરી જાય,
એક કુળ ગુરુ તો આત્મા દુ ખે, ત્યા સુધી કર્મ કહેવાય;
નામ ઘણું મોટું રે, આવરણ ના'વે રતી. સમ૦
દમના ઘૂંટું ને સુખના રટું, સૂરત નામ એકરૂપ,
નામી-અનામી પોતે બન્યો છે, કોટિ બ્રહ્માડનો ભૂપ,
જાપ કયા જપીએ રે, પોતે તો બન્યો જગપતિ. સમ૦
સદ્‌ગુરુ મહિમાનો પાર ન આવે, અંતર કેરુ છે મહાશૂળ,
ભૂલ હતી તે સદ્‌ગુરુએ ભાગી, વસ્તુ આપી છે અમૂલ;
ગુરુ નિરાત બાપુ કહે છે રે, પ્રગટ કરી ગુપ્ત હતી. સમ૦

૫

શાંતિ પમાડે તેને સંત કહીએ,
 એના દાસના તે દાસ થઈને રહીએ રે. (ટેક)
કલ્પવૃક્ષ સેવે દારિદ્રય રહ્યું ઊભુ,
 ત્યારે તેના તે ગુણ શીદ ગાઈએ રે? ભાઈ રે શાંતિ૦
રાજાની ચાકરી નિત્ય રહી ઊભી,
 ત્યારે પારકી તો વેઠ શીદ વહીએ રે? ભાઈ રે શાંતિ૦
વિદ્યાનું મૂળ જ્યારે પૂરું ના ભણાવે,
 ત્યારે પંડ્યાનો માર શીદ ખાઈએ રે? ભાઈ રે શાંતિ૦

લીધા વળાવાને લૂંટવાના લાગ્યા,
  ત્યારે તેની સંગાથે શીદ જઈએ રે? ભાઈ રે શાંતિ૦
વૈદના સંગ કરે રાગ રહ્યો ઊભા,
  ત્યારે વૈદની તે ગોળી શીદ ખઈએ રે? ભાઈ રે શાંતિ૦
કીધી બાંધણી ને માથું વઢાવે,
  ત્યારે તેને તે ઘેર શીદ જઈએ રે? ભાઈ રે શાંતિ૦
નામ અનામ સદ્દગુરુ બતાવ્યું,
  તે નામ ચોંટયું છે મારે હૈયે રે. ભાઈ રે શાંતિ૦
બાપુ તેની કાયા તો નરવો સ્નેહ છે,
  અમે એવા સ્વામીને લઈને રહીએ રે. ભાઈ રે શાંતિ૦

## ૯૭ : બિહારી

૧

ગઝલ

તૂં મેરા કરતાર હૈ, તૂં જગત સૃજનહાર હૈ;
તેરા હિ સબ પરિવાર હૈ, બલિહાર તેરે નામકે. ૧
ચાંદ સૂર્ય ડોલતે, તેરી હિ મહિમા બોલતે;
જન કુટિલ મનવા તોલતે, બલિહાર તેરે નામકે. ૨
અગ્નિ તુઝે હૈ માનતી, ઔર યે કિસે નહિ જાનતી?
તેરા હી ગુણ હૈ બખાનતી, બલિહાર તેરે નામકે. ૩
વૃક્ષ આદિ જરી જરી, પશુ કીટસે લે નર કરી;
સૃષ્ટિ સકલ તૂને કરી, બલિહાર તેરે નામકે. ૪
પવન જૈસે ડોલતી, તવ યશકે દર ખોલતી;
મહિમા હિ તેરી ઝોલતી, બલિહાર તેરે નામકે.

જલકે જિતે પરવાહ હૈ, તવ ગુણુન કે હિ ગવાહ હૈ;
તેરા ન અંત વો પાયે હૈ, બલિહાર તેરે નામકે. ૬
ધન્ય ધન્ય તેરા નામ હૈ, જિસકા સકલ યહ કામ હૈ;
તુઝકો સદા પ્રણામ હૈ, બલિહાર તેરે નામકે. ૭
કર જોડ તુઝસે અર્જ હૈ, ઔર સોહિ નહીં ગર્જ હૈ;
પિનના તુઝે હિ ફર્જ હૈ, બલિહાર તેરે નામકે. ૮
બિનતિ બિહારીદાસકી, તૈં ચર્ણન કે હૈ પાસજી;
સિમરું તુઝે હરશ્વાસજી, બલિહાર તેરે નામ કે. ૯

૨

પીજા રે બુટ્ટી નામકી પીજા રે બુટ્ટી, (૨)
તુમ સદા રહો અલમસ્ત. (ટેક)
ઘેરી ઘેરી નદીયાં, નાવ પુરાની,
ઝડપી લે છૂટી મોરે પ્યારે, (૨)
હરિકો ભજન કબહુ નહીં કીનો: (૨)
હૈયેકી ફૂટી રે, ભજન બિન હૈયેકી ફૂટી રે. તુમ સદા૦
તન કર કુંડી મન કર સોટા,
ચિત્તકી રગડ બુટ્ટી, મોરે પ્યારે, (૨)
કોઈ કોઈ સાધુજન પી ગયે; (૨)
લખ ચોરાસી છૂટી રે, ભજન કર ચોરાસી છૂટી રે. તુમ સદા૦
સદ્‌ગુરુ હમકું બહોત સમજાયા,
એક નહીં સૂજી મોરે પ્યારે, (૨)
દાસ બિહારી હરિ ગુણ ગાઈ લે, (૨)
ઓર બાતાં જૂઠી રે, ભજન બિન ઓર બાતાં જૂઠી રે. તુમ સદા૦

# ૯૮ઃ બુલાખીરામ

## ૧

### સાવિત્રી-યમસંવાદ

રૂડા અશ્વપતિ રાજાની ડાહી દીકરી રે,
તેનુ સતી શિરોમણિ સાવિત્રી છે નામ;
જેણે સ્વામીને છોડાવ્યો યમના પાશથી રે,
જેણે સકળ જગતમાં, અમર કીધું છે નામ;
તેના ઉત્તમ ગુણની ગરબી ગાઈએ સુદરી રે! ૧
રાજા એક હતો-ઘરડો ને આંખે આંધળો રે,
તેનુ શત્રુએ લઈ લીધું રાજ્યાસન;
જેથી જંગલમા જઈ બાંધ્યુ તેણે ઝૂંપડું રે,
તેને સત્યવાન નામે લાડકડો તન;
કરતો માત-પિતાની સેવા પૂરા પ્રેમથી રે. ૨
એની કંચનવરણી કાયા, વાણી મધુર અતિ રે,
મીઠા મહેરામણના જેવો ગુણ ગંભીર;
ઘરડા અંધ માત-પિતાની જાણે લાકડી રે,
રે'તો માત-પિતાની આજ્ઞાને આધીન;
તેની સાથે વરવા સાવિત્રીએ આદર્યું રે. ૩
ત્યાં તો નારદજી સમજાવે: 'બાળા ઘેલડી રે,
તેની સાથે વરતા, થાશે મોટી હાણ;
એની આવરદા હવે એક વર્ષ બાકી રહી રે,
માટે ના કર એવું વગર વિચાર્યું કામ;
બીજા રાજકુંવર રૂપાળાની સાથે વરો રે.' ૪
ત્યારે સાવિત્રી બોલી: 'નારદજી સાંભળો રે,
લખિયા લેખ લલાટે મિથ્યા નથી થનાર;

મેં તો મનથી માન્યો, એક જ એ મારો પતિ રે,
નિશ્ચય કોટિ કલ્પે કદી ન એ ફરનાર;
માટે એ વરની સાથે સગપણ મારું કરો રે.' ૫
જોઈ અડગપણું પુત્રીનું, રાજાએ પછી રે,
દીધું સત્યવાનને કન્યાનું શુભ દાન;
રૂડા રાજ્યમહેલની વસનારી વગડે વસી રે,
ત્યાગી અંબર, જૂનાં વસ્ત્ર કર્યાં પરિધાન;
સ્નેહે સ્વામી-સસરા-સાસુની સેવા સજી રે. ૬
જેણે કઠણ ભૂમિ પર પાય કદી દીધો નતો રે,
જેના પડતા બોલ ઉપાડે દાસી-દાસ;
જેની કોમળ કાયા ફૂલશય્યા પર લોટતી રે,
તેણે પર્ણકુટીમાં પ્રેમે કીધો વાસ;
મનથી માન્યું મારા વૈભવમાં બાકી નથી રે. ૭
જલના રેલા સમ દિવસો વહેતા જાતા હતા રે,
બાળા નારદજીનાં વચનો કરતી યાદ;
મનમાં ભય ધરતી, નવ કરતી કોને વારતા રે,
મનથી ગોઠવતી શું કરવું તેનો ઘાટ,
રજની-દિવસ વિચારો એના એ મનમાં થતા રે. ૮
દા'ડા ચાર રહ્યા આવરદાની અવધિ તણા રે,
સતીએ તે જ સમયથી અન્નજળ કીધું ત્યાગ;
જોડ્યું ચિત્ત પ્રભુમાં ધારીને શુભ ધારણા રે,
સોંપ્યુ શ્રીહરિના ચરણે પોતાનું ભાગ્ય;
'મારી વહારે ચડજો દીનબંધુ ઓ શામળા રે!' ૯
જાણ્યુ સાસુ-સસરે વહુઅર સંકટ વેઠતી રે,
'શાને માટે કરતી અન્ન-ઉદકનો ત્યાગ?
શાણી, શા માટે તું કારણ કંઈ કહેતી નથી રે?

કષ્ટે કરમાશે આ કોમળ તારી કાય;
વહુઅર આ વયમાં, વ્રત કરવાં યોગ્ય તને નથી રે.' ૧૦
દુઃખમાં દા'ડા ચાર વિતાવ્યા વ્રત વિધિએ કરી રે,
આવ્યો સ્વામી સ્વર્ગે સિધાવ્યા કેરો દિન;
આજે નહિ થાઉં અળગી હવે હું મારા નાથથી રે,
એવો નિશ્ચય કીધો સાવિત્રીએ મન;
સ્વામી સંગે રે'વા તૈયારી છાની કરી રે. ૧૧
ઊઠી સત્યવાન મા-બાપ તણે ચરણે નમ્યો રે,
કરમાં લઈ કુહાડો કાષ્ઠ કાપવા જાય;
ત્યારે સાવિત્રી સ્વામીને છાની વીનવે રે,
'આજે વન જોવાની મુજને ઇચ્છા થાય;
માટે સંગાથે લઈ જાઓ, સ્વામી! મુજને રે.' ૧૨
'ઘેલી નારી, તારી છે કોમળ કાયા ઘણી રે,
વનમાં કનકલતા સરખી કાંતિ કરમાય;
વહાલી, વગડામા ઝાઝા કંટક ને કાંકરા રે,
તારી પંકજ સરખી, પગપાની છુંદાય;
માટે હઠ મેલી, અલબેલી, ઘરમાહી રહો રે.' ૧૩
'સ્વામી, તમ સંગાથે જંગલ મંગલ લાગશે રે,
ઘરમાં તમ વિણ મુજને ધરતી ખાવા ધાય;
હું તો પગલે પગલે પંથ તમ પૂંઠે રહું રે,
મુજથી આપ વિના એકલડી નહિ રહેવાય;
માટે સંગાથે લઈ જાઓ, સ્વામી! મુજને રે.' ૧૪
'નારી, જો મુજ સંગે આવ્યાની ઇચ્છા કરો રે,
આજ્ઞા માગો માત-પિતાને લાગી પાય;
આજ્ઞા આપે, તો ચતુરા, ચાલો મુજ સંગમાં રે,
વહાલી, વડીલજનોની આજ્ઞા નવ લોપાય;
લખિયું શાસ્ત્ર-પુરાણે જાણો છો સર્વ તમો રે.' ૧૫

આજ્ઞા લઈને ચાલ્યા આનંદે એ દંપતી રે,
પથે કરતા પ્રેમે વિધવિધ વાત-વિચાર,
મુખ મલકાવે, પણ સાવિત્રીને ચિંતા ઘણી રે,
રાખે પળપળ પોતે સ્વામીની સંભાળ;
મનમાં ધીરજ ધારે ને સંભારે શ્રીહરિ રે. ૧૬

આવ્યાં ગાઢ વનમાં, નરનારી બે સાથમાં રે,
વીણ્યા ફૂલ અને ફળ, પત્ર ઇચ્છા અનુસાર;
વળતી કુહાડો લીધો પોતાના હાથમાં રે,
લાગ્યો કાષ્ઠ કાપવા સત્યવાન તે વાર;
એની આવરદા બસ તે સમયે પૂરી થઈ રે. ૧૭

લાગ્યો થાક ઘણો ને અંગ લાગ્યાં બહુ ધ્રૂજવા રે,
આવી તમ્મર ને રૂંધાયા કંઠે પ્રાણ;
મૂકી કાષ્ઠ કાપવાં આવ્યો સાવિત્રી કને રે:
'વહાલી! ઓચિંતી આવે છે તનમાં તાણ;
શાણી! નથી સમજાતું દુઃખ ઘણું શાને થતું રે!' ૧૮

'મારા નાથ! તમારાં સંકટ હરજો શ્રીહરિ રે,
તમને કુળદેવી-વનદેવીની રક્ષાય;
ઘરડાં માત-પિતાની સેવાના પુણ્યે કરી રે,
વહારે આવીને વિશ્વેશ્વર કરશે સહાય!'
એવું કહીને બેઠી, મસ્તક ખોળામાં ધરી રે. ૧૯

ત્યાં તો યમરાજા આવી સામા ઊભા રહ્યા રે,
જેનાં વસ્ત્ર તણો દીસે છે રાતો રંગ;
જેને માથે મુગટ ચળકતો, કુંડળ કાનમાં રે,
દેખી સાવિત્રીની કાયે ઊપજ્યો કંપ;
તોપણ ધીરજને ધારી બોલી તે સુંદરી રે. ૨૦

કે' છે સાવિત્રી : 'છો કોણ ? તમે સાચું કહો રે,
નક્કી લાગો મુજને દેવ તણા અવતાર;
આવ્યા શા માટે? શું કરવા? શું મનમાં ચહો રે?
મારા મનમાં થાયે, શંકા અપરંપાર;'
એવું બોલી શિર નમાવી સાવિત્રી ઊભી રહી રે. ૨૧

'હું છું યમરાજા, સાંભળ તું ઓ શાણી સતી રે!
આવ્યો છું તારા સ્વામીને લેવા કાજ;
એની આવરદાની આજ અવધ પૂરી થઈ રે,
તારા સ્વામી પરનો સ્નેહ વિસારજે આજ;'
નાખી પાશ, પકડિયો સૂક્ષ્મ દેહ, એવું કહી રે. ૨૨

દેખી બંધાયેલો સ્વામી કેરા દેહને રે,
સતીએ તે સમયે, કરવા માંડ્યું કલ્પાંત;
'બાંધીને ક્યાં લઈ જાઓ છો મારા નાથને રે ?'
એવું કહીને દીધો યમરાજાને સાદ;
ચાલી પડછાયાની પેઠે, પાછળ સુંદરી રે. ૨૩

બોલ્યા યમરાજા : 'સાંભળ, તું ઓ શાણી સતી રે!
જા તું પાછી તારા આશ્રમમાં આ વાર;
તારા સ્વામીની કર અંતક્રિયા વિધિએ કરી રે,
જેથી થાયે તેના જીવ તણો ઉદ્ધાર;
નારી નાહકનો કરે શ્રમ, તેમાં ફળ શું થશે રે ?' ૨૪

બોલી સાવિત્રી : 'સુણો, યમરાજા એક વિનતિ રે,
મારા નાથ વિના હું પાછી નથી ફરનાર;
જ્યાં લઈ જાઓ ત્યાં, આવું પણ સંગ તજું નહિ રે,
સ્વામી વિના મને છે સૂનો આ સંસાર;
જાતાં એકલડી ઘર જીવ્યાથી મરવું ભલું રે! ૨૫

પૂછું, યમરાજા ! હું, ઉત્તર આપો મુજને રે,
જગમાં નર–નારીનો સત્ય સંબંધ મનાય;
પણ જો બાંધીને લઈ જાશો મારા કંથને રે,
મારો–પતિવ્રતાનો ધર્મ કેમ સચવાય?
તેનો ઉત્તર આપીને, વળતી ડગલું ભરો રે.' ૨૬

'શાણી! અમૃત સરખી વાણી તમારી સાંભળી રે,
મારા અંતરમાંહી ઊપજે છે અનુરાગ;
તારી ઇચ્છામાં આવે એવું ઓ સુંદરી રે!
તારા સ્વામીના જીવિત વિણુ બીજું માગ;
તારી ઇચ્છા પૂરણ કરવા હું ઊભો અહીં રે!' ૨૭

'મારા સસરા છે ઘરડા ને આંખે આંધળા રે,
તેની રત્ન સમી બે આંખો સારી થાય–
આવે તેજ સૂરજના સરખું બન્ને નેત્રમાં રે,
અંગે વૃદ્ધપણાનું દુઃખ કદી નવ થાય;'
એવું બોલીને સાવિત્રી કર જોડી રહી રે. ૨૮

'તારા સસરાની આંખો, નારી! સારી થશે રે,
વધશે સૂરજના સરખું આંખોનું નૂર;
તેની વૃદ્ધપણાની પીડા સઘળી વામશે રે,
માટે જા પાછી, પુત્રી! આવી બહુ દૂર;
ઝાઝું ચાલ્યાથી, ઓ શાણી! શ્રમ તુજને થશે રે. ૨૯

બોલી સાવિત્રી કર જોડી : 'યમરાજા સુણો રે,
મારે વસવું જોઈએ, સદાય સ્વામી પાસ;
મુજને શ્રમ નવ લાગે સ્વામી સંગે આવતાં રે,
સ્વામીથી દૂર વસતાં તનમાં પ્રગટે ત્રાસ;
જગમાં નાથ વિના નારીનું જીવ્યું ધિક્ છે રે. ૩૦

તમને જોતાં યમરાજા, શ્રદ્ધા મુજને થતી રે,
મારા મનમાં ઇચ્છા પ્રશ્ન કર્યાની થાય;
શાણાઓ કે' છે: કરવી સજ્જનની સંગતિ રે,
તે તો પૂર્વજન્મના પુણ્ય થકી જ પમાય;
સજ્જનની સંગતનું ફળ મિથ્યા જાતું નથી રે!' 	૩૧

'પુત્રી! વાણી તારી અમૃત સરખી લાગતી રે,
મારા અંતરમાં ઉપજાવે છે અનુરાગ;
તારા સ્વામીના જીવિત વિના બીજું ફરી રે,
મારી પાસેથી, પુત્રી મનગમતું માગ;
તારી ઇચ્છા પૂરણ કરવા, હું ઊભો અહીં રે!' 	૩૨

'મારા સસરાજીનું રાજ્ય દબાવ્યું દુશ્મને રે,
તેથી કીધો છે વનવગડામાં જઈ વાસ;
તેનું રાજ્ય ગયેલું, સર્વે પાછું સાંપડે રે,
નિત્ય ધર્મ રહે, અંતરમાં પૂરી વાસ;'
એવું બોલી સાવિત્રી કર જોડી રહી રે. 	૩૩

'પુત્રી! સસરા તારા રાજ્ય ગયેલું પામશે રે,
મળશે મનગમતો વૈભવ, જા, અપરંપાર;
તેની ધર્મ વિષે દૃઢ શ્રદ્ધાની વૃદ્ધિ થશે રે,
પાછી વિચર હવે, પુત્રી, નવ કર તું વાર;
તારા દેહે દુઃખ થશે, ઓ કુળવંતી સતી રે!' 	૩૪

'મારા દુઃખ વિષે બાકી શી, યમરાજા! કહો રે?
મારી નજરે બંધાયેલા દેખું નાથ,
મારે શું સુખ ભોગવવાને જાવું આશ્રમે રે?
સુખમાં દુઃખમાં પણ રે'વું સ્વામીની સાથ,
મારે સ્વર્ગતણાં સુખ શું કરવાં સ્વામી વિના રે? 	૩૫

રાખો સકળ જગતને, નિયમ મહીં નિત્યે તમે રે,
આપો કર્મતણાં ફળ, સર્વને તત્કાળ;
રાજા રંક શત્રુ ને મિત્ર ગણો સરખા તમે રે,
તેથી નામ તમારું, ધર્મરાય કહેવાય;
શરણે આવેલાનું, સંરક્ષણ કરતા તમે રે.' ૩૬

'શાણી! વચનો તારા અંતર મારું હારતાં રે,
જેવી તરસ્યાને પાણીથી તૃપ્તિ થાય;
પુત્રી પ્રસન્ન થયો છું, હું તુજ ઉપર પ્રેમથી રે,
બીજું માગ, તારા સ્વામીના જીવિત સિવાય;
તારી ઇચ્છા પૂરણ કરવા હું ઊભો અહીં રે.' ૩૭

'મારા તાત તણું ઘર, પુત્ર વિના સૂનું દીસે રે,
તેને આપો ગુણિયલ સો પુત્રો યમરાય;
એના વંશ તણી આ વિશ્વ વિષે કીર્તિ વધે રે,
મારાં માત-પિતાના સંકટ સર્વે જાય;'
એવું બોલીને સાવિત્રી કર જોડી રહી રે. ૩૮

'તારા તાત તણે ઘેર ગુણિયલ સો પુત્રો થશે રે,
થાશે દશે દિશામાં વંશ તણો વિસ્તાર;
તારાં માતપિતાના સંકટ સર્વે ટળી જશે રે,
તુજને વર દીધા, તારી ઇચ્છા અનુસાર;
આવી દૂર ઘણે, જા પુત્રી! તું પાછી હવે રે.' ૩૯

'મારા સ્વામીના સંગે છું, તો ક્યા દૂર છું રે?
મારું મન તો દોડે છે એથી પણ દૂર;
સ્વામી સંગે રે'વું એ ભૂષણ સતીઓ તણું રે,
ત્યાગી કાયાને છાયા ક્યાં જાશે દૂર?
સ્વામીના વિરહે સતીઓનું જીવ્યું દોહલું રે. ૪૦

રાખે પૂર્ણ ભરોસો સજ્જન પર જગના જનો રે,
વિનતિ કરતા સજ્જનો રાખી વિશ્વાસ;
શત્રુ મિત્ર સદા સરખા માને છે સજ્જનો રે,
આવે નહિ સૂરજમાં અંધારાનો ભાસ;
સજ્જનની સજ્જનતા કદીયે પલટાતી નથી રે!' ૪૧

'તારાં વચનો, શાણી! અમૃતથી પણ મીઠડાં રે!
મુજને તે સાંભળતાં આવે પ્રેમ અથાગ;
મારી પાસેથી વરદાનો તારા હિતનાં રે,
તારા સ્વામીના જીવિત વિણ બીજાં માગ;
તારી ઇચ્છાને આધીન થઈ હું ઊભો અહીં રે!' ૪૨

'મુજને આપો તો યમરાજા માગું એટલું રે:
મારા સ્વામીથી સો પુત્રો મુજને થાય;
મારા કુળનું આ જગમાંહી, માન વધે ઘણું રે,
મારી વડીલ જનોના ચરણે પ્રીતિ થાય;'
એવું બોલીને સાવિત્રી કર જોડી રહી રે. ૪૩

'તુજને તેજસ્વી સો પુત્રો, ઓ બાળા! થશે રે,
તારા કુળનું ઝાઝું વધશે જગમાં માન;
તારી વડીલ જનોના ચરણે પ્રીતિ વાધશે રે,
માટે જા પાછી તું ઘેર કાં થાય હેરાન?'
–એવું બોલીને યમરાજા લાગ્યા ચાલવા રે. ૪૪

બોલી સાવિત્રી: 'સુણજો, યમરાજા વિનતિ રે,
આપો ઉત્તર મારા પ્રશ્ન તણો આ વાર;
મોટા માણસનાં વચનો મિથ્યા થાતાં નથી રે,
બોલ્યુ અણબોલ્યું મોટા જનનું નવ થાય;
જાયે પ્રાણ, પરંતુ વચન થકી ફરતા નથી રે! ૪૫

થાવા સો પુત્રો, વરદાન તમે આપ્યું મને રે,
તે તો કેમ કરીને સત્ય થશે? મહારાજ!
બાંધી લઈ જાવા, ધારો છો મારા નાથને રે,
પળશે કેમ કરીને વચન તમારું રાજ?'
એવું બોલીને સાવિત્રી કર જોડી રહી રે. ૪૬

'પુત્રી! ધન્ય તને, સાચો છે નિશ્ચય તાહરો રે,
નિશ્ચયના બળથી તેં વશ કીધો મને આજ;
લે આ છોડું છું, પુત્રી! તારા ભરથારને રે,'
એવું કહીને અંતરધાન થયા યમરાજ!
'મારાં સૌ વરદાનો ફળશે તુજને, હે સતી રે!' ૪૭

વળતી આવ્યાં આશ્રમમાં, સંગાથે દંપતી રે,
સતીના અંતરમાં આનંદ અતિ ઊભરાય;
સહુને વીતકની વાતો વિસ્તારીને કહી રે,
પ્રેમે લાગ્યાં બંને વડીલજનોને પાય;
આપે અંતરની આશિષો, સૌ નર-નારને રે! ૪૮

સરવે વરદાનો યમરાજ તણાં સાચાં થયાં રે,
મળિયા વૈભવ સઘળા, પામ્યાં સુખ અપાર;
અંતે શ્રીહરિને શરણે વસીને સુખિયાં થયાં રે,
'બોલો જય જય!' કહે છે, વિપ્ર બુલાખીરામ;
'ગાતાં શીખતાં સર્વે સદ્વર્તનશાળી થજો રે!' ૪૯

## ૯૯ : બૂટી

૧

અવિચળ કોઈ નહિ રે, મન તું કર કો'ની આશ!
સ્વપ્નવત્ સંસાર દીસે, સમજ પદ અવિનાશ. (ટેક)
આપ મૂલ ને સ્થૂલ સૂક્ષ્મ, વૈરાટ ચૌદે લોક;
બ્રહ્માંડ દીસે વણસતું, માંડવી માંહી તે ફોક. અવિચળ૦
કલ્પનાએ કહીએ રે, વાણીએ કહીએ જેહ;
કાલ કરતવ્ય જેટલું ભાઈ, અંતે વણસે તેહ. અવિચળ૦
સન્નિપાત શરીરનો, સમયે ન પરગટ થાય;
ભુવન કેરા ભૂપતિ તે, ઘર તજી વન જાય. અવિચળ૦
ચાર વરણ ને ચાર આશ્રમ, અવસ્થા છે સાર;
તેને અધિકારે ઉપદેશ દેવો, ગ્રંથનો એ વિચાર. અવિચળ૦
વૈરાગ્ય-અંજન ગુરુ આંજે, ત્યારે ઊઘડે આંખ;
પડળ સઘળાં પરાં થાયે, શાસ્ત્ર પૂરે શાખ. અવિચળ૦
અવિદ્યાને ઓળખી, વિદ્યા વડે કરે નાશ;
પછી વિદ્યા મૂક મધ્યે, ઊપજે સંન્યાસ. અવિચળ૦
દ્વૈત સઘળું ટાળતાં, અદ્વૈત થઈ રહેવાય;
મહામંત્ર મહાપુરુષનો, હંસથી ગ્રહવાય. અવિચળ૦
થાતાં તે થાયે નહિ રે, જાતાં નહિ ઝટ જાય;
પિંડ પર પરમાત્મ તે, જ્યમનો ત્યમ સદાય. અવિચળ૦
દેહભાવે ન દેખીએ રે, આત્મભાવે નિત્ય;
એ લે સમજણ બૂટિયા રે, અનુભવીની રીત. અવિચળ૦

૨

એવો કોઈ અનુભવી રે, કરે તે દ્વૈતનો સંહાર;
અગ્નિ બાળે જ્યમ કાષ્ઠને, ટળે વર્ણ ને વ્યવહાર. એવો૦

ધુવો ત્યા લગી નીસરે, જ્યાં લગી કઠણ હોય આપ;
ઘટત ઘટત ઘટી ગયુ, પછી પુણ્ય નહિ-નહિ પાપ. એવો૦
માખી ત્યા બેસે નહિ, તેના તાપથી ટળી જાય;
એકમેક અંતર નહિ, તેને રૂપે ના રે'વાય. એવો૦
સમજીને જ સમી રહ્યા, કોઈ અનુભવી લઈ જ્ઞાન;
સત્ય મેળવ બૂટિયા, સમજ્યાની એહ નિશાન. એવો૦

૩

એવું જેમને ઊપન્યુ, તેને ન રહ્યું કે'વાનુ કાંઈ;
કથવું-બકવું-સુણવુ, સર્વે સમાયુ ત્યાંઈ. એવું૦
સાકર કેરી પૂતળી, વિરાટ રૂપે થાય;
સઘળે સોંસરવી રસભરી, એ તો ગમે ત્યાથી ખાય. એવું૦
એકાએકી જાહ્નવી જૂજવાં જ જેનાં નામ;
પાતક ટાળે પિંડનુ, જે નહાય જન નિષ્કામ. એવું૦
ગોરી-ગરબો એક પણ, બહુ બારણાં તે માંય;
માહી દીપક એક પણ, દ્વારે દ્વારે દેખાય. એવું૦
ભક્ત ભગવંત એક પણ, સમજે તો સંશય જાય;
કહે બૂટો એકવત્ સહુ, ઘણું શું કહેવાય? એવું૦

## ૧૦૦ઃ બ્રહ્માનંદ

૧

કે લાગ્યો મારે નટવરથી નેડો, કે હવે મે' તો શિર નાખ્યો છેડો રે,
કે સહુ મળીને મુજને વારી, કે અટકી મનવૃત્તિ મારી;
કે ધણી મેં તો ધાર્યો ગિરધારી રે. લાગ્યો૦
કે શી મતલબ મારે કોઈ સાથે? કે મેણું મારે મોહનનું માથે,
કે હરિવરે મુને ઝાલી હાથે રે. લાગ્યો૦

કે મોડું વહેલું સહુ જાવાનું, કે તે દેખીને શું થાવાનું?
કે મેણું મારે અવિચળ માવાનું રે. લાગ્યો૦
કે કોઈ કહી મુજને શું કરશે? કે ગજ ચડી શંકા કોણ ધરશે?
કે શ્વાન ભસીભસીને મરશે રે। લાગ્યો૦
કે સમજીને મેં તો પગ ભરિયા, કે સર્વ વિષય રસ વિસરિયા;
કે બ્રહ્માનંદનો વા'લો વરિયા રે. લાગ્યો૦

૨

કે લાગી મારે નટવરકી લગની, કે મરજાદા મેલી જગની રે. (ટેક)
કે એક જ ટેક અંતર ધારી, કે સગાં કુટુંબ સહુ વિસારી,
કે મન કર્મે વરિયા મોરારિ. લાગી૦
કે કર્યું મેં તો તન ધન કુરબાની, કે હરિ વિના ન વદું અન્ય વાણી;
કે કાનકુંવરથી અટકાણી રે. લાગી૦
કે સુખ મેં તો સંસારી છોડયું, કે સહુ સાથે સગપણ તોડયું;
કે જગના જીવન સાથે જોડયું રે. લાગી૦
કે મેણાં જગ કેરા સહીને, કે થિર મન મતવાલી થઈને;
કે ચાલી હું તો શિર કરમાં લઈને રે. લાગી૦
કે બેઠી હું તો ભય જગતનો ખોઈને, કે મન નિશદિન રહ્યું છે મોહીને;
કે બ્રહ્માનંદનો વા'લો જોઈને રે. લાગી૦

૩

ગરબી

નારાયણ-નામ લેને તું પ્રાણી રે, બદરીનાથ પ્રગટ જુગજાણી. (ટેક)
નરદેહ દીધો તુંને નાથે રે, ધન હોય તો વાવર તારે હાથે રે;
પડયું રહેશે ના'વે કોડી સાથે. નારાયણ નામ૦
ગર્ભવાસે રક્ષા કીધી તારી રે, લીધો જઠરાગ્નિથી ઉગારી રે;
એવો તેને તું કેમ વિસારી? નારાયણ નામ૦

વિના સમજ કરે મારું મારું રે, ધન કાજે ભમે મન આ'રું રે;
તારે હાથ નથી તન તારું. નારાયણ નામ૦
મિથ્યા સુખમા તે શું ભરમાણો રે? બાંધ્યો લોકલજ્જા ગળે પાણો રે;
જાય છે તૃષ્ણાના પૂરમા તણાણો. નારાયણ નામ૦
કાયા માયા છે જો તારી કાચી રે, તેને રંગે ન રે'જે તું રાચી રે;
બ્રહ્માનંદ કહે વાત સાચી. નારાયણ નામ૦

૪

સંતોનું સ્વાગત

સાચી પ્રીતિ તે શ્યામ સાથે નિભાવજો. ફરી તમે આવજો.
સુખના સંદેશા ફરી કોઈ સાથે કહાવજો ફરી તમે આવજો.
રસના રૂપાળીને રામ રટાવજો. ફરી તમે આવજો.
મનથી મોહનસંગ મોરચો મચાવજો. ફરી તમે આવજો.
રાધાના સ્વામી સંગે રાસ રચાવજો. ફરી તમે આવજો.
ગિરધર ગોવિંદ ગાઈ ગામ ગજાવજો. ફરી તમે આવજો.
જ્યોતિસ્વરૂપ જાપ જીભે જપાવજો. ફરી તમે આવજો.
રૂદિયામાં હરિનામ હીરા જડાવજો. ફરી તમે આવજો.
રામરંગથી રંગેલ અમને રંગાવજો. ફરી તમે આવજો.
બ્રહ્માનંદ ભોગી તમે ભક્તિ વધારજો. ફરી તમે આવજો.

૫

ભજો, નર, નારાયણ દેવા! ભજો નર–નારાયણ દેવા!
જન્મારો સફળ કરી લેવા, ભજો નર–નારાયણ દેવા!
પશુ-પંખીનો દેહ મટાડી, કીધાં પોતાના જેવાં. ભજો૦
નારાયણનું નામ જ લેતાં, ઊગર્યો અજામેલ જેવા. ભજો૦
અધમ પાપીઓને ઉદ્ધારવાના, એને પડ્યા છે હેવા. ભજો૦
નૌતમ નવલ છબી ઉર ધારી, 'બ્રહ્માનંદ' સુખ લેવા. ભજો૦

૬

નારાયણ મૈં શરણ તુમ્હારી, દયા કરો મહારાજ હમારે. ના૦
માત તાત સુત દાર સહોદર, કોઈ ન આવત કાજ હમારે. ના૦
ભવસાગર જલ દુસ્તર ભારી, તુમરે ચરણ જહાજ હમારે. ના૦
પાપ અનેક કિયે જગમાંહી, તુમકો હે અવ લાજ હમારે. ના૦
બ્રહ્માનંદ દયા તુમરીસે સબ દુઃખ જાવત ભાંજ હમારે. ના૦

૭

નારાયણ જિનકે પરિપાલક. તિનકો કોન દુઃખાય સકે રે. ના૦
પ્રહ્લાદ ભક્તકો ડારા અગનમેં, રોમ ન એક જલાય સકે રે. ના૦
જલકો પકડ ગ્રાહને ખેંચા, નહીં જલ બીચ ડુબાય સકે રે. ના૦
દ્રુપદસુતાકી બીચ સભામેં, રંચ ન લાજ ઉઠાય સકે રે. ના૦
બ્રહ્માનંદ જો હરિગુણ ગાવે, સો નિર્ભય પદ પાય સકે રે. ના૦

૮

દો દિનકા જગમેં મેલા, સબ ચલા–ચલીકા ખેલા. (ટેક)
કોઈ ચલા ગયા કોઈ જાવે, કોઈ ગઠડી બાંધ સિધાવે;
કોઈ ખડા તૈયાર અકેલા, સબ ચલા–ચલીકા ખેલા. ૧
કર પાપ કપટ છલ માયા, ધન લાખ કરોડ કમાયા;
સંગ ચલે ન એક અધેલા, સબ ચલા–ચલીકા ખેલા. ૨
સુત નાર માત પિતુ ભાઈ, કોઈ અંત સહાયક નાહિં;
ક્યોં ભરે પાપકા થેલા? સબ ચલા–ચલીકા ખેલા. ૩
યહ નશ્વર સબ સંસારા, કર ભજન ઈશકા પ્યારા;
બ્રહ્માનંદ સમજ મન ચેલા! સબ ચલા–ચલીકા ખેલા. ૪

૯

મત સોના મુસાફિર નીંદ ભરી. (ટેક)
તુમ પરદેશી ભૂલ પડે હો, એ સબ ચોરનકી નગરી. મત૦
પલ પલ છિન છિન તાક લગાવે, ચંપત માલ ચુકા નજરી. મત૦

લોક લુંટાય ગયે બહુ તેરે, બીરલા જાય બચા ગઠરી. મત૦
બ્રહ્માનંદ કરો અબ ત્યારી, રેન બિતાય ગઈ સગરી. મત૦

૧૦

જાગ મુસાફિર દેખ જરા, વો કૂચકી નૌબત બાજ રહી. (ટેક)
સોવત સોવત બીત ગઈ, સબ રાત–અબ તો પ્રભાત ભઈ;
સંગકે સાથી લાદ ગયે, તેરે નૈનન નીંદ બિરાજ રહી. જાગ૦
કોઈ આજ ગયા કોઈ કાલ ગયા, કોઈ જાવન કાજ તૈયાર ખડા;
નહીં કાયમ કોઈ મુકામ યહાં, ચિરકાલસે યેહી રિવાજ રહી. જાગ૦
ઇસ દેશમેં ચોર ચકોર ઘને, નિજ માલકી રાખ સંભાલ સદા;
બહુતે હુશિયાર લુંટાય ગયે, નહી કોઈકી સાબુત લાજ રહી. જાગ૦
અબ તો તજ આલસકો મનસે, કર સંગ સમાન તૈયાર સબી;
બ્રહ્માનંદને દેર લગાય જરા, બિજલી સિર ઉપર ગાજ રહી. જાગ૦

૧૧

માન કહીં મન મૂરખ તૂ, અબ તો ભજ નામ નિરંજનકા. (ટેક)
જુગ અનેકનમેં ફિરતે ફિરતે, યહ દુર્લભ માનુષ દેહ મિલી;
કર લે પરમારથ કામ કછુ, લાલચ ધામ ધરા ધનકા. માન૦
પેટહિમેં જબ પેટ ભરા, અબ પેટકે કાજ કહાં ભટકે?
સબ વિશ્વકો નિત્ય ભરે પ્રભુ જો, સોઈ પાલનહાર તેરે તનકા. માન૦
માતપિતા સુત દાર સહોદર, માલ મકાન સમાન સભી;
કોઈ વસ્તુ નહીં થિર હૈ જગમેં, બિરથા મમતા મદ જોબનકા. માન૦
કાલ કરાલ ફિરે સિરપે, જિમ બાજ ચીડી પર ધાવત હૈ;
બ્રહ્માનંદ બિચાર જરા, કર ધ્યાન સદા ભયભંજનકા. માન૦

૧૨

મુસાફિર જાગતે રહના, નગરમેં ચોર આતે હૈ. (ટેક)
સંભાલો માલ અપનેકા, બાંધકર ઘર સીરાનેમેં;
જરાસી નીંદ ગફલતમેં, ઝપટ ગઠડી ઉઠાતે હૈં. મુસા૦

કપટકા હૈ યહાં ચલના, સભી વ્યાપાર દિનરાતી;
દિખાકર મૂરતેં સુંદર, જાલમેં વો ફંસાતે હૈ. સુસા૦
કભી કિસકા નહિ કરના, ભરોંસા ઇસ જગા દિલમેં;
લગાકર પ્રીત મતલબસેં, ફેર પલમેં હટાતે હૈ. સુસા૦
ઠિકાના હૈ નહિ કાયમ, કિસીકા ઇસ સરાયેમેં;
વો બ્રહ્માનંદ દિન દિનમેં, સભી ચલ ચલકે જાતે હૈ. સુસા૦

૧૩

નારાયણકો નામ સુમર નર,
જન્મ-મરણ દુઃખ જાય તુમ્હારો. (ટેક)
માનુષ જન્મ મિલા જગમાંહિ,
દાવ જીતકર ફિર કિમ હારો? ના૦
જો પરલોક સહાયક તેરો,
ઉસ માલિક કો કાહે વિસારો? ના૦
કાલ ખડા શિર ઉપર તેરે,
ક્યા સુખ સોવત પાવ પસારો. ના૦
બ્રહ્માનંદ બિના હરિ સુમરણ,
નહિ ભવસાગર હો નિસ્તારો. ના૦

૧૪

હરિનામ સુમરસુખધામ, જગતમેં જીવન દો દિનકા. (ટેક)
પાપ કપટ કર માયા જોડી, ગર્વ કરે ધનકા;
સતી છોડ કર ચલા મુસાફિર, વાસ હુઆ બનકા. જગત૦
સુંદર કાયા દેખ લુભાયા, લાડ કરે તનકા;
છૂટા શ્વાસ બિખર ગઈ દેહી, જ્યોં માલા મનકા. જગત૦
જોબન નારી લગે પિયારી, મોજ કરે મનકા;
કાલબલિકા લગે તમાચા, ભૂલ જાય ઠનકા. જગત૦
યહ સંસાર સ્વપ્નકી માયા, મેલા પલ છિનકા;
બ્રહ્માનંદ ભજન કર બંદે, નાથ નિરંજન કા. જગત૦

૧૫

તેરી શરણુ પડા મેં આય, નાથ,
મોહે દે દર્શન પ્યારા ! (ટેક)
ગોકુલ ઢૂંઢી મથુરા ઢૂંઢી, બિંદરાબન સારા;
કાશીપુરી સકલ ફિર ઢૂંઢી, ઢૂંઢા હરિદ્વારા. નાથ૦
કોઈ બૈકુંઠ કૈલાસ બતાવે, કોઈ સાગર પારા;
કોઈ કહે સબ જગકે ભીતર, વ્યાપક કિર્તારા નાથ૦
સંત બતાવેં ઘટકે માંહિ, પરગટ ઉજિયારા;
કોઈ કહે વો અલખ નિરંજન, સબસે હૈ ન્યારા. નાથ૦
ચતુર્ભુજ પીતાંબર સોહે, શીશ મુકુટ ધારા;
બ્રહ્માનંદ મૈં દર્શન પાવું, જાવું બલિહારા. નાથ૦

૧૬

હરિ હરિ હરિ, નિત્ય નામ સુમરણા,
ભવસાગર જલ પાર ઉતરણા. હરિ૦
બિન હરિ સુમરે, કોઈ ન ઉગરે,
પુન પુન પાવે, જીવન મરણા. હરિ૦
જો જન ધ્યાવે, પરમપદ પાવે,
સુંદર વદન, મનોહર ચરણા. હરિ૦
પલમેં સારે પાપ નિવારે,
સકલ મનોરથ પૂરણુ કરણા. હરિ૦
બ્રહ્માનંદ દયાકે સાગર,
ભજનોંકે સબ દુઃખ હરણા. હરિ૦

૧૭

ચંચલ મન નિશ દિન ભટકત હૈ,
એ જી ભટકત હૈ-ભટકાવત હૈ. ચંચલ૦

જિમ મર્કટ તરુ ઉપર ચઢ કર,
ડાર ડાર પર લટકત હૈ. ચંચલ૦
રુક્ત જતનસે ક્ષણુ વિષયનતેં,
ફિર તિન હિમેં અટકત હૈ. ચંચલ૦
કાચકે હેત લોભ કર, મૂરખ!
ચિંતામણિકો પટકત હૈ. ચંચલ૦
બ્રહ્માનંદ સમીપ છોડકર,
તુચ્છ વિષય-રસ ગટકત હૈ. ચંચલ૦

૧૮

મેનાવતી વચન ઉચારા : 'સુન, ગોપીચંદ પિયારા! (ટેક)
જિનકી કંચનસી કાયા, ધન જોબન રૂપ સવાયા;
સબ હો ગયે કાલ અહારા, સુન ગોપીચંદ પિયારા!
યહ રાજ્ય સંપદા ભારી, સબ હોય પલકમેં ન્યારી;
તજ માયા મોહ પસારા, સુન ગોપીચંદ પિયારા!
સદ્ગુરુકી શરણુ સિધારો, કર યોગ અમર તન ધારો;
મીટે જન્મ-મરણુ સંસારા, સુન ગોપીચંદ પિયારા!
વો નાથ જલંધર યોગી, નીત બ્રહ્માનંદ-રસભોગી;
કર સેવા હો નિસ્તારા, સુન ગોપીચંદ પિયારા!

૧૯

મેરી મતિયાં હરિ હરિ હરિ ગુણુ ગા. હરિ હરિ૦
નામ મુરારિ, ભવભયહારી, નહિ નહિ નહિ વીસરા. (ટેક)
દુર્લભ કાયા જગમેં પાયા, દિન દિન ન ગુમા. મેરી૦
યહ જિંદગાની જાત બિહાની, પલ પલ પલ ચલ જા. મેરી૦
બ્રહ્માનંદ શરણુ સુખકંદા, નિત નિત નિત ચિત્ત લા. મેરી૦

૨૦

પ્રગટ સ્વરૂપ ઉપાસી, ધન સો પ્રગટ સ્વરૂપ ઉપામી. (ટેક)
સબ તીરથ હરિચરને સમજે, કોટિ ગયા અરુ કાશી. ધન૦
અક્ષરાતીત અજિત અખંડિત, નિગમ નેતિ કરી ગાવે;
એસે દૂર હજૂર સોઈ યહ, તામેં ચિત્ત ઠરાવે. ધન૦
કાળ અરુ માયા કે કૃત કરી, દીન બચન નહીં બોલે;
એક ટેક દૃઢ અંતર માહી, મન ઈત ઉત નહિ ડોલે. ધન૦
પ્રૌઢ પ્રતાપ રહે ઉર પ્રભુકો, હરિગુન સુનિ નિત્ય હરખે;
અગમ અપાર પાર નહિ જાકો, સો છબિ નેણે નીરખે. ધન૦
નરતન ધર નટરૂપ નિરંતર, બિચરત હે જુગમાંઈ;
મહા મનોહર અતુલિત મૂર્તિ, બ્રહ્માનંદ મન ભાઈ. ધન૦

૨૧

હરિજન સંગે રે, સ્વયં હરિ તુરત મળે;
આનંદ વાધે રે, ભ્રાંતિ સર્વે ટળે. (ટેક)
અષ્ટસિદ્ધિ નવનિધિ આદિ સબ, ચૌદલોક સુખ સોય;
આરત જનને આ ભવમાહીં, સંત સમો નહિ કોય;
આતુર જાણી રે, હરિજન અઢળ ઢળે. હરિ૦
કલ્પતરુ પારસ ચિંતામણિ, ઉપમા સબ અલ્પમાન;
વે આપત વિષયા સુખદાયક, વે કરે આપ સમાન;
જેને સંગે રે, અક્ષર માહ્ય ભળે. હરિ૦
કાયા કલેશ કરંતાં કે દિ', ટળે નહિ ભવપાશ;
આ ભવસાગર પાર ઉતારે, હરિ કે હરિકો દાસ;
સંત સમાગમ રે, જાય ત્રિય તાપ ટળે. હરિ૦
માયાનો જન તો જ મટે, જો હરિજન શરણે જાય;
બ્રહ્માનંદ કહે વાર ન લાગે, તરત જીવ શિવ થાય;
મહાપદ પામી રે, પાછો કે દિ' ન વળે. હરિ૦

૨૨

મોટો મહિમા રે જગમાં હરિજનનો,
મોહ નિવારે રે, દુષ્કર આ મનનો. (ટેક)
અગમ અગાધ સ્વરૂપ અગોચર, વદત નેતિ કરિ વેદ;
પ્રગટ પ્રમાણુ હરિ પુરુષોત્તમ, સાધુ જાનત ભેદ;
વેરો ભાંગે રે મનકૃત ભિન્નાભિન્નનો. મોટો૦
સાધે પ્રાણુ સમાધિ ચડાવે, આસન દૃઢ એકાંત;
મનની ભ્રમણા તબ મિટે જબ, ભેદ બતાવે સંત;
તેને સંગે રે અધ્યાસ ટળે તનનો. મોટો૦
અડસઠ તીરથ ફરીફરી આવે, દેત વિધિવત્ દાન;
સત્સંગ બિન સમજે નહીં કોઈ, સાચી વાત નિદાન;
સંશય ભાગે રે અંતર પાપપુણ્યનો. મોટો૦
શ્રુતિ સ્મૃતિ સબહિ મિલ ગાવત, સંતસમાગમ સાર;
ભવસાગર તરવાને કારણુ, નાવ રચ્યો કિર્તાર;
બ્રહ્માનંદ શરણો રે સજીએ સંતજનનો. મોટો૦

૨૩

માયા અજબ બડી ધુતારી. (ટેક)
માત પિતા સુત જુવતી રૂપે, સબ ધૂતે સંસારી. માયા૦
જટા ભસ્મ અરુ કેસ લુંચ કરી, ધૂતે ભેખનધારી. માયા૦
કાકું ઊંધે શીશ ઝુલાવત, પૂજત નર અરુ નારી. માયા૦
બ્રહ્માનંદ હરિ પ્રગટ ભજન-રત, તાતે રહી હે હારી. માયા૦

૨૪

દિલ લગા હમારા હો ફકીરીસે. (ટેક)
દુનિયાદાર દુખી સબ દેખે, રંક અરુ રાઓ દિલગીરીસે. દિલ૦

તીન તાપ જગ વ્યાપી રહ્યો હૈ, જરત હિ મોહ જંજીરીસે. દિલ૦
પાયા ધન સો રહનન પાયા, મર ગયે ફેર કર મેરીસે. દિલ૦
બ્રહ્માનંદ આનંદ પાયા હૈ, અદલ બ્રહ્મ અમીરીસે. દિલ૦

૨૫

માયા કી વિધિ જાત ન જાની ! (ટેક)
પંડિત હોય કે લોક પ્રબોધે, જ્ઞાન કથે હોય જ્ઞાની. માયા૦
ખાખ લગાય આયકે પનઘટ, ધ્યાન કરે હોય ધ્યાની. માયા૦
દૂધ પીએ નાગા હોય ડોલત, અંતર અતિ અભિમાની. માયા૦
બ્રહ્માનંદ હરિભજન પ્રતાપે, સાધુજન પહચાની. માયા૦

## ૧૦૧ : બ્રિંદા

આવોજી આવો મેરે, પ્રાનકે જિલાને વાલે;
પ્રાનકે જિલાને વાલે, દુઃખાસે છુડાને વાલે. આવોજી૦
જનકને પ્રણ કીનો, ધનુષ્યકો તોડ દીનો;
પરશુરામકી બડાઈકો મિટાને વાલે. આવોજી૦
ગૌતમકી ત્રિયા તારી, ઋષિ મુનિકો નિવારી;
અજામીલ પાપીકો યમદૂતસે છુડાને વાલે. આવોજી૦
ઇંદ્ર કોપ કીનો ભારી, નંદ કૃષ્ણ કૃષ્ણ કહી;
ગિરિવરકો તુમ નખપે, ઉઠાને વાલે. આવોજી૦
ભક્તનકો તારન વાલે, અધમકો ઉધારન વાલે;
દ્રૌપદીકી લાજ રાખી, ચીરકો બઢાને વાલે. આવોજી૦
બ્રિંદા કહે કર જોરી, રાખો પ્રભુ લાજ મોરી;
આખીરકી દોરી નાથ, તુમહિ ચલાને વાલે. આવોજી૦

## ૧૦૨ : ભવાન

૧

શાને માટે ભજતો નથી સે'જે સીતારામ? (ટેક)
આ કાયા તુંને કામ ન આવે, હાડકા ને ચામ;
તેમાં શું મોહી રહ્યો છે? વિષ્ઠાનું ઠામ. શાને૦
ધૂતી ધન ભેળું કીધું, દાટ્યું રહેશે દામ;
દાદા બાબા છોડી ચાલ્યા, કેને ના'વ્યુ કામ. શાને૦
આંહીં તારા હુકમ હાલે, તહીંનો ગુલામ;
તલેતલનાં લેખા લેશે, નહીં પચે હરામ. શાને૦
દાસ ભવાન ભાવે ભજો, સેવો સુંદરશ્યામ;
રામચરણ નેડો રાખો, તો પામો વિશ્રામ. શાને૦

૨

પચરંગી બંગલો રે, શોભા તેની સરસ બણી;
એમા તો બિરાજે રે, આપે એક અલખ ધણી. (ટેક)
એ બંગલાને દશ દરવાજા, દશે દરવાજે નિશાન;
બ્રહ્મા મહેશ્વર એની ઓળંગ કરે છે, ગુરુથી શિષ્યને મળ્યુ જ્ઞાન;
ભગત કહેવાણો રે, મોટા મોટા ગ્રંથ ભણી. પચરંગી૦
માળા તિલક પાખંડ કરે તે, આત્મ ચેત્યા વિના ફોક;
તેને ત્રિવિધ તાપ શમ્યા નહીં, ભૂલમા ભમે ભોળા લોક;
ભૂલ જ્યારે ભાગે રે, સિદ્ધિ થાય આપ તણી. પચરંગી૦
સામા રે દેવ દેવળમાં દીસે, જો મળે સંત સુજાણ;
જીવ મટીને શિવ થઈ પામે, નિર્ભય પદ નિર્વાણ;
જુઓને તમાસો રે, ઘટમાં તો રચના ઘણી. પચરંગી૦
તન મુંડાવ્યુ પણ મન મુડાવ્યુ, તો શાને ધર્યો તેં ભેખ?
ભક્ત ભવાને નજરે દીઠા, અલખ નિરંજન એક;
કોણ કહે પાખંડ રે, મને મળ્યો અમૂલ્ય મણિ. પચરંગી૦

૩

(રાવણ-મંદોદરી સંવાદ)

ઓ રાણાજી! રામજી સંગાથે રાડ નવ કીજીએ;
વદે મંદોદરી રઘુવર કેરા ચરણ ધોઈ ધોઈ પીજીએ. (ટેક)
જેના ચરણ વડે અહલ્યા તારી, તે અહલ્યા વૈકુંઠ સિધારી;
એવા રામજી ઉપર જાઉં વારી. ઓ રાણાજી૦
એ બળિયાથી બળિયા એવા, એના ચરણ ચાંપે છે તમ જેવા;
સીતારામજીકી કીજે સેવા. ઓ રાણાજી૦
એને શિવ-બ્રહ્માદિક ન્હાય છે, એના ચરણ જોગેશ્વર ધ્યાય છે;
જેથી પાપી પાવન થાય છે. ઓ રાણાજી૦
મને પાછલી રાતે સ્વપનું થયું, જાણે રાવણ કેરું રાજ્ય ગયું;
લંકાનું રાજ વિભીષણને રહ્યું. ઓ રાણાજી૦
સ્વામી! સીતા આપી લાગો પાય, ત્યારે આપણાં કારજ સિદ્ધ થાય;
પછી લંકાનું રાજ્ય તો નવ જાય. ઓ રાણાજી૦
કેનું કહ્યું ન માનો તમે પાપી, સતી સીતાને પાછી શેં ના આપી?
રામ દશ મસ્તક કાપશે નાખી. ઓ રાણાજી૦
છે છેલ્લી શિખામણ નારતણી, કહી થોડી પણ માનજો જ ઘણી;
કહે ભવાન જગતનો રામ ધણી! ઓ રાણાજી૦

## ૧૦૩ : ભવાનીદાસ

૧

બપૈયા સત બોલો સત બોલો, તમને ગોરા પિરાની આણ. (ટેક)
ઊંચે રે મોલે આકાશ ગાજે, દાદુર કરે કિલોલા;
વણકંઠે તો કોયલ બોલે, અવિચળ બોલે મોરા. બપૈયા૦
વણ વાદળે વરસાદ વરસે, ઘટ ઘટ પ્રગટ્યા ભાણ;
કડચડ ઢડચડ બહુ ફળ લાવ્યા, વેડે ચતુર સુજાણ. બપૈયા૦

૨

હરિના ભજન વિના ચાલી ગઈ જુવાની રે. (ટેક)
તરુવર દેખીને લીધો વિસામો રે, આત્મા થયો મારો રાજી;
હરદમ હંસો ચાલવાને લાગ્યો, પ્રાણી પરદેશીમાંહેલો રે પંખી. હરિ૦
જુવાની જાતાં મેં તો જાણ્યું નહિ, ને ઘડપણ આવ્યું છાનુંછાનું;
કાળાં હતાં તે ધોળાં થયાં પ્રાણી, આવી મોત-નિશાની. હરિ૦
માત-પિતા ને કુટુંબ કબીલો, સાથે ના'વે ઘરનારી;
બંધવ ઊભા બારણે રે, કરતા કાઢવાની તરત તૈયારી. હરિ૦
કંકુવરણી કાય કામ ન લાગે, કેસરવર્ણી નારી નાની;
મૂઆ પછી સળગાવી દેશે, ને ઊડી જાશે તે વાની રે. હરિ૦
કાળ આવ્યો જ્યારે કારમો, ને થઈ આંસુડાંની એલી;
જોધા પ્રતાપે ભણે ભવાનીદાસ, રંગડો જાશે તારો રેલી રે. હરિ૦

## ૧૦૪ : ભાણ

૧

મનવા તનમેં લે તપાસી. (ટેક)
સારાસાર ભેદ નહિ જાન્યા, કહાં ભયો ગયો કાશી? મનવા૦
વેદવચનકો ભેદ ન પાયો, સદા પરત ભરમાસી;
તન અંતર આતમ નહિ જાને, કહાં ફરત બનબાસી? મનવા૦
સાક્ષી એક સબનમેં બસતા, તાહિ મૂલ ભટકાસી;
સતચિત્ આનંદ એક અરૂપક, ભાણ કહ્યા અવિનાશી. મનવા૦

૨

મનવા તનકા કહા ગુમાના?
આદ-અંત જો નહિ રહતા, અંદર દેખ પરાના. (ટેક)
મલિન માંસ વાહિકે અંતર, ઉપર ચર્મ ધરાના;
શ્યામ ગૌર હે વર્ણ જિનકા, આખર હોત જરાના. મનવા૦

રાવ રંકકા એક હિ રસ્તા, કર્મ ખાક હો જાના;
જૂઠ દેહમેં સાચ હિ એતા, ભાણુ હરિહર ગાના. મનવા૦

૩

જાનો જગ સુપનકા મેલા;
રાજરિદ્ધ સબ હિ મન દેખત, જાગત ભયા અકેલા. (ટેક)
માત-તાત-નર-નાર કબીલા, કદી ચલત નહિ ભેલા;
એક હિ આના એક હિ જાના, પાપ પુણ્ય ઘર ચેલા. જાનો૦
કહા તે આયા? કહાં જાઓગે? કર વિચાર મન મેલા!
ચટક રંગ હૈ ચાર ઘડીકા, તામેં કહા પરેલા? જાનો૦
રાવ-રંક કી ખબર ન પાઈ, ગયે ગુરુ અરુ ચેલા;
એક હિ નામ રામકા સચ્ચા, ભાણુ કહે ઘર પેલા. જાનો૦

૪

છાંડ ડાર સબ છલબલ મનવા! રમતા રામ જાનો. (ટેક)
તાહિ વિના ઐસો કોઉ હે, જામે રામ ન માનો;
રામ હિ એક સબનમે વસતા, કહેતે વેદ પુરાનો. મનવા૦
તાહિ ભૂલ ઓરનમેં ભમતા, જૈસે મૃગ ભટકાનો,
ઘૂમ ઘૂમ બાહિર નહિ દેખા, અંતર ભાણુ ધરાનો. મનવા૦

## ૧૦૫ઃ ભાલણ ✓

૧

મૈયા લાલને શણગારે, ચાલો જોવા જઈએ; (ટેક)
શ્યામસ્વરૂપ દેખીને શીતળ થઈએ. મૈયા૦ ૧
શીશ સાંકડે રાખી મૈયા ઘાલે ચદો ચાક,
વળી ઘૂઘરિયાળી ગોફણી ને માથે મોતીલાગ મૈયા૦ ૨
કાને મકરાકૃત કુંડળ કેરી જોડ;
નાકે બુલાખ વળી મુખમા તંબોલ. મૈયા૦ ૩

મૈયા મુખડું ધોઈને કરે કેસરની આડ;
વળી નેત્રો સમારી કરે, કાજળટપકું ગાલ. મૈયા૦ ૪
કોટે કૌસ્તુભ-મણિ ને માણુક ઓપંત;
વળી ઘૂઘરિયાળું ઘૂલરું તે કરડે છે નિજ દંત. મૈયા૦ ૫
બાંહે બાજુબંધ બેરખામાં સોનાની સાંકળ;
વીંટી જડિયા હીરલા કાંઈ તારાનું મંડળ. મૈયા૦ ૬
કટી ત્રોટી કંદોરેથી ઘૂઘરડાના ઘોર;
ફોરી પહેરી ઝાંઝરી ને પાની રાતીચોળ. મૈયા૦ ૭
રાજનીતિનાં રમકડાં એ માગે ધનુષ્ય ને ચાપ;
ભાલણપ્રભુ રઘુનાથ ભજતાં ટળશે તનના તાપ. મૈયા૦ ૮

૨

આવો ઝૂલડી[૧] પહેરાવું (૨)
બાર બાર બલી જાઉં, લાલાને ઝૂલડી પહેરાવું. (ટેક)
કરમાં લીધી ઝૂલડી ને, પાડે કૌશલ્યા સોર;
રામ રમો રંગમોહોલમાં, હું આપું કનકના મોર. આવો૦
ઉષ્ણકાળનો ઊનો વાયુ, કરમાય કોમળ અંગ;
પાયે પે'રાવું મોજડી, પછી રમો સખાને સંગ. આવો૦
કશ્યપસુત[૨] તો કઠણ તપે છે, જક્તને લાગે જ્વાળ;
વિષધર[૩] સરખા વિકળ થયા, તમે કોમળકાયા બાળ. આવો૦
ગૂંજે ઘાલું સુખડી ખાંતે, મેવા લ્યો મોંમાગ્યા;
ભૂમંડળના ભૂપતિ કહેશે, નાના નરપતિ નાગા. આવો૦
કૌશલ્યાએ કર ગ્રહીને, પે'રાવી બે બાંય;
કસકસી કૌસ્તુભમણિ સરસી, જેમ ન ભૂલે કયાંય. આવો૦
ઝળકતી શી ઝૂલડી પહેરાવી, માતા કરે ચૂંબન;
ભાલણપ્રભુ રઘુનાથ મહારાને, સોંપું તન-મન-ધન. આવો૦

૧ ઝૂલડી=અંગરખી. ૨ કશ્યપસુત=સૂર્ય. ૩ વિષધર=ઝેરી નાગ.

૩

ઝૂલડી ક્યાંય વિસારી, ઝૂલડી ક્યાંય વિસારી ?
તમે કહો રઘુબા રામા, છો સંત તણા સુખધામા. ઝૂલડી૦
જુગતે પહેરાવી ઝૂલડી, મૈયા ગઈ નિજ ધામ;
અનુચર[1] એક ઉનાતો[2] આવ્યો, ઝૂલડી શોધે રામ. ઝૂલડી૦
આગળ-પાછળ હીરા જડિયા, વચ્ચે માણેક મોતી;
કરમાં લીધો દીવડો ને હીંડે કૌશલ્યા જોતી. ઝૂલડી૦
સોના કેરી સોય મંગાવું, રૂપા કેરા ધાગા;
એ ઝૂલડી સીવવાને નવલખ દરજી લાગ્યા. ઝૂલડી૦
સમજાવ્યો સમજે નહિ શામો, કહ્યું ન માને કાલો;
રોઈ રોઈ ને જુલમ કરે, કોઈ ને જડી જ હોય તો આલો. ઝૂલડી૦
રોતા રહીને કહે રાઘવજી, જોડીને બે હાથ;
રાજહંસને મેં ઓરાઢી, ઊડી ગયો આકાશ. ઝૂલડી૦
ગિરિ ગહ્વર ગુફાઓ જોઈ, જોયાં ઝાડેઝાડ;
વસિષ્ઠનો શિષ્ય લાવ્યો ઝૂલડી, રામે છોડી રાડ. ઝૂલડી૦
મુખડું જોઈને માતા કહે છે, અકળિત[3] આ કુમાર;
ભાલણપ્રભુ રઘુનાથ મારો મુક્તિનો દાતાર. ઝૂલડી૦

૪

રામ રંગે રીખે,[4] કૌશલ્યાકુમાર રામ રંગે રીખે. (ટેક)
છબછબ કરતા છેડા પલાળે, પાણીડાં ઢોળે;
ચંચળ ચતુરા હૃદયે ચાંપી, બેસાડે ખોળે. રામ૦
કર ગ્રહી લાવે કૌશલ્યા, મહેલે પડસાળે;
ગોત્રજમાનો ઘૃતદીવડો, તે મુઠ્ઠીમાં આલે. રામ૦

૧ અનુચર=સેવક ૨ ઉનાતો=બૂમ પાડતો. ૩ અકળિત=કળાય નહિ તેવા અદ્ભુત. ૪ રીખે=ભાંખોડિયે ચાલે,

દીવડો મે'લાવી કૌશલ્યા, મણિ કરમા આલે;
મણિ તો લઈ મુખમા મેલે, દેવ નલે ભાળે. રામ૦
સુમિત્રા લાવે શેલડી, તે બાલકને ભાવે;
કટકા લઈ કોરાણે મૂકે, પાળી[1] લઈ ચાવે. રામ૦
ઘૂઘરા ઘમકે તેથી ચમકે, ઉતાવળા ચાલે;
કર તણી કોમળ આગળીઓ, તે ચણિયારે ઘાલે. રામ૦
ઘૂલર[2] ઘસે ખડખડ હસે, ક્રોધ કરે માતા;
બાળપણાને બલિહારી જાય, શંકર ને વિધાતા. રામ૦
અતિ આકળી થઈ માતા, લઈ બારણિયે બેસે,
રાય તણા મસ્તાના મદગળ,[3] વચ્ચે જઈ પેસે. રામ૦
અતિ અડપલા[4] કુંવર આપણા, કહો દિન કયમ જાશે?
ભાલણપ્રભુ રઘુનાથજીને, બાંધે પ્રેમ તણે પાશે. રામ૦

૫

આગણુડે રમો મનમોહન, તો મન માને મારુ રે;
પ્રાણુપેં મુજને અધિક વહાલુ, સુંદર મુખડુ તારં રે.
શરીર મેલુ થયુ છે સ્વામી, પડઓ તો નવડાલુ રે;
દ્રાક્ષ, ચરવી[5] ને ચારોળી, કહો તે આપું ખાવું રે.
ક્ષણ એક બેસો મનમોહન! ગૂંથું તારી ચોટી રે;
કેવડેલ[6] ઘાલીને ગૂંથું, જમ તે થાયે મોટી રે.
નયણે કાજળ સારીને, કરું નિલવટ[7] તિલક કેસરનુ રે;
એને ઘેર કન્યા છે સુંદર, તે નામ લે છે વરનુ રે
મારા સમ છે હો મનમોહન! માખણરોટી ખાઓ રે;
ઉપર સાકર દૂધ શિરાવો, ઝટપટ મોટા થાઓ રે.

---

૧ પાળી=છરી. ૨ ઘૂલર=ઘૂઘરીઓ ૩ મદગળ=હાથી ૪ અડપલા=તોફાની.
૫ ચરવી=એક જાતનો મેવો ૬ કેવડેલ=કેવડાનુ તેલ ૭ નિલવટ=કપાળ

૩

ઝૂલડી ક્યાંય વિસારી, ઝૂલડી ક્યાંય વિસારી ?
તમે કહો રઘુબા રામા, છો સંત તણા સુખધામા. ઝૂલડી
જુગતે પહેરાવી ઝૂલડી, મૈયા ગઈ નિજ ધામ;
અનુચર[1] એક ઉનાતો[2] આવ્યો, ઝૂલડી શોધે રામ. ઝૂલડી
આગળ-પાછળ હીરા જડિયા, વચ્ચે માણેક મોતી;
કરમાં લીધો દીવડો ને હીંડે કૌશલ્યા જોતી. ઝૂલડી૦
સોના કેરી સોય મંગાવું, રૂપા કેરા ધાગા;
એ ઝૂલડી સીવવાને નવલખ દરજી લાગ્યા. ઝૂલડી૦
સમજાવ્યો સમજે નહિ શામો, કહ્યું ન માને કાલો;
રોઈ રોઈને જુલમ કરે, કોઈને જડી જ હોય તો આલો. ઝૂલડી૦
રોતા રહીને કહે રાઘવજી, જોડીને બે હાથ;
રાજહંસને મેં ઓરાઢી, ઊડી ગયો આકાશ. ઝૂલડી૦
ગિરિ ગહ્વર ગુફાઓ જોઈ, જોયાં આડેઆડ;
વસિષ્ઠનો શિષ્ય લાવ્યો ઝૂલડી, રામે છોડી રાડ. ઝૂલડી૦
મુખડું જોઈને માતા કહે છે, અકળિત[3] આ કુમાર;
ભાલણપ્રભુ રઘુનાથ મારો મુક્તિનો દાતાર. ઝૂલડી૦

૪

રામ રંગે રીખે,[4] કૌશલ્યાકુમાર રામ રંગે રીખે. (ટેક)
છણછણ કરતા છેડા પલાળે, પાણીડાં ઢોળે;
ચંચળ ચતુરા હ્રદયે ચાંપી, બેસાડે ખોળે. રામ૦
કર ગ્રહી લાવે કૌશલ્યા, મહેલે પડસાળે;
ગોત્રજમાનો ઘૃતદીવડો, તે મુઠ્ઠીમાં ઝાલે. રામ૦

૧ અનુચર=સેવક ૨ ઉનાતો=બૂમ પાડતો. ૩ અકળિત=કળાય તેવા અદ્ભુત. ૪ રીખે=ભાખોડિયે ચાલે,

માતા નહીં થાઉં તમારી, ધાવ કહી મને જાણો રે;
મેં બાંધેલો માખણ માટે, તેથી રોષ ભરાણો રે?
કાલંદીમાં તમ ઉપર, જે હું નવ ઝંપલાવી રે;
જાણું છું તે વાત સંભારી, રીસ તારે મન આવી રે.
તેં દીધો તેમ કો દે નહીં, પ્રીત કરીને છેહ[1] રે;
ભાલણપ્રભુ રઘુનાથ! સંભારો એક ઘડી તો નેહ રે.

## ૧૦૬ : ભૂખણ

૧

છંદ ભુજંગી

કશી વાતનો ખરખરો મન ના'ણો,
સુખ દુઃખ તે દેહના ધર્મ જાણો;
કરોને તમે કોટિ લક્ષ પ્રકાર,
લખી વાત મિથ્યા ન થાયે લગાર! ૧

હરિશ્ચંદ્ર રાજા મહા પુત્રવાન,
નહીં કોઈ સંસારમાં એ સમાન;
તેણે નીચ ઘેર વહ્યા નીર ભાર,
લખી વાત મિથ્યા ન થાયે લગાર! ૨

સતી મુખ્ય કહાવે અહલ્યાજી જેહ,
જેના નામથી થાય નિષ્પાપ દેહ;
તેણે ઇંદ્ર સાથે કર્યો વ્યભિચાર,
લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૩

જુઓ જાનકીજી પડ્યા દુષ્ટ હાથ,
જેના સ્વામી છે કોટિ બ્રહ્માંડનાથ;
આપોઆપ લક્ષ્મી તણો અવતાર,
લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૪

---
૧ છેહ=ગો

શેલડી છે અતિશે સુંદર, કહો તો આપું છોલી રે;
દાડમ પાકા છે અતિ રાતાં, આગળ મેલું ફોલી રે.
આઘા-પાછા જાઓ જેટલે, હૈડું મારું કાંપે રે;
જાણું રખે કો વૃષભ[1] આવે, પ્રાણજીવનને ચાંપે રે.
કહ્યું કરો જો કુંવર મારા, તો તમને પરણાવું રે;
રાધા સરખી રૂપે રૂડી, વહુવર વહેલી લાવું રે.
તું તો સર્વસ્વ છે રે મારે, બીજું ન ગમે કાંઈ રે;
ભાલણપ્રભુ રઘુનંદન દીજે, એકવાર મુજને સાંઈ[2] રે.

૬

રાગ દેશાખ

(જશોદાનો ઠપકો)

જશોદા છોડો કહાનને, ઢોળી ગોરસ-ગોળી રે;
એવડી રીસ ઘટે નહીં, તમો જાણો છો ભોળી રે. જશોદા૦
અળગાં ઊભાં દુ:ખ ધરે છે, બાળક સઘળાં ટોળી રે;
આંખડી જુઓ થઈ છે રાતી, રોતાં અતિ ચોળી રે. જશોદા૦
હઠ કીધે કાંઈ નહીં આવે, જે મહી નાખ્યું ઢોળી રે;
તમને તો દુ:ખ નથી લાગતું, ભાલણજન મન હોળી રે. જશોદા૦

૭

(કૃષ્ણ મથુરા ગયા પછી જશોદાનું કલ્પાંત)

મીઠડા માવજી[3] રે! મારે મંદિર આવો;
પ્રેમે પીરસું પરમાનંદ! તો કૂર[4] ને દૂધ શિરાવો.
મથુરા રિદ્ધિ પામ્યા ઘણી, વાધ્યું છે અતિ તેજ રે;
સહી જાણજો મારા સરખું, કો નહિ આણે હેજ[5] રે.
ધવરાવીને હૈડે ચાંપતી, તેમ દેવકી નહિ ચાંપે રે;
રોમાંચિત મારી દેહડી થાતી, તેમ તેની નહિ કાંપે રે.

---

૧ વૃષભ=આખલો, બળદ. ૨ સાંઈ=આલિંગન ૩ માવજી=કૃષ્ણ.
૪ કૂર=ભાત. ૫ હેજ=હેત.

માતા નહીં થાઉં તમારી, ધાવ કહી મને જાણો રે;
મેં બાંધેલો માખણ માટે, તેથી રોષ ભરાણો રે?
કાલંદીમાં તમ ઉપર, જે હું નવ ઝંપલાવી રે;
જાણું છું તે વાત સંભારી, રીસ તારે મન આવી રે.
તેં દીધો તેમ કો દે નહીં, પ્રીત કરીને છેહ[1] રે;
ભાલણપ્રભુ રઘુનાથ! સંભારો એક ઘડી તો નેહ રે.

## ૧૦૬ : ભૂખણ

૧

છંદ ભુજંગી

કશી વાતનો ખરખરો મન ના'ણો,
સુખ દુઃખ તે દેહના ધર્મ જાણો;
કરોને તમે કોટિ લક્ષ પ્રકાર,
લખી વાત મિથ્યા ન થાયે લગાર! ૧
હરિશ્ચંદ્ર રાજા મહા પુત્રવાન,
નહીં કોઈ સંસારમાં એ સમાન;
તેણે નીચ ઘેર વહ્યા નીર ભાર,
લખી વાત મિથ્યા ન થાયે લગાર! ૨
સતી મુખ્ય કહાવે અહલ્યાજી જેહ,
જેના નામથી થાય નિષ્પાપ દેહ;
તેણે ઇંદ્ર સાથે કર્યો વ્યભિચાર,
લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૩
જુઓ જાનકીજી પડ્યા દુષ્ટ હાથ,
જેના સ્વામી છે કોટિ બ્રહ્માંડનાથ;
આપોઆપ લક્ષ્મી તણો અવતાર,
લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૪

૧ છેહ=જો

વળી પાંડવોની કહું એક વાત,
જેના સારથિ નિત્ય વૈકુંઠનાથ;
હાર્યા રાજ રિદ્ધિ તથા નિજ નાર,
લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૫

મહા પુણ્યકારી જેને સિદ્ધ નાથ,
ચાલી નીસર્યાં નારી લૈ વન સાથ;
બહુ કષ્ટ વેઠચું તેણે વર્ષ બાર,
લખી વાત મિથ્યા ન થાયે લગાર! ૬

શા માટે તમે ભાર માથે ધરો છો?
વળી 'હું કરું, હું કરું' એ કહો છો?
કરોને તમે ચિત્ત સાથે કરાર,
લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૭

કરી વિનતિ સર્વને કહું છું વાત,
રચ્યા ભૂખણે તે સુણો શ્લોક સાત;
ઘણા સાંભળ્યા જોગ સાધુ વિચાર,
લખી વાત મિથ્યા ન થાયે લગાર. ૮

## ૧૦૭ઃ ભોજલ

(કાચબા-કાચબીનો પ્રસંગ)

૧

કળકળ મા કાચબી કૂડી, રામૈયાની રીત છે રૂડી;
ધણીનો આશરો ધારે રે, તેને મારો સાહેબ તારે રે. (ટેક)

કાચબો કાચબી સાથ રે રે'તાં, હતાં હરિનાં દાસ;
દર્શન કરવા બહાર નીકળિયાં, રાખીને વિશ્વાસ,
નીકળતાં નજરે ભાળ્યાં, પારધીએ બાંધી વાળ્યાં રે. કળકળ૦

અમે તમારે આશરે હતાં, ભજતાં દી ને રાત;
છળ કરીને છેતરી વાળ્યાં, જાણી નહિ તેની જાત,
હરિ મારા હાજર રે'જો, કસાઈને કાંઈક કે'જો રે. કળકળ૦

જળ વિનાનાં મીન જ તલખે, માત વિના જેમ બાળ;
ખોઈમા ઘાલીને ખભે ચડાવ્યાં, પડી પેટમાં ફાળ,
નિશ્ચે નમેરાં થાશે, તરત અમારા પ્રાણ જાશે રે. કળકળ૦

જળમા તો અમે ઝીલતાં રે, કરતાં નિત કલ્લોલ;
નીચની સંગે બહાર નીકળ્યાં, માથે પડયા બહુ રોળ,
સંગે હીણાની ચડિયાં રે, હાથ કસાઈને પડિયાં રે. કળકળ૦

સાયરમાં તો સુખિયાં હતાં, આનંદ કરતાં આપ;
ઠેલી ઠેલીને ઠામે ઘાલ્યાં, હેઠે કર્યો બહુ તાપ,
બાળવાને જ્યારે લાગ્યાં, સાયર મેલી શીદને ભાગ્યાં રે? કળકળ૦

વારતી'તી કંથને તે વાસતે, કંથે ન માન્યું કે'ણ;
આવ્યો હવે કાળ કોણ ઉગારે, નીચાં ન ઢાળો નેણ,
પ્રભુ તારો કયાં ગયો,પ્રાણી! માથે આવી મોત નિશાની રે! કળકળ૦

કાચબી કે' છે: કાચબા તારો કયાં છે રાખણહારો રામ?
હરિ નથી કો'ના સાથમાં, તમે એ શું બોલ્યા શ્યામ?
મરવા ટાણે મતિ મુઝાણી, તૃષ્યા પછી ઝાલવું તાણી રે! કળકળ૦

કાચબો કે' કાચબીને: તું ધારણ રાખને ધીર;
આગમાંથી ઉગારશે વા'લો જુગતે જાદવ વીર,
ચિંતા મેલી ચરણે આવો, મરવા તુંને નહિ દે માવો રે. કળકળ૦

કાચબી કે' છે: કર્તા ન આવ્યા–આવ્યો આપણો અંત;
પ્રાણ ગયા પછી પો'ચશે વારુ, એ શું બાંધો તંત?
આમાંથી જો ઊગરીએ, સાયર બહાર પગ ન ભરીએ રે. કળકળ૦

અબળાને ઇતબાર ન આવે, કોટિક કરો ઉપાય;
કહ્યું નહિ રે કોઈનું માને, ગાયું પોતાનું ગાય,
એવી વિશ્વાસની નોણી, પ્રથમથી મત છે પોણી રે. કળકળ૦

કાચળી કે' છે : કોણ ઉગારે ? જાતા રહ્યા જગદીશ;
ચારે દિશાથી સળગાવી મેલ્યાં, બચ્ચાંઓ પાડે ચીસ,
જેનો વિશ્વાસ છે તુંને, તેનો ઇતબાર ન મુને રે. કળકળ૦

બળતી હો તો બેસને મારી, પીઠે જ રાખું પ્રાણ;
નિંદા કરે મારા નાથની, એ તો મુજને મારે બાણ,
વા'લોજી આવશે વારુ, આમાંથી ઉગારવા સારુ રે. કળકળ૦

ત્રિકમજી ત્રણ લોકમાં મારે, કુટુંબ ને પરિવાર;
અટક વેળા આવજો, મારા આતમના આધાર!
છોગાળા વાત છે છેલ્લી, થાજો બળતાના બેલી રે. કળકળ૦

કેશવજીએ કરુણા કીધી, મોકલ્યા મેઘ મલાર;
આંધણમાંથી ઉગારી લીધાં, લેશ ન લાગી વાર,
ભોજલ ભરોસો જેને, ત્રિકમજી તારશે તેને રે. કળકળ૦

૨

આવો સંતો ઓરા રે, કહું વાત કાનમાં;
સમસ્યામાં સમજાવું રે, સમજી લેજો સાનમાં. (ટેક)

ખોટો સઘળો ખેલ ખલકનો, સ્વપ્નવત્ સંસાર,
ફોકટ માંહે ફસી પડી નર, ખાંતે થાય ખુવાર;
ડરતા તેથી રે'જો રે, ગુંથાજો તમે જ્ઞાનમાં. આવો૦

નારી લાગે બહુ પ્યારી, પણ નરકતણી તે ખાણ,
જીવતી ડાકણ ગણજો એને, બહુ વરસાવતી બાણ;
સંભાળીને રે'જો રે, અંજાશો નહિ અજ્ઞાનમાં. આવો૦

સાચું પૂછો તો સર્વે કહું, છોડી દઈને શર્મ,
સંતોની પણ મહા સાલ છે, ભાંગી દઉં છું ભર્મ;
જેમ જળ ઝાંઝવાનાં રે, ભટકાવે બેભાનમાં. આવો૦

માનો તો કહું મોઢે ચડીને, ઝાલ્યું ન રે'તું મન,
માયા તો છે છાયા જેવી, એ છે જીવતું જીન;
નરકમાં નાખે રે, ડોલાવી અભિમાનમાં. આવો૦

કાચી કાયા ઘડા સમી છે, નથી ઘડી પળ આશ,
મનખા દેહી ફરી નહિ મળે, થાશે અંતે ત્રાસ;
ચેતી ભોજલ રાખો રે, ભક્તિ ભગવાનમાં. આવો૦

## ૧૦૮ : ભોજો ભગત

૧

ભક્તિ શૂરવીરની સાચી રે, લીધા પછી કેમ મેલે પાછી? (ધ્રુવ)
મન તણો નિશ્ચય મોરચો કરીને, વધિયા વિશ્વાસી;[1]
કામ ક્રોધ મદ લોભ તણે જેણે ગળે દીધી ફાંસી. ભક્તિ૦
શબ્દના ગોળા જ્યારે છૂટવા લાગ્યા, મામલો રહ્યો સૌ મચી;
કાયર હતા તે તો કંપવા લાગ્યા, એ તો નિશ્ચે ગયા નાસી. ભક્તિ૦
સાચા હતા તે સન્મુખ રહ્યા, ને હરિસંગાથે રક્ષા રાચી;
પાંચ પચીસ[2]ને અળગા મેલ્યા, પછી બ્રહ્મ રહ્યો ભાસી. ભક્તિ૦
કરમના પાસલા[3] કાપી નાખ્યા, ભાઈ ઓળખ્યા અવિનાશી;
અષ્ટ સિદ્ધિની ઇચ્છા ન કરે, એની મુક્તિ થાય દાસી. ભક્તિ૦
તન મન ધન જેણે તુચ્છ કરી જાણ્યાં, અહર્નિશ રહ્યા ઉદાસી;
ભોજો ભગત કહે ભક્ત થયા, એ તો વૈકુંઠના વાસી. ભક્તિ૦

૧. વિશ્વાસી=શ્રદ્ધાવાળા. ૨. પાંચ પચીસને=પાંચ ઇન્દ્રિયો તથા તેના વિષયોને. ૩. પાસલા=બંધ.

૨

હરિજન હોય તેણે હેત ઘણું રાખવું,
નિજ નામ ગ્રાહી નિર્માન રહેવું;
ત્રિવિધના તાપ તે જાપ જરણા કરી,[1]
પરિહરી પાપ રામનામ લેવું. હરિ૦
સૌને સરસ કહેવું, પોતાને નરસ[2] થવું,
આપ આધીન થઈ દાન દેવું;
મન કરમ વચને કરી નિજ ધર્મ આદરી,
દાતા ભોક્તા હરિ એમ રહેવું. હરિ૦
અડગ નવ ડોલવું, અધિક નવ બોલવું,
ખોલવી ગૂજ[3] તે પાત્ર ખોળી;
દીનવચન દાખવું, ગંભીર મનુ[4] રાખવું,
વિવેકીને વાત નવ કરવી પહોળી. હરિ૦
અનંત નામ ઉચ્ચારવું, તરવું ને તારવું,
રાખવી ભક્તિ તે રાંક-દાવે;
ભક્ત ભોજો કહે ગુરુ પરતાપથી,
ત્રિવિધના તાપ ત્યાં નિકટ ના'વે. હરિ૦

## ૧૦૯: ભોળાનાથ

૧

શરણું ખરું છે તમારું, પ્રભુજી મારે, શરણું ખરું છે તમારું!
અનુગ્રહ નાથ અપાર કીધા છે, (૨)
હૃદય થકી ન વિસારું. હાં હાં રે પ્રભુ, હૃદય૦ પ્રભુજી૦
પ્રતિપાલન પ્રભુ ધર્મ તમારો, (૨)
સર્વ તણું કરો સારું. હાં હાં રે પ્રભુ, સર્વ૦ પ્રભુજી૦

---

૧ જરણા કરી=ધીરજથી સહન કરી. ૨. નરસ=નીચા, અનાસક્ત
૩. ગૂજ=રહસ્યની વાત ૪. મનુ=મનની વ

નિષ્કૃતિ પાપ તણી કેમ થાશે? (૨)
નિંધકૃતિ જો વિચારું. હાં હાં રે પ્રભુ, નિંધ૦ પ્રભુજી૦
ભજન કરી ભગવંત અંતરમાં, (૨)
મંગળધ્યાન હું ધારું. હાં હાં રે પ્રભુ, મંગળ૦ પ્રભુજી૦

૨

કૃપા વિના પ્રભુજી કેમ કાર્ય સરે રે? (૨)
કેમ કાર્ય સરે રે? કેમ કાર્ય સરે રે? (ટેક)
અવલંબન આધાર તમારો, (૨)
તમ વિના અમારાં કષ્ટ કોણ હરે રે? કષ્ટ૦ કૃપા૦
જગત તણું રક્ષણ કરવાને, (૨)
પ્રભુ પ્રતિજ્ઞા તમારી, કદી નવ ફરે રે. કદી૦ કૃપા૦
શરણ તમારું ગ્રહણ કીધું છે, (૨)
ભવસિંધુ થકી તે તો સત્ય તરે રે. તે તો૦–કૃપા૦

૩

અન્ય નહિ પ્રભુ! ત્રાતા;
તુજ વિના અન્ય નહિ પ્રભુ ત્રાતા. (ટેક)
વિનય થકી વાત હું વિનતિ કરું છું, (૨)
વિશ્વતણા વિભુ ધાતા એ હાં, વિશ્વતણા૦ તુજ૦
સર્વ ઋષિ મુનિ, શુક સનકાદિક, (૨)
તુજ મહિમા ગુણ ગાતા એ હાં, તુજ મહિમા૦ તુજ૦
દીનદયાળ, તુજ કરુણા વિના, (૨)
કોણ કરે સુખશાતા? એ હાં, કોણ કરે૦ તુજ૦
આશ્રય એક તમારો ધારું, (૨)
સુખ–દુઃખના પ્રભુ શાતા! એ હાં, સુખ–દુઃખના૦ તુજ૦
સાષ્ટાંગે હું વંદુ વિભુને, (૨)
પરમપદ–મંગળદાતા, એ હાં, પરમપદ મંગળ૦ તુજ૦

૪

અપરાધ ક્ષમા કરો મારો, પ્રભુ! અપરાધ ક્ષમા કરો મારો; પ્ર૦
નિંદિત કર્મો જે મેં કીધાં, (૨) તે પ્રભુ સર્વ નિવારો. પ્ર૦
શરણે રહી પ્રભુ ચરણે વંદું, (૨) ભવજલ પાર ઉતારો. પ્ર૦
દાસ તણું રક્ષણ કરવાનો, (૨) છે પ્રભુ ધર્મ તમારો. પ્ર૦
કર જોડીને વિનતિ કરું છું, (૨) સંકટ સર્વે નિવારો. પ્ર૦

૫

મંગળ છે નામ તારું, મંગળ છે ધામ તારું,
મંગળ છે કામ તારું, ત્રિભુવન નાથ તું;
તુજ પદ છે વરદ, કૃત કર્મ ફળપ્રદ,
અવ્યક્ત અખંડ એક, અકળ અબાધ તું. મંગળ૦
એવો તું પ્રભુ મહાન, સઘળે બિરાજમાન,
જાણી લે બધી અમારી, અંતરની વાત તું;
અવગુણ છે અપાર, ગણના ન થાય નાથ,
તરવું છે તારે હાથ, પ્રભુ માત તાત તું. મંગળ૦

૬

સત્ ચિદ્ ઘન સુખકારક, જય દુઃખહારક હે!
અનુપમ દેવ દયાલા, જય જગવંદ્ય હરે!
અવિચળ શુભ પદદાયક, સૃષ્ટિનાયક હે!
પ્રણતજન પ્રતિપાલા, જય જગવંદ્ય હરે!
અશરણ શરણ શિવ, અદ્વય કરુણામય હે!
મંગલકારી મહેશ, જય જગવંદ્ય હરે!
અતિ અદ્ભુત બલધારક, જય જગતકારક હે!
વ્યાપી રહ્યા વિશ્વેશ્વર,' જય જગવંદ્ય હરે!
દુર્ગુણ દુર્મતિનાશક, સ્વયં પ્રકાશક હે!
ષડ્ગુણ યુત ભગવંત, જય જગવંદ્ય હરે!

ભવપતિ ભવદુઃખભંજન, ભક્તરંજન મન હે!
આદ્ય અવ્યક્ત અનંત, જય જગવંદ્ય હરે!
જય જય જય જગદીશ્વર, જય પરમેશ્વર હે!
નિર્મળ નિત્ય નિઃસંગ, જય જગવંદ્ય હરે!
પરમ રમ્ય પદપંકજ, પ્રેમ ભક્તિમય હે!
નમીએ સદા સાષ્ટાંગ, જય જગવંદ્ય હરે!

૭

મારી રે કટારી સંતો પ્રેમની, લાગી કલેજા માંહ્ય જી;
અંગોઅંગમાય વેદના, નિશદિન ખટકે તન માંહ્ય જી. (ટેક)
સદ્‌ગુરુ શર તાકીતાકીને, સાચાં માર્યાં જેણે બાણ જી,
ઘાયલ કીધા તનમન જ્ઞાનશું, એસુખ જાણશે કોઈ જાણ જી. મા૦
નેહ-અગ્નિ રે જેના અંગમાં, તપ્યાં તેનાં રે તન જી;
સુખ ના ગમે આ સંસારનુ, બાંધ્યા સદ્‌ગુરુથી મન જી. મા૦
પ્રીત જોડી જેણે પ્રાણથી, તેને ઘડી ન રહેવાય જી;
જળથી વિછૂટી જેમ માછલી, તલખી તલખી મરી જાય જી. મા૦
પ્રીત જોજો રે બપૈયા તણી, જેની ન ટળે ટેક જી;
પૃથ્વી પડ્યા રે જલને નહીં નમે, અધરબુંદ પીએ એક જી. મા૦

૮

ઈશ ભજે સોઈ સબ ફલ પાવે. ઈશ૦
વાપી-કૂપ બને બહુ તેરે ઘન બિન,
પૂર્ણ ન સુખ ઉપજાવે. ઈશ૦
દીપ પ્રકાશ કહાં તક પહોચે?
રવિ પ્રગટત તબ રજની જાવે. ઈશ૦
ત્યોં વ્યાપક પ્રભુ સબ હિ બનાવત,
કૃત સમ ફલ શુભાશુભ પાવે. ઈશ૦

ઉનકે વશ હૈ સબ એક દેશી,
પરવશ જગ જાચન કયું જાવે? ઈશ૦
સચ્ચિદાનંદ બ્રહ્મ નિજ જનકું,
જો ચાહે સોઈ તુરત મિલાવે. ઈશ૦

## ૧૧૦ : મનીરામ

જય જાનકીનાથા, પ્રભુ જય શ્રીરઘુનાથા;
દોઉ કર જોડી વિનવું, પ્રભુ મોરી સુનો બાતા. (ટેક)
તુમ રઘુનાથ હમારે, પ્રાણ પિતા માતા, (પ્રભુ૦)
તુમ હિ સખા તુમ સંગી, ભક્તિ-મુક્તિદાતા. જય૦
બંધ ચોરાસી છુડાવો, મીટે યમત્રાસા, (પ્રભુ૦)
નિશદિન પ્રભુ મોહે રાખો, ચરણ શરણ વાસા. જય૦
રામ લછન ભરત શત્રુઘન, સંગ ચારો ભ્રાતા, (પ્રભુ૦)
ઝગમગ જ્યોતકી આરતી, કરે કૌશલ્યા માતા. જય૦
કિરીટ મુકુટ કર ધનુષ બિરાજે, શોભા અતિ ભારી, (પ્રભુ૦)
મનીરામ કરે દર્શન, પલ પલ બલિહારી. જય૦

## ૧૧૧ : મનુ હરિદાસ

૧

અમે 'વિષને ઉતાર્યાં' ઘોળી ઘોળી,
રંગેરંગમાં રાજ, વિષને ઉતાર્યાં ઘોળી ઘોળી. (ટેક)
તમ વિષ તેજહીન, આ તેજ દેહને,
નહીં લાગે, પ્યાલા એ નાખો ઢોળી. રંગેરંગમાં૦
અમે મૃત્યુને ભેટી, પાછા આવ્યા,
થયા મુક્ત, કાળપાશને છોડી. રંગેરંગમાં૦
હવે બંધનમાં, બાંધશો શી રીતે?
ફેંકી દીધા, ભવબંધ તોડીતોડી. રંગેરંગમાં૦

રાગ ત્યાગ્યા, વૈરાગ્ય હૃદે ધાર્યા,
બાળ્યાં માન અને મોહ ખોળીખોળી. રગેરગમાં૦
રાજપાટ–ઠાઠથી ન રીઝનારા,
ભેખ લીધા, ભભૂત અંગે ચોળી. રગેરગમાં૦
હવે રાજસી ભોજન નથી જમવાં,
પ્રેમ ટુકડા માંગીશું, ધરી ઝોળી. રગેરગમાં૦
અવિનાશીનાં અમૃત પામ્યા,
આત્માને પ્રેમરંગમાં ઝબોળી. રગેરગમાં૦
અમ તનને અડે ન ડાઘ વિષના,
મનમેલ કાઢ્યા, સો ચોળીચોળી. રગેરગમાં૦
તમ વચન બાણ છાતી નહિ વીંધે,
પે'ર્યાં શાંતિ–કવચ, વજ્ર જોડી. રગેરગમાં૦
ઘણો દૂર છે અમારો પંથ તમથી,
થાકી જશો નહીં પહોંચો દોડી દોડી. રગેરગમાં૦

૨

સાધુનો સંગ મીરાં તમે મૂકી દ્યો, મૂકી દ્યો તુલસીની માળા;
વેશ વેરાગીનો મીરાં શું ગમ્યો? તમે ત્યજી મહેલ રૂપાળા. સા૦
સાધુનો સાથ રાણા! મૂકું નહિ, મૂકું ન તુલસીની માળા;
રંગ–મહેલ રાણા! રુચતા નથી, ભજું શ્રી ગોવિંદ ગોપાળા. સા૦
ભક્તિ ને ભાવ મીરાં તમે મૂકી દ્યો, કુલને લાંછન લાગે;
સતીએ પતિના ધર્મ પાળવા, રાજ રીઝે ન ત્યાગે. ભક્તિ૦
ભક્તિનો ભાવ રાણા મુકાય નહીં, કુલને ઉજ્જ્વલકારી;
પતિ તો સાચો સૌનો એક છે, ભજવા જેવો ગિરધારી. ભક્તિ૦
માનો મીરાં તમે બહુ થયુ, હઠ કરશો ના ઝાઝી;
રાજ્ય અમારાં નિંદાય છે, મરીએ લોકોમાં લાજી. માનો૦

લોક રિઝાવી રાણા શું કરું ? રામ રીઝવવો મારે;
લોક રીઝે ભવબંધન પડે, રામ ભવપાર ઉતારે. લોક૦
સુખ તજી મીરાં દુઃખ માગો ના, ખડગ છે કારમી માહરી;
હઠ કરી જો નહીં માનો તો, હવે શિર લઈશ ઉતારી. સુખ૦
શિર સાટે હું ભક્તિ કરું, દુઃખ થવાં હોય તે થાજો;
ગુણ ગાતાં ગિરધરલાલના, શિર ભલે સો વાર જાજો. શિર૦
રીસ ચડી રાણાને અતિ, તાતી તલવાર તાણી;
તેજ હળ્યાં ગિરધરલાલનાં, મીરાં સામે ચાર દેખાણી. રીસ૦
સાચું જોઉં કે આ સ્વપ્ન છે ? રાણો વિસ્મય થાયે;
નજર ઊંચે-નીચે જ્યાં કરે, ત્યાં બધે મીરાં દેખાયે. સાચું૦
એકમાંથી રૂપ અનેક કરે, ખેલ બહુવિધ ખેલનારી;
કૃતિ એની સમજાય ના, નારી આ તો છે જાદુગારી. એક૦
કોપ કરી રાણે હુકમ કર્યો, રાજ તજી જાવ અમારાં;
પાછાં ફરી નહીં આવશો, મુખ નથી જોવાં તમારાં. કોપ૦
રાયકા તું સાઢણી શણગારજે, જાવું મારે સો સો રે કોષ;
રાણાજીના રાજ્યમાં, મારે જળ પીવાનો દોષ. રાયકા૦

૪

તમે જાવ એમ કહેશો તો જાશું,
  મહારાણા ! પાછાં પગલાં નહિ માંડશું;
પ્રભુ સંગાથે પ્રીત એક જોડી,
  લોકલાજ રાજપાટ અમે છાંડશું, મહારાણા ! પાછાં૦
ગમે વૈભવ વિલાસ ના તમારા,
  અમે વનવનમાં ફરનારાં, મહારાણા ! પાછાં૦
હીર ચીર અલંકાર નહીં જોઈએ,
  અમે ભભૂત ચોળી ભમનારાં, મહારાણા ! પાછાં૦
તમે ભોગી અમે બન્યાં જોગી;
  મેળ બેના નથી મળનારા, મહારાણા ! પાછાં૦

તમે રાગી મૃત્યુલોક જીતો;
અમે ત્યાગી બ્રહ્મદેશ જીતનારાં, મહારાણા! પાછાં૦
તમે રીઝો શરીર ઠાઠમાઠે;
અમે આત્માને જાણનારાં, મહારાણા! પાછાં૦
તમ નાવડી ડોલે ભવનીરે;
અમે ઊભાં સંસારને તીરે, મહારાણા! પાછાં૦
દેહલગ્ન તો આપની સંગાથે;
આત્મલગ્ન થયાં પ્રભુ સાથે, મહારાણા! પાછાં૦
નાશવંત આ જગતથી શું રાચો?
હરિગુણ ગાઈ મુજ સાથ નાચો, મહારાણા! પાછાં૦
ઘણું લેવા માટે થોડું ત્યાગ્યું;
મૂકી મેવાડ મોક્ષલોક માગ્યું, મહારાણા! પાછાં૦
એવું કહીને મીરાંબાઈ ચાલ્યાં;
પંથ સૌરાષ્ટ્ર દેશના ઝાલ્યા, મહારાણા! પાછાં૦

૩

જેસલ-તોરલનો સંવાદ

તોરલ:
જેસલ, દેવા પડશે જવાબ, જરૂર પરલોક પંથે;
જેસલ, તરે પુણ્ય સહાય, ડૂબે છે ત્યાં પાપ અંતે. જેસલ૦
જેસલ:
મેં તો કીધાં છે પાપ, તોરલ! ઘણાં મેં તો કીધાં છે પાપ,
બંધનમાં બાંધી બાંધી માર્યા, રેંસી રાંકોના લીધા છે શાપ,
નથી પુણ્ય કીધાં જરાયે, કોણ જાણે ગતિ શી થશે? જેસલ૦
તોરલ:
આજ સુધી બાંધ્યા અન્યને, હવે કર્મબંધને બંધાયો તું,
એ વજ્રપાશથી છૂટવા માટે, કીધાં છે સુકૃત શું?
જેસલ! પૂછશે જમરાય, ઉત્તર શું આપીશ ત્યારે? જેસલ૦

જેસલ :
જન્મ ગુમાવ્યો મેં એમ, તોરલ! વૃથા જન્મ ગુમાવ્યો મેં એમ,
છૂટવાનો ન ઉપાય જાણું, કે કલ્યાણ થશે હવે કેમ?
પાપી હું તો પૂરો છું, હાય! મુજ અધમને કોણ તારે? જેસલ૦

તોરલ :
પાપ તારાં પ્રકાશ જેસલ! છાનાં પાપ તારાં પ્રકાશ,
તું પતિત-પ્રભુ પતિતપાવન છે, ઉગારે અધમ અવિનાશ;
સાચો થા ઓ જૂઠડા જીવ! સાચાનો સંગાથી પ્રભુ! જેસલ૦

જેસલ :
જન્મ થકી જ જૂઠો જાણ, તોરલ! મને જન્મ થકી જૂઠો જાણ,
જૂઠ વર્ત્યો, વદ્યો જૂઠ, ગાળ્યું જૂઠે જૂઠું જીવનનું પ્રમાણ;
સત્ય ન જાણું જૂઠેરી જાત, કર સાચો તો સાચો બનું. જેસલ૦

તોરલ :
સત્ય પ્રભુ છે એક, જેસલ! જાણ, સત્ય પ્રભુ છે એક,
એ સત્યને સેવતાં સત્ય બને, નર રાખે જો નિશ્ચળ ટેક;
બાકી જૂઠી જગની જંજાળ, નથી કોઈ સત્ય બીજું. જેસલ૦

જેસલ :
ભજવા સચ્ચિદાનંદ, તોરલ! મને ભજવા સચ્ચિદાનંદ,
સાચાને સેવી થવું છે સાચું, છોડી મિથ્યા પ્રપંચના ફંદ;
ઓળખાવ મને અવિનાશ, ઉપકાર ન ભવમાં ભૂલું. જેસલ૦

તોરલ :
અર્પણ થયેલી છું હું, જેસલ! જેને-અર્પણ થયેલી છું હું,
શરણ ગ્રહણ કરી આવ આ દરિયે, ભક્તિ મારી સાથે તું;
જીવનનું છે સાર્થક એ જ, કમાણી છે એ જ ખરી. જેસલ૦

કવિ :
ફેંકી દીધી તલવાર, જેસલે પાછી ફેંકી દીધી તલવાર,
ઝાંઝ લીધી પ્રભુનામ ઉપર, થયો નાચવા માટે તૈયાર;
જેસલ જેવો જગતનો ચોરટો, તોરલે એને તારી દીધો! જેસલ૦

૪

સિદ્ધરાજ અને જસમા

રાજા :

શોભીતાં ઘણાં સુંદર શહેર, ઊંચાં મંદિર માળિયાં;
ઓપે છે ગુર્જરપતિ ઘેર, આવોને જસમા ઓડણી!

જસમા :

મારે તો નીચાં ઝૂંપડાં માંહ્ય, વસવું સદા વન વિષે;
ઊંચાં તમ મંદિર ને મહેલ, તેને હું રાજા! શું કરું?

રાજા :

વિકટ અતિ વનના પ્રદેશ, નિર્જન ખાવા ધાય છે;
રૂડો મારો પાટણ દેશ, આવોને જસમા ઓડણી!

જસમા :

રહેવું મારે સરિતાને તીર, સઘન તરુકુંજમાં;
શહેરમાં તો તાપે તપશે શરીર, ત્યાં આવી રાજા શું કરું?

રાજા :

નથી જોયાં રાજઉદ્યાન, સુરમ્ય સરોવરનાં તીરો;
ઝૂકી રહ્યાં જ્યાં ફળફૂલપાન, આવોને જસમા ઓડણી!

જસમા :

નથી મેના-પોપટ ને મોર, શહેરમાં કોયલ નથી;
શહેરમાં તો તારે રહે કૂડા ચોર, ત્યાં આવી રાજા! શું કરું?

રાજા :

વનમાંય વિખધર મહા વિકાળ, વાઘ વરુ રીંછડાં;
ઝડપીને મારી નાખે તત્કાળ, જસમા! તે વચ્ચે શું વસો?

જસમા :

શહેરમાં વિવિધ વિષય વિલાસ, વિખધરથીયે બહુ ભૂંડા;
કરું તેનો કેમ વિશ્વાસ, ભૂલે ચૂકે પણ જરી?

રાજા :

પરખી ન શકે મૂર્ખ ગમાર, રત્નો મોંઘા મૂલ્યનાં;
જસમા! આ તે શો અવિચાર, ભર્યો તમ હ્રદયમાં?

જસમા :

તમ મોટા રાજાઓની વાત, ગુણહીન ગાંડા જાણે ના;
અમે રંક ગરીબની જાત, રાજાજી! રોષ ન આણશો.

રાજા :

સોનાં રૂપાં પગમાં વેરાય, ધનના ભંડારો ભર્યા;
શહેરમા ન કોઈ ગરીબ દેખાય, આવોને જસમા ઓડણી!

જસમા :

ઉદ્યમ કરે આનંદ અપાર, ગરીબી મને બહુ ગમે;
જીવિત ધનિકોના ધિક્કાર, ત્યાં આવી રાજા શું કરું?

રાજા :

ધનથી સુખ સર્વસ્વ હોય, નિર્ધનિયાં અથડાય છે;
ગરીબ થવા ઇચ્છે ન કોઈ, જસમા! ઘેલાં કાં થયાં?

જસમા :

ધનમાં સુખ છે નહીં જરાય, દુર્ગુણ તણું મૂળ છે;
ઘેલો થઈ એની પૂંઠે જે ધાય, દુઃખી થઈ પસ્તાય છે!

રાજા :

મિથ્યા-સાવ જૂઠાં પ્રમાણ, વાચાળના વાદ છે;
આપું આભૂષણ મૂલ્યવાન, પહેરોને જસમા ઓડણી!

જસમા :

નથી ખરાં આભૂષણ એહ, સદ્‌ગુણ શણગાર છે;
નીતિથી શોભે નારીનો દેહ, શિયળવ્રત સાચવે.

રાજા :

આપું મારો હીરાનો હાર, તારલિયા જેમ ઝગમગે;
જસમા! સાચો એ શણગાર, પહેરો તો દીપી ઊઠશે.

જસમા:

વિવિધરંગી પુષ્પોની માળ, પહેરું કંઠે મહેકતી;
વનમાળણી વસંતને કાળ, હીરા તો હૈયે ખૂંચશે.

રાજા:

આપું લ્યો ને હીરના ચીર, રંગીન ભાતભાતનાં;
કંચન જેવું શોભે શરીર, અપસરા સમ લાગશો.

જસમા:

હરે ન મન હીરનાં ચીર, દીઠાં એ ગમે નહીં;
પહેરે ધનવાનો અમીર, ખપે ન હુ ગરીબને.

રાજા:

આવો તો ખવડાવું પકવાન, ભોજન મનભાવતાં;
મીઠાં અમૃત સમાન, સ્વાદિષ્ટ રુચિકર અતિ.

જસમા:

રૂડાં ગરવી ગાયનાં દૂધ, એથી શું અધિક બીજું?
જમું સાત્ત્વિક ને શુદ્ધ, રાજસી અન્ન ખાઉં ના!

રાજા:

આપણુ બેયની સરખી છે જોડ, પટરાણી પાય દાબશે;
પધારો, જસમા! રંગમહેલ, અધિક રાખું પ્રાણથી.

જસમા:

રાજન્! આ શું ખોટયા કુવેણ? કૂખ માની લજાવશો;
હું તો છોટી આપની બહેન, રાજા આ ઘટે નહિ!

રાજા:

ગુણિયલ ગોરી નૃપયોગ્ય નાર, ગરીબને લાયક નથી;
હાથી તો શોભે રાજદરબાર, આવોને જસમા ઓડણી!

જસમા:

તનમનથી પામ્યો પતિ એક, પરનરને પ્રીછું નહિ;
ભલો ભૂપ સ્વર્ગનો છેક, તેને હું રાજા શું કરું?

રાજા :
દુઃખી એક ગરીબ મજૂર, જેને ખાવા છે નહીં;
એવા તો મારે લાખ હજૂર, આવોને જસમા ઓડણી !

જસમા :
એના દુઃખે દુઃખી હમેશ, એના સુખે સુખ છે;
તન-મન-ધન સર્વસ્વ એ જ, બીજા બંધુ-બાપ સૌ.

રાજા :
અદ્‌ભુત આવું યૌવનરૂપ, કાલે કરમાઈ જશે;
જીવનના હ્યો લહાવ અનુપ, મૃત્યુ થતાં નાશ છે !

જસમા :
યૌવન-ધન-રૂપ અનિત, આખરે નાશ થઈ જશે;
રાખું સત્ય નીતિની રીત, જેને કાળ ખાય નહિ !

રાજા :
સુંદર સુકુમાર શરીર, રગડો કાં ધૂળ-માટીમાં ?
વીનવે સિદ્ધરાજ સુધીર, માનોને જસમા ઓડણી !

જસમા :
રુધિર માંસ હાડ ને ચામ-સૌંદર્ય તેમાં શું દીસે ?
રાજન્ ! રટી હ્યો રૂડા રામ, દેહ તો માટી-ધૂળ છે !

કવિ :
પકડ્યો જઈ રાજાએ હાથ, ઘેલું હવે બોલો મા;
વીનવે ગુજરાતનો નાથ, માનોને જસમા ઓડણી !

જસમા :
મને તમે મૂકો મહારાજ ! આમાંથી વિપરીત થશે;
તજી સાવ શરમ ને લાજ, અનીતિ શું આદરો ?

કવિ :
બોલ્યો હાંક મારી સિદ્ધરાજ : બહુ થયું-બસ કરો;
ઘરે જવા પામો નહિ આજ, મારું નહિ માનો તો !

સતીએ પછી દીધો છે શાપ, વિનાશ તારો થશે;
પાપી તને લાગ્યાં છે પાપ, રાજપાટ સર્વસ્વ જશે.
એવું કહી મારી કટાર, પોતાના ઉદર વિષે;
દેહથી વહી રુધિરની ધાર, સતીએ તજ્યો પ્રાણ ત્યાં!

૫

નરસિંહ મહેતા રા'માંડલિકના કેદખાના તરફ

હવે બેની રડવાં શાં હોય? આવે કસોટીને સમે,
ધાર્યાં જીવનાં નવ હોય, કરે પ્રભુને જે ગમે!
વિપત દેખી આપ હિંમત હારે શું? ધીરજ હૃદયે ધાર;
સૃષ્ટિમાં એમ જ ચાલ્યાં, અજવાળાં પછી અંધકાર. હવે૦
આટલા દિવસ ભજ્યા નાથ, નિરંજન ચૌટે ચોકે બહાર;
હવે બન્યા બંદીવાન, ભજીશું કારાવાસ મોજાર. હવે૦
ધર્મ મૂકી નથી વર્ત્યો અધર્મમાં, કીધાં નથી કૂડાં કામ;
સત્ય માટે શોચ હોય નહીં, મેં તો રટ્યા રૂડેરા રામ. હવે૦
ચોરી કરી જકડાય, કોઈ નર હત્યા કરીને બંધાય;
હું તો બંધાયો પ્રભુ અર્થે, ફળ યજ્ઞ તણાં શુભ થાય. હવે૦
ધન્ય ધન્ય જન્મ સફળ થયો, મંગલ ધન્ય ઘડી દિન એહ;
પુણ્ય પૂર્વનાં ઉદય થયાં આજે, પાવન થઈ મુજ દેહ. હવે૦
પ્રભુ અર્થે પિડાય સાચા, નાદ ગગને દુંદુભિના થાય;
એવે સમે આજ, દીકરી વહાલી, દિલડાં તારાં કાં દુભાય? હવે૦
જૂઠાનું જ્યાં વધે જોર, ત્યાં સાચાનું ઘર કેદખાનું હોય;
કંસના રાજ્યમાં કૃષ્ણ ક્યાં જન્મ્યા? સમજુ થઈ તું કાં રોય? હવે૦
જન્મારો આ ગયો ભગવદ્ ભજતાં, હવે રડવાનું હોય?
ઘટતું નથી તને ઘટતું નથી, રડે માયિક પામર કોય. હવે૦
માતા ને ભાઈ સિધાવ્યા સ્વર્ગમાં, પિતા સિધાવે છે કેદ;
હરિ છે શિરે હજી સર્વસ્વ છે જાણુ, શાને કરે આમ ખેદ? હવે૦

પળ પળ સહાય કરે સર્વત્ર, સદાય રહે સંગાથ;
સોંપું છું કર તારો એ પિતાને, જે છે અનંત બ્રહ્માંડનો નાથ. હવે૦

૬

ભારતગુરુ-તુલસીદાસને પત્નીનો ઠપકો

શું એવું તમે દીઠું મુજ તનમાંહી, જે અહીં આવ્યા ?
શું કહેવું મને સૂઝ પડે નહીં કાંઈ, જે અહીં આવ્યા !
હાડ-ચામ-મળ-મૂત્ર-માંસ ને રુધિર ભરેલી દેહ,
તેમાં શું લાગ્યું મન મોહક, છૂટી શક્યો નહીં નેહ. જે અહીં૦
અતિ મલિન ગંદી દુર્ગંધિત, વિષ્ઠાનો ભંડાર;
અડી શકાય ન એવી સઘળી, વસ્તુ ભરી અસાર. જે અહીં૦
રોગ ભરેલા રગરગમાં છે, નર્ક ભર્યાં નવ દ્વાર;
નથી કેસર કે કસ્તૂરી નથી, ચંદન સૂવા અગાર. જે અહીં૦
નકામી હાય નકામી અરે રે! તેમાં ચોટયું ચિત્ત;
થતે કલ્યાણ જો હોત કૃપાલુ, રામમાં એવી પ્રીત. જે અહીં૦
કહ્યાં વચન વિખ સમ તે માન્યાં, સાકર જેવાં મિષ્ટ;
ત્યાગી થઈ ચાલ્યા તુલસી, ઘર છોડી ભજવા ઇષ્ટ. જે અહીં૦
ઊંચ દેવળનાં ઊંચ શિખરો, અડતાં જઈ આકાશ;
જ્યાં ફરકે ધ્વજ આર્યધર્મના, સાધુ ભક્તના વાસ. જે અહીં૦
તે કાશીમાં પતિતપાવની, ભગવતી ગંગા પાસ;
આવી રહ્યા ઝૂંપડી બાંધી, ભજવા તુલસીદાસ. જે અહીં૦
રચી રામાયણ રેડી રેડી રસ, જ્ઞાન ભક્તિ વૈરાગ્ય;
તે દિનથી પ્રગટ્યો સઘળે, પ્રભુમાં જનને અનુરાગ. જે અહીં૦
જેણે તુચ્છ ગણી તુચ્છકાર્યાં, તુલસી-વનનું ઘાસ;
તે 'ભારત-ગુરુ'નું પદ પામ્યા, સાધુ તુલસીદાસ. જે અહીં૦

૭

મધુવનમાં ધ્રુવનું તપ

મધુવનમાં રે મધુવનમાં ધ્રુવે માંડયાં તપ-આસન રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં પ્રભુ કરવાને પ્રસન્ન રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં બેઠો સુમતિનો બાળ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં સિંહ વાઘ વરુ વિકાળ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં છે વિખધર મોટા વ્યાળ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં બહુ શીતળ વાયરા વાય રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં તડકામાં તન કરમાય રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં સરિતાનાં વહેતાં નીર રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં ઘેરી વૃક્ષઘટા ગંભીર રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં કુંજકુંજે કુસુમ-સુવાસ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં ફરતાં મૃગ ચરતાં ઘાસ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં રંગરંગના ઊડે પતંગ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમા ગુંજે સુમધુરા ભ્રંગ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં પંખીડાં ગાતાં ગીત રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં સોનેરી સંધ્યા નિત રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં રળિયામણું દીસે પ્રભાત રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં ભયપ્રદ અંધારી રાત રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં ત્યાં નાના ધ્રુવકુમાર રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં નિર્ભય નામને આધાર રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં જીતવા શ્રીજગદાધાર રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં કરતા જળ-ફળ-આહાર રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં જોગી બાલુડે વેશ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં શિરે જટા વધારી કેશ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં ધરી ધ્યાન કરે તપ ધીર રે મધુવનમાં.

મધુવનમાં રે મધુવનમા થયુ શુષ્ક અતિશે શરીર રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં પૂરવાને દાસની આશ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમા આવ્યા નારાયણુ પાસ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં દીધો છે ભક્તને સાદ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં કીધો છે શંખનો નાદ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં ધ્રુવે કર્યું હરિ–દર્શન રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં વહે પ્રેમનીર લોચન રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં કર જોડી બોલ્યો બાળ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં મને કૃતકૃત્ય કર્યો ગોપાળ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં થયો જન્મ સફળ મુજ આજ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં મળ્યા કૃપા કરી મહારાજ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં ધ્રુવે ચરણુ નમાવ્યુ શીશ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં દે શ્યામ–સુંદર આશિષ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં હરિ બોલ્યા ભક્તને કાજ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં તને મળશે મોટું રાજ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં તું પ્રાણુપ્રિય મને થઈશ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં આકાશમાં અવિચળ રહીશ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં તું પામીશ પૂર્ણ પ્રકાશ રે મધુવનમાં.
મધુવનમા રે મધુવનમાં ઝળકીશ જગમાં ચોપાસ રે મધુવનમા.
મધુવનમાં રે મધુવનમાં તું પવિત્ર છે પુણ્યવાન રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં ગુણુવાન બનીશ બળવાન રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમા પછી હરિ થયા અંતરધાન રે મધુવનમાં
મધુવનમાં રે મધુવનમાં ધ્રુવ પામ્યો આત્મજ્ઞાન રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં વળતી લીધી ઘરવાટ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં મળ્યાં સુખસંપત–રાજપાટ રે મધુવનમાં.
મધુવનમા રે મધુવનમાં થઈ કીર્તિ બધે દશ દિશ રે મધુવનમાં.
મધુવનમાં રે મધુવનમાં બોલો જય જય શ્રીજગદીશ રે મધુવનમાં.

૮

### પ્રહ્લાદ અને દૈત્યરાજ

પ્રહ્લાદ કહે પિતાને: 'રટું રામ રામ રામ;
મને રાજપાટ ના જોઈએ, તારા સુખસંપત ધનધામ.' પ્રહ્લાદ૦
'તારો રામ વસે છે ક્યા એ ? મુજને કેમ ના દેખાય ?
તુજ સામે છે પ્રત્યક્ષ, અને મુજથી કેમ છાનો છુપાય ?' પ્રહ્લાદ૦
'તુજ શિરે, નયને, હસ્તે, હૃદયે છે વિરાજમાન;
એ ન હોય, તો એક વેણુ ઉચ્ચારી શકાય નહિ અજ્ઞાની !' પ્રહ્લાદ૦
વિકરાળ બની ક્રૂર દૈત્યે ક્રોધ કરી ખેંચી તલવાર;
'બોલાવ તારા રામડાને અહીં, હુ લડવા છું તૈયાર.' પ્રહ્લાદ૦
'બેઠો અસિ પર દ્રગ સામે, પણ અંધને નહિ દેખાય;
તુજ અસ્ત્ર-શસ્ત્ર ના પહોંચે એને, તૂટી પડે બધાય' પ્રહ્લાદ૦
ત્રાડ મારી અચાનક ઊછળ્યો, પ્રહ્લાદ શિરે કર્યો પ્રહાર;
આચ આવી નહિ સહેજ, જોતજોતામાં અસિ ગઈ ગર્દનપાર. પ્રહ્લાદ૦
હસીને પ્રહલાદ કહે: 'જો, એમ તુંથી ન મારી શકાય;
મુજ રામની ઇચ્છા વિણ તુંથી, એક તૃણ ના હીલે જરાય.' પ્રહ્લાદ૦
ફરી બળ કરી અસુર ચોગમથી, દેવા મંડ્યો ખડ્ગપ્રહાર;
આરપાર અંગથી થાય, જેમ વહી જાય પાણીની ધાર. પ્રહ્લાદ૦
હસીને પ્રહ્લાદ કહે' 'જો આ રામ તણો પ્રતાપ;
હુ મરું ન તારે માર્યે, ભલે શસ્ત્ર લઈ શિર કાપ.' પ્રહ્લાદ૦
પગ ઝાલી ઉપાડી પછાડ્યો, સ્તંભ સાથે કરી હોકાર;
રંગબેરંગી કિરણો સ્તંભમાંથી, ઝળક્યાં અપરંપાર. પ્રહ્લાદ૦
હસીને પ્રહ્લાદ કહે: 'જો, મુજ રામનાં ઝળક્યા તેજ;
તું શોધ્યા કરે છે જેને, સામે આવી ઊભો છે એ જ.' પ્રહ્લાદ૦
સ્તંભના સામે પછી દૈત્યે જઈ લાત મારી કરી જોર;
બ્રહ્માંડ વિષે સંભળાય એવી મહા થઈ ગર્જના ઘોર. પ્રહ્લાદ૦

હસીને પ્રહલાદ કહે : 'જો, મુજ રામના સાભળ બોલ;
એ આવ્યો છે તને મળવા માટે, અંધા ! આંખો ખોલ !' પ્રહ્લાદ૦
ખડખડ અટ્ટહાસ્ય કર્યું દૈત્યે : 'હું તત્પરછું એ માટ;'
ને સ્તંભ વિષે એવો જ સામે થયો હસવાનો ખખડાટ. પ્રહ્લાદ૦
વેગ કરી સ્તંભને હલાવ્યો, દૈત્યે પકડી તે વાર;
ને ફાટ્યો સ્તંભ ધરા ધ્રૂજી, પ્રકટ્યા નરસિંહ અવતાર. પ્રહ્લાદ૦
હસીને પ્રહલાદ કહે : 'જો મુજ રામ તણું આ રૂપ;
તું કહેતો હતો : ક્યાં છે તે ? આજે પ્રગટ પેખી લે ભૂપ !' પ્રહ્લાદ૦

૯

હરિજન હરિ ગાઓ હરિ ગાઓ. (ટેક)
ફરીફરી નહિ મળે અવસર આવો. હરિજન૦
જેણે હરિ ગાયા, હરિ ગાયા,
તે તો અડસઠ તીરથ ન્હાયા. હરિજન૦
ધન્ય ધન્ય ગંગાબાઈની વાળી,
સવા વાલ થયા વનમાળી. હરિજન૦
ધન્ય ધન્ય બોડાણાને ભાવ્યા,
દ્વારકા છોડી ડાકોર આવ્યા. હરિજન૦
ધન્ય ધન્ય દ્વારકાના વાસી,
ડાકોર કીધું આપે કાશી ! હરિજન૦

૧૦

હરિભક્ત બોડાણો

ભેગા આવો મળી ભક્તવૃંદ, બોલો : જગદીશની જય ! (ટેક)
હું હલકો, હલકી મુજ વાળી, એથી હલકો મુજ નાથ;
જે મુજ હલકા પાસે વસ્યો આવી, હેતે ગ્રહીને હાથ. બોલો૦
ઊંચ–નીચનો નિયમ નથી, નથી રાય–રંકનો ભેદ;
પ્રીત જો હોય, તો પ્રેમે પધારે, ભક્તવત્સલ એ અભેદ. બોલો૦

ક્યાં એક તુચ્છ અભણ હું ગરીબડો ? ક્યાં શ્રેષ્ઠ બ્રાહ્મણ જાત ?
ક્યાં માયિક જડ મંદમતિ જીવ ? ક્યાં જગદીશ સાક્ષાત ? બોલો૦
પત્ર પુષ્પ ફળ કે જળ અંજલિ, શ્રદ્ધાથી અર્પે જે;
દીનદયાળુ કરે છે ગ્રહણ, અતિ પ્રેમ સહિત બધું તે. બોલો૦
જેવું તેવું જેમ તેમ જ્યાં ત્યાં, જેટલુ તેટલુ જે કાળ;
દર્શાવે ભક્ત ભક્તિથી હૃદે ભાવે, સ્વીકારી લે તે ગોપાળ. બોલો૦
વિદ્યા નથી, નથી સંપત્તિ અઢળક, નથી બળ કરવા યુદ્ધ;
પવિત્ર નથી, પુણ્યકર્મ નથી, તપ કીધાં નથી મેં વિશુદ્ધ. બોલો૦
સાધન શક્તિ સામે ન જોયું, દીન જાણી દ્રવ્યા મહારાજ;
દાસ માટે ડાકોર આવ્યા, કીધાં તુલસીનાં પત્રથી કાજ. બોલો૦

૧૧

✓ વ્રજના ગોવાળાની વાંસળી

કૃષ્ણ ગોવાળાની વાંસળી, વાજે ઘેરી મધુરી રે. (ટેક)
આનંદ–સાગર ઊલટ્યો અગાધ,
હૃદે રેલ્યો છલકાય ન સમાય;
બાવરી બની વ્રજબાળા રોકાય ના,
દોડી દોડી સૌ જાય રે. કૃષ્ણ૦
નાચે ગોપાલ સામે નાચે બ્રહ્માંડ,
નાચે જડ પણ ચેતન થઈ એકરંગ;
નરપુર નાચે નીચે સુરપુર ઊંચે,
નાચે ચંદ્ર ને ચાંદરણાં તે સંગ રે. કૃષ્ણ૦
શાંત થયા સર્વે કોઈ સ્તબ્ધ ને શૂન્ય,
ફરી આ શું ? વળી કૌતુક નવીન;
પળ પે'લાં જડ નૃત્ય કરતાં,
હવે થયાં ચેતન પણ ચેતનહીન રે. કૃષ્ણ૦

મુગ્ધ કર્યાં મોહને-મોહન કરી,
ચિત્ત આકર્ષી લીધા તાણી,
સ્થિર થયા લયલીન ગાન માહી,
મોહ્યા જમના મહારાણી રે. કૃષ્ણ૦
ભેદભાવ રહ્યો નહીં ભિન્નતા ટળી ગઈ,
અનેક એક રૂપમાં સમાય;
દ્વૈત ગયો ઊડી-અદ્વૈત આવ્યો આગે,
ઈશ જગમાં, જગ ઈશમાં જણાય રે. કૃષ્ણ૦
મોહ થયો કે મોહ ગયો સમજાય ના,
લીલા આ ચિત્ર-વિચિત્ર;
જુગજુગના અંધને દૃષ્ટિ નવી થઈ,
બન્યા પાતકી મહા પુણ્ય પવિત્ર રે. કૃષ્ણ૦
એકમાથી થયા, ગયા એકમા સમાઈ,
હવે આદિ અંત મધ્ય રહ્યો એક;
જાદવને જુદો કેમ જાણશો ? જણાવો,
ભાસે બ્રહ્મ ભરપૂર બધે એક રે. કૃષ્ણ૦

## ૧૧૨ : મનોહર

૧

ભજ તુ નાથ નિરંજન,
રે મન! ભજ તું નાથ નિરંજન,
નિજ પદદાયક, ભવ-ભય-ભંજન. (ટેક)
વ્યાપક રૂપ અનુપ અચલ અજ,
તમહર કામાદિક મદ-ગંજન. રે મન૦
શ્રીધર શેષ મહેશ રટન કરી,
નિજ મન મુકર કરત નિત મંજન. રે મન૦
એક મનોહર રટ એકાક્ષર,
ઔર ત્યજી સબ સ્વર અરુ વ્યંજન. રે મન૦

## ૧૧૩ : મલુકદાસ

૧

રાગ-બિલાવ

રામ ભજ રામ ભજ, હે મન! તું બાવરે;
જન્મ તેરો બિત્યો જાય, જૈસે લોહા તાવ રે. (ટેક)
કામનેકું કર દિયે, ચલનેકું પાંવ રે;
બોલનેકું જિહ્‌વા દિયે, રામ ગુન ગાવરે. રામ ભજ૦
જિને તોકું જન્મ દિયો, તાકો નામ કયુ ન લિયો?
અવસર તૂં ચૂક ગયો, ભલો ભૂલો દાવ રે. રામ ભજ૦
સ્વપનેમેં રાજ પાયો, પાયો સુખ ચેન રે;
જાગ્યો તો ભિખારી ભયો,જબ ખૂલ ગયે નેન રે. રામ ભજ૦
ઘોડા પાયે, હસ્તી પાયે, આગે નોબતા બજાવ રે;
છત્રપતિ ચલે ગયે, વાકી ખબર કીનું પાવ રે રામ ભજ૦
કહેત 'મલુકદાસ', છોડ દે પરાઈ આશ;
હરિકે ભજન વિના પરેગો યમકે દ્વાર રે. રામ ભજ૦

## ૧૧૪ : મહંમદશાહ

૧

બિના દરશ બેડી બાજરી, સાંઈજી દિયોને દેદાર રે,
કાયાનગરી બેડી બાજરી, સાંઈજી દિયોને દેદાર. (ટેક)
ગુરુજીએ માર્યાં અમને ભાલડે, ઊતરી ગયા આરપાર રે;
ઘાયલ કીધું રે મારું પાજરું, રહેજે જીવડા હુશિયાર રે. બિના૦
તેજી છૂટો રે કાયા શહેરનો, ચકલે પડ્યો પોકાર રે;
દશ દરવાજે તાળાં ભીડિયા, તોય નીસરી ગયો અસવાર રે. બિના૦
પંડિત ભૂલ્યા રે પોથી વાંચતાં, કાજી ભૂલ્યા કુરાન રે;
કાજી મહંમદની અરજ સુણુજો, ગરીબના નિવાજ રે. બિના૦

## ૧૧૫ : મહાબીર

૧

રઘુબર મેં અતિ કુટિલ કુજાતિ. (ટેક)
કુમતિ કુસંગતિ કઠિન કલેવર,
દશ ઇદ્રિંનકો ઘાતી. રઘુ૦
શ્રુતિ પુરાણ સમ્મત માને,
જગમેં કલિમલકી થાતી. રઘુ૦
મહાબીર બિનુ રામ ભજે મન,
નાહિં જુડાઈ હિ છાતી. રઘુ૦

## ૧૧૬ : માણદાસ

૧

પ્રીતમવરની ચૂંદડી, મહાજન ઓઢવા મળિયા રે;
જે ઓઢે તે અમર રહેવે, અકળ કળામાં ભળિયા રે. (ટેક)
ધરમના ધોરી લઈ કરી, હરિ નાવ જોતરિયાં રે;
ધીરપણાની ધરતી કીધી, રણકારે રાંપલિયાં રે. પ્રીતમ૦
જ્ઞાનસ્વરૂપી મેહુલા વરસ્યા, વૈરાગરૂપી વાદળિયું રે;
ગગન ગરજે ને ઘોરું દિયે, ચોગમ ચમકે વીજળિયું રે. પ્રીતમ૦
વિવેક રાખી વોણુ વાવિયુ, મન માહેલું ઓગળિયુ રે;
આનંદ સરૂપી ઊગી રહ્યું તે, ફાલી ફૂલી બહુ ફળિયુ રે. પ્રીતમ૦
વિચાર રાખીને વોણુ વાવિયુ, શ્રીરામ ચરણે ચડિયુ રે;
કર્મના કપાસિયા કોરે કર્યા, પૂણી પ્રેમની વણિયું રે. પ્રીતમ૦
નિર્મળ નિર્મળ કરી કાંતિયું, સુખમણ તાણે તૂણિયુ રે;
ત્રિગુણી માયાનું રૂપક દઈ ને નામ નિરાળું ભણિયું રે. પ્રીતમ૦
સુરતારૂપી સોઈ લઈને, દશનામ દોરો વણિયો રે;
સમદૃષ્ટિએ ભરી ચૂંદડી, રંગ સવાયો ચડિયો રે. પ્રીતમ૦

મમતાનો માંડવ રોપીને, ગીત ગાય સાહેલી રે;
માયાનો માણુકથંભ દાટ્યો, ક્ષમા રહી ત્યાં ખેલી રે. પ્રીતમ૦
ધૂસર મુસર ને રવૈયો, ત્રાક તીર લઈ પોંખે રે;
સમદષ્ટિ શ્રીશામળિયાને આંગળિયામાં રોકે રે. પ્રીતમ૦
ગુરુએ દીધી કન્યાદાનમાં, રિદ્ધિસિદ્ધિ ગાવડિયું રે;
પરણાવ્યા શ્રીપરિબ્રહ્મને, માગે શીખ સાહેલિયું રે. પ્રીતમ૦
હૃદય સરૂપી રથો છૂટિયા, ધન વાજાં ગડગડિયાં રે;
માણુદાસ સદ્દગુરુ પ્રતાપે અવિનાશી રથ ચડિયા રે. પ્રીતમ૦

## ૧૧૭: માધવદાસ

### ૧

ભૈરવ

પ્રાતઃ સમે રઘુવીર જગાવે, કૌશલ્યા મહતારી.
ઊઠો લાલજી ભોર ભયો હૈ, સુરનર મુનિ હિતકારી. (ટેક)
ઇંદ્રાદિક બ્રહ્માદિક દેવતા, સનકાદિક ઋષિ ચારી;
બાની બેદ બિમલ યશ ગાવૈ, રઘુકુલ યશ વિસ્તારી. પ્રાત૦
બંદીજન ગંધર્વ ગુન ગાવૈ, નાચત દય દય તારી;
સૈન સહિત શિવ દ્વારે ઠાડે, હોત કુલાહલ ભારી. પ્રાત૦
જાગૈ ભરત લખન રિપુસૂદન, જાગી જનકદુલારી;
અવધપુરી કી નરનારી જાગી, સરજુ પથ નિહારી. પ્રાત૦
ભરત શત્રુઘન ચંવર છત્ર લિયે, જનકસુતા લિયે આરી;
મેવા પાન લિયે કર લક્ષ્મણ, ભરી કંચનકી થારી. પ્રાત૦
સુનિ પ્રિય માતુબચન ઊઠે રઘુનંદન, નયન-પલક ઉગારી;
ચિતવન અભે કિયે સચરાચર, મુદિત ભયે નરનારી. પ્રાત૦
કરી સ્નાન દાન નૃપ દીન્હો, ગૌગજ તુરત અસ્વારી;
રતન સિંહાસન મધ્ય બિરાજે, સુંદર અવધબિહારી. પ્રાત૦

કિરીટ મુકુટ કર ધનુષ બિરાજે, કુંડલકી છબિ ન્યારી;
જય જયકાર કરત જન માધો, તન મન ધન બલિહારી પ્રાત૦

પ્રભાત

જાગીએ ગોપાલલાલ! ઠાડે સબ ગોપબાલ;
કહત જનની કમલનેન, કૌતુક દીખાઉં. (ટેક)
કેકી ઉપર ચડે કોઉ, જાકે ચતુર બદન દોઉં;
નિકા અપને અગન ઠાઢે, જાગો તો બલ જાઉં. જાગીએ૦
વૃષભ ઉપર ચડે એક, પંચાનન ફની અનેક,
જટા ભસ્મ જોગ પંથ, રુંડમાળ તાઉ. જાગીએ૦
ચતુર બદન ધરે માલ, વિપ્ર વેષ ચઢે મરાલ;
વેદ કે પવિત્ર પાત્ર, અસ દેખિયો ન કોઉ. જાગીએ૦
આસન ગજરાજ શ્વેત, સહસનેન સુરસમેત;
જય જય જશ તોરે ગાવે, રાજેંદ્ર ભાઉ જાગીએ૦
જશોદા કે જીવનપ્રાન, દિયો દરશ રાખો માન;
માધવદાસ શરન આયે, ચરનરેન પાઉ. જાગીએ૦

## ૧૧૮ઃ માનપુરી

૧

ખેલે મનોહર હોરી, હોરી ખેલનહારા;
ઘર ઘર જાનત જાનતહારા, આપહિ આપ જગ ઊજિયારા. (ટેક)
આપહિ ગાવે આપ બજાવે, આપહિ રંગ આપ પે ડારા. હોરી૦
માનપુરી પ્રભુકી છબિ નીરખત, મગન ભઈ ભૂલા દુઃખ સારા. હોરી૦

૨

હરિ મેં મંગલા ગાઉં, શ્યામ સુંદર કુ રિઝાઉં;
પ્રીતમ પ્યારે મેરે ઘર આયે, ફૂલનસેજ બિછાઉ. (ટેક)
પ્રેમસરોવર નિત નિત નાહુ, માન ગુમાન ભગાઉ. શ્યામ૦
માનપુરી પ્રભુસો હિલમિલકે, ચુપકીબાત સુનાઉં. શ્યામ૦

૩

ગાવે સારંગ કાન્હા, સુની સુની સુની મન માના;
મોહન લાલને મોહની ડારી, સબ સંસાર ભુલાના. (ટેક)
મગન ભયે બિંદ્રાબનબાસી, મદનમનોહર જાના. સુની૦
માનપુરી પ્રભુ શ્યામસુંદર પર, વારીં તન મન પ્રાના. સુની૦

૪

કછુ સવદા નહિ કીના, કેઉં આયે કેઉં ચલે;
કાંહાંસ તુમ હાટે આયે, દીસત હો તુમ ભલે. (ટેક)
હરિકી ભક્તિ ન ગુરુકી સેવા, કામ ક્રોધ ફલ ફલે. કેઉં૦
કહત માનપુરી સમજો લોગો, કિસ કારણ તુમ ચલે ? કેઉં૦

૫

કેતા સમજાઉં, સમજે ના મન મેરા;
બારબારહુ કહાં લગ શિખાઉં, માનત નાંહિ ચિછોરા. (ટેક)
કહો કરે નહિ આપ ઉગારે, ભાગત ફિરત ભગોરા. સમજે૦
કહત માનપુરી ગુરુમુખ હોના, તબ મન હોવે તેરા. સમજે૦

૬

ઘરઘર નાચ નચાવે, યે ગૃહ–સ્ત્રી–પેટ;
જે નર પેટકે કારન ગાવે, નાંહિ બ્રહ્મસોં ભેટ. (ટેક)
સબ ઘટ એક બ્રહ્મહિ જાને, જો નર કસબી ચેટ. ઘરઘર૦
માનપુરી નિષ્કામ હોયકે, ગુરુચરન પર લેટ. ઘરઘર૦

૭

તુમકો શરન આયેકી લાજ;
કામી ક્રોધી પતિત ઉધારન, કીનો સબકે કાજ. (ટેક)
દીનાનાથ અનાથકે સ્વામી, ભક્તવત્સલ મહારાજ. તુમકો૦
માનપુરી ગુન કહાં લગ ગાવે, સાચે ગરીબનવાજ. તુમકો૦

૮

ગાવ સજનકા દૂર, ગુરુજી વાટ બતાવો. (ટેક)
કિસ મારગ મેરે પ્રીતમ મિલિયે, નંનન દેખો નૂર. ગુરુજી૦
સબ કોઈ કહત ગુરુજીસે પૂછો, સાહેબ હાલ હજૂર ગુરુજી૦
માનપુરી હરિઘટમે કૈસો, અલખ રહ્યો ભરપૂર? ગુરુજી૦

૯

ભર દે પ્રીતમ પ્યાલા, મેરા મન હોવે મતવાલા. (ટેક)
યે મન ચચલ સ્થિર ન હોવે, જપ દેખી જપમાલા. મેરા૦
મન પન જાય ન મનકી તબઈ, જબ લગ પાવે કાલા. મેરા૦
માનપુરી સદ્‌ગુરુ પ્રસાદે, તનમન ભયો ખુશીલા મેરા૦

૧૦

વારી વારી વારી પિયા પ્રીતમ પ્યારે, હુ તો મગન ભઈ દર્શનકો (ટેક)
મન હર લીનો મનોહર મેરો, છૂટ ગયો ભવબધનસો. વારી૦
માનપુરી પિયા પલક ન ભૂલે, લગન લગી ચરનનસો વારી૦

૧૧

ભૂલા મન કોઈ સમજાવો રે, આવો રે આવો. (ટેક)
જો કોઈ મેરો મન સમજાવે, યે મન તાહે ચઢાવો. આવો૦
ઔર બાત મોહે ભાવત નાહી, ચુપકી બાત સુનાવો. આવો૦
માનપુરી કહે અલખ નગરકો, સૂધો પથ બતાવો. આવો૦

૧૨

રીઝો ઓર રિઝાવો, હરિકે ગુન ગાવો;
એક છોડી જિન દુસરા ધ્યાવે, ઘટઘટ અલખ જગાવો. (ટેક)
કરો ભક્તિ ઔર પ્રેમ બઢાવો, બહુરી જનન નહિ આવો. હરિકે૦
કહત માનપુરી તુમ પાવો, ગુરુચરનન ચિત લાવો. હરિકે૦

૧૩

મનવા, પાર પાયો નહિ પાર;
પૂરખ ઢૂંઢા, વારી પછમ ઢૂંઢા, ઢૂંઢા જગ સંસાર. (ટેક)
પિયાસો ભેટ ભઈ નહિ કબહૂ, ત્રૂટા સબ સિંગાર. મનવા૦
માનપુરી આઈ હરિઘટ માંહિ, ભટકત ફિરત ગંવાર. મનવા૦

૧૪

પતિતન કો પાવન કીજે, તુમ બિન કછુહુ ન સૂઝે હો;
જો જો આયે સરન તિહારે, તાહે પ્રેમસુખ દીજે હો. (ટેક)
લાખો રાજ બિરદ બાનેકી, મોહે અપને કર લીજે હો. પતિત૦
માનપુરી પ્રભુ અધમ ઉધારન, પલપલ યહ નૈન છીજે હો. પતિત૦

૧૫

હરિકે દાસ કહાવત, મનમેં કોટિક આશ;
હરિ નામકો પરગટ બેચે, કરત ભક્તિકો નાશ. (ટેક)
લોભ મોહ માયા નહિ છૂટી, ચાહત પ્રેમપ્રકાશ. હરિકે૦
માનપુરી પ્રભુ તબહિ રીઝે, જબ મન હોય નિરાશ. હરિકે૦

૧૬

રસના મેરો કહ્યો કર, નિશદિન હરિરસ ચાખ;
જો દિન જાવે ફેર ન આવે, પલપલ હરિગુન ભાખ. (ટેક)
થોડે દિનનકે જીવન કારન, જૂઠી ન ભરીએ સાખ. રસના૦
માનપુરી પ્રભુ ગુરુકે ભજન બિન, અંત ખાખકી ખાખ. રસના૦

૧૭

સંગત સાધુનકી કરિયે, કપટી લોકનસે ડરિયે. (ટેક)
કોણુ નફા કપટીકે સંગત, હાય હાય કર મરિયે. સંગત૦
સુરસ બાનિ જો મુખસે નીકસે, શ્રવણ કરી ભવ તરિયે. સંગત૦
માનપુરી પ્રભુ અંતરમલ તજ, ભેદાભેદ વીસરિયે. સંગત૦

## ૧૧૯ : માંડણ

રામગ્રી

૧

શેઠ કીધો હવે શામળો, જેણે મહાધન આપ્યું;
નાણું ખરું હરિનામનું, ત્રણ લોકમાં ચાલ્યું. (ટેક)
અવર વેપાર ઉપાડિયો, કાઢી કરમની કોઠી;
લખ રે ચોરાશીમાં જોઈવળ્યો, ખડખડ સહુ ખોટી. શેઠ કીધો૦
મોહમત્સર બહેકી ગયા, મનગમતા રે મા'લે;
કહ્યું તે કોઈનું નવ કરે, બેઠા ઘર ઘાલે. શેઠ કીધો૦
કામ ને ક્રોધ મંત્રી મળ્યા, તેને મૂકિયા વાહી;
તે મમતાને લાવિયા, કોને રાખે રે સાહી? શેઠ કીધો૦
છળભેદ તો છે છોકરા, થઈ બેઠા છે મોતી;
દગાને ઘાલ્યો દુકાનમાં, કોણ રાખે રે થોભી. શેઠ કીધો૦
હરખ શોકની હૂંડી કરી, મહીં મનવો રે મોટો;
વાણોતર વધી ગયા, પછે આવ્યો રે તોટો. શેઠ કીધો૦
વ્યાજ દૂણ્યું વછિયાતનું, ખાતું નવ જોયું;
મેળ ન કાઢ્યો મૃત્યુનો, પછી આપ વગોવ્યું. શેઠ કીધો૦
વીમો લૂંટાણો વાટમાં, વણુ પ્રીછે રે વાણી;
કાગળિયા અહંકારના, બુડાયા વિણ પાણી. શેઠ કીધો૦
આથી ને પોથી જે હતી, સરવે ખોઈ રે બેઠા;
જમ રે આવ્યા જ્યારે લૂંટવા, નાસી ઘરમાં પેઠા. શેઠ કીધો૦
અંત્યે ન જોયો આવરો ભ્રમ-ભૂંગળ ચલાવ્યું;
નવરે દ્વારે નાઠો ફરે, સાથે કોઈ ન આવ્યું. શેઠ કીધો૦
નોકર સરવે નાસી ગયા, શેઠ એકલા સહાયા;
લુલોપતો રે તેણે કરી, સરવે મળીને વહાયા. શેઠ કીધો૦

લાખે લેખાં તો લોભનાં, જર ન મળે જરીકે;
પુણ્યપાપની કોથળી, ઠાલી રહી ઠાલી રહી રે ઓશીકે. શેઠ કીધો૦
ચિત્ત તણા જે ચોપડા, તેને મૂકયા રે જોઈ;
પાનાં છે પરપંચનાં, તેને નાખ્યાં છે ધોઈ. શેઠ કીધો૦
ચતુર હોય તો ચેતજો, ચિત્ત–ચકલે રે બેસી;
નર કોઈ જીતી નથી ગયા, આ વણજમાં રે પેસી. શેઠ કીધો૦
શોધી કાઢી સાચા શેઠને, વહેપાર રે વધારો;
લેખું રે ચોખ્ખું લાભનું, આલીને પરવારો. શેઠ કીધો૦
નિરભે થઈ નાણું કર્યું, ઢાંકયું રે દેવાળું;
કહે માંડણ હવે નહિ કરું, ધોળાં ઉપર કાળું. શેઠ કીધો૦

## ૧૨૦ : મીઠો

### ૧

રાગ–ગરબી કે રાસ

સુખડાંની સઈ કહું રે, સજની,
વર્ણવી વાત ન જાય પ્રભુની. (ટેક)

પ્રભુ વરણ્યામાં રે ના'વે, અટકળ અનુભવીઓને આવે. સુ૦
અટકળમાં છે રે આંટી, મથીમથી થાકયા મોટા માટી. સુ૦
જોગી જંગમ રે જેવા, તપસી પૂજ્ય સંન્યાસી તેવા. સુ૦
કેંક કલંદર રે હાર્યા, વાદવિવાદે વેદ વિચાર્યા. સુ૦
ભેદ ન લીધો રે કેને, એ સુખ કયાંથી જેને તેને? સુ૦
એ સુખ ધ્રુ' પ્રહ્‌લાદે પીધું, એ સુખ પ્રેમીજન ઉર લીધું. સુ૦
જનક વિદેહી રે રાજે, એ સુખ અર્જુનને અંગ છાજે. સુ૦
ભીષ્મ વિભીષણ રે ભોગી, સનકાદિક શિવજી સંયોગી. સુ૦
એ સુખ પુંડરીકને પાસે, એ સુખ અંબરીષને અભ્યાસે. સુ૦

એ સુખ નારદજી જાણે, એ સુખ શારદ શેષ વખાણે. સુ૦
એ સુખ હરિજન રે ગાવે, એ સુખ વ્યાસ વસિષ્ઠ વધાવે. સુ૦
શુક-દેવાદિકને રે ફાવ્યું, એ સુખ દાસ મીઠાને ભાવ્યું. સુ૦

૨

ઘોળ

મહાજન! મળજો રે, મળતાનો મેળો;
આ દર્શન છે દુર્લભ રે, ચિત્તે ચિત્ત ભેળો.
હેતે ને પ્રીતે લેજો રે, સત્સંગના મોતી,
ધ્રુવ પ્રહલાદે લીધા રે, અંતરમાં ગોતી.
આજ ને કાલ કરતા રે, કાયા તો પડશે;
આજ કાંઈ નથી કરતા રે, તેનુ આઘું શું રડશે.
પાણીના પરપોટા રે, પાયા છે ખોટા;
જે ફૂટ્યા તે ફૂટ્યા રે, નાના ને મોટા.
ચૌદે ભુવનનો રાજા રે, મુનિજનને મોઘો;
તે તો આવ્યો છે ઘરે ચાલી રે, સફરો ને સોઘો.
તે માટે તમો જાગો રે, જાગ્યાનો દહાડો;
હરિજનિયા હુલરાવો રે, લટકાળો લાલો.
ભાવે ભક્તિ કરજો રે, સુખ મંગળ ગાતા;
કહે મીઠો શું થાશે રે, જોબનિયું જાતા?

૨

ઘોળ

પ્રથમ ચરણુ ન ચાલે રે, ધ ઘેથી રહેશો;
કાળા ઊજળા થાશે રે, કાયાના કેશો.
દાત પડીને મુખ મળશે રે, જડબેથી જાશો;
શું સુણુશો વળી કાને રે? ડગમગશે માથો.

નેણુ નાસિકા ગળશે રે, વળી વળશે વાંકા;
ખાળ ખળખળી થાશે રે, ત્રુટીને ટાંકા.
વહાલાં વરતી રહેશે રે, ચાકરીઓ કરતાં;
તે તે કહ્યું નહીં માને રે, જેને મેણાં મારતાં.
દીકરાની વહુવારુ રે, રીસડિયે બળશે;
તે કહેશેઃ આ ઘરડાં રે, કે' દહાડે ટળશે?
આગળ દુઃખ છે એવાં રે, જુવો તો જોજો;
કહે મીઠા તે માટે રે, મોહનને મળજો.

૪

ગરબી કે રાસ

સખી સાંભળને કહું એક વાતડી રે;
ઘાતીલાની ન જાણી અમે ઘાતડી રે. (ટેક)
પહેલાં વહેલાં તે રાસ રમાડિયાં રે;
એક થાળીમાં એકઠાં જમાડિયાં રે. સખી૦
જે જોતું તે લાવી અમે આપતાં રે;
મીઠા મેવા તે મુખથી મંગાવતાં રે. સખી૦
એવું મેલી કરીને મથુરા ગયા રે;
ઓલી દાસીના દાસ થઈને રહ્યા રે. સખી૦
ઓલી દાસીનું નામ છે કુબજા રે;
તેનો સંગ કરીને સબળા ભજ્યા રે. સખી૦
કૃષ્ણ પોતે કાળા ને કુબજા મળી રે;
ભૂખ ભાંગી ને ભીખ માગવી ટળી રે. સખી૦
જોતાં જોતાં તે જોડું જડી ગયું રે;
કરમ આડું તે પાંદડું ખસી ગયું રે. સખી૦
મારા વા'લાને સરવે સમું પડ્યું રે;
દાસ મીઠાને એવું એવું આવડ્યું રે. સખી૦

૫

થાળ-દેશ

જમો જમોને જગદાધાર, જુગતે જમાડું રે;
શામળિયા સરજનહાર, રંગભર રમાડું.
બેસો બેસોને મંદિરમાંય, છોગલિયાં છોડીને;
શું કરશે દુરિજન લોક મુખડાં મોડીને?
મેં તો કોડે પીરસ્યો કૂર, કપૂરે રહ્યો વાસી;
શિરાવો સાકર દૂધ, હરિની હું દાસી.
મારે ઘરે ઘરાઉ ઘી, ભરી છે બે વાડી;
હું ઠારું રે મારો હાથ જીવન જમાડી.
પીરસું પીરસું રે પોળી-પાક, સુંવાળી સેવું છે;
મારું મંદિર જુઓ, મહારાજ, જોવા તે જેવું છે.
પીઓ પીઓ રે, પૂર્ણાનંદ, જીવન જળના લોટા;
મુખવાસે બીડી પાન, ગંગેરી મોટા.
મારે નથી બીજાનું કામ, કામ તમારું છે;
મારે તમ પરતાપે શ્યામ, સરવે સારું છે.
મેં સરજીને સંસાર, સરવે જોયું છે;
મીઠાના ઠાકર ઠીક, મારું મન મોહ્યું છે.

૬

કોન કરે જંજાળ, જગમેં જીવન થોડા—એ ઢાળ

મન મનખા સરીખું મહા પદારથ, હરિ ભજ્યા વિના ખોયું. (૮૪)
પારસમણિની પરીક્ષા ન કીધી, મન કાંચીકે મોહ્યું;
મત મૂંઝાણી મૂઢ હૈયાની, દિલ શોચી નવ જોયું. મન૦
હરિભજનમાં હેત ન રાખ્યું, મન માયામાં મોહ્યું;
પરમેશ્વરમાં પ્રીત ન રાખી, ડાહ્યા ઠાંપણુ ડોળ્યું. મન૦

પાંચે ઈંદ્રિ'થી પ્રીત કરીને, તેં આપે આપ વગોયું;
અજ્ઞાનપણામાં અવળું સમજી, તેં નીચા નીચું જોયું. મન૦
પાપ કરતાં પાછું વાળીને નજર કરી નવ જોયુ,
કહે મીઠો આંબાની શી આશા? બીજ બાવળનું બોયું. મન૦

## ૧૨૧ : મીરાંબાઈ

૧

સુખડાની માયા લાગી રે, મોહન પ્યારા;
સુખડાની માયા લાગી રે. (ટેક)
સુખડું મેં જોયું તારું, સર્વ જગ થયું ખારું;
મન મારું રહ્યું ન્યારું રે. મોહન પ્યારા૦
સંસારીનું સુખ એવું ઝાંઝવાનાં નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીએ રે. મોહન પ્યારા૦
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શીદ જઈએ રે? મોહન પ્યારા૦
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો;
રાંડવાનો ભે* ટાળ્યો રે. મોહન પ્યારા૦
મીરાંબાઈ બલિહારી, આશા મને એક તારી;
હવે હું તો બડભાગી+ રે. મોહન પ્યારા૦

૨

રાગ કાલિંગડા-દીપચંદ

નહિ રે વિસારું હરિ, અંતરમાંથી નહિ રે૦ (ધ્રુવ)
જળ જમુનાનાં પાણી રે જાતાં, શિર પર મટકી ધરી. અંતર૦
આવતાં ને જાતાં મારગ વચ્ચે, અમૂલખ વસ્તુ જડી. અંતર૦

* ભય. + મહાભાગ્યવાન.

આવતાં ને જાતા વૃંદા રે વનમાં, ચરણુ તમારે પડી. અંતર૦
પીળાં પીતાંબર જરકસી જામા, કેસર આડ કરી. અંતર૦
મોર મુગટ ને કાને રે કુંડળ, મુખ પર મોરલી ધરી. અંતર૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણુ વિઠ્ઠલવરને વરી. અંતર૦

૩

બોલ મા બોલ મા બોલ મા રે, રાધાકૃષ્ણુ વિના બીજું બોલ મા.(ટેક)
સાકર શેલડીનો સ્વાદ તજીને, કડવો તે લીમડો ઘોળ મા રે. રાધા૦
ચાંદાસૂરજનું તેજ તજીને, આગિયા સંગાથે પ્રીત જોડ મા રે. રાધા૦
હીરા માણેક ઝવેર તજીને, કથીર સંગાથે મણિ તોળ મા રે. રાધા૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, શરીર આપ્યું સમતોલમાં રે. રાધા૦

૪

પ્રેમની પ્રેમની પ્રેમની રે, મને લાગી કટારી પ્રેમની રે. (ટેક)
જળ જમુનાનાં ભરવા ગયાં'તાં, હતી ગાગર માથે હેમની રે. મને૦
કાચે તે તાંતણે હરિજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમની રે. મને૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, શામળી સૂરત શુભ એમની રે. મને૦

૫

રામ સીતાપતિ તારી લેહ લાગી,
હો તમને લાજેથી મારી ભીડ ભાગી. રામ૦
ઘરનો તે ધંધો મને નથી ગમતો,
સાધુ સંગાથે મારી પ્રીત બાંધી. રામ૦
કામકાજ છોડ્યાં મેં તો લોકલાજ મેલી,
પ્રેમમગનમાં હું રાજી. રામ૦
અજ્ઞાનની કોટડીમાં ઊંઘ ઘણી આવે,
પ્રેમપ્રકાશમાં હું જાગી. રામ૦
દુરિજન લોક મારી નિંદા કરે છે,
વા'લા લાગે છે મને વેરાગી. રામ૦

નાચી કૂદીને મેં તો ભક્તિ ન કીધી,
લોકોની લાજ મેં બહુ રાખી. રામ૦
ધ્રુવજીને લાગી, પ્રહ્‌લાદજીને લાગી,
દ્રૌપદીની સભામાં ભીડ ભાગી. રામ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
જનમોજનમની હું ત્યાગી. રામ૦

૬

વાગે છે રે વાગે છે, વૃંદાવન મોરલી વાગે છે,
તેનો શબ્દ ગગનમાં ગાજે છે. (ટેક)
વૃંદા તે વનને મારગ જાતાં,
વા'લો દાણ+ દધિનાં માગે છે. વૃંદા૦
વૃંદા તે વનમાં રાસ રચ્યો છે,
વા'લો રાસમંડળમાં બિરાજે છે. વૃંદા૦
પીળાં પીતાંબર જરકસી* જામા,
વા'લાને પીળો તે પટકો⁻ બિરાજે છે. વૃંદા૦
કાને તે કુંડળ મસ્તકે મુગટ,
હારે વા'લા મુખ પર મોરલી બિરાજે છે. વૃંદા૦
વૃંદા તે વનની કુંજગલનમાં,
વા'લો થનક થૈ થૈ નાચે છે. વૃંદા૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
વા'લા દર્શનથી દુઃખડાં ભાગે છે. વૃંદા૦

૭

ભજી લોની સંતો, ભજી લોની સાધો,
રામજી બિના કેમો જીવણુ રે, હો જી. (ટેક)
તનનો બનાવું તંબૂરો, જીવનો તાર તણાવું રામ;
ખનખન બાજે ઘૂઘરા, જીવને લાડ લડાવું રામ. ભજી૦

---

+ જકાત. * કસબના ભરતવાળા. + લૂગડાનો દુ ગે કકડો.

આંગણે આણિયારા આટલા (?) મંદિર લીધ્યાં ના દીસે રામ;
શેર અનાજને સેવતાં, જીવડો જાતાં ના હીસે રામ. ભજી૦
કાયાને આણું આવિયા, જમ પાછા ના ફરે રામ;
સાત સાહેલીના ઝૂમખામાં, જીવને આગળ વળાવે રામ. ભજી૦
તલતલ દેહ હોમિયાં, જરા આજ્ઞા ના મોડું રામ;
જીવડો જાય તો જાવા દેઉં, હરિની ભક્તિ ન છોડું રામ. ભજી૦
નદી રે કિનારે × × નયણે નીર વહેવડાવું રામ;
કાયાની કરું વાડી હું, નદી રે કિનારે ચંપો રોપાવું રામ. રામ૦
કહાનજીના હાથની રેખા અડે, બિન ચપે કળીઓ આવે રામ;
દાસી મીરાંબાઈની વિનતિ, ઠાકોરદાસી તુજ કહાવું રામ. ભજી૦

૮

કોઈ કહે તેને કહેવા રે દઈએ,
આપણે હરિભજનમા રહીએ. (ટેક)
જગત ને ભગતને સદાય વેર છે,
તેમાં ભક્તપણું તે કોને કહીએ રે? કોઈ૦
ભક્તપણું જબ જાણીએ,
આપણે સહુનાં મેણલાં સહીએ રે. કોઈ૦
હીરા ને કંકર એક જ રંગા,
તેમાં હીરાપણું તે કોને કહીએ રે? કોઈ૦
હીરાપણું જબ જાણીએ,
આપણે ઘવત ઘણેરા સહીએ રે. કોઈ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
આપણે ચરણકમળ ચિત્ત દઈએ રે. કોઈ૦

૯

પ્યારા ગોવિંદના ગુણ ગાશું, રાણાજી અમે;
પ્યારા ગોવિંદના ગુણ ગાશું. (ટેક)
ચરણામૃતનો નિયમ હમારે;
નિત્ય ઊઠી મંદિર જાશું. રાણાજી અમે૦
રાણોજી રૂઠશે તો રાજ તજાવશે;
પ્રભુજી રૂઠે રે મરી જાશું. રાણાજી અમે૦
વિખના પ્યાલા રાણાજીએ મોકલ્યા;
ચરણામૃત કરી લેશું. રાણાજી અમે૦
રામના નામનું જહાજ બનાવશું;
તેમાં બેસીને તરી જાશું. રાણાજી અમે૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ;
ચરણકમળ પર વારી જાશું. રાણાજી અમે૦

૧૦

નિત્ય નિત્ય ભજીએ તારું નામ, તારું નામ;
તારું નામ, પ્રેમ થકી, અમને પ્રભુજી મળ્યા હો જી.
આણી તીરે ગંગા, વહાલા! પેલી તીરે જમના વહાલા!
વચમાં ગોકળિયું રૂડું ગામ, રૂડું ગામ, રૂડું ગામ રે. પ્રેમ૦
વૃંદા તે વનના ચોકે રાસ રચ્યો છે, વહાલા!
સોળસે ગોપીમાં ઘેલો કાન, ઘેલો કાન, ઘેલો કાન રે. પ્રેમ૦
અન્ન ન ભાવે, નયણે નિદ્રા ન આવે, વહાલા!
સેજે પધારો સુંદરશ્યામ, સુંદરશ્યામ, સુંદરશ્યામ રે. પ્રેમ૦
બાઈ મીરાં કહે પ્રભુ! ગિરિધરના ગુણ વહાલા!
છેહો બાપીના રામોરામ, રામોરામ, રામોરામ રે. પ્રેમ૦

૧૧

મુંને લહે રે લાગી હરિના નામની રે;
હું તો ટળી રે સંસારીઆના કામની રે. (ટેક)
ચોટ લાગી તે ટાળી કદી નહીં ટળે રે;
ભલે કોટી પ્રયત્ન દુર્જન કરે રે. મુંને૦
હુ તો બાવરી ફરું છું મારા મદમાં રે;
મારી સૂરતા શામળિયાના પદમાં રે. મુને૦
મહામંત્ર સુણાવ્યા મારા કાનમાં રે;
હુ તો સમજી મોહનજીની સાનમાં રે. મુંને૦
મીરાબાઈને ગુરુજી મળ્યા વાટમા રે;
એણે છોડી દીધેલ રાજપાટના રે. મુંને૦

૧૨

અરજ કરે છે મીરાં રાંકડી રે. ઊભી ઊભી૦
મુનિવર સ્વામી મારા મંદિરે પધારો વહાલા;
સેવા કરીશ દિન-રાતડી રે. ઊભી ઊભી૦
ફૂલના હાર વહાલા ફૂલના ગજરા;
ફૂલના તોરા ફૂલ પાખડી રે. ઊભી ઊભી૦
બાઈ મીરાં કહે પ્રભુ! ગિરિધરના ગુણ વહાલા;
તમને જોઈ ઠરે મારી આંખડી રે ઊભી ઊભી૦

૧૩

ગોવિંદ ગાવ, મન, ગોવિંદ ગાવ;
રામકૃષ્ણ ભજવાનો આવ્યો છે દાવ. (ટેક)
દુર્લભ નરદેહી તમે તત્પર ભાવ;
ભવસાગર તરવાને બેસવાને નાવ. મન ગોવિંદ૦

ભગવત કથા સાંભળો ને હૃદયે રાખો ભાવ;
સત્સંગરૂપી ગંગામા પ્રેમે કરી ના'વ. મન ગોવિંદ૦
બાઈ મીરાં કહે તમે હરિજન થાવ;
હરિકે ચરનમેં ચિત્ત લગાવ. મન ગોવિંદ૦

૧૪

હાં, રે હરિ વસે હરિના જનમાં;
હાં, રે તમે શું કરશો જઈ વનમાં રે. હરિ૦
ભેખ ધરીને તમે શીદ ભટકો છો ?
પ્રભુ નથી વન કે અરણ્યમાં રે. હરિ૦
કાશી જાવો ને તમે ગંગાજી ન્હાવો;
પ્રભુ નથી પાણી પવનમાં રે. હરિ૦
જોગ કરો ને ભલે જગન કરાવો;
પ્રભુ નથી હોમ હવનમાં રે. હરિ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર;
હરિ વસે હરિજનમાં રે. હરિ૦

૧૫

રામ રાખે તેમ રહીએ, ઓધવજી રામ રાખે તેમ રહીએ!
આપણે ચિઠ્ઠીના ચાકર છીયે. (ટેક)
કોઈ દિન પે'રણુ હીર ને ચીર,
તો કોઈ દીન સાદા રહીએ. ઓધવજી૦
કોઈ દિન ભોજન શીરો પૂરી,
તો કોઈ દિન ભૂખ્યા રહીએ. ઓધવજી૦
કોઈ દિન રહેવાને બાગ-બગીચા,
તો કોઈ દિન જંગલ રહીએ. ઓધવજી૦

કોઈ દિન સૂવાને ગાદી–તકિયા,
તો કોઈ દિન ભોંય સૂઈ રહીએ. ઓધવજી૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
સુખદુઃખ સૌ સહી રહીએ. ઓધવજી૦

૧૬

અખંડ વરને વરી સાહેલી, હું તો અખંડ વરને વરી. (ટેક)
ભવસાગરમાં મહાદુઃખ પામી, લખચોરાસી ફરી. સાહેલી
સંસાર સર્વે ભયંકર કાળો, તે દેખી થરથરી. સાહેલી૦
કુટુંબ સહોદર સ્વાર્થી સર્વે, પ્રપંચને પરહરી. સાહેલી૦
જનમ ધરીને સંતાપ વેઠ્યા, ઘરનો તે ધંધો કરી. સાહેલી૦
સંત–સંગતમા મહાસુખ પામી, બેઠી ઠેકાણે ઠરી. સાહેલી૦
સદ્ગુરુની પૂરણ કૃપાથી, ભવસાગર હું તરી. સાહેલી૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, સંતોના ચરણે પડી. સાહેલી૦

૧૭

શું કરું રાજ તારાં? શું કરું પાટ તારાં?
ચિતડાંચોરાણાં તેને શું રે કરું? રાણા શું રે કરું?
ભૂલીભૂલી હું તો ઘર કેરાં કામ, રાણાજી! તેને શું રે કરું?
અન્નડાં ન ભાવે, નેણે નિદ્રા ન આવે;
ગિરિધરલાલ વિના ઘડી ન આરામ, રાણાજી! તેને શું રે કરું?
ચિતોડગઢમાં રાણી, ચોરેચૌટે વાતો થાય;
માનો, મીરાં આ તો જીવ્યુ ન જાય, રાણાજી! તેને શું રે કરું?
ઊભી બજારે રાણા, ગજ ચાલ્યો જાય છે;
શ્વાન ભસે તેને લજ્જા નવ થાય, રાણાજી! તેને શું રે કરું?
નિંદા કરે રાણા! તારા નગરના લોક એ;
ભજન ભૂલું તો મારો ફેરો થાય ફોક, રાણાજી! તેને શું રે કરું?

મનમાં ભજો મીરાં, નારાયણ નામને;
પ્રગટ ભજો તો મારાં છોડી જજો ગામ, રાણાજી! તેને શું રે કરું?

૧૮

જૂનું તો થયું રે, દેવળ જૂનું તો થયું;
મારો હંસલો નાનો ને, દેવળ જૂનું તો થયું. (ટેક)
આ રે કાયા રે હંસા, ડોલવાને લાગી રે;
પડી ગયા દાંત, માંયલી રેખું તો રહી. મારો૦
તારે ને મારે હંસા, પ્રીત્યુ બંધાણી રે;
ઊડી ગયો હંસ, પિંજર પડી રે રહ્યું. મારો૦
બાઈ મીરાં કહે પ્રભુ, ગિરિધરના ગુણ;
પ્રેમનો પ્યાલો તમને પાઉં ને પીઉં. મારો૦

૧૯

ગુમાનીના ઘેલા રામ, જુવાનીના છેલા રામ. (ટેક)
આવરદા તારી વહી રે જશે એ જી;
હજીયે નર તું, ચેતી શકે તોય ચેત. ગુમાનીના૦
પાંચ ને પચીસ રે વીત્યાં પ્રપંચમાં રે જી;
આવ્યો તારે સાઠ વરસનો રે દિન. ગુમાનીના૦
વળીને વિશેકે રે વનિતાને વશ થયો રે જી;
તેમાં નર તું ભજવા ભૂલ્યો રે ભગવાન. ગુમાનીના૦
એમને કાંઈ કરતાં રે આવ્યો તારો વાયદો રે જી;
પછી એ તારા મુખડામાં લઈને પડી ધૂળ. ગુમાનીના૦
ભણ્યા ને ગણ્યા રે કંઈક ભૂલા પડ્યા રે જી;
ભૂલ્યા ભૂલ્યા પંડિત ચતુર સુજાણ. ગુમાનીના૦
ગુરુને પ્રતાપે રે બાઈ મીરાં બોલિયાં રે જી;
દેજો અમને સંતના ચરણમાં વાસ. ગુમાનીના૦

૨૦

કાનુડા તારી મોરલી અમને,
દુઃખડાં દિયે છે દાડી દાડી. (ટેક)
માઝમ રાતડી મધુરા સ્વરની,
વા'લાજી, મોરલી કોણે વગાડી ?
હું રે સૂતી'તી મારા શયનભુવનમાં,
મુંને નિદ્રામાંથી જગાડી. કાનુડા૦
સાસુ સસરાથી ઓચિંતી હું ઊઠી, વા'લાજી.
હળવે હળવે બાર ઉઘાડી,
વ્યાકુળ થઈ હું તો તનડામાં મારા,
પહેરતાં ભૂલી ગઈ સાડી. કાનુડા૦
કયો રે કખાડી* તુંને કાપીને લાવ્યો, વા'લાજી.
કિયા સુતારે તુંને સંવારી ?
શરીર જોને તારું સંઘેડે ચડાવી,
તારા પંડડામાં છેદ પડાવી. કાનુડા૦
હું છું વ્રજ કેરી નારી,
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
વા'લાજી ! તનડામાં તાપ સમાવી. કાનુડા૦

૨૧

મીરાંને પૂર્વજન્મની પ્રીત રે,
મીરાંને હૈડે લખાણાં હરિનાં નામ રે, નામ નહિ રે છોડું. (ટેક)

સાખી

રાણાજીએ આપિયો મીરાંને ભૂતડાં ભેળો વાસ;
ભૂતપ્રેત ભાગી ગયાં, મીરાંને ઇંદ્રભુવન થયો આવાસ રે.
નામ નહિ રે છોડું. મીરાં૦

* કખાડી=લાકડાં કાપનાર, કઠિયારો.

વિષના પ્યાલા રાણાએ મોકલ્યા, દેજો મીરાને જઈ;
અમૃત કરી મીરાં પી ગયાં, જેને રાખનવાળો રઘુનાથ રે.
નામ નહિ રે છોડું. મીરાને૦
રાણે વસિયલ મોકલ્યો, દેજો મીરાને જઈ;
પૂજી મીરાએ પ્રેમથી, મૂર્તિ શાલિગ્રામની થઈ રે.
નામ નહિ રે છોડું. મીરાને૦
રાણે રજા આપી પછી, કાઢી ગણીને કાશ;
મીરા ચાલ્યા મહાલતા, બાઈને ભાવ્યો છે વ્રજનો સુવાસ રે.
નામ નહિ રે છોડું. મીરાને૦
પાછળથી પસ્તાઈને રાણો કહે કોઈ જાઓ;
વેગે કહેજો વીનવી મીરાબાઈ, એકવાર ચિતોડગઢ આવો રે.
નામ નહિ રે છોડું. મીરાને૦

૨૨

જળ ભરવા કેમ જાઉં? જશોદા જળ ભરવા કેમ જાઉં?
વાટે ઘાટે વા'લો પાણીડાં માગે, લોક દેખે કેમ પાઉં. (ટેક)
લાજ તજી પ્રભુ નિરલજ્જ થયા છે,
હું નિરલજ્જ કેમ થાઉં? જશોદા૦
સોના કેરું બેડલું મારું, ઇઢોણી રત્ન જડાઉં. જશોદા૦
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, વણમૂલે× વેચાઉં. જશોદા૦

૨૩

શાને મારો મને કાંકરી, રે કાન,
શાને મારો મને કાંકરી?
ગાયો ભેંસો તારે હમણા થઈ છે,
આગે ન'તી ઘરે બાકરી.+ રે કાન૦

× એમ ને એમ, વિના મૂલ્યે. + બકરી.

પાટ પીતાંબર હમણાં તું પ્હેરે,
આગે ઓઢવા ન'તી ધાબળી. રે કાન૦

મેડી ને મે'લ તારે હમણાં બન્યાં છે,
આગે તો છાઈ ન'તી છાપરી. રે કાન૦

બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
શરણે રાખો તો કરું ચાકરી. રે કાન૦

૨૪

કાનને માગ્યો દે, જશોદા તું, કાનને માગ્યો દે. જશોદા૦
આજની રજની રંગભેર રમશું, પ્રભાતે પાછો લે. જશોદા૦
તલભર જવભર ઓછો ન કરશું, ત્રાજવે તોળીને લે. જશોદા૦
હસ્તી ને ઘોડા માલખજાના, હાર હૈયા તણો લે. જશોદા૦
કલ્લાં ને કાંબી અણવટ બીછવા, વેહેલ+ સજુતી તું લે. જશોદા૦
બાઈમીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, ચરણકમલ ચિત્ત દે. જશોદા૦

૨૫

ઊભા કદમ વનવેલીમાં, છબીલો લાલ ઊભા કદમ વનવેલીમાં;
જમુનાને કાંઠે વાલો ધેનુ ચરાવે, મેઘલી વર્ષાની હેલીમાં. (ટેક)
શ્રીમુખ નીરખવાને મનડું તપે છે, ઘડી નથી ગોઠતું હવેલીમાં. છ૦
જો પ્રભુ મારે મંદિરે પધારો, તો રાખીશ ગુલાબ ચંબેલીમાં. છ૦
બાઈમીરા કહે પ્રભુ ગિરિધરના ગુણ, તમ માટે હું તો ખપી ઘેલીમાં. છ૦

૨૬

આવતાં આવતા આવતાં રે,
બાણુ વાગ્યાં મોહનનાં આવતાં;
જલ રે જમુનાનાં અમે પાણીડાં ગ્યા'તા,
શિર પર ગગરી ચડાવતાં રે. (ટેક)

---

+ જોડેલી વહેલ સહિત.

વાડામાં જઈ વા'લા વાછરડાં છોડ્યાં,
ખોળે મેલ્યાં છે બાળ ધાવતાં રે. બાણુ૦
ઘરનાં કામકાજ વીસર્યાં સર્વે,
ચૂલે મૂક્યાં છે ઘી તાવતાં* રે. બાણુ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
હૈયામાં હરિ ઝુલાવતાં રે. બાણુ૦

૨૭

મોરલીએ મન મોહ્યાં, મોહન તારી મોરલીએ મન મોહ્યાં;
તારે કારણ વહાલા સર્વસ્વ ત્યાગી, ત્રણ ભુવન મેં તો જોયાં. (ટેક)
તારા સરખા પ્રભુ કોઈ નવ દીઠા, મુખડે મનડાં મોહ્યાં. મોહન૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,ચરણકમલે ચિત્ત પ્રોયાં. મોહન૦

૨૮

કહો મનડાં કેમ વારીએ, ઓધવજી, કહો મનડાં કેમ વારીએ ?
જે રે દા'ડાના, મોહન ગયા મેલી, તે દા'ડાનાં આંસુ ઢાળીએ. (ટેક)
અમને વિસારી વસ્યા જઈ મથુરા, વશ કર્યો કુબજા કાળીએ. ઓ૦
કૂપ જો હોય તો ગાળીએ નીર કૂપનાં,સાગરને કઈ પેર ગાળીએ ? ઓ૦
કાગળ જો હોય તો વાંચીએ વંચાવીએ, કર્મને કઈ પેર વાંચીએ? ઓ૦
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, વીત્યાં વીતક કેમ ટાળીએ ? ઓ૦

૨૯

પ્રેમની વાત છે ન્યારી, ઓધવજી, પ્રેમની વાત છે ન્યારી;
પ્રેમની વાતોમાં ઓધા, તમે શું જાણો ? બીજા શું જાણે સંસારી ? (ટેક)
પ્રેમની વાતોમાં ઓધા, બ્રહ્માજી ભૂલ્યા, વેદ મેલ્યા છે વિસારી. ઓ૦
પ્રેમની વાતોમાં ઓધા, શંકર ભૂલ્યા, બેઠા કૈલાસે ધ્યાન ધારી. ઓ૦

* ઘી તાવતાં=ચૂલે માખણનું ઘી બનાવવા મૂકેલું છે.

પ્રેમની વાતોમાં ઓધા,ભૂલ્યા છે ભક્તો, તન-મન-ધનને ઓવારી*. ઓ૦
તમારો રંગ ઓધા, રંગ છે પતંગનો, અમારો રંગ છે કરારી. ઓ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, ચરણકમલ બલિહારી. ઓ૦

૩૦

ક્યારે મળશે કા'ન ? જોશીડા જોશ જુઓને;
દેહ તો વહાલા દુરબળ થઈ છે, (૨) જેવાં પાકેલાં પાન. (ટેક)
સુખ તો વહાલા સરસવ જેટલું, (૨) દુ:ખ તો દરિયા સમાન. જો૦
સેજલડી× વહાલા સૂની રે લાગે, (૨) રજની યુગ સમાન. જો૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,(૨) ચરણકમલમાં ધ્યાન. જો૦

૩૧

સુખ છે તમારા શરણમાં. હો શામળિયાજી૦
એ મારા ગુરુએ કહ્યું કરણમાં.+ હો શામળિયાજી૦
જપ તપ તીરથ મારે ચારે પદારથ;
એ સૌ આપના છે ચરણમાં. હો શામળિયાજી૦
પ્રેમ કરીને હૃદયમંદિરે પધારો વહાલા;
ન જોશો જાત કુણ વરણમાં. હો શામળિયાજી૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ વહાલા;
આડે આવજો મારા મરણમાં. હો શામળિયાજી૦

૩૨

મારા નાથનાં નેણાં ઉપર રે, હું તો ઘડીએ ઘોરી જાઉં;
ઘડીએ ઘોરી જાઉં વાલીડા, હું તો ઘડીએ ઘોરી જાઉં;
પ્રભુ હું તો ઘડીએ ઘોરી જાઉં. (ટેક)

* ઓવારણાં કરી, ન્યોછાવર કરી. × પથારી. + કાનમાં.

પ્રભુજી મુંને કંઠે રે વળગ્યા, પળ કોરે[1] ન થાઉં; (૨)
શામળિયા સાથે સ્નેહ બંધાણો; (૨)
હેતે હરિગુણ ગાઉં વહાલા, હું તો હેતે હરિગુણ ગાઉં. મારા૦
કામકાજ મુંને કાંઈ ન સૂઝે, ને ઘરમાં ઘેલી થાઉં;
સંતસમાગમ હોય જીયાં, તીયાં;
હરખે[2] દોડી જાઉં વહાલા, હું તો હરખે દોડી જાઉં. મારા૦
ગંગા જમના ઘરને આંગણે, તીરથ કીયાં જાઉં ? (૨)
અડસઠ તીરથ સંતને ચરણે;
નિત્ય ત્રિવેણીમાં ન્હાઉં વહાલા, હું તો નિત્ય ત્રિવેણી[3]માં ન્હાઉં. મા૦
એકાદશીવ્રત કોણ કરે ? હું તો ત્રણે ટાણાં ખાઉં; (૨)
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ;
હરિરસ પીઉં ને પાઉં વહાલા, હું તો હરિરસ પીઉં ને પાઉં. મા૦

૩૩

કહેવા દેને કહાન, તારી માને કહેવા દેને કહાન,
વહાણાનો વઢવાડ કરે છે, રવિ ઊગમતે ભાણ. (ટેક)
બિવડાવી બીયે બીજી નારી, અહીં લોઢું ને પાષાણ. તારી૦
વૃંદાવનની કુંજગલીમાં, તું હલકું પીપળિયાનું પાન. તારી૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, વધ્યાં અમારા વાન. તારી૦

૩૪

ચાલ સખી મહી વેચવા જઈએ, જ્યાં સુંદરવર રમતો જી;
પ્રેમ તણાં પકવાનો લઈએ, મોહન રસિયો જમતો જી. (ટેક)
મોહનજી હવે મોટો થયો છે, ગોપીને નથી દમતો જી;
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, કુબજા પૂંઠે ભમતો જી. ચાલ૦

---

૧ દૂર. ૨ પ્રસન્ન થઈ. ૩ ગંગા, જમના ને સરસ્વતીનો પ્રવાહ. (અહીં ઇડા, પિંગલા અને સુષુમણારૂપ ત્રિવેણી સમજવી.)

૩૫

અજબ સલૂણી, મૃગાનેણી,[1]
મોહનને વશ કીધો જી;
મઠનો હસ્તી[2] લાલ અંબાડી,
અંકુશે વશ કીધો જી. (ટેક)
લવિંગ સોપારી પાનનાં બીડાં,
ખવડાવી નિજનો[3] કીધો જી. અજબ૦
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
ચિત મુજ ચોરી લીધો જી. અજબ૦

૩૬

આતુર થઈ છું સુખ જોવાને, ઘેર આવો નંદલાલજી;
ગૌ ચારવાનું મીશ[4] કરી ગયા, પાછા વળ્યા ન વા'લા જી. (ટેક)
ઘણું થયું હવે ગોકુળ આવો, મોહન મોરલીવાળાજી;
માસી મારી, મામો માર્યો, કપટી કાના કાળા જી. આ૦
ભીલડી તારી ગુણકા ઉધારી, ટેવ તમારી છોગાળા જી;
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ગુણ લાગે બહુ પ્યારાજી. આ૦

૩૭

ચાલ સખી તને શ્યામ દેખાડું, વૃંદાવનમાં રમતો જી;
ધેનુ[5] ચરાવે ને બેનુ[6] બજાવે, વન-ઉપવનમાં ભમતો જી. (ટેક)
રૂપ સંભારું શું ગુણ સંભારું, મન મારાને હરતો જી. ચાલ૦
પાઘ કલંકી તોરો ફૂલનો, મોર મુગટ શિર ધરતો જી. ચાલ૦
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, કુબજાને જઈ વરતો જી. ચાલ૦

૧ મૃગના જેવી આંખોવાળી. ૨ હાથી. ૩ પોતાનો. ૪ બહાનું.
૫ ગાય. ૬ બંસી.

૩૮

કાનુડે વનમાં લૂંટી, સખી મને,
કાનુડે વનમાં લૂંટી;
હાથ ઝાલી મારી બાંહ્ય મરોડી,
મોતીની માળા તૂટી. (ટેક)
આગળથી મારો પાલવડો[1] સાહ્યો,[2]
મહીની મટુકી મારી ફૂટી. સખી૦
પાછળ પડે તેનો કેડો ન મૂકે,
નાસી શકાય નહિ છૂટી. સખી૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
કહીએ તો લોક કહે જૂઠી. સખી૦

૩૯

ઝૂમકહાર શીદ તોડ્યો, હો રાજ મારો,
ઝૂમકહાર શીદ તોડ્યો?
હારની પડી છે ત્રણ ઓળો, હો રાજ મારો,
ઝૂમકહાર શીદ તોડ્યો. (ટેક)
જલ રે જમનાનાં ભરવાને જ્યાં'તાં,
પનઘટ[3] તીરે હાર તોડ્યો. હો૦
વૃંદાવનને ચોકે રમતા'તાં,
કૂડાં વચન કોણ બોલ્યો? હો૦
પ્રીત કરી પણ કરતાં ન આવડી,
નંદ આહીર[4]નો છોરો. હો૦
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
સમજે નહિ શ્યામ તું તો ભોળો. હો૦

---

૧ છેડો. ૨ પકડ્યો. ૩ પાણી ભરવાનો આરો. ૪ ભરવાડ.

૪૦

માધવ લ્યો, કોઈ માધવ લ્યો,
કોઈ વેચંતી વ્રજનારી. કોઈ માધવ૦
માધવને મટુકીમાં ઘાલી,
ગોપી લટકે ચાલી. કોઈ માધવ૦
સરખેસરખી મળી સંગાથે,
ગઈ વૃંદાવન વાટે. કોઈ માધવ૦
શેરીએ શેરીએ સાદ પડે છે,
કોઈને લેવા મુરારિ. કોઈ માધવ૦
ગોપી ઘેલું શું બોલતી જાય,
માધવ મટુકે[1] ન માય. કોઈ માધવ૦
નવ માનો તો જુઓ ઉતારી,
મટુકીમાં કુંજવિહારી. કોઈ માધવ૦
મીરાં કહે પ્રભુ ગિરિવરધારી,
ચરણ-કમલ બલિહારી. કોઈ માધવ૦

૪૧ ✓

જાગો તમે જદુપતિરાય, એક પળ નેણાં ખોલીએ;
ઘડી મારા ઘૂંઘટડા માંહ્ય, હસીને હરિ બોલીએ. (ટેક)
તનમન સોંપ્યાં છે શરીર, વહાલમ જાઉં વારણે;
છોડી મેં તો કુલની મરજાદ, ગિરિધારી તારા કારણે. જાગો૦
નથી દીધાં કથીરનાં દાન, કંચન ક્યાંથી પામીએ?
એમ રૂડા ના'વે વિમાન, અમરાપુર[2] ક્યાં માણીએ? જાગો૦
તમે મોટા છો મહારાજ, અમ પર કરુણા કીજીએ;
ગુણ એવા ગાય મીરાંબાઈ, દાસીને દર્શન દીજીએ. જાગો૦

---

[1] માટલામાં. [2] દેવોને વસવાનું નગર.

૪૨

અમારા ઘૂંઘટ ખોલી રે, ક્યાં ગયો પેલો મોરલીવાળો ?
અમને રંગમાં રોળી રે, ક્યાં ગયો પેલો બંસીવાળો ?(ટેક)
હમણાં તો અમે વેણી ગૂંથી, પે'રી કસુંબલ ચોળી;
માત જશોદા શાખ પૂરે છે, કેસર છાંટ્યાં ઘોળી. ક્યાં૦
જળ જમુનાનાં ભરવા ગયાં'તાં બેડું નાખ્યું ઢોળી;
પાતળિયો પરપંચે ભરિયો, અમે તો અબળા[1] ભોળી. ક્યાં૦
પ્રેમ તણી પ્રેમદાને અંતર, ગેબની મારી ગોળી;
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, ચરણકમળ ચિત ચોડી. ક્યાં૦

૪૩

પારણિયે ઝૂલો ઝૂલો નંદલાલા.
નૌતમ[2] નંગ જડિયાં પારણિયે, હીરા નીલમ ન્યારા ન્યારા. પા૦
ગાદી ને તકિયા ગાલમસૂરિયાં, રેશમ દોરડી વારા. પા૦
સોનેરી પામરી તળાઈ મખમલી છે, મધુરી શી મોરલી વારા. પા૦
ઝૂલન હારી વ્રજની કિશોરી,[3] જશોદાજીના જાયા[4]. પા૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, દર્શન દો વ્રજરાયા. પા૦

૪૪

તારું દાણ થાય તે લીજે, રસિયા મને જાવા દીજે. (ટેક)
હું ગોકુલ ગામની નારી, હું તો મહી વેચવાને ચાલી;
મારગમાં આળ ન કીજે, તારું દાણ થાય તે લીજે. રસિયા૦
હું બ્રખુભાણુની છોરી, મારે માથે મહીની ગોળી;
ખાટાં ગોરસ ના પીજે, તારું દાણ થાય તે લીજે. રસિયા૦
મારા સંગની સાહેલીઓ ચાલી, મને રોકો શું વનમાળી ?
સમજીને અળગા રીજે, તારું દાણ થાય તે લીજે. રસિયા૦

૧ નારી. ૨ નવીન ૩ વ્રજબાલા. ૪ જશોદાના પુત્ર.

મીરાં કહે ગિરિધર નાગર, અમે છીએ તમારા ચાકર;
તનમન અર્પણ સૌ કીજે, તારું દાણ થાય તે લીજે. રસિયા૦

૪૫

એ મોરલી શીદ વાઈ,
ધુતારા એ મોરલી શીદ વાઈ?
એ મોરલી મારે મંદિરે સંભળાઈ,
કાળજડું[1] ગયું કોરાઈ. ધુતારા૦
જલ જમનાનાં ભરવા ગયાં ત્યાં,
પાલવ પકડી શીદ સાઈ? ધુતારા૦
પરઘેર વાત પડી ચર્ચાય છે,
સૈયરોમાં[2] લજવાઈ. ધુતારા૦
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
ચરણકમળ ચિત લાઈ. ધુતારા૦

૪૬

દુઃખડાં દીએ છે અમને ભારી રે,
કાનુડા તારી મોરલી, દુઃખડાં દીએ છે અમને ભારી. (ટેક)
હું રે સૂતી'તી મારા ભવનમાં[3] સૂતેલીને એણે જગાડી;
માઝમ રાતની ઝબકીને જાગી, મોરલી આ કોણે વગાડી રે. કાનુડા૦
કોણ કખાડી કાપીને લાવ્યો, કોણે સંઘાડે ચડાવી;
શૂરો કખાડી લઈ આવ્યો કાપીને, વનનાં વૃક્ષોથી ઉતારી રે. કાનુડા૦
સાસુ-સસરાથી છાની રે ઊઠી, હળવે ઉઘાડી બારી;
લાગ જોઈ બહાર નીસરી ઘરમાંથી, શરદ તણી રેન[4] સારી રે. કાનુડા૦
મોરલી કહે઼ ઓ વ્રજ તણી નારી, વીંધથી હું છું વીંધનારી;
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, તું જીતી ને હું હારી રે. કાનુડા૦

૧ કાળજું ૨ બહેનપણીઓમાં. ૩ ઘરમાં. ૪ રાત

૪૭

બોલો મેરી રસના હરિ હરિ,
તુમ બોલો, મેરી રસના હરિ હરિ;
મંગલમૂર્તિ ગણેશ પધાર્યા,
સંગે લઈ સુધ બુધ-સુંદરી. બોલો૦
હંસવાહન કરી બ્રહ્મા પધાર્યા,
વેદ ચારની પૂન્ય કરી. બોલો૦
ગરુડે બેસીને ગોવિંદ પધાર્યા,
શંખ ચક્ર ગદા પદ્મ ધરી. બોલો૦
નંદી[1] પર ચડી શિવજી પધાર્યા,
ધન્ય દિવસ આજ ધન્ય ઘડી. બોલો૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
ફરી ફરી કહો હરિ હરિ. બોલો૦

૪૮

ગગરી ઉતાર રે વનમાળી, મટુકી ઉતાર રે વનમાળી;
મેરે શિર પર બોજ હે ભારી, ગગરી ઉતાર રે વનમાળી. (ટેક)
સોનેકી ગગરી રૂપલા ઇંઢોણી, ભર ગઈ રાધે પ્યારી. ગગરી૦
જલ જમનાકી ચીકની મટુકી, લસ લઈ રાધે પ્યારી. ગગરી૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, નજર કારેકી કારી. ગગરી૦

૪૯

પ્રભુ નાવ કિનારે લગાવ, પ્રભુજી નાવ કિનારે લગાવ;
ઘેરી ઘેરી નદિયાં નાવ પુરાની, ભવમેં ડૂબત બચાવ. (ટેક)
ધાર વિકટ મહા પાર નહીં કહા, વહી જાત હઉં તરાવ પ્રભુજી૦
જ્ઞાનધ્યાનકી દોર બાંધકે, નૈયા તીર લગાવ. પ્રભુજી૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, પરું મેં તુમરે પાવ. પ્રભુજી૦

[1] પોઠિયો

૫૦

મારા પ્રાણ પાતળિયા વહેલા આવો રે,
તમારા વિના હું તો જન્મ જોગણ છું રે.
નાભીકમળથી સુરતા રે ચાલી;
જઈને તખત પર રાસ રચીલા.
સુખમના નારી એની સેજ બિછાવે,
તે દી રંગભીના છો રાસધારી (બે);
તમ રે વિનાનું મારે અંતર અંધારું રે,
મારા જુગના જીવન. મારા૦

સાચું ઘરેણું મારે તું છો રે શામળિયા રે,
અવર ઘરેણું મારે હાથ નહીં આવે રે;
કુંવરબાઈનાં જે દી મામેરાં પૂર્યાં તે દી,
છાબ ભરીને વહેલા આવો રે. મારા૦

સાવ રે સોનાના હરિના વાઘા સિવડાવું રે,
પ્રીતમજીને પ્રણામ કરીને;
વિઠ્ઠલરાય જે દી વરવાને આવ્યા તે દી,
વીંટાણા છે વરમાળે રે. મારા૦

કાગળિયાનો જે દી કટકો નહોતો રે,
મસરે મોંઘી રે જે દી લેખણ નહોતી રે;
વહાલા વિઠ્ઠલ તે જઈને એટલું કહેજો,
તમે એક વાર મળવાને આવો રે. મારા૦

મધુરી નાદની મોરલી રે વાગે,
સુરતિયામાં રાધાજી જાગે રે;
મીરાંનો સ્વામી જે દી ગિરધર મળશે,
તે દી દાસીનાં દુઃખડાં ભાંગે રે. મારા૦

૫૧

પ્યાર તો ધરણીરો દીનાનાથ, વાતું અમે કેમ કરીએ?
લટકામાં આવું ને લટકામાં જાવું, લટકામાં સમજાવું. (ટેક)
એક ઠેકાણું ભલા તમને એવું બતાવું તે બે ઘડી રહેજો;
સુખદુઃખની આપણ વાતું કરીએ, વાલમ જોબન જાય રસ લેવા રે.
સોના ઇંઢોણી ને રૂપલાનું બેડું, હાથમાં જળ જમનાની ઝારી;
રાણી રાધાજી જ્યારે પાણીડાં ચાલ્યાં, જાણે સોળ વરસની નારી.
સોળે શણગાર તારે અંગે બિરાજે ને હાથમાં સોના કેરો ચૂડો;
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, વાલમ વર છે રૂડો.

૫૨

નંદલાલ નહીં રે આવું ને ઘેર કામ છે,
તુળસીની માળામાં શ્યામ છે વહાલા. (ટેક)
વૃંદા તે વનને મારગ જાતાં,
રાધા ગોરી ને કા'ન શ્યામ છે વહાલા. નંદલાલ૦
વૃંદા તે વનમાં રાસ રચ્યો છે,
સહસ્ર ગોપી ને એક કા'ન છે વહાલા. નંદલાલ૦
વૃંદા તે વનની કુંજ ગલીમાં,
ઘેરઘેર ગોપીઓનાં ઠામ છે વહાલા. નંદલાલ૦
આની તીરે ગંગા વહાલા, પેલી તીરે જમુના,
વચમાં ગોકુળિયુ ગામ છે વહાલા. નંદલાલ૦
ગામનાં વલોણાં મારે મહીનાં વલોણાં,
મહીડાં ઘૂમ્યાંની ઘણી હામ છે વહાલા. નંદલાલ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
ચરણમેં સુખ શ્યામ છે વહાલા. નંદલાલ૦

૫૩

શાને રોકો છો વાટમાં-એ રાગ

ઊભો છે જુમનાના તીરમાં, (૨)
છબીલો લાલ ઊભો છે જુમનાના તીરમાં. (ટેક)

જળ જુમનાનાં ભરવાને ગ્યાં'તાં,
આવી વળગીઓ વાટમાં. છબીલો૦

વૃંદા તે વનના મારગ જાતાં,
કાંટો ભરાયો મારા ચીરમાં. છબીલો૦

વૃંદા તે વનમાં રાસ રચ્યો છે,
વારી રમાડ્યાં ઉલ્લાસમાં. છબીલો૦

બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
ચરણકમળ મારા ચિત્તમાં. છબીલો૦

૫૪

રાધા ગોવાલણીના ઘર પછવાડે,
મોહન મોરલી વગાડે જો. (ટેક)

તે રે દહાડાની મને ચટપટી લાગી,
નયણે નિદ્રા ન આવે રે. ગોવા૦

રાધાની આંગળીએ કાળી નાગ ડંસ્યો,
તે વિખડાં કોણ વારે રે. ગોવા૦

મથુરામાંથી જદુવીર આવ્યા,
તે વિખડાં ઉતારે રે. ગોવા૦

બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
ચરણકમળ ચિત્ત લાવે રે. ગોવા૦

૫૫

છોડી દેને કા'ન, કા'ન રે મારગડો મારો,
મેલ રે પાલવડો મારો. (ટેક)
હું તો તને વારું નંદના કુંવરજી,
હજુ ના આવી સાન, સાન રે. મારગડો૦
વાટે ને ઘાટે વઢીએ ન કા'ના,
દેખે હરિજન લોક, લોક રે. મારગડો૦
આ તેડે ગંગા ને પેલી તેડે જમુના,
વચમાં ગોકુળિયું ગામ, ગામ રે. મારગડો૦
જમુનાને તીરે વહાલો ધેનુ ચરાવે,
બંસી બજાવે લાલ, લાલ રે. મારગડો૦
ઊભો ઊભો વહાલો સાન કરે છે,
મારે છે મોહનાં બાણ, બાણ રે. મારગડો૦
અમો મહિયારી મામા કંસની કહેવાઈએ,
શાનું માગે છે દાણ, દાણ રે. મારગડો૦
દાણ લેવાની ગરજ પડે તો,
આવજો ગોકુળ ગામ, ગામ રે. મારગડો૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
ચરણકમળમાં મારું ધ્યાન, ધ્યાન રે. મારગડો૦

૫૬

આવ્યો છે દાવ ભાઈ, આવ્યો છે દાવ;
રામકૃષ્ણ ભજવાનો આવ્યો છે દાવ. (ટેક)
નરદેહ ધારી તમે તત્પર થાઓ,
ભવસાગર તરવાનું એ છે નાવ. રામકૃષ્ણ૦

ભાગવત સાંભળીને હરિભાવ રાખો,
સત્યરૂપી ગંગામાં પ્રેમ કરી ન્હાવ. રામકૃષ્ણ૦
બાઈ મીરાં કહે તમો હરિજન થાઓ,
ચરણકમલમાં ચિત્ત લગાવ. રામકૃષ્ણ૦

૫૭

વનમાં થઈ રહ્યો થઈથઈકાર,
થઈ રહ્યો થઈથઈકાર. (ટેક)
વૃંદા તે વનમાં રાસ રચ્યો છે,
સોળસેં ગોપી ને એક કા'ન. વનમાં૦
વૃંદા તે વનને મારગ જાતાં,
શેનું માગે છે દાણ? વનમાં૦
આ તેડે ગંગા ને પેલી તેડે જમુના,
વચમાં ગોકુળિયું ગામ. વનમાં૦
આ તેડે અબળા અમે રે ઊભાં છે,
પેલી તેડે નંદના લાલ. વનમાં૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
વારીવારી રમાડ્યાં રાસ. વનમાં૦

૫૮

શું કરવું મારે, શું રે કરવું છે રે?
હીરા માણેકને મારે, શું રે કરવું? (ટેક)
મોતીની માળા રાણા, શું કરવી છે?
તુલસીની માળા લઈ ને, પ્રભુ ભજવું છે રે. હીરા૦
હીરનાં ચીર રાણા, શું રે કરવાં છે?
ભગવી ચીંથરીઓ પહેરી, મારે ફરવું છે રે. હીરા૦
મહેલ ને માળ રાણા શું રે કરવાં છે રે?
જંગલ ઝૂંપડીએ જઈ ને મારે વસવું છે રે. હીરા૦

બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
અમર ચૂડલો લઈને મારે ફરવું છે રે. હીરા૦

૫૯

ધ્યાન ધણી કેરું ધરવું રે, બીજું મારે શું કરવું ?
શું કરવું રે સુંદરશ્યામ, બીજાને મારે શું કરવું ? (ટેક)
નિત્ય ઊઠીને અમે નાહીએ ને ધોઈએ રે,
ધ્યાન ધણી તણું ધરીએ રે. બીજું૦
સંસારસાગર મહાજળ ભરીઓ રે વા'લા,
તારા ભરુંસે અમે તરીએ રે. બીજું૦
સાધુજનને ભોજન જમાડીએ વા'લા;
જૂઠું વધે તે અમે જમીએ રે. બીજું૦
વૃંદા તે વનમાં રાસ રચ્યો રે વા'લા,
રાસમંડળમાં તો અમો રમીએ રે. બીજું૦
હીર ને ચીર મને કામ ન આવે વા'લા,
ભગવાં પહેરીને અમે ભમીએ રે. બીજું૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
ચરણકમળમાં ચિત્ત ધરીએ રે. બીજું૦

૬૦

સાંવરિયા મારે આજ રંગીલી ગણગોર+ છે. સાંવરિયા૦
મેઘઘટામાં વીજળી ચમકે, નભ* છાયો ઘનઘોર છે. સાંવરિયા૦
પંખી ગાય મધુર કંઠથી, કોયલના મીઠા સોર+ છે. સાંવરિયા૦
આપ રંગીલા સેજ રંગીલી,રંગીલો રાધાજીનો મોર છે. સાંવરિયા૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, તુજ ચરણે મુજ જોર છે. સાંવરિયા૦

+ ગણગોરઃ—એ નામનું વ્રત. * આકાશ. + અવાજ.

૬૧

સાવરેકી દષ્ટિ માનો પ્રેમની કટારી હૈ,
શુદ્ધિ ગઈ બુદ્ધિ ગઈ, લાગત બેહાલ ભઈ;
તનમન વ્યાપી વ્યથા, પ્રેમ મતવારી હૈ;
અખિયા મીલી દો ચારી,બાવરી જગસે ભઈ ન્યારી.
મૈં તો નાકો નીકો× જાનુ, કુંજકો બિહારી હૈ,
પતંગ દીપક ચાહે, ચંદકો ચકોર ચાહે,
જલ સંગ મીન જૈસે, તેસે પ્રીત પ્યારી હૈ;
લાગો મેં તુમારે પાય, વિનતિ કરું વ્રજરાય,
મીરાં પ્રભુ એસે જાનો દાસી તુમ્હારી હૈ.

૬૨

પ્રેમપિયાલો મે પીધો રે,
જીયો સતો પ્રેમપિયાલો મેં પીધો.
આ રે જગતડાને, જોઈને વારો રે;
અમર-પછેડો કોણે લીધો રે. જીયો સતો૦
આ રે શરીરનાં, સરવે સુખડા રે,
તે અમે ત્યાગી દીધાં રે. જીયો સંતો૦
મારા રે મનડાને બહુ રે સમજાવ્યો રે;
જોગ જંગલનો મેં લીધો રે. જીયો સંતો૦
બાઈ મીરા કહે પ્રભુ ગિરિધરના ગુણ;
સ્વર્ગપુરીનો મારગ લીધો રે. જીયો સંતો૦

૬૩

રામ રમકડું જડિયુ રે, રાણાજી, ✓
મને રામ રમકડું જડિયું. (ટેક)

× સારો.

રૂમઝૂમ કરતું મારે મંદિરે પધાર્યું;
નહિ કોઈને હાથે પડિયું રે. રાણાજી૦
મોટા મોટા મુનિજન મથીમથી થાકયા,
કોઈ એક વિરલાને હાથે ચડિયુ રે. રાણાજી૦
શૂન્ય શિખરના રે ઘાટથી ઉપર,
અગમ અગોચર નામ પડિયુ રે રાણાજી૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
મારું મન શામળિયાશું જડિયું રે. રાણાજી૦

૬૪

કાફી

નાથ તુમ જાનત હો સબ ઘટકી, મીરાં ભક્તિ કરે પરગટકી. (ટેક)
રામમંદિરમેં મીરાબાઈ નાચે, તાલ વગાડે ચપટી;
પાઉં મેં ઘૂઘરા રૂમઝૂમ બાજે, લાજ શરમ સબ પટકી. નાથ તુમ૦
નાહી ધોઈને મીરા માળા ફેરે, સેવા કરે રઘુપતકી;
શાલગરામકો ચંદન ચડાવે, ભાલ તિલક બિચ ટપકી. નાથ તુમ૦
વિખકા પિયાલા રાણાજીને ભેજા, સાધુ સંગત મીરાં અટકી;
કરચરણામૃત પી ગઈ મીરા, જૈસે રામરસકી કટકી. નાથ તુમ૦
કે સૂરતી દોર લગી એક ધારા, જૈસે ઘડા પર મટકી;
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
સૂરતી લગી જસી નટકી. નાથ તુમ૦

૬૫

રાગ માલકોશ–તીન તાલ

મોહે લાગી લટક ગુરુ ચરનનકી,
ચરન બિના મુઝે કછુ નહિ ભાવે, જૂઠી માયા સબ સપનનકી.
ભવસાગર સબ સૂખ ગયો હૈ, ફિકર નહીં મૂઝે તરનનકી.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ઊલટ ભઈ મોરે નયનનકી.

૬૬

તુમ બીન મેરી કોન ખબર લે, ગોવર્ધન-ગિરધારી. (ટેક)
ભરી સભામેં દ્રૌપદી બોલે, રાખો લાજ હમારી. તુમ૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણકમલ બલિહારી. તુમ૦

૬૭

રાગ સિંહાનો કાનરો

જો તુમ તોડો પિયા, મૈં નાહીં તોડું;
તોરી પ્રીત તોડી, કૃષ્ણ કોન સંગ જોડું ? (ટેક)
તુમ ભયે તરુવર, મૈં ભઈ પંખિયા;
તુમ ભયે સરવર, મૈં તેરી મછિયા. જો તુમ૦
તુમ ભયે ગિરિવર, મૈં ભઈ ચારા;
તુમ ભયે ચંદા, હમ ભયે ચકોરા. જો તુમ૦
તુમ ભયે મોતી, પ્રભુ! હમ ભયે ધાગા;
તુમ ભયે સોના, હમ ભયે સુહાગા. જો તુમ૦
મીરાં કહે પ્રભુ, બ્રજકે બાસી;
તુમ મેરે ઠાકુર, મૈં તેરી દાસી. જો તુમ૦

૬૮

રાગ જોગિયા-તાલ દીપચંદી

હે રી મૈં તો દરદ દીવાની, મેરો દરદ ન જાણે કોય,
ઘાયલકી ગતિ ઘાયલ જાણે, જો કોઈ ઘાયલ હોય;
જૌહરીકી* ગતિ જૌહરી જાણે, કી જિન જૌહર× હોય.
સૂલી ઉપર સેજ હમારી, સોવણ કિસ બિધ હોય;
ગગનમંડલ પર સેજ પિયાકી, કિસ બિધ મિલણા હોય.
દરદકી મારી બન-બન ડોલૂં, બૈદ મિલ્યા નહિ કોય;
મીરાંકી પ્રભુ પીર+ મિટેગી, જબ બૈદ સાંવરિયા હોય.

* જોહર કરનારની. × બલિદાન. + પીડા.

૬૯

રાગ સૂરદાસી મલ્હાર–તાલ તિતાલા (મધ્યલય)

બરસૈ બદરિયા સાવનકી, સાવનકી મનભાવનકી;
સાવનમેં ઉમગ્યો[1] મેરો મનવા, ભનક[2] સુની હરિ આવનકી,
ઉમડઘુમડ ચહું દિસિસે આયો, દામણ દમકે[3] ઝર[4] લાવનકી.[5]
નાનીનાની બૂંદન મેહા બરસે, સીતલ પવન સોહાવનકી;
મીરાકે પ્રભુ ગિરિધર નાગર, આનંદમંગળ ગાવનકી.

૭૦

રાગ હમીર–તાલ તિતાલા

બસો મોરે નૈનનમેં નંદલાલ.
મોહની મૂરત સાંવરિ સૂરત નેણાં બને બિસાલ,
અધર સુધારસ મુરલી રાજત ઉર બૈજંતી માલ.
છુદ્ર ઘંટિકા કટિતટ સોભિત નૂપુર સબદ રસાલ,
મીરાં પ્રભુ સંતન સુખદાઈ ભગતબછલ ગોપાલ.

૭૧

રાગ પીલુ–તાલ કહરવા

પગ ઘુઘરુ[6] બાંધ મીરાં નાચી રે,
મૈં તો મેરે નારાયણકી, આપહિ હો ગઈ દાસી રે,
લોગ કહે મીરાં ભઈ બાવરી[7] ન્યાત કહે કુળનાસી[8] રે.
વિષ કા પ્યાલા રાણાજી ભેજ્યા[9] પીવત મીરાં હાંસી રે,
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર સહજ મિલે અબિનાસી રે.

---

૧ ઉમંગમા આવી ગયો, ઊભરાઈ ગયો. ૨ અવાજ, ભણકારા.
૩ વીજળી ચમકે છે ૪ પ્રવાહ ૫ સુંદરતાનો.
૬ ઘૂઘરા. ૭ ગાંડી, પાગલ. ૮ કુળનો નાશ કરનારી. ૯ મોકલ્યો.

૯૨

મેં તો હરિગુણ ગાવત નાચુંગી. (૨)
નાચુંગી મૈં તો નાચુંગી, મૈં તો હરિગુણ ગાવત નાચુંગી. મેં તો૦
અપને મહેલમે બેઠબેઠ કર, ગીતા ભાગવત વાચુંગી. મેં તો૦
જ્ઞાનધ્યાનકી ગઠરી બાંધકર, હૃદયકમલમેં રાચુંગી. મેં તો૦
બાઈ મીરા કહે પ્રભુ ગિરિધર નાગર, સદા પ્રેમરસ ચાખુંગી. મેં તો૦

૯૩

રાગ તિલક કામોદ-તીન તાલ

પાયો જી મૈંને રામ રતન ધન પાયો,
વસ્તુ અમોલિક દી મેરે સતગુરુ, કિરપા કર અપનાયો.
જનમજનમકી પૂંજી પાઈ, જગમેં સભી ખોવાયો.
ખરચૈ નહિ ખૂટે વાકો ચોર ન લૂટે, દિન દિન બઢત સવાયો.
સતકી નાવ ખેવટિયા* સતગુરુ, ભવસાગર તર આયો.
મીરાકે પ્રભુ ગિરિધર નાગર, હરખ હરખ જસ ગાયો.

૯૪

બાઈ મૈંને ગોવિંદ લીન્હો વણમોલ. (ટેક)
કોઈ કહે હલકા કોઈ કહે ભારે, લીયા તરાજુ તોલ. બાઈ૦
કોઈ કહે સસ્તા, કોઈ કહે મહેંગા, કોઈ કહે કા'ન અનમોલ. બાઈ૦
બ્રિંદાબનકી કુંજગલનમેં, લીન્હો બજાકે મૈંને ઢોલ. બાઈ૦
મીરાકે પ્રભુ ગિરિધર નાગર, પૂર્વજનમકો દિયો બોલ. બાઈ૦

૯૫

રાગ ઝીંઝોટી-પ્રભાત

અબ તો મેરા રામનામ, દુસરા ન કોઈ. (ટેક)
માતા છોડી પિતા છોડે છોડે સગા ભાઈ,
સાધુસંગ બેઠબેઠ લોકલાજ ખોઈ. અબ૦

---

* નાવિક.

સંત દેખ દોડ આઈ જગત દેખ રોઈ,
　　　　પ્રેમ–આસુ ડાર ડાર અમરબેલ બોઈ. અબ૦
મારગમેં તારણ મીલે સંત રામ દોઈ,
　　　　સંત સદા શીશ રખું રામ હૃદય હે ઈ. અબ૦
અંતમેંસે તંત કાઢ્યો પીછે રહી સોઈ,
　　　　રાણે મેલ્યા બિખકા પ્યાલા, પીબત મસ્ત હોઈ. અબ૦
અબ તો બાત ફેલ ગઈ, જાણે સબ કોઈ,
　　　　દાસી મીરાં લાલ ગિરિધર, હોની હો સો હોઈ. અબ૦

૭૬

મત જા, મત જા, મત જા, જોગી, મત જા, મત જા, મત જા;
તેરે કારણ પ્રેમભક્તિકી, મઢી[1] રચી, તું આ જા. જોગી૦
પાય પરું મેં ચેરી[2] તેરી, જા તો ચિતા મે જલા જા. જોગી૦
જલજલ ભઈ ભસ્મકી ઢેરી,[3] અપને અંગ લગા જા. જોગી૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, જ્યોત મેં જ્યોત મિલા જા. જોગી૦

૭૭

પિયા બિન રહ્યો ન જાય. (ટેક)
તનમન મેરો પિયા પર વારું, બાર બાર વલિ જાઈ.
નિસદિન જોઉં બાટ પિયાકી, કબકબ મિલોગે આઈ.
મીરાં પ્રભુ આસ તુમ્હારી, લીજ્યો કંઠ લગાઈ.

૭૮

પ્રગટ ભયો ભગવાન, મથુરામેં પ્રગટ ભયો ભગવાન;
દેવ–દેવી દર્શનકું આયે, છાડી સ્વર્ગ વિમાન. મથુરા૦
નંદદ્વારપે નોબત બાજે, નૃત્ય કરે ગાન તાન. મથુરા૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, નિશદિન ધરીએ ધ્યાન. મથુરા૦

---

૧ ઝૂંપડી. ૨ દાસી, ચેલી. ૩ ઢગલી.

७९

માઈ તેરો કાન કોણુ ગુન કારો,
જબ દેખું તબ દ્વાર હી ઠાડો.* (ટેક)
ગોરો બાવો નંદ, ગોરી જશોમતી મૈયા,
ગોરો બળીભદ્ર તિહારો. દેખું૦
કારો કારો મતકર ગોવાલની,
કારો બ્રજ ઉજિયારો. દેખું૦
જમુનાકે નીરે તીરે ધેન ચરાવે,
બંસી બજાવનહારો. દેખું૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
મોહે લાગત અતિ પ્યારો. દેખું૦

૮૦

ગાગર ના ભરન દેત, તેરો કાન માઈ,
હસ હસ મુખ મોરમોર ગાગર છિટકાઈ;
ઘૂંઘટ-પટ ખોલ ખોલ, સાંવરો કન્હાઈ. (ટેક)
જશોદા તેં ભલી બાત, લાલકું શિખાઈ;
અગર બગર ઝગર+ કરત, સર યે મચાઈ. ગાગર૦
હોં તો વીર યમુના તીર, નીર ભરન ધાઈ;
ગિરિધરકે ચરન ઉપર, મીરાં બલી જાઈ. ગાગર૦

૮૧

મારગ મેરો છોડ દીઓ ગિરિધારી.
સંગકી સાહેલી મેરી દૂર ગઈ હૈ,
શિર પર ગાગર ભારી. (ટેક)
સાસુ જૂઠી મેરી નણુંદ હઠીલી,
ખીજ દેવે મોકું ગારી. મારગ૦

* ઊભો. + ઝઘડો.

બ્રંદાબનમેં રાસ રચ્યો હૈ,
સહસ ગોપી ગિરધારી. મારગ૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
ચરણકમલ બલિહારી. મારગ૦

૮૨

આવત શ્રીગિરિધારી, ગૌવા ચારી આવત શ્રીગિરિધારી.
ખાંધે કામળીઆં હાથ લકુટીઆં,[1]
બેનુ[2] બજાવે મન-હારી. ગૌવા ચારી૦
માત જશોદા કરત આરતી;
પુનીપુની[3] જાત બલહારી. ગૌવા ચારી૦
મોર મુકુટ પીતામ્બર સોહે,
કુંડલ મીનાકારી. ગૌવા ચારી૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
ચરણકમલ પર વારી. ગૌવા ચારી૦

૮૩

ઘર છોડી દોડી વન જાય,
શરદ રૈનકી બંસી બજી. ઘર૦
હિંગ ડાર્યો ભાતમેં, લૂણ[4] ખીરકે[5] માંહી,
કર કંકણ પગમેં સોહે, ઘુંઘર ગલે અબકાઈ. ઘર૦
વાંસમેસે નિપજી નિકળી પરવત ફોડ,
જો જાણું તું વાજતી તો દેખી તોડ[6] મરોડ. ઘર૦
વૃંદાવનકી કુંજગલીમેં, બોલે દાદુર મોર,
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, મીઠ ગયો નંદકિશોર. ઘર૦

---

૧ લાકડી. ૨ બંસી ૩ ફરીફરી ૪ મીઠું, નમક ૫ દૂધપાક.
૬ તોડીને ભાંગી નાખ.

૮૪

શ્રીરાધે રાની દે ડારો બાંસુરી મોરી. શ્રીરાધે રાની૦
જા બંસીમેં મેરા પ્રાણ બસત હે,
સો બંસી ગઈ ચોરી. શ્રીરાધે રાની૦
કેસે ગાઉં કેસે બજાઉં,
કેસે લાઉં ગૈયા ઘેરી. શ્રીરાધે રાની૦
મુખસે ગાઓ હાથસે બજાઓ,
લકુટી×સે લાઓ ગૈયા ઘેરી. શ્રીરાધે રાની૦
હાહા કરત તેરી પઈયાં પડત હું, બંસી દે દો મોરી;
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર,
બંસી રાધાને છોરી. શ્રીરાધે રાની૦

૮૫

આવત મોરી ગલિયનમેં ગિરિધારી,
મેં તો છુપ ગઈ લાજકી મારી. (ટેક)
કસૂંબલ પાઘ કેસરીઆ જામા,
ઉપર ફૂલ હજારી;
મોરમુગટ શિર છત્ર બિરાજે,
કુંડલકી છબિ ન્યારી. આવત૦
કેસરી ચીર દરીઆઈ કો લે ઘો,
ઉપર અંગિયાં ભારી;
આવત દેખી કૃષ્ણ મુરારી,
છુપ ગઈ રાધે પ્યારી. આવત૦
રાધે પ્યારી અરજ કરત હે,
સુનજો કૃષ્ણ મોરારી;
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
ચરણકમલ પર વારી. આવત૦

× લાકડી.

૮૬

મેરો મન હરલીનો રાજા રણુછોડ, મેરો મન હરલીનો રાજા રણુછોડ.
ત્રિકમ માધવ શ્રીપુરુષોત્તમ, કુંવર કલ્યાણુકી જોર. મેરો૦
મોર મુગટ પીતાંબર સોહત, કુંડલકી છબી ચોર. મેરો૦
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે, મધુરી મોરલીકી સોર. મેરો૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણુકમલ ચિત ચોર. મેરો૦

૮૭

કીસ બિધ દેખન જાઉં, શ્યામ તો વેરાગી ભયો માઈ.
કોરી કોરી મટકીમેં દહીં મેં જમાઉં, ગ્વાલન બનકર જાઉં. શ્યામ૦
પાન સોપારી લવિંગ, એલચી, તંબોલી બન જાઉં. શ્યામ૦
ચુન ચુન કલીયાં હાર ગુંથાઉં, માલણુ હો કર જાઉં. શ્યામ૦
ગોરે ગોરે અંગ પર ભભૂત લગાઉં, જોગણુ બન કર જાઉં. શ્યામ૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણુકમલ ચિત જાઉં. શ્યામ૦

૮૮

હરિનામ વિના નર એસા હય,
દીપક વિના મંદિર જેસા હય. (ટેક)
જેસે શશી[1] બિના રજની સોહી હય,
જેસે બિના લુનકી[2] રસોઈ હય;
જેસે ગુરુ બિનાકા ચેલા હય. હરિ૦
જેસે પુરુષ બિનાકી નારી હય,
જેસે પુત્ર બિનાકી માતારી હય;
ગુનકા ઘર પુત્ર જ જેસા હય. હરિ૦
હુંઠર બિના વૃક્ષ બનાયા હય,
જેસે સુમ[3] સંચરી માયા હય;
જલ બિના સરોવર જેસા હય. હરિ૦

૧ ચંદ્રમા. ૨ મીઠા વિનાની. ૩ કંજૂસ.

૮૯

મન માને જબ તાર, પ્રભુજી મન માને જબ તાર,
વેદ પુરાણ સબહી દેખે, લાગત અંત ન પાર. (ટેક)
ઘેરી ઘેરી[1] નદીયા, નાવ પુરાની[2], કૈસે ઊતરું પાર,
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરનનકો આધાર. પ્રભુજી૦

૯૦

જગમેં જીવન થોડા, કોણ કરે જંજાલ? જગમેં૦
માત-પિતાને જનમ દીયો હે, કરમ કિયો કિરતાર. જગમેં૦
કઈ ખાયો કઈ ખરચ કીયો હે, કઈ કીયો ઉપકાર. જગમેં૦
દીયા લીયા સો તો સંગ ચલેગા, ઔર વૃથા સબ ભાર. જગમેં૦
મીરા કહે પ્રભુ ગિરિધર નાગર, પ્રભુ ભજ ઊતરો પાર. જગમેં૦

૯૧

કબ મિલોગે આય, જોગિયા, કબ મિલોગે આય,
તુમરે કારણ જોગ લીયો મેં, ઘર ઘર અલખ જગાય. જોગિયા૦
દિવસ ન ભૂખ રૈન નહીં નિદ્રા, તુમ બીન કહુ ન સુહાય. જોગિયા૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, મિલો તો તપત[3] બુઝાય. જોગિયા૦

૯૨

મેં જાગું ગિરિધર કાજ, જગત સબ સોવે રી સજની.
બિરહન બેઠી રંગમહેલમેં, મોતીઅનકી લટ પ્રોવે,
એક બિરહન બેસી હે જો, અસુઅન[4] માલા પ્રોવે. જગત૦
તારેં ગીનગીન રૈન[5] બિહાની, સુખકી ઘડી કબ આવે?
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, પ્રીતમ કબ મિલ જાવે. જગત૦

---

૧ અથાગ જળવાળી ઊંડી નદી ૨ જૂની ૩ તાપ
૪ આંસુની ૫ રાત.

૯૩

ચરનકમલ અવિનાશી, ભજ મન ચરનકમલ અવિનાશી;
જે તાઈ[1] દીસે ધરની ગગન બીચ, તે તાઈ સબ ઊઠ જાશી. (ટેક)
એ સંસાર ચહરકી બાજી, સાંજ પડે ઊઠ જાસી;
ઈસ દેહીકા ગર્વ ન કરના, મિટ્ટીમેં મિલ જાસી ભજ૦
ક્યા ભયો જો ભગવાં પહર્યાં, ઘર તજી ભયે સંન્યાસી;
જોગી હોય જુગતિ નહીં જાની, ઉલટ જનમ ફિર આસી. ભજ૦
અરજ કરોં અબલા કર જોરી, શ્યામ તુમ્હારી દાસી;
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, કાટો જમકી ફાસી. ભજ૦

૯૪

હરિદર્શનકી પ્યાસી, મેં એસી હરિદર્શનકી પ્યાસી.
તુમ દેખે બિન કલ[2] ન પડત હે, તલપ તલપ જીવ જાસી. મેં૦
તુમરે ખાતર જોગણ હોંગી, કરવત લઉંગી કાસી. મેં૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરનકમલકી દાસી. મેં૦

૯૫

ઇતની બિનતી સુણ મોરી, પિયા ઇતની બિનતી સુણ મોરી.
ઓરસે રસ વરસાવો રસિયા, હમસે કરો ચિત ચોરી;
તુમ બિન મોરે ઓર ન કોઈ, અરજ કરું કર જોરી. પિયા૦
આવન કહ ગયે અજહું ન આયે, દિવસ રહે અબ થોરી,
મીરાં કહે પ્રભુ કબ રે મિલોગે, શરણાગત મેં તોરી પિયા૦

૯૬

મેરે પ્રીતમ પ્યારે રામકું, લિખ ભેજું રી પાતી,[3]
ઊચી ચઢચઢ પંથ નિહારું, રોય રોય અખિયાં રાતી;
સુખ દેખે બિન કલ ન પરત હે, હિયો[4] ફુટત ફુટે છાતી,
મીરાં કહે પ્રભુ કબહું મિલોગે, પૂર્વ જનમકે સાથી. મેરે૦

૧ કાઈ. ૨ ચેન ૩ પત્ર. ૪ હૈયું.

૯૭

તુમ બિન રહ્યો ન જાય, હો પ્યારા દર્શન દીજે આય. (ટેક)
જલ બિન કમલ ચંદ બિન રજની, ઐસે તુમ બિન સજની;
આકુલવ્યાકુલ ફિરુ રૈનદિન, વિરહ કલેજો ખાય. હો પ્યારા૦
દિવસ ન ભૂખ નિશા નહી નિદ્રા, કામકાજ કછુ ના ઘરધંધા,
કહા કહું સુખ કહત ન આવે, મિલ કર તપત બુઝાય. હો પ્યારા૦
કયું તરસાવો અંતરજામી, આય મિલો કૃપા કર સ્વામી;
મીરા દાસી જનમ જનમ કી, પરી તુમારે પાય. હો પ્યારા૦

૯૮

પપૈયા પ્યારા, કબકો વેર ચિતારો;
મેં દુખિયારી સૂતી ભવનમેં, પિયુ પિયુ શબ્દ પોકારો. (ટેક)
દાઝ્યા દિલપે લૂણ[1] લગાવો, હૈયે કરવત સારો,[2]
કંઠસે પિયુ પિયુ રટન કરી સદા, અગ્નિમેં કયું જારો ? પપૈયા૦
વૃક્ષકી ડાલી ડાલી, ઊડો મધુર વચન ઉચારો;
મીરા કહે પ્રભુ ગિરિધર નાગર, હરિચરણે ચિત્ત ધારો. પપૈયા૦

૯૯

મોહન લાગત પ્યારા, રાણાજી મોહે મોહન લાગત પ્યારા. (ટેક)
જીનકી કલાસે હાલતચાલત, બોલત પ્રાણઆધારા;
નેન કલામે સબ જુગ ભૂલ્યા, એહી પુરુષ હે ન્યારા. રાણાજી૦
તુમ હી જૂઠે હમ હી જૂઠે, જૂઠા સબ સંસારા;
સ્ત્રી-પુરુષ કા સંબંધ જૂઠા, ફૂટ્યા હે હઈયા તુમારા. રાણાજી૦
તુમ કહો અરધંગા[3] હમારી, હમકું લગાયો કારા,[4]
કોટી બ્રહ્માંડમે વ્યાપી રહ્યા હે, સો નિજ વર હે હમારા. રાણાજી૦
સાળુ પીતાંબર મોતીકી માળા, લઈ અગનમેં જલાયા;
છાપ તિલક તુલસીકી માળા, સાધુ સંગ નિસ્તારા રાણાજી૦

૧ મીઠુ. ૨ વહેરો ૩ પત્ની ૪ કલંક

હરિકે ભજન બિના દિન ખોયે, ધિક્ મનુષ જનમારા;
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, શરણુ લ્યો સર્જનહારા. રાણાજી૦

૧૦૦

અબ રહી નહીં જગસે છાની, મેં તો રામ રંગ રંગાની.
સાધુ માતાપિતા કુલ મેરે સજ્જન સ્નેહી જ્ઞાની;
સંતચરણકી સરણ રૈનદિન, સત્ય કહત હું બાની. અબ રહી૦
રાણાકું સમજાવો જાવો, મેં રહું નહીં ઘર માની;
મીરાં ગિરિધરકા ગુણ ગાવે, સંત હાથ બીકાની.[1] અબ રહી૦

૧૦૧

નહીં એસો જનમ વાર વાર.
ક્યા જાનું કછુ પુણ્ય પ્રગટે, માનુસા અવતાર. નહીં૦
બઢત[2] પલ પલ ઘટત છિનછિન[3] ચલત લાગે ન વાર;
વૃક્ષસે જ્યોં પાન ટૂટે, લાગે નહીં પુનિ[4] ડાર. નહીં૦
ભવસાગરમેં જોર અતિશે, વિષમ ઉનકી ધાર;
સુરતકા નર બાંધ બેડાં, વેગે ઊતરે પાર. નહીં૦
સાધુ સંતા મહંતા તે ચલત કરત પોકાર;
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, જીવના દિન ચાર. નહીં૦

૧૦૨

રાગ રાગશ્રી-તાલ તિતાલા

રામનામ રસ પીજે, મનુઆ રામનામ રસ પીજે;
તજ કુસંગ સતસંગ બેઠે નિત, હરિચરચા સુનિ લીજે.
કામ ક્રોધ મદ લોભ મોહકું, બહા ચિત્તસે દીજે;
મીરાંકે પ્રભુ ગિરિધર નાગર, તાહિકે રંગમેં ભીજે.

૧ વેચાણી. ૨ વધે છે. ૩ ક્ષણે ક્ષણે. ૪ ફરી.

૧૦૩

બાજન દે ગિરિધરલાલ, મોરલી બાજન દે. બાજન૦
સબ સુરમેં મોરલી બજી, કાલિંદી કે તીર;
સુર સુની શુદ્ધિ ના રહી, ગગરી છોડ નીર. મોરલી૦
એક કદમકે વૃક્ષ, ગ્વાલ+બાલ બોલાય;
ખેલત રાખી ગ્વાલની, મોરલી શબ્દ સુનાય. મોરલી૦
ફાંસી ડારી પ્રેમકી, તન-મન-ધન ગયો લૂંટ;
મીરાં કે પ્રભુ સાંવરા, અબ કહાં જાસી છૂટ. મોરલી૦

૧૦૪

ગંગા-જમના તીર, ચલો મન ગંગા-જમના તીર. (ટેક)
ગંગા-જમના નિરમળ પાની, શીતલ હોત શરીર;
બંસી બજાવત ગાવત કાના, સંગ લીયે બલવીર. ચલો૦
મોર મુકુટ પીતાંબર શોભે, કુંડલ જલકત હીર. ચલો૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણકમલ પર શીર. ચલો૦

૧૦૫

દેજો મારી ઇંઢાણી, શ્રીનાગર નંદકુમાર, દેજો મારી ઇંઢાણી;
રત્નજડિત ઇંઢાણી અમારી, હીરા જડ્યા હજાર. દેજો૦
લીધી હોય તો આપી દ્યો પ્રભુ, શાને લગાડો વાર. દેજો૦
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, ચરણકમલ આધાર. દેજો૦

૧૦૬

રાગ-માઢ

બંસીવાલા આજો મોરા દેશ,
આજો મોરા દેશ, હો બંસીવાલા, આજો મોરા દેશ; (ટેક)
તોરી સામળી સૂરત હદ વેશ, બંસીવાલા આજો મોરા દેશ.

---

+ ગોવાળ.

આવન આવન કેહ ગયે, કર ગયે કોલ અનેક;
ગણતાં ગણતાં ઘસ ગઈ જીભા, હારી આંગળીઓની રેખ. બંસી૦
એક બન ઢૂંઢી, સકલ બન ઢૂંઢી, ઢૂંઢો સારો દેશ;
તોરે કારણ જોગન હોઉંગી, કરુંગી ભગવો વેશ. બંસી૦
કાગદ નાહિ મારે સાહી નાહિ, કલમ નહિ લવલેશ;
પંખીનું મરમેશ નહિ, કીન સંગ લખું સંદેશ. બંસી૦
મોર મુગટ શિર છત્ર બિરાજે, ઘૂંઘરવાળા કેશ;
મીરાં કે પ્રભુ ગિરિધરના ગુણ, આવોની એણે વેશ. બંસી૦

૧૦૭

ફાગણકે દિન ચાર, હોલી ખેલો મના રે.
બિન કરતાલ બજત પખવાજ હે, અનહદકી ઝનકાર. હોલી૦
બિન સૂર રાગ છતીશ આલાપે, રોમ રોમ રનકાર. હોલી૦
શીલ સંતોષકી કેસર ઘોલી, પ્રેમકી ભરી પિચકાર. હોલી૦
ઊડત ગુલાલ લાલ ભયે વાદલ, બરસત રંગ અપાર. હોલી૦
ઘૂંઘટ કે પટ ખુલ ગયે સબ, લોકલાજ તજ ડાર. હોલી૦
હોલી ખેલે પ્રીતમ પ્યારી, સો પ્રીતમ ચિત ધાર. હોલી૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણકમળ બલિહાર. હોલી૦

૧૦૮

રાગ માંડ તાલ ધૃમાલી અથવા કેવરા

મ્હાંને ચાકર રાખોજી, ગિરિધારી લાલ ચાકર રાખોજી. (ટેક)
ચાકર રહસૂં,[1] બાગ લગાસૂં, નિત ઊઠ દરશન પાસૂં;[2]
વૃંદાવનકી કુંજ ગલિનમેં, ગોવિંદ-લીલા ગાસૂં.[3] મ્હાંને૦
ચાકરીમેં દરસન પાઊં, સુમિરન પાઊં ખરચી;
ભાવ-ભગતિ જાગીરી પાઊં, તીનોં બાતાં સરસી. મ્હાંને૦

૧ રહીશું. ૨ દર્શન પામીશું ૩ ગાઈશું.

મોર મુકુટ પીતામ્બર સોહે, ગલે બૈજંતી માલા;
વૃંદાવનમેં ધેનુ ચરાવે, મોહન મુરલીવાળા. મ્હાંને૦
ઊંચે ઊંચે મહલ બનાઊં, બિચ બિચ રાખું બારી;
સાંવરિયા કે દરસન પાઊં, પહિર કુસુમ્બી[1] સારી. મ્હાંને૦
જોગી આયા જોગ કરનકૂં,[2] તપ કરને સંન્યાસી;
હરિ-ભજનકૂં સાધુ આયે, વૃંદાવન કે વાસી. મ્હાંને૦
મીરાં કે પ્રભુ ગહિર ગંભીરા હૃદે રહોજી ધીરા;
આધી રાત પ્રભુ દરસન દીન્હોં, જમુનાજી કે તીરા. મ્હાંને૦

## ૧૦૯

રાગ મબાવતી-તાલ તિતાલા

મ્હારે જનમ-મરણરા સાથી થાને[3] નહિ બિસરું દિન રાતી;
થાં દેખ્યાં બિન કલ ન પડત હૈ, જાણત મેરી છાતી.
ઊંચી ચઢ ચઢ પંથ નિહારું, રોય રોય અખિયાં રાતી;
યો સંસાર સકલ જગ જૂઠો, જૂઠા કુલરા[4] ન્યાતી.[5]
દોઉ કર જોડ્યા અરજ કરું છું, સુણ લીજ્યો મેરી બાતી;
યો મન મેરો બડો હરામી, જ્યુ મદમાતો હાથી.
સતગુરુ હાથ ધર્યો સિર ઉપર, આંકુસ[6] દૈ સમઝાતી;
પલ-પલ પિવકો રૂપ નિહારું, નિરખ-નિરખ સુખ પાતી,
મીરાંકે પ્રભુ ગિરિધર નાગર, હરિચરણાં ચિત રાખી.

## ૧૧૦

રાગ કાલિંગડા-તાલ તિતાલા

સુની હો મૈં હરિ આવનકી આવાજ,
મહલ ચઢ ચઢ જોઊં મેરી સજની, કબ આવૈ મહારાજ.

૧ કસુંબી, ઘેરા લાલ રંગની. ૨ કરવાને. ૩ આપને. ૪ કુળના.
૫ સંબંધી. ૬ અંકુશ.

દાદૂર મોર પપઈયા બોલે, કોયલ મધુરે સાજ;
ઉમગ્યો ઇંદ્ર ચહૂં દિસિ બરસેં, દામણી છોડી લાજ.
ધરતી રૂપ નવા નવા ધરિયા, ઇંદ્ર મિલણકે* કાજ;
મીરા કે પ્રભુ હરિ અબિનાસી, બેગ મિલો સિરરાજ.

૧૧૧

દો દિનકે મિજબાન, બિગાડું કિનસે?
દો દિનકે મિજબાન. (ટેક)
અબ તુમ સોવત સેજ પલંગ પર;
કબ તુમ જાઓગે મસાન? બિગાડું૦
માત પિતા સુત નારી છોડકે;
આખર હોત હેરાન. બિગાડું૦
રાજ ભી ચલ ગયે પ્રધાન ભી ચલ ગયે;
કુંભકરન બળવાન. બિગાડું૦
કીટ પતંગ ઔર બ્રહ્મા ભી ચલ ગયે;
કોઈ ન રહેગો અવસાન. બિગાડું૦
બાઈ મીરા કહે પ્રભુ ગિરિધરના ગુણ;
રખલે તૂ રામકો ધ્યાન. બિગાડું૦

૧૧૨

મેરે હિરદે બસોજી દીનાનાથ, મૈં અબ ના બિસારુંગી. (ટેક)
મીરાં ઊતરી મહલસે રે, છાપે તિલક લગાય,
પાયન બાંધે ઘૂંઘરુ રે, હાથમેં લિયે હૈ સિતાર. મૈં અબ૦
સાસ નનદિયા યો ઊઠ બોલી· 'દેવન શીશ નવાય';
મીરા કહી: 'માથા વહીં નવાઉં, જહાં પાઉં દીનાનાથ.' મૈં અબ૦
રાણા પ્યાલા ભેજિયા રે, દીજે મીરાં હાથ;
મીરા પ્યાલા પી ગઈ રે, તુમ જાનો વ્રજનાથ. મૈં અબ૦

* મળવાને.

રાણા ખાડા સાધિયા રે, હું મીરા કો માર;
તેરી મારી મરૈ ન મીરા, રખનેહાર કિરતાર મૈં. અબ૦

૧૧૩

મેરે તો ગિરિધર ગોપાલ, દૂસરો ન કોઈ. (ટેક)
જાકે સિર મોરમુકુટ, મેરો પતિ સોઈ;
તાત માત ભ્રાત બંધુ અપનો ન કોઈ. મેરે૦
છોડ દઈ કુળકી કાન, કા કરિ હૈં કોઈ;
સંતન ઢિંગ બૈઠિ બૈઠિ, લોકલાજ ખોઈ. મેરે૦
ચુનરી કે કિયે ટૂક, ઓઢ લીન્હી લોઈ;
મોતી મૂંગે ઉતાર, બનમાલા પોઈ. મેરે૦
અંસુવન જલ સીંચ સીંચ, પ્રેમબેલિ બોઈ;
અબ તો બેલ ફૈલ ગઈ, હોની હો સો હોઈ. મેરે૦
દૂધકી મથનિયા બડે, પ્રેમસે બિલોઈ;
માખન જબ કાઢી લિયે, છાછ પિયે કોઈ. મેરે૦
આઈ મૈં ભક્તિ કાજ, જગત દેખી મોહી;
દાસી મીરા ગિરિધર પ્રભુ, તારો અબ મોહી. મેરે૦

૧૧૪

મીરાં લાગો રંગ હરી, સબ રંગ અટક પરી. (ટેક)
ગિરધર ગાસ્યાઁ સતી ન હોસ્યા, મન બસિયા ઘનનામી;
જેઠ બહુ કો નાતો નાહીં, મૈં સેવક હરિ સ્વામી. ૧
છાપાતિલક મનોહર બાની, સીલ સંતોષ સિંગારો;[×]
ઔર કછુ ન ભાવે હો રાણા, ઓ ગુરુજ્ઞાન હમારો. ૨
ગિરિધર ઘૈણી કુટુંબી ગિરધર, માતપિતા સુત ભાઈ,
થે થારે મ્હે મ્હારે હો રાણા, ગાવૈ મીરાંબાઈ. ૩

× શણગાર

૧૧૫

કોઈ શ્યામ મનોહર લ્યોરી, સિર ધરૈ મટકિયા ડોલૈ.
દધિ[1] કો નાઁવ વિસર ગઈ ગ્વાલન, હરિ લ્યો હરિ લ્યો બોલે. ૧

મીરાં કે પ્રભુ ગિરિધર નાગર, ચેલી ભઈ બિનમોલે;[2]
કૃષ્ણરૂપ છકી હૈ ગ્વાલનિ, ઔર હી ઔરે બોલે. ૨

૧૧૬

રમૈયા બિન નીંદ ન આવે,
નીંદ ન આવે વિરહ સતાવે, પ્રેમકી આંચ ઢુઢાવે. (ટેક)

બિન પિયા-જ્યોત મંદિર અંધિયારો, દીપક દાય ન આવે;
પિયા બિન મેરી સેજ અલૂની, જગત રૈણ બિહાવે.
પિયા કબ રે ઘર આવે? ૧

દાદુર[3] મોર પપિહરા[4] બોલે, કોયલ સબદ સુણાવે;
ઘુમઁડ[5] ઘટા ઉલર હોઈ આઈ, દામિન[6] દમક ડરાવે.
નૈન ઝર લાવે. ૨

કહા કરું કિત જાઉ મોરી સજની, બેદન[7] કૂણ બુલાવે?
બિરહ-નાગણ મોરી કાયા ડસી હૈ, લહરલહર જિવ જાયે.
જડી ઘસ લાવે. ૩

કો હૈ સખી સહેલી સજની, પિયાકુ આન મિલાવે;
મીરાં કૂ પ્રભુ કબ રે મિલોગે, મનમોહન મોહિં ભાવે.
કબે હંસકર બતલાવે. ૪

૧. દહીં. ૨. વગર કિંમતે. ૩. દેડકા. ૪. બપૈયા નામે પક્ષી.
૫. ઘુમઁડ...આઈ=મેઘના ઘટા ચઢી આવી. ૬. વીજળી. ૭. વૈદ.

# ૧૨૨ : મુક્તાનંદ

## ૧

ભવજલસે સંત ઉદ્ધારેંગે. (ટેક)
જન્મ–મરણ ભય અબહી ભાંજે, જબહી સંત ઉદ્ધારેંગે. ભવજલસે૦
જો જો તરે સો સંત સમાગમ, તરે વો સંત જો તારેંગે. ભવજલસે૦
અંતર શત્રુ કોઈ ન જીતે, સંત કૃપા કરી મારેંગે. ભવજલસે૦
મુક્તાનંદ નાવ સત્સંગત, પલમેં પાર ઉતારેંગે. ભવજલસે૦

## ૨

કબ આવેગા, કબ આવેગા, પ્રભુ! ઐસા દિન કબ આવેગા? (ટેક)
હમ સબ જીવોંસે પ્રેમ કરેં, દુશ્મન જન પર ભી રહમ કરે;
દુષ્ટોંકા દોષ ભી ક્ષમા કરેં, પ્રભુ! ઐસા દિન કબ આવેગા?
કબ આપ–અવરકા ભેદ મિટે, ધન–જન ખોનેકા ખેદ મિટે?
લખ ચોરાશીકી કેદ મિટે, પ્રભુ! ઐસા દિન કબ આવેગા?
પ્રાણીકો નિજ સમ પેખે હમ, પરનારી માતા દેખેં હમ;
લક્ષ્મીકો મિટ્ટી લેખે હમ, પ્રભુ ઐસા દિન કબ આવેગા?
જગ માયાકા વ્યવહાર છૂટે, તૃષ્ણાબંધનકે તાર તૂટે;
શિર ભરા પાપકા ભાર ખૂટે, પ્રભુ ઐસા દિન કબ આવેગા?
વિષયોં કો મનસે ત્યાગહિ દેં, કછુ નાહિ કૃપા બિન માગી લે;
ચિત્ત હરિભજનમેં લાગી રહે, પ્રભુ ઐસા દિન કબ આવેગા?
સંતોકી સેવા સદા ભાવે, મોહનિદ્રા ઘટસે દૂર જાવે;
જીવન યહ પ્રભુમય બન જાવે, પ્રભુ ઐસા દિન કબ આવેગા?

## ૩

રામનામકી કમાઈ, હમારે રામનામકી કમાઈ;
ખચીં ન ખૂટે ચોર ન લૂટે, જમકી ભય ન રહાઈ. હમારે૦
ધનવંતા સાહેબ હમારા, ધર્મદુકાન ધરાઈ. હમારે૦

તાહિકી નૌકરી પાવતહૂં મૈં, હરદમસે હજુરાઈ. હમારે૦
સાધુ સંત જન કરે દલાલી, સુમિરન સોદા લગાઈ. હમારે૦
જુગ જુગ જાવે ખોટ ન આવે, વસ્તુ અમૂલખ પાઈ. હમારે૦

૪

રાગ સિંધુડો

મતવાલા તણી રીત અતિ વિકટ છે, પ્રેમરસ પીએ તે જન જાણે;
મૂંડા શું જાણે મજીઠના ભાવને? ભીખતા જન્મનો અંત આણે!
વર્ણ-આશ્રમતણી આડ સૌને વિકટ, તે કેમ પાધરી વાત પ્રીછે?
શીશ અર્પ્યા વિના શા'મ રીઝે નહી, શીશ અર્પે કોઈ શરણ ઇચ્છે.
પ્રેમ નવ બાગબગીચા વિશે નીપજે, ધન ખરચ્યે નવ પ્રેમ પામે;
મસ્તક ધડામા જે જન મૂકશે, તે જ ઘટ પ્રેમ-પરવાહ સામે.
સુરનર મુનિ તણી ચાંચ ખૂંચે નહી, ચૌદ લોકમા એ અગમ સાને;
મુક્તાનંદ કહે અગમરસ અતિ ઘણો, સદ્‌ગુરુ મોજથી સુગમ બહુને.

## ૧૨૩ઃ મુકુંદ

૧

કપોતની કહે છે રે: કંથ, મારું કહ્યું કરો,
સિંચાણાનો ભે' છે રે, પારધીએ બાણ ભર્યો. (ટેક)
અહીં થી ઊડી જૈ અળગા રહીએ, આ દેશ તજી પરદેશ,
મર્મ વચન પિયુ મારા રે માનો, લાજ નહિ લવલેશ;
પ્રમાદને મેલો રે, રાક-વેણ હૃદે ધરો. કપોતની૦
કપોત કંથ કહે 'કાયર કામની, હોનાર છે તે હશે,
શત્રુનુ સાલ સહેજમા ટળશે, કર્યું કર્તાનુ થશે;
હૃદયે હરિ રાખો રે, મુખે કૃષ્ણ કૃષ્ણ ઉચ્ચરો. કપોતની૦
અહિ ડસ્યો પારધીને પાયે, ડગ્યો બાણ તે વાર,
સિંચાણાનૂ છેદાયું શિર, કૃષ્ણ કરણી કરનાર,
ભાવે ગુણ ભાખો રે, ભવજળ તરો તરો! કપોતની૦

તન-તરુવર, આયુ-પખીડા, પ્રવૃત્તિ નિવૃત્તિ બે નાર,
અહંકાર-અહિને જરા-પારધી, ક્રોધ સિંચાણો નિર્ધાર;
મુકુંદ મનમાથી રે, પ્રભુ! નવ રાખો પરો! કપોતની૦

૨

રાગ ધીરાના પદનો

ટિટોડી કહે: તજીએ રે, ભૂમિ ઉપર ભાર થશે;
અઢાર અક્ષોહીણી રે, દળ અટવાઈ જશે. (ટેક)
ભૂમિ તજી જઈ વ્યોમે વસીએ, પણ ભવિષ્ય ન ભૂલે;
કૃષ્ણે કર્યું તે કોઈથી ન મટે, શું ડા'પણમા ફૂલે?
હજૂર હુકમથી રે, હોનારું તે સહેજે હશે! ટિટોડી૦
રામ પ્રગટીને રાવણ રોળ્યો, જળમાં બાંધી પાળ,
સોનાની લંકા ક્ષણમા લુટાવી, વિભીષણ કર્યો ભૂપાળ;
વીસ ભુજ વાઢ્યા રે, મસ્તક દશે. ટિટોડી૦
પ્રહ્લાદજીની પ્રતિજ્ઞા પાળી, હિરણ્યકશ્યપુ હણ્યો,
નરસિંહ રૂપ ધર્યું મારે નાથે, બ્રહ્માના વરને ગણ્યો;
હરિથી સર્વ હેઠું રે, ઊગરે નહીં ઉપાય કશે ટિટોડી૦
ગજઘંટ નાખીને ઈંડાં ઉગાર્યાં, પક્ષીની કરી પ્રતિપાલ,
નરસિંહ નર સર્વથી સમરથ, રાજે કીધી રખવાળ,
ભાળ મને લાધી રે, હરિ હરિજનમા વસે ટિટોડી૦

## ૧૨૪: મુરાર

૧

કહોને, ઓધવજી! અમે કેમ કરીએ?
મનડા હેરાણા, પ્યારા, મોરલીએ!
વ્યાકુળ થઈને અમે વનમા ફરીએ,
હરિ હરિ મુખથી ઓચરીએ. કહોને૦

નથી રે'વાતું ચિત્ત ચોરી લીધાં,
પ્રીત કરીને પરવશ કીધાં;
એને રે ચરણે અનેક સીધાં,
પ્રેમના પિયાલા પાઈને પીધા. કહોને૦

દરશન દિયો તો મારે દિવાળી,
વા'લા લાગો છો અમને વનમાળી;
ત્રિભુવન સાથે મારી લાગી તાળી,
નયણાં રહ્યાં છે મહારાં ન્યાળી. કહોને૦

વેદે નિષેધ કીધી રે નારી,
આતમ કરી વા'લે ઓધારી;
વહેતે પૂરથી વા'લે લીધાં વાળી,
બહુ રે નામીએ બિરદ સંભારી. કહોને૦

પ્રગટ રૂપે હરિ પરમાણું,
જુગના જીવન મારે સાચું નાણું;
દાસ મોરાર ને રવિગુરુનું બા'નું,
છુપાવ્યું નહિ કરી રહે છાનું. કહોને૦

૨

ભજન

આવ્યો જૂઠો રે જમાનો, કઠણ કળજુગ વારો રે;
તેમાં કેમ રે દીધો, કિરતાર, અવતાર અમારો રે. (ટેક)

ગુરુ-મહિમા મરજાદ, સેવક નહિ પાળે રે;
મનમનના થાપ્યા મત, પાખંડને પસારે રે. આવ્યો૦

વરણ ધરમ ને વેદ, આશ્રમ-ભેદ ભાંગ્યો રે;
તેમાં જતિએ મેલ્યા જપ જોગ, લાભે મન લાગ્યો રે. આવ્યો૦

નરપતિ નીતિના હીણુ, તેની પરજા બહુ પાપી રે;
કન્યા વેચીને કણુ ખાય, વિરોધના વ્યાપી રે. આવ્યો૦

સહુએ મેલ્યા રે સંતોષ, ઉવાટે ઉજાણા રે;
તેને કરમે પડે બહુ કાળ, ખાવાને ન મળે દાણા રે. આવ્યો૦

ગુરુજી પાપે કીધો રે પસાર, પૃથ્વીને બહુ પીડા રે;
સત રે ગયું ને સુખ નાહિ, દુઃખના આવ્યા દાંડા રે. આવ્યો૦

તમે સાંભળોને, રવિ ગુરુભાણ, કળજુગની કાંણી રે;
એથી ઉગારો મુરારને, મહારાજ!
ખાંનાનું બ્રદ જાણી રે. આવ્યો૦

૩

ભજન

મારા સ્નેહી સદ્દગુરુ શ્યામ, સન્મુખ તમે રે'જો રે;
એવો કળજુગ વહેરે ક્રૂર, તેમાંથી તારી લેજો રે. (ટેક)

ગુરુજી ખાનાં બ્રહ્મની લાજ, રાખો તો રહેશે રે;
એવા ભક્તવત્સલ ભગવાન, વદીને વેદ કે' છે રે. મારા૦

ગુરુજી પ્રગટ કરું પોકાર, સમરથ સાંભળજો રે;
તારી ભક્તિમાં પાડે ભંગ, દુષ્ટોને તમે દળજો રે. મારા૦

દોહેલાં હરિજન દે છે દુઃખ, પ્રભુજી તેને પાડો રે;
તમે નોધારાના આધાર, બૂડતાની બાંહ્ય ઝાલો રે. મારા૦

અમે કાલાં ઘેલાં કિરતાર, તોય છીએ તમારાં રે;
તમે આદ અંત મધ્ય એક હરિ છો અમારા રે. મારા૦

સ્વામી મુરાર કહે મહારાજ, પૂરવની પ્રીતે રે;
તમે રહેજો મારા રૂદયામાંય, અખંડ અદ્વૈતે રે. મારા૦

૪

અબ તો મનવા મેરા, કર સદ્દગુરુસે હેત. (ટેક)
બાલ જોબન સબ ગયો બિલોઈ, કેશ ભયા અબ શ્વેત;
સૂરતી સૂરતી સદા કહત હે, ચતુર હોય તો ચેત, ચેત. અબ૦
એહિ જગતકી જૂઠી માયા, જ્યૂં બાજીગર-ખેત;
વિવિધ ભાંતકી વસ્તુ દિખાવે, અંતકી રેતકી રેત, રેત. અબ૦
જબ લગ અપના અનુભવ નાહિ, તબ લગ ફિરત અચેત;
બિના પ્રકાશ તિમિર નહિ નાસે, સો ઈશ્વરકી નેત, નેત. અબ૦
બ્રહ્મવેત્તાકો સંગ ન તજીએ, મનવાંછિત ફલ દેત;
અમૃત-મનહર વચન સુનાવત, ત્રિવિધતાપ હર લેત, લેત. અબ૦
સુરાર કહે ગુરુ મેરામ મેરા, સાક્ષી શુદ્ધ સચેત;
ચરણદાસકો શરણે લેજો, તન-મન-પ્રાણ સચેત, ચેત. અબ૦

૫

સદા ધર્મ કરતે રહો, જબ તક ઘટમેં પ્રાણ;
ધર્મશાસ્ત્રમેં દશ લિખે, ઉસકે ખાસ નિશાન.
દશ ચિહ્ન ધર્મકે ભાઈ, મહારાજ મનુ બતલાવે;
પ્રથમ તુમ ધીરજકો ધારી, દૂજે સબકે બચન સહારી;
તીજે મન અપનેકો મારો, યહ ઉપદેશ સુનાતે.
મહારાજ મનુ બતલાતે.
ચોથે તજ ચોરી કા પેશા, મિટે સકલ નર તેરે કલેશા;
રહો પાંચવેં શુદ્ધ હમેશાં, સત્ત્વ ઋષિ-મુનિયોં ગાતે. મહા૦
છઉ ઇદ્રિં બસમેં કરના, સત્ય ચિત્ત વિચારમેં ધરના;
અષ્ટમ વિદ્યા મનમેં ધરના, તો તુમ મનુષ્ય કહાતે. મહા૦
નવેં સતકી ધારન કીજે, દસવેં ક્રોધ ત્યાગ તુમ દીજે.
પ્રભુ સુમર સુરારિ લીજે, કયોં વૃથા જન્મ ગમાતે ? મહા૦

૬

એક દિન ભારત યહ સબ સરતાજ થા.
જિસ જમાને મેં યહાં પર રાજ થા. (ટેક)
ભારતકો સૂના છોડ કે વહ કહાં ગયે, મહારાજ?
ગયે રામ-લખન કહાં શૂરવીર બલધારી,
જિનકે બલસે પૃથ્વી કાંપીથી સારી?
ગયે કહાં યુધિષ્ઠિર-ભીમ, ભીષ્મ તપધારી?
કહાં પરશુરામ-અર્જુનસે શાસ્ત્ર-ખિલારી?
કહાં ગયે કરન અભિમાની? કહાં ગુરુ-ગોવિંદ, લાસાની?
પ્રતાપસિંહ બલવાની, જિસકી વિખ્યાત કહાની.
કિયે કાજ ઉન્હોંને બડે, ન મનમેં ડરે, યુદ્ધમેં લડે,
નહિં મુંડ મોડ કે રણ અંદર હરદમ ગાજે? વહ કહાં૦
કહાં ગયે વસિષ્ઠ ઔર વ્યાસજી વિદ્યાધર?
કહાં કણાદ ગૌતમ કપિલ જૈમિનિ મુનિવર?
કહાં પાતંજલસે ઋષિ ઔર પારાશર,
જિનકી કૃપાસે વિદ્યા ફૈલી ઘરઘર.
કહાં ગયે પાણિનિ ભાઈ; જિસકી રચિ હુઈ અષ્ટાધ્યાઈ?
કહાં ગયે કૃષ્ણ સુખદાઈ, જો વેદધર્મ અનુયાઈ?
ગયે નારદ-બ્રહ્મા કહાં? કરું કયા બયાં? રહે નહિ યહાં!
વે નાતા તોડકે જા કર પરલોક બિરાજે! વહ કહાં૦
કહાં હરિશ્ચંદ્ર મહારાજ ગયે સતવાદી,
દિયે પુત્ર સ્ત્રી ત્યાગ ઔર રાજ્યાદિ;
કહાં ગયે દશરથ ઔર જનક ધર્મ-અનુવાદી,
નહિ ડરે વચનસે પ્યારી જાન ગંવાદી?
કહાં શિવ દધીચ રાજા બલ, મોરધ્વજ વિક્રમ શલ?
કહાં દિલીપ-અજ-રઘુ નિર્મલ રહે બને ધર્મમેં નિશ્ચલ?

અબ કયા તદબીર બનાયે? કહાંસે લાયે સુકૃત ચિલ્લાયે?
મરે સિરફોડ કર, સબ હો ગયે કાજ અકાજે! વહ કહાં૦
ક્ષત્રિ' કુલમેં હો ગયે વેશ્યાગામી,
દી ડોર ધર્મકી છોડ પાપકી થામી;
બ્રાહ્મણકુળ જો ઋષિ-મુનિયોં કે નામી,
વહ હો ગયે વિદ્યાહીન ઔર બહુ વામી.
સંધ્યા ગુરુ મંત્ર વિસારા, લાગે અગ્નિહોત્ર નહિ પ્યારા,
યોં ભારત દીન પુકારા, કુલ ડૂબા સભી હમારા;
અબ ભી સોચો, મતિહીન! બની પ્રવીન, મુરારિ દીન,
કહે કરજોડ, વેદોં કે બજાઓ બાજે! વહ કહાં૦

૭

વહી શૂર વહી વીર હૈ, વહી નર બલવાન;
જો ઇન દશકો જીતકર, બસમેં કરતા પ્રાન.
જિન ઇંદ્રિકો જીતા હૈ મર્દ વહી મર્દાના;
પ્રબલ પ્રચંડ ઇન્હોંકો શક્તિ, નહિ દે કરન પ્રભુસે ભક્તિ;
બિન મારે નહિ હોવે મુક્તિ, સુનો તુમ મેરે મીતા;
જો ઇનસે કઠિન હૈ પાના, હૈ મર્દ વહી બલવાના?
કિયા કૈદ જગ દેશને સારા, બજે કૃતહકા નિત્ત નકારા;
ઇનસે લડે શૂરસો ભારા, ભારી કિયા ફજીતા.
કોઈ કૈસાહિ હો દાના? હૈ મર્દ વહી બલવાના!
જ્ઞાન-ખડ્ગ લે હાથમેં, વિદ્યા બુદ્ધિ મિત્ર સાથમેં;
લગા રહે ફિર ઇનકી ઘાતમેં, વહી કરે મન ચિંતા.
નહિ કુછ હો દુઃખ ઉઠાના, હૈ મર્દ વહી બલવાના!
જિસને કિયા યોગકા સાધન, વસમેં ઉસકે હો ગઈ કામન;
કહે મુરારિ ઉત્તમ વહ જન, જો બ્રહ્મજ્ઞાન-જલ પીતા.
ઐસા હિ સતશાસ્ત્ર બખાના, હૈ મર્દ વહી બલવાના!

૮

મુઝસા કૌન અભાગી જગમેં હોવેગા મહારાજ? (ટેક)
નહિ સત્સંગ કિયા કુછ મૈંને, નહિ હાથસે દિયા કુછ મૈંને;
નહિ પ્રભુનામ લિયા કુછ મૈંને, ભલે કિયે નહિ કાજ! જગમેં૦
વિષયભોગમેં ફિરા દીવાના, ઈસ દુનિયાકો અપના જાના;
ભલા બૂરા કુછ ના પહચાના, સજિ ખૂબ સમાજ! જગમેં૦
ઈસી ખ્યાલમેં ગઈ જવાની, રાજા બન હમ બ્યાહે રાની;
ચાહે લાખ કરે બેઈમાની, પર હો સિરપૈ વાજ! જગમેં૦
કૈસા મોહજાલમેં આયા, મનસે પ્રભુકો બિસરાયા;
કહે મુરારિ જન્મ ગંવાયા, ખોઈ કુલકી લાજ! જગમેં૦

## ૧૨૫: મૂળદાસ

૧

ભજન બનત નહિ, મન તો સેલાની તેરા મન તો સેલાની. (ટેક)
અચ્છે અચ્છે ભોજન ચહીએ, ઔર ઠંડા પાની;
પાન તો સુગંધી ચહીએ, સોનેરી પિકદાની. ભજન૦
પુષ્પકી તો શય્યા ચહીએ, રૂપવંતી રાની;
પુત તો સુપુત ચહીએ, કુલકી નિશાની. ભજન૦
હાથી ચહીએ, ઘોડા ચહીએ, તંબુ આસમાની;
ગઢ તો અજિત ચહીએ, તોપ મુલતાની. ભજન૦
ધન ચાહીએ માલ ચાહીએ, હીરા રત્ન પાની;
મૂળદાસ કહે ઐસે દુનિયા, લોભે લલચાની. ભજન૦

૨

અચ્છા મેરા દીનાનાથ, મેરી સુધ લેના;
મેરી સુધ લેના, રામ, મેરી સુધ લેના. (ટેક)

સોનેકા સોનૈયા નાહિ, રૂપેકા રૂપૈયા નાહિ;
કોડી દમડી પાસ નાહિ, કહા જાય રહેના? અચ્છા૦
ખેતી નાહિ વાડી નાહિ, ઔર કોઈ ધંધા નાહિ,
કામ નાહિ કાજ નાહિ, કહા ચિત્ત દેના? અચ્છા૦
માતા નાહિ પિતા નાહિ, મિત્ર સ્નેહી બંધુ નાહિ;
ઐસા કોઈ રાજા નાહિ, કહા જાય રહેના? અચ્છા૦
કહેત મૂળદાસ છોડકે પરાઈ આસ;
સંતોકી સંગતમેં એક રામનામ લેના. અચ્છા૦

૩

રાગ રામગ્રી

લે તો લેજે નામ રામનુ, કહે તો કૃષ્ણજી કહેજે;
દહ તો દહજે તું કામને, રહે તો ગુરુ ચરણે રહેજે. (ટેક)
મળ તો મળજે મહાસંતને, ટળ તો ત્રિગુણ થકી ટળજે;
ભળ તો ભળજે પરિબ્રહ્મમા, ગળતો જ્ઞાનમા ગળજે. લે તો૦
સ્મરણ કર તો સ્વરૂપનું, દમ તો ઇંદ્રિયને દમજે;
ઉદ્યમ કર તો ભક્તિતણો, રમ તો નિરંતરમા રમજે. લે તો૦
તીરથ કર તો તે કરે, નિર્મળ જળ નાહવુ;
બ્રહ્મ–સમુદ્રમા ઝીલતા, જળ ભેળું જળ થાવું. લે તો૦
વદ તો વદે રે વેદાંત ને, ભણ તો ગીતાજી ભણજે;
સમજ તો સમજે સાનમા, હણ તો મોહને હણજે. લે તો૦
મેલ તો સંશયને મેલજે, ભૂલ તો દેહને ભૂલે,
અણછતું એહ જાણજે, નહીં મળે મોંઘે મૂલે. લે તો૦
નિષ્ઠા એ રાખો નિજ નામની, વગતી વાસના ન ડોલે;
મૂળદાસ અક્ષર મૂળગે, બાવનથી બારો રહ્યો બોલે લે તો૦

૪

ચૂંદડી

ચેતનવરની ચૂંદડી, માંય છે આતમરામનો અંશ. (ટેક)

તપ-તીરથ મેં તો બહુ કર્યાં રે, અને કીધાં શુભ વ્રત કાજ;
ભવ ને ભવાની મેં ભજ્યાં રે, સુંદરવર વરવાને કાજ. ચેતન૦

બ્રહ્માજીએ રે વેણુ વાવિયાં, તે વીણી લાવ્યા વેદ;
સનકાદિ કે સૂત્ર કાંતિયાં રે, એનો કોઈક જાણે ભેદ. ચેતન૦

ત્રણ ગુણે તાણો વણ્યો રે, એના તાણાના રંગ પાસ;
સૂરત-નૂરતની નળી ભળી રે, એમાં વિવેક-વિચારનું રાસ. ચેતન૦

ચારે વેદના બુટ્ટા રચ્યા રે, માંહી પ્રેમરસનું પ્રાણ;
છવીશું શાળે ચડયું રે, એનાં વણુતલ સંત સુજાણ. ચેતન૦

વિદુર વ્યાસે વણી ચૂંદડી, ને શુકદેવે પાડી ભાત;
બહુનામીએ બુટ્ટા ભર્યા રે, એની જૂજવી જૂજવી જાત. ચેતન૦

હરિ હરડાં ને તન ફટકડી રે, માંહી કરીઆ કઠણ મજીઠ;
પ્રેમ-કડાઈયું ચડાવિયું રે, હેઠે પ્રજળે છે બ્રહ્મઅગનિષ્ઠ. ચેતન૦

ગુરુએ ઓઢાડી મુને ચૂંદડી રે, સુંદર શ્રીફળ ચાર;
શ્રીરંગશું સગપણ કર્યું રે, મારા પુણ્ય તણો નહીં પાર. ચેતન૦

૫

વિવિધરૂપે વે'વાર ચાલ્યો રે, માંહિ વૈરાગ્યનાં રે લગન;
પ્રેમ પુરુષોત્તમ પધારિયા રે, મારું હરખે ભરાણું છે મન. (ટેક)

ત્રિકમ તોરણે પધારિયા રે; ને પ્રેમે પુરુષોત્તમરાય;
ચોખા લલાટે ચોડિયા રે, મારે હઈડે હરખ ન માય. ચેતન૦

મન કર્મ વચને માહરું રે, મેં મૂકી છે લોકની લાજ!
હથેવાળો હરિશું મેળવ્યો રે; મંડપ મધ્યે મહારાજ. ચેતન૦

ચાર જુગની ચોરી રચી રે, માંહે મન છે ખેતરપાળ;
દાદાજીએ દાન બહુ દીધાં રે, માંહી વાણી તણી વરમાળ. ચેતન૦
વિવિધની વેદી રચી રે, બેઠા છે નર ને નાર;
કાષ્ઠ કરમનો હોમ કર્યો રે, હવે કૃષ્ણશું જમિયાં કંસાર. ચેતન૦
રાતો તે રંગ મજીઠનો રે, જેને પૂરણ બેઠો પાસ;
ભવોભવ કદી ના ઊપટે રે, એમ મહારાજ કહે મૂળદાસ. ચેતન૦

૬

મારા આતમના રે આધાર, અળગા મા જાજો રે;
આવું સરૂપ મંદરિયુ સાર, તેમાં તમે રે'જો રે.
વ્હાલા, સે'જ અનુપમ સાર, પલંગ પર વારી રે;
હુ તો પોઢું રે પિયાજી પાસ, દુઃખડા વિસારી રે.
હુ તો હીંચું હિંડોળાખાટ, સાસ-ઉસાસે રે;
હુ ને લે'ર લાગી અંગમાંય, પિયાજીની પાસે રે.
એવી વાલમ મેહની રે વાત, કે આગળ કહીએ રે;
એવી સખી રે મળે સુજાણ, સમજીને સુખ લઈએ રે.
મળ્યા એમ ભાણ રવિરામ, ત્રિકમને તારો રે;
મૂળદાસની પકડી બાહ્ય, ભવસાગર ઉતારો રે

ચાંદો સૂરજ વચ્ચે રમિયા, જગતના આધાર રે;
એઠ તો નિરાધાર દેખ્યા, સોહિ સરજનહાર જી. ધાર મન૦
ચંદનચોકે આપ બેઠા, લેવા ફૂલની વાસ રે;
મેઘ ધારવો એમ બોલ્યા, તે ગુરુને વિશ્વાસ રે. ધાર મન૦

## ૧૨૭ : મેરામજી

૧

મેરી ગતિ જાણજો ગુરુ મારા, વિવેક હોય તેને ખબર પડે. (ટેક)
વાસનાલિંગનો ચોવટો બનાવ્યો, સર્વે લોક ત્યાં જોવાને મળે;
ધર્મ-પાપના ત્યાં હુકમો ચલાવે, ત્યારે ત્રિભુવન ત્રાજવે ચડે. મેરી૦
આ કાયામાં હીરલા-મોતી, વણનારો વીરો વણજું કરે;
પારખ હીરલા પારખી લેજો, સાચા મોતીડા સમુદર વસે. મેરી૦
સંસારસાગર મહાજળ ભરીઓ, તેમાથી બેડલો મારો કેમ તરે?
મોતીરામચરણે મેરામજી બોલ્યા, અકળ કળાની કળ ન પડે! મેરી૦

## ૧૨૮ : મૌલાબક્ષ

૧

કાફી

તારબો તેહારો અખત્યાર હય-તારો ના તારો!
ભક્તજન તારે જિન તારબેકો કામ કીનો,
બિના ભક્ત તારે સો તારબો તેહારો હે. તારો ના તારો૦

## ૧૨૯ : રમાનાથ

૧

ગોડી

સમજ મન, શોચ કયુ ન સમાયો? (ટેક)
ખોટી બાજી ખેલ રચ્યો હૈ, તામેં કયુ લપટાયો? સમજ૦
ખાલી આયો ખાલી જાવે, અધ તું કયુ અથડાયો? સમજ૦

ભરતી–ઓટકી લહર ચલત હૈ, તામેં જાત તણાયો. સમજ૦
ઓટ અગર ભરતી મેં ભળ લે, મતકર યુ પછડાયો. સમજ૦
કર દિલ દરિયા બન નિજ ચંદા, ખાલી કયુ મૂંઝાયો ? સમજ૦
ચેતત કયુ નહિ હૈ બડો મૂરખ ! એળે વખત ગુમાયો. સમજ૦
રમાનાથ શરણુ ભયો તબ, અગમ–નિગમ રસ પાયો. સમજ૦

## ૧૩૦ : રઘુરામ

૧

રાગ લાવણી (નરસિંહ મહેતાની હુંડી)

નરસૈં મહેતો ભક્ત બ્રાહ્મણ, જૂનાગઢના રહેવાસી;
હુંડી કરાવવા આવ્યા ગામમા, ચાર જણા તીરથવાસી. (ટેક)
આવી ગામમા પૂછવા લાગ્યા, મોટા મોટા શેઠ શાહુકારી;
સાતસોએક રૂપિયાની હુંડી, દ્વારકાની મુને આલો કરી.
સર્વે લોક મળી મનસૂબો કરીને, મોકલ્યા મહેતા નરસૈં કને;
'જાઓ તમારી હૂંડી શિકારશે,' લાગ્યા મશ્કરી કરવાને. નરસૈં૦
મહેતાને ઘેર આવ્યા ચાલી, બેસાડ્યા એને આસન આલી;
મહેતોજી વાત પૂછે છે પે'લી : 'કયાથી આવ્યા, કયા જાશો વળી?'
અમે નીસર્યા તીરથ કરવા, દ્વારકાં જાવુ ને કાશી;
આંહીં હુંડી કરાવવા આવ્યા ગામમાં, ચાર જણા તીરથવાસી. નરસૈં૦

૨

પેલા પરદેશી પૂછવા લાગ્યા, મહેતાજી મારી સાંભળો :
અમે તમારે ઘેર રૂપિયા ભરીએ, તેની હુંડી અમને કરી આલો;
સાતસો એક સુરતી સિક્કાના લઈ, થેલી લઈ ઘરમાં મેલો;
કાગળનો કટકો દઉં છું તેમાં, હુંડી મુંને લખી આલો. નરસૈં૦
મહેતાજી તો પત્ર લખે છે, શામળશા'નુ મતું ભરે છે,
ચંદા–સૂરજની શાખ ભરે છે, આપશો તો મારી લજ્જા રહે છે;

હાથ જોડીને અરજ કરું છું, હૂંડી શિકારજો અવિનાશી!
હૂંડી કરાવવાને આવ્યા ગામમાં, ચાર જણા તીરથવાસી. નરસૈં૦
પેલા પરદેશીને પંથ વળાવ્યા, મહેતાજી સૌને પૂછે:
'આ ધન આપણે શું કરવું છે? ખવડાવો સાધુ-સંતને,'
ઘી-ગોળ જ્યારે લોટ મંગાવ્યાં, લાગ્યા રસોયુ કરવાને;
ભાવ તણાં એણે ભોજન કીધાં, થાળ ધરાવ્યા ઠાકોરને. નરસૈં૦

૩

સર્વે સંત મળી બેઠા એકઠા, સૌનાં દીધાં પીરસી એઠાં;
નાહી-ધોઈ મંદિરમાં બેઠા, મહેતા હતા તે વામે બેઠા,
હાથ જોડીને અરજ કરું, અબ હૂંડી શિકારજો અવિનાશી;
હૂંડી કરાવવા આવ્યા ગામમાં, ચાર જણા તીરથવાસી. નરસૈં૦
પેલા પરદેશી પંથે ચાલ્યા, આવી ઊતર્યા દ્વારકા;
આવી ગામમાં પૂછવા લાગ્યા, 'શામળશા'ની દુકાન ક્યાં?
આ રે ગામમાં નથી શામળશા, ઘેલા થયા કે અક્કલ ગઈ?
તેમતેમ ફાળ પડે પેટમાંહી, કે રૂપિયા મળશે કેમ કરી? નરસૈં૦
આ રે નગરમાં ખોડ ખખોડા, શામળશા તો નથી નગરમાં;
ઠગ મળ્યા આપણને જૂનાગઢમાં,જૂઠી ચિઠ્ઠી લખી આલી હાથમાં,
કર્મકપાલે હાથ ઘસીને, ઉદાસી થયા પેલા પરદેશી;
હૂંડી કરાવવા આવ્યા ગામમાં, ચાર જણા તીરથવાસી. નરસૈં૦
નરસૈં મહેતાનું વચન રાખવા, શામળશા રૂપિયા લાવ્યા;
સામાસામા બેઉ થયા એકઠા, કહો પરદેશી ક્યાંથી આવ્યા?
અમે તે નીસર્યા તીરથ કરવા, જૂનાગઢ રૂપિયા ભરી આવ્યા,
જૂઠી ચિઠ્ઠી લખી આલી હાથમાં, તે શામળશાને બતલાવ્યા. નરસૈં૦
અમે મે'તા નરસૈં રે મહેતાના, તમારા રૂપિયા ખરી મહેનતના;
રાખી મેલ્યા કોરા ખડખડતા, તમે સૌ રખે અડળતા,

સાતસો એક રૂપિયા ગણી આલ્યા, ખુશી થયા પેલા પરદેશી;
હૂંડી કરાવવા આવ્યા ગામમાં, ચાર જણા તીરથવાસી. નરસૈં૦
શામળશા જે ગોપાળ ભણે છે, તમારા રૂપિયા સાચવજો;
લખી પડી પૂરા કરી આલ્યા, જઈ મહેતા નરસૈંને કહેજો,
રખે પેટમાં અડબડતા કાંઈ, કામકાજ હોય તે કહેવડાવજો;
સદ્‌ગુરુ મારા એમ કરી બોલ્યા, સાચા ધણીનો તમે સંગ કરજો. ન૦
ભક્ત આધીન છે ભગવાન, જેવા મળ્યા નરસૈં મહેતા;
એ ભક્તિને સાચી કરી, નરસૈંએ સમર્યા સત્ય હરિ,
રઘુરામ રે એમ કરી બોલ્યા, જે નર રહેશે કાયા કસી;
હૂંડી કરાવવા આવ્યા ગામમાં, ચાર જણા તીરથવાસી. નરસૈં૦

## ૧૩૧ : રઘુનાથદાસ

૧

રાગ ઓધવજીના સંદેશાનો

ઓધવજી આવ્યા રે વેગે વ્રજમાં,
મથુરાથી મોકલિયા છે એમ જો;
વા'લાને વાલાં રે વ્રજ આહીરડાં,
ગોપીજનનો જોવા કારણ પ્રેમ જો. ઓધવજી૦
ગોકુળની શોભા રે સુંદર શી કહું ?
નેહે આવ્યા નંદજીને ભવન જો;
પુરુષોત્તમ જાણીને મળિયાં પ્રેમશું,
પ્રીત કરીને કરાવિયાં ભોજન જો. ઓધવજી૦
કુશળતા પૂછી રે વસુદેવની,
કુંવરનાં સંભારી સઘળાં કામ જો;
જશોદા રુવે ને સુખડાં સાંભરે,
સહુ કો' કહે : 'કેમ ના'વ્યા સુંદરશ્યામ જો.' ઓધવજી૦

વાંસળીઓ ને વજીંત્રો વાગે ઘણા,
ઘેરઘેર ગાયે ગોકુળિયામાં ગીત જો;
આ મંગળ કીધા રે દશ દિશા તણાં,
ત્રણ લોકમાં કરે છે પુણ્ય નિત્ય જો ઓધવજી૦
આંગળિયે આવી રે સરવે ગોપીઓ,
રથ કંઈ જુવ્યો દીઠો નંદને દ્વાર જો;
અધર્મી અક્રૂર ફરી આવ્યો હશે,
એ જ ઘોડા ને એ જ દીસે અસવાર જો. ઓધવજી૦
આપણા સ્વામીને એ તેડી ગયો,
તેણે ત્યાં જઈ મરાવ્યો છે કંસ જો;
પ્રાણ લઈને પાછો કેમ આવ્યો હશે?
માસીસો કરવાને લેશે માંસ જો. ઓધવજી૦
જમુનાજીમાં નાહીને એટલે આવિયા,
જુવતીએ તો જાણ્યા શ્રી ભગવાન જો;
રઘુનાથના સ્વામી સેવક ઓળખ્યા,
અરસપરસ ત્યાં દીધા આગ્રા માન જો. ઓધવજી૦

૨

ગરબી

ઓધવજી, માધવ રે મેલી કેમ ગયા?
કહોને વીરા, શો છે અમારો વાંક જો?
નમેરા થયા રે નંદના લાલજી,
રણવગડામાં રોતાં મેલ્યાં રાંક જો. ઓધવજી૦
ધીરજની વાતો રે ધરથી સાંભળો,
મેલી પ્રીતે હર્યાં અમારા પ્રાણ જો;
કાળજડાં છેદ્યાં રે ભીતર ભેદિયાં,
મરમ કરીને માર્યાં મોહન બાણ જો. ઓધવજી૦

ખાધાં ને પીધાં રે ખરચ્યાં વાવર્યાં,
એને અમારે અણુવેચી મીરાંત જો;
લજ્જા તો લોપી રે દુરિજન લોકની,
મોહન માટે તજ્યા કુટુંબ ને જાત જો. ઓધવજી૦

વલોણું વલોવતી હું તો ત્યાં જઈ કહેતી હુંની:
'જાગો, જશોદા માત! જો;'
મહીડાંને મિષે મળતી મહારાજને,
તેને મિષે કરતી વળી હું વાત જો. ઓધવજી૦

પરભાતે પાણી રે જમુના હું જતી,
શેરડીઓમાં સામા મળતા શ્યામ જો;
અલબેલો કરતો રે અમશું અતિ ઘણા,
જૂઠા ઝઘડા જોતું બધું ગામ જો. ઓધવજી૦

ઉઘાડો રમતો રે મારે આંગણે,
છોકરડામાં માગી પીતો છાશ જો;
માખણને મિષે રે મચકે નાચતો,
અલબેલાની મોટી અમને આશ જો. ઓધવજી૦

મેળાવો કરતો રે, ઝાઝાં માંકડાં,
સૂના ઘરમાં જઈને કરતો સાન જો;
બાળકડાં બીજાં એ અવસર આવતાં,
દહીં ગોરસડાં પાતો સહુને કા'ન જો. ઓધવજી૦

મોભારે ચઢતો રે માખણ ચોરવા,
રાડ લઈને કરતો રસની રેલ જો;
લાખેણી લીલા રે એવી લાલની,
ખાંત કરીને કરતો નવલા ખેલ જો. ઓધવજી૦

વિસ્તારી વાતો રે કીજે કેટલી?
સાભરતામાં થાય ઘણો સંતાપ જો;
રઘુનાથના સ્વામીને સરવે સાંભરે,
તમે તમારું જુઓ વિચારી આપ જો. ઓધવજી૦

## ૧૩૨ઃ રઘુવીર

૧

નગારા કાલકા ચલતા પુકારે,
પડા કર્યો નીંદમેં ગાફિલ વિચારે;
ખડે બલવાન યોદ્ધા ભૂપ ભારે,
ન છોડે કાલને વહ સકલ મારે.
કરે જો પાપકો સો નરક જાવે,
ભજે ભગવાનકો ફુલ મોક્ષ પાવે;
સમર જગદીશકો ઈહ વેદ ગાવે,
નહીં વિશ્વાસ દમ આવે ન આવે.
ઈહા હૈ જીવના કોઈ એક દિનકા,
ભરોસા ના કરો પલ એક છિનકા;
ઉદયસે અસ્ત તક થા રાજ જિનકા,
ગયા નહીં સાથ ઉનકે એક તિનકા;
કરે અભિમાન કયો તૂ? કયા બનાયા,
મનુષ તનુ ધાર કે વિષયોં ગંવાયા,
તુઝે ઇકબાર શિક્ષા દે બતાયા,
કહે રઘુવીર ભજ કટ જાલમાયા.

૨

અભિમાન મત કરો, જગદીશ સે ડરો;
વહ વ્યાપક અંતર્યામી, હૃદયમેં ધ્યાન ધરો. (ટેક)

તુમ સોય પડે અબ જાગો, છલ કામ ક્રોધ ત્યાગો;
મિથ્યા કપટસે ભાગો, ભવસિંધુસે તરો. અભિમાન૦
તજ આલસકો તૂ ભાઈ, પુરુષારથ કર સુખદાઈ;
પરમેશ્વર હોત સહાઈ, સંતાપ કો હરો. અભિમાન૦
શિરકાલ નગારા બાજે, કોઈ રહે ગરીબ ન રાજે;
સબ પડે રહે ઘર સાજે, પ્રભુશરણમેં પરો. અભિમાન૦
રઘુવીરદાસ પ્યારે, સંબંધી હોવણુ ન્યારે;
તૂ પ્રભુ ભજ વ્યાપક સારે, મન પ્રેમમે ભરો. અભિમાન૦

૩

સબકે શિર કૂકત કાલ, જીવન જગમેં થોડા દિન,
રાત રહે તું ખપદા, નહીં નામ પ્રભુકા જપદા;
ચિત્ત કયો વિષયો મેં જોડા ?
નહીં અંત સમય કોઈ વાલી, જબ તૂ જાય આડ હથ ખાલી;
છોડકર ધન હાથી ઘોડા !
હુણુ ના કર પ્યારિયા ઢિલ્લવે, અબ જગદીશ્વર તૂ મિલ્લવે.
ચિત્ત કયોં સ્વામીસે તોડા ?
રઘુવીરદાસ સમુઝાવે, નાવન્હ જગ બિચ ઝૂઠે દાવે;
તુઝે મેં બહુત દર્કે હોડા !

૪

સિમર જગદીશકો પ્રાણી ! મિટેગે પાપ સબ તેરે;
સમઝતા કયો ન તૂ મૂરખ ? અચાનક કાલ આ ઘેરે ! (ટેક)
ન જાવે સાથ ધન-મિંદર, ન રહના મિલેગા અંદર;
જલાવેં દેહ ઇહ સુંદર, જન્હા નૂં આખદાં મેરે.
કરે અભિમાન કિસ ગલકા ? ન છોડે કામ છલબલકા;
ભરોસા ના ઘડી-પલકા, કરે સમશાનમેં ડેરે !

હજારો હો ગયે રાજે, બજાકર આપણે વાજે;
બિરાજે અંત જંગલમે, ભસમ કર ઢર નદી ગેરે!
કહે રઘુવીરદાસ પુકાર, અબ ભજ રામ વારંવાર;
તરે સંસારસાગર સે, ન આવાગમન દે ફેરે!

૫

દેશ, પહાડી

છિન છિન ઉંમર બીત દી જાવે, ગાફિલ હોકર સોવે કયોં?
બાલ અવસ્થા ગઈ જવાની, વૃદ્ધ ભયા હુણ રોવે કયોં?
અંત સમય કુછ પણ નહીં આવે, ધર્મ આપણા ખોવે કયોં?
મરના હૈ રઘુવીરદાસ, તો ફિર ઈતના ઘર દોવે કયો?

૬

મત કર ભરોસા દેહકા, જો ભસ્મ હોણા પ્યારિયા! (ટેક)
શિર કાલ કૂકત હૈ બલી, લાગી હમેશ ચલાચલી,
કયોં ના કરે કરની ભલી, યહ કૌન હઠ તૂં ધારિયા? મત૦
બાલક અવસ્થા ખેલમેં, યૌવન ગઈ બદ ફૈલમેં;
ગઈ વૃદ્ધ ચિંતા મેલમેં, વિરથા જનમ તૂ હારિયા! મત૦
નારી ચલેગી દ્વાર તક, પરિવાર ગલિયૈં બજાર તક;
સુત-ભ્રાત-મિત્ર મસાણુ તક, પરદેશ હંસ સિધારિયા! મત૦
રઘુવીરદાસ વિચારિયે, હિય ધ્યાન પ્રભુકો ધારિયે;
હરિનામ નાહિ વિસારિયે, ઈહ સત્ય વચન ઉચારિયા! મત૦

૭

પરમેશ્વરકો સિમરો, નહિ જગ જીના કિસે;
લગ રહી ચલા ચલી હૈ, રહે નહીં જો જો દિસે.
દુઃખ સુખ સમ જાનો રે, ચઢા દિન રાત ગઈ;
અયથે દિનકે વીતે હો, દેખો રાત ભઈ.

ઈરષા પરનિંદાકો, મનસે દૂર ભગા;
મનકો થિર કીજે રે, યોગ સમાધિ લગા.
રઘુવીર સુનાવત હૈ, વો દોંકી સાર કહી;
ભક્તિ પ્રભુકી કર લે, આયુ થોડી રહી.

૮

બિહાગ

સકલ શિર કાલ હૈ ભારી, ન થિર કોઈ રહે નરનારી;
કોઈ કરતા હૈ અબ ત્યારી, કિસીકી કલ હૈ વારી.
જગતસે કૂચ કરના હૈ, અવશ ઈક રોજ મરના હૈ;
જિનહોં પ્રભુકો સિમરના હૈ, ઉનહોં ભવસિંધુ તરના હૈ.
વૃથા તુ કહે ઈહ મેરા, ઈહાં કુછ હૈ નહીં તેરા;
નહીં શિર કાલ તેં હેરા, બસેરા રહનકા ડેરા.
સિમર રઘુવીર પ્રભુ પ્યારા, મિટે સબ દુઃખ સંસારા;
ન જાવે સાથ સુત દારા, સમઝ સબ અંત હય ન્યારા.

૯

રાગ જંગલા

કર કરતાર દયા દુઃખકો નિવાર પ્રભુ મોહે ના વિસાર;
ચિત ચૈન ન આવે.
તેરા હિ ભરોસા ભારી, ઈસ પાપ ધારીકો તેરા; જો સદા કે
હૂણુ શર્ણું કિસકી જાવે.
તેરે હિ દિદારકા દીવાના, ઈહ દાસ દુ:ખી હરદમ;
ઘડી ઘડી તેરે ગીત ગાવે.
રઘુવીરદાસકો હમેશ આશ, તેરી પ્રભુ માર ભાવેં;
છડુતાર ડોલ તુઝે ભાવે.

૧૦

રાગ સિંધુકા જંગલા

થોડી હૈ જગમેં જિંદગાની, સમરો જગકરતાર તૂ.
મતલબકા હૈ કુટુંબ કબીલા, છોડ ઇન્હાંકે પ્યાર તૂ.
લગી ચલાચલી રાતદિને, ક્યે થિર જાણે સંસાર તૂ.
ઈક મન હો રઘુવીરદાસ ભજ, તજ દે વૈર વિકાર તૂ

૧૧

ભૈરવી કા જંગલા

તૂ મત કર મૂઢ ગુમાન, ભરોસા ક્યા હૈ ઈસ દમકા ? (ટેક)
સચ્ચ કહું સુણ પ્યારે સજણાં, જો ઘડિયા સો ઈકદિન ભજણાં;
અંત સમય તૂ સબ કુછ તજણાં, ત્રાસ સહે યમકા. તૂ મત૦
કિસ જીકણે પર આકડ ફિરદા, મોહજાલ તૂ મૂરખ ગિરદા;
હિરદા કિયા કઠોર સોચ નહિ, મરને દે ગમકા. તૂ મત૦
મરના હૈ સબદે શિર ભારી, બચે ન પશુ પક્ષી નર નારી;
ક્યાં તૂ પ્રભુકી ભક્તિ વિસારી, કામ ક્રોધ ચમકા. તૂ મત૦
ભજ પરમેશ્વર કર મત દેરી હિરદે ધાર સીખ ઈહ મેરી;
મુશ્કિલ હૈ રઘુવીરદાસ ફિર મિલના તુમ હમકા. તૂ મત૦

૧૨

રાગ જંગલા

મનુષ્ય તન તૂ ધરકે બિરથા ઉંમર ગવાઈ. (ટેક)
પુઢિયાં ફાહિયૈં પાઈયૈં આપે, હુણ ક્યા તરફૈં દરે સિ આપે;
કીની કુછ ન ભલાઈ. મનુષ્ય૦
મોહ-માયા કે બિચ તૂ ફસયા, ઘોર પાપ તેરે મન બસયા;
ચાહે વસ્તુ પરાઈ. મનુષ્ય૦
હુણ ભી સમઝ સોચ કુછ કર લે, હિરદે ધ્યાન પ્રભુકા ધર લે;
તજ દે વૈર બૂરાઈ. મનુષ્ય૦

કહે રઘુવીરદાસ સમઝાવે, વક્ત ગયા ફિર હાથ ન આવે;
હરિ બિન કૌન સહાઈ? મનુષ્ય૦

૧૩

કરના ઈક દિન કૂચ, સભી કુછ યહાં પડા રહના. (ટેક)
બાલકઉંમર ખેલમેં, ખોઈ, યૌવન વિષયાં ભોગી હોઈ;
વૃદ્ધ ભયા પછતાવે રોઈ, સમઝત નહિ કહના. કરના૦
જિનકે પાસ હજારાં ફૌજાં, રંગ મહલ્લીં કરદે મૌજાં;
આખર મૌત હવાલે હો ગયે, છડ કપડે ગહના. કરના૦
જિનકે હાથી ઝુલ્લણ દ્વારે, મોતી માણુક જડે ચુવારે;
અંતકાલને વહ ભી મારે, મિલ્યા ન પલ વહના. કરના૦
ગિયા વક્ત ફિર હાથ ન આવે, કહ રઘુવીરદાસ સમુઝાવે;
જિસ તનકા અભિમાન કરેં સો, અંત અગ્નિ દહના. કરના૦

૧૪

રાગ બરવા ભૈરવી

નામી થામી કિતને હો ગયે, બડે બડે અભિમાની. (ટેક)
(તૂ) જીઉણા જોણુ લૈ બુલબુલા પાની, મૌત શિર આય ચમકી;
હરિ નામ કો સિમરલે પ્રાની, જિંદગાની કોઈ દમકી. નામી૦
કુટુંબ-કબીલા દેખ આપણા ઘર-દૌલતમેં રસયા;
પાપી તેરે લોભ મોહ મન, વસયા નસયા સતસંગતે,
લક્ષ પાપ કરન તૂ કસયા, ફસયા દુનિયાઁ મેં. નામી૦
રાત મુસાફર વસે સરામેં, કરદા કૂચ સવેરે;
દેખ શિર કાલ કૂદા તેરે, ઠરે રહના નહીં;
હુણ કર લૈ કમ્મ ચંગે રે, મેરે સુણ સજ્જણા. નામી૦
આયાસી તૂ ખટ્ટણ તાંઈ, પિછલા મૂલ ગવાયા;
અયથે કુછ ના આણુ કમાયા ધાયા વિષયાઁ તું;
રઘુવીરદાસ સમઝાયા, ગાયા હરિગુણુઁા. નામી૦

## ૧૫

રાગ ભૈરવી

ચલના જહાનસે નિદાન, છોડકર મકાન;
શિર પે ખડા હમેશ કાલ, તાન કે કમાન. (ટેક)
રહે ન રાજગાન કહીં, નામ ઔ' નિશાન;
વહ છોડતા નહીં કિસે, ન કીજિયે ગુમાન. ચલના૦
સમાન ખાનપાનમેં, ઇન્સાન ઔ' હયવાન;
ઇન્સાનમેં હૈ જ્યાદતી, જુ પ્રેમ ભક્તિ જ્ઞાન. ચલના૦
વ્રત-યોગ-યજ્ઞ નેમ આદિ ઔર હેમદાન;
સબસે બધા પ્રધાન, એક રામપ્રેમ જાન. ચલના૦
રઘુવીરદાસ સિમર લે, તૂ શ્રીકૃપાનિધાન;
ઇક રોજ કૂચ કરનગે, ઇક જિસ્મસે પરાન. ચલના૦

## ૧૬

રાગ આશા

જહાં અસેંતક નહીં કિસીકા કયામ;
નજર આવે જે જે વોહ ફાની તમામ. જહાં૦
પિસર ઔર જનકા ફિકર યેહી કામ;
જમ હજરસે નહીં હોગા, મશહૂર નામ. જહાં૦
તૂ કર યાદ ઉસ હક્કકો સુબહ શામ;
જો ચિંઉંટી વ હાથીકો, દેતા તૂ આમ. જહાં૦
કહે દાસ રઘુવીર, જપ નામ રામ;
કહી આરફોંને, સહી યેહ કલામ. જહાં૦

## ૧૭

રાગ જિલ્લા

કયોં ન ઉસ મહબૂબ પર, કુરબાન તુ હોતા નહીં;
દેખ ઉસકી કુદરતેં, હય રામ તૂ હોતા નહીં.

જિંદગાની દર જહાં હૈ, ચંદ રોજ હય નિદાન;
હયફ હયવાનોં સે કયોં, ઇનસાન તૂ હોતા નહીં.
ઈસ જહાન સરાય મેં, નહીં અસેં તક હોગા કયામ;
દમકી નહીં ઉમ્મીદ ફિર, મહુમાન તૂ હોતા નહીં.
દાસ કહે રઘુવીર ગુરુ-ફરમાન પર ઈતકાદ કર;
હોત અનહદ શબ્દ ફિર, મતિમાન તૂ હોતા નહીં.

૧૮

રાગ જિલ્લા

કર એક તરફ દિલકો, જગદીશ સમર તૂ;
ઇસ ફાની દુનિયાં મેં, તકબ્બર ભી ન કર તૂ.
જર ઔરત ઔલાદ, પનાહ કર ન સકેંગે;
કયોં ઈનકે લિયે પાપ કરે, બાંધ કમર તૂ.
નૃપ રાવન દુર્યોધન, વ સિકંદર દારા;
હુએ લુકમે ઈહ જિસકે, ઈસ મૌતસે ડર તૂ.
રઘુવીરદાસ વક્ત ગિયા, હાથ નહીં આવે;
અબ ભી સમઝ ભવસાગર, પાર ઊતર તૂ.

૧૯

રાગ સિંધુકા જંગલા

ના સ્થિર જગમેં જિંદગાની, તુ કયું હુઆ અભિમાની ?
હૈ આખિર સબ કુછ ફાની, ન રહે કોઈ રાજા રાની.
ના જાય સાથ સુત-દારા, ના જાય બંધુ પરિવારા.
ના મંદિર મહલ સુવારા, ના સંગ જાય રાજધાની.
ઈક ધર્મ પ્રભુકો ભાવે, સંગ ધર્મ અકેલા જાવે;
મુક્તિ જુ ધર્મમેં પાવે, ના છોડ ધર્મકો પ્રાની.

તજ કામ ક્રોધકો પ્યારે, છલ વૈર ઔર હઠ ભારે;
તજ દે તૂ અવગુન સારે, યહ સંતો શીખ બખાની.
રઘુવીરદાસ સુન લીજે, પ્રભુ સિમરો વિલંબ ન કીજે;
તુમ પ્રેમ-સુધારસ પીજે, કયુ બિરથા ઉંમર વિહાની.

૨૦

કોઈ દમ ભરકા હૈ મેલા, કર વેગ ભલાઈ પ્યારિયા. (ટેક)
હૈ જગકી જૂઠી પ્રીતિ, કયોં પ્રભુસે પ્રીત ન કીની?
ઈહ સંતો વચન ઉચારિયા.
તૂ પ્રભુકા સિમરન કર લે, નામાર જગત બિચ તર લે;
કયું પ્રભુકા ધ્યાન વિસારિયા?
કોઈ ભાઈ બંધુ ન તેરા, હૈ રાત સરાય બસેરા;
કયોં જીતકે બાજી તૂ હારિયા?
રઘુવીરદાસ સુન ભાઈ, ભજ પરમેશ્વર સુખદાઈ;
જિન રચકે જગત સઁવારિયા!

૨૧

સુન મન મૂરખા તૂ, તજ અભિમાન કો. (ટેક)
લોભ-મોહ-કામ-ક્રોધ, તજ હોય શાંતિ બોધ;
મનકો નિરોધ કર, ભજ ભગવાનકો. સુન૦
ઈરષા વિરોધ ત્યાગ, મંદ કરમોંસે ભાગ;
કીજે પ્રભુ અનુરાગ, પાવે નિર્વાનકો. સુન૦
સતસંગ જાન સાર, મોક્ષકા પ્રથમ દ્વાર;
સિમરન દેત તાર, ધરે હિયે ધ્યાનકો. સુન૦
કહે રઘુવીરદાસ જગસે રહો ઉદાસ;
આશ નહીં શ્વાસકી, ભરોસા કૌન પ્રાનકો? સુન૦

## ૧૩૩ : રણછોડ

**૧**

રાગ રામગ્રી

'વનેચર વીરા રે વધામણી, કહેને કયાં થકી આવ્યો?
આ રે મુદ્રિકા શ્રીરામની, કહેને ક્યાં થકી લાવ્યો? વનેચર૦
આ રે મુદ્રિકા મારા નાથની, કોઈને જોવા ન જડતી;
તે તારે હાથે આવી ચઢી, મુને કળ નથી પડતી! વનેચર૦
બોલ જ બોલ્ય ને બાધવા, સાચી સંભળાવે વાત!'
'જવાલા ઓલવજો જાનકી, કુશળ છે રઘુનાથ.' વનેચર૦
'કોપ કરી મારે કંથજી, કેમ હાથે ન મારી?
કપૂર લેઈ આલ્યુ કાગને, મારે વા'લે વિસારી! વનેચર૦
નાથ નમેરા ક્યમ થયા, હૈડાં કઠણુ જ કીધાં?
સતીને મેલીને સાધુ થયા, મુખ મુનિવ્રત લીધાં. વનેચર૦
જોગ લીધો બે બંધવે, બેઠા આસન વાળી;
શ્રીપાત થયા સહુ દેખતાં, પીધાં ઉપવીત બાળી. વનેચર૦
આજ કાલ રામજી આવશે, ત્યારે અબળા ઊગરશે;
નાથવિજોગે ટળવળી, નારી નિશ્ચય મરશે. વનેચર૦
પંથ ન્યાળતાં નેત્ર ગળ્યાં, કર્મનો પાર ન આવ્યો!'
રણછોડના સ્વામીને જઈ કહેજો, સતીએ સંદેશો કહાવ્યો. વનેચર૦

**૨**

મંદોદરી રાવણ પ્રત્યે કહે છે:

'કહ્યું રે માનો મારા કંથજી, રૂડા રામજી આવે;
પથ્થર તારી પાણીમાં, પ્રભુ પાજ બંધાવે. (ટેક)
નારી આપો જઈ નરપતિ, કરો પ્રભુને પ્રણામ;
દયા કરશે દીનોનાથજી, સરશે આપણું કામ. કહ્યું રે૦

માનાજી કહે મંદોદરી, સુણીએ મારા સ્વામી,
એને લેજો તમે ઓળખી, એ છે અંતરજામી. કહ્યું રે૦
આ જુઓ રજ ઊડે ઘણી, મહેલ થઈ ગયા મેલા;
સીતાને લઈ ને જઈ મળો, સ્વામી કાં થયા ઘેલા? કહ્યું રે૦
આજ મને સ્વપ્નાંતર થયુ, લંકામાં લાહ્ય લાગી;
રામબાણે દશ શીશ હણ્યા, એટલામાં હું જાગી. કહ્યું રે૦
પેટ ચોળીને પીડા કરી, મણિધરના મણિ લીધા;
આભ સાથે જઈ આથડ્યા, વેર મોટાશું કીધાં. કહ્યું રે૦
સ્વામીજી! એ શું કર્યું તમે? જુઓ મહાજુધ થાશે;
પ્રાણ તમારા લેઈને, સીતારામ ઘેર જાશે. કહ્યું રે૦
માટે મરણ આવ્યુ ઢૂંકડું, ઊગરવાની ન આશ;
જઈને નમો તો જીવશો!' કહે છે રણછોડદાસ. કહ્યું રે૦

૩

રાવણ કહે રે: 'મંદોદરી, હારશો નહિ હૈયે;
લંકાગઢ કેમ લેવાશે, દશરથને રે છૈયે? રાવણ૦
સેના એની જુઓ શોભતી, માંહી વનચર વારુ;
રાજા રાવણને જીતશે, એ તો શા બળ સારુ? રાવણ૦
થાળી વગાડે હું નવ બીઉં, રહ્યા ત્રંબાળુ ગાજી;
મુજ આગળ શો આશરો? શીદ જક કરે છે ઝાઝી? રાવણ૦
અજાણ્યો મારો એ નથી, માનુની મતિ પાઈ;
જોર કરીને આવિયો, જો જનકનો જમાઈ! રાવણ૦
ત્રણ ભુવનમાં તરુણી, નથી નરપતિ એવા;
રાજા રાવણશું આથડે, યુદ્ધનો લહાવો લેવા. રાવણ૦
નવ ગ્રહને મેં વશ કર્યા, લોપી મુનિવરની માઝા;
ઇંદ્ર રહ્યો મુજ આજ્ઞા મહીં, તેત્રીશ કોડનો રાજા. રાવણ૦

મરણ આવ્યું હશે મારું, હરિને હાથે હણાશું;
લંકા લેઈ વૈકુંઠ આપશે, તેમાં લાતી શો ખોશું. રાવણ૦
નાર નહિ આપું એ રામને, બિરદ મારું રે જાય;
થનાર હશે તે થઈ રે'શે!' ગુણ રણછોડ ગાય. રાવણ૦

૪

કોઈ શોધ લાવે મારા નાથની, તેને નવનિધ આપું;
મોતીડે વધાવું તેહને, કષ્ટ કેડેથી કાપું! (ટેક)
સખી કોઈ સમજાવીને, ઘેર તેડી રે લાવે;
કઠણ હૈયાના કાનજી, સંદેશો ન કહાવે! કોઈ૦
કોઈ ગુણવંતી ગોરડી, પ્રીતમજીને પૂછે;
શા માટે રિસાઈ ગયા? તેનું કારણ શું છે? કોઈ૦
મુજને મૂકીને જોગી થયા, કે કોઈએ ભરમાવ્યા?
કોને ભરોંસે મૂકી ગયા? હજુ ઘેર ન આવ્યા. કોઈ૦
કાંઈ સમજણ પડતી નથી, રહું નિત્ય ઉદાસી;
વસમું લાગે મુંને વિઠ્ઠલા, મથુરાના રે વાસી. કોઈ૦
અનેક અપરાધ ક્ષમા કીજીએ, કહું છું શિર નામી;
વા'લમા વે'લા આવજો, રણછોડના સ્વામી! કોઈ૦

૫

તમને આરાધું અન્નદેવ, પરથમ કરું તમારી સેવ. (ટેક)
સવા પહોરે સૂતાં ઊઠે, ખકોર કરતાં બાળ;
માતા પાસે ખાવા માગે, પહેલે પ્રાતઃકાળ. તમને૦
પહોર દહાડામાં આવી મળે, તો કાયા કરે કલ્લોલ;
માણસ થાય છે મરવા જેવું, ઘડી થાય જો સોળ. તમને૦
વાત કરતાં વઢી પડે છે, ભણતાં જાય છે ભૂલી;
આંખડિયે અંધારાં આવે, કાયા થઈ જાય લૂલી. તમને૦

પંદર દિને એકાદશી આવે, વ્રત તણો મહિમાય;
રાત પડે ને સ્વપ્નું આવે, વા'ણું ક્યારે વા'ય? તમને૦

બળિયામા જે બળિયો કા'વે, જે છે સહુથી બળિયો;
તે જો પામે ત્રીજે પો'રે, ધૂળ થઈને ઢળિયો. તમને૦

તેત્રીસ કોટિ દેવ મળીને, સહુ કો' તમને પૂજે;
કે' રણછોડ અન્નદેવ મળે, તો સરવે વાતો સૂજે. તમને૦

૬

રાગ સોરઠ સામેરી

હું તો તને વારું રે, તેં તે આ શું કર્યું?
હરિહીરો મૂકીને વહોર્યો ખોટો માલ;
હૈયુ તારું ફૂટયું રે, આંખે થયો આંધળો રે;
વિસારી તેં મેલ્યા દીનદયાળ. (ટેક)

મારા ભાઈ મૂરખ રે, બુદ્ધિ તારી કયાં બળી રે;
કેમ નથી ભજતો જગ કિરતાર?
ગપોટા તેં હાંકયા રે, બધા ગામના રે;
વિચારી ન જોયું સાર-અસાર. હું તો તને૦

મનુષ્યા જનમ રે, મેળવ્યો તેં ધૂળમાં રે;
હિંસા ઉપર ઘાલી તેં ઘણી હામ;
જણ્યો તને ત્યારે, આડો શે ન આવિયો રે?
તારી માની કૂખે ન દીધો ડામ! હું તો તને૦

સગાં ને કુટુંબી રે, બુડાડવા સહુ મળ્યાં રે;
તરવાને ત્રિકમ નામ સંભાર;
ચટકો તને લાગે રે, તો ઝટપટ જાગજે રે;
હવે તું ન ગાફેલ થઈશ ગમાર. હું તો તને૦

ડહાપણમાં ડૂબ્યો રે, સ્વારથિયા સાથમાં રે;
ન જાણી તેં પરમારથની પેર;
રણછોડ કહે છે રે, રાંડના તું ચેતને રે;
વહી ગયો ભવસાગરની લહેર. હું તો તને૦

૭

રાગ કાફી (શરીરરૂપી અંગરખું)

અંગરખું એક તારું રે,
બનાવ્યું બહુ જુક્તિ કરી;
સીવનારો દરજી ડાહ્યો રે,
કીધી છે મહા કારીગરી. અંગરખું૦
કારીગરી માંહી કેવી રે કીધી,
તેનો કે'તાં ન આવે પાર;
બારીક કામ બહુ કીધું ઝીણું,
તેના ઉપર તાણ્યો છે તાર;
ટાંકો તો નજરે નવ આવે રે,
દેખો તો સર્વ સૂરત ધરી. અંગરખું૦
ભાત બનાવી દોરાવાળી રે નોખી,
તેમાં બખિયા મૂક્યા છે બહુ;
વાળ્યુ વળે છે અક્કડ નથી,
તેમાં તાણ્યા નથી એકે તાર;
સારું સીવ્યું સંગે રે,
આવ્યુ છે અંગે બરાબરી. અંગરખું૦
કમરપટો કોઠો ને કૂણી,
પોંચેથી પાની પ્રમાણ;
તેમાં કલોચડી ક્યાંઈ કાંઈ નથી વળી,
સીવનારો ચતુર–સુજાણ;

પ્રમાણ કેવું કીધું રે,
બેસતું છે બરાબરી. અંગરખું૦
અંગરખું બહુરંગી બનાવ્યુ,
પૂરણ પ્રેમ-પ્રકાશ;
ચાંપ દેખો દરજીની કેવી?
સીવતાં કર્યાં નવ માસ!
દાસ રણછોડને રે;
પહેરાવ્યુ પ્રભુ ખરાખરી. અંગરખું૦

૮

દિલમાં દીવો કરો રે, દીવો કરો, કૂડા કામ ક્રોધને પરહરો રે. દિલમાં.
દયા દિવેલ પ્રેમ પરણાયું લાવો, મહીં સૂરતાની દિવેટ બનાવો;
હાં, રે તેમાં બ્રહ્મ અગ્નિ ચેતાવો રે, દિલમાં દીવો કરો રે દીવો કરો.
સાચા દિલનો દીવો જ્યારે થાશે, ત્યારે અંધારું મટી જાશે;
હાં, રે પછી બ્રહ્મલોક તો ઓળખાશે રે, દિલમાં દીવો કરો રે દીવો કરો.
દીવે અનભે' પરગટે એવો, ટાળે તિમિર તેવો;
હાં, રે તેને નયણે નીરખી લેવો રે, દિલમાં દીવો કરો રે દીવો કરો.
દાસ રણછોડે ઘર સંભાળ્યુ, જડી કૂંચી ને ઊઘડ્યું તાળું;
હાં, રે થયું ભૂમંડળમાં અજવાળું રે, દિલમાં દીવો કરો રે દીવો કરો.

૯

અહીં બિન મની જૈસે, મહી બિન ધની જૈસે.
કહી બિન સુની જૈસે, મોતી બિન પાની હૈ. ૧
રાજ બિન ગાવ જૈસે, બાજ બિન વામ જૈસે;
દીપ બિન ધામ જૈસે, સુખ આકી હાનિ હૈ. ૨
વછ બિન ક્ષીર જૈસે, વૃક્ષ બિન નીર જૈસે;
લક્ષ બિન તીર જૈસે, સત્ય બિન બાની હૈ. ૩
રાય રણછોડ કથા સર્વથા સુની શંભુકી;
ઔર કથા વૃથા જથા, બાલકી કહાની હૈ. ૪

## ૧૩૪ : રણુસિંહ

### ૧

કર મન ભજનનો વેપાર, ભજનનો વેપાર;
ધણી તારા નામનો આધાર. (ટેક)
પ્રથમ સમરું શારદા, ગણપત લાગું પાવ;
દેવના ગુરુ દેવ સમરું, મને જ્ઞાની જ્ઞાન બતાવ. કર મન૦
જેની દશાએ મારો જીવ નહિ, ને માન મટતું જાય;
અમૃત પ્યાલા સભર ભરીઆ, દેખતા વિખ ખાય. કર મન૦
કાગ-વાણી છોડ માહેલા, હંસની ચાલે ચાલ;
પાંજરામાં પંખી બોલે તેમ રામશું લે લ્હાવ. કર મન૦
માયલામાં ભાવ રાખો, હેત રાખો ધાર;
નુગરા નરશું દૂર રહેના, જોઈ એનો તાર. કર મન૦
પાંચ સાત નવમાર ક્રોડ, તેત્રીશ તું અવતાર;
રાવત રણુસિંહ બોલ્યા, મારો ગુરુ બેડલો તાર. કર મન૦

## ૧૩૫ : રતનો ભગત

### ૧

ચાબખો

જગતમાં ભૂલો ભરમે રે, કુબુદ્ધિ આવી છે કરમે;
પરમારથ તો પ્રોછયો નહિ, પછી ન સમઝાયો મરમે રે. (ટેક)
સગાં જમાડવા સમરથ છે, તે લાજે ને શરમે;
અભ્યાગત તો ના'વે અંતરમાં, નવ સમજ્યો ધરમે રે. જગતમાં૦
ભવસાગરનો ભય બહુ લાગ્યો, ને રહ્યા તડમે;
જીવ બુદ્ધિએ જાણ્યું નહીં, પછી ડૂબા મૃગજળમેં રે. જગતમાં૦

ભેદ વિના ઘર ભૂલો મૂરખ, ન લાધે નરને;
તારા ઘરમાં તું બેઠો છે, જો પાછો ફરને રે. જગતમાં૦

અજ્ઞાને આથડતો હીંડે, વસ્તુ છે ઘરમેં;
અંધારું આંખોને પીરુ, ન સૂઝે ચશમે રે. જગતમાં૦

દેવચક્ષુ દીધાં સદ્‌ગુરુ, જોયું જળ-સ્થળમેં,
જેમ હતું તેમ ભાસ્યું રતના, પીડા મટી પલમેં રે. જગતમાં૦

## ૨

કાચબા-કાચબીના ભજનનો રાગ

ભક્તિ તણો ભેદ છે ભારી, સંતો તમે જુઓ વિચારી. (ટેક)
શેઠ શગાળશા સાધુને સેવે. વાણિયો પાળે વ્રત (૨);
ન મળ્યા સાધુને રહ્યા ઉપાસી, તાવવા આવ્યા તરત;
કૃષ્ણજી કૂડિયા થઈને, વેષ અતીતનો લઈને. ભક્તિ૦

ચંગાવતીએ ચરણામૃત લીધાં, નવરાવીને નાથ (૨);
પલંગ ઉપર પધરાવીને, નાથ કીધાં છે સનાથ,
ખાંતે ભોજન ખીરનાં કીધાં, પીરસીને આગળ દીધાં. ભક્તિ૦

ખીર-રોટલી અમે જમતા નથી અન્નનો ન આહાર (૨);
મા'જન લોક અમે માંસાહારી, એમ બોલ્યા કિરતાર;
બાવો વચન બોલ્યા આવું, સમજી રે લેજો સાધુ. ભક્તિ૦

કસાઈવાડે જઈ કરી શેઠ, છુપાવી લાવ્યા માંસ;
ચંગાવતીએ રસોઈ સુધારી, પીરસીઓ પ્રસાદ;
વાયુ ઢોળે નર ને નારી, જમો તમે દેવ મોરારિ. ભક્તિ૦

અમે રે માટી માણસની જમીએ, પરમાટીએ નહિ પ્યાર;
અઘોર પંથમાં રહેવું અમારે, ખેલીએ ખાંડાની ધાર;
વાણિયા તારું વ્રત જ ફળશે, આવી અવિનાશી મળશે. ભક્તિ૦

માગ્યુ વેચાતું માણસ ન મળે, હૈયેથી નહિ હાર;
માત-પિતાએ પરિયાણ કીધાં, ચેલૈયો સંહાર;
વાતો તો થાશે વિશેષે, ચેલૈયો, લાલને લેખે. ભક્તિ૦

ભણુતો ગણુતો ભાગ્ય ચેલૈયા, માની અમારી પ્રીત;
મા-બાપ તારાં મારવા બેઠાં, આંગણે આવ્યો અતીત;
ધુતારો ધૂતીને જાશે, પછી પસ્તાવો થાશે. ભક્તિ૦

એ શું બોલ્યા, ગુરુજી હમારા? માવિતર છોડ્યાં કેમ જાય?
નવ માસ જેણે ઉદર રાખ્યો, ગુણ ઓશિંગણ થાય;
ભક્તિ મારા શિરને સાટે, શું જાશે મસ્તક માટે? ભક્તિ૦

હું ભાગું તો ભૂમિ લાજે, ભોરિંગ ના ઝીલે ભાર;
મેરુ સરીખા ડોલવા લાગે, આકાશ જે આધાર;
મેરામણ માઝા ન મૂકે, ચેલૈયો સત્ય ન ચૂકે. ભક્તિ૦

રજા રે લઈને ત્યાંથી ચેલૈયો, આવ્યો પોતાને અવાસ;
માતાએ મુખના મીઠડાં લીધા, નાખીને નિશ્વાસ;
આવંતો ઉરમાં લીધો, મારવાનો પરિયાણ કીધો. ભક્તિ૦

એ શું બોલ્યાં માતાજી મારાં, નાખી નિસાસો આજ?
સફળ મનખો ચેલૈયાનો, માસ જમે મહારાજ;
ધન્ય ધન્ય આજનો દહાડો, જુગતે જીવન જમાડો. ભક્તિ૦

માત-પિતા એ બેએ મળીને, છેદ્યું ચેલૈયાનુ શીશ;
અણઘટતી તો એમણે કીધી, જમાડવા જુગદીશ;
ખેલ રચાયો છે ખરો, પ્રભુ હવે પારણું કરો. ભક્તિ૦

નાથ કહે મારી નજરે લાવો, પુત્ર તમારો છે એહ;
મસ્તકની તમને માયા લાગી છે, એમ અવિનાશી કેહ;
તમે છો નર ને નારી, જુઓ મન વાત વિચારી. ભક્તિ૦

ખાંડણું ખાંડો મુખથી હસો, કોરો પાલવ પહેર;
આંખોમાં તમે આંજણાં આજો, મનમાં ન આણો મહેર;
તમે છો સાચાં સતી, એમ બોલ્યા જૂના જતિ. ભક્તિ૦

મસ્તક લઈને ખાંડણિયામાં, ખાંડે પિતા વળી માય;
આંખોમાં એમને આંસુ ન આવે, હરખે હાલરડાં ગાય;
ભોજનિયાં ભાવશું કીધાં, પીરસીને આગળ દીધાં. ભક્તિ૦

સત્યવાદી તમે સાચાં સતી, સત્ય હમારે છે એહ;
વાંઝિયાનું અમે જમતા નથી, એમ અવિનાશી કેહ;
તમે છો નર ને નારી, જુઓ મન વાત વિચારી. ભક્તિ૦

શગાળશાના મનમાં ચોરી, બીજું નવ મળે બાળ;
ભગવાન અહીંથી ભૂખ્યા જાય તો નિશ્ચે ખૂટ્યો કાળ;
બંદગી તો સંતની કરીએ, નીકર વણમાર્યા મરીએ. ભક્તિ૦

શગાળશા કહે: પૂર્વજન્મનાં કૂટ્યાં અમારાં પાપ;
ગુરુ દુભાવેલ ગોતરી મારેલ, મારેલ મા ને બાપ;
ડુંગરિયે તો દવ લાગેલો, તેણે મારો ખેલ બગાડ્યો. ભક્તિ૦

ચંગાવતી કહે પાંચ મહિનાનું, મારે છે ઓધાન;
ભલે આવ્યા, સ્વામિ ! ભાવ અમારે તમ સરીખું કામ;
ધણી મેં તો તમને ધાર્યા, તમે મારા ખેલ સુધાર્યા. ભક્તિ૦

ચંગાવતીએ છરી લીધી, પાળી માંડી પેટ માંય;
અચાનક ઝબકી ઊઠીને, બહુનામીએ ઝાલી બાંય;
સાચી છે ટેક તમારી, માગો કહે દેવ મોરારિ. ભક્તિ૦

ચેલૈયાને સજીવન કીધો, બેઠો રમે છે બહાર;
સદાય ચરણે રાખો તમારે, દયા કરીને દયાળ;
પછી સતી બોલ્યાં વિચારી, ભૂધર દેજો ભક્તિ તમારી. ભક્તિ૦

ભણતો ગણતો આવ્યો ચેલૈયો, લાગ્યો નાથને પાય;
માતાએ મોતીડે વધાવ્યો, હૈડે હરખ ન માય;
દાતારે તો દર્શન દીધાં, લ્હાવા લાખેણા લીધા. ભક્તિ૦
શગાળશા શેઠ ચંગાવતીએ, એવું ધરાવેલ નેમ;
ભાણપ્રતાપે ભણે રતનદાસ તેને છોડીને કેમ?
મોહનજી મળવા માટે, જાવું વૈકુંઠની વાટે. ભક્તિ૦

## ૧૩૬ : રમજાનઅલી

### ૧

ગઝલ

ફિર દોબારા ઇશ્કકા દિલ પર અસર પૈદા હુઆ;
બાગમેં તેરે મુહબ્બતકા શજર પૈદા હુઆ. (ટેક)
અશ્ક જારી રાત દિન હૈ, ચશ્મ ગિરિયાઁ મેરે;
ઈસ કદર રોયા કિ અશ્કોંસે ગુહર પૈદા હુઆ. ફિર૦
દેખકર ગુલશન મેં કહતી, બુલબુલમેં ઉસ માહકો;
ક્યા ચમનમેં દૂસરા, રશ્કે કમર પૈદા હુઆ? ફિર૦
જબ મુઝે તેરે વગૈર આતા નહીં આરામોચૈન;
ફિર જુદાઈસે તુઝે ક્યોં કર સબર પૈદા હુઆ? ફિર૦
જિષ્મ આલે હો ગયે છિલ છિલ કે સારે જિસ્મ મેં;
દર્દે દિલ રમજાનઅલી શામોસહર પૈદા હુઆ. ફિર૦

## ૧૩૭ : રવિદાસ

### ૧

સત શબ્દકો બિચાર રે કોઈ લેકંદા. (ટેક)
મૂલ શબ્દ નાભીસેં ઊઠે, તરવેણી રહિ બોલે;
શૂન્ય મંડલમેં શબ્દ બિરાજે, કોઈ ખડતલ સાધુ બોલે રે. કોઈ૦

જેસા દીપક મંદિર ધરિયો, એસા શબ્દા રંગા;
દ્વાદશ અંગુલ બાહેર લંબા, થોડા હે સર ભંગા રે. કોઈ૦
હલકા સો સાધુ નહિ માને, તાતેં ભારે કહીએ;
મીઠા સો મરજાદા ગુરુકી, શાંતિ ગ્રહીએ રહીએ રે. કોઈ૦
અરથ ન સૂઝે અટપટ ઐસા, તાતેં ભારે હોઈ;
જે સત જન અગમ ગત ભાખે, એસા બિરલા હોઈ રે. કોઈ૦
છતે પિંડ જેમ સન્મુખ દરસે, દ્વાદશ અંગુલ જબહી;
બ્રહ્મચક્ષુ ભયે બ્રહ્મઅગન સે, ગલી વાસના તબહી રે. કોઈ૦
દોય કમલકી અણી અગર પર, રૂપ શબ્દકા દેખા;
સૂરત શબ્દ પર લીન ભઈ તબ, દિયા કરમ પર મેખા રે. કોઈ૦
ભયે સતંતર સદ્દગુરુ શબ્દે, ઘટ–મઠ–પટ દરશાયા;
રવિદાસ કહે પિંડ પડે તો, શબ્દ નિરાધાર સમાયા રે. કોઈ૦

૨

જી રે ગગનસેં લહરું આવે, ઝલમલ નેણાં અમર ઝરે. (ટેક)
ત્રિવેણી મોલને કરી લે, ચાંદો–સૂરજ દો દીપક જલે;
મરજીવા હોય ચડે મેદાના, સોઈ મોતીડાં વીણી વળે. જી રે૦
સંતસંગતમાં સમજી રે'જે, તો પાણીમાં પાણી ભળે;
પારસમણિને પરસે લોઢું, લોહ ટળી કાંચન ઢળે. જી રે૦
પરમારથે પ્રસન્ન રહેજો, તો વાવ્યાં બી નહિ બળે;
લાગી લુંબ ગગનસે મોરો, સોઈ આંબલિયા સફળ ફળે. જી રે૦
ઓહં સોહં દો જોત જલત હે, બ્રહ્મજ્ઞાની તન તાવે;
સદ્દગુરુનું સ્મરણ કરી લે, તો ખળે નીપજ્યું ખૂબ આવે. જી રે૦
શૂરા હોય તે સન્મુખ ચાલે, પાછા પગ તે નહિ જ ભરે;
'રવિદાસ ગુરુ ભાણ ભેટ્યા, તો ગગનગુફામાં ગમન કરે. જી રે૦

૩

આ જુગમાં છે રે, દેહનું અભિમાન ઘણું;
તેણે કરી ભોગવે રે, આતમ જીવપણું. (ટેક)
સાચે મનડે સદ્‌ગુરુ સાથે, હૈયે ન આણ્યું હેત,
સંતને ન નમ્યો,હરિને ન ગમ્યો,અંતે થયો ફજેત;
સુખદુઃખમાં વ્યાપે રે, આનંદ નહિ આવે અણુ. આ જુગમાં૦
મારું મારું કરતો પ્રાણી, ઝાઝું જતન કરે,
આ સંસાર સ્વપન સરીખો, અર્થ ન એક સરે;
કંઈ નથી લેતાં રે, કારણ કબુદ્ધ તણું. આ જુગમાં૦
જય-વિજય અહંકારે ચડિયા, પડિયા દ્રોહે દ્વાર,
તું તો પરગટ પામર પ્રાણી, કોણ જ માત્ર વિચાર?
જાશે એમ ઊડી રે, તૂર જેમ આક તણું. આ જુગમાં૦
તન અભિમાની મન અભિમાની,વચન અભિમાન કહે,
જૂઠું બોલે જૂઠે રે ચાલે, લખ ચોરાશી વહે;
ભજન હરિનું રે, બેસી નવ કીધું ક્ષણું. આ જુગમાં૦
સતૂશાસ્ત્ર સદ્‌ગુરુથી સમજે, ઊપજે શુદ્ધ વિચાર,
આપ ટળે અભિમાન ગળે, એમ કહે રવિદાસ પુકાર;
થઈ સરૂપે રે, રતી એક રહે ન અણુ. આ જુગમાં૦

૪

તારા પદ પરસ્યા રે, ચારે જુગમાં ના'વું ફરી,
ભક્તને આધીન રે, ભક્ત-પ્રતિપાળ હરિ. તારા૦
તારા રૂપની શોભા શી વર્ણું ? નિગમ થયા રે સ્વરૂપ,
ત્રિવિધ તાપ ત્યાં જેને ન માને, નિર્મળ આશ લરૂંશ;
સો પણ ભૂલા રે, બળ અહંકાર કરી. તારા૦

કિરીટ મુકુટ સુંદર દળ લોચન, અમૃતના આગાર,
રામકંઠ રામા સંગ સોહે, ધનુષ બાણુ હથિયાર;
ભક્તના પાલણુ રે, દૈત્ય-સંહારણુ હરિ. તારા૦
રાજા સઘળા મળીને બેઠા, ધનુષ ન ભાગે કોય,
રાવણુ સરખા કંઈ રોળાણા, જેની બુદ્ધિએ બળ ન હોય;
રામ રામ કહેજો રે, સીતા મન ચિંતા ઘણી. તારા૦
રામ લક્ષ્મણુ ગુરુસંગ આવ્યા, રાસ રચ્યો છે ત્યાંય,
સીતાએ રઘુનાથને નીરખ્યા, અંગે ઊલટ ન માય;
વાચા એહિ પળજો રે, સુંદરવર સરસ ઘણી. તારા૦
બાલકરૂપ સુકોમલ કાયા, હાથ લીધું કુષ્માંડ,
દૈત દેવતા દેખત ભાગ્યું, ભાળી રહ્યું બ્રહ્માંડ;
જાન તેડાવો રે, જનક કુંવરી વરી. તારા૦
પરશુરામ ખોખારી ઊઠ્યા, મનમાં આણી રેષ;
રામ લક્ષ્મણુ તે સન્મુખ ભેટ્યા, બાણે કીધું બળ શોષ;
હું છઉં તારો બ્રાહ્મણુ રે, પ્રભુ તમે ચરાચરી. તારા૦
આગે સંત અનેક ઓધાર્યા, ત્રાતા તારણુ રામ;
અનેક જુગના ભૂપ પ્રભુજી, કરે રવિદાસ પ્રણામ. તારા૦

૫

હરિજન વિરલા જાણે, શબ્દ કોઈ હરિજન વિરલા. (ટેક)
કહ્યાં વચન કાને નવ ધરિયાં, ધરિયલ નહિ ઠેકાણે;
ભૂલવણીમાં હીંડે ભટકતો, તેં કીધા કર્મ પરાણે. શબ્દ૦
મૂરખ નરને હીરલો લાધ્યો, ઓળખ્યો નહિ એંધાણે;
પારખ વિનાનો પડ્યો પાદરે, પથરાને પરમાણે. શબ્દ૦
ક્ષુધાર્તને ક્ષુધા જ વ્યાપી, ભોજન ધરિયાં ભાણે;
ઊગ્યા પછી તો થયું અજવાળું, સ્વપ્ન થયું ઠેકાણે. શબ્દ૦

પરનારી શું પ્રીત કરીને, વિષય તણો રસ માણે;
મરીમરીને ફરી અવતરે, લખ ચોરાશી ખાણે. શબ્દ૦
સંત બતાવે સીધો મારગ, નૂગરા જાયે આડે;
ભાણપ્રતાપે ભણે રવિદાસ, ગયા વેડને ગાડે. શબ્દ૦

૬

તપસી કાયકું તપ આદરે રે, તપસે નિજ તંત હૈ ન્યારા. (ટેક)
પંચમુખે અગ્નિ પ્રજાળા રે, ઊંચે મસ્તક ખાય ઝુલારા;
ઓત કષ્ટ કાયાકું દેવે, કબહુ ન રીઝે રે કિરતારા. તપસી૦
એક અંગૂઠે શરીરકું તોળે રે, મૌન ગ્રહી વધહી વારા;
ઊંચા હસ્ત નખવેંત બરાબર, પરસત નહિ પગધન પ્યારા. તપસી૦
જડબુદ્ધિ યે ફિરત જગમેં રે, ભગવા કરલી ના ભારા,
નહિ નિજ જ્ઞાના ચઢિ ગયા માના, અંત નરકમેં નિર્ધારા. તપસી૦
ખેંચાતાણે જોર પરાણે રે, ઊલટે પવન ચઢે સુન ધારા,
કહે રવિદાસ રરંકાર ભક્તિ બિન, નહિ છૂટે જીવ જન્મારા. તપસી૦

૮

લગી પ્રીત સતગુરુ સાહેબસે રે, સો કયુ અટકે બ્રહ્મજ્ઞાની ? (ટેક)
સૂત શબ્દકી સીડી પકડી રે, ચઢી સેજ પર અસમાની;
હુવા પ્રકાશ પરમ સુખ પાયા, મુખ બોલ્યા અમૃતબાની. લગી૦
જરિયા પાર ઝળકે તારા રે, અંતર આંખે ઉભરાની;
મિટ ગયા ડોલા ભીતર ખોલા, નીકસી હર હીરા ખાની. લગી૦
છુટ્યા ઘાટ હુઆ નિરાલા રે, ફૂટ્યા ઘટ ફેલ્યા પાની;
ઊલટા સિંધુ સભર ભરાના, એક દષ્ટિ ઐસી આની. લગી૦
દીના દંડા કબહુ ન શંકા રે, રાજા રંકા નહિ કાની;
કરી પરીક્ષા હરિને નીરખ્યા, સંત બાત ચિત્તે માની. લગી૦
ડરું ન અબ મૈં ખેલુ સબમેં રે, રમતા રબ મેં જ્યાની;
કહે રવિદાસ મેં દાન આપું, હોઈ પાદશાહી પરમાની. લગી૦

૯

લગા કલેજે છેદ છુરેકા રે, વેદ ન જાણે એની વાતું. (ટેક)
પતિવ્રતા હોય નાર પદમણી રે, સો જાણે પિયુકી વાતું;
વ્યભિચારિણી હીંડે વલખતી, અણુ લેખે ખાવે લાતું. લગા૦
ધરણી આકાશ તૂટ પડે જબ, સૂક જાય સમદર સાતું;
તો હું બિછુવા ન હોય પિયાસે, નિરભે નેહ તણું નાતું. લગા૦
પલ પલ મેરા પિયાજીકું નીરખું રે, ખંડિત ન હોય દિવસ રાતું;
તીન ભવનમેં જાકા ઉજિયાલા, અહોનિશ વરસત હૈં સ્વાતું. લગા૦
પ્રેમગલીમેં પિયાજીકું પામી રે, અનેક સૂરતણી કાંતું;
પાપ-પુણ્ય મિટી ગયાં સખી મેરાં, ભૂલ ગઈ દૂજી બાતું. લગા૦
તાળી લાગી બ્રમણા ભાગી રે, તારે તાર મિલાયા તાંતું;
કહે રવિદાસ સખી સદ્‌ગુરુકી, મન ન દોડે દૂબ ધાતું. લગા૦

૧૦

મત કર નિદ્રા જીવ અભાગી રે, કયા જીવના સારુ સોવે? (ટેક)
મનસા જનમ હૈ રતન પદારથ રે, એહી જુગ ફિર નહિ હોવે,
હરિ ભજ્યા બિન ધિક્ હૈ જીવડા, કયા મનખો એળે ખોવે? મ૦
સાહેબ-સમરન સાબુ છોડકે રે, કાદવ કપડા કયુ ધોવે?
હરિસાગરકું દઈ પાગથી, ખાબોચિયામેં કયુ ડોવે? મ૦
મુક્તાફલકા ખેત છોડકે રે, જવાસ જરણા કયુ હોવે?
અંબ સરીખા અમૃત પરહરી, થડ થોરીકા કયુ બોવે? મ૦
અનભે' સરીખા આનંદ છોડકે રે, કરમ-કીચમેં કયા રોવે?
સ્વચ્છ નીર ગંગા છોડકે, કીચમેં મુખડા કયુ ધોવે? મ૦
યેહ શિખામણ સમજુ જનકું રે, મૂરખ મનમેં જો હોવે;
કહે રવિદાસ સત્ ભાણુપ્રતાપે, કરમ કાળ ધોખા ખાવે! મ૦

૧૧

દેખો કુદરત ખેલ ગેબકા રે, બન્યા હૈ ન્યારા ન્યારા. (ટેક)
એકકું મેડી છજા અટારી રે, એક સૂએ જઈ વાટ બજારા;
એક હાથી કે હોદ્દે બૈઠે, એક ઉઠાવત હૈ ભારા. દેખો૦
એક વણુજ વેપાર કરત હૈ રે, એકે કિયા પસારા;
એકે સિરે પર ટોપી ડારી, એક ભયા હૈ વણુજારા. દેખો૦
માત-પિતા, ભાઈ-બેન, ભાણેજા રે, એક બની હૈ દારા;
એક જનુની જનમ જનાયા, ઐસા જુગ નિરધારા. દેખો૦
સ્થાવર જંગમ કીટ પતંગા રે, જતનુ કા હૈ સબ લારા;
કહે રવિદાસ એ મનકી બાજી, તા પર પદ અપરંપારા. દેખો૦

૧૨

દેખો ને માયા મહા બળવંતી રે, પંડિત પરગટ કર જોડે. (ટેક)
રાજા રંક ફકીર જોગી રે, માયા દેખી સબ કોઈ દોડે;
જ્ઞાની ધ્યાની સર્વે માહી, સબહિ લિયા ચડતે ઘોડે. દેખો ને૦

અબોલમુનિ આસન બેઠે રે, દેખી મહોર મુખહિ મોડે;
ધન આયા જબ ધીરજ ભાગી, ઐસે તાન માયા તોડે. દેખો ને૦
સુંદર નારી સ્વરૂપવંતી રે, કામીને મારે ડોડે;
કઈ નરપતિને નજરોમાં લૂંટ્યા, લઈ ખપ્પરમાં વાલોડે. દેખો ને૦
સદ્ગુરુના એ બાળક સબળા, માયાજાળ તુરત તોડે;
કહે રવિદાસ સો સત્ શિરોમણિ, જો ભવકા બંધન છોડે. દેખો ને૦

૧૩

કોઈ રેહંદા ઉન્મુની મુદ્રા માંહી, કોઈ રેહંદા. (ટેક)
ખમિયા ખલકા સંતોષ ટોપી, બેફિકરાઈ ફકીરા;
સેલીસેન આડંબર અનભે', શીલ લંગોટ સધીરા. કોઈ૦
કુંડા કરણી પોકા ધીરજ, પતર પ્રેમદા પાથા;
નેકુર કરવા ફૂલ ફકીરા, કરે હાલ ફૂલવાસા. કોઈ૦
રહે ગરકાવ ગુરુગમ જાગે, આઠ પહોર અલમસ્તા;
તાળી લાગે તાર ન તૂટે, આનંદ હિ ઘર વસ્તા. કોઈ૦
ઊલટી નારી ચલે ખુવારી, ઊલટી ચલ હી આશા;
ઊલટા આદમકું ઉલટાવે, દેખે તત્ત્વ તમાશા. કોઈ૦
ફતેહ હુઆ આ અદલ ફકીરા, કલા ન જાણે કરતા;
રવિદાસ સત્ ભાણપ્રતાપે, ના હમ જીવત મરના. કોઈ૦

૧૪

ભક્તિ છે શૂરાની રે, શિર સાટે રમે રે,
રણવટે ચઢે ચોગણો રંગ. (ટેક)
શબ્દને બાણે રે, શરીર વીંધીએ રે,
વીંધે તેમ વાધે ઉમંગ અંગ. ભક્તિ૦
પ્રથમ પહેરી રે કમર કટારિયુ રે,
ઉપર પેટી બાધી છે પ્રેમ;

ભજનનો ભાલો રે' ભલ ભુજાએ ગ્રહ્યો રે,
ખેલ કરી ખાટી લેવા ખેમ. ભક્તિ૦
ખાંડાની ધારે રે ખરે વ્રત ખેલવું રે,
અંગ તોડી ચાલ્યા અગમ ભોમ;
આપુને તો ટાળી રે, આવ્યા આડિયે રે,
વૃત્તિ પહોંચી જ્હા રહી વ્યોમ. ભક્તિ૦
ઘાયલ તે ઘૂમે રે ગુરુગમ ગર્દમે રે,
સામંતે સન્મુખ અર્પ્યાં શીશ;
સર્વ મૂંઝાયા રે સંગ્રામ સાથમાં રે,
પાંચને પરાજય કર્યા પચવીસ. ભક્તિ૦
સંશેને છેદી રે મોટપને મારિયાં રે,
સમરથ એ સાચા સોળ અધીર;
જત સત સાચે રે જગને જીતિયાં રે,
મહાવૃત્તિ વિરલા સાચા વીર. ભક્તિ૦
અજિતને જીતે રે આ દલ અદલ કરી રે,
આદ ધરમ ફેલાવી આણ;
મોરારના સ્વામી રે રામ રવિ બોલિયા રે,
તે જિયા પંથી ચઢયા નિર્વાણ. ભક્તિ૦

૧૫

ભરમ કરમ માંહી, જીવ ભૂલ્યા ભટકત ફિરે બ્રહ્માંડા;
સંતો, પિંડ ખોજ્યા વણુ પાખંડા. ભરમ૦
કોઈ શાલિગ્રામકું સેવે, શિવમૂર્તિ ચિત્ત લાવે;
સામ દામ ઘરે લઈ અંગે, પાષાણુ કિસ બિધ ખાવે. ભરમ૦
પથ્થરથી પરમાતમ પ્રગટે, પ્રતીત આણી પૂજે,
અન્ય આશરો જન અજ્ઞાની, અંધાને નહિ સૂઝે. ભરમ૦
જંત્ર-તંત્ર કરે કામણટૂમણુ, શાલિગ્રામને સેવે;
ચૌદશ દશરા બકરા મારી, ભોગ અભાગી લેવે. ભરમ૦

ભક્તિ ત્યાં તો કદી ન ભાઈ, મલિનતા મન માંહે;
ભાલ તિલક ધરી ભેખ લજાયા, અંત નરકકે માંહે. ભરમ૦
ટીકા કર શ્રીરામ કહત હે, કાળ ભૈરવસે પ્રીતિ;
મૂર્તિ માંડી ઘંટ બજાવે, પ્રભુસે નહીં પ્રતીતિ. ભરમ૦
છલ-ખલ ભેદ છોડ દે ભાઈ, ભ્રમણા ભૂતભવાઈ;
રવિદાસ એક રામનામ ગ્રહો, ઓર થૂથા દે ઉડાઈ. ભરમ૦

૧૬

સાખિયાની ગરબી

અમે અમારે દેશ વળ્યાં, હ્રદયે રે'જો;
એવાં વચન કહ્યાં'તાં તેહ પળ્યાં, હ્રદયે રે'જો. (ટેક)
તમે અમારે અંતર નથી, હ્રદયે રે'જો;
એવું શું કહીએ મુખથી કથી? હ્રદયે રે'જો. અમે૦
દુર્લભ મળવું દેહનું, હ્રદયે રે'જો;
એવું વીંધેલ મન મેહનું, હ્રદયે રે'જો. અમે૦
જીવન જીવન પ્રાણ છો, હ્રદયે રે'જો;
મારા વિસામા વિસરામ છો, હ્રદયે રે'જો. અમે૦
સ્નેહમાં શિરોમણ ખાણ છો, હ્રદયે રે'જો;
મારા જાણમાં ચતુરસુજાણ છો, હ્રદયે રે'જો. અમે૦
સ્નેહ સુંદર-શ્યામ છો, હ્રદયે રે'જો;
મારાં કાળજાં માયલી કોર છો, હ્રદયે રે'જો. અમે૦
પ્રેમીને હરિ પાસ છે, હ્રદયે રે'જો;
ભાણ ચરણ રવિદાસ કે, હ્રદયે રે'જો. અમે૦

૧૭

હવે નહીં જાઉં રે માડી હું તો સાસરે,
હુંને મળ્યા જીવન જાદવરાય;
સુખ સ્વપનાનાં રે મારે કોણ ભોગવે રે?
એણે એણે આયુષ ઓછી થાય. હવે૦

પરપંચ દેખી રે હું પાછી વળી રે,
પ્રથમ ખોટો છે આ રે વ્યવહાર;
સ્વારથ માંહી રે સહુ સંશય ભર્યા રે,
તે તો પ્રાણી કેમ ઊતરશે ભવપાર? હવે૦
પાણીના પરપોટા રે થાય ને ફૂટી પડે રે,
તેનો મુંને કેમ કરી આવે વિશ્વાસ?
મરવું ને અવતરવું રે ઊભું છે આગળે રે,
ફરી પાછું આવવું ગરભમાં નવ માસ. હવે૦
ભય પણ લાગો રે, લોમ ભારે થઈ રે,
તેણે કરી કીધો સરવનો ત્યાગ;
હવે નહીં મેલું રે હીરો આવ્યો હાથમાં રે,
આજ મારાં ઉદય થયાં છે ભાગ્ય. હવે૦
નિત્ય નિત્ય ગાશું રે ગુણ ગોવિંદના રે,
વ્હાલે મારે બૂડતાં ઝાલી રે બાંહ્ય;
સ્વામી રવિદાસના રે પ્રેમ આનંદમાં રે,
વ્હાલે મારે રમાડ્યાં ઉરમાંય. હવે૦

૧૮

ભજન

રામના ભજન વિના રે પાર ન પડી રે,
પ્રભુના સમરણ વિના આ કાયા ધુતારાનું શહેર છે. (ટેક)
આવ્યો'તો ત્યારે તું તો શી બોલી બોલતો રે,
હવે બોલ છ તેમાં ફેર છે રે, ભાઈ ફેર છે;
સુખ રે સંપતમાં તું તો શું રે લોભાણો રે,
રામના ભજનનું તારે વેર છે. રામના૦
સાધુ થયા ત્યારે શું રે થયું રે,
પ્યાલા પ્યાલામાં ઘણો ફેર છે, રે ભાઈ ફેર છે;

છીપમાં ઊપજે એવાં સાચાં મોતીડાં,
મોતીડે મોતીડે ઘણો ફેર છે. રામના૦
મોટપ તારી તેં તો ઘડીએ ન છોડી રે,
તારી મોટપ તુંને વેડશે રે, ભાઈ વેડશે રે;
કરિયું કમાયું તારા ચોપડે ચડશે રે,
લેખાં લેવા હરિ તેડશે. રામના૦
કહે રવિરામ તારાં ભજન વિનાનાં રે,
દીધા વિના ક્યાંથી લે'ર છે?
સાચે દિલે મારા પ્રભુને સમરો,
એ ધણીની ઘણી મે'ર છે. રામના૦

૧૯

સૂરત સખી જ્યારે ચેડી આસમાને, અળપાતું સદ્‌ગુરુ જાણે રે. (ટેક)
પુસ્તક કિતાબા કયા પ્રયોજન, કયા વાચે પ્રગટ પાને રે? (૨)
બાહેર ગાવે ભીતર ઘોર અંધારા, લે કયુ આવે વિના ધ્યાને રે. સૂ૦
ગુપ્ત ગુટિકા ગુપ્ત સુમરનહૈ, કરીએ કોએ ન સુણે કાને રે; (૨)
જા મનકું મનમેં સમજાવો, તો મુજરા મેરમ માને રે. સૂરત૦
સૂક્ષમ ખાનાં સૂક્ષમ સોનાં, સૂક્ષમ વાત કરો શાને રે? (૨)
સોહંગ બ્રહ્મ તે ત્યારે ભાસે, તારે તાર મળે તાને રે. સૂરત૦
સૂરજ ઊગા સહુકોય દેખે રે, ઢાંક્યા નહિ રહેવે છાને રે; (૨)
કહે રવિદાસ કોઈ સંત સમજ્યા, હું પદને સહેજે હાને રે. સૂરત૦

૨૦

ભજન

કોઈ જાગંદા કોઈ ચેતંદા સપને કી બુદ્ધિ સમજ. (ટેક)
દો દિન જાગે કહાં ભયા, સ્વપ્ન ઘેન મદમાતી;
જૈસા ચંદા બીજકા પ્રગટ્યા, ફેર અંધેરી રાતી. કોઈ૦

ગાવે બજાવે કરત કિલોલા, કલેજે ન સહ્યા છેદ્યા;
જૈસા પથ્થર પાણીકે માંહી, ભીતર કછુ ન ભેદ્યા. કોઈ૦
મારગ બંકા કર લે ડંકા, નહીં કાયરકા કામા;
સત્ય શબ્દ સદ્‌ગુરુકા ગ્રહી લે, દેખ તપાસી નામા. કોઈ૦
સમજ્યો નહિ સતગુરુકા સાના, નીરખ્યા નહીં નિરાટા;
ખૂબ કરી દિલ ખોલ્યા નાહિ, ઊઘડ્યાં નહીં કપાટા. કોઈ૦
રવિરામ કહે ભાણપ્રતાપે, સમઝ સમઝ મન મેરા;
ચૂકયા ચોરાશી ઓત ફિરેગા, ખાયગા હેરાફેરા. કોઈ૦

૨૧

આતમા નીરખો રે નિરવાણ. (ટેક)
સદ્‌ગુરુકે પરતાપ, જ્ઞાન–અનુભવ ઉર જાગ્યા રે,
પપિયલ મીન વિહંગ, ખોજ કર ભ્રમ જો ભાગ્યા રે;
પ્રત્યુત્તર સદ્‌ગુરુ કરે, જાકી કલા અનંત,
ભેદ બુદ્ધિ બુદ્ધન લહે, જાકો જાણે વિરલા સંત. આતમા૦
નાભિ પવનકા મૂળ, મન અષ્ટ કમળમાંહી રે'વે,
ત્રિપુટી વાકો સ્થાન, દોઈ મિલ ત્યાંહી સમાવે રે;
શબ્દ શૂન્યસે ઊઠત હૈ, ફેર શૂન્યમેં સમાય,
બૂંદ લીન ભયો નાદમાં નાદ નિરંતર રાય. આતમા૦
જીવકી શક્તિ જ્ઞાન, શિવકી શક્તિ માયા રે,
ઈન દોનોંસે, ભિન્ન અખંડા અખંડા અદ્વૈત અજાયા રે;
જીવ શિવ કહેવાય નહિ, ને હમ તુમ નહિ કોઈ હામ,
વત્રિક પદ પરમાતમા, સો નિજાનંદ નિજ ધામ. આતમા૦
પંચતત્ત્વકે માંય મળીને, જીવ કહાવે રે,
દેહ ઈંદ્રિ મન પ્રાણ, મળીને પાપ બંધાવે રે;
સોહંગ વસ્તુ અગાધ હૈ, લીપે છીપે ના સોઈ,
ઘટ ઘટ પરગટ રમી રહ્યા, બૂઝે વિરલા કોઈ. આતમા૦

એ સતગુરુકા દેશ, નિગમ નેતિ કર ગાવે રે,
બ્રહ્મા વિષ્ણુ મહેશ, ખોજ કે પાર ન પાવે રે;
નિજાનંદકો અનુભવે તો નામ રૂપકો નાશ,
બ્રહ્મ-મગન હોઈ બોલિયા, સો અણછતા રવિદાસ. આતમા૦

૨૨

હંસા હરિજન હીરલા ચુગત હૈ,
ઔર આહાર કછુ નહિ પાવે;
મોતી વિના ચાંચ નવ ખોલે,
મુનિવર મર જીવડો નીકસી જાવે. (ટેક)
નદીકિનારે બગલો બેઠો,
દેખો અપરાધી મછિયાં મારે;
કર્મહીણે કેતા ફલ ખાયા,
કો'ને ગુરુજી એને કેમ તારે? હંસા૦
કગવા હોઈકે બેઠા ચાંદી પર,
નૂગરા નરકકા અધિકારી;
કાઠ કીધો છે કાલે હાથે,
મૂરખ ભયા છે મનખો હારી રે. હંસા૦
શૂરા રે સાધો સન્મુખ રે'વે,
શબ્દ વિચારી સો સંત ચાલે;
અમરાપરમાં ઓઘામોંઘા,
સ્વર્ગભુવનસોં સુખ માણે રે. હંસા૦
કે' રવિદાસ તો ભક્તિ અવિચળ,
ભાગ વિના નર નહિ પાવે રે;
આદ્ય અંત કોઈ નર હંસા લેખે,
ચખ્યા સો હિ ફલ પાવે રે. હંસા૦

૨૩

રામભજન બિના નહીં નિસ્તારા રે,
　　જાગ જાગ મન કયુ સોતા ?
જાગત નગરીમે ચોર ન લૂટે,
　　જખ મારે જમદૂતા. (ટેક)
જપ તપ કર કોટિ જગન કર,
　　કાશી જાઈ કરવત લેતા;
મૂઆ પિછે તેરી નહીં હોય મુક્તિ,
　　લેઈ જાયગા જમદૂતા. રામભજન૦
જોગી હોકર બસે જંગલમેં,
　　અંગ લગાવે ભભૂતા;
દમડી કારન દેહી જલાવે,
　　એ જોગી નાહી રે જગધૂતા. રામભજન૦
જાકી સૂરત લગી રામસે,
　　કામ ક્રોધ ગરદન લેતા;
અધર તખ્ત પર આસન લગાવે,
　　એ જોગીને જગ જીતા. રામભજન૦
ઊંઘ્યા નર ગયા ચોરાસી,
　　જાગ્યા સો નર જગ જીતા;
કહે રવિદાસ ભાણપ્રતાપે,
　　અનુભવિયા અનુભવ પોતા રામભજન૦

૨૪

ધીરાના પદનો રાગ

કોટિ કલ્પના રે કર્મ અમારાં દૂર થયાં,
સદ્‌ગુરુ શબ્દે રે ચરણ તમારા ગ્રહ્યા. (ટેક)

પિયુજી પોતે પ્રેમ પધાર્યા, મુજ પર કીધી મહેર,
લાલચ હતી મુંને લાલ મળ્યાની, થઈ છે લીલાલહેર;
અખંડ બિરાજે રે, સદા જગદીશ યહાં. કોટિ૦
પ્રીતમ તમને પળ ન વિસારું, રાખું હૃદયા માંય,
શું કરશે શોકલ ધુતારી, બુદ્ધિએ બલ ન કાંય;
મેરમ મેણાં રે તમારા સારુ સબલ સહ્યાં. કોટિ૦
ઊઠતાં બેસતાં હસતાં રમતાં, દિન દિન અધિક સનેહ,
ત્રિવિધ તાપ મારા તનના સમાણા, અમૃત વૂઠ્યા મેહ;
હવે નહિ જાશો રે, વહેતે તે પૂર વહ્યાં. કોટિ૦
સકલ ભુવનમાં તુજ વણુ વહાલા, અવર ન દીસે કોય,
રવિદાસ રસબસ હરિપદમાં, આવાગમન ન હોય;
અંતર ભાંગ્યું રે, લાભ નવ જાયે કહ્યા. કોટિ૦

૨૫

પ્યાલો મેં પીધો રે, લીધો મેં લક્ષ કરી;
પરિબ્રહ્મ ભાળ્યા રે, અદ્વૈત સભરે ભરી. (ટેક)
સદ્ગુરુએ શ્રવણરસ રેડિયો, ચાંટ્યો હૈયાની માંહી,
સાંધે સાંધે મહારસ સંચર્યો, ઉનમુનિ રહ્યો ઠેરાઈ;
સૂરત સહેજે શૂન્ય થઈ, પાછી ન ઊતરે ફરી. પ્યાલો૦
કથણી ને બકણી સર્વે છૂટી, કેનાં ગાવાં રહ્યાં ગીત ?
બોલણહારો માંહી ખોવાણો, આપે થયો અદ્વૈત;
પારો ગળી પાણી રે, હતું રે, હતું તેમ રહ્યું ઠરી. પ્યાલો૦
લોભ લાલચ મમતા ને માયા, આવરણ થઈ ગયાં અસ્ત,
નવ પંદર આભાસ અંતરથી શમ્યાં, મટી ગઈ પીડ સમસ્ત;
નજરે ન આવે રે, બિના એક દુજા હરિ. પ્યાલો૦
ગૂંગે સાકર ગળી રે ગળામાં, સમજ સમજ મુસકાય,
રવિરામ રસ કહે કોણશું, વસ્તુ વિણુ જિવાય;
ઘટોઘટ બોલે રે, સ્વાંગ તો અનેક ધરી. પ્યાલો૦

૨૬

રાગ મારુ

લોચનિયું કાજળ વિના સૂનું, હૃદય સૂનું હરિનામ વિના;
દીપક વિના જેમ મંદિર સૂનું, રજની સૂની જેમ ચંદ્ર વિના.
લોચનિયું૦
દશરથ વિના અયોધ્યા સૂની, ભરત સૂના શ્રીરામ વિના;
સ્નેહ વિના જેમ સગપણ સૂનું, પરિવાર સૂનો સહુ પુત્ર વિના.
લોચનિયું૦
જળ વિના જેમ પોયણી સૂની, ભ્રમર સૂનો જેમ કમળ વિના;
ભણે રવિદાસ સૂણ સારંગપાણિ, નિર્ધનિયાં હરિનામ વિના.
લોચનિયું૦

૨૭

આ કોણે બનાવ્યો ચરખો ?
એના ઘડનારાને ઓળખો. (ટેક)
બોલે બોલાવે સબ ઘટ બોલે, જ્યાં જોઉં ત્યાં સરખો;
દેવળ દેવળ દે હુંકારા, પારખ થઈને પરખો. આ કોણે૦
પંચ તત્ત્વકો બન્યો પૂતળો, ખેલ દેખીને નીરખો;
પવન-પૂતળી રમે ગગનમાં, નૂરતે-સૂરતે નીરખો. આ કોણે૦
ધૂળના ઢગમાં જ્યોત જલત હૈ, અંધાર મીટ્યો નહીં અંદરકો;
એ અજવાળે અગમ સૂઝે છે, ભેદ મિલે ઉસ ઘરકો. આ કોણે૦
કહે રવિદાસ સદ્ગુરુ સાચા, મૈં ગુલામ ઉસ ઘરકો;
આ ચરખાની આશ મ કરજો, ચરખો નહીં રહે સરખો. આ કોણે૦

૨૮

સદ્ગુરુએ અમને મારેલ છે શબ્દોનાં બાણ;
એક રામને ભજી ટચો નિરવાણ રે. (ટેક)

કુટુંબ કબીલાને કૂડી કૂડી માયા રે;
સાચું નારાયણનું નામ રે. સદ્‌ગુરુએ૦
કહે રવિદાસ સંતો ભાણપ્રતાપે રે;
મટી ગઈ ચોરાશી કેરી ખાણ રે. સદ્‌ગુરુએ૦

૨૯

વરીએ શામળિયા વરની સાથે, હાં હાં વરીએ૦
ના, ના, નેડલો કરીએ, કોઈ સાચાની સંગાથે. (ટેક)
હંસલો ને બગલો બેઉ જનમ સંગાથી, ને બેઉ ચાલ્યા એક વાટે;
હંસલાને જોઈએ રૂડાં મોતીડાંનો ચારો;
ઓટચો બગલો ખોળે જીવડા ખાંતે, ના, ના, વરીએ૦
ચોર ને શાહુકાર બેઉ જનમ સંગાથી, ને બેઉ ચાલ્યા એકસાથે;
સાંજ પડી ને શાહુકાર સૂઈ રહ્યો;
એનાં ધનડાં ચોરાણાં ચોર હાથે, ના, ના, વરીએ૦
સત્સંગ વિના મન સુધરે નહીં ને તાળી પડે ન એક હાથે;
બોલ્યા રવિદાસ ગુરુ ભાણપ્રતાપે;
કર્યાં સત્કૃત્ય આવે જીવ સાથે, ના, ના, વરીએ૦

૩૦

સખી! આજ અમારે આંગણે રમે,
ચૌદ ભુવનનો સ્વામી રે;
રમે ચૌદ ભુવનનો સ્વામી,
હું તો પૂરણ પદવી પામી રે. સખી આજ૦
જેને જોગી મુનિ જોતા ફરે,
ના'વે તપસી મુનિને ધ્યાને રે;
તે તો ઘટઘટ પ્રગટી રમી રહ્યો,
મહાવાક્ય કેરી સાને રે. સખી આજ૦

મેં તો ગોદાવરીમાં મંજન કર્યું,
ને ત્રિવેણીમાં નાહી રે;
સખી દાન ને પુણ્ય અતિ કર્યાં,
ત્યારે નીરખ્યા ત્રિભુવનરાય રે. સખી આજ૦
સખી ગોકુળ જોયું ને દ્વારકા જોયાં,
જગન્નાથ ને કાશી રે;
સખી જાણે-અજાણે બહુ આથડી,
પ્રીતમ વસે મારી પાસે રે. સખી આજ૦
સખી કંઠે હીરો ને હાલું ગોતતી,
મારા મનના મેરામણ મળિયા રે;
સખી ભાણચરણ રવિ બોલિયા,
મારા ભવના ફેરા ટળિયા રે. સખી આજ૦

૩૧

ઓધાજી રે વાતું આ કોને કહીએ ?
મારું ચિત્તડું ચોરાયલ રે, મારું મનડું હેરાયલ,
કોડીલા માવા કહાનસે રે, મેં વારી જાઉં રે. ઓધાજી૦
પ્રીતું છે પૂરવની, એવી નવિયું નહિ નાથજી રે,
મૈં વારી જાઉં;
છુપાવી તો નહિ રે છાની, મર મર જાય શરીર. ઓધાજી૦
દિવસ જાય છે દોહ્યલા પ્રભુ, જાણીએ જુગ જેવડા રે,
મૈં વારી જાઉં;
રુદનને કરતાં એ રજની પણ જાય. ઓધાજી૦
ધીરજું ક્યાં લગી ધરીએ ? એ વાલીડા મેહકેમ વિશમે રે,
મૈં વારી જાઉં;
તેની દાઝે તપે, એ માંહેલા શરીર. ઓધાજી૦

પ્રેમને પાંજરીએ, એ વાલીડા વિલંબ ન કીજીએ રે, મેં વારી જાઉં;
નમેરા કાં થયા એ નંદજીના લાલ? ઓધાજી૦
મોરારિના સ્વામી ગુરુ રવિને ચરણે વીનવું રે, મેં વારી જાઉં;
દરશન દેજો એ દીનદયાળ! ઓધાજી૦

૩૨

સખી સાંભળને કહું છું એક વાતડી રે,
દહાડો આજ અનુપમ દીઠો રે. (ટેક)
સદ્ગુરુએ શબ્દ સુણાવિયો,
સાંભળતાં લાગે બહુ મીઠો રે. સખી૦
હરે સખી પરણ્યા પિયુજીની વાતડી,
પિયરીએ નવ કરીએ રે;
પિયુ મળ્યાનાં પારખાં,
એ તો લોચનિયામાં લઈએ રે. સખી૦
પરણી પિયુજીને પ્રીછવે,
પણ કુંવારી કંથ શું જાણે રે?
જે રમે ઢીંગલે ને પોતિયે,
તે મેહરમને શું માણે રે? સખી૦
હરે સખી ઊંચું જોઉં તો આકાશમાં રે,
હેરું તો દીસે હેઠો રે;
સૂઉં તો' ઝળકે સખી શય્યામાં,
બેસું તો' તખતે બેઠો રે. સખી૦
આજુનો દિવસ રળિયામણો રે,
ગુરુ મળ્યા સત ભાણા રે;
પ્રેમસખી રવિદાસજી રે,
મારી સુરતા માંહી સમાણા રે. સખી૦

# ૧૩૮ : રહિદાસ

## ૧

જંગલી ગોડી

પહેલે પહરે રેણી દે વણુજારિયા, તેં જન્મ લિયા સંસાર વે;
સેવા ચૂકયા રામકી તેરી, બાલકબુદ્ધિ ગંવાર વે. (ટેક)
બાલકબુદ્ધિ ગંવાર ન ચેત્યા, ભૂલ્યા માયાજાલ વે;
કયા હોઈ પીછે પછિતાયે, જલ પહેલી ન બાંધી પાલ વે. તેં જનમ૦
વીસ વરસકા ભયા અથાના, થંભી ન ચૂકયા ભાર વે;
જન રહિદાસ કહે વણુજારા તેં જન્મ લિયા સંસાર વે. તેં જનમ૦

## ૨

દૂજે પહરે રેણી દે વણુજારિયા, તું નીરખન ચાલ્યા છાંહ વે. (ટેક)
હરિ દામોદર ન ધ્યાઈયા, તું લઈ ન શકયા નાંવ વે. તું નીરખ૦
નાંવ ન લિયા ઔગૂન કિયા, ઇસ જોબન દે તાન વે;
આપણી પરાઈ ગણી ન કાંઈ, મંદ જ કર્મ કમાણુ વે. તું નીરખ૦
લેખાં લેશે તું ભરી દેશે, ભીડ પડે તુજ તાંહ વે;
જન રહિદાસ કહે બનજારા, તું નીરખત ચાલ્યા છાહ વે. તું નીરખ૦

## ૩

પ્રભુજી ! તુમ ચંદન હમ પાની,
જાકી અંગ અંગ બાસ સમાની.
પ્રભુજી ! તુમ ઘન બન હમ મોરા,
જૈસે ચિતવત્ ચંદ ચકોરા.
પ્રભુજી ! તુમ દીપક હમ બાતી,
જાકી જોતિ રહે દિન રાતી.
પ્રભુજી ! તુમ મોતી હમ ધાગા,
જૈસે સોનહિં મિલત સુહાગા.
પ્રભુજી ! તુમ સ્વામી હમ દાસા,
ઐસી ભક્તિ કરૈ રહિદાસા.

## ૧૩૯ : રાઠો ભમત

૧

કોઈ સંત વિરલે જાણ્યુ રે, છે ભાઈ વાર્તુ ઝીણિયુ;
કોઈ હરિજન વિરલે જાણ્યુ રે, છે ભાઈ વાર્તુ ઝીણિયુ. (ટેક)
મોટા કુહાડા કાંઈ નહિ કાપે, લોઢું કાપે છીણિયુ;
મોભ ખડગથી વે'ર્યો જાય ના, વે'રે કરવત તીણિયુ. કોઈ૦
ચેણુ માંહી ખાંડ વેરાણી, પામે નાની કીડિયુ;
હાથી ઝૂલે મોટપમા, કણી એથી જાય ન વીણિયુ. કોઈ૦
ઝીણા થઈને સંતો ચાલે, ધન્ય કમાણી તેનિયુ;
ગુરુપ્રતાપે રાઠો બોલ્યો, અમરાપુરમાં રહેણિયુ. કોઈ૦

## ૧૪૦ : રામકૃષ્ણ

રાગ બિલાવલ

૧

આળસ તજ રે અભાગિયા, ગોવિંદ-ગુણ ગાતાં;
રામે આપ્યા છે રોટલા, રૂડા લાગે છે ખાતાં. (ટેક)
સારું સારું કરી શાકને, ભલા સબડકા ભરિયા;
હઠીલા હૈડે ડામ દેઉં, તને હરિ કેમ વીસરિયા ? આળસ૦
અન્ન-વસ્તરની આશાથી, ધાયો ફરે છે અંન્યા;
લખ રે ચોરાશીમાં ભટકવું, તેની છે કાંઈ ચંન્યા. આળસ૦
કૃષ્ણભજન વિના કૂતરા થઈ, લખ લખ કરશો;
કકડો કોઈ નાખે નહિ, માર ખાઈને મરશો. આળસ૦
માઠો દેહ મંજારીનો, કઈ પેરે રે ધરશો ?
છેડ છેડ સહુ હાકશે, મિયાઉં મિયાઉં કરી મરશો. આળસ૦

છૂટશો ઘેર ગોલાતણે, ગરધવ ગુણ નાખી,
જે જેમ તે તેમ તાણશો, ધણીની બીક રાખી. આળસ૦
આજ સેવા કર સતની, હરિ હૈડામા આણી,
નહિ તો પાડા થઈ પથમા, ભરશો કેમ પાણી ? આળસ૦
માટે નાચી હરિ રીઝવો, કર્મ કૂડા રે છૂટો;
ઘોડાં રે થઈને ઘાસમા પગ શાને રે કૂટો ? આળસ૦
કીર્તન કરો શ્રીકૃષ્ણનુ, મૂકી બીજી રે વાણી;
બકબક થઈને બોકડા, ખાશો ખરસાણી. આળસ૦
ગરજીને ગાઓ ગોવિંદને, ઘણા કાઢીને ઘાટા;
તો ઊંટ થઈ નહિ અવતરો, ખાવાને રે કાટા. આળસ૦
માનીતી માનવદેહ વિષે, હરિમારગ ચાલો;
હસ્તી થઈને મસ્તિયો, માથે નહિ ધૂળ ઘાલો. આળસ૦
કૃષ્ણ વિસાર્યો તે કોડશુ, બહુ અવતાર ધરશો;
વાદર થઈ વરણાગિયા, કાળે મુખે રે ફરશો. આળસ૦
હરિગુણ ગાતા તુજને, ટાઢ વાય શરીરે;
બગલા થઈ કેમ બેસશો, તમે જળને તીરે ? આળસ૦
ગુણલા ગાઓ ગોવિંદના, શું લાગો છો લોભે ?
ઘુંડ થઈને ઘૂઘશો, તમે ઘરને રે મોભે આળસ૦
કૃષ્ણ કથા–રસ અનુભવો, કાને છો તમે સરવા;
કોળ નોળ વણિયર તણા, દેહ છૂટો ને વરવા. આળસ૦
પામી ઉત્તમ દેહને, હરિ ચિત્તથી ન મૂકો;
નિત્યે ઘરઘર માગશો, તમે લૂખો ને સૂકો. આળસ૦
રીંછ રોઝ ને વાઘની, છે નરતી રે કાયા;
તે છૂટવા છબીલો ભજો, તમે મૂકીને માયા. આળસ૦
ચેતી શકો તો ચેતજો, શું કહીએ રે આઝુ ?
હરિ વિના જીવનુ દુઃખડું, કહેતા હું તો લાજુ. આળસ૦

માનવદેહ મોંઘો જડ્યો, કાંઈ સાધન સજીએ;
રામકૃષ્ણ સરવે તજી, ભગવાનને ભજીએ. આળસ૦

૨

પ્રભાતિયુ

માને તો શાસ્ત્રની શિક્ષાને માનજે,
લોક-લવને રખે મન માને;
સાંભળે તો ગીતા ભાગવત સાંભળે,
કુટિલોની કથની નવ ધરીશ કાને. માને૦
રાચે તો શ્રીરમાનાથના રંગથી,
રાગ રોપે રખે રંચ રાચે;
નાચે તો સદ્ગુરુ નચાવે તેમ નાચજે,
નારી-નેહે રખે નચાવ્યો નાચે. માને૦
ગાય તો ગાજે ગુણ ગિરિવરધારીના,
ગ્રામ્યના ગીત રખે ગીથિં ગાતો,
જાય તો જાજે નિત્ય સંતના સંગમાં,
જડ વિષયોની રખે જકમાં જાતો. માને૦
જાગે તો રાત્રિ એકાદશી જાગજે,
ભાંડ જોવા રખે રાત્રિ જાગે;
માગે તો ભક્તિ ભગવંતની માગજે,
મળના ભર્યાં રખે મનુષ્ય માગે. માને૦
જો જમે તો જમ નાથ-નૈવેદ્યને,
સૂતકીનું રખે અન્ન જમતો;
જો દમે તો દમે ઇંદ્રિયો ધર્મથી,
દાસ લોભે રખે દીન દમતો. માને૦
ભોગ મૂકે તો વૈરાગ્યથી મૂકજે,
મુરદા માટે રખે શોક પાળે;

જો કરે વ્રત તો કરજે એકાદશી,
વૈરે લાગી રખે પેટ બાળે. માને૦
નાહ્ય તો ના'જે ભાગીરથી નર્મદા,
નારી–નરકે રખે નિત્ય ના'તો,
ખાય તો ખાજે ખવડાવી સત્પાત્રને,
પિંડ પોષી રખે મિષ્ટ ખાતો. માને૦
પૂજે તો પ્રેમીજન વિપ્રને પૂજજે,
પાખંડીને રખે પ્રીતે પૂજે;
ધ્રૂજે તો પારકા ઋણ થકી ધ્રૂજજે,
લોકને અપયશે શાને ધ્રૂજે? માને૦
મારે તો શાંતિથી ક્રોધને મારજે,
ક્રોધથી તું રખે કોઈને મારે,
હારે તો હરિ માટે સરવસ હારજે,
દ્યૂત ખેલી રખે વસ્તુ હારે. માને૦
સેવે તો ઉમાનાથને સેવજે,
તું રખે શિવ–હરિ ભિન્ન જાણે;
અવગુણ સમજે તો આપણા સમજજે,
અન્યના દોષ રખે ઉર આણે. માને૦
દેખે તો સરવમાં કૃષ્ણને દેખજે,
દુ:ખને સુખ રખે સત્ય દેખે;
લેખે તો લક્ષ્મીના પતિનું સહુ લેખજે,
મારું કીધું રખે લખે લેખે. માને૦
લાજ રાખે તો અધર્મની રાખજે,
દાસ થાતાં રખે લેશ લાજે;
ગાજે તો કૃષ્ણ ગોપાળ કહી ગાજજે,
આપ વરણન કરી શાને ગાજે? માને૦

નિત્ય થરકે તો નિજ પાપથી થરકજે,
દામ તણી હાનિ જાણી શું થરકે ?
જો પડે તો પડે પ્રેમના પાશમાં,
આસપાસ પડ્યો થઈશ નરકે. માને૦
ધોવે તો ધોજે તું માંહેલા મનને,
ઝાઝા જળથી રખે અંગ ધોવે;
સાધે તો સચ્ચિદાનંદને સાધજે,
વિષય સાધી રખે વપુ વગોવે. માને૦
ઝીલે તો ઝીલજે જ્ઞાનગંગા વિષે,
વિષય-વૈતરણીમાં શીદ ઝીલે ?
ખીલે તો ખીલજે કરણે ધારી કથા,
ખળની વાતે રખે ખાંતે ખીલે ! માને૦
આપે તો દાન ભાગવત તણું આપજે,
વિપ્ર સત્પાત્રને શુભ હાથે;
જો તજે તો તજે કળખળ કર્મની,
નાથ માધવજીને રાખી માથે. માને૦
ભોગે તો ભોગ આસક્તિ વિણુ ભોગજે,
હોમે તો હોમજે વિપ્રમુખમાં;
જો ધરે દીક્ષા તો શૈવ કે વૈષ્ણવની,
અરે ! તજીને હરે ! કહેજે દુઃખમાં. માને૦
શોક તો વિષ્ણુથી વિમુખને શોકજે,
હરખે તો હરિજન જોઈ હરખે;
ચૂકે તો ચૂકજે વ્યસન વિષ ભક્ષવું,
પરખે તો પાત્ર સત્પાત્ર પરખે. માને૦
ઝૂરે તો જે ગાયું આયુને ઝૂરજે,
જો ઠરે તો ગુરુવચને ઠરજે;

કૃષ્ણરામે કહ્યું સર્વનું સાર તે,
સાચે ભાવે રમાવરને વરજે. માને૦

૩

રાગ સોરઠ પાળી

કે આવે આવે મલકંતી મજનાર, કે મેવા લાવે મીઠડા રે લોલ. (ટેક)
કે વ્હાલાજીને કેસર કંકુડાની આડ, કે મોતીડે વધાવિયા રે લોલ;
કે વ્હાલાજીને ગળ્યાંતળ્યાં પકવાન, કે વિગત પીરસ્યાં રે લોલ.
કે આવે આવે૦
કે પ્રેમદાને પ્રેમ તણો નહિ પાર, કે પ્રેમે હરિ પૂજિયા રે લોલ;
કે વ્હાલાજીને દાળ-ભાત ને દૂધ, કે માથે પૌંઆ ઘણા રે લોલ.
કે આવે આવે૦
કે વ્હાલાજીને ખારેક ટોપરાં ખજૂર, કે સાકર શેરડી રે લોલ;
કે વ્હાલાજીને પ્રેમ ધરીને પીરસે, કે રાધા અલબેલડી રે લોલ.
કે આવે આવે૦
કે વ્હાલોજી તો ભક્ત તણે ઘેર જાય, કે ભૂખ્યા ભાવના રે લોલ;
કે વ્હાલોજી તો પ્રેમને પાંદડે ધાય, કે સેજે સ્વભાવના રે લોલ.
કે આવે આવે૦
કે માનો માનો રાંકતણી મનવાર, કે માની હરિ લીજીએ રે લોલ;
કે મોહ્યા મોહ્યા રામકૃષ્ણ રંગ રૂપ, કે દરશન દીજીએ રે લોલ.
કે આવે આવે૦

૪

રાગ સોરઠ સામેરી

દિવેલ તો ખૂટ્યું રે ફૂસકા ખાંડતાં રે,
પ્રાણિયા તેં કીધું એવું રે કામ;
આદર કરતાં રે આયુષ્ય વહી ગયું રે,
સુખમાં તો સમર્યો નહીં શ્રીરામ. દિવેલ૦

મનુષ્યા જનમ રે મહામણિ જડ્યો રે,
ભજવાને સત્યશ્રી સાર ગણાણુ;
વહોરતને વહોરી રે, કાચ કથીરની રે;
કહાવે વળી સહુમા ચતુરસુજાણુ. દિવેલ૦
જ્યાં લગી વહેતો રે ગાતર ગાઠડી રે,
ત્યાં લગી સહુ કો' કરતું હેત;
દોહલી વેળાનો રે સંગી એક રામ છે રે,
ચિત્તડામા ચેતી શકાય તો ચેત. દિવેલ૦
ઊંચી ને કોટે રે ભાઈ શું દોડતો રે,
આગળ તો આવે છે મહા અર્ણ;
રામકૃષ્ણ પ્રભુ રે સાચા સેવજે રે,
તે પ્રભુ રાખશે તુજને શર્ણ. દિવેલ૦

## ૧૪૧ : રામદાસ

૧

જીવના હૈ દિન ચાર, બ દે રામ સમર લે.
દોલત દેખી ફિરત દીવાના, ભટકત મૂઢ ગમાર, (ટેક)
ધન-જોબન બાદલકી છાયા, જાતા ન લાગે વાર. બદે૦
કાલ કરાલ ફિરત શિર ઉપર, પકડે સાજ સવાર. બંદે૦
કર સત્સંગ તું ભજ રઘુનંદન, તારે ભવજલ પાર બંદે૦
સખી રામદાસ ભજ ભગવાન તું, સાસ-ઉસાસ સંભાર. બંદે૦

૨

રામની રામની રામની રે, મુને લગની
લાગી સીતારામની. (ટેક)
અક્ષરથી પાર મારુ મનડું લોભાણું રે,
હવે ક્ષરની બીજી કોણ કામની રે. મુંને૦

શિવ સનકાદિક નિગમ વખાણે રે,
રૂડી રચના અનોપમ ધામની રે. મુંને૦
સાક્ષી પુરુષ એવા સુખને ઇચ્છે છે રે,
લીલા નીરખું ઘનશ્યામની રે. મુંને૦
અવિચળ બ્રહ્મના ચરણકમળમાં રે,
વૃત્તિ બંધાણી આઠે જામની રે. મુંને૦
કરુણા કરી પ્રભુ વિનતિ સાંભળો રે,
સખી રામદાસ ગુલામની રે. મુંને૦

૩

જોર છે જોર છે જોર છે રે,
માથે જમકિંકરનું જોર છે. (ટેક)
બેસે અચાનક વાર નહિ લાગે રે,
કાલ સરીખો ચોર છે રે. માથે૦
સત્સંગ ન કરે મનમાં નવ ડરે રે,
તેને સદા અંધારું ઘોર છે રે. માથે૦
ખાઈ પીને સુવે સીતારામજીને ન ભજે રે,
તે તે નરનારી બે ઢોર છે રે. માથે૦
સખી રામદાસ કે' કોઈક ઊગરશે રે,
જે સંત પુરુષની કોર છે રે. માથે૦

૪

ફૂટશે ફૂટશે ફૂટશે રે,
તારું કાયારૂપી ઠાંબડું ફૂટશે. (ટેક)
જીવન જમકિંકર લેઈ જાશે રે,
ત્યારે નર ને નારીનો નાતો તૂટશે રે. તારું૦
કાયા માયા રૂપ કોઈ કામ નહિ આવે રે,
વાંસે કુટુંબ-કબીલો માથું કૂટશે રે. તારું૦

દીધું ન લીધુ ન ખાધું નહિ ખરચ્યુ રે,
તારું ધન બીજા મળી લૂંટશે રે. તારું૦
સખી રામદાસ સીતારામજીને ભજશે રે,
તેનો લક્ષ ચોરાશી ફેરો છૂટશે રે. તારું૦

૫

સંગ છે સંગ છે સંગ છે રે, જેને સંત પુરુષનો સંગ છે. (ટેક)
શીલ-સંતોષ દયા વ્રતધારી રે,
એને ભક્તિ વૈરાગ્યનું અંગ છે રે. જેને૦
માન મદ તજી કરે સંતની સેવા રે,
તેને ઘેર યમુનાજી ગંગ છે રે. જેને૦
રામ-કૃષ્ણ ભજે તજે જગતની મમતા રે,
તે તો રત્ન અમૂલખ નંગ છે રે. જેને૦
જે હરિ ગુરુ સંતનાં ચરણકમળમાં રે,
જેની ચિત્તવૃત્તિ અભંગ છે રે. જેને૦
સખી રામદાસ એમ સુર મુનિ કહે છે રે,
તેનાં માતા-પિતાને રંગ છે રે. જેને૦

૬

રાગ પરજ

સીતારામનુ શરણું રાખ રે, સમજે તો સુખ થાશે. (ટેક)
સદ્‌ગુરુની સાનમાં, જે સમજ્યો તે સંત;
ભક્તિ જ્ઞાન મન નિર્મળાં, જીત્યા જગમાં કોટિ અનંત રે.
સીતારામનું૦
શૂળી ઉપર ચડાવશે રે, અવળી ઘાણીએ કાઢશે તેલ;
છાતી પર શિલા મૂકશે, દેખાડશે નિત નવા ખેલ રે.
સીતારામનું૦

નરકખાણુમાં નાખશે, જમ દેશે ગુરંજની માર;
તલતલનાં લેખાં માગશે, ભાઈ જીત્યો બાજી મ હાર રે.
સીતારામનું૦

નેણ નાસિકા બંધ કરશે, ને પકડી લેશે તારા પ્રાણ;
કાયા માયા તારી પડી રહેશે, બૂડી જાશે તારું વા'ણ રે.
સીતારામનું૦

વચન પ્રમાણે વરતજો, તમે સમરો શ્રીઅવિનાશ;
ભવસાગરમાં તો તરો, પોકારીને કહે રામદાસ રે.
સીતારામનું૦

૭

જોગલો-ઝીંઝોટી

જે જે રામ અખંડ અવિનાશી, બાલક રૂપ બના રે. (ટેક)
અકળ અજિત અપાર રસિકવર, નિગમહીં અંત ન પાયા રે;
સો પરિબ્રહ્મ દશરથ કૌશલ્યા, ભવન તિહારે ચલી આયા રે.
જે જે રામ૦

શંકર કહે રામ રઘુનંદન, કોટિ બ્રહ્માંડ કે રાયા રે;
સચરાચરકે સંકટ હરહીં, સકળ ભુવન યશ છાયા રે.
જે જે રામ૦

રુદન કરત પાલનામેં, કરત અગોચર માયા રે;
શિવ વિરંચી સનકાદિક નારદ, કાગભુશુંડી ભરમાયા રે.
જે જે રામ૦

શંકર નીરખી ગયે નિજ આશ્રમ, આશીર્વાદ સુનાયા રે;
ચિરંજીવ કૌશલ્યાનંદન, રામસખી જશ ગાયા રે.
જે જે રામ૦

૮

ભજી લે સીતારામ, તેરો અવસર જાયે. (ટેક)
રતન પદારથ જનમ ગુમાયો, કરત હે અઘટિત કામ રે. તેરો૰
દામ ચામ વિષયારસ કારન, ભટકત આઠો જામ રે. તેરો૰
જલ થલ વાસ પશુ લખ ચોનિ, ભટકત ઠામોઠામ રે. તેરો૰
ભક્તિ બિના મર્કટતન પાવે, ઘરઘર કરત સલામ રે. તેરો૰
કર સત્સંગ તજો અભિમાના, પાવેગે અવિચલ ધામ રે. તેરો૰
સખી રામદાસ આશ રઘુવરકી, મૈં ચરનકમલકો ગુલામ રે. તેરો૰

૯

સીતારામને ભજીને લા'વો લીજીએ રે.
સુખે રામકૃષ્ણ રામકૃષ્ણ કીજીએ રે. (ટેક)
તારો અવસર પળપળ જાય છે રે;
તારા ઘટમાં બેઠો કાળ ખાય છે રે. સીતારામ૰
તારું જોબન જાશે, જરા આવશે રે;
તુંને ભાણે ભોજન નહિ ભાવશે રે. સીતારામ૰
તારાં વા'લાં વેરી થઈ લાગશે રે;
તારી દેહ દેખીને દૂર ભાગશે રે. સીતારામ૰
કાંઈક ધર્મ કરો, આડું આવશે રે;
તે તો જમના રે મારે મુકાવશે રે. સીતારામ૰

## ૧૪૨ : રામદે પીર

૧

આસો માસ પૂનમના વોરતિયા,
ઘર આવો માણુહું હું દા વે'વારિયા હો;
આપણ હીરે હીરે વણુજું કીજે એ હે જી. (ટેક)

એ વીરા દિલ કરો દરિયા,
સૂરત કરો બેડલી રે હે જી;
આપણુ હેડાંની હલકે મળી જે,
અસંખ જુગની હુઈ ઓળખાણું હે જી.
એક મારા ભાઈડા હે જી,
એવા કૂડિયા ને કપટ ને લોભી ને લાલચુ;
આપ-સ્વારથુ ઓછા ને હળવા હે જી,
તે મારા ભાઈડાનો સંગ ન કરીજે;
એ વીરા સારી સારી વસ્તુ વો'રિયે જી.
એક મારા ભાઈડા હે જી,
એવાં ગૂહાં ને ગરવાં સાચરાં શરીરાં;
પરઉપકારીને વળી ધરતી જેડાં હે જી,
તે મારા ભાઈડાનો સંગ કરીજે;
એ વીરા સારી સારી વસ્તુ વો'રિયે જી.

## ૧૪૩ : રામલાલ

૧

નિશદિન રામનામ રસ પીજે, સુંદર સમય વૃથા નહિ કીજે. (ટેક)
કામ ક્રોધ મોહ મદ આદિ, રિપુ પ્રબળ હોત નહિ દીજે;
સંત-શીલ-સંતોષ-શસ્ત્ર ગ્રહી, સબકો વશ કર લીજે. નિશ૦
તજી કુસંગ સતસંગ બૈઠકે, હરિચર્ચા નિત કીજે;
ઉઠત પેંઠ પાછો પછિતૈ હો, લેનો હોય સો લીજે. નિશ૦
યહ સંસાર અસાર સોચ કર, છિનછિન આયુ છીજે;
અતિ અમોલ તન ત્યાગ કીન પૈ, હુઈ હૈ કહા કર ત્રીજે. નિશ૦
દિન દિન ઓઝિલ હોત બાવરે, જ્યોં જ્યોં કામર ભીંજે;
રામલાલ જંજાલ કપટ તજ, હરિચરણુન ચિત્ત દીજે. નિશ૦

૨

ઐસો રામનામ ભય ટારા, મન ભજ લે આરંબારા. (ટેક)
જબ જબ વિપત્તિ પડે સંતનપૈ, તબ તબ કરત સહારા;
પ્રેમસે પ્રગટ હોત જલથલ મેં, જ્યોં પથરીસે અંગારા. ઐસો૦
દુષ્ટ દનુજ કુલદહન કૃપાનુ, ભક્તનકો રખવારા;
જો અપમાન કરત હરિજનકો, સો અભિમાની હારા. ઐસો૦
નિશદિન છોહ કરત પૈ, અધમ-ઉધારનહારા !
ભવસાગર મેં ડૂબત જાનિ, કોટિન પતિત ઉબારા. ઐસો૦
જાસુ નામ સુન કાલ ડરાઈ, જો ચાહત હૈ નારા;
રામલાલ ઐસો કરુણાનિધિ, કયોં મતિમંદ બિસારા ? ઐસો૦

૩

હર તજ રામ ભજો રે ભાઈ, જો ચાહો સુગત સુહાઈ. (ટેક)
બ્રહ્મા શેષ મહેશ શારદા, સનકાદિક સમુદાઈ;
ચાહત કૃપા કટાક્ષ જાસુકી, પ્રેમ સહિત ગુણ ગાઈ. હર૦
ઋષિ મુનિ ભેદ નહિ પાવે, કહી ન શકે પ્રભુતાઈ;
લીલા અગમ અપાર જગતમેં, દેખત હિ બનિ આઈ. હર૦
સુર નર નાગ અસુર સચરાચર, અમિત સૃષ્ટિ ઉપજાઈ;
અધિક સનેહ કરત સંતનપૈ, અઘ ઔગુન બિસરાઈ. હર૦
સંકટહરન કરન મુદ મંગલ, ભક્તિ મુક્તિ સુખદાઈ;
રામલાલ સોઈ રટિ લે નિરંતર, કમલચરણ ચિત લાઈ. હર૦

૪

તૈ મન રામનામ નહિ જાના, નરતનુ પાય કહાં સુખ માના ? (ટેક)
જાકો શેષ મહેશ જપત નિત, બેદ પુરાણ બખાના;
'નેતિ નેતિ' કહિ પ્રેમ સહિત ગુણ, કરે નિરંતર ગાના. તૈ મન૦

ખાના ખિરદ વિદિત જગમાંહી, સત્ય સંધ્યા પ્રણુઠાના;
લગત સદૈવ સાધુજન પ્યારે, પ્રેમ વિવશ ભગવાના. તે મન૦
અધમ તે અધમ જાય શરણાગતિ, જો તજિકે અભિમાન;
તાહુ દયાનિધિ દેત દયા કરિ, ભક્તિ-મુક્તિ વરદાના. તે મન૦
ઐસો કૃપાસિંધુ બિસરાઈ, કયાં તું સહે દુઃખ નાના?
રામલાલ હરિ ચરણુકમલરસ, કરો નિરંતર ગાના. તે મન૦

૫

મૈં મન બહુત ભાંતિ સમઝાયો, તેહિ પર તોહિ રામ નહીં ભાયો. (ટેક)
માતુ પિતા બનિતા સુત બાંધવ, નાતો નેહ બઢાયો;
લખિ ધન ધામ કામ બસ હુઈ સઠ, માયા જાલ ભુલાયો. મૈં મન૦
મેરો મેરો કરી સબહીને, ધૂતિ ધૂતિ ધન ખાયો;
સ્વાર્થકી કહી કહી સબ રોવે, અંત સમય જબ આયો. મૈં મન૦
જો શ્રમ કરિ ધન જોરિ ધરો થો, છિનમેં તાહિ છિડાયો;
કાઠ કબાર જોરિ ધરતા મેં, સબ મિલ તુરત જરાયો. મૈં મન૦
સબસે છૂટ ભયો જબ ન્યારો, તબ સિર ધુનિ પછતાયો;
રામલાલ હરિભક્તિ બિના શઠ, મિથ્યા જન્મ ગમાયો. મૈં મન૦

૬

મન તૂહિ સૂઝત નાહી અંગારી, સબ દેખ ચુકો હે વિછારી. (ટેક)
માતુ પિતા પરપિતા આદિ સબ, ગયે હાથ પગ ઝારી;
સોઈ મગ ચલતે હૈ યક દિન, તાકો સુરત બિસારી. મન તૂંહિ૦
જાન બૂઝ હુઈ કે અજાનવત્, તૃષ્ણા અધિક પસારી;
કરિ છલ છંદ મંદમતિ અઘકી, ધરી મોટ શિર ભારી. મન તૂંહિ૦
જાનત હૈ સંસાર સ્વપ્નવત્, માનત નાહી અનારી;
અહં ઈરષા છાંડિ સબનસે, બોલૈ ન ઐર બિસારી. મન તૂંહિ૦
નર શરીર ધર સુત વિત નારી, જિન્હેં લગી અતિ પ્યારી;
રામલાલ તિન ભૂલ રામપદ, જીતી બાજી હારી. મન તૂંહિ૦

૭

છલ તજી પ્રીતિ કરત નહિ હરિગે, મિથ્યા માલા ફેરત કરસે. (ટેક)
પૂજાપાઠ બહુત વિસ્તારે, ચંદન ચુપડે સિરસે;
પૈસા પૈસા રટત નિરંતર, લોભ ન ત્યાગત ઉરસે. છલ૦
હુઈ આધીન કરી વિનય બડાઈ, ધન ચાહત હૈ નરસે;
ધનદ ઈશકો જાનત નાહીં, હોત ધનીજા ઘરસે. છલ૦
સંતન સંગ સુમતિ નહિ પકડે, કંચનકો જી તરસે;
ઉષર બીજ જમે* નહિ કબહૂં, ચાહો જૈસી બરસે. છલ૦
યથા લાલ સંતોષ ન કરકે, ફિરત ફિરે કૂકરસે;+
રામલાલ જો વિમુખ રામપદ, સો નર ખલ સૂકરસે.× છલ૦

૮

હો હરિ તુમહીં પાર લગૈયા, ભવસિંધુ પરી મેરી નૈયા. (ટેક)
નીર ગંભીર પોત અતિ અજીર્ણ, પવન દેત ઝુકરૈયા;
ભંવર જારકે પડી ભંવરમેં, ઘૂમ દેત ઘૂમરૈયા. હો હરિ૦
કામ ક્રોધ જળજંતુ વ્યાધિ, હૈ ઉત્પાત કરૈયા;
ચિતવત ચારોં ઓર ચકિત હુઈ, સૂઝત હિતુ ન ભૈયા ? હો હરિ૦
એકો અંગ ઉપાય ન સૂઝે, વિદ્યા બલ ન રૂપૈયા;
સબ પૌરુષ વિચાર કે થાકયો, મીલિત ન કોઈ રખવૈયા. હો હરિ૦
દીનદયાલ દીન બિનતિ અબ, તુમ બિન કોન સુનૈયા ?
રામલાલ આધીન અધમકી, પાર લગાયો નૈયા. હો હરિ૦

૯

ભજન બિન જન્મ અકારથ ખોયો,
શઠ તેં નામ ડુબાયો. (ટેક)
બાલ-સમો સબ ખેલ ગંવાયો,
ગુન ઔગુન નહિ જોયો;

---

* ખારવાળી જમીન + કૂતરા પેઠે. × ભૂંડ જેવા.

તરુણ–સમય તરુણી રંગ રાચ્યો,
હુઈ અચેત ચિત સોયો. ભજન૦
મધ્ય બૈસ ધન ધામ લોભ કરી,
બીજ નરક હિત બોયો;
કરી છલ છંદ લૂટિ લોગન કો,
બોઝ પાપકો ઢોયો. ભજન૦
વૃદ્ધ ભયે ઇંદ્રિં સબ થાકી,
તૃષ્ણા નહિ વિછોયો;
મિથ્યા બોલ મલિન મન કીન્હોં,
સત્ય સલિલ નહિ ધોયો. ભજન૦
જબ જમદૂત આયકે ઘેરો,
કાયાનગર થથોયો;
રામલાલ તબ ચેત ચકિત હુઈ,
હરિકો શરણ ટટોયો. ભજન૦

૧૦

મન હરિચરણ ગહી રહીએ, પ્રભુ જો સહાય સોહિયે. (ટેક)
નિજ બુધ બલ ભરોસ કરી મૂરખ, માન મહત નહિ ગહીએ;
બૈરભાવ વિસરાય સબનસે, પ્રેમપ્રમોદ બઢેયે. મન હરિ૦
સંપતિ વિપતિ એક રસ ભુગિ હૈ, હર્ષ શોક નહીં ચહીએ;
યથા લાભ સંતોષ સદા કરિ, ધન્ય ધન્ય પ્રભુ કહીએ. મન હરિ૦
સમ દમ ચક્ર સત્ય કરિ શકટી, મન ચિત ઘોરી નહીએ;
મિથ્યા સોચ વિચાર અધિક કરિ, વૃથા દેહિ નહીં દહીએ. મન હરિ૦
સંતસંગ અનંગ જીતકે ભક્તિ નદીમેં બહીએ;
રામલાલ આનંદ સહિત નિત, રામનામ સુખ લહીએ. મન હરિ૦

૧૧

હો હરિ! દયાદૃષ્ટિ અબ કીજે, સબ દુઃખ દરિદ્ર હરી લીજે. (ટેક)
મૈં અઘ ઔગુન કીન્હે વિવિધ વિધ, તિનપૈ દૃષ્ટિ ન દીજે;
અધમઉધારન બિરદ તુમ્હારો, પાકો પાલન કીજે. હો હરિ૦
પૂજાપાઠ કછુ નહીં જાનું, ભજન સુનત મન ખીજે;
સંત ઉપદેશ હૃદય નહીં લાગે, જ્યોં પથ્થર ન પસીજે. હો હરિ૦
મન ચિકને મટકા સમ હુઈ ગયો, ભક્તિ ન દીન હીં ભીજે;
તજિ કુસંગ સતસંગ ગહે નહીં, કૈસે હરિરસ પીજે. હો હરિ૦
સબ ઔગુન વિસરાય શરણુ હૈ, દાસ આપકો કીજે;
રામલાલ આધીન અધમકો, ભક્તિ–મુક્તિ બર દીજે. હો હરિ૦

૧૨

સબ તજી રામનામ ભજું ભાઈ, જો બિગરી ચાહો બનાઈ. (ટેક)
સંયમ નેમ સુકર્મ ધર્મ કરી, દયા વિનય ઉર લાઈ;
કામ ક્રોધ મદ મોહ આદિ શત્રુ, સબ કીજે અવશ બનાઈ. સબ૦
સત્ય–નીર સંતોષ–સરોવર, મન અસ્નાન કરાઈ;
હરિ વિશ્વાસ હિયે ધરિ દૃઢ કરી, મમતા મલે બહાઈ. સબ૦
જો હરિ ધ્યાન ધરે નિશ્ચય કરી, પ્રેમ–પ્રતીતિ બઢાઈ;
ભવસાગરસે પાર હોત સો, બિન શ્રમ બિન કઠિનાઈ. સબ૦
અધમસે અધમ મલિનમતિ પાપી, નામ લેત તર જાઈ;
રામલાલ અતિશય કૃપાલ હરિ, ભજીએ મન ચિત લાઈ. સબ૦

૧૩

મન હરિચરણકમલ રસ પીજે, નરતન પાય સુફલ કર લીજે. (ટેક)
મિથ્યા હૈ સંસાર સત્ય, શ્રીરામ નામ ચિત દીજે;
સુધાસમુદ્ર સમીપ છાડિ લખિ, મૃગજળ દૌર ન કીજે. મન૦
માયાકા હૈ જાલ જગત, કયા, લૈયા ઔર ભતીજે;
હૈં અપને સ્વારથકે સાથી, તૂ કયોં ભૂલી પતીજે? મન૦

લોભ ફાંસ મેં જીવ મંદમતિ, ફૂંસકર પીછે ખીજે;
નિજ કરતૂતિ ભૂતિ બસ હુઈ કે, શિર ધુનિ ધુનિ કરમીજે. મન૦
મમતા મોહિ નદીધારામેં, સપનેહુ પાંવ ન દીજે;
રામલાલ ભવપાર હોન હિત, હરિપદ નૌકા કીજે. મન૦

૧૪

હરિ સન જો નહીં પ્રેમ બઢાવે, સો તન ધરી કહા ફલ પાવે. (ટેક)
પર-ઉપકાર દયા દીનનપેં, નામ લેત તર જાઈ;
પરમ ધર્મ જીવનકી રક્ષા, હિંસક બૂરો કહાવે. હરિ૦
દ્રોહ દ્વેષ કરી અહં ઈર્ષા, કહા બડપ્પન પાવે;
કોમલ બચન મધુરતા સાને, બોલત કહા નસાવે. હરિ૦
કર્મ શુભાશુભ જાન બૂઝ શઠ, વિષયભોગ મન લાવે;
સ્વાદ હેતુ રોગી કુપથ્ય કરી, જ્યોં નિજ રોગ બઢાવે. હરિ૦
નરદેહીકો ધર્મ છાંડ જો, અકર્મ મનમેં લાવે;
રામલાલ સો પલટ સુધારસ, મૂઢ હલાહલ ખાવે. હરિ૦

૧૫

મૈં અતિ અધમ કુટિલ ખલ કામી,
નિશદિન અઘ ઔગુનકો ધામી. (ટેક)
કપટ દંભ પાખંડ હિયે મેં અહં ઈર્ષા જામી;
લોભી લંપટ લોલુપ ભારી, દ્વેષી દુષ્ટ સુદામી. મૈં અતિ૦
પર અકાજકો શૂરવીર અતિ, મતિમંદ કુમારગગામી;
વિષયવાસના બસત ચિત્તમેં, કામ ક્રોધ અરુ ચામી. મૈં અતિ૦
તુમ દેખત ઔગુન બહુ કીને, ઐસો નિમકહરામી;
વિનય કરત અબ લાજ લગત હૈ, તુમ પ્રભુ અંતર્યામી. મૈં અતિ૦
કોહિ ન પતિજ અજામિલ સાથી, તારિ દિયે તુમ સ્વામી;
કઠિન તારવો રામલાલ કો હૈ પતિતનમેં નામી. મૈં અતિ૦

૧૬

હૈ હરિનામ સંજીવન બૂટી, યહ જગ ઔષધ જાનો ઝૂઠી. (ટેક)
સમ-દમ-સત્ય સિલૌટી કરકે, પ્રેમ ખટોના કૂટી;
સૂરતકી સાફી છાન સંતજન, પિયત રામરસ ઘૂંટી. હૈ૦
સંયમ-નેમ-પથ્ય નિત્ય કીન્હે, જડતા જૂડી ટૂટી;
સુમતકી ચટની ચાટત ગરમી, વિષયવાસના છૂટી. હૈ૦
મમતા મેલ નિકાર હિયે મેં, ભક્તિ અકુર્યા ફૂટી;
મન ચંચલ સ્થિરતા પકડી, બંધ જ્ઞાન ધ્યાનકી ખૂટી. હૈ૦
રામલાલ ઐસી ઔષધિકો, કૌડી લાગે ન ફૂટી;
હરિરસ પાગ ખાય બલ પાઈ, લેઈ અમરપદ લૂંટી. હૈ૦

૧૭

જો પ્રભુ ત્રિભુવન નાથ કહાવે, તાસોં કયો નહીં ધ્યાન લગાવે? (ટેક)
રીતે ભરે ભરે ઢરકાવે, અદ્‌ભુત ચરિત દિખાવે,
રાવસે રંક રંક અવનિપતિ, છિનમે કરી દિખરાવે. જો પ્રભુ૦
કીડીકો કન કુંજરકો મન, કાહ વિવિધ પહુચાવે?
દૃઢ વિશ્વાસ કરે જે હરિકો, ભૂખ ન મરન ન પાવે. જો પ્રભુ૦
જ્યોતિષ પઢ જપ દાન બતાવે, ઔષધિ ઐદપિ આવે;
રામકૃપા વિન સુફલ ન હોઈ, નાહક મન ભટકાવે. જો પ્રભુ૦
ભક્તિ-ધ્રુજા ફહરાત દેખ પદ, બિપદ નિકટ નહીં આવે;
રામલાલ હરિચરણશરણ ગયે, કબહૂ કષ્ટ ન પાવે. જો પ્રભુ૦

૧૮

ભજ હરિ ચરણકમલ સુખદાઈ, ઐસો સુંદર નરતનુ પાઈ. (ટેક)
જલકણસે તન અગટ કિયો કરી, વિવિધ ભાંતિ ચતુરાઈ;
તામે તોહિ રાખિ પ્રભુ પાળ્યો, રુધિર સે દૂધ બનાઈ. ભજ હરિ૦
પુનિ રક્ષા અનેક વિધિ કરિકે, નિજ મહિમા દિખરાઈ,
કામ ક્રોધ મદ મોહ આદિને, તેરી મતિ બૌરાઈ. ભજ હરિ૦

કુલ કુટુંબ સંપત્તિ સંતાના, નારી સુરત સમાઈ;
જગકર્તા-હર્તા ભયહારી, તાકી શુદ્ધ વિસરાઈ. ભજ હરિ૦
અબહુ ચેત અચેત મંદમતિ, ચેતનિકી વિરિયા આઈ;
રામલાલ ભગવાન-ભજન બિન, કરિ હૈ કૌન સહાઈ. ભજ હરિ૦

૧૯

હો હરિ, તુમ બિન કૌન હમારો ?
જો બૂડત ભવસિંધુ ઉબારો. (ટેક)
મૈં મતિમંદ કુટિલ ખલ કામી, અહં ઈરષા વારો;
કામ ક્રોધ અરુ લોભ વિવશ, મમતા મદમે મતિ વારો. હો હરિ૦
હરિરસ વિમુખ વિષયરસ ભોગી, જ્યો ભુજંગ હૈ કારો;
ચલત કુપંથ સુપંથ છાંડિકે, લોક બેદસે ન્યારો. હો હરિ૦
મેરે શિરપે બોઝ ધરો લખિ, અઘ ઔગુન કો ભારો;
ધિક્ ધિક્ કહિકે નાક સંકોડે, કુંભીપાક વિચારો. હો હરિ૦
અગનિત અધમ તરે જગમાહીં, લે લૈ નામ તુમ્હારો.
નામ લિયે બિન રામલાલ કો, કરો નાથ નિસ્તારો. હો હરિ૦

૨૦

રે મન રામનામ ક્યો ભૂલા ? સુમરત હોત પાપ નિર્મૂલા. (ટેક)
ચંચલ ચિત થિર રહત ન છિન ભર, જ્યોં સાવનકો ઝૂલા;
ધન જોબન અભિમાન સહિત મદ, મત્ત ફ્રે અતિ ફૂલા.
રે મન૦
યા કાયાકો ગર્વ ન કીજૈ, માટી કો હૈ મદુલા;
ઈક દિન ફિર માટી મિલ જૈ હે, લગત કાલકી હુલા.
રે મન૦
મૈં જીવન જગ ઐસો દેખો, જૈસો જલ બલબૂલા
તું અપને કો અમર સમઝ રે, રહત ભજન પ્રતિકૂલા.
રે મન૦

## ૧૪૪ : રામસિંગ

૧

સમરી લે સીતારામ, અંતે એ જ આવશે કામ. (ટેક)
ઉત્તમ મળી આ દેહ મનુષ્યની, ગુમાવ નહિ નકામ;
પૂર્ણ પ્રેમ ધરીને નિત્ય નિત્ય લે તું મુખથી નામ. સમરી લે૦
પ્રભુ છે સુખના સાગર, જેને સેવે દેવ તમામ;
ચિત્ત એકાગ્રે ભજતાં તેને, અંતર થાશે આરામ. સમરી લે૦
કથા, કીર્તન, સેવા, સુમરણ, એ ઠરવાને ઠામ;
રામસિંગ કહે તેથી પામીશ, બ્રહ્માનંદ સુખધામ. સમરી લે૦

## ૧૪૫ : રામાનંદ

૧

વારી જાઉં રે વ્હાલીડા વૈકુંઠવાસી રે નમું નમું
અલખ પુરુષ અવિનાશી રે નમું નમું.
હરિજનના હિતકારી રે નમું નમું
અવતારના અવતારી રે નમું નમુ.
ભૂધર બ્રહ્મણ્ય દેવ રે નમું નમું.
સુરવર મુનિવર સેવ્ય રે નમુ નમુ.
વિશ્વંભર વિશ્વેશ રે નમું નમું.
સારંગપાણિ સુરેશ રે નમું નમું.
સદ્‌ગુણના પ્રભુ સિંધુ રે નમું નમું.
દામોદર દીનબંધુ રે નમું નમું.
પતિત-પાવનકારી રે નમું નમું.
ગોવિંદ ગિરિવરધારી રે નમુ નમું

અનંત લોચન ઈશ રે નમું નમું.
જગજીવન જગદીશ રે નમું નમું.
અખિલ જગ–આધાર રે નમું નમું.
કોટિ ભુવન કિરતાર રે નમું નમું.
સત ચિત્ આનંદ રૂપ રે નમું નમું.
ભૂધર ભક્તોના ભૂપ રે નમું નમું.
વિશ્વથી વેગળો વાસ રે નમું નમું.
પ્રેમીજનને છો પાસ રે નમું નમું.
પરબ્રહ્મ અક્ષર પાર રે નમું નમું.
બાવનથી છો બહાર રે નમું નમું.
બળવંત બેલી છો બાપ રે નમું નમું.
ટાળી દો ભવના તાપ રે નમું નમું.
અઢારમાં અગમ્ય રે નમું નમું.
સંત પ્રસંગે સુગમ્ય રે નમું નમું.
હરિજનથી છો દૂર રે નમું નમું.
ઝીણામાં ઝીણા જરૂર રે નમું નમું.
મેરુ થકી પણ મોટા રે નમું નમું.
ખળને તો લાગો છો ખોટા રે નમું નમું.
ઈશ્વર અંતરજામી રે નમું નમું.
શેષ મહેશના સ્વામી રે નમું નમું.
અવગુણ કોટિ અમારા રે નમું નમું.
સદ્‌ગુણ સર્વે તમારા રે નમું નમું.
નાથ નિરંજન નિત્ય રે નમું નમું.
પરખો છો અંતરની પ્રીત રે નમું નમું.
વડાઈ આપની વિચારો રે નમું નમું.
ત્રિકમ ભવજળ તારો રે નમું નમું.

પદ પૂરણ જે ગાશે રે નમું નમું
પ્રભુ રામાનંદના પ્રસન્ન થાશે રે નમું નમું.

૨

લાગ્યા શબ્દના બાણ રે, એના પ્રેમે વીંધાયલ પ્રાણ;
ભજનમેં ખૂબ ખેલના હોજી વો રે,
જેને લાગ્યા શબ્દનાં બાણજી. (ટેક)
સાહેબકા ઘર દૂર હૈ બંદા, જૈસી લબી ખજૂર;
ચડે તો રામરમ ચાખ લે મન, પડે તો ચકનાચૂર. ભજનમેં૦
માખી બેઠી મધપે બંદા, પાખડિયે લપટાય;
ઊડણકા સંશય ભયા મન, સમજ સમજ પસ્તાય. ભજનમેં૦
તેરા સાહેબ તુજમેં બંદા, જ્યું પથ્થરમેં આગ;
જો ચાહે દીદારકું મન, ચકમક હોઈને લાગ. ભજનમેં૦
કયા બખતરકા પહેરના બંદા? કયા ઢાલોકી ઓથ;
શૂરા હોય તે સન્મુખ રહેવે, એક ભજનકી ચોટ. ભજનમેં૦
હાડ જલે જ્યું લકડી જલે, અને જલ જલ જલે શરીર;
રામાનંદકી ફોજમેં એક, સન્મુખ લડે કબીર. ભજનમેં૦

## ૧૪૬ : રાવો ભક્ત

૧

આવજો આવજો આવજો રે,
અમે રાસ રચ્યો છે, સૌ આવજો.
રે ગોરી ગરબે રમવા સૌ આવજો રે,
સૌ સરખી સાહેલીને લાવજો રે,
અમે રાસ રચ્યો છે, સૌ આવજો.
નવરાત્રિ રાસ અમે માંડ્યા છે આજે,
રૂડી રાતલડી અજવાળી રાજે;

રે તમે હૈયાના ભારને ઉતારજો રે,
અમે રાસ રચ્યો છે, સૌ આવજો.
આંગણે અમારે સ્વર્ગ ઉતારશું,
દેવ–દેવીને રાસ રમવા બોલાવશું;
રે અંબા બહુચરી ને કાલિકા તેડાવશું રે,
અમે રાસ રચ્યો છે, સૌ આવજો.
અંબાની આશિષ ને દુર્ગાની દયા,
લક્ષ્મીની લહેર ને કાળીની કૃપા;
રે તમને જોઈએ તો વહેલાં પધારજો રે,
અમે રાસ રચ્યો છે, સૌ આવજો.
દિલનાં નૈવેદ્ય ને હૈયાના હોમ છે,
ચિત્તનાં ચંદન તણી પૂજાનો નેમ છે;
રે બહેની ભક્તિનાં જળ ભરી લાવજો રે,
અમે રાસ રચ્યો છે, સૌ આવજો.
માતાના રાસ અને શક્તિનાં ગાણાં,
ગાવાને ગોરી આ આવ્યાં છે ટાણાં;
રે ભક્તિગાન ગાઈ માને રિઝાવજો રે,
અમે રાસ રચ્યો છે, સૌ આવજો.
દેવીઓ ને જેગણીઓ જાતે પધારશે,
ચોકે ચોકે રૂડા રાસ રચાવશે;
રે તમે આવ્યા અવસરને વધાવજો રે,
અમે રાસ રચ્યો છે, સૌ આવજો

૨

બેડો બાઈ બૂડતો તારો રે, અબે આઈ પાર ઉતારો. (ટેક)
આ બેપે હું તો ઘણું કમાયો, ભર્યો અનગંળ માલ;
મધ્ય દરિયા વચ્ચે તોફાન લાગ્યુ, શા રે થાશે હાલ? બેડો૦

ખલાસીઓ તો ખડખડ કરે છે, મહા જુલમ મનમાંય;
માલધણી વિમાસી રહ્યો છે, ડોલ્યું દરિયા માંય. બેડો૦
મધ્ય દરિયા વચ્ચે ડોલ્યું માતાજી, વહાણને નથી વિશ્રામ;
એક નામનો આશરો તારો, કરો સેવકનાં કામ. બેડો૦
ઊંચું જોઉં તો આભ માતાજી, નીચું જોઉં તો નીર;
બાળાશક્તિ મારી બૂમ સાંભળજે, સાજું રાખો શરીર. બેડો૦
કુવાયરાની લહેરો લાગી, ને મોજાં તણી શી વાત?
અપશુકનની આ વેળા આવી છે, ધાઓ ધાઓ અંબે માત! બેડો૦
હાથ થકી નેજા છૂટ્યા, સઢ પણ ઠંડાતોડ;
અંતસમેની આ વેળા થઈ હવે, મોટે ભાલ છે મોડ. બેડો૦
ડુંગરીએ તો દવ લગાડેલા, પૂર્વ કીધેલાં પાપ;
એક પહોરથી સ્તુતિ કરું છું, આવોને આપોઆપ. બેડો૦
અરધું વહાણ અર્પણ કીધું, સાક્ષી ઊંચો આભ;
આ અવસર આરાસુરી આવો, નથી ખાવો મારે લાભ. બેડો૦
જગતજનેતા સ્તુતિ સુણી થયાં, વાઘ ઉપર અસવાર;
જહાજ ઉપર જઈ ત્રિશૂળ ઝપેટ્યું, તાર્યું તે જળ મોઝાર. બેડો૦
વેપારી તો અચરજ પામ્યો, આવ્યું મનમાં વહાલ;
કર જોડી રાવો ભક્ત ભણે છે, અરપી દીધો માલ. બેડો૦

## ૧૪૭ : રૂપાંદે રાણી

૧

એ રાવળ માલા આ દલ ખોજો તો,
માયલાને જાણજો. (ટેક)
એ રાવળ માલા તાર વિના,
તુંબા કયું બજેલા હે જી ? એ રાવળ૦

એ રાવળ માલા જ્ઞાન રે હીણા,
વાકું ગુરુ નવ કરણાં હે જી;
અરે સુરતી વિનાના કેસા ચેલા,
હે રાવળ માલા, આ દલ. ખોજો૦

એ રાવળ માલા કોઈ દિન દાતા ને,
કોઈ દિન ભુક્તા હે જી;
કોઈ દિન બાલુડાને વેશે હોય રે,
રાવળ માલા, આ દલ. ખોજો૦

એ રાવળ માલા પ્યારકી જણુસ તો,
માગીને લેણાં હે જી;
એ તો અરથ સરે ને પાછી દેણાં રે,
રાવળ માલા, આ દલ. ખોજો૦

એ રાવળ માલા ભખર નારી વાકો,
સંગ ન કરણાં હે જી;
તાકું હાથ જોડીને દૂર નેણાં રે,
રાવળ માલા, આ દલ. ખોજો૦

એ રાવળ માલા પરાઈ બેટી તો,
જનની કરી જાણનાં હે જી;
તાકું બેની કહી બોલાવનાં રે,
રાવળ માલા, આ દલ. ખોજો૦

એ રાવળ માલા ગુરુને ગતાપે,
સતી રૂપાંદે બોલ્યાં હે જી;
એ તો બોલ્યાં છે અગમ જુગની વાણી રે,
રાવળ માલા, આ દલ. ખોજો૦

૨

વિશ્વાસી નરને વડેરો મહારાજ રે;
નગ નુગરાસુ નેડો ન કરીએ જી. (ટેક)
હે પ્રથમ ધણીનો પાટ મંડાણો રે જી;
ત્યાં ઝળહળ જ્યોત બિરાજે. માણુરાજ રે૦
હંસલો ને બગલો એકવરણા રે જી;
ઈ તો બેઠા સરોવરની પાળે. માણુરાજ રે૦
હંસાને ચારો રૂડાં મોતીડાંનો રે જી;
પાપી બગલો તે જીવને મારે. માણુરાજ રે૦
ખોટું સાચું બોલી ભર્યો મંડળમાં રે જી;
ઠાલો બજારમા મહાલે. માણુરાજ રે૦
ઉમરઅીની ચેલી સતી રૂપાદે બોલ્યાં રે જી;
મારાં સાધુડા અમરાપુરમા માણે. માણુરાજ રે૦

## ૧૪૮ : ઋષિરાજ

૧

સખિ! જો જો રે ડોલરિયો, મોરલી વગાડી વા'લે મોહ પમાડ્યા;
હારે એનો ચાળો જાદુડાનો ભરિયો, કાલિંદી કાંઠે ઊભા છે. (ટેક)
ભીને વાને કા'ન ભલા શોભે છે,
હાં, રે એને હાર ગુંજાનો ગળે ધરિયો. કાલિંદીને૦
જેમ કે'તા તેમ નાચતો નાનડિયો,
હાં, રે એવો કા'નકુવર કેસરિયો કાલિંદીને૦
માકડલાને સાથે વહાલો માખણ મંગાવે,
હાં, રે મારા ફળિયામાં ઘેરઘેર ફરિયો. કાલિંદીને૦
વઢકારી નારીઓ કે' છે વઢકણો,
હાં, રે મુંને લાગે ડા'પણનો દરિયો. કાલિંદીને૦

પ્રાણજીવને પીળાં પહેર્યાં પીતાંબર,
હાં, રે માથે મુકુટ મનોહર ધરિયો. કાલિંદીને૦
રંગીલાનાથ ઋષિરાજના રૂપાળા,
હાં, રે સખી આપણાં સારુ અવતરિયો. કાલિંદીને૦

૨

ઠુમરીની ચાલ

જૂઠું જૂઠું જીવતર ખરું જાણમાં રે. (ટેક)
જૂઠી જનની જૂઠી જાયા, જૂઠી મોહ ભરેલી માયા;
કાચ–કુંપો છે કાયા, મમતા તાણ મા રે. જૂઠું જૂઠું૦
સદાય આ સંપદા નહિ સાચી, તે દેખી ન થઈએ રાજી;
આતશબાજી, આશા લાંબી આણ મા રે. જૂઠું જૂઠું૦
ગગને જામ્યો વાદળગોટો, પાણીમાં પ્રગટ્યો પરપોટો;
ખેલ બધો એમ ખોટો, મૂરખ માણ મા રે. જૂઠું જૂઠું૦
ધીરજ રાખી મનમાં ધારે, બ્રષ્ટપણું છે મનમાં ભારે;
નરક ભર્યું નવ દ્વારે, વપુ વખાણ મા રે. જૂઠું જૂઠું૦
ફેલ કરીને ફોકટ ફટકયો, ઈશ્વરને ચરણે નવ અટકયો;
ભેદ વિના તું ભટકયો, ચારે ખાણમાં રે. જૂઠું જૂઠું૦
પરખી લેને પુરુષ-પુરાણી, જગમાંથી ગુણ જોને જાણી;
પૃથ્વીમાં જેમ પાણી ઠેરે નીચાણમાં રે. જૂઠું જૂઠું૦
જાચે તો જગજીવન જાચે, નાચે તો હરિ આગળ નાચે;
ઋષિરાજકે રાચે, સંત સવાણમાં રે. જૂઠું જૂઠું૦

૩

માયામાં મનડું મોહ્યું રે, પામર પ્રાણી!
પ્રભુ માંહે ચિત્ત ન પ્રોયું રે, પામર પ્રાણી! (ટેક)
જીવડલા, ઊંધે માથે તું દશ મહિના ઝૂલ્યો;
તે દહાડા હવે ભૂલ્યો રે, પામર પ્રાણી! માયામાં૦

જોને તું તો બળતો'તો જઠરાની ઝાળે;
ઉગાર્યો દીન દયાળે રે, પામર પ્રાણી! માયામાં૦
કરડતા તારી કાયા કરમિયા ને કીડા;
પરસ્તાતો પામી પીડા રે, પામર પ્રાણી! માયામાં૦
ખાટું ને ખારું તીખું જનેતા તારી ખાતી;
તે થકી બળતરા થાતી રે, પામર પ્રાણી! માયામાં૦
મુઝાતો મૂરખ આળા તે ચામડાની માહીં;
ત્રિકમજી બેઠી ત્યાહીં રે, પામર પ્રાણી! માયામાં૦
ગોઆરા તેં તો મળ-મૂતરમાં ખાધા ગોથાં;
પુછાવી જોને પોથાં રે, પામર પ્રાણી! માયામાં૦
સંભાર્યા સાતે મહિને ઋષિરાજ કહે છે સ્વામી;
અલબેલો અંતરજામી રે, પામર પ્રાણી! માયામાં૦

૪

રાગ કાલિંગડો

જીવડલા, આજ કે કાલ જાવું, ઊડી જાશે રાખ થઈ તન આવું (ટેક)
પડ્યાં જાળે પંખી પકડાશે, ખીલ્યાં કમળ ખચિત કરમાશે;
જન્મ્યા તે તો જરૂર મરી જાશે. જીવડલા૦
ગયા ગાદીપતિ ખાઈ ગોથાં, મૂકી ચાલિયા પંડિત પોથા,
થયા થોરે સડી સડી થોથા. જીવડલા૦
ખમા કહેવાતાં પડતા આખડતાં, જેને ચતુરંગી પૂંઠે દળ ચઢતાં;
એના નામ હવે નથી જડતા. જીવડલા૦
નવા પોશાક પહેરી નીકળતા, મોટા મહીપતિઓને જઈ મળતા;
એવા ભાળ્યા મસાણમાં બળતા. જીવડલા૦
ફૂલો કાને લટકાવી ફરતા, ધમક ધમક ધરણીએ પગ ધરતા;
એને દીઠા ઠાઠડીઓમા ઠરતા. જીવલડા૦

ચેહમાં પડ્યા કૈંક વરસ પચીસે, કેટલાક તો વહી ગયા વીસે;
ત્રિયા મેલી ટળવળતી ત્રીસે. જીવડલા૦
નમ્ર થઈને ન કોઈને નમતા, જેના મનમાં હતી બહુ મમતા;
ભાળ્યા ભૂંડા હાલે એને ભમતા. જીવડલા૦
લક્ષ–ક્રોડપતિ કંઈક લોકો, હાથે ઝાલતા હેમનો હોકો;
તેની પડી ગઈ ઓચિંતી પોકો. જીવડલા૦
જેને ઘેર ત્રંબાળુ ગાજે, વળી વાજાં તે છત્રીસ વાજે;
એવા જળતા જોયા ઋષિરાજે. જીવડલા૦

૫

લાવણી

જમ દે નિત્ય ઝપાટા રે, કોઈ ચેતનહારા ચેતો. (ટેક)
ઠીઠીઠીઠી દાંત કરો શું? પળમાં બગડે પીઠી;
દીઠીદીઠી ઘણાની બગડી, ચડપ આવી ગઈ ચીઠી. જમ દે૦
માત–પિતા જાણે, સુત મારો થાય દિન દિન મોટો;
મોત નજીક આવે છે એક દિન, ખેલ થશે, ભાઈ! ખોટો. જમ દે૦
બંધુ જાણે બાંધવ મારો, જીવો જુગો જુગ જોડી;
કાળ અચાનક આવી પકડશે, તરત નાખશે તોડી. જમ દે૦
નારી જાણે મુજ નાવલિયો, અમર તપો અવિનાશી;
એક દિન જટિયાં ઝડપ ઊતરશે, કરશે કાળ ઉદાસી. જમ દે૦
સોળ અંગ શણગાર સજીને, રોબડ શાં શું રીઝો?
એક દિન લાલ વેરાગણ બનવું, વેશ બદલવો બીજો. જમ દે૦
દર્પણ લઈ શું મુખડું દેખો? સમજો જમની શેહમાં;
એક દીન કરશે કાળ હળાહળ, ચડપ સુવાડે ચેહમાં. જમ દે૦
દારા પુત્ર પરિવાર ત્યજીને, જાવું મિલકત મેલી;
ઋષિરાજ રઘુનાથ વિના નથી, કોઈ બરાબર બેલી! જમ દે૦

## ૧૪૯ : રંગીલાલ

૧

યે ભેષ હમેં અતિ ભાયા હૈ. (ટેક)
છોડ દિયા સબ માલ ખજાના, હીરા મોતી લુટાયા હૈ;
ફેંક ફાક કે શાલ–દુશાલા, જગસે ચિત્ત ઉઠાયા હૈ. યે૦
લોકલાજ કુલ કાન છોડ સબ, મન માશૂક લુભાયા હૈ;
ધીરજ ધર્મ સબી છોડા તબ, મજા ફકીરી પાયા હૈ. યે૦
જંગલમેં અબ રમતા હૈ દિલ, બસ્તી મેં ઘબડાયા હૈ;
માનુષ ગંધ ન ભાતી હૈ સંગ, મરકટ મોર સુહાયા હૈ. યે૦
ચાક ગરે બાંદર કે દમદમ, આહેં ભરના ભાયા હૈ;
રંગીલાલ કો ઇશ્ક રૈન દિન યે સબ ખેલ ખિલાયા હૈ. યે૦

## ૧૫૦ : લખમોજી

રાગ આશાવરી

૧

છું જગદંબા, તમારે શરણે! (ટેક)
માત–તાત–ગુરુ–બાંધવ–સ્વામી;
આપ એક છો મારે. શરણે૦
આપ વિના સંકટ–સાગરથી;
નહિ માત! કોઈ તારે. શરણે૦
સદાય સેવક લક્ષ્મીદાસને,
પ્રીતે રાખો પાસે. શરણે૦

૨

રાગ-અમો અબળાને માયા

મુંને ભરુંસો એક તારો રે, તારો રે તારો, માત તારો! (ટેક)
ત્રિવિધના તાપે તનડું, તપે છે મુઆયે મનડું;
કરુણામૃત દૃષ્ટિ કરી ઠારો રે, ઠારો રે ઠારો, માત ઠારો! મુંને૦
ભયંકર ભવસાગરથી, બનો બૂડતાંના બેલી;
ગ્રહી કર તંતે મુને તારો રે, તારો, માત તારો! મુંને૦
પ્રણતને પાળનારાં, ભય-ભીડ ભાંગનારાં;
અધમને, જગદંબા, ઉદ્ધારો રે, ઉદ્ધારો રે, માત ઉદ્ધારો. મુંને૦
સ્મરું શ્યામ સ્નેહે લક્ષ્મીદાસને દયાળાં દેવી!
ક્ષણું એક કરશો નહિ ન્યારો રે, ન્યારો, માત ન્યારો. મુંને૦

૩

ખલ ખૂબ બનાયા, માંહી અમર પુરુષ પધરાયા,
મેરા દાતા, ખલકા ખૂબ બનાયા! (ટેક)
સુખમણ નારી સૂતર કાંતે, સુખમણ તાર મિલાયા રે જી;
તીન તાંતકી નળી બનાઈ, પાંચ તંતકા તાણા. મેરે૦
આપ કવેશ્વર વણકર બેઠો, તરિયા તાર મિલાયા રે જી;
નવ માસ તો વણતાં લાગ્યા, પચરંગી રેજા બનાયા. મેરે૦
સતકી સૂઈ, શબદકા ધાગા, સીવણહાર કિરતારા રે જી;
ટુકડા ટુકડા ભેલા કરી ડાલા, સાંધા ઠીક ઠેરાયા. મેરે૦
સદ્‌ગુરુ-સ્વામી સતકા નાતી, શૂંન શિખર ગઢ મેરા રે જી;
દોઈ કર જોડી લખમો બોલ્યો, હરદમ બોલ્યા પ્યારા. મેરે૦

૪

હેડી હેડી ગોઠાં કીજે, મન માહેલા હેડી હેડી;
જેથી પેરે સદ્‌ગુરુ સાહેબો રીઝે, મન માહેલા. (ટેક)
મન કર બકરા તન કર સકરા, શબ્દકા ઝટકા દીજે;
કુબુદ્ધિ છાલરી દૂર કરીએ, તો તત્ત્વ તત્ત્વ ગણી લીજે. મન૦

મન કર ચૂલા તન કર હડી, સિધા સિધા આધણુ દીજે,
કુબુદ્ધિ લકડી ઇંધન કરીને, ફૂક જ્ઞાનકી દીજે મન૦
લાલચ લસણુ ક્રોધ કર કચરી, મમતારા મરચા વાટીજે;
હલદી ધાણાનો લોભ ન કીજે, તો સર્વ મસાલો વાટીજે. મન૦
કોરા આધણુ દીજે કહોજી, તો ક્રોધ લકડીને શબ્દ ફૂક દીજે,
સબ સતન મિલ પાવ બેઠે, તો રુચતા રુચતા લીજે,
દોય કર જોડી માળી લખમો બોલ્યા, ભાવ ભર્યો મન ભીજે. મન૦

## ૧૫૧: લલિત કિશોરી

૧

ઝૂલણા

અજી હરિ નામ ભજો હરિ નામ ભજો (ટેક)
દુનિયાકે પરપચોમે હમ, મજા નહી કુછ પાયા હૈ;
ભાઈ-બધુ-પિતા-માતા-પતિ, સબસે ચિત અકુલાયા હૈ હરિ૦
છોડ છાડ ઘરબાર નામ કુલ, યહી પથ મન ભાયા હૈ,
લલિત કિશોરી યુગલચરણુમે, અબ હમ નેહ લગાયા હૈ હરિ૦

૨

નિત હમ હરિગુણ ગાવૈ સજની,
નિત હમ હરિગુણ ગાવૈ હેરી! (ટેક)
પવન પાન કર રહે મહિનો,
અન્ન-પાન નહી ખાવે હેરી!
પાની પીવે ન સોવૈ નિશદિન,
બૈઠિ સમાધિ લગાવૈ હેરી! નિત૦
ખુલ ગઈ પલક કભી છિનભર,
તો લેકર બીન બજાવૈં હેરી!

યમુના-કુલે બટતર-મૂલે,
દિલબર કે ગુણ ગાવેં હેરી! નિત૦
તરહઁ તરહઁ કે આસન કરકે,
નિર્ગુણ ધ્યાન લગાવેં હેરી!
ભેદ સુષુમ્ના નાડી મારગ,
ઊરધ પ્રાણ ચડાવેં હેરી! નિત૦
તુરંત ખેચરી મુદ્રા કેવલ,
તન સમેત ઊડ જાવેં હેરી!
લલિતકિશોરી નિરંજન બન,
મૈં યોગી યુગતિ જગાવે હેરી! નિત૦

૩

તજ દીની જબ દુનિયા-દોલત, ફિર કોઈ કે ઘર જાના ક્યા?
કંદ મૂલ ફૂલ ખાય રહેં નિત, ખટ્ટા મીઠા ખાના ક્યા? (ટેક)
છિનમેં શાહી બકસેં હમકો, મોતીમાલ ખજાના ક્યા?
લલિતકિશોરી રૂપ હમારા, જાનેં નહીં તહઁ જાના ક્યા? તજ૦

## ૧૫૨ : લાખો

૧

નાથ! તમે નિર્ધનિયાનું છો નાણું, ભાસો અખૂટ હીરાની ખાણું. (ટેક)
કુંવરબાઈનુ આવ્યુ સીમંત ત્યારે, નરસિંહ પાસે નહોતું નાણું;
મામેરું લઈને પ્રેમે પધાર્યા, ત્રિકમે સાચવ્યું ટાણું. નાથ૦
મીરાંબાઈ પર મહેર કરી ઘણી, ઝેર જે વખતે પીવાણું;
ઘટઘટમાં ગોવિંદ દેખાણા, ઠાલું રહ્યું ન ઠેકાણું. નાથ૦
ગુગળીઓએ ગર્વ કર્યો, ન'તું જાણ્યું વાશે કેવું વહાણું?
વાલ સવા થઈ સામા ઊભા, ગંગાનું માહાત્મ્ય ગવાણું. નાથ૦
મુક્તાફળ બહુ મોંઘાં કીધાં, ને સોંઘું કીધું અતિ દાણું;
હરિગુરુ-વચને બોલે લાખો, આખી ઉંમરમાં જણાણું. નાથ૦

૨

નાથ! તમે તુલસીના પત્રે તોલાણા.
એવા ગુણુ તો ગોવિંદના ગવાણા. (ટેક)
બોડાણે બહુ નામીને સેવ્યા, તો પ્રેમબ ધનમા બ ધાણા;
કૃપા કરીને પ્રભુજી પધાર્યા, તે ડાકોરમા દર્શાણા. નાથ૦
હેમ બરોબર મૂલ કર્યું, તો વાલ સવામા તોલાણા,
ગુગળી પાછા ઘેર વળ્યા, ને સતને વચને વેચાણા નાથ૦
મધ્ય ગુજરાતમા રચી રે દ્વારિકા, વેદ પુરાણે વ ચાણા;
હરિગુરુ-વચને ગાય છે લાખો, જગતમા એવા જણાણા નાથ૦

## ૧૫૩ઃ લાલ

૧

ધીરાના પદનો રાહ

ગુરુ વિના જ્ઞાની રે, સો તો નર અ ધ ઠર્યો,
દીપક ને ઘટમા રે, જોતો પર ઘાટે ફર્યો (ટેક)
લેખ લિયો પણ ભેદ ન પાયો, મનમા મેલ ભર્યો,
માળ તિલક પાખ ડ રચીને, ફોકટ ફેરો કર્યો,
મોહ્યો મધુર નાદે રે, લોજનનો ભક્ત ઠર્યો ગુરુ૦
પૂજા કરે તેની પૂઠ ન છોડે, આવરણ રે' આદર્યો,
પરનારીની પ્રીત કરીને, જાતે અધમ ઠર્યો,
પરનિ દા કરીને રે, પૂરણ ઘટ પાપે ભર્યો ગુરુ૦
સ તપુરુષનો સ ગ ત્યજીને, શઠને શરણ થયો;
ભક્તિઅમૃત પાન ન કીધુ, એળે જનમ ગયો;
લાલ લૂટાણો રે, વળાવો સંત ન કર્યો ગુરુ૦

## ૧૫૪ : લાલદાસ

૧

સોઈ રામ સમરો રે, મારા આતમના આધાર;
ભરમના ભાગો રે, કાંઈ દરશ કરો દેદાર. (ટેક)
મોહ માયા મમતા મદ લાવે, અંધ કરે અહંકાર,
નુગરા નર તે શબ્દ ન માને, ધણી આગળ ખાશે માર;
લેખાં લેશે રે, કાંઈ ખૂની થાશે ખુવાર. સોઈ૦
સેવા સમરણ કાંઈ ન જાણે, બાંધે કરમ પરિવાર,
ભક્તિ ન ભાવે સાધુ ન સેવે, કેમ મળે કિરતાર?
કૂડ જ કાઢો રે, કાંઈ સાચું નામ સંભાર. સોઈ૦
શૂરા સાધુ સન્મુખ રે'વે, કાયર ભાગે ગમાર,
શિરને સાટે સાહેબ સમરો, સફળ જનમ નરનાર;
મરણીવાને રે, કાંઈ મોજ મળે દરબાર. સોઈ૦
દીધાં દાન અમરાપુર મળશે, સફળ કારજ સુધાર,
હજૂરમાંથી હૂંડી જ મળશે, કબૂલશે કિરતાર;
નિજ નામ ગ્રહી લ્યો રે, મન આપને નિરધાર. સોઈ૦
શીલ સંતોષ નિરમલ જીનાં, તે પોતા પરિવાર,
ગુરુ-ગમ હોય સો ગોતી લ્યો, ભાઈ! ત્રિવેણી ટંકશાળ;
ગગન-ગુફામાં રે, કાંઈ સુણી ઝીણો ઝણકાર. સોઈ૦
રવિ ગુરુ મીલિયા પરદા ખૂલિયા, પ્રગટ કર્યો પોકાર,
અધર સિંહાસન આપ બિરાજે, આદ પુરુષ નિરધાર;
સોહી મૂરત પર રે, કાંઈ લાલદાસ બલિહાર. સોઈ૦

## ૧૫૫ : લાલા+

શરણ પડા હૂં તેરી દયામય! શરણ પડા હૂં તેરી;
જગત-સુખોમેં ફ઼ંસ કર સ્વામી, તુઝસે લિયા ચિત્ત ફેરી. (ટેક)
પાપ-તાપને દગ્ધ કિયા મન, દુર્મતિને લિયા ઘેરી;
બહા જાત હું ભવ-સાગરમેં, પકડ લિયો ભુજ મેરી. શરણ૦
અનેક કુકર્મ ગિનો મત મેરે, ક્ષમાદૃષ્ટિ દો ફેરી;
શીતલ જ્ઞાન મધુર સુખ અપના, કરી પ્રકાશ ઈક બેરી. શરણ૦
પાપ મલિન હૃદયમેં મેરે, જ્યોતિ પ્રકાશે તેરી;
પ્રેમતરંગ ઊઠેં મન અંતર, દીન વિનય સુનિ મેરી. શરણ૦

## ૧૫૬ : વલ્લભ

અલબેલી અંબેમાત, જોવાને જઈએ,
બલિહારી બહુચર માત, જોવાને જઈએ.

આરાસુરમાં અંબા બિરાજે, પાવાગઢે મહાકાળી રે,
દક્ષિણ દેશે તુલજા ભવાની, ચુંવાળ બહુચર-બાળી. જોવાને૦
જોવા જઈએ ને ખડા રહીએ, આરાસુરમાં રહીએ રે,
આપ આપના મનની વ્યથા સૌ, અંબા આગળ કહીએ. જોવાને૦
માજી આગળ હવન થાય છે, ચીર ચૂંદડી ચઢે છે રે;
માનુની મળી મંગળ ગાવે, બ્રાહ્મણ વેદ ભણે છે. જોવાને૦
આંધળાને મા આંખો આપે, પાંગળાને દે પાય રે,
પુત્રહીનને પુત્ર આપે તું, ધન્ય ધન્ય બહુચર માય. જોવાને૦
જે કોઈ તુજ શરણે આવે મા, તેની પૂરે આશ રે;
કર જોડી ભટ્ટ વલ્લભ વીનવે, હું તારો દીન દાસ. જોવાને૦

---

+ બીજું નામ ગંગારામ

## ૧૫૭ : વહીદ

**૧**

ગઝલ

નહિ કા અબ નહિ હૈ વક્ત, દો બોસા કિ જાં નિકલે. (ટેક)
દમે આખિર હૈ ઈસ દમ તો, સિતમગર મુંહસે હાં નિકલે. નહિ૦
ગલે પર ફેરિયે ખંજર, ન ડારિયે મૈં ન તડપૂંગા;
જબાંભી ખેંચ લેના તુમ, અગર મુંહસે ફૂગાં નિકલે. નહિ૦
જો ઉસ કાતિલને આશિકોં, અપનેકો જાયજા દેખા;
તો લાખો ઉસમેં વેઠ મથે, હજારો નિમજાં નિકલે. નહિ૦
ગએ જેરે જમીંથે અર્શ પર, મહશરમેં જા પહુંચે;
તિલશ્મે તાજહ યહ દેખો, કહાં ડૂબે કહાં નિકલે નહિ૦
ન થા યારો કોઈ મુશફિક, બૂરે દિન અપને જબતક થે;
જબ આયે અપને અચ્છે દિન, હજારો મહેરબાં નિકલે. નહિ૦
જલાકર દિયા મુઝકો ફના, ઈસ મોજે કુરતકને;
જો દેખો કબ તખત ખોલ, કર શાયદ ધુંવા નિકલે. નહિ૦
ભરી હૈ સીન એસો જાઁ મેં, આતિશ ઈસ કદર ગમકી;
કિ ઠંઢી સાંસભી લૂં તો, મેરે મુંહસે ધુવા નિકલે. નહિ૦

## ૧૫૮ : વિષ્ણુદાસ

**૧**

કહાંસે આયે કહાં જાયગા, ખોજ કરો આગમ ઘરકી;
મિલે સદ્ગુરુ જ્ઞાન બતાવે, ખોલ દેવે અંતર-ખડકી. (ટેક)
તિલક છાપ ધર માલા મુદ્રા, તીરથ મત ભરે મટકી;
ગાય બજાવે લોક રિઝાવે, ખબર નહિ અપને ઘટકી. કહાંસે૦

બાહિર બગ ધ્યાની હો બેઠે, અંતર સૂરત ચલી ઘટકી;
ઉપર બંદા ભીતર ગંદા, મન મેલા મછલી ગટકી. કહાંસે૦

કાજી કુરાન કિતાબ બખાને, જીવ જબે કરતા અટકી;
હરદમકી હિકમત નહિ બૂઝે, પકડી મૂરગીકો પટકી. કહાંસે૦

હિંદુ-તુરકા દોનું ભૂલે, ખટપટ નહિ ટારી ખટકી;
જોગી જંગમ જતિ સંન્યાસી, લાલચ માંહી રહ્યા લટકી. કહાંસે૦

વિના સમજ સબ જીત તીન દોરે, ચિત્તનકી ન લહે ચટકી;
વિષ્ણુદાસ બેહદકે બાસી, આવરણે ન રહે અટકી. કહાંસે૦

## ૧૫૯ : વિહારી (વેરાજી)

૧

સ્વામી આયો તુમ શરનં, ગુરુ તુમ હો તારન તરનં;
કરો કૃપા ગુરુ સાહેબ દેવા, સ્વામી આયો. (ટેક)

દયાવાન મુક્તિકો દાતા, વિઘનહરન મંગલ કરનં;
કરુણામય કૃપાકે સાગર, સદા સેવ્ય અશરન શરનં. સ્વામી૦

બ્રહ્મવેત્તા ભરપૂર ભજનમેં, અખંડ અનુભવ ઉચ્ચરનં;
અગમ અગાધ અગોચર તાકો, ગુરુ મેરા ગોચર કરનં. સ્વામી૦

જનમ ધરી જગમેં જીવન પર, આએ આજ કૃપા કરનં;
ઉદિત ભાગ્ય મિલ્યા ગુરુ જ્ઞાની, મેટનહાર જરા મરનં. સ્વામી૦

મંગલ ભાલ વિશાલ વદન છબિ, મંગલ ધ્યાન સદા ધરનં;
નિર્મલ નેત્ર સુધાકર સરખે, તનકે તાપ સકલ હરનં. સ્વામી૦

લગની તુમ્હારી હિરદે લાગી, ચિત્ત મેરા ચોંટ્યા ચરનં;
જન વેરાકો જુગતે રાખો, સેવક જાન સદા શરનં. સ્વામી૦

## ૧૬૦ : વીર

૧

ચાકરી ચાકરી ચાકરી રે, કરી લેને પ્રભુજીની ચાકરી;
જીવ્યાંના ભરોસા જૂઠા કરી રે, કરી લેને પ્રભુજીની ચાકરી.
દીધો મનુષ્યનો દેહ તને દુર્લભ;
કમળાના સ્વામીએ કૃપા કરી રે, કરી લેને પ્રભુજીની ચાકરી.
ઓઝાની ચાકરીમાં ગુણ ઉપાડતો;
કંઈક વાર વહેવા તું કાંકરી રે, કરી લેને પ્રભુજીની ચાકરી.
માંકડું થયો ત્યારે ગોડિયાને માટે;
ઘેરઘેર ભીખતો ભાખરી રે, કરી લેને પ્રભુજીની ચાકરી.
વાદીની ચાકરીમા ઘંટીઓ વહેતો;
એ તો પીડા અતિ આકરી રે, કરી લેને પ્રભુજીની ચાકરી.
લૂંઉ થયો ત્યારે લેંટાળાં છોકરાં;
ખોળામાં તેડતો ખમા કરી રે, કરી લેને પ્રભુજીની ચાકરી.
વેઠિયાના ભવમાં પેટને વરાણિયે;
ઉપાડ્યા પથરા ઊંચા કરી રે, કરી લેને પ્રભુજીની ચાકરી.
વરી લેને હવે વીરનો વાલ્યમો;
સાધુ-સંગતે સમતા કરી રે, કરી લેને પ્રભુજીની ચાકરી.

૨

પ્રાણિયા પ્રાણિયા પ્રાણિયા રે, ભજી લેને પ્રભુજીને પ્રાણિયા!
આવશે જેમ ઊઘરાણિયા રે, ભજી લેને પ્રભુજીને પ્રાણિયા!
નાત ને જાત કાંઈ જમ નથી જોતા;
કોણ વાઘરી ને કોણ વાણિયા રે? ભજી લેને૦
અમરપટો નથી લાવ્યા એકે;
જાવા જાણુ કે અજાણિયા રે. ભજી લેને૦

હજી લગી ડર ન વસ્યો હૈયે;
ભંડાયો ભૂંઈમાં ભાખ્રિયા રે. ભજી લેને૦
ઊડી ગઈ કંઈક રાખ થઈ અબલા;
મોટા ઉપાડતી મખ્રિયા રે. ભજી લેને૦
જતા રહ્યા તારી નજરો આગળ;
પાખરે તોરી પલાખ્રિયા રે. ભજી લેને૦
સોડ્યો તાણી કંઈક ભૂંઈમાં સૂતા;
પીરાંની પાગથી પઠાખ્રિયા રે. ભજી લેને૦
ખાધા છે કહે વીર જો કેટલા;
કાજી પંડિત પુરાખ્રિયા રે. ભજી લેને૦

## ૧૬૧ : શામ

### ૧

જંગલો

અબ તો મનવા મેરા, ભજ દેશિક આદે દેશ. (ટેક)
નટવત્ ખ્યાલ કરતા નિશિવાસર, નિત નૌતમ તવ વેશ;
અવધ ગઈ પરિ મોજ મિલી નહીંરી, જ્યોં નાહીં રમેશ રમેશ. અબ૦
દારઈમેં ધન ધામ ઈમેમેં, મેં મેં કરત હમેશ;
કાલ અચાનક આઈ હનેગો, જ્યાં વૃક મારત મેષ મેષ. અબ૦
લખી અનુચિત તવ સેન સમાસી, કેશ કરત ઉપદેશ;
હમ પલટે તું શ્યામ રહ્યો અબ, હા, હા, બડો કલેશ કલેશ! અબ૦
શ્રુતિસંમત નિજ સત્ત્વ તપાસે, સંશય રહે ન લેશ;
જનમ-મરન સંકટ સબ નાસે, પાવે પરમ પરેશ પરેશ. અબ૦
સદ્ગુરુ સેવા કરો સદ્ભાવે, મહિમા કહત મહેશ;
શામ કહે પરિણામ સુધારો, આવ રહી અબશેષ શેષ. અબ૦

२

અબ તો મનવા મેરા, નિજ ઘરમેં કર વાસ વાસ. (ટેક)
બાહેર ભટકત હોત હેરાની, જનમ મરન ત્રાસ;
જબ ઊલટી અંતરગત આવેં, હોવેં સેજ સમાસ સમાસ. અબ૦
ભટકત ભટકત અવધ ગઈ સબ, વિફલ ભયે સબ શ્વાસ;
અજહું શઠ તવ લાજ ન આવત, આઠોય યામ ઉદાસ ઉદાસ. અબ૦
અબ કર તોષ સરોષ કહતમેં, સદ્‌ગુરુ ચરન ઉપાસ;
દૈશિક સુખ આદેશ ગૃહી રૂઢ, કાટ કરમકો પાસ પાસ. અબ૦
નિગમાગમ નિજ ધામ દિખાવત, તામેં કર તું નિવાસ;
જહાં ભાસત નહીં ભાનુ સુધાકર, નહીં પાવક પ્રકાશ પ્રકાશ. અબ૦
જા પદ તે પુનરાવૃત્તિ નાહીં, અજર–અમર આવાસ;
ગીતા ગત ગોવિંદ બખાન્યો, શામ સરવ સુખરાસ રાસ. અબ૦

૩

અબ તો મનવા મેરા, તજ દુર્જનકો સંગ સંગ. (ટેક)
દુર્જન સંગ દુરાશા ઊપજે, પરત ભજનમેં ભંગ;
શુભ સાધન અંતિક નહીં આવત, જ્યોં વન જ્વલિત કુરંગ કુરંગ. અ૦
બાહેર વંચક વેશ બનાવત, મનકે શૂકર રંગ;
નહીં અંતર ગુન સાર સુગંધી, જિન લપટેં મન ભ્રંગ ભ્રંગ. અબ૦
જો પ્રતિદિન પરતાત સુનાવત, અધમગ અધિક ઉમંગ;
સ્વારથ લાગી કરત છિન પ્યારી, કપટ ભરે સબ અંગ અંગ. અબ૦
કીજે સંગ સદા સંતન કો, જ્યોં નિર્મલ જલ ગંગ;
ચૂકે ભાગ્ય કદાચિત્ ડૂબત, પાવે પદવી ઉતંગ ઉતંગ. અબ૦
તજીએ સંગ દુઃખદ દુર્જનકો, જ્યાં દુઃખ દેત ભુજંગ;
શામ સદા સજ્જન સુખ સુનિયેં, પાવન ગાથ–પ્રસંગ પ્રસંગ. અબ૦

૪

આવ્યો આવ્યો રે અવસર તારે આજ મળ્યો છે સાજ સારો રે;
તેમાં કરજે તું તત્ત્વવિચાર, મેલીને હું મારો રે. (ટેક).
હરિનામ તણું હળ જોડ, શાંતિ સંત સેવા રે;
બૂરાં કાઢ પૂરવનાં પાપ, ગુરુગમ બીજ લેવા રે. આવ્યો૦
તું તો આળસ ન કર લગાર, આષાડ ઘેરી આવ્યો રે;
તેમાં ખૂબ તું કરજે ખેડ, ઉત્તમ બીજ લાવ્યો રે. આવ્યો૦
એવું શ્રવણ કરીને સાર, મનન મન કરવો રે;
સંશય ભ્રાંતિ તણા ત્રણ ત્યાગ, વાધે મોલ નિરવો રે. આવ્યો૦
તેનું ધરજે નિરંતર ધ્યાન, જન્મ દુઃખ નાસે રે;
કામ-ક્રોધપંખી બહુ જોર, ઊડે વન પ્રયાસે રે. આવ્યો૦
થાયે સાક્ષાત્કાર સ્વરૂપ, પડું ને ઘરે આવે રે;
કહે શામ દારિદ્ર થાય દૂર, ફરી તે ભવ ના'વે રે. આવ્યો૦

## ૧૬૨ : શામળભટ્ટ

૧

રાવણની સમૃદ્ધિ

દશ શીશ ભુજ વીશ, ઈશનો આદ્ય ઉપાસી,
ધરે છત્ર શિર ચંદ્ર, ઇંદ્ર તો ખાસ ખવાસી;
વરુણ ભરે ઘરે નીર, વાયુ નિત્ય મહેલ સમારે,
નવગ્રહ કરતા સેવ, દેવ ઊભા રહે દ્વારે.
બ્રહ્મા ભણતા વેદ, અગ્નિ નિપજાવે રસોઈ,
વિષ્ણુ માને શરમ, કરમ જોરાવર જોઈ;
છન્નું કોટિ ભૂપતિ, કિંકર થઈ કર જોડી રહે,
રિદ્ધિ સિદ્ધિ રાવણતણી, શામળભટ્ટ મુખથી શું કહે ?

૨

રામરાજ્ય

રાવણ માર્યો રાજ, અવિચળ પદવી આપે;
વિભીષણ પામ્યો લંક, પૂર્વના પુણ્યપ્રતાપે.
મળ્યાં રામને સીતા, વિયોગ ભાગ્યા તનના;
દેવ દુંદુભિ વાગ્યાં મનોરથ પહોંચ્યા મનના.
સીતા લઈ ને સિધારિયા, દર્શન અયોધ્યા ગામનું;
વર્ત્યો જયજયકાર, જગે રાજ થયુ શ્રીરામનુ.

## ૧૬૩ : શિવરામ

૧

રમે તેવ તેવડી જોગમાયા રે, ગરબે ઘૂમે છે.
જેને નામે પાવન થાય કાયા રે, ગરબે ઘૂમે છે.
અંગે કીધા છે સોળ શણગાર રે, ગરબે ઘૂમે છે.
થાય રંગમાં થૈ થૈ કાર રે, ગરબે ઘૂમે છે.
નવ દહાડા રમે નવરાત રે, ગરબે ઘૂમે છે.
ભાવે ખેલીને બહુવિધ ભાત રે, ગરબે ઘૂમે છે.
રમે આનંદવનમાં રાસ રે, ગરબે ઘૂમે છે.
માંહે નાચે બ્રહ્મા અવિનાશ રે, ગરબે ઘૂમે છે.
શિવ ડમરુ વગાડે ને ગાય રે, ગરબે ઘૂમે છે.
ત્યાં નવલા નાટારંભ થાય રે, ગરબે ઘૂમે છે.
નાચે વિષ્ણુ ને વેણું વજાડે રે, ગરબે ઘૂમે છે.
મહાલક્ષ્મીજી તાળી પાડે રે, ગરબે ઘૂમે છે.
ચાર વેદનાં ગાન સંભળાય રે, ગરબે ઘૂમે છે.
માંહી નારદ તુમડું વાય રે, ગરબે ઘૂમે છે.
રમે ઉર્વશી મેનકા મહાલે રે, ગરબે ઘૂમે છે.

ઘમકે ઘૂઘરી ને ઠમકે ચાલે રે, ગરબે ઘૂમે છે.
નવ દહાડા નવા રંગ થાય રે, ગરબે ઘૂમે છે.
દાસ શિવરામ વિનતિ ગાય રે, ગરબે ઘૂમે છે.

૨

આ શરદ પૂનમ સોહામણી, રાસેશ્વરી મા!
શો ચંદ્ર તણો ચમકાર! રાસ રમાડો મા!
તમે સ્વર્ગસદનથી ઊતર્યાં રાસેશ્વરી મા!
રૂડલા રસ સરોવરપાળ, રાસ રમાડો મા!
અમે અમૃતતરસ્યા હંસલા, રાસેશ્વરી મા!
તમે અમૃતરસની ખાણ, રાસ રમાડો મા!
તમ પગલે પગલે ફૂલડાં, રાસેશ્વરી મા!
ફૂલડે ફૂલડે સુરધામ, રાસ રમાડો મા!
મહામાયા કેરી બંસરી, રાસેશ્વરી મા!
શી રસસુખ-પૂરણકામ, રાસ રમાડો મા!
સુરવર સુરવધૂ રાસે રમે, રાસેશ્વરી મા!
તમ ઝાંઝરને ઝમકાર, રાસ રમાડો મા!
શાં ત્રણ ભુવન ડોલી રહ્યાં, રાસેશ્વરી મા!
નચવે શક્તિ બ્રહ્માંડ, રાસ રમાડો મા!

૩

આવો આવોને રમીએ રાસ રે,
અંબા અલબેલી.
શુભ નવરાત્રિ આસો માસ રે, અંબા૦
લાવો લાવો સૌ દેવી સંગાથ રે. અંબા૦
અમે જોઈએ તમારી વાટ રે. અંબા૦
પૂરો પૂરો ને મનની હામ રે. અંબા૦

આશાપૂરા ધરાવો છો નામ રે. અંબા૦
કરો કરો ભક્તોના કાજ રે. અંબા૦
દઈ દર્શન દયાળી આજ રે. અંબા૦

## ૧૬૪: શિવશંકર

૧

છે એક ભરોસો મારે રે, શ્રી હરિ શરણે રાખો.
નહિ આપ વિના કોઈ તારે રે, શ્રી હરિ શરણે રાખો.
મન માયા બહુવિધ મારે રે, શ્રી હરિ શરણે રાખો.
ભવસાગરમા ભય ભારે રે, શ્રી હરિ શરણે રાખો.
મને કામ ને ક્રોધ સતાવે રે, શ્રી હરિ શરણે રાખો.
નથી ભજતો તમને ભાવે રે, શ્રી હરિ શરણે રાખો.
નથી પાઠપૂજનમા પ્રીતિ રે, શ્રી હરિ શરણે રાખો
નવ રાખી શકું શુભ રીતિ રે, શ્રી હરિ શરણે રાખો.
વળગ્યો છું વિષય-વિકારે રે, શ્રી હરિ શરણે રાખો.
નવ સમજુ સાર-અસારે રે, શ્રી હરિ શરણે રાખો.
મારા દોષ ન દિલમા ધરશો રે, શ્રી હરિ શરણે રાખો.
કિંકર પર કરુણા કરશો રે, શ્રી હરિ શરણે રાખો.
મને માધવ માર્ગ બતાવો રે, શ્રી હરિ શરણે રાખો.
મને શ્યામ ન આમ સતાવો રે, શ્રી હરિ શરણે રાખો
મારા તાપ ત્રિવિધના કાપો રે, શ્રી હરિ શરણે રાખો.
મને ચરણકમળમા સ્થાપો રે, શ્રી હરિ શરણે રાખો.
શિવશંકર દાસ તમારો રે, શ્રી હરિ શરણે રાખો.
ભવસાગર પાર ઉતારો રે, શ્રી હરિ શરણે રાખો

## ૧૬૫ : શિવસિંહ

૧

કવિત

પીઓ જબ સુધા તબ પીવેકો કહા હૈ ઔર,
લિયે શિવ નામ તબ, લેવેકો કહા રહ્યો.
જાન્યો નિજરૂપ તબ, જાને કો કહા હૈ ઔર,
ત્યાગો મન આશા, તબ ત્યાગીબો કહા રહ્યો.
ભન શિવસિંહ તુમ મનમેં બિચારી દેખો,
પાયો જ્ઞાનધન તબ પાઈબો કહા રહ્યો.
ભયે શિવભક્તિ તબ વ્હૈબેકો કહા હૈ ઔર,
આયો મન હાથ તબ આયબો કહા રહ્યો.

## ૧૬૬ : શિવાનંદ

૧

આરતી

જય પાર્વતી માતા ! જય પાર્વતી માતા !
બ્રહ્મ સનાતન દેવી, સુખપ્રદ ફલદાતા. જય૦
અસિકુલ પદ્મનિવાસી, નિજ-સેવક ત્રાતા;
જગજીવન જગદંબા, હરિહર ગુણ ગાતા. જય૦
રૂપ શીલ અતિ સુંદર, હિમાચલ-સ્થાતા;
શંભુ-નિશુંભ વિદાર્યા, ત્રિશૂળ ગ્રહી હાથા. જય૦
સૃષ્ટિ રૂપ અન્નપૂર્ણા, તું જનની માતા;
સિંહવાહની શક્તિ, તું હિ સુખ-શાતા. જય૦
આરતી શ્રી માયાની, નર નિત્યે ગાતા;
વિજય લાભ સુખસંપતિ, વૈભવ તે પાતા. જય૦

૨

બાર જ્યોતિર્લિંગની આરતી

જયદેવ જયદેવ, જય જય જગસ્વામી, શિવ૦
દ્વાદશ જ્યોતિ સમરું સેવું શિર નામી. ૐહર હર હર મ૦
પ્રથમ સોરઠે સોમનાથ, નિત્ય દર્શન દીજે, શિવ૦
શ્રીશૈલે મુનિસાર, મલ્લિકાર્જુન બીજે. ૐહર હર હર મ૦
ત્રીજા શિવ કેદાર, ગંગોદક ગાજે, શિવ૦
ચોથા શિવ ૐકાર, રેવાતટ રાજે. ૐહર હર હર મહાદેવ!
પંચમ પૂર્વે પ્રદેશ, વૈજનાથ ઝાડખંડી, શિવ૦
છઠ્ઠા નાગેશ્વર, ધ્યાન ધરે દંડી. ૐહર હર હર મહાદેવ!
સપ્તમા દીનદયાળ, વિશ્વેશ્વર કાશી, શિવ૦
અષ્ટમા શિવ મહાકાળ, ઉજ્જૈનના વાસી. ૐહર હર હર મ૦
નવમા ભીમાશંકર, ભક્તિ અચળ ભાવે, શિવ૦
દશમા શિવ રામેશ્વર, સેતુબંધ કહાવે. ૐહર હર હર મ૦
ઘૃસ્રુણેશ્વર ગુણવાન, એકાદશ જ્યોતિ, શિવ૦
દ્વાદશ ત્ર્યંબકનાથ, ગુરુમુખ લ્યો ગોતી. ૐહર હર હર મ૦
આરતી અખંડ પ્રકાશ, જે ભાવે ગાશે, શિવ૦
સુકૃત્ય નર ને નાર, કૈલાસે જાશે. ૐહર હર હર મહાદેવ!

૩

દ્વાદશજ્યોતિર્લિંગ

સૌરાષ્ટ્રે સોમનાથં ચ શ્રીશૈલે મલ્લિકાર્જુનમ્ ।
ઉજ્જયિન્યાં મહાકાલમોંકારમમલેશ્વરમ્ ॥
પરલ્યાં વૈજનાથં ચ ડાકિન્યાં ભીમશંકરમ્ ।
સેતુબંધે તુ રામેશં નાગેશં દારુકાવને ॥
વારાણસ્યાં તુ વિશ્વેશં ત્ર્યંબકં ગૌતમીતટે ।
હિમાલયે તુ કેદારં ઘૃસ્રુણેશં શિવાલયે ॥

એતાનિ જ્યોતિર્લિંગાનિ સાયંપ્રાતઃ પઠેન્નરઃ।
સપ્તજન્મકૃતં પાપં સ્મરણેન વિનશ્યતિ ॥

૪

હરિહરની આરતી

જય શિવ હરિ-હરા, પ્રભુ જય શિવ હરિ-હરા,
ગંગાધર ગિરિજાવર, ઈશ્વર ૐકારા,
ૐ હર હર હર મહાદેવ!

નંદીવાહન ખગવાહન, ચક્ર ત્રિશૂલધારી; શિવ૦
ત્રિપુરારિ મોરારિ, કમળ-કળાધારી. હર હર હર મ૦
વ્યાઘ્રામ્બર પીતામ્બર, શિવ શ્યામે પહેર્યાં; પ્રભુ૦
કમળ નયન કેશવને, શિવજી ત્રય-નયના. હર હર હર મ૦
ચંદન ચડે ત્રિકમને, શિવજી ભસ્માંગે; પ્રભુ૦
રમાને હૃદિયે રાખ્યા, ઉમિયા અર્ધાંગે. હર હર હર મ૦
કૌસ્તુભ મણિ કેશવને, શિવને રૂંઢમાલા, પ્રભુ૦
મોહનને મુક્તાફળ, શિવને સર્પ કાળા. હર હર હર મ૦
વૈકુંઠે વિશ્વંભર, શિવજી કૈલાસે; પ્રભુ૦
હરિ કાળા, હર ગોરા, તે તેને ધ્યાને. હર હર હર મ૦
લક્ષ્મીવર ઉમિયાવર, શંકર શામળિયા; પ્રભુ૦
હરિહર નટવર સ્વામી, એકાંતે મળિયા. હર હર હર મ૦
જય જાદવરાયા, પ્રભુ જય માધવરાયા; પ્રભુ૦
આરતી કરુણાનંદની, વ્યાપે નહિ માયા. હર હર હર મ૦
રામને રૂડા રાજ, શિવ આપે ઝોળી; પ્રભુ૦
રામને વાનર રીંછડા, શિવસંગ ભૂત ટોળી. હર હર હર મ૦
મોરમુગટ મોહનને, શિવને જટાજૂથ છે; પ્રભુ૦
હરિ પાસે શંખ વાગે, શિવ પાસ ડમરુ બાજે. હર હર હર મ૦

કેવડો વહાલો કેશવને, શિવને કમળ સોહીએ; પ્રભુ૦
ત્રિકમને વહાલાં તુલસી, શિવને બીલી જોઈએ. હર હર હર મ૦
એ બે એક સ્વરૂપ, અંતર નવ ધરશો; પ્રભુ૦
ભોળા ને ભૂધર ભજતા, ભવસાગર તરશો. હર હર હર મ૦
મોહન ને મહાદેવ, પ્રેમથી જે ગાશો; પ્રભુ૦
હરિહરના ગુણ ગાતાં, હરિચરણે જાશો. હર હર હર મ૦

૫

શિવ-વિષ્ણુની આરતી

મને સહેજે શિવજી મળ્યા રે, શિવ હરિ-હરા.
તમો બેઉમાં નહિ મણા રે, શિવ હરિ-હરા.
શિવજીને વ્યાઘ્રાંબર સોહીએ;
વિષ્ણુએ પીતાંબર ધર્યાં રે. શિવ હરિ-હરા. મને૦
શિવજી શિરે જટાજૂથ શોભે;
વિષ્ણુએ મુગટ શિર ધર્યા રે. શિવ હરિ-હરા. મને૦
શિવજી હસ્તે ત્રિશૂળ સોહીએ;
વિષ્ણુએ સુદર્શન ધર્યાં રે. શિવ હરિ-હરા. મને૦
શિવજી અંગે ભસ્મનું લેપન;
વિષ્ણુ અંગ ચંદને ભર્યાં રે. શિવ હરિ-હરા. મને૦
શિવજીને બીલીપત્ર ધરાયે;
વિષ્ણુને તુલસી ચડ્યાં રે. શિવ હરિ-હરા. મને૦
શિવજી સંગ પાર્વતી સોહે;
વિષ્ણુને લક્ષ્મી વર્યાં રે. શિવ હરિ-હરા. મને૦
શિવજીને નંદીનું વાહન;
વિષ્ણુ ગરુડે ચઢ્યા રે. શિવ હરિ-હરા. મને૦
શિવજી નિત્ય કૈલાસ બિરાજે;
વિષ્ણુ વૈકુંઠે ઠર્યાં રે. શિવ હરિ-હરા. મને૦

શિવ વિષ્ણુ–બે એક સ્વરૂપ છે;
ભક્ત હિતે રૂપ બે કર્યાં રે. શિવ હરિ–હરા. મનેo
શિવજી વિષ્ણુ ભજે એક જાણી;
સહેજે ભવપાર એ તર્યાં રે. શિવ હરિ–હરા. મનેo

૬

શિવ, બ્રહ્મા ને વિષ્ણુની આરતી

જય શિવ ૐકારા, પ્રભુ જય શિવ ૐકારા,
બ્રહ્મા, વિષ્ણુ, સદાશિવ, અર્ધાંગે દારા. શિવ હર હર હર મહાદેવ!
એકાનન, ચતુરાનન, પંચાનન રાજે, શિવo
હંસાસન, ગરુડાસન, વૃષભવાહન સાજે. શિવ હર હર હર મહાદેવ!
દોય, ચતુર્ભુજ રાજત, દશભુજ ને સોહે, શિવo
ત્રણે રૂપ નીરખતા, ત્રિભુવન–મન મોહે. શિવ હર હર હર મહાદેવ!
અક્ષમાલા વનમાલા, રૂંઢમાલા ધારી, શિવo
ચંદન, મૃગમદ ચંદર, ભાલે શુભકારી. શિવ હર હર હર મહાદેવ!
શ્વેતાંબર પીતાંબર, વ્યાઘ્રાંબર અંગે, શિવo
સનકાદિક, પ્રભુતાદિક, ભૂતાદિક સંગે. શિવ હર હર હર મહાદેવ!
સાવિત્રી, ગાયત્રી, લક્ષ્મીવર સંગે, શિવo
પારવતી અર્ધાંગે, શિરજટા ગંગે. શિવ હર હર હર મહાદેવ!
કરમાં એક કમંડલ, ચક્ર ત્રિશૂલ ધરતા, શિવo
યુગકર્તા, યુગભર્તા, યુગ–હર–સંહર્તા. શિવ હર હર હર મહાદેવ!
કાશીમાં વિશ્વનાથ બિરાજે, ભજતાં બ્રહ્મચારી;
નિત નિત ભોગ લગાવત, મહિમા અતિભારી. શિવ હર હર હર મo
ભિન્ને ત્રણ સ્વરૂપ જાણે અવિવેકી, શિવo
પ્રણવાક્ષર મધ્યે એ, ત્રણ એકાએકી. શિવ હર હર હર મહાદેવ!
ત્રિગુણ સ્વામીની આરતી, જે ભાવે ગાશે, શિવo
ભણે શિવાનંદસ્વામી, સુખ સંપત થાશે. શિવ હર હર હર મહાદેવ!

૭

શ્રીઉમિયાજીની આરતી

જય આદ્યા શક્તિ, મા જય આદ્યા શક્તિ;
અખંડ બ્રહ્માંડ નિપાવ્યાં, પડવે પંથક મા. જયો જયો મા૦
દ્વિતીયા બે સ્વરૂપ, શિવશક્તિ જાણું; મા૦
બ્રહ્મા ગણપતિ ગાઉં, હરિ ગાઉં હર મા. જયો જયો મા૦
તૃતીયા ત્રણ સ્વરૂપ, ત્રિભુવનમાં બેઠાં; મા૦
ત્રણ સ્થળે ત્રિવેણી, તું ત્રિવેણી મા. જયો જયો મા જગદંબે૦
ચોથે ચાર દિશામાં, સચરાચર વ્યાપ્યાં; મા૦
ચાર ભુજા ચોગમ છે, પ્રગટ્યાં દક્ષિણમા. જયો જયો મા૦
પંચમી પંચ સ્વરૂપ, પંચમ ગુણ પદ્મા; મા૦
પંચતત્ત્વમાં મોહીએ, પંચતત્ત્વ દેહમાં. જયો જયો મા૦
ષષ્ઠી તું નારાયણી, મહિષાસુર માર્યો; મા૦
ગૌ-ગંગા-ગાયત્રી, ગૌરી-ગીતા મા. જયો જયો મા જગદંબે૦
સપ્તમી સપ્ત પાતાળ, સાવિત્રી સેના; મા૦
નરનારીને રૂપે વ્યાપ્યાં સઘળે મા. જયો જયો મા જગદંબે૦
અષ્ટમી અષ્ટભુજા, આઈ આનંદા; મા૦
સુરવર મુનિવર જન્મ્યા, દેવો દૈત્યો મા. જયો જયો મા જગદંબે૦
નવમી નવકુળ નાગ, સેવે નવ દુર્ગા; મા૦
નવરાત્રિનાં પૂજન, કરે વિષ્ણુ-બ્રહ્મા. જયો જયો મા જગદંબે૦
દશમી દશ અવતાર, જય વિજયાદશમી; મા૦
રામે રામ રમાડ્યા, રાવણ રોળ્યા મા. જયો જયો મા જગદંબે૦
એકાદશી અગિયારશ, કાત્યાયની કામા; મા૦
કામદુધા કાલિકા, શ્યામા અને રામા. જયો જયો મા જગદંબે૦

બારશે બાળારૂપ, બહુચરી અંબા, મા૦
બટુક ભૈરવ સોહીએ, તારા છે તુજ મા જયો જયો મા જગદ બે૦
તેરશ તુળજારૂપ, તુ તારુણી માતા; મા૦
બ્રહ્મા વિષ્ણુ સદાશિવ, ગુણ તારા ગાતા. જયો જયો મા જગદ બે૦
ચૌદશે ચૌદે રૂપ, ચ ડી ચામુંડા; મા૦
માર્ક ડદેવે વખાણ્યા, ગાયે શુભ ગીતા જયો જયો મા જગદ બે૦
પૂર્ણિ માએ પૂરણ કીધી, સ્ત ભાવતી નગરી; મા૦
વળી તે માહી વખાણી, સુણીને કરુણા કરી જયો જયો મા જગદ બે૦
સ વત સત્તાવનમા, સોળે તિથિ ભાવે; મા૦
સ વત સોળે પ્રગટી, રેવા તીરે મા. જયો જયો મા જગદ બે૦
શિવશક્તિની આરતી, જે ભાવે ગાશે, મા૦
ભણે શિવાન દસ્વામી, સુખ સંપત્તિ થાશે. જયો જયો મા જગદ બે૦

## ૧૬૭ : શંકર

૧

મન હિત તણી શીખ આ સુણજે, દિલ ચ્હાય ભલે પ્રિય તો ગણજે;
કિરતાર નહિ કેમ યાદ કરે? 'બસ એક દિને મરવું જ ખરે' (ટેક)

ધનમાલ અને ઘરબાર ત્યજી,
પડશે જવુ હાય! વિના મરજી;
સુત દાર કુટુંબ સદા વરજી,
પડશે તુજને જવું આખરજી.

જેમ દોર તૂટે જ પતગ પડે, જેમ શુષ્ક થયેલું પુષ્પ ખરે;
તેમ માન અરે મન મૂરખ રે, 'બસ એક દિને મરવુ જ ખરે'

જન જે નિજ હુપદમા ફરતા,
મન ચ્હાય શું મોજ સદા કરતા,

નવ કોઈની શીખ હૃદે ધરતા,
પરમેશ્વરથી પણ ના ડરતા.
જન તે પણ કાળ ઝપાટે ચડે, જેમ તેતર ઉપર બાજ ફરે;
નવ યત્ન કરે પણ તે ઊગરે, 'બસ એક દિને મરવું જ ખરે!'
ધર ધ્યાન સદા ધરણીધરનું,
નવ કાજ તું જાણુ અરે, પરનું;
પર કાજ વિષે જર વાવર તું,
પરતુ હિત પ્રાણ જતા કર તું.
શીખ શંકરની મન ધ્યાન ધરે, કિરતાર નહિ કયમ સહાય કરે?
જગનાયકનો ભરસો કર રે, 'બસ એક દિને મરવું જ ખરે!'

## ૧૬૮ : શાંતિદાસ

૧

ઠૂમરી

જસોદા મા! જળ ભરવાને કેમ જાઉં?
જળ ભરવાને કેમ જાઉં? (ટેક)
વાટે જતાં વા'લો પાણી માગે છે;
માણસમા કેમ પાઉં? જસોદા૦
નાથજી નિર્લજ થઈને બેઠા;
હું ય નિર્લજ કેમ થાઉં? જસોદા૦
સોના-રૂપાનો મારો ઘાટ ઘડૂલો;
ઈંઢાણી રત્ન જડાઉં. જસોદા૦
આણી તીરે ગંગા ને પેલી તીરે જમુના;
વચ્ચે સરસ્વતી નાઉં. જસોદા૦
શાંતિદાસના પ્રભુ રસિકશિરોમણિ!
હરખે હરિગુણ ગાઉં. જસોદા૦

## ૧૬૯ : શ્રીરંગ

### ૧

જંગલો

હાં જી વૈરાગી સોઈ રે સુજાન,
જગ અનુરાગ તજે સૌ વૈરાગી. (ટેક)

રાગ દ્વેષસે રહિત હૈ, સો સાચા વૈરાગ;
લોકલાજ કુલ આધ દે તન-મન-ધનકા ત્યાગ. જગ૦

કામ ક્રોધ મદ લોભકા, ઊઠત નહિ અંકુર;
રૂઠા સબ જગસે રહે, હરિસે રહે હજૂર. જગ૦

નારી જાને નાગની, સબ ધન ધૂર સમાન;
મન સંકલ્પ મિથ્યા કિયા, લિયા પંથ નિરવાન. જગ૦

ઊર્મિં લાગી અંત રે, લાગી સેજ સમાધ;
શ્રીરંગ સોઈ સંત હૈ, જાકા મત અગાધ. જગ૦

### ૨

હાં જી ભલા સુનના સંત સુજાન, રીત અતિ તનકી. (ટેક)

કહની જૈસી કહત હૈ, રહાવે તેસી રીત;
વચન પ્રમાણે વરતના, અલમસ્તાન અતીત. રીત૦

દેશ-પ્રદેશમેં ડોલના, મમતા તનકી મેલ;
યહી મત અવધૂતકા, શિરસાટેકા ખેલ. રીત૦

લહરી લગે ન લોભકી, મેં હરિ સબહિ માત;
અવગુણ પરહર અંગકા, ગુણ સદ્‌ગુરુકા ગાત. રીત૦

આપ સમાને આપમેં, તાપ ગમાવે તીન;
શ્રીરંગ સો નિર્વિંઘ્ન હૈ, લગન મગન લૈલીન. રીત૦

## ૧૭૦ : સચ્ચિદાનંદ

### ૧

ગરબી

નાથને નાથને નાથને રે,
અમે ભજીએ નિરંજન નાથને. (ટેક)
જે બંધાયેલ તે કયમ છોડે?
બીજાના બાંધેલ હાથને રે. અમે ભજીએ૦
મમતા–મોહમાં જે ભૂલ્યા ભટકે;
શોધે તે કામના સાથને રે. અમે ભજીએ૦
રોગ અવિદ્યાનો અમને ન આવે;
પીધો છે જ્ઞાનના કવાથને રે. અમે ભજીએ૦
ચૈતન્ય–કલ્પતરુ ત્યજી કયમ ભરીએ;
જૂઠ જડ બાવળે બાથને રે. અમે ભજીએ૦
સચ્ચિદાનંદ કહે, બ્રહ્મ વિણ બીજી,
અન્ય ન ગાઈએ ગાથને રે. અમે ભજીએ૦

### ૨

પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય? તારી ઊલટી ચાલ ન જાય. (ટેક)
કૃષ્ણ સ્વરૂપ કહે પ્રભુ કેરું, તે સુણતો નથી કાને;
જગધુતાનાં વેણ સુણીને, ભટકછ રાને રાને. પ્રભુ તને૦
માલ રોગ સંતાનાદિકની, માનતમાં ધન નાખે;
શીકોતેર હનુમાનાદિકને, ઈશ કહી સુખ ભાખે. પ્રભુ તને૦
કામ વિષય પામર વિષયીને, દેવગુરુ કહી માને;
સૌ મણ સાબુએ ઘર ધૂએ, અશ્વ ન થાય નિદાને. પ્રભુ તને૦
વૈરાગ્યાદિક સાધન જે ગુરુ, પ્રભુ પામ્યાના બોલે;
તે ગુરુ તો તારા મનમાંહે, નહિ પામરને તોલે. પ્રભુ તને૦

જેવર અશ્વાદિક જોઈને, પ્રભુ કહી પાયે લાગે;
ત્યાગી સંત મળે સામા, તો અવળું મુખ કરી ભાગે. પ્રભુ તને૦
કોઈ સુણે વેદાંત–કથા, તો મનમાંહેથી ખીજે;
શોભા અન્ન વિષય–ચરચા, ને ગાનતાનથી રીઝે. પ્રભુ તને૦
જગકરતા પાળક સંહરતા, સાક્ષી સઘળે પોતે;
બહા ભીતર ઘટઘટ વ્યાપક, તેને તું નહિ ગોતે. પ્રભુ તને૦
આકાશાદિક ચૌદ લોકમાં, અગણિત તન ઉપજાવે;
કલ્પ લગી તે હોયે કેવો, એ કંઈ મનમાં ન લાવે. પ્રભુ તને૦
કલ્પ લગી બ્રહ્માંડતણાં તન, અગણિત પાળી જાણે;
એક પલકમાં સૃષ્ટિ ઢાળે, તું તેને ન વખાણે. પ્રભુ તને૦
સરવે મન બુદ્ધિનો પ્રેરક, અલક રહ્યો ન જણાયે;
વણ મહેનત એ સઘળાં કામ, કરે નવ આવે જાયે. પ્રભુ તને૦
નિદ્રામાં આનંદ ભોગ, આપી સહુને સંતોકે;
કહેવાથી એ કામ બને તે, વાત ન મનમાં ટોકે. પ્રભુ તને૦
સર્વ કાળ તે સરખો જાગે, કામ ન એ વિણુ ઠાલો;
તે ઉપર તને નહિ પ્રીતિ, નિત્ય પ્રગટ છે વા'લો. પ્રભુ તને૦
કરતાદિક જે કારજ સઘળાં, ઈશતણાં કહેવાય;
અલ્પ એક દેશી શું કરશે, ભૂલે કાં ભરમાય. પ્રભુ તને૦
માયાના ચકડોળ વિષે જે બહુ બ્રહ્માંડ રમાડે;
તે મેલી તું અલ્પસિદ્ધ પાસે જઈ પાગ પછાડે. પ્રભુ તને૦
બ્રહ્મા વિષ્ણુ શિવાદિક સર્વે, જેથી થરથર ધ્રૂજે;
તે પ્રભુ મૂકી ઘાસ ફૂલને, ઈશ કહી તું પૂજે. પ્રભુ તને૦
એથી ભિન્ન નહિ તું તોપણ, દેહોહં કરી નાસે;
કર્તા ભોક્તા થઈ ફૂલ્યો તેથી, પડિયો યમને પાસે. પ્રભુ તને૦
જે દિન રેણુ જુએ છે સહુને, તેને તું નથી જોતો;
ક્ષુદ્ર દેવ મંત્રોની માળા, તાણુ છ રોતો રોતો. પ્રભુ તને૦

પેદા-કરતા જો કદી કાયા, પશુની કરતો તારી;
તો દેવાદિક આડા આવત, શું તું એને વિચારી? પ્રભુ તને૦
તન જોબન પામી ફૂલ્યો, મનગમતો મારગ ધાયો;
આયુષ ખૂટે પાછો પશુમાં, રઝળીશ માર્યો માર્યો. પ્રભુ તને૦
જો પ્રભુ પૂરણપ્રકાશ સઘળે, ગુરુ શરણે જે ટાણે;
નર તન ચરપટ ચાલ્યુ જાયે, પાછું ના'વે નાણે. પ્રભુ તને૦
જે કર તે કર અર્પણ તેને, જે સચરાચર સ્વામી;
રાતદિવસ રહે મમતા મૂકી, તું તેને શિર નામી. પ્રભુ તને૦
વૈરાગ્યાદિક સાધનથી, સચ્ચિદાનંદ બ્રહ્મ તપાસી;
જો પામીશ તો છૂટીશ, તે વણ રહેશે કામ ખવાસી. પ્રભુ તને૦

## ૧૬૧ : સખિતા

૧

ધનાશરી

મેરે મન બસ રહો શ્રી રઘુરાજ. (ટેક)
મેઘશ્યામ સુખધામ ધનુર્ધર, શૂરનકે શિરતાજ;
બેન બાન ઔર વામા મત હે, એક હિ છન કો સાચ. મેરે૦
મુનિજન-મંડલ મધ્ય વિરાજત, જ્યો ગગને ઉડુરાજ;
સિદ્ધિ સંપત્તિ શુભ ચરન પરત હે, સહજ કરત સબ કાજ. મેરે૦
પરમ પુનિત જાકો નગર અયોધ્યા, સરયૂ બહત સુખ સાજ;
સુરકે કારન અસુર-સંહારન, ધારન નિધિ પર પાજ. મેરે૦
અધમ-ઉદ્ધારન પાપ-પ્રજારન, સદા ગરીબનિવાજ;
અલખ નિરંજન અજ સખિતા પ્રભુ, ભવજલતારન જહાજ. મેરે૦

૨

રટ રસના, શ્રી નંદકિશોર! (ટેક)
શ્યામ ગાત પટ પીત વિરાજત, શીશ મુકુટ પિછમોર;
લલિત-ત્રિભંગી સૂરત સુહાવની, મંદ હસત કછુ ઔર. રટ૦

રાગમસ્ત બનબેનુ બજાવત, બંસી બટકી ઠોર;
યમુના નિકટ તટ ધેન ચરાવત, કરત સખાસે કલોર. ૨૮૦
ગોપબંધુસંગ ઝઘરા મચાવત, મહી પિબન બરજોર;
રસપર હોકર રસિક કહાવત, જ્યોં ચાંદનીમેં ચકોર. ૨૮૦
ખલબલ-ખંડન અસુર-નિકંદન, બ્રજજનકે ચિત્તચોર;
સબિતા અલખ પ્રભુ આપ લખાવત, ભક્ત હૃદયકે ભોર. ૨૮૦

## ૧૭૨ : સાસતિયો કાઠી

### ૧

વાયક આવ્યાં દો જના, ત્રીજું કેમ સમાય?
ગુરુના પરમોધ્યા વીરા કેમ રહીએ? સાધ હોઈ ઘરે કેમ રહીએ? (ટેક)
તોરલ પેટે પુતર જનમિયા, પારણું આંબાને સાથ રે;
પવન હીંચોળા નાખજે, રક્ષા કરે રઘુનાથ રે. વાયક૦
બાઈ રે પાડોશણ બેનડી, સાચી તાહેરી સાખ રે;
મારે જાવું ધણીને વાયકે, બાળક માંહેરું રાખ રે. વાયક૦
મોટા ઘરમાં માનવી, અમથી જીરવ્યાં ન જાય રે;
તમારે જાવું ધણીને વાયકે, બાળક વ્યાકુળ થાય રે. વાયક૦
વાયકે જાતાં દીઠી વાંદરી, ઊંચી મારે છે ઠેક રે;
ઉરમાં રાખ્યાં એણે બાળકાં, સાચી પ્રીતની ટેક રે. વાયક૦
વાંદરીને વાચા ઉપની: સાંભળ, તોરલ નાર રે;
મારાં તો મારી પાસ છે, હૈડાનાં હાર રે. વાયક૦
તમે ચાલ્યાં રાણી વાયકે, પારણું આંબાની ડાળ રે;
એક કોળીડાને કારણે, પુતર કેમ વિસાર રે. વાયક૦
પુતર સંભારી પાનો ચડ્યો, થઈ છે પીડ અધીર રે;
થાન હતાં તે થરહર્યાં, તોરલે છાંડ્યાં શરીર રે. વાયક૦

સાસતિયાને સાસો પડ્યો, બેદિલ હુઓ બહુ બેલી રે;
ગતમાં લેખાં માગશે, તોરલ આવ્યો ક્યાં મેલી રે ? વાયક૦
શબ બાંધી મસ્તક ધર્યું, ચાલ્યો ધણીને દરબાર રે;
મોટ ઉતારી પાયે નમ્યો, ગત જ્યાં આરાધે કિરતાર રે. વાયક૦
સતી રે તોરલને વીનવે, ઊઠો નિદ્રાને છોડી રે;
તમારે ઊઠે જો'ત જાગશે, ઊઠો આળસ મોડી રે. વાયક૦
સોના-રૂપાના બાજોઠિયા, દીપક રચિયા ચાર રે,
સાસતિયો કાઠી હરને વીનવે, અલખ તારો આધાર રે. વાયક૦

## ૧૭૩ : સુખરામ

૧

રસના, તું રામજી વિના મત બોલ, રામજી વિના મત બોલ. (ટેક)
અવર બોલે અપરાધ લગત હૈ, પરત ભજનમેં કોલ;
જગત તણી બાતાં સબ જૂઠી, કાંદાકો તન છોલ. રસના૦
રામરત સુકૃત કરલે તું માની, એ હોય બાત અમોલ;
સાધુકૃપા સુખરામ કહત હૈ, કિયો રે ગર્ભમેં કોલ ! રસના૦

૨

મિલ્યો તોકે જનમ અમૂલખ હીર. (ટેક)
હંસરૂપે તાકો હરિજન મિલિયા, છાંડ દિયો દૂધ નીર. મિલ્યો૦
સારકો સાર હૈ સુમર સાહેબકો, તન મન લાગી તીર;
સાધુકૃપા સુખરામ પઢત હૈ, સમર સમર રઘુવીર. મિલ્યો૦

૩

મનવા ! તું હરિચરણે ચિત્ત રાખ. (ટેક)
મન-ગુરુ કે હરદે ચિત્ત રાખો, જાસે હોવે દિલ પાક. મનવા તું૦
રમત નામ રામકો રે પ્રાણી, રસનામે રસ ચાખ;
કાચી કાયા ઔર કૂડાં કર્મઠડાં, જબ લગ હોસી ખાખ. મનવા તું૦

તું મુસાફર ભમે કાળી રાતે, કાલ રહ્યો શિર તાક;
સાધુકૃપા સુખરામ પઢત હે. રામનામ મુખ ભાખ. મનવા તું૦

## ૧૭૪ : સુંદરજી

### ૧

લાવણી

શાને માટે શોચ કરે છે? પ્રભુ કરશે તેમ જ થાશે;
ધારેલ મનના મનસૂબા તે, સરવે ફોગટમાં જાશે. (ટેક)
પ્રભુઈચ્છા વિના કાંઈ નથી બનતું, કરતા હરતા જગસ્વામી;
મન જાણે જે મેં જ કર્યું, પણ કરનારો અંતરજામી. શાને૦
પાંચ ભાઈ જે પાંડવ કહીએ, જેના સારથી જગકરતા;
એવા નર તે મહાસુખ મૂકી, દુઃખિયા થઈ વનમાં ભમતા. શાને૦
હરિશ્ચંદ્ર મહારાજા બળિયો, રાજ રૂડી રીતે કરિયું;
પણ પરમેશ્વર કોપ્યા ત્યારે, નીચ ઘરે રહી જળ ભરિયું. શાને૦
નળરાજા સતવાદી કહીએ, જેની દમયંતી રાણી;
અરધે વસ્ત્રે વનમાં ભમિયાં, નવ મળિયાં અન્ન ને પાણી. શાને૦
જુઓ સતી સીતાજી મોટાં, જેના જગકરતા સ્વામી;
તેનું રાવણ હરણ કરી ગયો, ત્યારે સતી બહુ દુઃખ પામી. શાને૦
એવા મોટાને દુઃખ જ પડિયુ, બીજાની તો શું કહીએ?
કહે સુંદરજી કરી વિનતિ, હરિ રાખે તેમ જ રહીએ. શાને૦

### ૨

કોઈ પીયે રામરસ પ્યાસા, રે કોઈ પીયે રામરસ પ્યાસા;
ગગનમંડલસે અમૃત વરસે, ઉન ઘર પર કર વાસા. રે કોઈ૦
શીશ ઉતારી ધરે ધરની પર, કરે ન તનકી આશા;
તો પાવે નિત અમીરસ પે, ખટ ઋતુ બારહિં માસા. રે કોઈ૦

મોહ કરે સો છૂટે દૂર તે, દેહત દુખે હેરત.સંત
જો પીવે સો જુગ જુગ જીવે, કબહુ ન હોય વિનાશ. રે જી રે
યે રસ કાજ ભયે નૃપ જોગી, છાંડી દેશ-વિદેશ
વનમેં તરુ તર આસન બેઠે, ભસ્મ લગાઈ શરીર. રે જી રે
ગોરખનાથ ભરથરી રસિયો, સોહી કબીર સમાસ
ગુરુ-દાદુપ્રસાદસે કહ્યુ યે પાયો સુંદરદાસ. રે જી રે

## ૧૯૫ : સૂરદાસ

**૧**

રાગ-કાફી

નાથ કૈસે ગજકો બંધ છુડાયો? યહી અચરજ મોહે આવે! (ટેક)
ગજ ઔર ગ્રાહ લડત જલ ભીતર, લડત લડત ગજ હાર્યો;
જબ ભર સૂંઢ રહી જલ ઉપર, તબ હરિનામ પુકાર્યો. નાથ કૈસે૦
શબરીકે બોર સુદામાકે તંદુલ, રુચિ રુચિ ભોગ લગાયો;
દુર્યોધનકા મેવા ત્યાગો, ભાજી વિદુર ઘર પાયો. નાથ કૈસે૦
પૈઠ પાતાલ કાલિનાગ નાથ્યો, ફન પર નૃત્ય કરાયો;
ગિરિ ગોવરધન કર પર ધાર્યો, નંદઘર લાલ કહાયો. નાથ કૈસે૦
અઘાસુર માર્યો બકાસુર માર્યો, દાવાનલ પાન કરાયો;
સ્થંભ ફોડી હિરણ્યાકુશ માર્યો, નરસિંહ નામ ધરાયો. નાથ કૈસે૦
અજામિલ-ગજ-ગુનકા તારી, દ્રૌપદીકો ચીર પુરાયો;
પયપાન કરત પૂતના મારી, કુબજાકો રૂપ બનાયો. નાથ કૈસે૦
કૌરવ-પાંડવકો યુદ્ધ રચાયો, કૌરવકો માર હઠાયો;
દુર્યોધનકો માન ઘટાયો, મોહે ભરોસો આયો. નાથ કૈસે૦
સબ સખિયન મિલી કંગન બાંધ્યો, રેશમ ગાંઠ બંધાયો;
છૂટે નહીં રાધાજીકો કંગન, કિસ બિધ ધનુષ ઉડાયો? નાથ કૈસે

જોગી જાકો ધ્યાન ધરત હૈ, ધ્યાન ધરત નહિ આયો;
સુરદાસ પ્રભુ નિહારે મિલનકો, યશોદાકી ધેનુ ચરાયો. નાથ કૈસે૦

૨

અખિયાં હરિદર્શનકી પ્યાસી. (ટેક)
દેખ્યો ચાહત કમલનૈનકો, નિશદિન રહત ઉદાસી. અખિયાં૦
આયે, ઊધો ફિરિ ગયે આગન, ડારિ ગયે ગર ફાસી અખિયા૦
કેસરી-તિલક મોતિનકી માલા, વૃંદાવનકો વાસી. અખિયા૦
કાહૂકે મનકી કોઉ ન જાનત, લોગનકે મન હાઁસી અખિયા૦
સુરદાસ પ્રભુ! તુમરે દરસન બિન, લેહા કરવત કાસી. અખિયા૦

૩

આશાવરી

છાડિ મન, હરિ-વિમુખનકો સંગ.
જીનકે સંગ કુબુદ્ધિ ઉપજત હૈ, પરત ભજનમેં ભંગ.
કહા હોત પયપાન કરાયે, વિષ નહીં તજત ભુજંગ.
કાગહિં કહા કપૂર ચુગાયે, સ્વાન ન્હવાયે ગંગ.
ખરકો કહા અરગજા-લેપન, મરકટ ભૂષન અંગ.
ગજકો કહા ન્હવાયે સરિતા, બહુરિ ધર ખહિ છંગ.
પાહન પતિત બાન નહિં બેધત, રીતો કરત નિષંગ.
સુરદાસ ખલ કારી કામરિ, ચઢત ન દૂજો રંગ.

૪

હરિકો મિલને સુદામાજી આયે, સુદામાજી આયે;
જાકો કહિયો સમાચાર, મિલને સુદામાજી આયે. (ટેક)
ફાટેટૂટે કપડે હમારે, હો કપડે હમારે;
મૈં તો દુર્બલ તેરો દાસ. મિલને૦
મુષ્ટિ એક તાંદુલ લાયે, હો તાંદુલ લાયે;
લાયે બગલ છુપાયે. મિલને૦

હંસી બોલે રાની રુકિમણી, હો રુકિમણી;
કૌણુ લગે તુમરા ભ્રાત? મિલને૦
બાલપનેકે મિત્ર હમારે, હો મિત્ર હમારે;
ભણુત એક નિશાલ. મિલને૦
સુરદાસ ચરણુ બલિહાર, હો ચરણુ બલિહાર;
મૈં તો જન્મ જન્મ તેરો દાસ. મિલને૦

૫

ઠૂમરી

ના કીનો તેં હરિકો સુમરન, સબ દિન વૃથા ગયો રે. (ટેક)
કરસેં દાન–પુણ્ય ના કીનો, તીરથ પાઉં ન ધર્યો રે;
કાન ક્રોધમેં વસી રહ્યો હય, છત્ર સીખ્યો નયો નયો રે. ના૦
બાલપના તેં ખેલ ગુમાયો, અબ તૂ તરુન ભયો રે;
બૂઢા ભયા કફ વાયન ઘેર્યો, યે દુઃખ સહ્યો સહ્યો રે. ના૦
મુંડ મુંડાઈ જટા બંધાઈ, જોગીરાજ ભયો રે;
પરમારથ કછુ કર ના શકયો, પીછે ઊલટો લટક રહ્યો રે. ના૦
જગકો બંધન તેહીં ફંદન, જે કોઈ આન ફસે રે;
સુર કહે કોઈ નિકસત નાહીં, ભજન બિના કોટિ ઉપાય કરે. ના૦

૬

જનમ સબ બાતનમેં બીત ગયો રે. (ટેક)
બાર બરસ ગયે લરકાઈ, બીસે જોબન ભયો;
તીસ બરસ માયાકે કારન, દેશ બિદેશ ગયો. જનમ૦
ચાળીસ અંદર રાજકું પાયો, બઢે લોભ નિત નયો;
સુખ સંપત માયાકે કારન, ઐસે ચલત ગયો. જનમ૦
સૂકી ત્વચા કમર ભઈ ઢીલી, એ સબ ઠાઠ ભયો;
બેટા વહૂ તેરો કહ્યો ન માને, પરબશ દુઃખમેં પર્યો. જનમ૦

ના હરિભજન ના ગુરુસેવા, ના કછુ દાન દિયો;
સુરદાસ મિથ્યા તન ખોવત, જમને ઘેર લિયો જનમ૦

૭

ઠુમરી

દેખ દેખ એક બાલાજોગી, દ્વારે મેરે આયા રી (ટેક)
પીત પટ બર ગ ગ બિરાજે, અ ગ વિભૂતિ લગાયા રી હો;
તીન નેન અરુ તિલક ચ દ્રમા, જોગી જટા બનાયા રી હો દેખ૦
ભિક્ષા લે નીકસી ન દરાની, મોતિયન થાલ ભરાયા રી હો,
લો ભિક્ષા જોગી જાઓ આસન પર, મેરા લાલ ડરાયા રી હો દેખ૦
ના ચહીએ તેરા પીત પટ બર, ના ચહીએ તેરી માયા રી હો,
અપનો ગોપાલ બતાવ ન દરાની, હમ દરશનકો આયા રી હો દેખ૦
બાલક લે નીકસી ન દરાની, જોગિયન દરશન પાયા રી હો,
દરશન પાય પ્રેમબશ નાચે, મન મ ગલ દરસાયા રી હો દેખ૦
દેત આશિષ ચલે આસન પર, ચિર જીવ તેરા જાયા રી હો,
સુરદાસ પ્રભુ સખા બિરાજે, આન દમ ગલ ગાયા રી હો દેખ૦

૮

ધનાશરી

કરમગતિ ટારી નાહી ટરે (ટેક)
કહા સહુ કહા હૈ રવિ-શશિ, આન સ યોગ પરે કરમગતિ૦
ગુરુ વસિષ્ઠ પ ડિત અતિ જ્ઞાની, રચી પચી લગ્ન ધરે કરમગતિ૦
પિતા મરન અરુ હરન સિયાકો, વનમે વિપત્ત પરે કરમગતિ૦
ભારથમે ભરવીકા અ ડા, ઘ ટા તૂટી પરે કરમગતિ૦
હરિશ્ચ દ્રમે દાની રાજા, નીચકો પાની ભરે કરમગતિ૦
તિન લોક ભાવિકે વશ, સુરનર દેહ ધરે કરમગતિ૦
સુરદાસ હોની સો હોવે, કાહેકુ શોચ કરે કરમગતિ૦

૯

તૂ તો મેરા સચ્ચા સ્વામી, ધન્ય તેરી સાહ્યબી. (ટેક)
જમીન તો ગલીચા કીનો, આસમાન ચાદની;
પવન તો જલેબદાર, ચંદ હે મશાલચી. તૂ તો૦
બ્રહ્મા તો રસોઈદાર, મેઘ હૈ પખાલચી;
કુબેર તો ખજાનેદાર, ઇંદ્ર હૈ નગારચી તૂ તો૦
એકકું તો હાથી ઘોડા, એક બેઠે પાલખી;
એકકું તે શિર પર બોજા, એક હલકારચી. તૂ તો૦
એક મેં તો તોકું ઐસા જાનુ, જસે હીરા પારખી,
સુરદાસકું દરશન દેના, દો નૈનો યે આરસી. તૂ તો૦

૧૦

નંદ દ્વારે એક જોગી આયો, સિંગી નાદ બજાયો;
શીશ જટા શશિબદન સોહાયો, અરુનનયન છબિ છાયો. (ટેક)
રોવત ખિજત કૃષ્ણ સાવરો, રહત નહી હુલરાયો;
લિયો ઉઠાય ગોદ નંદરાની, દ્વારે જાય દિખાયો. નંદ૦
અલખ અલખ કરી લિયો ગોદમેં, ચરણ ચૂમી ઉર લાયો;
શ્રવણ લાગ કછુ મંત્ર સુનાયો, હસી બાલક કિલકાયો. નંદ૦
ચિરંજીવો સુત મહરી તિહારો, હો યોગી સુખ પાયો;
સુરદાસ રમી ચાલ્યો રાવરો, શંકર નામ બતાયો. નંદ૦

૧૧

કોઈ મેરે કામ ન આયો, શ્રીહરિ બિના કોઈ મેરે કામ ન આયો;
આ જૂઠી માયાકે લીને, રતનસો જન્મ ગુમાયો. (ટેક)
કંચન કળશ ચિતર–વિચિતર, રચીરચી ભુવન બનાયો;
તામેં તત્ક્ષણ ગ્રહી કાઢ્યો, એક પલક રે'ને નહી પાયો. શ્રીહરિ૦

ઘર તરિયા કહે મે મગ ચતુરી, ધૃત ધૃત ધન ખાયો;
અંતસમે છૂપી ઘર ભીતર, ડગ એક ન પહુચાયો. શ્રીહરિ૦
સો સુકૃત કર એક સુત જાયો, બો'તહી લાડ લડાયો;
કાઢ લિયો કફકો ધાગો, અગનસુ બદન જલાયો શ્રીહરિ૦
અધમઓધારણ ગુણુકા-તારણુ, સોઈ પ્રભુ કયોં તે બિસાયો?
ના લીનો નામ રહ્યો મન ધોખો, સુરદાસ પસ્તાયો શ્રીહરિ૦

૧૨

સબ દિન હોત ન એક સમાન, સબ દિન હોત ન એક સમાન,
પ્રગટ હોત પૂરવકી કરની, તજ મન શોચ અજ્ઞાન (ટેક)
કબહુક રાજા હરિશ્ચંદ્રકી સંપત્તિ મેરુ સમાન;
કબહુક દાસ શ્વપચ ગ્રહ રહિકે, અંબર હરત મસાન સબ દિન૦
કબહુક રાજા યુધિષ્ઠિર બૈઠે સિંહાસન, અનુચર શ્રીભગવાન,
કબહુક દ્રુપદસુતા કૌરવબશ, કેશ દુઃશાસન તાન. સબ દિન૦
કબહુક રાજા રામ જનકદુહિતા, બૈઠે બિચરત પુષ્પ-બિમાન,
કબહુક રુદન કરત ફિરત હૈ, મહા બન ઉદ્યાન સબ દિન૦
કબહુક દુલરા બન્યો બરાતી, ચહુ દિશ મંગલ ગાન,
કબહુક મૃત્યુ હોજુ જાત હૈ, કર લંબે પગ પાન સબ દિન૦
કબહુક જનની જઠર અગ્નિબશ, લખ્યો લાભ ઔર હાનિ,
સુરદાસ યત્ન સબૈ જૂઠે, બિધિકે લેખ પ્રમાની સબ દિન૦

૧૩

કેતે ગયે જખમાર, ભજન બિના કેતે ગયે જખમાર (ટેક)
પ્રભાતે ઊઠી નાવત ધોવત, પાલત હૈ આચાર ભજન૦
દયા ધર્મકો નામ ન જાણ્યો, ઐસો પ્રેત ચંડાલ. ભજન૦
આપ ડૂબે ઓરનકો ડુબાવે, ચલે લોભકી લાર. ભજન૦
માલા છાપા તિલક બનાયો, ઠગ ખાયો સંસાર ભજન૦
સુરદાસ ભગવત-ભજન બિન, પડે નર્કકે દ્વાર ભજન૦

૧૪

રાગ-દેશ

વારી જાઉ રે શામળિયા તોપે વારના રે. (ટેક)

જબસે પ્રગટ ભયે હરિ બ્રજમે,
સબકો દુ:ખ હર્યો એક ક્ષણમેં;
કૂદ પયો કાલિંદી વિષધર નાથના રે,
વિષધર નાથના રે વારી જાઉ રે૦

બિંદ્રાબનમે બેનુ બજાઉ,
નંદરાયકી ધેનુ ચરાઈ;
યશોમતી ભરમ ગુમાઈ ઝૂલે પાલના રે,
ઝૂલે પાલના રે. વારી જાઉં રે૦

ઐસી કંસ અધર ફૂલવાડી,
વૃક્ષ દઉગી મૂલ ઉખાડી;
યમલા-અર્જુન ઔર પૂતના તારના રે,
પૂતના તારના રે. વારી જાઉં રે૦

ઇંદ્ર કોપિયો બ્રજ ઉપર,
કોઈ નહી ઈશ્વરસે ઉપર;
સુરદાસ પ્રભુ તુમ્હારે દરશન, નખ પર ગિરિવર ધારના રે,
ગિરિવર ધારના રે. વારી જાઉં રે૦

૧૫

છોટો સો એક કનૈયો એક મોરલી મધુરી છોટી;
છોટેસે સખન સંગ, છોટી પાગ શિરકી. છોટો સો૦
છોટી સી લકુટી હાથ, છોટે બચ્ચો લિયે સાથ;
છોટી કટિ છોટી પટ, છોટી પીતામ્બરકી. છોટો સો૦
છોટેસે કુંડલ કાન, મુનિ મન છૂટે ધ્યાન;
છોટી છોટી ગોપી સબ, આઈ ઘરઘરકી. છોટો સો૦

સુરદાસ કહે પ્રભુ, છોટે ભાવ મોટે;
ખાયો હય માખન શોભા, દેખોરી બદનકા. છોટો સો૦

૧૬

ધનાશરી

હરિજનકું હરિનામ, બડો ધન હરિજનકું હરિનામ. (ટેક)
બિન રખવાલે ચોર નહીં ચોરત, સુવત હે સુખધામ. બડો૦
દિન દિન હોત સવાઈ દોઢી, ઘટત કછુ નહીં દામ. બડો૦
સુરદાસ પ્રભુ સેવા જાકી, પારસસોં કહા કામ? બડો૦

૧૭

કાયકું દેહ ધરી? ભજન બિના કાયકું દેહ ધરી? (ટેક)
ગર્ભવાસમેં ભક્તિ કબૂલી, બહાર કાઢા શ્રીહરિ. ભજન૦
કોલ દેઈ કર બહાર નિકલ્યો, પીછે બુદ્ધિ ફરી. ભજન૦
સુરદાસ ભગવંત-ભજન બિના, જનની ભારે મરી. ભજન૦

૧૮

કયુ રે નીંદ ભર સોયા? મુસાફર!
કયું રે નીંદ ભર સોયા? (ટેક)
મનુષ્યાદેહી દેવતાકું દુર્લભ, જન્મ અકારથ ખોયા. મુસાફર૦
ધન દારા જોબન સુત તેરા, તામેં મન તેરા મો'યા. મુસાફર૦
સુરદાસ પ્રભુ ચલેહિ પંથકું, પીછે નૈનુ ભરભર રોયા. મુસાફર૦

૧૯

ઐસે સંતનકી સેવા, કર મન ઐસે સંતનકી સેવા. (ટેક)
શીલ-સંતોષ સદા ઉર જિનકે, નામ રામકો લેવા. કર મન૦
આન ભરુંસો હૃદય નહિ જિનકે, ભજન નિરંજન દેવા. કર મન૦
જીવન્મુક્ત ફિરે જગમાંહીં, જ્યું નારદ મુનિ દેવા. કર મન૦
જિનકે ચરણકમલકું ઇચ્છત, પ્રયાગ યમુના રેવા. કર મન૦
સુરદાસ કર ઉનકી સંગત, મિલે નિરંજન દેવા. કર મન૦

૨૦

વિખ લઈ અમૃત પાયો, પૂતનાકું વિખ લઈ અમૃત પાયો;
જેહી જો દેવે સોહી સો પાવે, જૂઠો નિયમ બતાયો. પૂતનાકું૦
સો ગારી દીની શિશુપાલને, સો જૂઠ કલંક ચઢાયો;
અવગુણ ત્યજી જદુનાથ સુરપ્રભુ, અપને સંગ મિલાયો. પૂતનાકું૦

૨૧

તુમ ટેડે મોરી ટેડી ગગરિયાં. (ટેક)
તુમેરે ટેડે પ્રભુકી મુખકી મોરલીયા, ઉનસે ટેડી મોરી
નાકકી નથનિયા. તુમ૦
તુમેરે ટેડે પ્રભુ મોરમુગટ હૈ, ઉનસે ટેડી મોરી
સુરંગ ચુનરિયાં. તુમ૦
તુમેરે ટેડે પ્રભુ ગ્વાલ બાલ હૈ, ઉનસે ટેડી મોરી
સંગકી સાહેલિયાં. તુમ૦
સુરદાસ પ્રભુ તિહારે મિલનકૂં, સબસે ટેડી મોરી
ગોકુલ નગરિયા. તુમ૦

૨૨

બાવા નંદજીકે દ્વાર મચી હોરી રે. (ટેક)
ઉતમેં ઠાડે કુંવર કનૈયા, ઈસ ઠાડી રાધા ગોરી રે બાવા૦
પાંચ વરસકે કુંવર કનૈયા, સાત વરસ રાધા ગોરી રે. બાવા૦
હાથ મેં લાલ ગુલાલ ફેંટભર, ડારત હૈ ભરભર ઝોરી રે. બાવા૦
સુરદાસ પ્રભુ તિહારે મિલનકો, અવિચલ રહીઓ,
યે જોરી રે. બાવા૦

૨૩

બિન ગોપાલ નહીં કોઈ અપનો. (ટેક)
કોન પિતા માતા સુત ઘરુની, યહ સબ જગત રૈનકો,
સુપનો. બિન ગોપાલ૦

ધનકારન નિશદિન જન ભટકત, વૃથા જન્મ્યો હિ સબ સપનો;
અંત સહાય કરે નહી કોઈ, નિશ્ચે કાલ અગ્નિમુખ ઝપનો.
બિન ગોપાલ૦

સબ ત્યજ હરિ ભજ યુગલ-કમલ-પદ, મોહનિગઢ ચરણનતેં કપનો;
કહત સુર શ્રીવલ્લભ વિઠ્ઠલ, શ્રીગિરિધર રસના મુખ જપનો.
બિન ગોપાલ૦

૨૪

નંદા, નંદા, મોએ પ્યારા કૃષ્ણ ગોવિંદા. (ટેક)
સબ દેવનમેં દેવ બડા બાજીંદા, કુછ હારે મોહકા ફંદા. નંદા૦
મથુરામેં હરિ જન્મ લિયો, ભએ ગોકુલ બાલમુકુંદા;
પૈઠ પાતાલ કાલિનાગ નાથ્યો, ફન પર નૃત્ય કરંતા. નંદા૦
ઇંદ્રને જબ કોપ કિયો, તબ કોપે આનંદકંદા;
અંગુરી અગ્ર ગોવર્ધન ધાયો, એસે ગોકુલચંદા. નંદા૦
સુરદાસ પ્રભુ તિહારે મિલનકો, ભજ લે નાગરનંદા;
સબ ગોપિયનમેં નટવર નાચે, થેઈ થેઈ રાસ રમંતા. નંદા૦

૨૫

જાકે મન વસે શ્યામ ધન માધો. (ટેક)
સો સુંદર સો ધની દક્ષ સોઈ, સોઈ કુલીન સોઈ સાધો. જાકે૦
સો પંડિત સો ગુણપુંજ સોઈ, જો ગોપાલ કહિ ગાવે;
કોટિ પ્રકાર ધન્ય સોઈ નર જયો, નહીં હરિ બિસરાવે જાકે૦
સો નર શૂરા વેદ વિદ્યા રત, સો ભૂપતિ સોઈ જ્ઞાની;
પરમાનંદ ધન્ય સોઈ સમરથ, જેહિં લાલચરણ રતિ માની. જાકે૦

૨૬

અચંબો ઈન લોગનકો આવે. (ટેક)
છાડ ગોપાલ અમિત રસ અમૃત, માયા વિષફલ ભાવે. અચંબો૦

નિંદિત મૂઢ મલયચંદનકો, કપિ કે અંગ લગાવે;
માનસરોવર છાંડ હંસ સર, કાક સરોવર ન્હાવે. અચંબો૦
પગ તર જરત ન જાનત મૂરખ, પરઘર જાય બૂઝાવે;
લખ ચોરાશી સ્વાંગ ધરે ઘર, ફિર ફિર યમહિં હસાવે. અચંબો૦
મૃગતૃષ્ણા સંસાર જગત સુખ, તહાં તે મન ન ડુરાવે;
સુરદાસ ભક્તનસો મિલકે, હરિયશ કાહુ ન ગાવે? અચંબો૦

૨૭

બિહાગ

રાખો તૈસે રહું, તુમ રાખો તૈસે રહું. (ટેક)
જાનત હો દુઃખ સુખ સબ જનકો, સુખ કરી કહા કહું? રાખો૦
કબહુક ભોજન દેહો કૃપા કરી, કબહુક ભૂખ સહું;
કબહુક ચઢત તુરંગ મહાગજ, કબહુક ભાર બહુ. રાખો૦
કમલનૈન ઘનશ્યામ મનોહર, અનુચર ભયો રહું;
સુરદાસ પ્રભુ ભક્ત કૃપાનિધિ, તુમ્હારે ચરણ ગ્રહું. રાખો૦

૨૮

હોરી

હોરિયા રંગ ધૂમ મચાઉં, જબ મોહન પાઉં. (ટેક)
અબિર ગુલાલ કે ઉરત ફુવારે, રબકો રથ બિગાઉં;
દશ દિગ્પાલ રહ ચક્ર ભીજે, ઔ' ઇદ્રપુરી ભરમાઉં;
સુરનર કે શીશ નમાઉં, હોરિયા રંગ મચાઉં. ૧
બાજત તાલ મૃદંગ ઝાંઝ ડફ, લેકર બીન બજાઉં;
રાગ ધમાર આલાપ ગાયકે, બ્રહ્મકે બેદ ભુલાઉં;
ગજાનન નાચત ગાઉં, હોરિયા રંગ મચાઉં. ૨
સુરનર મુનિ જ્યાકે ધ્યાન ધરત હૈં, તીનોકો રંગ મિલાઉં;
સુરશ્યામ સંગે હોરી ખેલકે, ઓહિ ભૂલે બકસાઉં;
ચરણ પર શીશ નમાઉં, હોરિયા રંગ મચાઉં. ૩

૨૯
રાગ જોગિયા

રે મન કૃષ્ણ નામ કહિ લીજે. (ટેક)
ગુરુ કે બચન અટલ કરિ માનહુ, સાધુ-સમાગમ કીજે. રે મન૦
પઢિયે સુનિયે ભગતિ ભાગવતિ, ઔર કહા કથિ કીજે;
કૃષ્ણ નામ બિન જનમ બાદિ હૈ, વૃથા જીવન કહા જીજે. રે મન૦
કૃષ્ણ-નામરસ બહ્યો જાત હૈ, તૃષાવંત હોઈ પીજે;
સુરદાસ હરિશરણ તાકિયે, જનમ સફલ કરિ લીજે. રે મન૦

૩૦

ભજન બિન જીવત જૈસે પ્રેત. (ટેક)
મન મલિન ઘર ઘર ડોલત હૈ, ઉદર ભરનકે હેત. ભજન૦
કબહૂ પાવત પાપકો પૈસા, ગાડ ધૂડમેં દેત,
સેવા નહીં ગોવિંદચંદકી, ભવન નીલકો ખેત. ભજન૦
મુખ કટુ બચન કરત પરનિંદા, રા તનકું દુખ દેત;
સુરદાસ બહુત કહા કહુ, ડૂબે કુટુંબ સમેત. ભજન૦

૩૧
રાગ કેદાર-તીન તાલ

મો સમ કૌન કુટિલ ખલ કામી ?
જિન તનુ દિયો તાહી બિસરાયો, ઐસો નિમકહરામી. (ટેક)
ભરિ ભરિ ઉદર વિષયકો ધાવોં,
જૈસે સૂકર ગ્રામી,
હરિજન છાડ હરિ વિમુખનકી,
નિસિદિન કરત ગુલામી ૧
પાપી કૌન બડો હૈ મોતે,
સબ પતિતનમેં નામી;
સૂર પતિતકો ઠૌર કહા હૈ ?
સુનિયે શ્રીપતિ સ્વામી ૨

૩૨

વંદું ચરણસરોજ તુમ્હારે. (ટેક)
સુંદરશ્યામ કમલદલ લોચન, લલિતત્રિભંગી પ્રાણપિયારે. વંદું૦
જે પદપદ્મ સદા શિવકે ધન, સિંધુસુતા ઉર તે નહિ ટારે. વંદું૦
જે પદપદ્મ તાત રિસિ ત્રાસન, મન–વચ–કર્મ પ્રહ્‌લાદ સંભારે. વંદું૦
જે પદપદ્મ ફિરત વૃંદાવન, અહિશિર ધરિ અગણિત રિપુ મારે. વંદું૦
જે પદપદ્મ પરસિ વ્રજયુવતી, સર્વસ દે સુત સદન વિસારે. વંદું૦
જે પદપદ્મ લોક ત્રય પાવન, સુરસરિ દરશ કટત અઘ ભારે. વંદું૦
જે પદપદ્મ પરસિ ઋષિપત્ની, નૃપ અરુ વ્યાધ અમિઘ ખળતારે. વંદું૦
જે પદપદ્મ ફિરત પાંડવગૃહ, દૂત ભયે સબ કાજ સંવારે. વંદું૦
તે પદપંકજ સુરદાસ સુખકરન, વચન અહિકૃણુ પ્રતિ ધારે. વંદું૦

૩૩

રાગ કલ્યાણ–તીન તાલ

ચરનકમલ બન્દૌ હરિરાઈ. (ટેક)
જાકી કૃપા પંગુ ગિરિ લઘૈ, અંધેકો સબ કુછ દરસાઈ. ચરન૦
બહિરૌ સુને મૂક પુનિ બોલૈ, રંક ચલૈ શિરછત્ર ધરાઈ. ચરન૦
સુરદાસ સ્વામી કરુનામય, બાર બાર બન્દૌં તેહિ પાઈ. ચરન૦

૩૪

દૃઢ ઈન ચરનન કેરો, ભરોસો દૃઢ ઈન ચરનન કેરો;
શ્રી વ્રજપતિ નખચંદ્રછટા બિન, સબ જુગમેં હિ અંધેરો. ભરોસો૦
સાધન ઔર નહિ કલિમેં કછુ, જામેં હોત નિવેરો;
સુર કહા કહે દ્વિવિદ આંધરો, બિના મુલકો ચેરો. ભરોસો૦

૩૫

તુમ્હારી કૃપા ગોવિંદ દયાનિધિ,
મેં અજ્ઞાની અઘ નહિ જાનત;
મુજ અવગુણ ગુણ તુજ નહિ સમજત,
રવિકે ગુણ જૈસે ઉલૂક ન માનત: તુમ્હારી૦

સબ સુખનિધિ હરિનામ મહામણિ,
સો પાયો તોહુ નાહિ પિછાનત;
પરમ કુબુદ્ધિ તુચ્છ-રસ-લોભી,
ગતન બદલી કોડી ઘર આનત. તુમ્હારી૦
શિવકો ધન સતનકો સર્વસ્વ,
મહિમા વેદ પુરાણ બખાનત,
સુર કૂર શઠ કયુ ના સમજે?
પ્રભુપદ ત્યજી સદા વિખ છાનત. તુમ્હારી૦

૩૬

કૌન ગતિ, વ્રજનાથ! અબ મેરી, કૌન ગતિ વ્રજનાથ? અબ૦
ભજનવિમુખ અરુ સમરણ નાહિં, ફિરત વિષયન સાથ. અબ૦
મહા પતિત અપરાધી પૂરણ, ભયો હુ દુષ્ટ વિકાર,
કામ ક્રોધ અરુ લોભ ચિતવત, નાથ તુમહિં વિસાર અબ૦
આય પયો શરણે લિપટાવો, ચરણુંમે મહારાજ!
સુરદાસ પ્રભુ પતિતપાવન, કીજે દાસકો કાજ. અબ૦

જાકો મન લાગ્યો કૃષ્ણ સ્નેહશું, જૂઠ કબહું ન આવે;
સુરદાસ પ્રભુ વિનતિ ચેહી, હરખી નીરખી ગુણ ગાવે. અવસર૦

૩૯

નૈનનહિંકો નિકો, મિલવો નૈનનહિંકો નિકો. (ટેક)
નંદકો લાલ જીવનધનસર્વસ, ઔર જગત સબ ફીકો. મિલવો૦
ધર્મશાસ્ત્ર ભાગવત ગીતા, ગૂઢ જ્ઞાન પોથીકો. મિલવો૦
ખાટી છાશ મોહે કામ ન આવે, સુર ખવૈયા ઘીકો. મિલવો૦

૪૦

ગોવિંદ કૃષ્ણ હરિ, ભજો રે ભૈયા, ગોવિંદ કૃષ્ણ હરિ;
એ કાયા કાગજકી પૂતરી, છીનમેં જાત જરી. ભજો૦
માલ દામ કછુ લાગત નાહીં, છૂટત ના ગઠરી. ભજો૦
જા મુખે સુર પ્રભુ ના સમર્યો, તા મુખ ધૂળ પરી. ભજો૦

૪૧

રાગ ભીમપનાસી–તીનતાલ

સબસે ઊંચી પ્રેમસગાઈ. (ટેક)
દુર્યોધનકો મેવા ત્યાગો, સાગ વિદુર ઘર પાઈ. સબસે૦
જૂઠે ફળ શબરી કે ખાયે, બહુવિધ પ્રેમ લગાઈ;
પ્રેમકે બસ નૃપસેવા કીન્હીં, આપ બને હરિ નાઈ. સબસે૦
રાજસુયયજ્ઞ યુધિષ્ઠિર કીનો, તામેં જૂઠ ઉઠાઈ;
પ્રેમકે બસ અર્જુન–રથ હાંકયો, ભૂલ ગયે ઠકુરાઈ. સબસે૦
ઐસી પ્રીત બઢી વૃંદાવન, ગોપિન નાચ નચાઈ;
સુર ક્રૂર ઈસ લાયક નાહી, કહઁ લગિ કરોં બડાઈ. સબસે૦

૪૨

નામકો આધાર, હે હરિ નામકો આધાર (ટેક)
સાધન ઔર નહીં કછુ કલિમેં, રહ્યો ન વિધિ વ્યવહાર. હે હરિ૦
સકલ શ્રુતિ દધિમથત પાયો, ઈતનો યહ ઘૃત સાર;
સુરદાસ પ્રભુ ભજન કરતે, ભવમે બેડો પાર. હે હરિ૦

सब सुखनिधि हरिनाम महामणि,
सो पायो तोहुं नाहि पिछानत;
परम कुबुद्धि तुरछ-रस-लोभी,
रतन बदली कोडी घर आनत. तुम्हारी०
शिवको धन संतनको सर्वस,
महिमा वेद पुराण बखानत;
सुर क्रूर शठ कयुं ना समजे?
प्रभुपद त्यजी सदा विख छानत. तुम्हारी०

३६

कौन गति, ब्रजनाथ! अब मेरी, कौन गति ब्रजनाथ? अब०
भजनविमुख अरु समरण नाहि, फिरत विषयन साथ. अब०
महा पतित अपराधी पूरण, भर्यो हुं दुष्ट विकार;
काम क्रोध अरु लोभ चितवत, नाथ तुमहिं विसार. अब०
आय पर्यो शरणे लिपटावो, चरणमें महाराज!
सुरदास प्रभु पतितपावन, कीजे दासको काज. अब०

३७

सब दिन गये विषयके हेत, सब दिन गये विषयके हेत;
गंगा छांडि कूप जल पीवत, हरि त्यजी पूजत प्रेत. सब०
जान बूझ अपनो तन खोयो, केस भये सब श्वेत;
श्रवन सुनत नहि, नयन देखत नहि, चरण थके हो अचेत. सब०
मुखमें भगवत नाम न आवत, चंद्र ग्रहे जैसे केत;
सुरदास ऐसे जन्म गुमायो, डूब्यो कुटुंब समेत. सब०

३८

बेर बेर नहि आवे, अवसर बेर बेर नहि आवे;
जो जाने तो कर ले भलाई, जन्मोजन्म सुख पावे. अवसर०
धन जोबन अंजलिको पानी, वणसतां देर न लागे;
तन छूटे धन कौन कामको? कायकुं कृपण कहावे? अवसर०

જાકો મન લાગ્યો કૃષ્ણ સ્નેહશું, જૂઠ કબહું ન આવે;
સુરદાસ પ્રભુ વિનતિ ચેહી, હરખી નીરખી ગુણ ગાવે. અવસર૦

૩૯

નૈનનહિંકો નિકો, મિલવો નૈનનહિંકો નિકો. (ટેક)
નંદકો લાલ જીવનધનસર્વસ, ઔર જગત સબ ફીકો. મિલવો૦
ધર્મશાસ્ત્ર ભાગવત ગીતા, ગૂઢ જ્ઞાન પોથીકો. મિલવો૦
ખાટી છાશ મોહે કામ ન આવે, સુર ખવૈયા ઘીકો. મિલવો૦

૪૦

ગોવિંદ કૃષ્ણ હરિ, ભજો રે ભૈયા, ગોવિંદ કૃષ્ણ હરિ;
એ કાયા કાગજકી પૂતરી, છીનમેં જાત જરી. ભજો૦
માલ દામ કછુ લાગત નાહીં, છૂટત ના ગઠરી. ભજો૦
જા મુખે સુર પ્રભુ ના સમર્યો, તા મુખ ધૂળ પરી. ભજો૦

૪૧

રાગ ભીમપલાસી–તીનતાલ

સબસે ઊંચી પ્રેમસગાઈ. (ટેક)
દુર્યોધનકો મેવા ત્યાગો, સાગ વિદુર ઘર પાઈ. સબસે૦
જૂઠે ફળ શબરી કે ખાયે, બહુવિધ પ્રેમ લગાઈ;
પ્રેમકે બસ નૃપસેવા કીન્હીં, આપ બને હરિ નાઈ. સબસે૦
રાજસુયયજ્ઞ યુધિષ્ઠિર કીનો, તામેં જૂઠ ઉઠાઈ;
પ્રેમકે બસ અર્જુન–રથ હાંકયો, ભૂલ ગયે ઠકુરાઈ. સબસે૦
ઐસી પ્રીત બઢી વૃંદાવન, ગોપિન નાચ નચાઈ;
સુર કૂર ઈસ લાયક નાહીં, કહઁ લગિ કરીં બડાઈ. સબસે૦

૪૨

નામકો આધાર, લે હરિ નામકો આધાર. (ટેક)
સાધન ઔર નહીં કછુ કલિમેં, રહ્યો ન વિધિ વ્યવહાર. લે હરિ૦
સકલ શ્રુતિ દધિમથત પાયો, ઈતનો યહ ઘૃત સાર;
સુરદાસ પ્રભુ ભજન કરતે, ભવસે બેડો પાર. લે હરિ૦

૪૩

રાગ ખમાજ-તીનતાલ પંજાબી ઠેકા

(ટેક)

અબ તો પ્રગટ ભઈ જગ જાની.

વા મોહનસો પ્રીત નિરંતર, નાહિં રહેગી છાની. અબ તો૦

કહા કરો સુંદર મૂરત ઈન, નયનન માઁઝ સમાની;

નિકસત નાહિં બહુત પચિહારી, રોમ રોમ ઉરઝાની. અબ તો૦

અબ કૈસે નિર્વાર જાત હૈ, મિલે દૂધ જ્યોં પાની;

સુરદાસ પ્રભુ અંતર્યામી, ગ્વાલિન મનકી જાની. અબ તો૦

૪૪

કો'' પત રાખે મોરી, શ્યામ બિન, કો' પત રાખે મોરી?

અંધ કો અંધ મહાદુષ્ટ દુઃશાસન, લઈ સભામેં ઘેરી.

શ્યામ બિન૦

મતિહીન અધમ ભયો યે રાજા, વસ્ત્ર ખિંચાવત હેરી;

ભીષ્મ કરણ દ્રોણ દુર્યોધન, કિનહું ન પાછી ફેરી.

શ્યામ બિન૦

જો વિશ્વાસ આસ મેરે મનમેં, સો પ્રભુ કહું એક તેરી;

આય સહાય કરો કરુણાસાગર, ડૂબત રાખો એ બેરી.

શ્યામ બિન૦

ત્યજી ખગરાજ આતુર ઊઠી ધાયે, ટારી વિપત ગજ કેરી;

સુરદાસ નિજ ભક્ત કાજ હરિ, કરી અંબરકી ઢેરી.

શ્યામ બિન૦

૪૫

રાગ આસા-તાલ દાદર

દીનન દુઃખહરન દેવ સંતન હિતકારી. (ટેક)

અજામીલ ગીધ વ્યાધ, ઈનમેં કહો કૌન સાધ?

પંછીકો પદ પઢાત, ગણિકાસી તારી. દીનન૦

ધ્રુવકે સિરછત્ર દેત, પ્રહ્‌લાદકો ઉબાર લેત;
ભક્ત હેત બાંધ્યો સેત, લંકાપુરી જારી. દીનન૦
તંદુલ દેત રીઝ જાત, સાગ–પાતસોં અઘાત;
ગિનત નહિ જૂઠે ફલ, ખાટે મીઠે ખારી. દીનન૦
ગજકો જબ ગ્રાહ ગ્રસ્યો, દુઃશાસન ચીર ખસ્યો;
સભા બીચ કૃષ્ણ કૃષ્ણ, દ્રૌપદી પુકારી. દીનન૦
ઈતિને હરિ આય ગયે, બસનન આરૂઢ ભયે;
સુરદાસ દ્વારે ઠાઢો, આંધરો ભિખારી. દીનન૦

## ૪૬

રાગ સિંધ-કાફી-તીનતાલ

પ્રભુ! મોરે અવગુણ ચિત ન ધરો. (ટેક)
સમદરશી હે નામ તિહારો, ચાહે તો પાર કરો. પ્રભુ૦
એક નદિયા એક નાર કહાવત, મૈલો હિ નીર ભર્યો;
જબ મિલ કરકે એક બરન ભયે, સુરસરિ નામ પર્યો. પ્રભુ૦
ઈક લોહા પૂજામેં રાખત, ઈક ઘર બધિક પર્યો;
પારસ ગુણ અવગુણ નહિ ચિતવત, કંચન કરત ખરો. પ્રભુ૦
યહ માયા ભ્રમજાલ કહાવત, સુરદાસ સગરો;
અબકી બેર મોહિં પાર ઉતારો, નહિ પ્રન જાત ટરો. પ્રભુ૦

## ૪૭

જે જન ઓધા મોહે ન બિસારે, તાહે ન બિસારું છીન એક ઘડી રે. (ટેક)
મોકું ભજે ભજું મૈં વાંકું, કલ ન પડત છિન એક ઘડી રે;
જન્મમરણકો સંકટ કાઢું, રાખું સદા આનંદ ભરી રે. જે૦

સુમરન કીનો દ્રૌપદી રાની, સહાય કિયો જબ ચીર હરી રે;
મહાભારત ભરૂ હિં કે ઈંડા, રાય લિયો ગજઘંટ ધરી રે. જે૦
ધ્રુવ પ્રહ્‌લાદ રૈન-દિન ધ્યાયે, ગુપ્ત રૂપ સો પ્રગટ કરી રે;
ખંભફાડ હિરણ્યાકશ માર્યો, ભક્ત પ્રહ્‌લાદકી રક્ષા કરી રે. જે૦
અંબરીખ ઘર ગયે દુર્વાસા, ચક્ર પઠાય વહાં સહાય કરી રે;
ભજનહાર ભજું, તજનહાર તજું, યહી હમારી હે પરાપરી રે. જે૦
પાંચ પાંડવકી રક્ષા કીની, લાખાગૃહમેં સહાય કરી રે;
સુર કહે ગજરાજ ઓધાર્યો, દયાસિંધુ જદુનાથ હરિ રે. જે૦

૪૮

મન તૂ શ્યામસે કર હેત. (ટેક)
શ્રીકૃષ્ણનામકી આડ કરે, તો બચે તેરો ખેત. મન૦
પાંચ હરણ પચીસ હરિણી, ખૂંદી ખાયો ખેત;
સાર વસ્તુ સબ ખેંચ લીની, લુણેગો કહા રેત ? મન૦
મન સુહા તન પિંજરા, તાસો લાગો નેહ;
મંજારરૂપી કાલ ડોલે, અબ ઘડી તોયે લેત. મન૦
કર બિચાર બિકાર ત્યજ દે, ઊતર સાયર સેત;
સુર હરિકી ભક્તિ કર લે, ગુરુ બતાઈ દેત. મન૦

૪૯

રામનામ મીઠા સહાય મોંસે બોલના. (ટેક)
ઊઠત બેઠત દિન જાગત સોવત નિત્ય;
હસી ખુશી બાબા, હરિકી હૂંડી ખોલના. રામનામ૦
લેતે દેતે ખૂટે નાહીં, નૃપ ચોર લૂંટે નાહીં;
ખરચ ખરચકર, વાંકું હૃદે તોલના. રામનામ૦
રતન જતન કર, રાખો યે મિલા અમોલ;
સૂરદાસ ઈત ઉત, કબહું ન ડોલના. રામનામ૦

૫૦

આજ કામ, કાલ કામ, પરસુ કામ કરનો;
પહલે દિન બહુત કામ, કામસે ના ટરનો. આજ૦
જાગત કામ સોવત કામ, કામ પીછે મરનો;
છોડ કામ સમર શ્યામ, સુર કહે સો કરનો. આજ૦

૫૧

કેતી કહી સમજાઈ મન, તોસું કેતી કહી સમજાઈ?
નંદનંદનકે ચરણકમલ ભજ, ત્યજ પાખંડ ઠગાઈ. મન૦
ક્ષણભંગુર સુખ સંપતિ દારા, ધન જોબન ઠકુરાઈ;
અંત સમે કોહુ કામ ન આવત, બુદ્ધિ-બલ ચતુરાઈ. મન૦
જન્મત મરત બહુત યુગ બીતે, અજહૂ લાજ નહીં આઈ;
સુરદાસ ભગવંત ભજન બિન, આયુષ વૃથા ગુમાઈ. મન૦

૫૨

જાકો દીનાનાથ નિવાજે. (ટેક)
ભવસાગરમેં કબહું ન ઝૂકે, અભય નિશાને બાજે. જાકો૦
વિપ્ર સુદામાકો નિધિ દિન્હીં, અર્જુન રનમેં ગાજે. જાકો૦
લંકારાજ વિભીષણ દિન્હો, ધ્રુવ આકાશ બિરાજે. જાકો૦
માર્યો કંસ જાઈ મથુરામેં, ભક્તકી સુની અવાજે. જાકો૦
ઉગ્રસેન શિરછત્ર ધરાયો, દાનવ દશ દિશ ભાજે. જાકો૦
અંબર ગહત દ્રૌપદી રાખી, જય જય જય વ્રજ રાજે. જાકો૦
સુરદાસ પ્રભુ નિજ જન-વત્સલ, કરે ભક્તકે કાજે. જાકો૦

૫૩

મન મેરો એક તાકું આપદા અનેક છેક;
રહ્યો ન વિવેક ટેક પર્યો જુ વિપત્તિમેં.
ગ્રહે તજ બાંધ્યો એંચ ઉત કામ ક્રોધ ખેંચ;
ચિરિયાંકી ચાંચ જૈસે બાજકી ઝપેટમેં.

કૈસે કર હરિ ભજો, કૈસે હરિ ધ્યાન સજો;
કૈસે નામ રટું જગ તાપકી તપતમેં.
સુર કહે બાર બાર, આતુર કરોં પુકાર;
અબ મોહે રાખ લેહો માયાકી ઝપેટ તેં.

૫૪

બંસી વર્ણન

બાસુરી બજાઈ આછે રંગસે મુરારી,
સુનિ કે ધુનિ છૂટ ગઈ શંકરકી તારી.
વેદ પઢત ભૂલ ગયે બ્રહ્મ બ્રહ્મચારી,
રસના સુનિ કહિ ન સકે ઐસી સુધિ બિસારી.
ઇન્દ્રસભા ચકિત ભઈ લગી જબ કરારી,
રંભા કો માન મિટ્યો ભૂલો નૃતકારી.
જમુનાજી ચકિત ભઈ નહીં સુધિ સંભારી,
સુરદાસ, મુરલી હે તીન લોક પ્યારી.

## ૧૭૬ : સેવાદાસ

૧

પ્યારાને મોરલીવાળાને, મન!
ભજતો નથી, ગોવિંદ પ્યારાને. (ટેક)
નવસેં નવાણું નદી ઊતરીને આવો,
આવી ઊભો જળઆરામાં;
ધનમાં લોભાણો પ્રાણી, માયામાં લોભાણો,
મછ તો વીંટાયો જાળામાં. મન૦
ખાધું ને પીધું તેં તો ખરચ્યું ને વાવર્યું,
મોહી રહ્યો છે ધન-માયામાં;
સેવાના સ્વામીનું સમરણ કરી લેને,
આવી ઉતારો ભવપારામાં. મન૦

२

મન ચડયું મોટપને પેટે, સમજ્યા તેને સાહેબ નહિ છેટે. (ટેક)
ઘડીક મન મારું મેડિયે બેઠું રે, ઘડીક લળીલળી લોટે રે.
ઠીકકરીને અહીં ઠેરાણું, ને અંતર લહરું આવે ગુરુ મારે;
ભાખે તે થાશે, મિટાયા દુ:ખ કોના નહિ જાશે. મન૦
જ્ઞાનરૂપી ગુરુએ ઘોડલો બનાવ્યો, છળીને મન જાય છેટે;
સદ્‌ગુરુ મળી શિખામણ આપે, આવીને બેઠો ઠેકાણે. મન૦
જ્ઞાની ને ધ્યાની વાલો વચન વિવેકી, સાધુચરણે સુખ પાયો;
મોતીરામ ચરણે ગાય સેવારામ, ચરણું શીશ નમાવ્યો. મન૦

## ૧૭૭ : સંતદાસ

૧

આજ સખી હરિ જન્મ લિયો હૈ,
ભક્તવત્સલ નૃસિંહ સહિ. (ટેક)
પાહન તેં પરમેશ્વર પ્રગટે,
સાર ભક્તિ પ્રહ્‌લાદ ગઈ. આજ૦
કામ ક્રોધ મમતા અરુ તૃષ્ણા,
ઈનકો લયસે દૂર રહી આજ૦
હરિ કે ચરન પ્રીતિ અતિ રાખી,
રામનામકી ટેક ગ્રહી. આજ૦
ઘુરત નિશાન દેવ સબ હરખે,
પુષ્પન છાઈ સકલ મહી આજ૦
સંતદાસ આનંદે સંતજન,
જયજય તિહું લોક ભઈ. આજ૦

## ૧૯૮ : હજૂરદાસ

૧

માયા તો મસ્તાની રે, મોહ્યા જન મોટામોટા;
લુટાયાં એક પળમાં રે, વેરાગી જોગીઓના જોટા. (ટેક)
જટા ધારીને થયા રે જોગી, રાખ ચોળીને ફરે રાન;
ભગવાં વસ્ત્ર ને વાળે લંગોટા, પછી આરોગે સુરાપાન;
ગાંજો ભાંગ પીને રે કાઢે, ધૂણીઓના ગોટા. માયા૦
નાહી ધોઈ ને બાવો શરીરને નીરખે, ફરે મગન મસ્તાન;
આરતી વેળાએ જ્યારે માણસ આવે, તેની પહેલાં થાય ગુલતાન;
તાન તો લાવીને રે, પ્રીતે વગાડે ઘણા ટાબોટા. માયા૦
તિલક બનાવી માંહે સરિયો રે તાણે, આડબંધ બાંધે કેશ;
દાંતો વિકાસીને જુએ દરપણમાં, એ કેવા વેરાગીના વેશ?
ઘરોઘર ભટકે રે, લાજહીણા લંગોટા. માયા૦
બાવો તો એક ને બેત્રણ બેરાં, બે ચાર પાંચ કે બાળ;
ધામા રે સારુ બાવો ધૂણી ધીખવે, પછી ફૂટી ભાંગે રે કપાળ;
પરાયા માલ ખાઈને રે, વધારે ડબરીના પોટા. માયા૦
આટો વેચીને બાવો વ્યાજે રે આપે, બનાવે મેડી ને મઠું,
જ્ઞાન પૂછતાં ગાળો રે ભાંડે, રંડી કહીને ઉઠાવત લઠું;
દુગ્ધાના પેટાણા રે, દુનિયામાં કાઢે દોટા. માયા૦
અડસઠ તીરથ કરીને રે આવ્યા, તોય ન ગયો મનનો મેલ;
મંદિર બાંધીને માયા રે રાખી, બેરાં છોકરાં ઢોરાં ને વળી બેલ;
ખેતીવાડી કરતાં રે, હવાલ એના થયા ખોટા. માયા૦
જોગ લીધો પણ જુક્તિ ન જાણી, કર્યાં અધર્મનાં કામ;
સમજણ વિના અંતે થયો સાધુ, એને શાથી મળે સીતારામ?
હજૂરદાસ કહે છે રે, ત્યાગી નરના પડ્યા તોટા. માયા૦

## ૧૭૯ : હરિદાસ મહારાજ

૧

રામને વિસારીને તેં શું કીધું જી ? કંચન મેલી કથીર લીધું !
હેતે હરિનુ નામ ન લીધું, અમૃત મેલીને વિખ પીધું. (ટેક)
આવ્યો અવસર તેં એળે ખોયો, મૂરખ માનવી માયામાં મોહ્યો;
જનમ પદારથ તેં કાંઈ ન જોયો, આબો ઉખેળી બાવળ બોયો. રામને૦
ભવસાગરમાં તું ભટકાણો, ઓરો આવે તો મોઘો મૂલ;
કામક્રોધની વચ્ચે કૂટ્યો, ભાવ ભજન ને ભક્તિ ભૂલ્યો. રામને૦
ડહાપણમા તું તો ડોળાણો, આશા મેલીને અથડાણો;
જેમ વીંટાણો વાણો–તાણો, એમ સંસારિયામાં પરોવાણો. રામને૦
કહે હરિદાસ તમે ભજો ટાણે, આવે ન અવસર ખર્ચે નાણે;
હૃદયે વિચારી જે નર જાણે, પ્રેમ તણો રસ તે પરમાણે. રામને૦

૨

જનનાં સકળ કલ્યાણનો ભંડાર હરિનું નામ છે,
કલિમલ તૃણોના ગંજમા અંગાર હરિનું નામ છે.
પાવનતણું પાવન જગતમાં શ્રેય હરિનું નામ છે;
પંથે પરમ પદને જતાં પાથેય હરિનું નામ છે.
કવિવરોને વાણી તણો વિશ્રામ હરિનું નામ છે;
સંતોતણું જીવન પરમ સુખધામ હરિનું નામ છે.
સદ્ધર્મરૂપી વૃક્ષનું શુભ બીજ હરિનું નામ છે;
સંસારમાં સંજીવની–મૂળી જ હરિનું નામ છે.
દુર્લભ મનુષ્યા દેહ કેરો લ્હાવ હરિનું નામ છે;
ભવસિંધુ પાર તરી જવા દૃઢ નાવ હરિનું નામ છે.
આ તક્રસમ સંસારમા નવનીત હરિનું નામ છે;
હરિદાસના હૈયાતણું તાવીત હરિનું નામ છે.

૩

હરિનું નામ રસાયણ સેવે, પણ જો પથ્ય પળાય નહીં;
નામરટણનું ફળ નવ પામે, ને ભવરોગ ટળાય નહીં.
પહેલુ પથ્ય અસત્ય ન વદવું, નિંદા પરની થાય નહી;
નિજ વખાણ કરવા નહીં સુણવાં, વ્યસન કશુય કરાય નહી.
હરિજનને દુભાય ન જરીય, હરિજન નિંદા થાય નહી,
ખળ આગળ હરિનામતણા, ગુણ ભૂલ્યે પણ વર્ણાય નહી.
હરિહર માંહે ભેદ ગણીને, વિતર્કવાદ વદાય નહીં;
વેદ-શાસ્ત્ર આચાર્યવરોના વચનો ઉલ્લઘાય નહી.
નામ તણા અતુલિત મહિમાને, વ્યર્થ વખાણ મનાય નહી;
છે હરિનામ હવે ડર શો, ઈમ જાણી પાપ કરાય નહી.
છે હરિનામ હવે ડર શો, ઈમ નિજ કર્તવ્ય ત્યજાય નહી;
નિજ વર્ણાશ્રમ ધર્મ સાચવી, દુર્જન ધર્મ સજાય નહીં.
પરનારી માતા સમ લેખી, કદી કુદૃષ્ટિ કરાય નહીં;
તેમ પરધન પાષાણ ગણીને, મન અભિલાષ ધરાય નહી.
જીવ સકળ હરિના જાણીને, કશુંય કષ્ટ અપાય નહીં;
મન-વાણી કાયાથી કોઈનું, કિંચિત્ ભૂડું થાય નહી.
હુ હરિનો, હરિ છે મમ રક્ષક, એહ ભરોસો જાય નહી;
જે હરિ કરશે તે મમ હિતનુ, એ નિશ્ચય બદલાય નહી.
ઇતરનામ સરખું સાધારણ, હરિનું નામ ગણાય નહી;
લૌકિક ધર્મો સાથ નામને, કદીયે સરખાવાય નહી.
કર્યું, કરું છું ભજન આટલું, જ્યા ત્યા વાત કરાય નહી,
હુ મોટો મુજને સૌ પૂજે, એ અભિમાન ધરાય નહીં.
આ સૌ પથ્ય હૃદયમા રાખે, કદીયે પણ ભુલાય નહી;
નામ-રસાયન સુખથી સેવે, તો તે એળે જાય નહી.
સ્વલ્પ સમયમા સિદ્ધિ મેળવે, ત્યાં સદેહ જરાય નહી;
શ્રીહરિદાસ તણા સ્વામીને, મળતાં વાર જરાય નહી.

૪

ગરુડે ચઢી આવજો ગિરધારી, લજ્જા મોરી રાખજો રે મુરારિ.
પ્રથમ સરસ્વતી ગણપતિ ગાઈએ, પદ પૂજીને પાવન થઈએ;
નિત્ય ગોવિંદના ગુણ ગાઈએ, ગરુડે ચઢી આવજો ગિરધારી.
માતા કુંતાજી છે શુભમતિ, સતી સાધ્વી છે દ્રૌપદી;
એના બહુનામી છે પતિ, ગરુડે ચઢી આવજો ગિરધારી.
રાજા ધર્મ તે ધર્મનું ધ્યાન, અર્જુનના નામે વિશ્રામ;
ભીમસેન મહાબળવાન, ગરુડે ચઢી આવજો ગિરધારી.
જોષી સહદેવ જોષ બતાવે, નકુલ તોલે કોઈ ના'વે;
પાંચે પાંડવ ભક્ત કહાવે, ગરુડે ચઢી આવજો ગિરધારી.
હસ્તિનાપુરમાં હોડ મંડાણાં, દ્યૂત ખેલતાં પાસાઓ ઢાળ્યા;
પે'લે પાસે હસ્તિનાપુર હાર્યો, ગરુડે ચઢી આવજો ગિરધારી.
બીજે હાર્યા છે રતન-ભંડાર, ગર્થ ગામ ને ગજ ઘોડાર;
એમ હાર્યો તે વારંવાર, ગરુડે ચઢી આવજો ગિરધારી.
ત્રીજે બેઠા ચાતુરી ચુકાવી, નથી ઊગર્યાની એકે બારી;
ચોથે હાર્યો છે દ્રૌપદી નારી, ગરુડે ચઢી આવજો ગિરધારી.
ત્યાં તો સભા મળી બહુ સારી, બોલ્યો દુર્યોધન અહંકારી;
તેડી લાવો પાંડવની નારી, ગરુડે ચઢી આવજો ગિરધારી.
એવે દુઃશાસન દોડતો આવ્યો, સતીને સંદેશો સંભળાવ્યો;
કેશે ખેંચીને સભામાં લાવ્યો, ગરુડે ચઢી આવજો ગિરધારી.
સતી ભરી રે સભામાં આવ્યાં, પતિ દેખીને મનમાં લજાયાં;
દુષ્ટે હસીને પાસે બોલાવ્યાં, ગરુડે ચઢી આવજો ગિરધારી.
પાંડવ હાર્યા ધન-ધામ અને ઠામ, એમ બોલ્યો દુર્યોધન રાય;
આવી બેસોને ખોળાની માંહ્ય, ગરુડે ચઢી આવજો ગિરધારી.
ત્યારે સતીએ દીધો છે શાપ, તને લાગ્યું પૂર્વનું પાપ;
તને વ્યાપશે શોક-સંતાપ, ગરુડે ચઢી આવજો ગિરધારી.

તને કાળે લીધો છે ઘેરી, તે તો યાદવકુળ કર્યું વેરી;
ખોળે બેસે ગદા ભીમ કેરી, ગરુડે ચઢી આવજો ગિરધારી.
એવુ વચન સુણી કોપ્યા વીર, ઊઠ્યો દુ:શાસન છાંડી ધીર;
કેશ ખેંચી ઉતારે છે ચીર, ગરુડે ચઢી આવજો ગિરધારી.
દૂર દેશ છે દ્વારિકામતિ, મારી વહારે ચઢો જદુપતિ!
વહાલા દુઃખ પડ્યા મને અતિ, ગરુડે ચઢી આવજો ગિરધારી
સતી વારે વારે પોકારે, આસુ પાડે ને રડે ચોધારે;
પ્રભુ ધાજો તમે મારી વહારે, ગરુડે ચઢી આવજો ગિરધારી.
હરિએ સુણ્યો છે આર્ત પોકાર, વેગે દોડીને ઊઠ્યા તે વાર,
ચઢ્યા ગરુડે જગદાધાર, ગરુડે ચઢી આવજો ગિરધારી
પ્રભુ કૌરવ-સભામા આવ્યા, અંતરીક્ષ કો'ને ન દેખાયા;
પાચાળીને પટકૂળ પહેરાવ્યા, ગરુડે ચઢી આવજો ગિરધારી.
આવી ગાચવ્યુ સતીનુ ટાણુ, પાટો બાધ્યાનુ ઋણ પ્રમાણ્યુ,
ચીર પૂર્યા છે નવસે નવ્વાણુ, ગરુડે ચઢી આવજો ગિરધારી.
કર્યાં ભક્ત તણા કામ પૂરા, નથી કોઈ રીતેય અધૂરા;
સંકટ હરવામા શામળિયો શૂરા, ગરુડે ચઢી આવજો ગિરધારી
કહે ક્ષત્રિ તે દાસનો દાસ, જેનો કુતલપુરમાં છે વાસ,
ગુણ નિત્ય ગાયે હરિદાસ, ગરુડે ચઢી આવજો ગિરધારી.

૫ ✓

ધન્ય શ્રીજમુના કૃપા કરી શ્રી ગોકુલ-વ્રજ સુખ આપજો,
વ્રજની રજમા, અહર્નિશ અમને, સ્થિર કરીને સ્થાપજો. (ટેક)
તમે મોટા છો શ્રીમહારાણી, તમે જીવતણી કરુણા જાણી;
અમને શરણે લેજો તાણી રે. ધન્ય શ્રી યમુના૦
જાઉં શ્રીવૃંદાવન વાટે, ન્હાઉ શ્રીજમુનાજી ઘાટે;
વહાલે રાસ રમાડ્યાં છે રાતે રે. ધન્ય શ્રી યમુના૦

ચાલો તો થઈએ વ્રજવાસી, પરિક્રમા ફરીએ ચોરાશી;
ટળે જન્મ-બંધન-ફાંસી રે. ધન્ય શ્રી યમુના૦
જીવ જાણે શ્રીજમુના નાહીએ, એવા અખંડ વ્રજવાસી થઈએ;
એ નૌતમ લીલા નિત્ય ગાઈએ રે. ધન્ય શ્રી યમુના૦
સખી સમરોને સારંગપાણિ, વૈષ્ણવને વહાલી એ વાણી;
એ લીલા હરિદાસે જાણી રે. ધન્ય શ્રી યમુના૦

૬

આટલો સંદેશો મારા સદ્‌ગુરુને કહેજો;
સેવકના અંતરની દિલ ધરશો. સંદેશો૦
શાંતિ દાતાર છો સચ્ચિદાનંદ સ્વામી;
મનના મનોરથ પૂરણ કરશો. સંદેશો૦
મનડું ભયંકર ત્રણે તાપે તપે છે;
શાંતિ-ગંગામાં ક્યારે નહાશે? સંદેશો૦
અમૃત પર બેસી ઘડીમાં વિષ ઉપર જાય છે;
સ્થિરતામાં વાસો ક્યારે થાશે? સંદેશો૦
કોઈક સંસ્કારે શરણું મળ્યું છે આપનું;
કૃપા કરીને દોષ કાપો. સંદેશો૦
અજ્ઞાની જીવ જરીય જ્ઞાન ન જાણે;
અખંડાનંદ આશિષ આપો. સંદેશો૦
ક્યારે વૈરાગ્ય થાશે નક્કી એ નિમંળા;
દયા કરીને ઉત્તર દેજો. સંદેશો૦
જે જે પ્રકારે પ્રભુ પ્રસન્ન થાય છે;
તે તે કહેવાનું સર્વે કહેજો. સંદેશો૦
પાછા નવ પડીએ છેલ્લી ટૂંકે જઈ અડીએ;
જબરી હિંમત એવી જોઈએ. સંદેશો૦

કહે છે હરિદાસ એમ હરિકૃપાથી;
પરબ્રહ્મ સાથે ચિત્ત પ્રોઈએ. સદેશો૦

૭

જોબનકા મગરૂરી મત કરના, દિન ચારકા હૈ ચટકા;
રૂપ દેખકે ક્યું મન રાચો ? રામ ભજનસે ક્યો લટકા. જોબનકા૦
જાયા સોઈ આખર મરનેકા, રૈન-દિન તનમેં ખટકા;
જાગેગા કોઈ વિરલા જોગી, નૈન નીંદસે નહિ મટકા. જોબનકા૦
ગોરખ જાગ્યા કબીરા જાગ્યા, કાળ મારી કીનો કટકા;
સિદ્ધ ચોરાસી સો ભી જાગ્યા, જિનકા મન છીનમેં અટકા. જોબનકા૦
સાધુ-સંતકી સેવા કરલો, શબ્દ શાખ દિલમેં અટકા,
નૂરતસૂરતકા દોર ન ચૂકો, ખરા ખેલ જ્યું હય નટકા. જોબનકા૦
સમજે વાકું સુખદ સહજ હૈ, અણસમજુકુ હૈ ભટકા;
માર પડે તોય પાર ન પહોચે, મન ઘોડા તીથે અટકા. જોબનકા૦
આપકા આતમ તત્ત્વ વિચારો, સાહેબ સાક્ષી સબ ઘટકા;
પાર પોચા ઓ હરિદાસ પલકમેં, મીટા ચોરાસીકા ભટકા. જોબનકા૦

૮

હરિ હરિ છોડકે દૂસરી ન કીજે બાત,
એક એક ઘડી તો, કરોરનકી જાત હૈ
ઘડી-પલ-દિલ ખોવે, ફેર નહિ આવે સોય,
ક્ષણભ ગુર દેહ તામે, મરન જૈસી ઘાત હૈ
હરિકુ સભાર તુ, બકવો બિસાર ડાર,
તજ અમૃત વિષ કાહેકુ તું ખાત હૈ
કહત હૈ હરિદાસ કરકે વિશ્વાસ ભજ,
એક એક પલમેં યે જીવન વહ્યો જાત હૈ.

## ૧૮૦ : હરિશ્ચંદ્રરસા

૧

જહાં દેખો વહા મૌજૂદ, મેરા કૃષ્ણ પ્યારા હૈ;
ઉસીકા સબ હૈ જીલાવ, જો જહામેં આશકારા હૈ. જહાં૦

ભલા મખલૂક ખાલિકકી, સિફ્ત સમુઝે કહાં કુદરત;
ઈસી સે 'નેતિ નેતિ' ઐ યાર, બેદોને પુકારા હૈ. જહાં૦

ન કુછ ચારા 'ચલા લાચાર, ચારો હાર કર બૈઠે;
બિચારે બેદને પ્યારે, બહુત તુમકો બિચારા હૈ. જહાં૦

જો કુછ કહતે હૈ હમ યહ ભી, તેરા જીવન હૈ ઇશ્ક બરહેન;
કિસે તાકત જો મુહ ખોલે, યહાં હર શખ્સ હારા હૈ. જહા૦

તેરા દમ ભરતે હૈં હિ દુ, અગર નાખુશ બજાતા હૈ;
તુજે હિ શેખને પ્યારે, અજાં દેકર પુકારા હૈ. જહા૦

જો બુત પથ્થર હૈં તો કાબેમેં, ક્યા જૂજ ખાકો પથ્થર હૈ;
બહુત ભૂલા હૈ વહ ઈસ ફર્કમેં, સિ૦ જિસને મારા હૈ. જહાં૦

ન હોતે જીલબ ગર તુમ તો, ય ગિરજા કબકા ગિર જાતા;
ન સારા કો ભી તો આખિર, તુમ્હારી હી સહારા હૈ. જહાં૦

તુમ્હારા નૂર હૈ હરસૌ, કહસે કોહ તક પ્યારે;
ઈસીસે કહકૈ હરહર, તુમકો હિંદુને પુકારા હૈ. જહાં૦

ગુનાહ બખશો રસાઈ દો, રસા કો અપને કદમો તક;
બૂરા હૈ યા ભલા હૈ જૈસા–હૈ પ્યારે તુમ્હારા હૈ. જહાં૦

## ૧૮૧ : હરિસિંગ

**૧**

મહાસુખ માણો માણો રે, જેને પૂજે પ્રાયશ્ચિત્ત જાય;
તેને જાણો જાણો રે. (ટેક)
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને શૂદ્ર, જાણો વર્ણ ચાર;
તેમાથી ભાઈ, પૂજવાનો છે, બ્રાહ્મણને અધિકાર. મહાસુખ૦
જાન વર્ણ ને વેશધારી, તેના દેહ બ્રાહ્મણ ન હોય;
બ્રાહ્મણ તે જે બ્રહ્મને જાણે, જાત ગમે તે હોય. મહાસુખ૦
જન્મ્યો ત્યારે શૂદ્ર જ જાણો, સંસ્કારે દ્વિજ હોય;
વેદાભ્યાસે વિપ્ર જ જાણો, બ્રહ્મ જાણે તે બ્રાહ્મણ હોય. મહાસુખ૦
દેહને બ્રાહ્મણ માનતો હો, તો સમજી લે કહુ તોય,
પિતાનો દેહ પુત્ર બાળે, તેને બ્રહ્મહત્યા થવી જોય મહાસુખ૦
બ્રાહ્મણ તો બ્રહ્મવેત્તા છે ભાઈ, નિશ્ચય કારી નિરધાર;
વજ્ર શુચિ ઉપનિષદનાં વાક્યને વિચાર મહાસુખ૦
બ્રાહ્મણ તો બ્રહ્મવેત્તા છે જેને, ગીતાજી પરમાણ,
જ્ઞાની છે મારો આતમા, એમ બોલ્યા શ્રીમુખ વાણ. મહાસુખ૦
બ્રહ્મવેત્તાસુ ભેટીએ ત્યારે, ટળે ત્રિવિધના તાપ,
ઓળખાવે નિજ આતમા, અંતર્યામી આપોઆપ મહાસુખ૦
જગત જગત સહુ કહે, ડાહ્યા પંડિત સુજાણ;
શ્રવણ ધરીને સાભળજો, તેના કરું છું વખાણ. મહાસુખ૦
થયો નથી તેનો થાપ શું કરવો ? જાણી લ્યો જરૂર,
સ્થાવર જંગમ જો સચરાચર, બ્રહ્મ સદા ભરપૂર મહાસુખ૦
વંધ્યાસુત વણજે ચાલ્યો, ભરીને માલની હેડ;
ગાંધર્વ-નગરમા રાત્રિ રહ્યો, જઈ વણજન્ય્યાને ઘેર મહાસુખ૦

સવારે ઊઠીને સાબદો થયો, લીધી પુરની વાટ;
માલ વહેંચી મનગમતો ચાલ્યો, એકના કીધા આઠ. મહાસુખ૦
શેઠિયાને મન આનંદ થયો, પુણ્ય કીધાની હામ;
ભવિષ્યત્ પુરના બ્રાહ્મણ જમાડી, કરે છે પરણામ. મહાસુખ૦
ઈ વચન કહ્યાં સાંભળ્યાનાં, તેમાં સાચું નહિ લગાર;
સસલાંને શિર શિંગડાં, એવો જગત છે નિરધાર. મહાસુખ૦
ગમ વિના શું ગોતો છો? તારા દેહમાં સુંદર દેવ;
અંતરમુખી જો આતમા, નર સોહં ભાવે સેવ. મહાસુખ૦
નામને રૂપ જાણજો જગત, ભાસે નાના રંગ;
આતમામાં આરોપણ છે જેમ, રજ્જુમાં ભુજંગ. મહાસુખ૦
આદ્દ અંત મધ્ય એક સોહં, હરિસિંગ મિથ્યા સંસાર;
બ્રહ્મવેત્તા ગુરુરામ-પ્રતાપે, સમજ્યો વેદનો સાર. મહાસુખ૦

## ૧૮૨ : હરિસિંહ

૧

ગઝલ

અગર હમ ઇલ્મ સૂફીકો, બરાબર જાનતે હોતે;
ભટકતે ઔર દુનિયામેં, ન રહેતે વાંહ હમ રોતે. અગર૦
ઝરો ઝેવર વ હશમતકા, હમેં ફિર ખ્યાલ કયોં હોતા?
ન રોતે દિલ ગુન્હાઓંમેં, હમેં તો મારતે ગોતે. અગર૦
નશા બેખબીકા ભારી, હમેં વો કાં અભી ઊતરા?
નહિ તો જહાન મેં પલ પલ, બૂરે ફલ કયોં હમે બોતે? અગર૦
કિતાબેં એક દો પઢકે, બડે પંડિત બન બેઠે;
મગર વો રજ્ઞ ના પાયા, જો પાતે કયોં હમે ખોતે? અગર૦
જિક્ર કર ઓમકી દિલમેં, જગાવો નાદકો દેતે;
સુષમા કરતે તાબે મેં, હરિકી ધૂનમેં સોતે. અગર૦

૨

ધનાશરી

કયા કયા જઈને ચડે છે? મન, તું કયા કયા જઈને ચડે છે?
એક ઘડી કદી શાંત ન થાતું, શુ શું ઘાટ ઘડે છે? (ટેક)
પહોંચે પાતાળે તું ક્ષણમા, આકાશે આથડે છે;
સમજે સાર-અસાર છતા પણ, જઈને કૂવામા પડે છે. મન તું૦
પળમા ખ્યાલ કરી ખુશ થાતું, પળમા પાછું રડે છે,
ડરતા જન જાહેરમા કરતા, તે ન તને તો નડે છે. મન તું૦
પરના સુખથી નાહક બળતું, નિશદિન શું બબડે છે?
ઘડીમા વળી પસ્તાતું પાપથી, ન ઘડીમા તારું ઘડે છે મન તું૦
મિથ્યા માન અને શ્રીમદથી, ફુલાતું શું સડે છે?
જન્મ-મરણ ને દુખ આ ભવનુ, સઘળું તારા વડે છે. મન તું૦
આ જગમા સૌ જન પર કેવું, તારું રાજ કડે છે?
કરી વશ તુજને કોઈ વિરલા, હરિપદમા તો જડે છે. મન તું૦

૩

જૂઠી જૂઠી ફેરવ માળા કા રામની રે?
વૃથા તું આશા રાખે પરમ-પદ-ધામની રે જૂઠી જૂઠી૦
કામનીમાથી નજર કામની ગઈ નથી ભક્તિ શું કામની?
વૃદ્ધ થયો પણ વૃત્તિ રહી જ હરામની રે જૂઠી જૂઠી૦
શાસ્ત્રોમાની શીખ ન માની, જન્મી વૃથા લજવી કૂખ માની,
થઈને ગુમાની બેઠો મતિ બદામની રે જૂઠી જૂઠી૦
કેવી શોભે માળા કરતું? કેવા ઠગ મિથ્યા જપ કરતું?
રાખી ફિકર તું બેઠો બધા ગામની રે! જૂઠી જૂઠી૦
પાપ કરમ નાહક સ ઘરમા, જે સત વસ્તુ જે નિજ ઘટમા;
સાચી ધૂન લગાડી હરિનામની રે. જૂઠી જૂઠી૦

## ૧૮૩ : હાસમશાહ

૧

આ દેહી સમર્યો વિના, પાર ન પહોંચ્યો કોઈ;
આગળ ધુતાશનાં શહેર છે. (ટેક)
જન્મ્યો નો'તો શી બોલી બોલતો, હવે બોલ્યામાં ઘણો ફેર ફેર છે;
ફૂડિયું કમાયું તારી ચોપડે ચડશે ભાઈ! લેખાં લેવા રે તને તેડશે. આ૦
મોટપમાં રે તું તો કાં રે લેવાણો, મોટપ તુંને વેડશે વેડશે;
દેવું હોય તો તમે અહીંયાં જ દેજો, આજ પ્રભુની મહેર છે. આ૦
સંસાર–સાગર મહાજળ ભરિયો, છીપે છીપે ઘણો ફેર છે;
સાધુ થયા હાસમ ત્યારે શું થયું, પ્યાલે પ્યાલે ઘણો ફેર છે. આ૦

## ૧૮૪ : હિમો

ચોપાઈ

નીચું ઊંચું જોઈ ચાલતી, સૌકો આગળ થાતી છતી;
ગર્ભહત્યાઓ કીધી ઘણી, તે પાપે નારી વાંઝણી.
કહ્યું ન માને કંથ જ તણું, જે ઉન્મત્તપણું રાખે ઘણું;
વણિક વિપ્ર ઘેર પુત્રી થઈ, ભર જોબનમાં રાંડી રહી.
કીધાં કર્મ અંગ નવ દમે, તે પાપે સંકટ ભોગવે;
નબળા પુરુષતણે ઘરનાર, સાસુ સાથે કરે વઢવાડ.
એક ઘડો જળ આણુતી મરે, પર ઘર દાસી થઈ પાણી ભરે.
સાસુનાં સંતાપ્યાં મન, તે પાપે દાસી અર્જુન.
કોઈક દેશમાં હાકમ ગયો, ત્યાં જઈને અહંકારી થયો;
કીધી રીસ ને દીધી ગાળ, ગરીબ શિર ચઢાવે આળ.

મૂઆ પછી તે મોક્ષે નવ ગયા, વળતા નર તે વૈતરા થયા;
જેણે તપસા કીધી ઘણી, દેહ દમી વળી પોતા તણી.
અડસઠ તીર્થે કીધાં સ્નાન, તે માટે સરજ્યા રાજાન;
માતપિતા ટળવળતાં ગયાં, તે પાપે મહીપતિ વાંઝિયા.
જેણે વડ-પીપલ બહુ હણ્યા, જન્મી પાપ કીધાં પણ ઘણાં;
કાપી ડાળો તુલસી તણી, તે પાપે કાયા કોઢણી.
અતિ શોભા અંગે આદરે, ચૂવા-ચંદન લેપન કરે;
ચાલથકી ભૂમિ ધમધમે, અભાગિયાને આપે ગમે.
સોહે છોગાં પડખે સહી, કોમળ વાણી મુખમાં નહિ;
પરનારી શું પ્રીત જ કરે, તે વળતો વ્યંઢળ અવતરે.
ગુરુ કહે તે શ્રવણે ધરે, કૂડ-કપટને તે પરહરે;
નિકમતણું ત્યાં જ્ઞાન જ કરી, વળી ગુરુજીની સેવા ધરી.
ગુરુ કારણ ત્યાં કળપ્યાં ધન, આપે નિર્મળ કીધાં મન;
ગુરુ કારણ વળી કળપ્યાં શીશ, ગુરુને કહી જાણ્યા જગદીશ.
એમ ગુરુની કીધી સેવ, તે અર્જુન અવતરિયા દેવ;
પાંડવ પ્રતિ બોલ્યા રણછોડ, કહે કવિજન હિમો કરજોડ.

## ૧૮૫ : હોથી

### ૧

પરજ

ભક્તિ ભાવ વિના નહિ આવે;
ગુરુગમ કયું પાવે રે, સંતો કયું પાવે રે?
ભક્તિ પ્રેમ વિના નહિ આવે;
ગુરુગમ કયું પાવે રે, સંતો કયું પાવે રે? (ટેક)
પ્રથમ સંતોની સેવા ન કીધી રે;
અનેક વાતો રહ્યા આણે;

તસકુ ડકી અધિક મહિમા, દશો દિશ યશ ગાયનમ્,
શ્રીનરનારાયણકી હોત સેવા, શ્રીબદરીનાથ વિશ્વંભરમ્.
યક્ષ કિન્નર કરત કીર્તન, તાલ વીણા વાજિંત્રમ,
સિદ્ધ મુનિજન કરત જય જય, શ્રીબદરીનાથ વિશ્વંભરમ્.

યે દાસકી હૈ અરજી, સુણી ધ્યાન મેં લો હરજી;
આગે તુમ્હારી મરજી, જબ પ્રાણ તનસે નીકલે.

૩

કૈલાસવાસી શંભુ, તુમકો લાખોં પ્રણામ,
તુમકો લાખોં પ્રણામ, તુમકો લાખોં પ્રણામ.
ડમરુધારી શિવજી, તુમકો લાખો પ્રણામ. (૩)
અંગ વિભૂતિ શિર ગંગ બિરાજે, કંઠ શેષ અરુ ચંદ્ર બિરાજે;
મૃત્યુ આપ નિકટ નહીં આવે, માર્કણ્ડભય ટારે. તુમકો૦ (૩)
શિવ શંકર હર નામ તુમ્હારા, પાર્વતી કે પ્રાણપિયારા;
ભક્તો કે તુમ હો રખવાલા, ત્રિશૂલ ધરનેવાલા. તુમકો૦ (૩)
કામદેવકો આપ જલાયા, નામ ત્રિલોચન આપ ધરાયા;
ભોલે શંભુ આપ કહાયા, હર ભોલે શિવ બોલે. તુમકો૦ (૩)
અલખ નિરંજન નામ ધરત હો, દેવન મેં મહાદેવ આપ હો;
નામ હી જૈસા કામ દિખાત હો, વિષકે પીનેવાલે. તુમકો૦ (૩)
કલ્યાણ કરો શિવશંભુ પ્યારે, પડે ચરણમેં આય તુમ્હારે;
હમ સેવક હૈં સબહી તુમ્હારે, તુમ હો દીન દયાલે;
તુમકો લાખોં પ્રણામ, તુમકો લાખો પ્રણામ. તુમકો૦

૪

સાંવરે બંસીવાલે, તુમકો લાખોં પ્રણામ;
તુમકો લાખોં પ્રણામ, તુમકો લાખોં પ્રણામ. તુમકો લાખોં પ્રણામ.
મોહન મોરલીવાલે, તુમકો લાખોં પ્રણામ;
તુમકો લાખોં પ્રણામ, તુમકો લાખોં પ્રણામ. તુમકો૦ (૩)
નંદજીકે હો પ્રાણપિયારે, માતા જશોદાજીકે દુલારે;
ગોકુલવાસી કે રખવારે, ભક્તોકે પ્રતિપાલે. તુમકો૦ (૩)
ગોપીજન સંગ રાસ રચાયા, ગિરિ ગોવર્ધન હાથ ઉઠાયા;
કાલિનાગ-શિર નાચ નચાયા, વ્રજકો તારણહારે. તુમકો૦ (૩)

તસકુ ડકી અધિક મહિમા, દશો દિશ યશ ગાયનમ્,
શ્રીનરનારાયણુકી હોત સેવા, શ્રીબદરીનાથ વિશ્વભરમ્.
યક્ષ કિન્નર કરત કીર્તન, તાલ વીણા વાજિત્રમ્,
સિદ્ધ મુનિજન કરત જય જય, શ્રીબદરીનાથ વિશ્વંભરમ્.
પ્રેમ પચ કેદાર દર્શન, સિદ્ધ મુનિજન સેવિતમ્,
હિમાલયમે સુખ સ્વરૂપી, શ્રીબદરીનાથ વિશ્વંભરમ્.
બદરીનાથ કે સપ્તરત્નસુ, સર્વપાપ વિનાશકમ્,
કોટિ તીર્થ સ્વરૂપ પૂરણુ, શ્રીબદરીનાથ વિશ્વભરમ્.
કૈલાસમે એક દેવ નિરંજન, શૈલ શિખર મહેશ્વરમ્,
રાજા યુધિષ્ઠિર કરત સ્તુતિ, શ્રીબદરીનાથ વિશ્વભરમ્.

૨

ઈતના તો કરના સ્વામી, જબ પ્રાણુ તનસે નીકલે;
ગોવિંદ નામ લેકર, ફિર પ્રાણુ તનસે નીકલે
શ્રીગંગાજીકા તટ હો, યા યમુનાજીકા બટ હો,
સન્મુખ હરિ નિકટ હો, જબ પ્રાણુ તનસે નીકલે.
શ્રીવૃંદાવનકા સ્થલ હો, મેરે મુખમે તુલસીદલ હો,
વિષ્ણુચરણુકા જલ હો, જબ પ્રાણુ તનસે નીકલે
ઉસ વખત જલદી આના, નહી મુજકુ ભૂલ જાના;
શ્રી મુખ વચન સુનાના, જબ પ્રાણુ તનસે નીકલે.
શખ ચક્ર ગદા ધારી, ગરુડ પે સવારી;
મેરા દુખ હરો મુરારિ, જબ પ્રાણુ તનસે નીકલે
સિર સોહના મુગટ હો, મુખડે પે કાલી લટ હો;
યેહી ધ્યાન મેરે ઘટ હો, જબ પ્રાણુ તનસે નીકલે.
જબ કંઠ પ્રાણુ આવે, કોઈ વાસના દિલ ના'વે;
યમ દર્શ ના દિખાવે, જબ પ્રાણુ તનસે નીકલે.
મેરા પ્રાણુ નીકલે સુખસે, તેરા નામ આવે મુખસે,
બચ જાઉ ઘોર દુખસે, જબ પ્રાણુ તનસે નીકલે.

યે દાસકી હૈ અરજી, સુણી ધ્યાન મેં લો હરજી;
આગે તુમ્હારી મરજી, જબ પ્રાણ તનસે નીકલે.

૩

કૈલાસવાસી શંભુ, તુમકો લાખોં પ્રણામ,
તુમકો લાખોં પ્રણામ, તુમકો લાખોં પ્રણામ.
ડમરુધારી શિવજી, તુમકો લાખોં પ્રણામ. (૩)
અંગ વિભૂતિ શિર ગંગ બિરાજે, કંઠ શેષ અરુ ચંદ્ર બિરાજે;
મૃત્યુ આપ નિકટ નહીં આવે, માર્કણ્ડભય ટારે. તુમકો૦ (૩)
શિવ શંકર હર નામ તુમ્હારા, પાર્વતી કે પ્રાણપિયારા;
ભક્તો કે તુમ હો રખવાલા, ત્રિશૂલ ધરનેવાલા. તુમકો૦ (૩)
કામદેવકો આપ જલાયા, નામ ત્રિલોચન આપ ધરાયા;
ભોલે શંભુ આપ કહાયા, હર ભોલે શિવ બોલે. તુમકો૦ (૩)
અલખ નિરંજન નામ ધરત હો, દેવન મેં મહાદેવ આપ હો;
નામ હી જૈસા કામ દિખાત હો, વિષકે પીનેવાલે. તુમકો૦ (૩)
કલ્યાણ કરો શિવશંભુ પ્યારે, પડે ચરણમેં આય તુમ્હારે;
હમ સેવક હૈં સબહી તુમ્હારે, તુમ હો દીન દયાલે;
તુમકો લાખોં પ્રણામ, તુમકો લાખોં પ્રણામ. તુમકો૦

૪

સાંવરે બંસીવાલે, તુમકો લાખોં પ્રણામ;
તુમકો લાખોં પ્રણામ, તુમકો લાખોં પ્રણામ. તુમકો લાખોં પ્રણામ.
મોહન મોરલીવાલે, તુમકો લાખોં પ્રણામ;
તુમકો લાખોં પ્રણામ, તુમકો લાખોં પ્રણામ. તુમકો૦ (૩)
નંદજીકે હો પ્રાણપિયારે, માતા જશોદાજીકે દુલારે;
ગોકુલવાસી કે રખવારે, ભક્તોંકે પ્રતિપાલે. તુમકો૦ (૩)
ગોપીજન સંગ રાસ રચાયા, ગિરિ ગોવર્ધન હાથ ઉઠાયા;
કાલિનાગ-શિર નાચ નચાયા, મજકો તારણહારે. તુમકો૦ (૩)

કંસકો તુમને માર ગિરાયા, પૃથ્વીમાતકા ભાર મિટાયા;
અર્જુનકો તુમને જ્ઞાન સુનાયા, ગીતા ગાનેવાલે. તુમકો૦ (૩)
ભક્તોંકે કારણ તુમ આયે, નિરાકાર સાકાર કહાયે;
નિર્ગુણ સગુણ લીલા દર્શાયે, જય જય મુકુંદ મુરારે. તુમકો૦ (૩)
સેવકજનકી અરજી સ્વીકારો, ડૂબત નૈયા પાર ઉતારો;
તુમકો લાખોં પ્રણામ, તુમકો લાખોં પ્રણામ. તુમકો૦

૫

કહા કહી તોહી પુકારું ? હે કિરતાર હમારે;
નામ અનંત અંત નહિ પાઉં, બહુ ગુણ રૂપ તિહારે. (ટેક)
અજર અમર અવિગત અવિનાશી, અલખ નિરંજન સ્વામી;
અપરંપાર અગાધ પુરાતન, પૂરણ અંતર્યામી. હે૦
પરમ દયાળુ દીનબંધુ હરિ, કૃપાનિધિ ફલદાતા;
નારાયણ નરસિંહ શ્રીવિષ્ણુ, જ્યોતિઃરૂપ વિધાતા. હે૦
લક્ષ્મીપતિ જગપતિ જગદીશ સ્વયં સત્યપ્રકાશી;
સર્વવ્યાપી સુખદાતા જીવન, પ્રાણ ઘટોઘટ-વાસી. હે૦
કમલનયન કેશવ મધુસૂદન, સબમેં સબસે ન્યારા;
વંદું વાસુદેવ ભગવાન, પુરુષોત્તમ પ્રભુ પ્યારા. હે૦

૬

રાત-દહાડો રટું છું તને રામ રે, તારી મને લે લાગી.
કર્યાં કોટિ ભગતનાં કામ રે, તારી મને લે લાગી.
તેં તો ઈંડા આવરદા આંકી રે, તારી મને લે લાગી.
તેં તો ગજની ઘંટા ઢાંકી રે, તારી મને લે લાગી.
પૂતનાને પાર ઉતારી રે, તારી મને લે લાગી.
તને આવી'તી નાખવા મારી રે, તારી મને લે લાગી.
ધના ભગતની ખેતી નિભાવી રે, તારી મને લે લાગી.
કુબજાની કાયા દીપાવી રે, તારી મને લે લાગી.

કરી શલ્યાની અહલ્યા નારી રે, તારી મને લે લાગી.
તેં તો જયદેવ નાર ઉગારી રે, તારી મને લે લાગી.
થયા બળીને બારણે ભિખારી રે, તારી મને લે લાગી.
પહેરી મુગટ ને ગુણકા તારી રે, તારી મને લે લાગી.
ખાધું એઠું આહીરનું અન્ન રે, તારી મને લે લાગી.
કર્યો શબરીનો મનખો ધન્ય રે, તારી મને લે લાગી.

## ૭

### રાજા ગોપીચંદ અને રાણીનો સંવાદ

ભલો રે ભલો રાજા ગોપીચંદ, પિયુ પરદેશ ન જઈએ;
નિદ્રા સેજતડીએ આવે નહિ, રાજા રંગમહેલમાં રહીએ. ભલો રે૦

રાણી :
મુંડ મુંડાવી રાજ શા કારણે? કંથા પહેરી શા માટે?
ખપ્પર ડંડા લીધા હાથમાં,-આમ ચાલ્યા કઈ વાટે? ભલો રે૦

ગોપીચંદ :
મુંડ મુંડાવી મુક્તિ કારણે, જોગ સાધવા કંથા;
ખપ્પર લીધું ભિક્ષા યાચવા, કાળ મારવા ડંડા. ભલો રે૦

રાણી :
કોણ તમ સંગે રાજા ચાલશે? કોણ કે'શે ભલી ભલી બાતા?
કોણ કોમળ ચરણ પખાળશે? કોણ લાવશે ભાતા? ભલો રે૦

ગોપીચંદ :
ધૂણી પાણી, રાણી, સંગ ચાલશે, રેન કહેશે ભલીભલી બાતા;
જમના-ગંગા ચરણ પખાળશે, દુનિયા લાવશે ભાતા. ભલો રે૦

રાણી :
અગર ચંદનની મઢી કરું, સુવર્ણપાટ ઢળાવું;
ખપ્પર જડાવું હીરા-મોતીથી, ભોજન ભાવતાં લાવું. ભલો રે૦

ગોપીચંદ :

અગર ચંદનની મઢી તોડું, સુવર્ણપાટ ભંગાવું,
વસવું વનમાં તરુવર તળે, ભિક્ષા માગીને ખાવું. ભલો રે૦

રાણી :

પરણી, રાજા તારી ટળવળે, તેના નિસાસા પડશે,
જે રે જોગીડે મુંડ મુંડી, તે પાપી જોગીડો મરશે! ભલો રે૦

ગોપીચંદ :

એ શું બોલ્યા રાણી બાવરી! ગુરુને ગાળ ન દઈએ,
અલખ જગાવી ગોપીચંદે, નામ રામના લઈએ ભલો રે૦

૮

આજ મોરી નગરીનો રાજા, ગોપીચંદ બાવો બને!
આજ મારા શહેરનો સરદાર, ગોપીચંદ બાવો બને!
ખેતર હોય તો ખેડીએ, પણ ડુંગર ખેડ્યા કેમ જાય રે? ગો૦
કૂવા હોય તો ગાળીએ, પણ સાગર ગાળ્યા કેમ જાય રે? ગો૦
મહેલ હોય તો ઢાંકીએ, પણ આભ ઢાંક્યા કેમ જાય રે? ગો૦
ચોડ હોય તો મઢાવીએ, પણ મેદની મઢી કેમ જાય રે? ગો૦

૯

સુભદ્રાબહેનની કંકોત્રી

કંકુ છાંટી કંકોતરી મોકલે, કોડે કહાવે સુભદ્રા બહેન:
વીરા વહેલા આવજો

પાંચ પાંડવ દાસ છે તમ તણા અહર્નિશ, જપે તવ નામ;
વીરા વહેલા આવજો

સાથે દેવ દુંદાળાને લાવજો, જે છે પાર્વતીના પુત્ર વીરા૦
વેદ વાંચતા વિપ્રને લાવજો, ભાઈ ભવતારણ ભગવાન! વીરા૦
ભીડભંજન મારી ભાભીઓ, બીજો સર્વે કુટુંબ પરિવાર. વીરા૦

સાથે જાદવ સઘળાને લાવજો, બીજી ઉત્તમ વરણુ અનેક. વીરા૦
થોડું લખ્યુ ઘણું કરી વાંચજો. તમ આવે થશે સુખચેન. વીરા૦

૧૦

રાગ બલિહારી રસિયા

પાવલિયા ધોયા વિણુ સુખદાઈ, કૃપાળુ હો રઘુરાઈ;
તમને નહીં ગંગા પાર ઉતારું જી. . (ટેક)
સંસારે કહે છે સરવે, મનુષ્ય બનાવવાની;
તવ પદ-પંકજ-રજ ઔષધિ ગણાઈ. કૃપાળુ૦
શલ્યાની પણુ થઈ સુદરી, ત્યાં કાષ્ઠનું કહેવું શું ?
નાવ માહરુ નિત્ય રહ્યુ જળ ખાઈ. કૃપાળુ૦
ધંધો એ સઘળો ધીરા, મારો પડી ભાગેજી,
નાવ મુજ જો મુનિપત્ની થઈ જાઈ. કૃપાળુ૦
પ્યારા આ નાવથી, પાળુ છું પરિવારને જી,
નથી જાણતો બીજું કાંઈ કમાઈ. કૃપાળુ૦
જલદી જાવુ હોયે, તો આજ્ઞા ઝટ દીજીએજી;
નથી જોઈતી નાથ મારે ઉતરાઈ. કૃપાળુ૦

૧૧

ગંગાકાંઠે ખેતર રે, નમો નારાયણુ,
વાવજો જમણે હાથ, હરિહર વાસુદેવાય.
સંતોએ ખેતર ખેડ્યા રે, નમો નારાયણુ,
ખેડ્યાં છે ગંગાને તીર, હરિહર વાસુદેવાય.
ખેતરે ખેતરે બળદિયા રે, નમો નારાયણુ,
રાસ રણુછોડજીને હાથ, હરિહર વાસુદેવાય.
ધર્મ ને પાપ બે તોળિયા રે, નમો નારાયણુ,
ત્રાજવા ત્રિકમને હાથ, હરિહર વાસુદેવાય.

ધર્મનો છાબડો ઊપડ્યો રે, નમો નારાયણ,
પાપનો ગયો છે પાતાળ, હરિહર વાસુદેવાય.
ધર્મની શેરી સાંકડી રે, નમો નારાયણ,
કૂંચી કેશવને હાથ, હરિહર વાસુદેવાય.
હરિએ દ્વાર ઉઘાડિયાં રે, નમો નારાયણ,
આવ્યો છે સંતોનો સંઘ, હરિહર વાસુદેવાય.
કળજુગ કડવો લીમડો રે, નમો નારાયણ,
મીઠા છે સ્વર્ગતણા વાસ, હરિહર વાસુદેવાય.
ગાય શીખે સુણે સાંભળે રે, નમો નારાયણ,
તેનો વૈકુંઠમાં વાસ, હરિહર વાસુદેવાય.

૧૨

મારા પગ તે ઘડજો પંખી તણા,
હું જઈશ ગંગાતીર જો, હું તો ન્હાઈશ જમનાનીર જો.
તપ-તીર્થ-વ્રત જો કરું, મારા જન્મ સાર્થક હોય જો.
મારા હાથ તે ઘડજો હેમના, પુણ્ય કરીશ અપરંપાર જો.
સોળે તે હાથે વાપરું, મારી કાયાના ઉદ્ધાર જો.
મારા કાન તે ઘડજો કસી તણા, હું તો સાંભળીશ ગીતાબોલ જો.
કથા ને કીર્તન સદા મારે, જ્ઞાનના ઘમઘોર જો.
મારી આંખ તો ઘડજો અમી તણી, દર્શન કરીશ ધરી પ્રેમ જો.
નયણે નીરખીશ દીનાનાથને, મારાં હૈડાં ટાઢાં થાય જો.
મારું હૈયુ તે ઘડજો પ્રેમનું, મારી જીભ અમૃતવાણ જો.
હાલતાં ને ચાલતા જો જપું, મારા હૃદે રહેજો રામ જો.
મારી દેહ તે ઘડજો દયા તણી, માંય લખજો પ્રભુજીનાં નામ જો.
અંતકાળે વહેલા આવજો, તમે સાચા શ્રીભગવાન જો.

૧૩

અંબા સન્મુખ થઈને રહેજો, દેહનાં દુઃખ ટળે રે લોલ.
અંબા અવગુણ મારા ખોજો, પાપો દૂર પળે રે લોલ.
અંબા અખંડ બ્રહ્માંડની આદિ, બીજ રૂપે થયાં રે લોલ.
અંબા વિષ્ણુરૂપ ધરીને, શિવરૂપે થયાં રે લોલ.
અંબા રૂપ ધર્યાં ચોવીસ, જગતને કારણે રે લોલ.
અંબા સરસ્વતી થાજો સહાય, જાઉં નિત્ય વારણે રે લોલ.
અંબા વૈકુંઠવાસી નામ, ચતુર્ભુજ તમે થયાં રે લોલ.
આપ્યાં દેવોને વરદાન, દુઃખડાં દૂર ગયાં રે લોલ.
અંબા વચ્છ–કચ્છ ને વરાહ, સ્વરૂપો તમતણાં રે લોલ.
અંબા નરસિંહરૂપ વિશાળ, ન જેમાં કંઈ મણા રે લોલ.
અંબા ધાર્યું વામનરૂપ, ઈંદ્રાસન રાખવા રે લોલ.
અંબા ફરશી લીધી હાથ, ક્ષત્રિયો ટાળવા રે લોલ.
અંબા રામ થઈને દશરથને ઘરે વસ્યાં રે લોલ.
અંબા દાનવને સંહાર્યા, ભક્તોનાં દુઃખ ખસ્યાં રે લોલ.
અંબા સાગર બાંધી પાજ ને રાવણ રોળીઓ રે લોલ.
અંબા નાથ્યો કાળીનાગ, ગોવર્ધન તોળીઓ રે લોલ.
અંબા રાધા થઈ વન માંહે, કૃષ્ણ નચાવવા રે લોલ.
અંબા રચ્યો શરદનો રાસ, તેં મોહ પમાડવા રે લોલ.
અંબા બાળસ્વરૂપે લીલા ગોકુળમાં કરી રે લોલ.
અંબા લઈને બુદ્ધ અવતાર, બેઠી તું સુંદરી રે લોલ.
અંબા કલિ અંતમાં રૂપ કલકી ધારશે રે લોલ.
અંબાનાં કરશે ગુણગાન, તે મહાસુખ પામશે રે લોલ.

૧૪

અમને રાસ રમાડો મા, નવદિન નવરાત્રિ આવી.
ત્રિભુવનમાં વેણુ વગાડો મા, નવદિન નવરાત્રિ આવી,

અમ હૃદયે જ્યોત જગાડો મા, નવદિન નવરાત્રિ આવી.
ગીતે બ્રહ્માડ ગજાવો મા, નવદિન નવરાત્રિ આવી.
ભક્તિમા લગની લગાડો મા, નવદિન નવરાત્રિ આવી.
પટ જીવનના ઉઘાડો મા, નવદિન નવરાત્રિ આવી.
ભાવઠ ભવભવની ભગાડો મા, નવદિન નવરાત્રિ આવી.
તવ દર્શન દિવ્ય પમાડો મા, નવદિન નવરાત્રિ આવી.

૧૫

સર્વ માર્ગનો નષ્ટ થયેથી, કલી ખલ ધર્મનો ધારી છે,
પાખંડથી ભરપૂર લોકમાં, કૃષ્ણ એ જ ગતિ મારી છે.
મ્લેચ્છાક્રાત આ દેશ થયેથી, પાપપુંજ અતિ ભારી છે;
સાધુપીડાથી વ્યગ્ર લોકમાં, કૃષ્ણ એ જ ગતિ મારી છે.
ગંગાદિક અતિ શ્રેષ્ઠ તીર્થમા, મૂર્ખ જનો અધિકારી છે;
આધિદૈવિક અંતર ધ્યાનમા, કૃષ્ણ એ જ ગતિ મારી છે.
પાપનુવર્તનથી સજ્જન, પણ મૂઢ ને અંહકારી છે;
યત્નશીલ સૌ લાભ પૂજામા, કૃષ્ણ એ જ ગતિ મારી છે
યોગી થયા વ્રત ટેક વિનાના, મંત્રશક્તિ પણ હારી છે;
નાથ અર્થને ભાગ્ય તણો ત્યા, કૃષ્ણ એ જ ગતિ મારી છે.
અનેક પાપથી ભ્રમિત કર્મમા, વૃત્તિ જનોની નઠારી છે;
યત્ન એક પાખંડ તણો ત્યા, કૃષ્ણ એ જ ગતિ મારી છે.
અજામીલાદિકની મલિનતા, જેણે કૃપાથી સંહારી છે,
માહાત્મ્ય સર્વનાં પ્રગટ ધરંતા, કૃષ્ણ એ જ ગતિ મારી છે.
પ્રાકૃત સર્વે દેવમ ડળી, ગણ્યો આનદ દેનારી છે;
પૂર્ણાનંદના દાતા પ્રભુ એક, કૃષ્ણ એ જ ગતિ મારી છે.
વિવેક–ધૈર્યનો ધ્વંસ થયો છે, ભક્તિ પણ નહિ ધારી છે;
પાપાસક્ત અતિ દીન જનોમાં, કૃષ્ણ એ જ ગતિ મારી છે.
સર્વ સામર્થ્ય સહિત દયાળુ કરે, સર્વ અર્થ શુભકારી છે;
શરણાગતનો ઉદ્ધાર કરતા, શ્રીકૃષ્ણ એ જ ગતિ મારી છે.

૧૬

નહિ માત તેની માત, પ્રભુ તુંહિ તુંહિ;
નહિ તાત તેના તાત, પ્રભુ તુંહિ તુંહિ.
છો અનાથ તણા નાથ, પ્રભુ તુંહિ તુંહિ;
છો અસહાયકના સાથ, પ્રભુ તુંહિ તુંહિ.
સુખ-શાંતિના ધામ, પ્રભુ તુહિ તુહિ;
નિર્બલના બલ રામ, પ્રભુ તુંહિ તુંહિ.
તણાતાને તારનાર, પ્રભુ તુહિ તુંહિ;
નિરાધારના આધાર, પ્રભુ તુહિ તુંહિ.
બધાં કષ્ટ કાપનાર, પ્રભુ તુંહિ તુંહિ;
સદા સુખ આપનાર, પ્રભુ તુંહિ તુંહિ.
નિર્જીવનના જીવ, પ્રભુ તુંહિ તુંહિ;
શુભ કરનાર શિવ, પ્રભુ તુંહિ તુંહિ.
નિર્ધનિયાના દામ, પ્રભુ તુહિ તુંહિ;
દુ:ખી દિલના આરામ, પ્રભુ તુહિ તુહિ.
સર્વ જ્ઞાનીઓનું જ્ઞાન, પ્રભુ તુંહિ તુ હિ;
સર્વ ધ્યાનીઓનું ધ્યાન, પ્રભુ તુહિ તુહિ.
જન પામરના પ્રાણ, પ્રભુ તુંહિ તુહિ;
ખરા હીરાની ખાણ, પ્રભુ તુંહિ તુહિ.
રૂપ એકમાં અનેક, પ્રભુ તુહિ તુહિ;
છો અનેકમાંથી એક, પ્રભુ તુંહિ તુહિ.

૧૭

વિશ્વનાથ! તું વિના ન કોઈ સહાયકારી;
નિર્મલ નિ:સંગ સત્ય, નિત્ય નિર્વિકારી.
સચ્ચિદ્દઘન સાક્ષી, સર્વ સંકટ-ભયહારી, વિશ્વનાથ૦

નિંદ્ય કૃત્યથી દયાળ, હયે તમે ઉગારી;
ભવપતિ! ભવસિંધુ થકી, દ્યો મને ઉતારી. વિશ્વનાથ૦
સત્ય દેવ એકમેવ, શ્રુતિ વદે પોકારી;
સત્ય ધર્મ આપી મને, રાખો સદાચારી. વિશ્વનાથ૦
શ્રવણ કરો સર્વ તમે, પ્રાર્થના અમારી;
સર્વદા રહો પ્રસન્ન, પરમ ઉપકારી. વિશ્વનાથ૦

૧૮

પ્રભુકો સુમિર સુમિર મન મેરે, પાપ કટેં સબ તેરે. (ટેક)
નામ-દાન-સ્નાન નિરર્થક, જો મન પ્રીતિ ન તેરે;
જાતિપાતિકી બાત ન પૂછે, પૂછે કાજ ભલે રે. પ્રભુકો૦
જિન કર્તાર અકાલ પિછાના, સોઈ જગત ઉજેરે;
દો દિનકે સુખ કારણ મૂરખ, પાવત ઉમર ખખેરે. પ્રભુકો૦
ગંગ-યમુન-કાશી-બન-જંગલ,હર ઘટમેં હરિ નિયરે;
પર જો ઉસકો ઢૂંઢન જાવત, ઉજડ ફિરત અંધેરે. પ્રભુકો૦
સાંચ ત્યાગ મિથ્યા જિન પકડા, અતિ ઉન દુ:ખ સહેરે;
એકમાત્ર જો પ્રભુકો સુમિરે, હમ હૈં તિસકે ચેરે. પ્રભુકો૦

૧૯

રાગ ભૈરવી-ગઝલ

અમે મહેમાન દુનિયાના, તમે મહેમાન દુનિયાના;
સહુ મહેમાન દુનિયાના, છીએ મહેમાન દુનિયાના. (ટેક)
ઘડી પહોર કે દિન ચાર, કે બહુ વર્ષ રહેવાના;
છતાં ક્યારે જશું નક્કી, નથી એ સાફ કહેવાના. અમે૦
બરાબર બાજરી ખૂટ્યે, ઊઠીને તુર્ત જાવાના;
સંબંધી રોકશે તોયે, પછી નહીં પટક રહેવાના. અમે૦
ભલે વહાલાં ઊઠી જાવે, અમે નહી લેશ રોવાના;
અમે પણ એ જ મારગમાં, ખરે છીએ જ જાવાના. અમે૦

ભલો ભૂંડો કહે તેને, અમે તો માફ કરવાના;
સુબુદ્ધિ એમને આપો, પ્રભુની પાસ કહેવાના. અમે૦
સુખોના સ્વાદને ચાખી, નથી મગરૂર બનવાના;
દુઃખોના ડુંગરા દેખી, નથી કાંઈ હાર ખાવાના. અમે૦
જમે કીધું જશું મેલી, ન સાથે પાઈ લેવાના;
નથી માલિક અંતે તો, અમે ફૂટી બદામીના. અમે૦
અજાણ્યા પંથમાં જાતા, અમે નહિ લેશ ડરવાના;
પ્રભુની મહેરબાનીના, અમારી પાસ પરવાના. અમે૦

૨૦

પ્રભાત

જીભલડી રે, તને હરિગુણ ગાતા,
આવડું આળસ ક્યાંથી રે?
લવરી કરતા નવરાઈ ન મળે,
બોલી ઊઠે મુખમાંથી રે. (ટેક)
પરનિંદા કરવાને પૂરી,
શૂરી ખટરસ ખાવા રે,
ઝઘડો કરવા ઝૂઝે વહેલી,
કાયર હરિગુણ ગાવા રે. જીભલડી રે૦
અંતકાળે કોઈ કામ ન આવે,
વહાલાં વેરીની ટોળી રે;
સ્વજન ધારીને સર્વસ્વ લેશે,
રહેશો આંખો ચોળી રે. જીભલડી રે૦
તલ મગાવો ને તુળસી મગાવો,
રામનામ સંભળાવો રે;
પ્રથમ તો મસ્તક નહીં નમતું.
પછી શું નામ સુણાવો રે જીભલડી રે૦

ઘર લાગ્યા પછી કૂપ ખોદાવો,
આગ એ કેમ ઓલવાશે રે?
ચોરો તો ધન હરી ગયા,
પછી દીપકથી શું થાશે રે? જીભલડી રે૦
માયાઘેનમાં ઊંઘી રહે છે,
જાગીને જો તું તપાસી રે;
અંતસમે રોવાને બેઠી,
પડી કાળની ફાંસી રે. જીભલડી રે૦
હરિગુણ ગાતાં દામ ન બેસે,
એકે વાલ ન ખરશે રે;
સહેજે પંથનો પાર ન આવે,
ભજન થકી ભવ તરશે રે. જીભલડી રે૦

## ૨૧

સાખી

રામ રુએ લખમણ ભોળવે, ભોળા રામ મ રોય;
ગઈ સીતાને આપણે વાળશું, લે લોટો મુખ ધોય.
દેશોદેશ કાગળ મોકલશું, ગોતશું ગામોગામ;
પણ સીતાથી ભલેરી લાવશું, તેનું સીતા ધરશું નામ.
જળ જળ કમળ ન નીપજે, વન વન અગર ન હોય;
ઘર ઘર સીતા નવ સાંપડે, મારા વીર વિમાસી જોય.
લંકા ગઢને ઓશીકડે, નિત નિત ટહુકે મોર;
સીતા સરીખું ઘરેણું, તેનો રાવણ થયો ચોર.
લખમણ હનમો ન આવિયો, ગયો સેલમસેલા લેણ;
કાજ પિયારાં કોણ કરે? જેને દુઃખ તેને વેણ.

૨૨

જીવડાનુ જતન કરો રે, જીવડાનુ જતન કરો;
તારા રે જીવડાને જોખમ લાગશે. હે મન લોભીજી૦ (ટેક)
જાવું તારે દ્વારકાને બેટ રે, જાવું તારે દ્વારકાને બેટ;
વચમાં કાબા રે તુંને લૂંટશે. હે મન લોભીજી૦
ભાતું લેજો રે સંગાથ, ભાતું લેજો રે સંગાથ;
સ્વરગમાં નથી હાટ વાણિયો. હે મન લોભીજી૦
ભોમિયા લેજો રે સંગાથ રે, ભોમિયા લેજો રે સંગાથ;
એવા ભોમિયા તે ભોમ બતાવશે. હે મન લોભીજી૦
ત્રાટાં નહિ ઝીલે ભાર રે, ત્રાટાં નહિ ઝીલે ભાર,
ભીતું હશે તે ભાર ઝીલશે. હે મન લોભીજી૦
સંઘર્યું નહિ આવે કામ રે, સંઘર્યું નહિ આવે કામ;
ખાઓ રે પીઓ રે વિગતે વાવરો હે મન લોભીજી૦
બોલ્યા ધ્રુવ ને પ્રહ્‌લાદ રે, બોલ્યા ધ્રુવ ને પ્રહ્‌લાદ;
એવો હરિભજન એક હીરલો. હે મન લોભીજી૦

૨૩

રાગ સોરઠ, તાલ લાવણી

યહ કાયાકી રેલ રેલસે અજબ નિરાલી હૈ. (ટેક)
સંસારરૂપી સડક બનાઈ, ચાર ગતિકી સ્ટેશન લગાઈ;
જીવમુસાફિર ચલા પાકટ, પુન્ય પાપકી હસ્તીમેં હૈ. યહ૦
તનકા ઇંજિન બના હૈ ભારી, જઠરમેં અગ્નિ દીયા પ્રજાલી; યહ૦
શ્વાસ-ધુંવા મુંહસે નીકલે, તબ ઇંજિન ચલતા હૈ. યહ૦

લોહી સ્ટીમ નળિયોમે ચલતી, અવયવોકો ગતિ શક્તિ દેતી,
પાવકા પૈડા બના, રેલ અબ આતી જાતી હૈ યહ૦
નબ્જકા ઘંટા હરદમ હિલ, જિસકા ટેમ રેલસે મિલતા;
હાથકો સિગ્નલ ગિરા, રેલ અબ આનેવાલી હૈ યહ૦
અરે મુસાફિર! કયો દુઃખ પાતા? રામનામકી ટિકિટ ન લેતા,
કફકી સીટી બજી, રેલ અબ જાનેવાલી હૈ યહ૦
તાર-ખબર હિચકી અબ આઈ, કાલ-બાદલિયા શિર પર છાઈ,
રેલ ગઈ સ્થળ છોડ, પડા ઇસ્ટેશન ખાલી હૈ યહ૦

૨૪

રાગ આશા જોગી, તાલ ત્રિતાલ

માયા કિનકી ભઈ બાવરે, પૂરી કિનહુ ન ભોગઈ;
આદિ અંત આઈ નહિ, બિચ ભઈ બિચ ગઈ માયા૦
સતયુગમે હરનાકશ્યપ રાજા ભયે, ચારો ખૂંટ પૃથ્વી સઈ,
ચાર જોજન વાકો ચરન ચલત હૈ, પૃથ્વી સંગ ન ગઈ માયા૦
ત્રેતાયુગમેં રાવન રાજા ભયે, સોનેકી લંક સઈ,
એક લખ પુત્ર સવાલખ નારી, નગરી સંગ ન ગઈ માયા૦
દ્વાપરમે દુર્યોધન રાજા ભયે, બાવન વીર સઈ,
લાખો પે લાખો દલ ઊલટે થે, મરનેકી શુદ્ધ ન રહી માયા૦
કલજુગમે શ્રીકૃષ્ણ રાજા ભયે, જમનાતીર સઈ;
કંસ મારન પ્રભુ મથુરા સિધારે, ગોપિયન વ્યાકુલ ભઈ માયા૦
સતયુગ, ત્રેતા, દ્વાપર, કલજુગ, કલજુગ શ્યામ સઈ,
સુનો મેરે પ્યારે વોહ નરહારે, જિને માયા મેરી મેરી કહી માયા૦

૨૫

પ્રભુજીએ ધાર્યું હોય તે થાય (ટેક)
ડહાપણ કોઈનું કામ ન આવે! (૨)
કરોને કોટિ ઉપાય; હારે હારે કરોને પ્રભુ૦

ભીમ અર્જુન સહદેવ નકુળ, પાંચમા ધર્મ કહેવાય;
એ પાંચેના દેખતાંજી રે, સતી તે કેમ લુટાય ? પ્રભુ૦
રામ જેવા સતપુરુષ કહીએ, તે પણ વનમાં જાય;
સતી સીતાને કલંક ચડાવ્યુ, તો રાવણુશિર રોળાય. પ્રભુ૦
રાજાને જ્યારે રઢ લાગી, ત્યારે મૃગયા રમવા જાય;
ઋષિરાયને દૂભવ્યા, તેણે તરત સર્પદંશ થાય. પ્રભુ૦
પરીક્ષિતરાજાના જન્મેજય કહાવે, તે પણ રાજા કહેવાય;
જગન કરતાં રંભાને વરતાં, અઢાર બ્રહ્મહત્યા થાય. પ્રભુ૦
શુભ મુહૂર્ત ને શુભ ચોઘડિયાં, શુભ ગ્રહે લેવાય;
સારાં મૂરત જોઈ લગન લખિયાં, તોય રંગભરેલી રોળાય. પ્રભુ૦
હાણુ વૃદ્ધિ છે હરિને હાથે, મૂરખ મન મલકાય;
કરનારો તો કરી રહ્યો છે, અણસમજુ અથડાય. પ્રભુ૦

૨૬

તું તીર્થમાં જ્યાં ત્યાં વિચરતો, ધર્મ જાણીને ધર્યો,
વૈરાગ્યથી વસ્તી તજીને, વન વિષે જઈને વર્યો;
ભગવાં ધરીને ભટકતો રહી, પેટ ભીખીને ભર્યું !
શી રીતે ઈશ્વર રીઝશે ? તેં સારું કોઈનું શું કર્યું ?
તેં નિત્ય સ્નાન ત્રિકાળ કીધું, ચાહી ગોમય ચોળીને,
તેં પંચગવ્ય વિશેષ પ્રાશન, કીધું ઘોળી ઘોળીને;
આહાર એક જ વાર કરવો, એવું વ્રત તેં આચર્યું,
શી રીતે ઈશ્વર રીઝશે ? તેં સારું કોઈનું શું કર્યું ?
તેં હોમ-હવન ઘણા કર્યા, ઘી હવનમાં હોમ્યાં ઘણાં,
તેં ચાલતી નદીએ ચડાવ્યાં, દૂધ દહીં ગાયો તણાં;
બહુ વર્ષ સુખ મુનિવ્રત લીધું, તે ઠીક તુજ મનમાં ઠર્યું !
શી રીતે ઈશ્વર રીઝશે ? તેં સારું કોઈનું શું કર્યું ?

લોહી સ્ટીમ નળિયોમેં ચલતી, અવયવોકો ગતિ શક્તિ દેતી;
પાંવકા પૈદા બના, રેલ અબ આતી જાતી હૈ. યહ૦
નબ્જકા ઘ ટા હરદમ હિલ, જિસકા ટેમ રેલસે મિલતા;
હાથકો સિગ્નલ ગિરા, રેલ અબ આનેવાલી હૈ. યહ૦
અરે મુસાફિર ! કયો દુઃખ પાતા ? રામનામકી ટિકિટ ન લેતા;
કફકી સીટી બજી, રેલ અબ જાનેવાલી હૈ યહ૦
તાર-ખબર હિચકી અધ આઈ, કાલ-બાદલિયા શિર પર છાઈ;
રેલ ગઈ સ્થળ છોડ, પડા ઇસ્ટેશન ખાલી હૈ. યહ૦

૨૪

રાગ આશા જોગી, તાલ ત્રિતાલ

માયા કિનકી ભઈ બાવરે, પૂરી કિનહુ ન ભોગઈ;
આદિ અંત આઈ નહિ, બિચ ભઈ બિચ ગઈ. માયા૦
સતયુગમેં હરનાકશ્યપ રાજા ભયે, ચારો ખૂંટ પૃથ્વી સઈ;
ચાર જોજન વાકો ચરન ચલત હૈ, પૃથ્વી સંગ ન ગઈ. માયા૦
ત્રેતાયુગમેં રાવન રાજા ભયે, સોનેકી લંક સઈ,
એક લખ પુત્ર સવાલખ નારી, નગરી સંગ ન ગઈ. માયા૦
દ્વાપરમે દુર્યોધન રાજા ભયે, બાવન વીર સઈ,
લાખો પે લાખો દલ ઊલટે થે, મરનેકી શુદ્ધ ન રહી. માયા૦
કલજુગમેં શ્રીકૃષ્ણ રાજા ભયે, જમનાતીર સઈ;
કંસ મારન પ્રભુ મથુરા સિધારે, ગોપિયન વ્યાકુલ ભઈ માયા૦
સતયુગ, ત્રેતા, દ્વાપર, કલજુગ, કલજુગ શ્યામ સઈ,
સુનો મેરે પ્યારે વોહ નર હારે, જિને માયા મેરી મેરી કહી માયા૦

૨૫

પ્રભુજીએ ધાર્યું હોય તે થાય. (ટેક)
ડહાપણ કોઈનુ કામ ન આવે ! (૨)
કરોને કોટિ ઉપાય; હારે હારે કરોને. પ્રભુ૦

ભીમ અર્જુન સહદેવ નકુળ, પાંચમા ધર્મ કહેવાય;
એ પાંચેના દેખતાંજી રે, સતી તે કેમ લુટાય? પ્રભુ૦
રામ જેવા સતપુરુષ કહીએ, તે પણ વનમાં જાય;
સતી સીતાને કલંક ચડાવ્યુ, તો રાવણશિર રોળાય. પ્રભુ૦
રાજાને જ્યારે રઢ લાગી, ત્યારે મૃગયા રમવા જાય;
ઋષિરાયને દૂભવ્યા, તેણે તરત સર્પદંશ થાય. પ્રભુ૦
પરીક્ષિતરાજાના જન્મેજય કહાવે, તે પણ રાજા કહેવાય;
જગન કરતાં રંભાને વરતાં, અઢાર બ્રહ્મહત્યા થાય. પ્રભુ૦
શુભ મુહૂર્ત ને શુભ ચોઘડિયાં, શુભ ગ્રહે લેવાય;
સારાં મૂરત જોઈ લગન લખિયાં, તોય રંગભરેલી રોળાય. પ્રભુ૦
હાણ વૃદ્ધિ છે હરિને હાથે, મૂરખ મન મલકાય;
કરનારો તો કરી રહ્યો છે, અણસમજુ અથડાય. પ્રભુ૦

૨૬

તું તીર્થમાં જ્યાં ત્યાં વિચરતો, ધર્મ જાણીને ઘસ્યો,
વૈરાગ્યથી વસ્તી તજીને, વન વિષે જઈને વસ્યો;
ભગવાં ધરીને ભટકતો રહી, પેટ ભીખીને ભર્યું!
શી રીતે ઈશ્વર રીઝશે? તેં સારું કોઈનુ શું કર્યું?
તેં નિત્ય સ્નાન ત્રિકાળ કીધું, ચાહી ગોમય ચોળીને,
તેં પંચગવ્ય વિશેષ પ્રાશન, કીધું ઘોળી ઘોળીને;
આહાર એક જ વાર કરવો, એવું વ્રત તેં આચર્યું,
શી રીતે ઈશ્વર રીઝશે? તેં સારું કોઈનું શું કર્યું?
તેં હોમ-હવન ઘણા કર્યા, ઘી હવનમાં હોમ્યાં ઘણાં,
તેં ચાલતી નદીએ ચડાવ્યાં, દૂધ દહીં ગાયો તણાં;
બહુ વર્ષ સુખ મુનિવ્રત લીધું, તે ઠીક તુજ મનમાં ઠર્યું!
શી રીતે ઈશ્વર રીઝશે? તેં સારું કોઈનુ શું કર્યું?

તેં નવનવાં નૈવેદ કરીને, તે પ્રસાદી તું જમ્યો,
ઉપવાસ ને એકાસણા કરી, દેહને બહુ તેં દમ્યો;
ખાડો ખણીને દારિયુ, જે અન્ન જમતાં ઊગર્યું,
શી રીતે ઈશ્વર રીઝશે? તે સારું કોઈનુ શું કર્યું?
તેં પ્રાર્થના પ્રભુની કરી, મુખ વિવિધ વચન ઉચ્ચારીને,
તેં સ્તોત્રપાઠ ઘણા કર્યા, નિત્ય નિત્ય નિયમો ધારીને;
ગદ્ગદ કંઠે ગુણગાન કરતા, આંખથી આંસુ ઝર્યું?
શી રીતે ઈશ્વર રીઝશે? તેં સારું કોઈનું શું કર્યું?
ભગવાન લૂખી ભક્તિથી, રીઝે નહિ તલમાત્ર તે,
પણ ભક્તિ પર ઉપકાર સાથે, થાય પ્રભુ પ્રિયપાત્ર તે;
તેં વગર વાદવિવાદ કીધા, કામ તેથી શું સર્યું?
શી રીતે ઈશ્વર રીઝશે, તે સારું કોઈનું શું કર્યું?

## ૨૭

સંકટ કોણ નિવારે, નાથ વિના સંકટ કોણ નિવારે રે? (ટેક)
કરમ-ધરમ મેં કાંઈ નથી કીધુ, ચરણ પડ્યો હું તમારે રે;
દીનાનાથ વિના પ્રભુ મુજને, દુઃખથી કોણ ઉગારે રે? સંકટ૦
દયા-ક્ષમાના ગુણ પ્રભુ ધારે, એ વિશ્વાસ અમારે રે;
ભક્તજનોના દુઃખ કાપીને, સુખ દે આ સંસારે રે. સંકટ૦
તત્ત્વજ્ઞાની તત્ત્વવિચારી, વેદ ભણીને ચારે રે;
અકળ કળા છે પ્રભુની અ તે, એ મુખ વચન ઉચ્ચારે રે. સંકટ૦
શુદ્ધભાવથી પરમેશ્વરના, શુભ ગુણને સંભારે રે;
દયા કરી દુષ્ટ કરમો તેના, વિભુ વિશેષ વિચારે રે. સંકટ૦
દુષ્ટ વાસના દૂર કરીને, જ્ઞાન વિવેક વધારે રે;
કૃપાનિધિ, જગદીશ્વર! મુજને, ભવથી પાર ઉતારે રે. સંકટ૦

## ૨૮

લલિત છંદ

શિશુપણું પૂરું ખેલમા ખપ્યુ, ન હરિનામ તેં જીભથી જપ્યુ;
જરૂર જાણજે જોબને જશે, સમજ પ્રાણિયા શી ગતિ થશે?
ન જગનાથને ભાવથી ભજ્યા, થર કુકર્મના તેં ન તો તજ્યા;
પ્રભુ તને પછી લેખુ પૂછશે, સમજ પ્રાણિયા શી ગતિ થશે?
ફિકર છોડીને ફેલમાં ફર્યો, દિલ વિષે નહિ દોષથી ડર્યો;
અણચિંતુ તને મોત આવશે, સમજ પ્રાણિયા શી ગતિ થશે?
સર્વકાળ જૈ જો સ્મશાનમાં, અખૂટ ચે બળે, ધાર ધ્યાનમા;
મરણ તે તને કેમ મૂકશે? સમજ પ્રાણિયા, શી ગતિ થશે?
જન જુવાનિયા જે જણાય છે, નિમિષમાત્રમા નાશ થાય છે;
તુજ તણા ગયા હેતુ એ હશે, સમજ પ્રાણિયા શી ગતિ થશે?
ચતુર ચેતી તું જો વિચાર રે, જગત સર્વ તો છે જનાર રે;
અચળ કોણ આ વિશ્વમા વસે, સમજ પ્રાણિયા શી ગતિ થશે?
દહન કૈં થયા તુજ દેખતા, લખી શકે નહિ લેખું લેખતાં;
તદપિ ચિત્ત તું જો ન ચેતશે, સમજ પ્રાણિયા શી ગતિ થશે?
કપટ કૂડનાં કર્મ તે કર્યાં, ધન રળીરળી ધૂળમાં ધર્યાં;
કર વિચાર તે કોણ કાઢશે? સમજ પ્રાણિયા શી ગતિ થશે?
સ્વપન તુલ્ય આ સર્વ લોક છે, હરઘડી થતા હર્ષ શોક છે;
પલક એકમાં નાશ પામશે, સમજ પ્રાણિયા શી ગતિ થશે?
લલિત છંદથી લાભ લેખી લે, દિલ પ્રીતિ ધરી દષ્ટિ દેખી લે;
પ્રભુ વિના તને કોણ તારશે? સમજ પ્રાણિયા શી ગતિ થશે?

## ૨૯

ઉત્તર દક્ષિણ અયોધ્યા વખાણમાં જો,
રાજા દશરથ કેરાં રાજ જો;
ગરબી ગાઈએ તે રૂડા રામની જો.
રાજા દશરથની બે રાણીઓ જો;
કૈકે ને કૌશલ્યા નામજો. ગરબી૦

રાય તેણે સમે' દુઃખી થયા જો;
એના અંગૂઠામાં અતિ ઘણું દુઃખ જો. ગરબી૦
રાય અંગૂઠો સુખમાં ઘાલી પોઢિયા જો;
અંગૂઠો ફૂટો છે મધરાત જો. ગરબી૦
રાણી કૌશલ્યા કરાવવા ઊઠ્યાં કોગળો જો;
ત્યારે કૈકૈ બેઠાં એને ઠામ જો. ગરબી૦
રાય આળસ મરડીને બેઠા થયા જો;
ગોરી જે માગું તે આપું જો. ગરબી૦
માગું ભરત-શત્રુઘ્ન રાજ ભોગવે જો;
રામ-લક્ષ્મણને વનવાસ જો. ગરબી૦
રાય તેણે સમે ધરણી ઢળ્યા જો;
ગોરી એ શું માગ્યુ વરદાન જો? ગરબી૦
લાવો કાગળ ને કરું બે આંકડા જો;
કાગળ બાંધો દરવાજા બહાર જો. ગરબી૦
કાગળ રામે ને લક્ષ્મણે વાંચ્યો જો;
વાંચી જોયો સીતાજી નાર જો. ગરબી૦
હાટે રૂએ તે હાટ-વાણિયા જો;
ચોરે રૂએ તે ચારણ-ભાટ જો. ગરબી૦
ઘોડાં રૂએ તે ઘોડારમાં જો;
હાથી રૂએ તે થાનોથાન જો. ગરબી૦
રાજા દશરથ રૂએ તે દરબારમાં જો;
રાણી કૌશલ્યા રૂએ તે એને મહેલે જો. ગરબી૦

૩૦

નમસ્તે નમસ્તે નમસ્તે પ્રભુજી,
નમસ્તે નમસ્તે અખંડા વિભુજી.
નમસ્તે નમસ્તે સદા કષ્ટહારી,
નમસ્તે નમસ્તે પ્રભુ નિર્વિકારી.

નમસ્તે નમસ્તે પ્રભુ દીનબંધુ,
નમસ્તે નમસ્તે મહાજ્ઞાનસિંધુ.
નમસ્તે નમસ્તે પ્રભુ દીનદાતા,
નમસ્તે નમસ્તે ચિદાનંદ ધાતા.
નમસ્તે નમમ્તે વિભુ વિશ્વકર્તા,
નમસ્તે નમસ્તે સદા સૃષ્ટિભર્તા
નમસ્તે નમસ્તે વિભુ વિશ્વપાળા,
નમસ્તે નમસ્તે દયાળા—કૃપાળા.
નમસ્તે નમસ્ને કૃપાનાથ ત્રાતા,
નમસ્તે નમસ્તે વિભુ હે અજાતા.
નમસ્તે નમસ્તે વિભુ વિશ્વભૂપા.
નમસ્તે નમસ્તે સદા શાંતરૂપા.

૩૧

અમે ચેલા બધા ઘેલા, પ્રભુની પાઠશાળાના;
અમે મેલા અને ઘેલા પ્રભુની પાઠશાળાના.
અમારામા કશો ના માલ, અમે તો મૂર્ખ ને કંગાલ;
છતાયે બાળકો છૈયે, પ્રભુની પાઠશાળાના.
અમે ચેલા બધા ઘેલા, પ્રભુની પાઠશાળાના;
અમે મેલા અને ઘેલા, પ્રભુની પાઠશાળાના.

૩૨

તમે નામ નારાયણનું રે, લેતા ડરશો મા રે,
તમે ડરતા હો તો રે, ફરીને કોઈ લેશો મા.
સંસારી કહેશે રે, ભગતડાં ભૂંડાં છે,
તમે ભૂડા ન જાણજો રે, ભક્તિના મૂળ ઊંડાં છે. તમે૦

સંસારી કહેશે રે, ભગતડા કાલા છે,
તમે કાલાં ન જાણજો રે, પ્રભુને બહુ વહાલાં છે. તમે૦
સંસારી કહેશે રે, ભગતડાં ઘેલાં છે;
તમે ઘેલાં ન જાણજો રે, પ્રભુને મન પહેલા છે. તમે૦

૩૩

રાગ કલ્યાણ

બેડા લગા દે પાર, ગજાનંદ દુંદાળા,
દુંદાળા, મોટી સૂંઢાળા !
મેરા બેડા લગા દે પાર, ગજાનંદ દુંદાળા. (ટેક)
પહેલા કરમા જલ રે કમંડળ;
બીજે મોદક હાથ, ગજાનંદ દુંદાળા. મેરા૦
ત્રીજા એ કરમા ફરશી રે શોભે;
ચોથે ઝાલી જપમાળ, ગજાનંદ દુંદાળા. મેરા૦
માતાએ કહીએ જેની આદ્ય ભવાની;
પિતાએ શંકર દેવા, ગજાનંદ દુંદાળા. મેરા૦
બેઉ કર જોડી અરજ કરું છું;
પ્રણમું વારંવાર, ગજાનંદ દુંદાળા. મેરા૦

૩૪

પ્રભુ છો રે સુખકારક સૌના, અગણિત બહુનામી;
અગણિત બહુનામી, દયાળુ અગણિત બહુનામી. પ્રભુ૦
પ્રેમકટાક્ષે ભક્ત નિહાળી, દૂર કરો પરિતાપ,
ગુણ ગીતે, ભજી પ્રીતે, શુભ રીતે એકચિત્તે;
આ સ્તવન કરે છે મંડળ સર્વે, ઉર ધરજો સ્વામી. પ્રભુ૦
પાલક બાલક સહુ નિજ જનના, ટાળક ભયથી આપ;
દુઃખ હરજો, સુખ કરજો, દિલ ધરજો, ન વીસરજો;
આ ભક્તમંડળને ભક્તિ દેજો, હરિ અંતરજામી. પ્રભુ૦

૩૫

રાગ-સિંહાનો કાનરો

કરના સંતસમાગમ, ભાઈ!
સંતસમાગમ હૈ સુખદાઈ. કરના૦

પાપ-નિવારન, ગંગા નદી હૈ;
તાપ-નિવારન સંત સદાઈ. કરના૦

એક એક દુઃખ નિવારન કારન;
એક એક સાધન હૈ જગમાંહિ. કરના૦

કલ્પતરુસે દીન અવસ્થા;
મીટત સદા મનવાંછિત પાઈ. કરના૦

૩૬

થઈ પ્રેમવશ પાતળિયા-એ રાગ

પ્રભુ એક અરજ સ્વીકારો, (૨)
મારા મનમંદિરિયે પધારો રે. (ટેક)

માફ કરો અપરાધ અમાર, મહેરા કરીને સ્વામી;
સ્મરી નિત્ય અંતર્યામી, (૨)
મારા મનના મેલ નિવારો રે. પ્રભુ એક૦

સફળ કરોને જીવન અમારું, દર્શન દઈને દયાળુ!
હું સૌ સ્થળે આપને ન્યાળું, (૨)
મારો બેડલો પાર ઉતારો રે. પ્રભુ એક૦

આઠ પ્રહર રહે સ્મરણ આપનું, ટેક અમારી રખાવો;
ભક્તિરસ-પીયૂષ ચખાવો, (૨)
જપ થાય ઓ નાથ તમારો રે. પ્રભુ એક૦

૩૭
રાગ ભૈરવી–ગઝલ

જગત મહેમાન થઈ માલ્યો, ઘણું ફૂલ્યો અને ફાલ્યો;
પ્રણવ–પંથ સંતનો વાળ્યો, મુસાફિર આજ આ ચાલ્યો. જગત૦

રૂડો સૂડો ગયો ચાલી, પડયું આ પિંજરું ખાલી;
ઊડી જાતાં નહિ ભાળ્યો. મુસાફિર૦

સરોવર માન સુકાણું, ગયો કયાં હંસ નવ જાણું;
ઘણું પોસ્યો અને પાળ્યો. મુસાફિર૦

તૂટ્યા તારો ગયા સૂરો, પડ્યો ખોટો જ તંબૂરો;
નકામો ધૂળમાં ડાલ્યો. મુસાફિર૦

રૂપાળો દીપતો કેવો, બુઝાણો દેહનો દીવો;
અહીં અંધાર મેં ભાળ્યો. મુસાફિર૦

ઘણું ખાધું, ઘણું પીધું, ઘણું લીધું, ઘણું દીધું;
ઘણું વેઠયું, ઘણું માણ્યું. મુસાફિર૦

ઘણું જોયું, ઘણું જાણ્યું, ઘણું ખોયું, ઘણું આપ્યું;
ઘણું ફૂલ્યો અને ફાલ્યો. મુસાફિર૦

## ગીતાવિષયક

| | | | |
|---|---|---|---|
| ભગવદ્ગીતા (નીલકંઠી) | ૩–૦૦ | શ્રી રામગીતા ... | ૧–૭૫ |
| શ્રીજ્ઞાનેશ્વરી ગીતા ... | ૫–૦૦ | જ્ઞાનસત્ર ગીતા ... | ૧–૨૫ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા ... | ૧–૫૦ | ઉત્તરગીતા ... | ૦–૩૭ |
| ભગવદ્ગીતા (ગુટકો) | ૦–૪૦ | ગીતાસાર ... | ૦–૩૦ |
| ,, ,, (પાકું) | ૦–૭૫ | ગીતાસંકલન ... | ૦–૧૯ |
| ગીતામાં જીવનની કળા | ૩–૦૦ | અવધૂતગીતા ... | ૧–૨૫ |
| | | અષ્ટાવક્રગીતા ... | ૦–૫૦ |
| પંચરત્નગીતા ... | ૧–૫૦ | પાંડવગીતા ... | ૦–૨૫ |

## આરોગ્ય અને વૈદક

| | | | |
|---|---|---|---|
| ચરક–સંહિતા [શ્લોક(સૂત્ર)સ્થાન] | ૧૨–૦૦ | નીરોગી જીવન ... | ૧–૭૫ |
| ચરક–સંહિતા ભા. ૨ | ૧૫–૦૦ | મલમપટ્ટા ... | ૧–૦૦ |
| ચરક–સંહિતા ભા. ૩–૪ | ૨૦–૦૦ | અકસ્માતના તાત્કાલિક ઉપાય ... | ૧–૦૦ |
| ભાવપ્રકાશ ભા. ૧–૨ | ૨૦–૦૦ | તક્રકલ્પ (છાશસેવનવિધિ) | ૦–૬૦ |
| સુશ્રુત–આયુર્વેદ ૧–૨ | ૧૫–૦૦ | ખોરાકના ગુણદોષ... | ૦–૭૫ |
| અષ્ટાંગહૃદય–વાગ્ભટ | ૧૨–૦૦ | માંદગીનાં કારણો ... | ૦–૫૦ |
| માધવનિદાન ... | ૧૦–૦૦ | માંદગીમાં ઉપવાસ | ૦–૪૦ |
| ભાવપ્રકાશ–નિઘંટુ... | ૫–૦૦ | માંદાના આહારવિહાર | ૦–૩૦ |
| શાર્ઙ્ગધરસંહિતા ... | ૬–૦૦ | ચૂર્ણ–ઔષધિ ... | ૦–૩૦ |
| આર્યભિષક્ ... | ૭–૫૦ | ક્વાથ–ઔષધિ ... | ૦–૪૦ |
| આયુર્વેદ યોગશતક | ૦–૭૫ | સોનેરી સૂચનો ... | ૦–૫૦ |
| રસતંત્રસાર અને સિદ્ધપ્રયોગસંગ્રહ (૨) | ૮–૦૦ | જીવનચર્યા ... ... | ૦–૪૦ |
| આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન | ૧–૦૦ | ખોરાકમાં ઝેર ... | ૦–૨૫ |
| ઘરઘરનો વૈદ્ય ... | ૧–૫૦ | હરડે (અને તેનો ઉપયોગ) | ૦–૪૦ |

# જીવનચરિત્રો

| | | |
|---|---|---|
| વીર દુર્ગાદાસ | ... | ૧–૫૦ |
| સોરઠના સિદ્ધો | ... | ૧–૫૦ |
| સૌરાષ્ટ્રના સંતો | ... | ૧–૫૦ |
| સોરઠી સ્ત્રીસંતો | ... | ૧–૨૫ |
| શિવાજી છત્રપતિ | ... | ૧–૫૦ |
| અકબર ... | ... | ૧–૦૦ |
| બેન્જામિન ફ્રેંકલિન | | ૧–૨૫ |
| બૂકર ટી. વૉશિંગ્ટન | | ૧–૫૦ |
| જોન ઑફ આર્ક ... | | ૦–૭૫ |
| પિતામહ ભીષ્મ | ... | ૧–૦૦ |
| મહર્ષિ દયાનંદ | ... | ૧–૫૦ |
| સ્વામી ભાસ્કરાનંદ | | ૧–૨૫ |
| સ્વામી વિવેકાનંદ ... | | ૧–૭૫ |
| સ્વામી સહજાનંદ | . | ૨–૦૦ |
| સંત તુકારામ | ... | ૩–૦૦ |
| સાક્ષાત્કારને પંથે તુકારામ | | ૨–૦૦ |
| સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદ | ... | ૧–૩૭ |
| મહર્ષિ દધીચિ અને બીજાં બે આખ્યાનો... | | ૦–૫૦ |
| સ્વામીશ્રી નિત્યાનંદ | | ૦–૫૦ |
| આદર્શ ચરિત્રસંગ્રહ (૨) | | ૩–૦૦ |
| યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય | | ૦–૬૦ |
| શ્રીરામચંદ્ર દત્ત અને નાગમહાશય | ... | ૧–૦૦ |
| સંત જ્ઞાનેશ્વર અને મહાત્મા એકનાથ | ... | ૦–૩૭ |
| ચૈતન્ય મહાપ્રભુ | ... | ૧–૦૦ |
| મહાત્મા દાદૂ દયાળ | | ૦–૫૦ |
| શ્રીમત્ શંકરાચાર્ય | | ૧–૦૦ |
| મહાત્મા ટૉલ્સ્ટૉય ... | | ૧–૨૫ |
| સંતશિરોમણિ નામદેવ | | ૦–૫૦ |
| પરમભક્ત પ્રહ્લાદ ને બીજાં આખ્યાનો | | ૦–૫૦ |
| શુકદેવજી અને બીજાં આખ્યાનો | ... | ૦–૫૦ |
| સ્વામી રામતીર્થ | ... | ૦–૨૫ |
| મેકણ દાદા | ... | ૦–૫૦ |
| દેવર્ષિ નારદ | ... | ૦–૩૧ |
| ભક્ત પીપાજી | ... | ૦–૪૦ |
| સંત મૂળદાસ | ... | ૦–૩૭ |
| શ્રીશુકદેવજી | ... | ૦–૩૫ |
| ગોસ્વામી તુલસીદાસ | | ૦–૩૭ |
| કબીર સાહેબ | ... | ૦–૪૦ |
| ભક્ત પ્રહ્લાદ | ... | ૦–૪૦ |
| શ્રીરામકૃષ્ણ પરમહંસ | | ૦–૪૦ |
| સુમુખ તથા નૃસિંહકુંવર (બે આખ્યાનો) | | ૦–૩૭ |
| ધ્રુવાખ્યાન | ... | ૦–૨૫ |
| ભક્ત રોહીદાસજી ... | | ૦–૧૯ |
| શ્રીરામકૃષ્ણ પરમહંસ–સંક્ષિપ્ત જીવન | | ૦–૨૫ |
| મહાત્મા મસ્તરામજી | | ૦–૪૦ |
| નાનક | ... ... | ૦–૩૭ |
| સુદામાચરિત્ર | ... | ૦–૨૦ |

## ગીતાવિષયક

| | | | |
|---|---|---|---|
| ભગવદ્‌ગીતા (નીલકંઠી) | ૩–૦૦ | શ્રી રામગીતા ... | ૧–૭૫ |
| શ્રીજ્ઞાનેશ્વરી ગીતા ... | ૫–૦૦ | જ્ઞાનસત્ર ગીતા ... | ૧–૨૫ |
| શ્રીમદ્ ભગવદ્‌ગીતા ... | ૧–૦૦ | ઉત્તરગીતા ... | ૦–૩૭ |
| ભગવદ્‌ગીતા (ગુટકો) | ૦–૪૦ | ગીતાસાર ... | ૦–૨૦ |
| ,, ,, (પાકું) | ૦–૭૫ | ગીતાસંકલન ... | ૦–૧૯ |
| ગીતામાં જીવનની કળા | ૩–૦૦ | અવધૂતગીતા ... | ૧–૨૫ |
| પંચરત્નગીતા ... | ૧–૫૦ | અષ્ટાવક્રગીતા ... | ૦–૫૦ |
| | | પાંડવગીતા ... | ૦–૨૫ |

## આરોગ્ય અને વૈદક

| | | | |
|---|---|---|---|
| ચરક–સંહિતા [શ્લોક(સૂત્ર)સ્થાન] | ૧૨–૦૦ | નીરોગી જીવન ... | ૧–૭૫ |
| ચરક–સંહિતા ભા. ૨ | ૧૫–૦૦ | મલમપટ્ટા ... | ૧–૦૦ |
| ચરક–સંહિતા ભા. ૩–૪ | ૨૦–૦૦ | અકસ્માતના તાત્કાલિક ઉપાય ... | ૧–૦૦ |
| ભાવપ્રકાશ ભા. ૧–૨ | ૨૦–૦૦ | તક્રકલ્પ (છાશસેવનવિધિ) | ૦–૬૦ |
| સુશ્રુત–આયુર્વેદ ૧–૨ | ૧૫–૦૦ | ખોરાકના ગુણદોષ ... | ૦–૭૫ |
| અષ્ટાંગહૃદય–વાગ્ભટ | ૧૨–૦૦ | માંદગીનાં કારણો ... | ૦–૫૦ |
| માધવનિદાન ... | ૧૦–૦૦ | માંદગીમાં ઉપવાસ | ૦–૪૦ |
| ભાવપ્રકાશ–નિઘંટુ ... | ૫–૦૦ | માંદાના આહારવિહાર | ૦–૩૦ |
| શાર્ઙ્ગધરસંહિતા ... | ૬–૦૦ | ચૂર્ણ–ઔષધિ ... | ૦–૩૦ |
| આર્યભિષક્ ... | ૭–૫૦ | ક્વાથ–ઔષધિ ... | ૦–૪૦ |
| આયુર્વેદ યોગશતક | ૦–૭૫ | સોનેરી સૂચનો ... | ૦–૫૦ |
| રસતંત્રસાર અને સિદ્ધપ્રયોગસંગ્રહ (૨) | ૮–૦૦ | જીવનચર્યા ... ... | ૦–૪૦ |
| આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન | ૧–૦૦ | ખોરાકમાં ઝેર ... | ૦–૨૫ |
| ઘરઘરનો વૈદ્ય ... | ૧–૫૦ | હરડે (અને તેનો ઉપયોગ) | ૦–૪૦ |

# જીવનચરિત્રો

| | |
|---|---|
| વીર દુર્ગાદાસ ... | ૧–૫૦ |
| સોરઠના સિદ્ધો ... | ૧–૫૦ |
| સૌરાષ્ટ્રના સંતો ... | ૧–૫૦ |
| સોરઠી સ્ત્રીસંતો ... | ૧–૨૫ |
| શિવાજી છત્રપતિ ... | ૧–૫૦ |
| અકબર ... ... | ૧–૦૦ |
| બેન્જામિન ફ્રેંકલિન | ૧–૨૫ |
| બૂકર ટી. વૉશિંગ્ટન | ૧–૫૦ |
| જોન ઓફ આર્ક ... | ૦–૭૫ |
| પિતામહ ભીષ્મ ... | ૧–૦૦ |
| મહર્ષિ દયાનંદ ... | ૧–૫૦ |
| સ્વામી ભાસ્કરાનંદ | ૧–૨૫ |
| સ્વામી વિવેકાનંદ ... | ૧–૭૫ |
| સ્વામી સહજાનંદ . | ૨–૦૦ |
| સંત તુકારામ ... | ૩–૦૦ |
| સાક્ષાત્કારને પંથે તુકારામ | ૨–૦૦ |
| સ્વામીશ્રી શ્રદ્ધાનંદ ને શિવાનંદ ... | ૧–૩૭ |
| મહર્ષિ દધીચિ અને બીજાં બે આખ્યાનો... | ૦–૫૦ |
| સ્વામીશ્રી નિત્યાનંદ | ૦–૫૦ |
| આદર્શ ચરિત્રસંગ્રહ (૨) | ૩–૦૦ |
| યોગીશ્વર યાજ્ઞવલ્કય | ૦–૬૦ |
| શ્રીરામચંદ્ર દત્ત અને નાગમહાશય ... | ૧–૦૦ |
| સંત જ્ઞાનેશ્વર અને મહાત્મા એકનાથ ... | ૦–૩૭ |

| | |
|---|---|
| ચૈતન્ય મહાપ્રભુ ... | ૧–૦૦ |
| મહાત્મા દાદૂ દયાળ | ૦–૫૦ |
| શ્રીમત્ શંકરાચાર્ય | ૧–૦૦ |
| મહાત્મા ટૉલ્સ્ટૉય ... | ૧–૨૫ |
| સંતશિરોમણિ નામદેવ | ૦–૫૦ |
| પરમભક્ત પ્રહ્લાદ ને બીજાં આખ્યાનો | ૦–૫૦ |
| શુકદેવજી અને બીજાં આખ્યાનો ... | ૦–૫૦ |
| સ્વામી રામતીર્થ ... | ૦–૨૫ |
| મેકણ દાદા ... | ૦–૫૦ |
| દેવર્ષિ નારદ ... | ૦–૩૧ |
| ભક્ત પીપાજી ... | ૦–૪૦ |
| સંત મૂળદાસ ... | ૦–૩૭ |
| શ્રીશુકદેવજી ... | ૦–૩૫ |
| ગોસ્વામી તુલસીદાસ | ૦–૩૭ |
| કબીર સાહેબ ... | ૦–૪૦ |
| ભક્ત પ્રહ્લાદ ... | ૦–૪૦ |
| શ્રીરામકૃષ્ણ પરમહંસ | ૦–૪૦ |
| સુસુખ તથા નૃસિંહકુંવર (બે આખ્યાનો) | ૦–૩૭ |
| ધ્રુવાખ્યાન ... | ૦–૨૫ |
| ભક્ત રોહીદાસજી ... | ૦–૧૯ |
| શ્રીરામકૃષ્ણ પરમહંસ–સંક્ષિપ્ત જીવન | ૦–૨૫ |
| મહાત્મા મસ્તરામજી | ૦–૪૦ |
| નાનક ... ... | ૦–૩૭ |
| સુદામાચરિત્ર ... | ૦–૨૦ |

# નવલકથા-વાર્તાસંગ્રહો